'વિવિધ ગ્રંથમાળા' સળંગ અંક ૩૦૧થી૩૦૪, વર્ષ ૨૭ મું, સં. ૧૯૯૪

# कतलखानुं

અમેરિકન લેખક અપ્ટન સિંક્લેરના "ધી જંગલ" ઉપરથી

अनुवादकः-श्री. सेवानंद-मु. शिंकियारी

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

संपादक अने प्रकाशकः भिक्षु-अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૬૯૬, પ્રત ૫૩૦૦, સં. ૧૯૯૪
મૂલ્ય રૂ. [illegible] ટપાલખર્ચ જુદું



# प्रकाशकनुं निवेदन

જગદ્વિખ્યાત અમેરિકન લેખક અને પ્રખર દેશહિતસ્વી અપ્ટન સિંક્લેરે લખેલી "ધી જંગલ" નામક અંગ્રેજી નવલકથાનો આ અનુવાદ છે. તે "વિવિધ ગ્રંથમાળા"ના ૨૭ મા વર્ષના (સં. ૧૯૯૪ના) સળંગ ગ્રંથાંક ૩૦૧ થી ૩૦૪ રૂપે પ્રસિદ્ધ થાય છે.

આ યંત્રવાદના જમાનામાં શ્રમજીવી વર્ગનો એક માણસ કુટુંબના ભરણપોષણની પડતી હાડમારીઓ ભોગવતો, અનેક કારસ્થાનોનો ભોગ બની, અવનતિની છેલ્લી અવધિએ કેવી રીતે પહોંચે છે તેનો હૃદયદ્રાવક ચિતાર આ પુસ્તકમાં લેખક મહાશયે વર્ણવ્યો છે; લેખક મહાશયની ઓળખાણ તેમજ આ પુસ્તકને લગતો જરૂરી પરિચય અનુવાદકે આ પછીના પૃષ્ટમાં આપેલો છે, એટલે એ પરત્વે અહીં કંઇ ન લખતાં વાચકબંધુઓને તે વાંચવા વિનંતિ છે.

આ પુસ્તક અંગ્રેજી પરથી અનુવાદ કરાયેલું છતાં વાંચનારને તે બને તેટલી વધુ સરળ અને ઘરગથ્થુ ભાષામાં તૈયાર કરી આપવાના કાળજીપૂર્વકના પ્રયાસ માટે અનુવાદક મહાશયને ધન્યવાદ ઘટે છે.

અંતે પુસ્તકમાં દર્શાવ્યા જેવી પરિસ્થિતિમાં આવી પડેલાંઓ અને તેવી સ્થિતિ ભોગવનારાંઓ માટે સહાનુભૂતિભરી રીતે કંઇક કરી છૂટવાની વાચકવર્ગને નમ્ર યાચનાપૂર્વક ૐ तत्सत्

માગશર શુદિ-૧૫ સં. ૧૯૯૪ — ભિક્ષુ–અખંડાનંદ

# પરિચય

**ગ્રંથકાર:** જન્મ ઇ. સ. ૧૮૭૮

અપ્ટન સિન્કલેર અમેરિકાની ક્રાન્તિકારી ચળવળનો આચાર્ય કહેવાય છે. લેખક તરીકે તેમજ સામ્યવાદના પ્રચારક તરીકે તેણે સારી પ્રતિષ્ઠા સંપાદન કરી છે. તેનાં પુસ્તકોની સોવિયેટ રશિયામાં ઘણીજ કદર થઇ છે. તે ઝપાટાબંધ એક પછી એક પુસ્તકો પ્રકટ કરતોજ જાય છે, જેમાંથી કોઇ કોઈની તો લાખો પ્રતો વેચાઇ જાય છે અને પરભાષાઓમાં પણ જેમના અનુવાદ થયા છે અને થાય છે. આટલી બધી સાહિત્યપ્રવૃત્તિની વચમાં લેખકે 'ઇન્ટર કૉલેજીયેટ સોશિઆલિસ્ટ સોસાઇટી', જે હાલમાં 'લીગ ફૉર ઇન્ડસ્ટ્રિયલ ડેમોક્રસી' કહેવાય છે તેની સ્થાપના કરી છે; ન્યૂજર્સિ પરગણાના એન્ગલવૂડ ગામ આગળ સામ્યવાદના સિદ્ધાન્ત પ્રમાણે એક વસાહત પણ વસાવી છે. સોશિયાલિસ્ટ પક્ષ તરફથી જાહેર ચૂંટણી વખતે ઉમેદવારી કરે છે અને પોતાની માન્યતાને ખાતર તેણે બે વખત કારાવાસ પણ વેઠ્યો છે.

**પુસ્તક: પ્રસિદ્ધિ:** ઈ. સ. ૧૯૦૬

જગતમાં ચાર-પાંચ પુસ્તકો એવાં છે કે જેમના લીધે આખરે કાયદા ઘડનારાઓને ચાલુ કાયદા સુધારવા પડયા છે અને જેમના લીધે ગરીબોની હાલતમાં સુધારો થયો છે, તેમાંનું આ પુસ્તક પણ એક છે. એનું મૂળ નામ 'જંગલ' છે. જે નગરમાં આખી દુનિયાના ધર્મોની પરિષદ દર પાંચ વર્ષે ભરાય છે, જ્યાં આગળ સ્વામી વિવેકાનન્દે વેદાન્તનો મહિમા ગાયો હતો તે શિકાગો નગરની પાસેજ આખી દુનિયાનું સૌથી મોટું કસાઇખાનું પણ છે. એ કસાઈખાનાના કરોડપતિ માલિકોનાં રાક્ષસી યંત્રો વડે એકલાં ચોપગાં પશુઓજ નહિ પણ એ માલિકોના જાતભાઇઓ પણ કેવી રીતે રીબાઈ રીબાઇને આખરે મરે છે ત્યારેજ આ યંત્રણામાંથી છૂટે છે તેનું આ નવલકથામાં મર્મવેધક રીતે બ્યાન કર્યું છે. વાંચતાં વાંચતાં કોમળ લાગણીવાળા વાચકનું હૈયું વલોવાય તો તેને માટે લેખક નહિ, પણ ધનલોભી વેપારીઓની રાક્ષસી નીતિજ જવાબદાર છે.

આજે જગતનાં તમામ મનુષ્યો બે વર્ગમાં વહેંચાઈ જાય છે: (૧) પોતે કાંઇ પણ કામ ન કરતાં બીજાઓ પાસે મહેનત કરાવીને

તેમની મહેનતનું બધુંજ ફળ ખાઇ જનારા; (૨) બીજાઓને વાસ્તે તનતોડ મહેનત કરનારા અને છતાં જીવતા સુધી ભૂખમરો વેઠનારા. પહેલા વર્ગે પોતાની કુનેહથી એક એવું વિરાટ્ રાક્ષસી યંત્ર રચ્યું છે કે જેની ચક્કીઓમાં તેઓ પોતે અને તેમના મદદગારો સિવાય બીજાં તમામ માનવપ્રાણીઓ પીસાવાને માટે ચાલ્યાંજ આવે છે. જગતનો વ્યાપાર, નાણાંખાતું, રાજ્યવહીવટ, લશ્કર, વર્તમાનપત્રો, શાળાઓ, ધર્મગુરુઓ—એ બધાંજ આ યંત્રનાં જુદાં જુદાં ચક્કરો છે અને તેમને પેલા શ્રીમંતોનો સંઘ પોતાની મરજી મુજબ ફેરવ્યા કરે છે. વેપારનું ચક્ર ફેરવીને જગતમાં ગરીબાઇ પ્રવર્તાવે છે એટલે એ ગરીબાઇના માર્યા લાખો માણસો તેમની વેઠ કરવાને માટે આપોઆપ ચાલ્યા આવે છે. એ ગરીબ માણસોને પેટે જે સંતાન જન્મે છે તેઓ પણ આ શ્રીમંતોનું દાસત્વ કરવાને વાસ્તેજ જન્મે છે. તેઓ સદાકાળ એવી તંગીમાં ને તંગીમાં રહે છે કે તેમના માલિકો તેમને જે પગાર આપે તે પગાર વડે તેમને સંતોષ માન્યેજ છૂટકો. એ પગાર પણ જેવો તેમના હાથમાં આવે છે તેવોજ પાછો તેમના માલિકોના હાથમાં ચાલ્યો જાય છે. કારણ કે બજારમાં વેચાતી વસ્તુઓના ભાવના ઉપર પણ આખરનો કાબૂ એ માલિકોનોજ છે. એમ કરતાં આખરે જીવ ઉપર આવીને જો તેઓ હડતાલ પાડે છે તો શ્રીમંતોના સંઘે નાણાં વડે ખરીદી લીધેલી તેમના દેશની સરકારનું લશ્કર બિચારા ભૂખે મરતા હડતાલીઆઓને ગોળાથી વીંધી નાખવા તૈયાર ઉભેલુંજ હોય છે. આ હજાર હાથવાળો મૂડીવાદનો રાક્ષસ જગતના એક છેડાથી બીજા છેડા સુધી તેની રાક્ષસી ફલંગો મારતો ઘૂમ્યાજ કરે છે. રાજાઓ, પ્રજાસત્તાક રાજ્યોના પ્રમુખો, પ્રધાનો, મોટાં મોટાં વર્તમાનપત્રોના તંત્રીઓ, વક્તાઓ, લેખકો અને ધર્મગુરુઓ તેના ગુલામો છે અને તે જેમ નચાવે તેમ નાચે છે. એ રાક્ષસ એક રાજ્યતંત્રને ઉથલાવીને બીજાની સ્થાપના કરે છે, યુદ્ધો ઉભાં કરાવે છે, વાણિજ્યના જાદુ વડે જગતમાં વેપારની તેજી-મંદી કરાવી દે છે—સંક્ષેપમાં આ જગત ઉપર ઇશ્વરનું અથવા કોઇ રાજાનું રાજ્ય નથી, પણ આ રાક્ષસનું માયાવી રાજ્ય ચાલી રહ્યું છે. એણે એવી મોહમાયા ફેલાવી છે કે જેઓ એના ભોગ થાય છે તેઓ તેમના દુઃખનું ખરૂં કારણ જાણી શકતાજ નથી, તેઓ આ રાક્ષસી યંત્રમાં પીસાતાં છતાં યંત્રનાં ચક્કરોને જોઇ શકતા નથી. કારણકે શિક્ષકો, લેખકો, ગુરુઓ-આ મૂડીવાદીઓનાજ દલાલો છે. એ બધા મળીને શ્રમજીવીઓની આંખે ઉંધા પાટા બાંધે છે અને તેમના

કારણ તેમની આગળથી છુપાવે છે. કોઇ કહે છે કે, તમારા પૂર્વજન્મનાં કર્મોને લીધે તમે દુઃખી થાઓ છો; કોઇ કહે છે કે ઇશ્વર તમને દુઃખની ભઠ્ઠીમાં તપાવીને શુદ્ધ સુવર્ણ જેવા બનાવી રહ્યો છે; કોઇ કહે છે કે, દુઃખીઆં ઇશ્વરને વહાલાં છે—ઇશ્વર તેમને મૃત્યુ પછી સ્વર્ગમાં તેડાવી લેશે અને દુઃખના બદલામાં અનંતગણું સુખ આપશે; આ બધાંજ ગરીબોને ગરીબ અને મૂર્ખને મૂર્ખ રાખવાને માટે મૂડીવાદીઓને પૈસે તાગડધિન્ના કરનારા ધર્માચાર્યોએ ઉપજાવી કાઢેલાં ભૂત છે. મોટી પેટની ફાંદવાળો લાલ ગલોલા જેવો ધર્મગુરુ જ્યારે અંગ ઉપર મેલાં ચીંથરેહાલ વસ્ત્ર, આંખમાં અને પેટમાં ખાડા તથા મોઢા ઉપર નિરાશાની છાયાવાળા નિસ્તેજ લોકોને કહે કે "ધીરજ રાખો, ભગવાન જે કરે છે તે તમારા ભલાને માટેજ કરે છે, તમારાં દુઃખમાંથી સુખનાં મીઠાં ફળ આવવાનાં છે, દુઃખને વધાવી લો, એ તો ભગવાનનો આશીર્વાદ છે" ત્યારે ઉઘાડું દેખાઈ આવે છે કે, આ ધર્મોપદેશના મૂળમાં દગો છે, એમાં ગરીબોને ઘોળીઘોળીને પાવાનું અફીણ છે. આ અફીણની માઠી અસરમાંથી લોકસમૂહને જાગ્રત કરવાનો આવી નવલકથાઓનો ઉદ્દેશ છે. લોકસમૂહ એટલો બળવાન છે કે એક વાર જાગ્રત થઇને માત્ર આળસજ મરડે તો તેટલાથી પણ વૈભવ-વિલાસ વડે વીર્યહીન બની ગએલા શ્રીમંતો કાગળનાં રમકડાંની પેઠે સ્થાનભ્રષ્ટ થઇ જાય.

**—અનુવાદક**

(ઋષિકેશ તા. ૧-૮-૧૯૩૩)



# ક્રાંતિકારનો જીવનપલટો

જીવનમાં કદી ન અનુભવેલી શાંતિ આજે શાથી લાગે છે? છેલ્લાં ત્રીસ વરસનો ઉકળાટ! આજે પૂરેપુરો શમી ગયો. જેલની ૨૫ વર્ષમાં નાની મોટી પચીસ ઘટમાળો પસાર થઇ ગઇ–ક્ષણમાત્રમાં.

જેલની કદી નહિ જોયેલી સૃષ્ટિમાં પહેલું કદમ એક "યુવકે" માંડેલું: જેલ બહારની હિંદની નહિ કલ્પેલી સૃષ્ટિ ઉપર આજે એક "ડ્ઇડ્રે" પગ ટેકવ્યા છે.

ક્યાં એ, ક્યાં આ? ક્રાંતિના એ અત્યંત અશાંત ધમપછાડા અને નિષ્ફળતા સાથેની એ ધરપકડ; ધરપકડ પાછળ હાથતાળી આપીને વહી ગયેલાં–કદી પાછાં હાથ ન આવનાર પચીસ વર્ષો!

## હિંદનું રાજકારણ

હિંદના રાજકારણમાં તે સમયે અમે જેને મવાળ કહેતા તેવો એક પક્ષ હતો, કાયર માનતા તેવી વ્યક્તિઓ હતી, પામર તરીકે ઓળખાતાં તેવાં માનવપૂતળાંઓ હતાં અને વધારામાં, જેનો અમે કદી ગંભીરતાપૂર્વક વિચાર નથી કર્યો તેવી વૃદ્ધોની એક સંસ્થા હતી. અમારામાંનો જે સાથી ફરજ ચૂકતો તેને અમે આ સંસ્થાના સભ્ય તરીકે સંબોધી તેનું અપમાન કરતા.

આમ એ સંસ્થા અમારી ઠઠ્ઠા અને તિરસ્કારનો વિષય હતી. અમે અગીઆર જણ હતા: અગીઆરે યુવાનો, અગીઆરે કુળવાન, અગીઆરે ભણેલા, અગીઆરે આબરૂદાર અને...અને...અગીઆ...રે લશ્કરી દીમાગના, અંગ્રેજોના અન્યાયથી અગીઆરે સળગી ઉઠેલા.

## કાલી: આરાધ્યદેવી

અગીઆરેયે પ્રતિજ્ઞાઓ કરેલી—દેશભક્તિની—રાજ્યદ્રોહની—પરસ્પર વફાદારીની અને સરફરોશીની.

માતા કાલી અમારી આરાધ્યદેવી હતી. ઝાંસીની લક્ષ્મી અમારૂં પ્રાતઃસ્મિત હતી, નાના સાહેબ અને ટોપી અમારા વંદ્ય દેવો હતા, મહારાજ શિવાજીની ભવાની અમારી શક્તિ હતી, રાણા પ્રતાપનો ચેતક અમારૂં પ્રતીક હતો, સુલતાન ટીપુનો ભાલો અમારો ધ્વજદંડ હતો

## 'અમે જુદા પડયા'

"લોહીનું એક પણ ટીપું રેડયા વિના હિંદ સ્વરાજ્ય મેળવશે" એમ પાછળથી વધુ વિખ્યાત થયેલા ધુરંધર મનાતા એક સાધુ પુરુષે કહેલું. અમે તેને ઉન્માદાવસ્થાનો વિજલ્પ અથવા અતિ હર્ષથી થયેલું આશાસીમોલ્લંઘન માનેલું.

અમે જુદે માર્ગે ગયા–મવાળ ગણાતી એક સંસ્થાને વજૂદ આપવાનું અમારા જેવા વિચારક, દેશપ્રેમી, નવલોહીઆ યુવકોને તે સમયે યોગ્ય ન લાગ્યું અને તેથી, અમે જુદે માર્ગે ગયેલા.

આજે તો ઘેર જઇને જોઉં છું તો અડધી સદી લગભગ આવી પહોંચેલી પત્ની, રાજકારણમાં રસ લેતી ચૂસ્ત મહાસભાવાદી બની છે! યુવાન પુત્ર પણ આજની એ અજોડ સંસ્થાનો એક ભારવાહક છે! આસપાસમાં નજર કરતાં બધે બસ મહાસભાની બોલબાલા છે!

## અજબ પરિવર્તન

જેલની બહાર આવ્યો અને દેશનો મારી જાણ બહાર ગુજરી ગયેલો ઇતિહાસ શોધ્યો—અખબારો અને પુસ્તકોમાં.

આ બધું શું? નીમકનો કાયદો? કાનુનભંગ? સ્વદેશી? અહિંસા? સત્ય? આ બધા ઘેલા તો નથી થઇ ગયા? અસહકાર? બહિષ્કાર? ખાદી? સત્યાગ્રહ? આખો દેશ દિવાનો તો નહોતો થઇ ગયો? સભાઓ, લાઠીમારો અને છતાં સભાઓ અને સરઘસો!

જપ્તિઓ, પેરોલની હાજરીઓ, ઓર્ડિનન્સો, ખાસ સત્તાઓ અને છતાં વધતાં જતાં અખબારો, બુલેટીનો, ચોપાનીઆંઓ અને પ્રતિબંધિત પુસ્તકોની ઉપડેલી આંધી!

## ચમત્કારિક બનાવો

દેશ આખાને થયું હતું શું? રૂનાં ધોકડાં ઝાપટતા હોય તેવો હજારોની સભા ઉપરનો લાઠીમાર—અને સ્વેચ્છાએ તે સહન કરતાં નરનારીઓ અને વાનરસેનાઓ! શું દેશ આખો આપઘાતનો શોખ કરતો હતો?

બાણુ ગતુ કેમ કરીને જીવન ફગાવી શકયો હશે? જતીનદાસ કેમ કરીને પોતાનાજ પગે ચાલીને મૃત્યુ સમીપ જઈ શકયો હશે? અને ભગતસિંહ?–હું જેલની બહાર હોત તો મારી જેલના બીજા કાયદામાં શરૂ થયેલાં વિચારપરિવર્તનની ફૂંક તેના કાનમાં રેડત–ખરેજ, ભગતસિંહ ન મરત!

એ ગુજરેલો ઇતિહાસ એકજ વાત કહેતો હતો. તેના શબ્દો એકના એકજ હતા–તેનો સનાતન રણનાદ એકજ હતો: "સત્ય અને અહિંસા."

## એ ખુલ્લી બાજી

ક્યાં અમારા છૂપા પ્રયત્નો અને આ ખુલ્લી સંગદિલ બાજી! ખુલ્લી બાજી જીતવી અઘરી હોવા છતાં દેશ જીત્યો છે.

અમે તો–બધા મળીને–પાંચપચીસ જણા દેશની વેદીએ ભોગ બનવા નીકળેલા–ભોગ બનવાનો રાહ ન જાણ્યો, ન શત્રુને મારી શક્યા કે ન મરતાં આવડ્યું અને જેલના ટાઢા સળીઆ પાછળ દિલની ઉની વરાળો કાઢી જીવનનાં અમૂલ્ય વર્ષો એળે નાખ્યાં.

મરી તો જાણ્યું મહાસભાએ અને કદાચ એટલે તો આજે તે પ્રાણવાન છે.

ત્રણ ત્રણ રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સો! અને એ બધીય દેશની આ લાગતી ઘેલછાને પરિણામે?

અમારા બૉમ્બ, પિસ્તોલો ચોરીછૂપીથી ચાલતી મંત્રણાઓથી માંડ માંડ રચેલાં કારસ્તાનોથી એકાદ–બે ગોરા અફસરોને યમદૂતને હવાલે કરી આપવાના અમારા કરતુકોથી તો તે પણ ન થઇ શક્યું; અરે, દશ જેટલા અમલદારોની નામની સભા પણ ભરવાની અગત્ય અમારા જેવા બળવાખોરો માટે સરકારને ક્યારેય નથી જણાઇ.

ખરેજ, મહાસભાએ ચમત્કાર કર્યો છે!

## હિંદનું ઉજળું ભાવી

મહાસભાએ પ્રાંતોનું સ્વરાજ્ય હાથ કર્યું છે. સંપૂર્ણ સ્વરાજ્ય દૂર છે. પ્રાંતિક, થોડું, પૂર્ણ અપૂર્ણ, પરંતુ, "સ્વરાજ્ય" છે ને!

પડછાયો ભલે રહ્યો, પણ તે "સ્વરાજ્ય"નો છે! "સ્વરાજ્ય" આહ! તેને માટે મેં શું આપ્યું ન હોત!

આટલું જોઇને હવે મરીશ તોય સંતોષ છે; કારણ કે મહાસભાના હાથમાં દેશનું ભાવી ઉજ્જવળ છે.

સાચેજ, લોહીનું એક પણ ટીપું રેડયા વિના હિંદુસ્તાનનું સ્વરાજ સાચું થશે.

("જન્મભૂમિ"ના તા. ૨૧–૧૦–૩૭નો અગ્રલેખ)

# अनुक्रमणिका

# શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૩૩ | નવવધનું | નવવધુનું |
| ૩ | ૧૩ | સાના | સૌના |
| ૩ | ૨૯ | ગાર | ગૌર |
| ૭ | ૧૯ | સાના | સૌના |
| ૩૫ | ૨૦ | ફરવાજ | ફરવીજ |
| ૬૬ | ૩૪ | સાના | સૌના |
| ૭૭ | ૧૩ | વિદ્યતશક્તિ | વિદ્યુતશક્તિ |
| ૧૩૨ | ૭ | હાતા | હતા |
| ૧૫૩ | ૩૪ | બકીને રસ્તે | બાકીને |
| ૧૬૧ | ૩૨ | વરતીની | વસ્તીની |
| ૧૭૩ | ૩ | ધ્રજી | ધ્રુજી |
| ૧૭૩ | ૧૯ | રહ્યા ન હતો | રહ્યો ન હતો |
| ૧૭૫ | ૨૯ | ઉંડામાં ઉડા | ઉંડામાં ઉંડા |
| ૧૭૯ | ૨૫ | વાતી જતા | વીતી જતા |
| ૨૦૭ | ૧૯ | મૂડે છે | મૂંડે છે |
| ૨૭૦ | ૧૪ | સાથી | સૌથી |
| ૨૯૦ | ૧૪–૧૫ | અથશાસ્ત્રના | અર્થશાસ્ત્રના |
| ૨૯૪ | ૨૫ | ધએ | ધૂએ |
| ૩૦૬ | ૨ | ધ્રજી | ધ્રુજી |
| ૩૧૩ | ૨૬ | ધ્રજતી | ધ્રૂજતી |
| ૩૩૮ | ૨૬ | ધ્રજના | ધ્રૂજતા |
| ૩૫૪ | ૨૩ | ક્રર | ક્રૂર |
| ૩૭૧ | ૩૦ | ધ્રજી | ધ્રૂજી |
| ૩૭૪ | ૩૦ | કૅટ્રનાની | કૅટ્રિનાની |
| ૩૯૨ | ૨૪ | ક્રર | ક્રૂર |
| ૩૯૯ | ૨૪ | પ્રસ્તુતિ | પ્રસ્રુતિ |
| ૪૧૪ | ૮ | સુંવાળે | સુંવાળો |
| ૪૪૬ | ૧૮ | તમાચ | તમાચો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૬૨ | ૫-૬ | ખાતાં-વીતાં | ખાતાં-પીતાં |
| ૪૬૮ | ૧૬ | ક્રર | ક્રૂર |
| ૪૭૯ | ૧૬ | ભાગલા | ભાગેલા |
| ૪૯૧ | ૯ | પહેરા | પહેરે |
| ૫૦૩ | ૨૪ | નિર્યણ | નિર્ણય |
| ૫૦૯ | ૩ | સ્વપ્નસૃાષ્ટ | સ્વપ્નસૃષ્ટિ |
| ૫૪૪ | ૨૫ | અધિકાધકં | આધકાધિક |
| ૫૭૪ | ૩૧ | ધળ | ધૂળ |
| ૫૮૫ | ૧૧ | દ્રાહ | દ્રોહ |
| ૬૦૬ | ૩૦ | દહાડે | દહાડે દહાડે |
| ૬૧૨ | ૨૦ | આંતર રાષ્ટીય | આંતર રાષ્ટ્રીય |
| ૬૩૬ | ૩ | સા | સૌ |
| ૬૩૭ | ૨ | જેવા | જેવી |
| ૬૪૨ | ૩૪ | ગંગળાવી | ગુંગળાવી |
| ૬૫૧ | ૨૮ | નગર | નગરમાં |
| ૬૫૯ | ૨૨ | ઉભો રહ્યા | ઉભો રહ્યો |



# કતલખાનું

## પ્રકરણ ૧ લું

સાંજના ચાર વાગ્યા હતા. દેવળમાં લગ્નવિધિ સમાપ્ત થઇ ગયો હતો અને લગ્નમાં ભાગ લેવાને આવેલાં મહેમાનોને સારૂ ઘોડાગાડીઓ આવી પહોંચી હતી. તેમાં બેસીને તેઓ લગ્નની મિજબાની ઉડાવવા દારૂના પીઠા તરફ જવાના હતાં. આજે કન્યાની માની જગ્યા મેરિજાએ લીધી હતી. તેણે આગ્રહ કરી કરીને ઘણાં જણને નોતર્યાં હતાં. આજનું કાર્ય સાંગોપાંગ ઉતારવાની કુલ જવાબદારી તેણે પોતાને માથે તાણી લીધી હતી. પોતાના અસલ વતનના રીતરિવાજ મુજબ આજનો બધો કાર્યક્રમ પાર ઉતારવાની તેની ધારણા હતી. તે કોઇને ધમકાવતી, કોઇને કોણીના ગોદા મારતી મારતી લોકોના ટોળામાંથી પોતાનો રસ્તો કરી લેતી ધમપછાડ કરતી બધેજ ફરી વળતી હતી. તેનો ઘાંટો પણ બાર ગાઉ સંભળાય એવો હતો. વળી બીજા બધા પણ તેમના મૂળ વતનના રીતરિવાજ મુજબજ વર્તે એવો તેનો આગ્રહ હતો. વર–કન્યા અને મહેમાનો બધાં દેવળમાંથી ગયા પછી મેરિજા સૌની પાછળ ત્યાંથી નીકળી છતાં જ્યાં મિજબાનીની ગોઠવણ કરી હતી ત્યાં સૌની આગળ જઇ પહોંચવાનો તેનો ઇરાદો હતો. તેથી તે ગાડીવાનને જલદી હાંકવાની ઉપરાઉપરી તાકીદ કર્યે જતી હતી. પણ તે ગાડીવાન એવો હતો કે મેરિજા ગમે તેટલી રાતી પીળી થાય તો પણ તે તો જેમ હાંકતો હતો તેમજ હાંક્યા કરતો હતો. આથી મેરિજાથી રહેવાયું નહિ. તેણે ગાડીની બારીમાંથી ડોકું કાઢીને પ્રથમ પોતાની મૂળ લિથુઆનિયન ભાષામાં ગાડીવાળાને સ્વસ્તિવાચન સંભળાવવા માંડયાં અને જ્યારે તેને માલૂમ પડયું કે તે એ ભાષા સમ-

જતોજ નથી ત્યારે તે સમજતો હતો તે પોલિશ ભાષામાં પોતાના મૂળ ભાષણનો અનુવાદ કરવા લાગી. પણ ગાડીવાળાની બેઠક ઉંચી હતી તેથી તેને મેરિજાની ધમકીનો મનમાં કશોજ ડર ન હતો. એટલે તેણે તો પ્રથમ અખાડા કરવા માંડયા ને પછી તો તે સામો જવાબ આપવા મંડયો. આથી કરીને તેની અને મેરિજા વચ્ચે ખૂબ જામી અને એ પ્રમાણે એઉની જીભાજોડી આખે રસ્તે ચાલુજ રહી. આ તમાશો જોવાને વાસ્તે રસ્તામાં રમતાં તોફાની છોકરાંઓનું ટોળું કીકીઆરી કરતું ગાડીની બેઉ બાજુએ તેની સાથે ને સાથે દોડવા લાગ્યું અને એ વરઘોડો ઠેઠ અડધા માઇલ સુધી ચાલ્યાજ કર્યો. છોકરાંઓ દોડી દોડીને થાકયાં ત્યારે પાછાં વળ્યાં.

મેરિજા મનમાં ખૂબ ખીજવાઇ. તેને સૌની આગળ પહોંચી જવું હતું, પણ તેના પહેલાં તો લોકોનું મોટું ટોળું ત્યાં જઇને તેની વાટ જોતું ઉભું હતું. સારંગીવાળાઓ ડોકાં ધૂણાવી ધૂણાવીને સારંગીઓ બજાવવા લાગ્યા હતા. છેક બીજા ગાળાના મકાન આગળથી તેમની સારંગીનો કુન-કુન-કુન સ્વર સંભળાતો હતો. આ વખતે મેરિજા ગાડીમાં બેઠી બેઠી ગાડીવાળાનો બાપ કોણ હતો અને તેની મા કોણ હતી તે વિષે પોતાનો દૃઢ અભિપ્રાય આપવાના કામમાં રોકાઇ હતી; પણ લોકોના ટોળાને ઉભેલું જોઇને તે ચાલતી ગાડીમાંથી કૂદી પડી, લોકોને કોણીના ઠેલા મારતી મારતી ટોળામાં ઘુસી ગઈ અને અંદર ચાલી ગઇ.

જે મકાનમાં મિજબાનીની ગોઠવણ રાખી હતી તેના બારણા ઉપર એક પાટિયું ટાંગેલું હતું. તેના ઉપર પોલેન્ડની ભાષામાં તથા અંગ્રેજીમાં તેના માલિકનું અને તેના ધંધાનું નામ લખ્યું હતું. તેનો અર્થ "આ જાત જાતના દારૂની દુકાન છે" એવો થતો હતો. મજૂર સંઘની એક શાખાનું કાર્યાલય પણ આજ ઠેકાણે હતું. શિકાગો નગરના કસાઇખાનાના પાછલા ભાગમાં આવેલા આ મકાનનો ઉપયોગ દારૂની દુકાન અને દારૂ પીનારાઓને બેસવાના ઓરડા તરીકે થતો હતો. ઇશ્વરનાં બે ગભરૂ બાળકોની જિંદગીનો સૌથી પવિત્ર અને ગંભીર પ્રસંગ જે તેમનો લગ્નોત્સવ હતો તેને ઉજવવાને માટે આવી જગ્યા પસંદ કરવામાં આવી હતી એટલા ઉપરથીજ પરણનાર દંપતીની અને તેમનાં સગાંવહાલાંની અવસ્થાનો વાચકને ખ્યાલ આવી ગયો હશે.

નવવધૂનું નામ "ઓના" હતું. તે આશરે સોળેક વર્ષની અતિ નાજુક બાંધાની અને નાની છોકરીના જેવી નિર્દોષ મુખાકૃતિવાળી

મુગ્ધા હતી. પોતાના લગ્નપ્રસંગથી થતા સુખના ભારથી તેનું કુમળું હૃદય એટલું ક્ષુભિત થતું હતું કે જોનારને તેના ઉપર દયા આવે. તેનાં નેત્રમાં સાનંદાશ્ચર્યનો ભાવ હતો; તેની આંખનાં પોપચાં જરા જરા કંપતાં હતાં; અને તેનો ચહેરો જે સામાન્ય રીતે ફિક્કા રંગનો હતો તેના ઉપર આજે આછી ગુલાબી છાયા પથરાઇ ગઇ હતી. તેણે અત્યારે સફેદ રંગના બારીક મલમલનો પોષાક પહેર્યો હતો અને તેના ઉપર તેવાજ કપડાની એક ઓઢણી તેણે પોતાના માથા અને ખભા ઉપર નાખી હતી. તે ઓઢણીની અંદર કાગળનાં બનાવેલાં પાંચ બનાવટી ગુલાબનાં ફૂલ અને અગીઆર બનાવટી ગુલાબની નાની નાની પાંદડીઓ થોડે થોડે અંતરે ગૂંથી લીધેલાં હતાં. તેના હાથની નાજુક આંગળીઓ સફેદ સુતરાઉ મોજાં વડે ઢંકાએલી હતી. તે એક જગ્યાએ ઉભી ઉભી વારાફરતી સાના તરફ શૂન્ય નજરે જોયા કરતી હતી અને અંતરના ક્ષોભને લીધે એક હાથે બીજા હાથ ઉપરના મોજાના છેડાને અમસ્તી અમસ્તી આમળો ચઢાવ્યા કરતી હતી. આજના પ્રસંગથી ઉત્પન્ન થતી લાગણીનો વેગ ઝીલીને સહન કરવા જેટલું તેનું ગજું ન હતું. તેની કંપતી નાજુક દેહલતા અને લાગણીઓના હદ ઉપરાંતના ઘસારાથી તેના ચહેરા ઉપર તરી આવતી દુઃખની રેખાઓ તેના અંતરની અવસ્થાને સૂચવતાં હતાં. સોળ વર્ષની ઉંમર એ લગ્નને માટે ઘણીજ નાની કહેવાય અને તેમાં વળી તેની એકવડા બાંધાની નાજુક કાયાને લીધે તે પૂરી સોળ વર્ષની પણ દેખાતી ન હતી. જાણે શેરીમાં રમવા-કૂદવા લાયક નાની સરખી છોકરી હોય એવી તે દેખાતી હતી. છતાં તે પરણી હતી કોને? ત્યાં હાજર રહેલા તમામ પુરુષોમાં જે પોતાની પડછન્દ જેવી કાયા અને બળવાન માંસલ ભુજાઓ વડે સહેલાઇથી નોખો પડી જતો હતો તે જર્ગિસ રૂડકસ સાથે તે આજે લગ્નની ગાંઠથી જોડાઇ હતી. જર્ગિસે કાળો પોશાક પહેર્યો હતો અને સફેદ ગુલાબનું ફૂલ તેણે પોતાના ડગલાના બટનના કાચમાં ખોસ્યું હતું.

ઓના ભૂરી આંખોવાળી અને ગાર વર્ણની હતી. જર્ગિસ શરીરે લાંબો પહોળો તો હતોજ; અને તેમાં વળી તેની આંખો જોઇ હોય તો મોટી અને કાળી હતી તથા તેના ઉપરની ભમર પણ ખૂબ મોટી અને વાળના ગુચ્છાથી ભરેલી હતી. તેના માથા ઉપરના વાળ કાળા, વાંકડીઆ અને ખીચોખીચ ઉગેલા હતા અને તેનાં ઝૂલફાં બેઉ કાનની આસપાસ લટકતાં હતાં. કુદરતને કોઇ કોઇ વાર વિચિત્ર અને કોઇ પણ રીતે એકબીજાની સાથે જેનો મેળજ ન મળે એવાં સ્ત્રીપુ-

રુષોનાં જોડકાં બનાવી દેવાનું મન થતું હોવું જોઇએ, એવું આ જોડાને જોઇને સાબિત થતું હતું. ઓના બિચારી જૂઇની પાંખડી જેવી કોમળ અને નાજુક હતી ત્યારે તેનો પતિ જર્ગિસ એટલો મજબૂત બાંધાનો હતો કે સવાછ મણનો બોજો ઉપાડીને ગાડામાં મૂકી દેવો એ તો જાણે તેનેમાટે રમત વાત હતી. એ જર્ગિસ અત્યારે શિકારીઓના મારથી ગભરાઈ ગએલા સાંઢ જેવો એક આઘેના ખૂણામાં ઉભો હતો અને મિત્રોનાં અભિનંદનનો જવાબ આપતા પહેલાં પોતાના સૂકાઇ જતા હોઠ ઉપર જીભ ફેરવીને તેમને ભીના કર્યાં પછીજ જેને જે કહેવું ઘટે તે કહેતો હતો.

હવે ભોજનનો સમય થયો હતો તેથી નોતરેલા પરોણાઓને, અમસ્થા તમાશો જોવાને ઉભા રહેલા લોકોથી પૂરેપુરા નહિ તો પણ ભોજનને માટેની જરૂર પૂરતા તો એકબીજાથી છૂટા પાડવાજ પડયા. જ્યાં મિજબાની થવાની હોય ત્યાં બારણાં આગળ ટાંપાં મારતા ઉભેલા લોકો ન હોય એવું આજ સુધી કદી બન્યું ન હતું. હવે એવા લોકોમાંથી જે કોઇ ધીમે ધીમે ખસતા ખસતા વધારે નજીક ચાલ્યા આવતા અથવા જેમનાં મોઢાં ઉપરથી ખૂબ ભૂખ્યા હોય એવા દેખાતા તેમને ઘરધણી સૌની પંગતમાં બેસાડી પણ દેતો અને સૌની ભેગાભેગું તેમને પણ ભોજન પીરસવામાં આવતું. આ લોકો અસલ લિથુઆનિયાથી અમેરિકામાં આવીને વસ્યા હતા. તેમના અસલ વતનમાં તો એવો રિવાજ હતો કે આવે પ્રસંગે કોઇનેય ભૂખ્યું તો ઘેર જવા દેવાયજ નહિ. પણ લિથુઆનિયાનાં જંગલમાં વસનારાઓએ પોતાને માટે જે નિયમ ઘડયો હતો તે નિયમ સવાબે લાખ મનુષ્યોની વસ્તીવાળા શિકાગો નગરના કસાઇખાનાના ઉપનગરમાં વસનારાઓને અક્ષરશઃ પાળવાનું પરવડે એમ ન હતું. તેમ છતાં પણ આ બિચારા ભલા લોકો ખેંચાઈ તણાઇને પણ થવાય તેટલા ઉદાર થતા હતા. શેરીઓમાં રમતાં છોકરાંઓ તો શું પણ કૂતરાંઓ પણ થોડાં ઘણાં રાજી થઇનેજ જતાં હતાં. બીજું, આ લોકોમાં એક સુંદર રિવાજ એ હતો કે આવે પ્રસંગે વિધિ-નિષેધને છેકજ રૂખસત આપવામાં આવતી હતી. કોઇને કશા પ્રકારનું બંધનજ નહિ. કોઇને માથે ટોપી પહેરીને બેસવું હોય તો ટોપી પહેરીને બેસે અને કાઢી નાખવી હોય તો કાઢી નાખે. કોઇને ડગલો કાઢી નાખવો હોય તો તેમ કરવાની પણ છૂટ હતી. સૌ પોતાની મરજીમાં આવે ત્યાં બેસીને મરજીમાં આવે ત્યારે ખાય. ખાતાં ખાતાં પણ કોઇને ઉઠીને હરવું ફરવું હોય તો તેની પણ કશી હરકતજ નહિ. ભોજન વખતે ભાષણો

કરવાનો અને ગાવાનો રિવાજ તો હતો; પરંતુ તે પણ જેને સાંભળવાં હોય તે સાંભળે અને જેને ન સાંભળવાં હોય તે ન સાંભળે. સાંભળવાની મરજી ન હોય તો પણ વિવેકને ખાતર સાંભળવુંજ જોઇએ એવું કશું બંધન ન હતું. વળી એક જણ ભાષણ કરતો હોય અથવા ગાયન ગાતો હોય તેજ વખતે બીજા ગમે તેને ભાષણ કરવાનું અથવા ગાયન ગાવાનું મન થઈ આવે તો પણ કશો વાંધો ન હતો. આવી રીતે એક કરતાં વધારે માણસો એકકે વખતે ગાવા કે ભાષણ કરવા મંડી જવાથી ઘોંઘાટ થતો ખરો, પરંતુ તેથી જો કોઇને કશી પણ અડચણ થતી હોય તો કદાચ નાનાં નાનાં છોકરાંઓને થતી. એ સિવાય કોઇને અડચણ થવાનો સંભવ હતોજ નહિ. છોકરાંઓની કુલ સંખ્યા પણ નોતરેલા પરોણાઓની સંખ્યા કરતાં ઉતરે એવી ન હતી. આટલાં બધાં બાળકોને માટે ત્યાં પૂરતી જગ્યા તો હોયજ ક્યાંથી ? આથી કરીને આજની મિજબાનીને માટે ગોઠવણ કરવાની જવાબદારી જેણે પોતાને માથે લીધી હતી તેનું એક કામ બની શકે તેટલાં ઘોડીઆં, પારણાં અને બાબાગાડીઓ એકઠાં કરવાનું પણ હતું. એ બધાં પારણાં, ગાડીઓ વગેરે ઓરડાના એકજ ખૂણામાં ખડકાયાં હતાં અને એક એકની અંદર ત્રણ ત્રણ ચાર ચાર છોકરાંને ભેગાં સૂવાડી દીધાં હતાં. તેઓ જેમ ભેગાં સૂતાં હતાં, તેમ જાગી ઉઠતાં પણ એકસાથેજ અને ગાનારાઓના ગાયનમાં પોતાના તરફથી જેને જેવો આવડે તેવો ભૈરવ, બિહાગ વગેરે રાગ પૂરીને સંગીતમાં રસિક ઉમેરો કર્યે જતાં હતાં. તેમાંનાં કોઇ કોઇ વળી જરાક મોટાં અને ટેબલ સુધી હાથ પહોંચી શકે એવડાં ઉંચાં હતાં તેઓ ગમે તે ટેબલ ઉપરની થાળીઓમાં હાથ મારતાં અને જે હાથમાં આવ્યું તે ભચડ ભચડ ચાવતાં ફરતાં હતાં.

જે ઓરડામાં મિજબાનીને માટે ગોઠવણ કરી હતી તે ૩૦ ફૂટ લાંબો અને ૩૦ ફૂટ પહોળો સમચોરસ આકૃતિનો હતો. તેની ભીંતો ઉપર ચૂનાનો સફેદો માર્યો હતો અને એક કેલેન્ડર, શરતના ઘોડાનું એક ચિત્ર અને સોનેરી પટ્ટીઓથી મઢી લીધેલી કોઇની વંશાવળી, એ ત્રણ સિવાય ભીંતો ઉપર કશો શણગાર ન હતો. જમણી બાજુએ એક બારણું હતું તેમાં થઇને દારૂ પીવાના ઓરડામાં જવાતું હતું. ત્યાં આગળ થોડાક રખડતા રઝળતા મવાલીઓ ટાંપાં મારતા ઉભા હતા. તેના એક ખૂણામાં દારૂની દુકાન હતી. એ દુકાનનો અધિષ્ઠાતા દેવ મેલું પહેરણ પહેરીને પોતાના આસન ઉપર ગ્રાહકોનું મનરંજન કરવા બેઠો હતો. તેણે પોતાની કાળી કાળી મૂછ ઉપર કોઈ ચીકાશવાળી વસ્તુ લગાડીને મૂછના આંકડા ચઢાવેલા હતા અને માથે ખૂબ

રુષોનાં જોડકાં બનાવી દેવાનું મન થતું હોવું જ
જોડાને જોઇને સાબિત થતું હતું. એના બિચાર
જેવી કોમળ અને નાજુક હતી ત્યારે તેનો પતિ જાં
ખૂત બાંધાનો હતો કે સવાછ મણનો બોજો ઉપાડીને
એ તો જાણે તેનેમાટે રમત વાત હતી. એ જર્ગિસ ચ
ના મારથી ગભરાઈ ગએલા સાંઢ જેવો એક આધેના
અને મિત્રોનાં અભિનંદનનો જવાબ આપતા પહે
જતા હોઠ ઉપર જીભ ફેરવીને તેમને ભીના કર્યા
કહેવું ઘટે તે કહેતો હતો.

હવે ભોજનનો સમય થયો હતો તેથી ને
અમસ્થા તમાશો જોવાને ઉભા રહેલા લોકોથી
ભોજનને માટેની જરૂર પૂરતા તો એકબીજાથી
જ્યાં મિજબાની થવાની હોય ત્યાં બારણાં
ઉભેલા લોકો ન હોય એવું આજ સુધી કદી
એવા લોકોમાંથી જે કોઇ ધીમે ધીમે ખસતા
ચાલ્યા આવતા અથવા જેમનાં મોઢાં ઉપરથી
એવા દેખાતા તેમને ઘરધણી સૌની પંગતમાં એ
સૌની ભેગાભેગું તેમને પણ ભોજન પીરસવામ
અસલ લિથુઆનિયાથી અમેરિકામાં આવીને વસ્યા
વતનમાં તો એવો રિવાજ હતો કે આવે પ્રસંગે
ઘેર જવા દેવાયજ નહિ. પણ લિથુઆનિયાનાં
એએ પોતાને માટે જે નિયમ ઘડ્યો હતો તે
મનુષ્યોની વસ્તીવાળા શિકાગો નગરના કસાઇ
વસનારાઓને અક્ષરશઃ પાળવાનું પરવડે એમ ન
આ બિચારા ભલા લોકો ખેંચાઈ તણાઇને પણ
થતા હતા. શેરીઓમાં રમતાં છોકરાંઓ તો શું
થોડાં ઘણાં રાજી થઇનેજ જતાં હતાં. બીજું, આ
રિવાજ એ હતો કે આવે પ્રસંગે વિધિ–નિષેધને છે
વામાં આવતી હતી. કોઇને કશા પ્રકારનું બંધનજ
ટોપી પહેરીને બેસવું હોય તો ટોપી પહેરીને બેસે
હોય તો કાઢી નાખે. કોઇને ડગલો કાઢી નાખ
કરવાની પણ છૂટ હતી. સૌ પોતાની મરજીમાં આ
મરજીમાં આવે ત્યારે ખાય. ખાતાં ખાતાં પણ કો
ફરવું હોય તો તેની પણ કશી હરકતજ નહિ. ભોજન

રાતી પાઇ કાઢીને આપવાની હતી. "ચાલો, હવે લેવા માંડો," એમ મોટેથી પોકાર કરીને મેરિજાએ ભોજનની શરૂઆત કરી; કારણ કે તેમ ન કરે તો ટેબલ ઉપર પીરસેલી વાનીઓનો નિકાલ થાયજ શી રીતે અને તેટલાનો ઝટપટ નિકાલ ન થાય તો ચૂલા ઉપર હજી બીજી વસ્તુઓ હતી તે બધી મજરે આવે પણ કેવી રીતે ? અને આટલી બધી મહેનત લઇને રાંધેલી મોંઘા મૂલની રસોઇ કાંઇ ફેંકી દેવાય ?

એટલે પછી ટોળ–ટીખળ, મજાક–મશ્કરી, હસાહસ અને બૂમ-બરાડા સહિત બધા પરોણાઓ ટેબલની આસપાસ પોતપોતાની જગ્યાએ આવી આવીને ગોઠવાઇ ગયા. જુવાનીઆઓ જેઓ અત્યાર પર્યંત બારણા આગળ ઢગલો વળીને બેઠા હતા તેમને હિંમત આવી અને આગળ વધ્યા. જર્ગિસ તેની નવી પરણેલી પત્નીની બાજુમાં બેસતાં શરમાતો હતો. તેની કૂખમાં આંગળીઓ ઘોચી ઘોચીને ઘરડાઓએ તેની શરમ તોડાવી અને તેની પત્નીના જમણા હાથ ઉપરની ખુરશી ઉપર બેસાડયો. હવે બાકી રહી કન્યાની બે સખીઓ. ખાસ શણગારમાં કાગળનાં ફૂલના બનાવેલા હાર તેમણે ગળે પહેર્યા હતા. તેમને કન્યાના ડાબા હાથની ખુરશીઓ ઉપર બેસાડી. ત્યાર પછી ઘરડા, જુવાનીઆ, છોકરાઓ અને છોકરીઓ બધાં અનુક્રમે બેસી ગયાં. સૌના આનંદોલ્લાસની અસર જાડા પીઠાવાળા ઉપર પણ થઇ. તે પણ સૌની ભેગો આવીને ગોઠવાઇ ગયો. કાયદો અને સુલેહશાંતિનો સંરક્ષક પોલિસનો સિપાઇ, જેના શરીરમાં ચરબી અને માંસનું પ્રમાણ જરાક વધારે પડતું હતું અને આવી મિજબાનીઓના સૌથી છેલ્લા અંકમાં થતી ગાળાગાળી અથવા મારામારી અટકાવવામાં જેનો થોડા વખત પછી ખપ પડવાનો હતો તે પણ એક ખુરશી ખેંચી લઇને ટેબલના છેડા આગળ નિરાંતે ગોઠવાઇ ગયો. નાનાં છોકરાં બૂમાબૂમ અને કચપચાટ કરવા લાગ્યાં; ધાવણાં છોકરાં તેમને મનગમતો સૂર કાઢવા લાગ્યાં. કોઇ ફાવે તેમ હસવા લાગ્યા; કોઇ ગાવા લાગ્યા; અને કોઇ મોટા ઘાંટા પાડીને વાતો કરવા લાગ્યા. પણ આ કાન ફોડી નાખે એવા મિશ્ર ઘોંઘાટને ભેદીને મેરિજાનો તીણો ઘાંટો સંભળાવા લાગ્યો. ખાણું શરૂ થયું એટલે ન્યાતના રિવાજ મુજબ સારંગીવાળાઓએ સંગીત અને વાદ્ય શરૂ કરવાંજ જોઇએ ને ? તેથી મેરિજા ઘાંટા પાડીને તેમને તેમનું કામ કરવા સાવધાન કરવા લાગી.

આ સારંગીવાળાઓનું ઓળખાણ આપવાનું કામ કાંઇ સહેલું નથી. તેઓ અહીં આવ્યા ત્યારના ગાંડા અથવા ઉશ્કેરાયલા માણસની

તેલ નાખીને પટીઆં પાડયાં હતાં. તેની સામેના ખૂણામાં બે ટેબલ હતાં, જેમના વડે ઓરડાનો ત્રીજો ભાગ રોકાઇ ગયો હતો. તેમના ઉપર કેટલીક તાસકોમાં થોડુંક ટાઢું ખાવાનું પડયું હતું. પરોણાઓમાંથી જેઓ વધારે ભૂખ્યા થઇ ગયા હતા તેઓ આ વસ્તુઓ ઉપર હાથ મારવા મંડયા હતા. એજ ટેબલના મધ્યભાગમાં જ્યાં આગળ નવવધૂ બેઠી હતી ત્યાં આગળ ખાંડનો બનાવેલો "ઇફેલ" ટાવરનો એક નમૂનો હતો. તેની અંદર ખાંડનાં બનાવેલાં ગુલાબનાં ફૂલ, બે ફિરસ્તાઓની નાની મૂર્તિઓ અને થોડીક રંગબેરંગી ખાંડની ચાસણીની બનાવેલી આકૃતિઓ ખોસેલાં હતાં. બીજી બાજુનું બારણું રસોડામાં પડતું હતું. ત્યાં ચૂલા ઉપર કેટલીક વસ્તુઓ ઉકળતી અને રંધાતી દેખાતી હતી તથા જુવાન તેમજ ઘરડી સ્ત્રીઓ આમતેમ ખૂબ કારભાર કરતી દોડાદોડ કરી રહી હતી. ડાબી બાજુના ખૂણામાં એક નાના સરખા ઓટલા જેવું કાંઇક હતું. તેના ઉપર ત્રણ ગવૈયાઓ બેઠેલા હતા અને શોરબકોર કરતા પરોણાઓ ઉપર પોતાની કળાનો પ્રભાવ પાડવા ભારે પરિશ્રમ કરી રહ્યા હતા. બીજી બાજુએ જાતજાતની રાગ-રાગિણીમાં પ્રવીણ એવાં બાળકો પણ એજ લક્ષ્યની સિદ્ધિને અર્થે પ્રયાસ કરવા મંડયાં હતાં. એજ દિશા તરફ એક ઉઘાડી બારી હતી; બહાર ઉભેલા લોકો તેમાં રહીને બધો તમાશો જોતા હતા અને રસોડામાં રંધાતી વસ્તુઓની સોડમ લેતા હતા.

એટલામાં પહેલાં તો રસોડાની બાજુએથી વરાળના ગોટા આ ઓરડામાં આવતા જણાયા અને તેમની પાછળ પાછળજ ઓનાની સાવકી મા ઇલિઝાબેથ, જેને સૌ ટીટા એલ્ઝબિટા કહીને બોલાવતાં હતાં તે એક મોટા થાળમાં કાંઇક ગરમાગરમ ખાવાની વસ્તુ સહિત ચાલી આવી. તેની પાછળ હાથમાં ભારે થાળ લઇને ગણી ગણીને પગલાં ભરતી હોય તેમ કોટ્રીના આવતી દેખાઇ. અડધી મિનિટ પછી એક ઘરડાં ડોસીમા આવ્યાં. તે તેમના શરીરના કદના જેવડું બાફેલા બટેટાથી ભરેલું એક મોટું વાસણ લઇને આવ્યાં હતાં. આટલું થયા પછી ક્રમે ક્રમે મિજબાનીમાં અને મહેમાનોમાં વ્યવસ્થિતપણું આવતું ગયું. ટેબલ ઉપર જાતજાતનાં માંસના અને અનાજના ખાદ્ય પદાર્થો, દૂધથી ભરેલા મોટા કાચના ચંબુ તેમજ બીર નામના દારૂથી ભરેલા સાંકડા મોઢાના ચંબુઓ ગોઠવાઇ ગયા. આથી વિશેષ પદાર્થની જો કોઇને આવશ્યકતા હોય તો ફક્ત ચાર ડગલાને છેટેજ પીઠું હતું, ત્યાંથી એક જેને જે જોઇએ તે પદાર્થ મંગાવી લેવાની છૂટ હતી. વળી વધારામાં . એ હતું કે, તેને માટે કોઇ પણ મહેમાનને પોતાના ગજવામાંથી

રાતી પાઇ કાઢીને આપવાની હતી. "ચાલો, હવે લેવા માંડો," એમ મોટેથી પોકાર કરીને મેરિજાએ ભોજનની શરૂઆત કરી; કારણ કે તેમ ન કરે તો ટેબલ ઉપર પીરસેલી વાનીઓનો નિકાલ થાયજ શી રીતે અને તેટલાનો ઝટપટ નિકાલ ન થાય તો ચૂલા ઉપર હજી બીજી વસ્તુઓ હતી તે બધી મજરે આવે પણ કેવી રીતે ? અને આટલી બધી મહેનત લઇને રાંધેલી મોંઘા મૂલની રસોઇ કાંઇ ફેંકી દેવાય ?

એટલે પછી ટોળ–ટીખળ, મજાક–મશ્કરી, હસાહસ અને બૂમ-બરાડા સહિત બધા પરોણાઓ ટેબલની આસપાસ પોતપોતાની જગ્યાએ આવી આવીને ગોઠવાઇ ગયા. જુવાનીઆઓ જેઓ અત્યાર પર્યંત બારણા આગળ ઢગલો વળીને બેઠા હતા તેમને હિંમત આવી અને આગળ વધ્યા. જર્ગિસ તેની નવી પરણેલી પત્નીની બાજુમાં બેસતાં શરમાતો હતો. તેની કૂખમાં આંગળીઓ ઘોચી ઘોચીને ઘરડાઓ-એ તેની શરમ તોડાવી અને તેની પત્નીના જમણા હાથ ઉપરની ખુરશી ઉપર બેસાડયો. હવે બાકી રહી કન્યાની બે સખીઓ. ખાસ શણગારમાં કાગળનાં ફૂલના બનાવેલા હાર તેમણે ગળે પહેર્યા હતા. તેમને કન્યાના ડાબા હાથની ખુરશીઓ ઉપર બેસાડી. ત્યાર પછી ઘરડા, જુવાનીઆ, છોકરાઓ અને છોકરીઓ બધાં અનુક્રમે બેસી ગયાં. સોના આનંદોલ્લાસની અસર જાડા પીઠાવાળા ઉપર પણ થઇ. તે પણ સૌની ભેગો આવીને ગોઠવાઇ ગયો. કાયદો અને સુલેહશાંતિનો સંરક્ષક પોલિસનો સિપાઇ, જેના શરીરમાં ચરબી અને માંસનું પ્રમાણ જરાક વધારે પડતું હતું અને આવી મિજબાનીઓના સૌથી છેલ્લા અંકમાં થતી ગાળાગાળી અથવા મારામારી અટકાવવામાં જેનો થોડા વખત પછી ખપ પડવાનો હતો તે પણ એક ખુરશી ખેંચી લઇ-ને ટેબલના છેડા આગળ નિરાંતે ગોઠવાઇ ગયો. નાનાં છોકરાં બૂમા-બૂમ અને કચપચાટ કરવા લાગ્યાં; ધાવણાં છોકરાં તેમને મનગમતો સૂર કાઢવા લાગ્યાં. કોઇ ફાવે તેમ હસવા લાગ્યા; કોઇ ગાવા લાગ્યા; અને કોઇ મોટા ઘાંટા પાડીને વાતો કરવા લાગ્યા. પણ આ કાન ફોડી નાખે એવા મિશ્ર ઘોંઘાટને ભેદીને મેરિજાનો તીણો ઘાંટો સંભળાવા લાગ્યો. ખાણું શરૂ થયું એટલે ન્યાતના રિવાજ મુજબ સારંગી-વાળાઓએ સંગીત અને વાદ્ય શરૂ કરવાંજ જોઇએ ને ? તેથી મેરિજા ઘાંટા પાડીને તેમને તેમનું કામ કરવા સાવધાન કરવા લાગી.

આ સારંગીવાળાઓનું ઓળખાણ આપવાનું કામ કાંઇ સહેલું નથી. તેઓ અહીં આવ્યા ત્યારના ગાંડા અથવા ઉશ્કેરાયલા માણસની

સારંગી બજાવતો ત્યારે આકાશ તરફ ખૂબ આતુરતાભરી નજર કરીને વગાડયે જતો, તેનું કામ માત્ર એકજ મૂળ સૂર કાઢયે જવાનું હતું. એટલે પછી ટેમોઝિયસ સૂરના ગમે તેટલા પલટા લગાવે, ગમે તેવી કુશળતાપૂર્વક આલાપ અને મૂર્ચ્છના કર્યા જાય પણ આ ભાઇને તેની સાથે કશી લેવાદેવા ન હતી. તેને તો સાંજના ચાર વાગ્યાથી તે સવારના ચાર સુધી વગાડતાં વગાડતાં કંટાળો આવે એવો એકનો એકજ સૂર વગાડવો અને તેના બદલામાં કલાકનો એક ડૉલર ( ત્રણ રૂપીઆ ) લેખે ત્રીજા ભાગનો પગાર ગણી લેવો એ બે કામ કરવાનાં હતાં.

ભોજનનો આરંભ થયાને પૂરી પાંચ મિનિટ પણ થઇ નહિ હોય એટલામાં તો ટેમોઝિયસને આવેશ આવી ગયો અને ઉશ્કેરાઇ જઇને એકદમ ઉભો થઇ ગયો. ત્યાર પછી બીજી એકાદ બે મિનિટ વીતતાં પહેલાં તો તે પોતાની જગ્યાએથી ખસતો ખસતો જમનારાઓનાં ટેબલની બાજુ નજીક આવી પહોંચ્યો. તેનાં નસકોરાં ફૂલી ગયાં હતાં અને શ્વાસોચ્છ્વાસની ધમણ ચાલી રહી હતી—તેના શરીરમાં પેઠેલી ભૂતાવળ તેને ઉશ્કેરી રહી હતી. પણ તેના સુસ્ત જોડીદારોમાં તેના ઉત્સાહનો એક છાંટો પણ ન હતો. ટેમોઝિયસ તેમના તરફ જોઇને ડોકું ધુણાવતો, માથું હલાવતો, છેવટે તેમને સારંગીના ગોદા પણ મારતો, ત્યારે આખરે તે બે જણ આળસુ બળદીઆની માફક કંટાળો ખાઇને ઉભા થયા—પ્રથમ પેલો ઊંટ જેવો લંબુસ હતો તે અને પછી ત્રીજો ભારે કાયાવાળો. એ ત્રણે જણ એક એક ડગલું ખસતા ખસતા જમનારાઓની અડોઅડ આવીને ઉભા રહ્યા. અને એક નાનકડું સ્ટૂલ પડયું હતું તેના ઉપર ટેમોઝિયસ તો ઠેકડો મારીને ચઢી ગયો.

આજે તે તાનમાં આવી ગયો હતો. પોતાની કળાનું પ્રદર્શન કરવાની તેને આવી સરસ તક મળી હતી તેથી તેનું હૃદય ફૂલીને ફાટ ફાટ થતું હતું. આજના જલસામાં તેનું સ્થાન પણ જેવું તેવું ન હતું. આખી સંગીત મંડળીનો તે નેતા હતો. અલબત્ત, ત્યાં હાજર રહેલાઓમાંના કેટલાક ખાવાના કામમાં રોકાયા હતા, કેટલાક હસાહસ કરતા હતા, કોઇ કોઇ વાતોના તડાકા મારતા હતા; પણ તેથી શું થઈ ગયું ? કોઇએ એમ તો નજ માની લેવું કે એમાંનો કોઇ ટેમોઝિયસની સારંગીના સૂર સાંભળતો નથી. હા, તે બેસૂર અને બેતાલ વગાડે છે તેની ના નહિ. નીચેના સૂર ઉપર જ્યારે તેનો ગજ ફરે છે ત્યારે ભમરો ગણગણતો હોય એવો સ્વર નીકળે છે અને ઉપરના સૂર વખતે લોખંડની તવી ઉપર કોઇ ઠીકરૂં ઘસે તે વખતે જેવો

કર્કશ અવાજ નીકળે તેવો અવાજ તેની સારંગી કાઢે છે. પણ તેના શ્રોતાઓ જેમ તેમનાં ઘરમાંની અને આંગણાંની ગંદકી, ઘોંઘાટ અને બદબોની પરવા કરતા નથી, તેમ ટેમોઝિયસની બેસૂરી સારંગીના સૂરની પણ તેઓ પરવા કરતા નથી. આવાં સાધનો વડેજ તેઓ તેમની જિંદગીનું ઘડતર ઘડે છે, આવાં સાધનો મારફતેજ તેઓ તેમના આત્માના ઉચ્છ્વાસો બહાર કાઢે છે. ગંદકી, કાદવ, ઘોંઘાટ, દુર્ગન્ધ–એ તેમના જીવનમાં અનિવાર્ય અંગ સરખાં બની ગયાં છે. અત્યારે તમે જે જુઓ છો તેજ તેમના આત્માની અભિવ્યક્તિ—કોઇ વાર આનંદપૂર્ણ હસાહસ, કોઇ વાર શોકપૂર્ણ રુદન, કોઇ વાર પોતાના ઉપર ગુજરતા જુલમની સામે બળવાનો આવેશપૂર્ણ ધૂંધવાટ,—આ તેમના આત્માના સંગીતના ચઢતા ઉતરતા સૂર છે અને તેમનું કૌટુંબિક જીવનનું સપ્તક પણ એના એજ સૂરનું બનેલું છે. આ કર્કશતા, રસહીનતા, શુષ્કતા, પામરતા રાતદિવસ તેમને સારૂ તૈયાર થઇનેજ બેઠેલી હોય છે અને તેનું શરણુ લીધા વગર તેમનો બિચારાઓનો છૂટકોજ થતો નથી. ટેમોઝિયસ તેની બેસૂરી સારંગીમાંથી ભલે ગમે તેવો કર્ણકટુ સૂર ઉત્પન્ન કરે તો પણ તે તેમને સૌને શિકાગો શહેર, ત્યાંનાં દારૂનાં પીઠાં, ત્યાંની ગંદી ગંધાતી ચાલીઓ—એ બધાંનું એકદમ વિસ્મરણ કરાવી દે છે અને તેમને ઠેકાણે તેમનાં માનસચક્ષુ આગળ લીલાંછમ ખેતરો, ખળખળાટ વહેતી નદીઓ, બરફથી ઢંકાએલાં શિખરોવાળા પર્વતો અને વિશાળ અરણ્યોનાં ચિત્ર ખડાં કરી દે છે. તેમના અસલ વતનનું પ્રાકૃતિક સૌન્દર્ય, તેમના બાળપણના જીવનના મધુર પ્રસંગો, મિત્રો, સગાંસ્નેહીઓ–એ બધાંનાં ચિત્રો તેમની આંખ આગળ ખડાં થાય છે અને તેમને ઘડીવાર હસાવે છે તો વળી ઘડીવાર તેમની આંખોને અશ્રુભીની પણ કરી દે છે. કેટલાક ખાતા ખાતા અટકી જાય છે અને ખુરશીની પીઠનો ટેકો લઇને આંખ બંધ કરીને બેસી રહે છે. કેટલાક વળી ટેબલ ઉપર તબલાં બજાવવા મંડી જાય છે. કોઇ કોઇ તો ઉત્સાહમાં આવી જઈ છલંગ મારીને ઉભા થઈ જાય છે અને ફલાણું ગીત ગા એવી માગણી કરે છે. બસ, પછી તો ટેમોઝિયસના ઉમંગનું પૂછવુંજ શું ? એક હાથે સારંગી અને બીજે હાથે સારંગીનો ગજ બેઉને ઉંચા ઉછાળીને તે પોતાના જોડીદારોને લલકારે છે અને લ્હેમાં આવી જઇને એક પછી એક ગાયન છોડયે જાય છે. જમનારાઓ ખાવાનું પડયું મૂકીને તેના ગાયનની કડીઓ ઝીલવા માંડે છે. સ્ત્રીઓ અને પુરુષો આવેશમાં આવી જઇને કીકીઆરીઓ કરવા લાગે છે, કેટલાક જમીન ઉપર

પગ અફાળીને તાલ આપવા મંડી જાય છે અને કેટલાક દારૂની પ્યાલીઓ ભરીને એકબીજાની સુખકારી ઇચ્છીને ગટગટાવવા મંડી જાય છે. થોડી વારમાંજ એક જણને તેમના દેશનું પ્રાચીન લગ્નગીત સાંભળવાનું મન થઈ આવ્યું. એ ગીતમાં નવવધૂના રૂપનું અને પ્રેમના લહાવાનું રસમય વર્ણન આવતું હતું. તેણે તે ગીત સાંભળવાની માગણી કરી. ટેમોઝિયસ ના કહે એવો તો હતોજ નહિ. તેણે તે ચીજ ગાવા માંડી. ગાતાં ગાતાં પોતે એટલો બધો ઉશ્કેરાઈ ગયો કે તે બે ટેબલની વચ્ચેની સાંકડી જગ્યાની અંદર જેમ તેમ કરીને ઘૂસી ગયો અને નવવધૂ બેઠી હતી ત્યાં આગળ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હવે મુશ્કેલી એ હતી કે બે ખુરશીની વચ્ચે પૂરી એક ફુટની પણ ખાલી જગ્યા ન હતી; છતાં બે ખુરશીની વચ્ચેના ગાળામાં ટેમોઝિયસ જેમ તેમ કરીને ઘૂસ્યો અને તે પોતે ઠીંગણો હોવાથી જ્યારે તે નીચેના સૂર ઉપર ગજ ફેરવતો ત્યારે તેની પાસે બેઠેલાને ગજના ગોદા પણ વાગતા. છતાં તે ધીરતાપૂર્વક ઘૂસીને પોતાનો રસ્તો કરતો ગયો, એટલુંજ નહિ પણ પોતાના સાથીઓને પણ પાછળ પાછળ ચાલ્યા આવવાનું કહેતો ગયો. આ ધમાધમીમાં પેલા ત્રીજા સારંગીવાળાની સારંગીનો મૂળ સૂર લગભગ વાગતો બંધજ થઈ ગયો હતો. પણ તેની ટેમોઝિયસને પરવા ન હતી. તેને તો ગમે તેમ કરીને નવવધૂની ખુરશીની બાજુમાં જઇને ઉભા રહેવું હતું અને તેમાં આખરે તે ફાવ્યો પણ ખરો. અને પછી તેના ગળામાંથી અને તેની સારંગીમાંથી હૈયાને હલાવી નાખે એવા કોમળ સ્વરનો પ્રવાહ રેલાવા લાગ્યો.

બિચારી ઓનાનું હૈયું આજે લાગણીઓના વેગથી એટલું બધું ક્ષુભિત થઇ ગયું હતું કે તે કાંઇજ ખાઈ શકતી ન હતી. મેરિજા તેને ચીમટી દઇને સાવધાન કરતી ત્યારે વળી એકાદ કોળીઓ મોઢામાં નાખતી અને પાછી સૌના તરફ ભય અને આશ્ચર્યભરી નજરે ટગર ટગર જોયા કરતી. ટીટા એલ્ઝબિટા અને ઓનાની બહેનપણીઓ મધમાખીઓની પેઠે ઉડાઉડ કરતી હતી અને તેની પાસે આવીને તેના કાનમાં કાંઇ કાંઇ કહી જતી હતી. પણ તેમની વાતો સાંભળવામાં ઓનાનું ચિત્ત પરોવાતુંજ નહિ—પણ એટલામાં ટેમોઝિયસના કંઠમાંથી પેલું ગાયન નીકળ્યું; સુનમુન બની ગએલી ઓનાની વૃત્તિઓ સ્થિર થઇ અને તે બેઉ હાથ છાતી સરસા દબાવીને બેઠી બેઠી ગાયનનો ભાવ પી જવા લાગી. થોડી વારમાં તેની આંખોમાં આંસુની એક છાલક ભરાઇ આવી; પણ હાથ ઉંચો કરીને આંસુને લૂછી નાખવામાં તેને શરમ આવતી હતી; તેમ પોતાના ગાલ ઉપર આંસુનો

રેલો ચાલે તે કોઇના જોવામાં આવે તેનાથી પણ તે લજવાતી હતી. હવે કરવું શું ? તેણે એક બાજુએ મોઢું ફેરવવાનો ઢોંગ કરીને જરાક માથું હલાવીને આંસુનાં ટીપાં ખંખેરી નાખ્યાં. પણ તેમ કરતાં તેણે જોયું કે જર્ગિસ આ બધું વાંકી નજરે જોતો હતો. એટલે તો તેના ગાલ શરમને લીધે રતુમડા બની ગયા. પણ ટેમોઝિયસ તેની છેકજ નજીક આવી લાગ્યો અને તેના બરાબર માથા ઉપરજ પેલો જાદુઇ ગજ ફેરવવા લાગ્યો ત્યારે તો તે શરમને લીધે મરવા જેવી થઇ ગઇ અને અહીંથી ઉઠીને બીજે કોઇ ઠેકાણે નાસી જવાનું કરતી હોય એવું તેના હાવભાવ ઉપરથી લાગ્યું.

આવી ખરી અણીને વખતે મેરિજાને એકાએક સરસ્વતીની પ્રેરણા થઇ આવી અને તેથી તેણે વચ્ચે પડીને ઓનાને ઉગારી લીધી. તેને પ્રેમી યુગલના વિરહને લગતું એક ગીત સાંભળવાનું મન થઇ આવ્યું. તેને તે સાંભળવાની ખરેખરી રઢ લાગી. પણ ગવૈયાઓમાંથી કોઇને તે ગીત મોઢે આવડતું ન હતું. તેથી કરીને તે ઉઠીને ઉભી થઇ અને આખું ગીત કડીએ કડી ગવૈયાઓને શીખવવા લાગી. હવે આ પ્રસંગના દેખાવની વાચક કલ્પના કરી શકે એટલા માટે મેરિજાનો જરાક વધારે પરિચય કરાવવો યોગ્ય થઇ પડશે. તે શરીરે ઠીંગણી પણ મજબૂત અને માંસલ બાંધાની હતી. ડબ્બામાં માંસ ભરીને દેશાવર મોકલવાના કારખાનામાં મજૂરી કરતી હોવાથી તે ચૌદ ચૌદ શેર વજનના માંસથી ભરેલા ડબ્બા દિવસમાં વારંવાર ઉંચકવાનો તેને મહાવરો પડી ગયો હતો. સ્લાવ જાતિના લોકોનાં મોઢાં સાધારણ રીતે જેવાં પહોળાં હોય છે તેવું તેનું મોઢું પણ હતું અને તેના ગાલ ઉપસેલા તથા રાતા હતા. જ્યારે તે બોલવાને મોઢું પહોળું કરતી ત્યારે તે ઘણીજ વરવી દેખાતી હતી. તેની મુખાકૃતિ માણસના કરતાં ઘોડાને વધારે મળતી આવતી હતી એમ કહીએ તો પણ ચાલે. તેણે આજે ભૂરા ફલાલીનનું બદન પહેર્યું હતું અને તેની બાંયો કોણીની ઉપર ચઢાવી લીધી હતી, તેથી તેના માંસલ હાથ ઉઘાડા દેખાતા હતા. એક હાથમાં માંસ ખાવાનો કાંટો લઇને તેના વડે તે ટેબલના ઉપર જોરથી તાલ આપતી હતી. તેનો ઘાંટો બાર ગાઉ સંભળાય એવો તો હતોજ. તેથીજ જ્યારે તે ગીત ગાવા લાગી [illegible] આખો ઓરડો તેના ધ્વનિથીજ ગાજવા લાગ્યો. આવા ભેંસ [illegible] જની સાથે સારંગીનો સૂર મેળવવાનું પણ શી [illegible] પણ સ [illegible] ઓ જેમતેમ કરીને તેના સૂરથી રહીને [illegible] સારંગીમાં ઉતારવાનો પ્રયત્ન

કરતાં કરતાં તે વિરહવિધુર પ્રેમની વિરહવેદનાના કરુણ ગાનની બધી-જ કડીઓ ગવાઇ ગઇ ત્યારે મેરિજાને શાંતિ થઇ.

ગાયન ગવાઇ રહ્યું એટલે આ લોકોના રિવાજ પ્રમાણે લગ્નના પ્રસંગને અનુસરતાં ભાષણ કરવાં જોઇએ તે માટે સૌથી પ્રથમ જર્ગિસને બાપ એન્ટેનાસ ઉભો થયો. તેને વરસ તો સાઠ કરતાં વધારે થયાં ન હતાં, પણ જાણે એંશી વર્ષની લગભગ પહોંચી ગયો હોય એવો દેખાતો હતો. તેને અમેરિકા આવ્યે ફક્ત છજ મહિના થયા હતા અને અહીંનાં આબોહવાથી તેને કશો ફાયદો થયો ન હતો. જુવાનીમાં તે કોઇ સૂતરની મિલમાં મજૂરી કરતો હતો. ત્યાંથી તેને ઉધરસનો રોગ લાગુ પડયો. તેને લીધે તેને આખરે નોકરી છોડીને ઘેર આવવું પડયું. ગામડાની હવાથી તેને આરામ થયો; પણ દીકરા-ની સાથે તે પણ અમેરિકા આવ્યો ત્યારથી તે ડરહામ કંપનીના માંસનાં અથાણાં બનાવવાના વિભાગમાં મજૂરીએ રહ્યો. ત્યાંની ઠંડી ભેજવાળી હવામાં આખો દહાડો કામ કરવાથી તેની જૂની ઉધરસ પાછી તેને લાગુ પડી. અત્યારે તે જેવો ખુરશી ઉપરથી ઉઠવા ગયો તેવોજ ઉધરસનો એક એવો સખત વેગ થઇ આવ્યો કે બિચારો ખુરશી ઉપર ભાર દઇને જેમ તેમ કરીને ઉભો થયો અને તેનું ફીકું દમીઅલ જેવું મોઢું જરાક અવળું ફેરવીને ઉધરસનો હુમલો નરમ પડતા સુધી ખોં ખોં કરતોજ રહ્યો.

આવે પ્રસંગે સાધારણ રિવાજ તો એવો હતો કે કોઈ પુસ્તક-માંથી પ્રસંગોચિત ભાષણ પસંદ કરીને તેને મોઢે કરીને બોલી જવું; પણ એન્ટેનાસ તેની જુવાનીના વખતમાં વિદ્વાનમાં ગણાતો હતો. લેખનશક્તિને માટે તેણે એટલી ખ્યાતિ મેળવી હતી કે તેના મિત્રો પોતપોતાની પ્રિયતમાને મોકલવાની પ્રેમપત્રિકાઓ તેનીજ પાસે લખાવવા આવતા હતા. આજના પ્રસંગને માટે વરવધૂને અભિનંદન અને આશીર્વાદ આપવાના વિષય ઉપર તેણે એક વિશેષ મૌલિક ભાષણ તૈયાર કર્યું છે એવી લોકોમાં વાતો થતી હતી; અને એન્ટે-નાસનું ભાષણ એ તે કાંઇ જેવું તેવું કહેવાય? ઓરડામાં અત્યાર સુધી ગમે ત્યાં ભમતા છોકરાઓ પણ પાસે આકર્ષાઇ આવ્યા અને ડાહ્યા–ડમરા થઇને સાંભળવા બેસી ગયા; કેટલીક સ્ત્રીઓ તો સાંભળતાં સાંભળતાં ડસકે ચઢી ગઈ અને રૂમાલ ન હોવાથી ચણીઆના છેડા વડે આંખો લૂછવા લાગી. તેના ભાષણમાંથી ઘણો ગંભીર ધ્વનિ નીકળતો હતો. એન્ટેનાસના મનમાં એક વિચાર ઘૂસી ગયો હતો કે

હવે મારે મારાં છોકરાંઓની સાથે ઝાઝા દહાડા કાઢવા જીવવાનું નથી. તેના આજના ભાષણે સૌને રડાવ્યાં. જેકુબસ ઝેડવિલાસ નામનો એક ગૃહસ્થ જેની હાલ સ્ટેડ સ્ટ્રીટમાં મિઠાઇની દુકાન હતી તે લાગણીવાળા અને ખાધેલ–પીધેલ માણસના મન ઉપર ભાષણની એટલી બધી અસર થઇ કે તે પણ ભાષણ કરવા ઉભો થઇ ગયો અને તેણે પણ એક નાનું સરખું ભાષણ કર્યું. તેમાં તેણે કહ્યું કે એન્ટેનાસ ધારે છે તેવી છેક ખરાબ અને આશા મૂકી દેવા જેવી પરિસ્થિતિ આવી નથી. આટલું કહ્યા પછી તેણે વર–વધૂને પોતાના તરફથી પુષ્કળ અભિનંદનો આપ્યાં અને તેમનાં લગ્નસુખનું એવી રસિક ભાષામાં ભવિષ્યકથન કર્યું અને કેટલાંક વિશેષ પ્રકારના સુખનાં એવાં એવાં દષ્ટાંત આપ્યાં કે જે સાંભળીને ત્યાંના જુવાન છોકરાઓનાં હૈયાંમાં ગદગદીઆં થવા લાગ્યાં; પણ ઓના શરમની મારી મરવા જેવી થઇ ગઇ. જેકુબસમાં કવિત્વવૃત્તિ છે, તીવ્ર કલ્પનાશક્તિ છે એવું તેની સ્ત્રી તરફથી તેને પ્રમાણપત્ર મળ્યું હતું.

આટલા વખતમાં ઘણા ખરા મહેમાનો જેટલું ખવાય તેટલું ખાઇ પરવાર્યાં હતા અને આ લોકોની મિજબાનીઓમાં કાંઇ વિધિ-નિષેધ જેવું તો મૂળે હતુંજ નહિ; તેથી ભોજનનો કાર્યક્રમ પૂરો થયો છે એમ સૌએ માની લીધું. પુરુષવર્ગમાંના કેટલાક તો ટેબલ ઉપરથી ઉઠીને સીધાજ દારૂનાં પીપ આગળ જઇને ઉભા હતા; કેટલાક વાતોના તડાકા મારતા આમતેમ ફરતા હતા; કેટલાક હસતા હતા અથવા ગાતા હતા; કોઈ કોઇ ઠેકાણે નાની નાની ટોળીઓ બંધાઇ હતી; તેઓ પણ પોતપોતાનાં પ્રિય ગાયનો ગાતી હતી; પણ દરેક જણ બીજાની સગવડ–અગવડ તરફ તેમજ સારંગીવાળાઓના સંગીત તરફ સંપૂર્ણ રીતે બેદરકાર હતો એના જેટલી બીજી એકકે વાત સ્પષ્ટ ન હતી. વળી દરેક જણ થોડો ઘણો અસ્થિર અને ચંચળ દેખાતો હતો તે ઉપરથી એમ લાગતું હતું કે, સૌનું મન અમુક ઇચ્છાની તૃપ્તિને માટે અધીરૂં થયું હોવું જોઇએ. થોડી વાર પછી બન્યું પણ તેમજ. છેક છેલ્લી ઘડી સુધી ધીરે ધીરે ખાનારાઓને તેમના છેલ્લા કોળીઆ ખાઇ લેવાની ચેતવણી પણ કોઇએ આપી નહિ અને એટલામાં તો ટેબલ–ખુરશીઓને ધડાધડ ઘસડીને એક ખૂણામાં તેમનો ઢગલો થયો; બાળકોનાં પારણાં વગેરેને પણ એક બાજુએ કરી નાખ્યાં; ઓરડાનો મોટો ભાગ કોઇ પણ રીતે મોકળો થયો અને આજના ઉત્સવના સૌથી અગત્યના કાર્યક્રમની હવે શરૂઆત થઇ. ટેમોઝિયસ બીર નામના દારૂનું એક મોટું વાસણ મોઢે માંડીને તૈયાર થઇ ગયો

અને પોતાની ખાસ જગ્યાએ આવી ઉભો રહ્યો. એક વાર ઉભાં ઉભાં ચારે તરફ દૃષ્ટિ કરીને કોણ ક્યાં છે, શું કરે છે તે જોઇ લીધું. પછી પોતાની સારંગીના ઉપર રૂઆબભેર ટકોરા માર્યા, તેનો ઉપલો ભાગ હડપચીની નીચે દબાવ્યો ને કુશળ કારીગરની છટાથી સારંગીના તાર ઉપર ગજ ફેરવીને કુન–કુન–કુન–એવો રણકો ઉત્પન્ન કરતાં કરતાં આંખો મીંચીને એક વિશેષ પ્રકારના નૃત્યનો આરંભ કર્યો. તેના સાથીઓ પણ એક પછી એક ઉભા થયા અને તેનાં પગલાં સાથે પગલાં મેળવીને પરંતુ ઉઘાડી આંખે નૃત્ય કરવા લાગ્યા. ત્રણેની સારંગીઓમાંથી તા–તા–થૈ–થૈ–એવા સ્વર ગુંજવા લાગ્યા–બસ, તેમ થતાની સાથેજ સપાટાબંધ એક એક સ્ત્રી અને એક એક પુરુષનાં જોડકાં ટપોટપ બંધાઇ ગયાં અને આખી મંડળી તાલબદ્ધ ગતિમાં આવી ગઈ.

રીતસર નાચતાં તો કોઇને આવડતુંજ ન હતું; પણ તેની કોઇને કશી પરવા ન હતી. બસ, ટેમોઝિયસ બજાવ્યે જાય છે અને તેઓ ધડબડ ધડબડ નાચ્યાં જાય છે. પહેલાં જેમ દરેક જણ પોતાની મરજી મુજબ ગાતો હતો તેમ હવે સૌ પોતાની મરજી મુજબ નૃત્ય કરે છે! એમાં બગડી શું ગયું? તરુણ–તરુણીઓને બેઉ પગલાં જોડાજોડ મૂકીને નાચવાનું ગમે છે, કારણ કે આવો નાચ ચાલુ ફેશન પ્રમાણેનો ગણાય છે. આધેડ ઉંમરનાં સ્ત્રી પુરુષો તેમના મૂળ વતનની નૃત્યપદ્ધતિને વળગી રહે છે અને તેઓ વિશેષ ગૂંચવણભરેલી રીતે તાલ આપીને નાચે છે. કેટલાંક જોડાં તો બિલકુલ નાચતાંજ નથી, પરંતુ એકબીજાના હાથ પકડીને ઉભાં રહે છે અને પોતાની મરજીમાં આવે તેમ પગને નચાવવાનો આનંદ માણે છે. આવી મનસ્વી રીતે નાચનારાં જોડાંઓમાં મિઠાઇની દુકાન કરનાર અને જેટલી મિઠાઇ વેચે તેટલી પોતે ખાઈ જનાર જોકુબસ ઝેડવિલાસ અને તેની સ્ત્રી, જેઓ બેઉ જણ મિઠાઈ ખાઇ ખાઇને એટલાં માતેલાં થયાં છે કે તેમનાથી નાચી શકાતુંજ નથી તેઓ ઓરડાની બરાબર વચ્ચોવચ એકબીજાના હાથ ઝાલી રાખીને ઉભાં ઉભાં ડાબા જમણી ડોલે છે, તરેહવાર મોઢાના ચાળા કરતાં જાય છે અને આટલો નહિ જેવો શ્રમ કરવાથી પણ જેમને કપાળે પરસેવો વળી ગયો છે, એવું આ વૃદ્ધ જોડું તેમનાં ખોખાં મોઢાંને લીધે મિજલસની શોભા વધારી રહ્યું છે.

વધારે ઉમ્મરે પહોંચેલાં દંપતીઓનાં અંગ ઉપર કપડાં હતાં તે પહેરનારના ઘરના ખાનગી જીવનના કોઇ પ્રસંગનું સ્મરણ કરાવે એવાં

હતાં. કોઇએ ભરત ભરેલો ટૂંકો કેડ સુધીજ આવે એવો કોટ પહેર્યો હતો, કોઇએ ભપકાદાર રંગવાળો રૂમાલ ગળે વીંટાળ્યો હતો તો કોઇએ મોટા મોટા કફ અને ફેન્સી બટનવાળો ડગલો પહેર્યો હતો. તરુણ-તરુણીઓએ આવો ચાલુ ફેશનની વિરુદ્ધનો પોશાક પહેરવાનું છોડી દીધું હતું. તેઓ અમેરિકામાં રહેવા આવ્યા પછી અંગ્રેજીમાં વાતચીત કરતાં શીખી ગયાં હતાં અને કપડાં પણ આ દેશની છેલ્લામાં છેલ્લી ઢબનાંજ પહેરવા લાગ્યાં હતાં. છોકરીઓ તો ઘણું કરીને કપડાંની દુકાનેથી પોતાને મનપસંદ તૈયાર શીવેલાં કપડાં ખરીદી લાવીને પહેરતી હતી અને કેટલીક તો ઠીક ઠીક રૂપાળી પણ દેખાતી હતી. જુવાનોમાંના કેટલાકના પોશાક અને રીતભાત જોતાં તેમને પરદેશી તો કોઇ ભાગ્યેજ ધારે એવા બરાબર અમેરિકન લોકોના જેવાજ-ખાસ કરીને ઑફિસોમાં કામ કરનારા કારકૂનોના જેવાજ-તેઓ દેખાતા હતા, ફરક માત્ર એટલોજ હતો કે તેઓ નાચતી વખતે ઉઘાડે માથે ન નાચતાં તેમણે માથા ઉપર ટોપીઓ પહેરી રાખેલી હતી. આવાં તરુણ જોડાંઓ નાચતી વખતે પણ પોતાની ખાસ વિલક્ષણ ઢબે નાચવાનો ડોળ કરતાં હતાં. કેટલાંક એકબીજાને અંગેઅંગ અડકાડીને નાચતાં હતાં; કેટલાંક થોડાં થોડાં અળગાં રહેતાં હતાં; કેટલાંક પોતાના હાથને અક્કડ રાખતાં હતાં; કેટલાંક વળી હાથને ઢીલા લટકતાજ રાખતાં હતાં; કેટલાંક ચપળતાથી ઠેકડા મારીને નાચતાં હતાં; કેટલાંક પગનો જરા પણ અવાજ ન થાય એવી રીતે જમીન ઉપર સરી જઇને નાચતાં હતાં; કેટલાંક અત્યંત ઠરેલ ભાવે નાચતાં હતાં; કેટલાંક વળી ખૂબ ધમપછાડા કરતાં કરતાં દરેકને અડફટમાં લેતાં લેતાં આખા ઓરડામાં કૂદદી ફરતાં હતાં; કેટલાંક શરમાળ જોડાં તેમની અડફટમાં આવતાં ત્યારે ખૂબ બ્હીતાં હતાં. આજની રાતને માટે જાણે કાયમની જોડકીઓ બંધાઇ ગઇ હોય એવું દેખાતું હતું; કારણ કે નાચનારાંઓની જોડકીઓમાં જરા પણ ફેરબદલી થતી ન હતી. દાખલા તરીકે એલેના કલાકના કલાક થયાં એકલા જ્યાઝસ રેફ્ઝ્રીયસની સાથેજ નાચતી હતી. એ બેઉના વિવાહ થઈ ચૂકયા હતા. એલેના આ ઓરડામાંની બધી સ્ત્રીઓ કરતાં રૂપમાં ચઢી જાય એવી હતી; અને તેના મનમાં પોતાના રૂપને માટે વધારો પડતો ગર્વ ન હોત તો તેને ખરેખર રૂપાળી સ્ત્રીમાં ગણી શકાય એવી હતી. તેણે સફેદ રંગનું કેડિયું પહેર્યું હતું, જેની કિંમત તેણે આઠ દિવસ સુધી માંસના ડબ્બાને રંગીને મેળવેલા પગારની બરોબર થવા જતી હતી. તે નાચતી વખતે ઘરડી ડોસીઓની રીત પ્રમાણે પોતાના ચણીઆના

છેડાને એક હાથે ઝાલી રાખીને નાચતી હતી. તેનો વિવાહિત પતિ જવાઝસ ડરહામ કંપનીમાં ગાડાં હાંકવાનું કામ કરે છે અને સારી જેવી મજૂરી મેળવે છે. તે જરાક અક્કડનો અક્કડ ચાલે છે. છેલબટાઉની માફક વાંકી ટોપી મૂકે છે અને આવ્યો ત્યારનું તેના મોઢામાં સિગારેટનું ઠૂંઠું તો ખરૂંજ. બીજી જોડી જેડ્વિગા અને મિકોલસની બનેલી છે. તેઓ પણ એક બીજાની સાથે લગ્નના કોલથી બંધાઇ ચૂક્યાં છે. જેડ્વિગા પણ એલેનાના જેટલીજ રૂપાળી છે, પણ તેના જેવી અભિમાની નથી. બિચારી નરમ સ્વભાવની છે, તે પણ માંસના ડબ્બા રંગવાનું કામ કરે છે; પણ તેને એક અપંગ મા છે અને ત્રણ નાની નાની બહેનો છે. આ બધાંના ભરણપોષણની કુલ જવાબદારી તેને એકલીનેજ માથે આવી પડી છે તેથી તે એલેનાની માફક આઠ દિવસનો પગાર એક ચોળી કે પોલકા પાછળ ખર્ચી શકતી નથી. તે શરીરે નાના કદની અને જરાક નાજૂક છે. તેના વાળ અને આંખો બેઉ કાળાં છે. તેણે વાળની લટ ગૂંથીને અંબોડો વાળ્યો છે. પોતાને હાથેજ શીવેલું એક જૂનું બદન અને તેવોજ એક ચણીઓ, જેમને પાંચ પાંચ વરસ થયાં આવી મિજલસો વખતે પહેરી પહેરીને તેણે જૂનાં કરી નાખ્યાં છે તે પહેરીને તે આજની મિજલસમાં આવી છે. કપડું ચઢી જવાથી તેનું બદન કેડની ઉપર લગભગ અડધે કોઠે આવી જાય છે. લાગે છે પણ ઘણું વરવું—પણ આજે આવાં જૂનાં કપડાં પહેરીને પોતાના ભવિષ્યના વર મિકોલસની સાથે નાચતાં જેડ્વિગાના મનમાં કશો ક્ષોભ થતો નથી. તે જેવી શરીરે નાના કદની અને નાજુક છે તેવો તે લાંબો પહોળો અને બળવાન છે. તે તેના વરના માંસલ હાથને વળગીને એવી લપાઈ ગઇ છે કે રખે તેને કોઇ જોઇ જાય. પોતાનું માથું પણ તેણે તેના ખભાની સાથે ચોંટાડી દીધું છે. પેલાએ પણ તેના હાથ જેડ્વિગાની કમરની આસપાસ સજ્જડ વીંટાળી લીધા છે. જાણે હમણાંજ તેને ઉપાડીને નાસી ન જવાનો હોય એટલા જોરથી તેણે તેને પકડી રાખી છે. આવી હાલતમાં જેડ્વિગા પોતાના મનમાન્યાની સાથે નૃત્ય કરે છે. નૃત્યનો કાર્યક્રમ આખી રાત સુધી ચાલુ રહે તો તે આખી રાતની રાત થાકયા કે કંટાળ્યા વગર નાચ્યાજ કરે એટલો તેને પોતાના પ્રિયતમના સ્પર્શના સુખનો નશો ચઢી ગયો છે. તેમનું અત્યારનું સુખ જોઇને કોઇ મનમાં પ્રસન્ન થાય એ વાત ખરી, પણ તેમની આખી કથા જાણીએ ત્યારે ઘણા દિલગીર થઈ જઇએ એવો તેમનો ઇતિહાસ છે. તેઓ એકબીજાની સાથે લગ્નના વચનથી બંધાયાને આજે પાંચમું વરસ

જાય છે, પણ તેમનાથી હજી પરણીને ઘર માંડી શકાતું નથી તેથી જેડ્વિગા અતિશય ખિન્ન રહે છે. શરૂઆતમાં તેઓ ધારત તો પરણી ગયાં હોત, પણ એકજ બાબતને લીધે તેઓ પરણતાં અચકાયાં. વાત એમ હતી કે મિકોલસનો બાપ આખો દિવસ દારૂ ઢીંચીને છાકટ અવસ્થામાંજ પડી રહેતો હતો; અને મિકોલસના આવડા મોટા કુટુંબમાં પુરુષ જોવા જઇએ તો મિકોલસ પોતે અને આ તેનો દારૂડીઓ બાપ. તે છતાંય તેઓ પરણીને તેમનો અને બીજાં કુટુંબીઓનો નિર્વાહ કરી શકત; કારણ કે મિકોલસ સાધારણ મજૂર નહિ પણ વિશેષ કુશળતાવાળો કામદાર હતો તેથી તેને પગાર પણ સારો મળતો હતો. પણ બેઉ જણના કમનસીબને લીધે મિકોલસને એક પછી એક એવા માઠા અકસ્માતો નડયા કે હવે બેઉ જણ પરણીને સંસાર માંડવાની આશાજ છોડી બેઠાં છે. મિકોલસ માંસના કારખાનામાં માંસને હાડકાંથી અલગ કરવાના ખાતામાં કામ કરતો હતો. આ કામ ઘણુંજ જોખમભરેલું છે; ખાસ કરીને જેને બાંધ્યો પગાર નહિ પણ કરેલા કામના પ્રમાણમાંજ પગાર મળતો હોય અને તે પગારમાંથી પૈસા બચાવીને સ્ત્રી પરણવાના જેને કોડ હોય તેને માટે તો એ કામ ખાસ જોખમભરેલું ગણાય. માંસની ચરબી હાથે લાગવાથી હાથ ચીકણા થયા હોય, છરો પણ તેવીજ રીતે જોઇએ તેવો ચીકણો થઈ ગયો હોય, અને તેમ છતાં આંખો મીંચીને ઝપાટાબંધ કામ તો કર્યાજ જવાનું. આવે વખતે કોઈ વળી વાત કરાવનારો આવી ચઢયો, જરાક લક્ષ વાતમાં ગયું એટલે ધારવાળો છરો હાથમાંથી લપસ્યો અને ચપ લઇને આવી પડયો આંગળી ઉપર અથવા અંગુઠા ઉપર એટલે ડગરૂં નીકળી જતાં વાર તો લાગેજ શાની! આવા ઘા તો ઘણાય વાગે અને ઘણાય રૂઝાઇ જાય, પણ અહીં તો એક બીજું દુઃખ હતું. માંસનાં કારખાનાં સ્વચ્છ નથી હોતાં. ઝેરી જંતુઓની ત્યાં કાંઇ ખોટ નથી હોતી. આથી કરીને સાધારણ ઘા પણ પાકી ઉઠે અને જોતજોતામાં હાથ સૂજીને ઢમઢોલ થઇ જાય. એ ઘા ક્યારે રૂઝાય તેનો ભરોસો શો? છેલ્લાં ત્રણ વરસ દરમ્યાન મિકોલસને વાગેલા જખમમાં ઝેરી જંતુઓ ઘૂસી જવાથી બે વાર પાકેલું અને તેને કપાતે પગારે રજા લેવી પડી હતી—એક વાર ત્રણ મહિનાની અને બીજી વાર સાત મહિનાની. હવે આટલા બધા લાંબા વખત સુધી કારખાનાંવાળાઓ જગ્યા ખાલી રહેવા દે નહિ. આથી કરીને જ્યારે માંદો માણસ મંદવાડમાંથી સાજો થઇને નોકરી ઉપર હાજર થવા જાય ત્યારે તેની જગ્યા તો ક્યારનીય પુરાઇ ગઇ હોય. બીજા મંદવાડ વખતે મિકોલસની નોકરીનું પણ

એવુંજ થયું. તે સાજો થયા પછી નોકરી ઉપર હાજર થયો તે વખતે તેને કહેવામાં આવ્યું કે તારી જગ્યા તો પુરાઇ ગઇ છે. એટલે પછી તો શિયાળાની સખત ઠંડીમાં સવારના છ વાગ્યાથી તે રાત પડતા સુધી કારખાનાના આંગણામાં જ્યાં જમીન ઉપર એક ફુટ થરવાળો બરફ જમી ગયો હતો અને આસપાસની હવામાં તો એથીય વધારે બરફ હતો ત્યાં ઉભા રહીને મિકોલસે દોઢ મહિના સુધી ઉમેદવારી કરી ત્યારે તેને નોકરી મળી, અને મળી તે પણ તેનું સારૂં નસીબ; કારણ કે ઘણાને નથીજ મળી શકતી. આટલા બધા મહિના સુધી તેણે વગર પગારે કેવી રીતે દહાડા કાઢયા હશે, તેની અગાઉની બચાવેલી પૂંજી ધોવાઇ ગઇ હશે અને ઉપરથી પઠાણી વ્યાજે કરજ કરવું પડયું હશે તેનો તો કોઈ વિચારજ નથી કરતું. ઉલટા, કેટલાક એવા દોઢ ડાહ્યા માણસો હોય છે કે જેઓ કારખાનાના મજૂરોના પગારના કોઠાઓને આધારે તમને એમ પણ કહેશે કે એમને શું દુઃખ છે? કલાકના ૪૦ સેન્ટ (૧। રૂપિયો) પગાર મળે છે તે કાંઇ થોડો છે? પણ આવો પગાર તેમને વરસમાં કેટલા મહિના મળે છે તે કોઇ નથી કહેતું. તેમના હાથ પર છરાના જખમનાં કેટલાં ચાઠાં છે તે કોઇ નથી ગણતું.

સારંગીઓ વગાડતાં વગાડતાં ટેમોઝિયસ અને તેના સાથીઓ વચમાં વચમાં થાક ખાતા, અને તેમ કર્યા વગર તેમને ચાલે એવું પણ ન હતું. પણ નાચનારાં નાચનાં એવાં રસીઆં હતાં કે તેઓ ફરીથી વગાડાવવાનું શરૂ કરે ત્યાં સુધી જેમનાં તેમજ ઉભાં રહેતાં. થાક શી વસ્તુ છે તે તેઓ જાણતાંજ ન હતાં; અને કદાચ તેઓ થાક્યાં પણ હોય અને તેમને બેસવાની ઇચ્છા હોય તોય બેસવા જેટલી ત્યાં જગ્યાજ ન હતી તેનું શું? સારંગીઓ વગાડનારાઓ પણ એકાદ મિનિટ કરતાં વધારે આરામ માગતા પણ ન હતા. એકાદ મિનિટ થઇ ન થઇ એટલામાં ટેમોઝિયસ તો ઉભો થાયજ અને તેની સારંગી વાગવા માંડે એટલે પછી બીજા બે જણને મને કમને ઉભા થયા વિના છૂટકો થાય?

આ વખતે તેમણે તેમના દેશની રીત પ્રમાણે નાચવા માંડયું. આ નાચમાં પહેલાંના કરતાં પગ વડે તાલ આપવાની રીત વધારે ગૂંચવણ ભરેલી અને અઘરી હતી. થોડાંક પ્રથમની રીતને વળગી રહ્યાં, પણ ઘણાંખરાંએ આ વખતે દેશી ઢબનો નાચ કરવા માંડયો. આ નાચની ખરી ખુબી તો તેના છેવટના ભાગમાંજ હતી. દરેક જોડકું એકબીજાના હાથ પકડીને ફૂદડી ફરવા લાગ્યું. ધીમે ધીમે તેમનો ફૂદડી ફરવાનો વેગ પણ વધતો ગયો. એમ કરતાં કરતાં તો આખા

ઓરડામાં સ્ત્રીઓજ ફડાફડ ઉડતા ચણિયા અને સ્ત્રી-પુરુષોનાં શરીરની ઝાંખી આકૃતિ સિવાય બીજું કશું દેખાતુંજ નહિ. પણ આના કરતાંય વિશેષ જોવા જેવો તો ટેમોઝિયસ પોતેજ હતો. તેની જૂની પુરાણી સારંગી થાકી જવાથી ચીચીઆરીઓ પાડતી હતી, પણ ટેમોઝિયસને તેના ઉપર જરા જેટલી પણ દયા આવતી નહોતી. તેના કપાળ ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝયાં હતાં અને તેમ છતાં જેમ કોઇ સાઇકલ ઉપર સ્વારી કરનાર ઘણામાં ઘણા વેગથી સાઇકલ દોડાવવાને વાસ્તે ગવર્નરના ઉપર શરીર ઝુકાવીને ખૂબ પગ માર્યોજ જાય તેમ ટેમોઝિયસ બેવડ વળી જઇને સારંગીના તાર ઉપર ગજ ઘસ્યોજ જતો હતો. તેનું શરીર શ્રમને લીધે ધ્રુજી ઉઠયું હતું-કાબુમાં ન રહેલા આગગાડીના એન્જીનની માફક વારંવાર ઉછાળા મારતું હતું; એક ક્ષણમાં તે એટલા નાના પ્રકારના સ્વર ઉત્પન્ન કરતો કે તેમને ગ્રહણ કરવા કર્ણેન્દ્રિય હારી જતી; તેનો હાથ એટલી ઝડપથી ફરતો કે તે જોઇ શકાતોજ ન હતો; હાથને ઠેકાણે ઝાંખું, આછું, અસ્પષ્ટ છાયા જેવું કાંઇક દેખાતું. આખરે એક છેવટનો સપાટો મારીને તેણે ગાયનની સમાપ્તિ કરી અને બેઉ હાથ ઉંચા ઉછાળીને ઢીલોઢસ થઇ જઇ જમીન ઉપર બેસી પડયો. નાચનારાંઓ પણ મોટેથી હર્ષધ્વનિ કરીને વારાફરતી છૂટાં પડી ગયાં અને જેમને ફેર ચઢયા હતા તેઓ લથડીઆં ખાતાં ખાતાં ભીંતોનો આધાર લઇને જેમ તેમ કરીને ઉભાં રહ્યાં.

હવે સૌને બીર નામનો દારૂ છૂટે હાથે પીરસાયો. સારંગીઓ વગાડનારાઓ પણ તેની અંદર સામેલ થયા. જેનાથી જેટલો પી શકાય તેટલો પીને સૌએ થાક ઉતાર્યો; અને ત્યારપછીના વધારે અગત્યના કાર્યક્રમમાં ભાગ લેવાની તૈયારી કરી. એ કાર્યક્રમ ત્રણ-ચાર કલાક સુધી અવિરત નાચ કરવાનો હતો. વચમાં વિસામો લેવાની તો વાતજ નહિ. એ નાચની રીત એવી છે કે બધાંએ એક બીજાના હાથમાં હાથ ભેળવીને ગોળ કુંડાળામાં ઉભા રહેવું. પછી જ્યાં સારંગીવાળા સારંગી વગાડવા માંડે એટલે ગોળ કુંડાળામાં ફરતા જવું. આ કુંડાળાના મધ્યભાગમાં નવવધૂ ઉભી રહે છે. નાચનારાઓમાંથી એક એક પુરુષ વારાફરતી કુંડાળામાંથી ખસીને તેની સાથે થોડીક મિનિટ સુધી નાચે અને બાકીનાઓ તેમની આસપાસ ગોળ ચક્કર ફરતાજ રહે. કેટલી મિનિટ સુધી નાચવું તેનો કશોજ નિયમ ન હતો. જેને જેટલો વખત નાચવું હોય તેટલો વખત નાચે. તે થાકે ત્યારે તેની જગ્યા બીજો લે. નાચનાર નાચી રહ્યા પછી કુંડાળાની બહાર નીકળી જાય એટલે તેણે કન્યાને લગ્નના ચાંલ્લાતરીકે પોતાના ગજા પ્રમાણે કાંઇક

એવુંજ થયું. તે સાજો થયા પછી નોકરી ઉપર હાજર થયો તે વખતે તેને કહેવામાં આવ્યું કે તારી જગ્યા તો પુરાઇ ગઇ છે. એટલે પછી તો શિયાળાની સખત ઠંડીમાં સવારના ૭ વાગ્યાથી તે રાત પડતા સુધી કારખાનાના આંગણામાં જ્યાં જમીન ઉપર એક ફુટ થરવાળો બરફ જમી ગયો હતો અને આસપાસની હવામાં તો એથીય વધારે બરફ હતો ત્યાં ઉભા રહીને મિકોલસે દોઢ મહિના સુધી ઉમેદવારી કરી ત્યારે તેને નોકરી મળી, અને મળી તે પણ તેનું સારૂં નસીબ; કારણ કે ઘણાને નથીજ મળી શકતી. આટલા બધા મહિના સુધી તેણે વગર પગારે કેવી રીતે દહાડા કાઢયા હશે, તેની અગાઉની બચાવેલી પૂંજી ધોવાઇ ગઇ હશે અને ઉપરથી પઠાણી વ્યાજે કરજ કરવું પડ્યું હશે તેનો તો કોઈ વિચારજ નથી કરતું. ઉલટા, કેટલાક એવા દોઢ ડાહ્યા માણસો હોય છે કે જેઓ કારખાનાના મજૂરોના પગારના કોઠાઓને આધારે તમને એમ પણ કહેશે કે એમને શું દુઃખ છે? કલાકના ૪૦ સેન્ટ (૧। રૂપિયો) પગાર મળે છે તે કાંઇ થોડો છે? પણ આવો પગાર તેમને વરસમાં કેટલા મહિના મળે છે તે કોઇ નથી કહેતું. તેમના હાથ પર છરાના જખમનાં કેટલાં ચાઠાં છે તે કોઇ નથી ગણતું.

સારંગીઓ વગાડતાં વગાડતાં ટેમોઝિયસ અને તેના સાથીઓ વચમાં વચમાં થાક ખાતા, અને તેમ કર્યા વગર તેમને ચાલે એવું પણ ન હતું. પણ નાચનારાં નાચનાં એવાં રસીઆં હતાં કે તેઓ ફરીથી વગડાવવાનું શરૂ કરે ત્યાં સુધી જેમનાં તેમજ ઉભાં રહેતાં. થાક શી વસ્તુ છે તે તેઓ જાણતાંજ ન હતાં; અને કદાચ તેઓ થાકયાં પણ હોય અને તેમને બેસવાની ઇચ્છા હોય તોય બેસવા જેટલી ત્યાં જગ્યાજ ન હતી તેનું શું? સારંગીઓ વગાડનારાઓ પણ એકાદ મિનિટ કરતાં વધારે આરામ માગતા પણ ન હતા. એકાદ મિનિટ થઇ ન થઇ એટલામાં ટેમોઝિયસ તો ઉભો થાયજ અને તેની સારંગી વાગવા માંડે એટલે પછી બીજા બે જણને મને કમને ઉભા થયા વિના છૂટકો થાય?

આ વખતે તેમણે તેમના દેશની રીત પ્રમાણે નાચવા માંડ્યું. આ નાચમાં પહેલાંના કરતાં પગ વડે તાલ આપવાની રીત વધારે ગૂંચવણ ભરેલી અને અઘરી હતી. થોડાંક પ્રથમની રીતને વળગી રહ્યાં, પણ ઘણાંખરાંએ આ વખતે દેશી ઢબનો નાચ કરવા માંડયો. આ નાચની ખરી ખુબી તો તેના છેવટના ભાગમાંજ હતી. દરેક જોડકું એકબીજાના હાથ પકડીને ફૂદડી ફરવા લાગ્યું. ધીમે ધીમે તેમનો ફૂદડી ફરવાનો વેગ પણ વધતો ગયો. એમ કરતાં કરતાં તો આખા

ઓરડામાં સ્ત્રીઓજ ફડાફડ ઉડતા ચણિયા અને સ્ત્રી–પુરુષોનાં શરીરની ઝાંખી આકૃતિ સિવાય બીજું કશું દેખાતુંજ નહિ. પણ આના કરતાંય વિશેષ જોવા જેવો તો ટેમોઝિયસ પોતેજ હતો. તેની જૂની પુરાણી સારંગી થાકી જવાથી ચીચીઆરીઓ પાડતી હતી, પણ ટેમોઝિયસને તેના ઉપર જરા જેટલી પણ દયા આવતી નહોતી. તેના કપાળ ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝયાં હતાં અને તેમ છતાં જેમ કોઇ સાઇકલ ઉપર સ્વારી કરનાર ઘણામાં ઘણા વેગથી સાઇકલ દોડાવવાને વાસ્તે ગવર્નરના ઉપર શરીર ઝુકાવીને ખૂબ પગ માર્યોજ જાય તેમ ટેમોઝિયસ બેવડ વળી જઇને સારંગીના તાર ઉપર ગજ ઘસ્યોજ જતો હતો. તેનું શરીર શ્રમને લીધે ધ્રુજી ઉઠયું હતું–કાબુમાં ન રહેલા આગગાડીના એન્જીનની માફક વારંવાર ઉછાળા મારતું હતું; એક ક્ષણમાં તે એટલા નાના પ્રકારના સ્વર ઉત્પન્ન કરતો કે તેમને ગ્રહણ કરવા કર્ણેન્દ્રિય હારી જતી; તેનો હાથ એટલી ઝડપથી ફરતો કે તે જોઇ શકાતોજ ન હતો; હાથને ઠેકાણે ઝાંખું, આછું, અસ્પષ્ટ છાયા જેવું કાંઇક દેખાતું. આખરે એક છેવટનો સપાટો મારીને તેણે ગાયનની સમાપ્તિ કરી અને બેઉ હાથ ઉંચા ઉછાળીને ઢીલોઢસ થઇ જઇ જમીન ઉપર બેસી પડયો. નાચનારાંઓ પણ મોટેથી હર્ષધ્વનિ કરીને વારાફરતી છૂટાં પડી ગયાં અને જેમને ફેર ચઢયા હતા તેઓ લથડીઆં ખાતાં ખાતાં ભીંતોનો આધાર લઇને જેમ તેમ કરીને ઉભાં રહ્યાં.

હવે સૌને બીર નામનો દારૂ છૂટે હાથે પીરસાયો. સારંગીઓ વગાડનારાઓ પણ તેની અંદર સામેલ થયા. જેનાથી જેટલો પી શકાય તેટલો પીને સૌએ થાક ઉતાર્યો; અને ત્યારપછીના વધારે અગત્યના કાર્યક્રમમાં ભાગ લેવાની તૈયારી કરી. એ કાર્યક્રમ ત્રણ–ચાર કલાક સુધી અવિરત નાચ કરવાનો હતો. વચમાં વિસામો લેવાની તો વાતજ નહિ. એ નાચની રીત એવી છે કે બધાંએ એક બીજાના હાથમાં હાથ ભેળવીને ગોળ કુંડાળામાં ઉભા રહેવું. પછી જ્યાં સારંગીવાળા સારંગી વગાડવા માંડે એટલે ગોળ કુંડાળામાં ફરતા જવું. આ કુંડાળાના મધ્યભાગમાં નવવધૂ ઉભી રહે છે. નાચનારાઓમાંથી એક એક પુરુષ વારાફરતી કુંડાળામાંથી ખસીને તેની સાથે થોડીક મિનિટ સુધી નાચે અને બાકીનાઓ તેમની આસપાસ ગોળ ચક્કર ફરતાજ રહે. કેટલી મિનિટ સુધી નાચવું તેનો કશોજ નિયમ ન હતો. જેને જેટલો વખત નાચવું હોય તેટલો વખત નાચે. તે થાકે ત્યારે બીજો લે. નાચનાર નાચી રહ્યા પછી કુંડાળાની બહાર એટલે તેણે કન્યાને લગ્નના ચાંલ્લાતરીકે પોતાના ગજા

આપવુંજ જોઇએ એવો આ લોકોમાં રિવાજ હતો. આ વખતે કન્યાના તરફથી ચાંલ્લાની રકમ ઉઘરાવવા માટે ટીટા એલ્ઝબિટા હાથમાં ટોપી લઇને ઉભી હતી. કોઇ એક ડૉલર તો કોઇ પાંચ ડૉલર એમ સૌએ પોતપોતાની શક્તિ પ્રમાણે તથા મિજબાનીના ખર્ચનો અંદાજ કરીને તે પ્રમાણે કાંઇક નાખવું તો જોઇએજ. આ રિવાજનો ઉદ્દેશ એ હતો કે મિજબાની વગેરેનો ખર્ચ બાદ કરતાં વરકન્યાને નવો ઘરસંસાર માંડવાને માટે કાંઇક રકમ તેમનાં સગાંવહાલાંઓ તરફથી મળી શકે.

આ મિજબાનીમાં થએલા ખર્ચનો હિસાબ કરવા જતાં માથાના વાળ ઉભા થઈ જાય એટલો ખર્ચ તો થઇ ચૂક્યો હતો અને હજી બીજો કેટલો બાકી હતો તેનો આશરો કાઢવાનું કામ પણ સહેલ ન હતું. બસો ડોલરનું પાણી તો જાણે થઇજ ચૂકયું હતુ અને કદાચ ત્રણસો સુધી ખર્ચ થઇ જાય તો ના પણ ન કહેવાય; અને આ મિજબાનીમાં ભાગ લેનારાઓમાંથી ઘણા જણની આખા વર્ષની કુલ આવક પણ ત્રણસો ડૉલર જેટલી તો હતી પણ નહિ. શરીરે સબળા માણસો પ્હો ફાટતાં કામે ચઢે તે છેક મોડી રાત સુધી બરફના જેવાં ઠંડાં ભોંયરાંમાં ૦।। ઇંચ પાણીવાળા ભોંયતળીઆમાં આખો વખત પગ ભીના ને ભીના રાખીને તનતોડ મજૂરી કરે, રવિવારના બપોરથી તે બીજા રવિવારની સવાર સુધી તેઓ સૂર્યનો પ્રકાશ તો કદી જોવા પામેજ નહિ–આવી સખત મજૂરી કરતાં પણ તેઓ ત્રણસો ડૉલરનું વરસ પાડી શકતા ન હતા. બાર તેર વરસનાં અથવા તેથી પણ નાનાં છોકરા–છોકરીઓ જેઓ શરીરે એટલાં નીચાં કે તેમનાં કામ કરવાનાં ટેબલ ઉપર શું છે તે પણ જેઓ પગની આંગળીઓ ઉપર ભાર દઇને ઉભાં થાય ત્યારેજ જોઇ શકતાં એવડાં કુમળાં છોકરાંઓની ખરી ઉમ્મરમાં એકાદ બે વરસ વધારે લખાવીને તેમનાં માબાપ તેમને કારખાનામાં મજૂરી કરવા મોકલતાં* તેઓ તો તેથી અડધું અથવા ત્રીજા ભાગનું પણ કમાઇ શકતાં ન હતાં. અને તે છતાં એકજ રાતમાં મિજબાનીની પાછળ આટલી મોટી રકમનો ધૂમાડો કરી નાખવો એ તે કાંઈ જેવી તેવી વાત કહેવાય! કેટલાક પૈસાની તંગીનો વિચાર કરીને પરણે નહિ, પણ બીજાના લગ્ન વખતે ચાંલ્લો તો તેમને કરવો પડે એટલે લાંબી મુદતે ખરચ તો તેટલો ને તેટલોજ થાય તેથી કરીને

* કારખાનાંને લગતા કાયદા પ્રમાણે નાની ઉંમરનાં છોકરાંને મજૂરીએ મોકલવાની મનાઇ હોવાથી તેમનાં ગરીબ માબાપ જૂઠી ઉંમર લખાવતા.—અનુવાદક

પોતાના લગ્ન પાછળ ખર્ચ કરવો અથવા બીજાઓના લગ્નમાં ચાંલ્લા કરવા એ બધું સરવાળે તો એકનું એકજ.

આ રિવાજ હતો તો ખર્ચાળ. ખર્ચનો વિચાર કરવા બેસીએ તો ખૂબજ ખેદ થાય. પણ તે છતાં એ રિવાજ સુંદર તો હતો તેની ના ન કહી શકાય. આ દેશમાં આવ્યા પછી જેમ જેમ પૈસાની તંગી પડતી ગઇ, તેમ તેમ આ લોકોએ પોતાનો ખર્ચ કમી કરવાને વાસ્તે એક પછી એક બધુંજ છોડી દીધું. પણ આ એકજ રિવાજને તેઓ કોટિ ઉપાયે છોડી શકતાં ન હતાં. તેમની અત્યારની દુર્દશામાં પણ તેઓ તેને પ્રાણપણે વળગી રહ્યાં હતાં. બધું છોડાય, પણ લગ્ન વખતે ચાંલ્લો કરવાનો રિવાજ તો પ્રાણાન્તે પણ ન છૂટે એવો સજ્જડ મત તેમના હૃદયના તંતુઓની સાથે વણાઇ ગયો હતો. આ રિવાજને તિલાંજલિ આપવી એ જીવનસંગ્રામમાં છેકજ હારી જવા બરાબર હતું. હારી જવું એટલુંજ નહિ પણ પોતાની હાર કબૂલ કરવા બરાબર હતું. હારવું અને પોતાની હાર કબૂલ કરવી એ બેની વચ્ચે જે તફાવત છે તેના વડે તો આખા જગતનો કારભાર ચાલી રહ્યો છે. આ રિવાજનો ઇતિહાસ ઘણો જૂનો હતો. એનો અર્થ એવો હતો કે, માણસ ભલે અંધારી સાંકડી ગુફામાં બધો વખત પુરાઇ રહે, તેની દૃષ્ટિમર્યાદામાં અંધકાર સિવાય બીજો કશો પદાર્થ આવી શકતોજ ન હોય તોપણ હમણાં જેનું વર્ણન કરીએ છીએ તેવો પ્રસંગ તેને તેની જીંદગીમાં એકાદ વાર પણ આવી મળે તો ઓછામાં ઓછી એક વાર તો તેના હાથ-પગ ઉપરની બેડીઓ છૂટી જાય, એક દિવસને માટે તો તેના હૈયા ઉપરનો બોજો ઉતરી જાય, એક વાર તો પોતાની પાંખો ફફડાવીને સુખના જ્યોતિર્મય પ્રદેશમાં ભ્રમણ કરે, એક વાર તો તે સૂર્યનો પ્રકાશ જુએ અને તેનો ઉપભોગ કરે. અથવા ઓછામાં ઓછો એક વાર તો તે અનુભવ કરે કે જીંદગીમાં ગમે એટલી ચિંતા અને હૈયાશેકામણાં છતાં તે ઝાઝી અગત્ય આપવા જેવી નથી. જીંદગી નદીની સપાટી ઉપર ઉત્પન્ન થતા પરપોટા જેવી છે. મનુષ્ય ધારે તો જેમ જાદુગર તેના સોનેરી ગોળાઓ ઉછાળીને ખેલ કરે છે, તેમ તે પણ જીંદગીના પરપોટાઓ વડે થોડી વાર ખેલી લે. કોઈ પણ રીતે મનુષ્ય પોતાના મનથી સમજીને ખાત્રી કરી લે કે હું મારા સંજોગોને વશ નથી, પણ મારા સંજોગો મને વશ છે. એટલી ખાત્રી કર્યા પછી ભલે તે પાછો પોતાની પ્રતિકૂળતાઓની સાથે બથ્થંબથ્થા કરવા ચાલ્યો જાય અને પોતે જેમાં એક વાર ડૂબકી મારી આવ્યો હતો તે સુખસ્વપ્નનાં સ્મરણો વડે પોતાનાં દુઃખનો બોજો હળવો કરે.

નાચનારાંઓ ગોળ કુંડાળામાં ફરી ફરીને નાચતાંજ ગયાં. એ નાચનો કદી છેડો આવે એવો સંભવ દેખાતો ન હતો. એક બાજુ તરફ ફરીને નાચતાં જ્યારે તેમને ફેર આવવા લાગતા ત્યારે તેઓ તેથી ઉલટી બાજુ તરફ ફરીને નાચતાં, પણ નાચ તો ચાલુ ને ચાલુજ. એમ કરતાં કરતાં મોટા મોટા દીવા હોલવાઇ ગયા અને આખા ઓરડામાં ફક્ત ઝાંખા ધુમાડીઆ જેવા ઘાસલેટના બે દીવાજ બાકી રહ્યા અને તેમના મંદ પ્રકાશને કારણે ઓરડો ઝાંખો ઝપ બની ગયો. સારંગીઓવાળાઓનો ઉત્સાહ પણ હવે રહ્યો ન હતો. તેમનાં ગાયનનો ભંડોળ પણ ખૂટી ગયો હતો. તેઓ હવે એકનાં એક ગાયન ફરી ફરીને સારંગીના સૂરમાં ઉતાર્યે જતા હતા. તેમને વગાડવામાં પણ પહેલાંના જેવો ઉમંગ રહ્યો ન હતો. થાકયાના ગાઉ ગણતા હોય તેમ તદ્દન રસહીનપણે એકના એક સૂર કંટાળો ખાઇ ખાઇને નાછૂટકે વગાડયે જતા હતા. દશ દશ મિનિટે તેઓ થાકલા ખાતા હતા અને થાક ખાધા પછી ફરી કોઇ નવીન ઉત્સાહપ્રેરક સૂર વગાડવાને બદલે ગળીઆ બળદની પેઠે બેસી પડતા. આને પરિણામે નાચનારાઓ ઉપર એવી માઠી અસર થઇ કે તેમના ચેનચાળા ઉપરથી બારણાની પાછળ બેઠો બેઠો ઝોકાં ખાતો જાડો પોલિસનો સિપાઇ પણ સાવધાન થઈ ગયો.

ખરેખરી ધાંધલ મચાવનાર તો એકલી મેરિજ્જાજ હતી. તેની ભોગવાસના ઘણી પ્રબળ અને કદી પણ ધરાયજ નહિ એવી હતી. ઉત્સવની હવે સમાપ્તિ કરવી જોઇતી હતી; તેમ ન કરતાં વિદાય લેતા ઉત્સવના વસ્ત્રનો છેડો સાહીને તેને થોડીક વાર અટકાવી રાખવાને સારૂ મેરિજ્જા મથન કરતી હતી. આજ સવારથી તે આનંદોલ્લાસના આવેશમાં ઉન્મત્ત થઇને ફરતી હતી. પણ હવે ઉત્સવજ રજા માગતો હતો અને છતાં મેરિજ્જા ધરાઇ ન હતી. તેને તો હજી ઉત્સવનું આયુષ્ય લંબાવવું હતું અને તેનામાંથી જેટલો આનંદ ખેંચાય તેટલો ખેંચી લેવો હતો. ગમે તો તેણે પીધેલા બીર નામના દારૂની અસર હોય અથવા ગમે તેતે લીધે હોય, પણ તે ધાંટાઘાંટ પાડીને, હાથપગ હલાવીને એમજ કહેવા માગતી હતી કે અત્યારથી ઉત્સવની સમાપ્તિ નજ થવી જોઇએ. એમ કહીને તે નાસી જતા ઉત્સવને પકડી રાખવાને તેની પાછળ દોડતી; પણ પેલા ખૂડથલ જેવા સારંગીવાળાઓ એવા ઉંધી અક્કલવાળા હતા કે ખરી અણીને વખતે તેમની સારંગીઓ ધબ થઇ જતી. સારંગી વાગતી બંધ થતી એટલે મેરિજ્જા સારંગીવાળાઓને એક બે ભજનીઆં સંભળાવી દેતી; તેમની સામે મુક્કીઓ ઉગામીને અથવા જમીન ઉપર જોરથી પગ અફાળીને અને

ગુસ્સાથી લાલચોળ મોઢું કરીને ક્રોધને લીધે તૂટક તૂટક અસંબદ્ધ ઉદ્‌ગાર લવતી. તેની ધમકીથી ડરીને ગરીબ ગાય જેવો બની ગએલો બિચારો ટેમોઝિયસ કાલાવાલા કરતો, મારૂં તે હાડ–માંસનું શરીર છે કે લાકડું છે એવું કહેતો. પોતે હવે છેકજ થાકી ગયો છે એવી આજીજીઓ કરતો, તેના બે સાથીઓ પણ તેમાં સામેલ થતા; પણ મેરિજા તેમની સામે દાંતીઆં કરીને બોલતી કે "કાળમુખાઓ! એટલામાં શાના મરી જાઓ છો? તમને મોંમાગ્યા પૈસા આપ્યા છે તે શું અમસ્થાજ આપ્યા હશે? ચાલો, વગાડો! નહિ તો......" એટલે પાછી મૂંગી બની ગએલી સારંગીઓ વાગતી થઇ જતી અને મેરિજા ગોળ કુંડાળામાં તેની જગ્યાએ પાછી ચાલી જઇને નાચવા મંડતી.

હવે ઉત્સવને ચાલુ રાખવાની કુલ જવાબદારી તેનેજ માથે આવી પડી હતી. ઓના નૃત્ય કરતી હતી એ વાત ખરી, પણ તે તો માત્ર તેના જીવનના આ ખાસ પ્રસંગને લીધે થએલી ખાસ માનસિક ઉત્તેજનાને લીધેજ નૃત્ય કરતી હતી. બાકીની બધીજ સ્ત્રીઓ અને પુરુષવર્ગમાંથી પણ લગભગ સઘળાંજ થાકી ગયાં હતાં. જો કોઇનો ઉમંગ લેશમાત્ર પણ ઓછો ન થાય, નૃત્ય કરવાનું જેવું જોમ જેવું ને તેવુંજ રહ્યું હોય તો તે એકલી મેરિજાજ. તે પોતે નૃત્ય કરતી જતી અને બીજાઓને નૃત્ય કરવાને પાણી ચઢાવ્યે જતી હતી. નૃત્ય કરનારાઓના મંડળની આકૃતિ હવે વર્તુળાકાર હોવાને બદલે જમરૂખના આકાર સરખી થઇ ગઇ હતી અને તેના ડીચની જગ્યાએ ઉભેલી મેરિજા કોઇને એક તરફ ઢસડતી, બીજાને બીજી તરફ ધકેલતી, બૂમો પાડતી, ગાતી, જમીન ઉપર જોરથી પગ અફાળતી, સળગતા જ્વાલામુખીના જેવા જોસથી ધસમસતી આખા ઓરડાને ગજાવતી હતી અને થાકેલાંઓને પોતાના વધારે પડતા જોસનો ચેપ લગાડીને જેમ તેમ કરીને નચાવતી હતી. મધરાત તો ક્યારનીયે વીતી ગઈ હતી અને ઘરની બહાર ટંડીનું જોર વધતું જતું હતું. વારંવાર કોઇ ને કોઇ બહાર જાય અથવા બહારથી અંદર આવે ત્યારે બારણાં ઉઘાડાં મૂકે એટલે ટંડી હવાનો ઝપાટો અંદર ચાલ્યો આવે. મેરિજા નાચતી નાચતી બારણા આગળ આવે એટલે પગની લાત મારીને ફડાક લઇને બારણું બંધ કરીને આગળ ચાલી જાય. તેની આવી ટેવને કારણે તેણે એક વાર ભારે ઉત્પાત મચાવ્યો. ઝેડવિલાસનો ત્રણેક વરસની ઉમ્મરનો નાનો છોકરો પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે તેની પરવા કર્યા વગર ગુલાબી રંગના, બરફથી ટંડા કરેલા કોઇ સ્વાદિષ્ટ પીણાની બાટલી મોઢે માંડીને પીતો પીતો જેવો બારણામાં

થઇને બહાર નીકળવા જાય છે તેવીજ મેરિજાના પગની લાત ધમ દઇને બારણા ઉપર પડી અને પેલા છોકરાના માથાની સાથે એટલા જોરથી બારણું અફળાયું કે તેણે ચીસ પાડી અને નાચ બંધ કરાવી દીધો. "મરી જા" "મસાણે જા" એવી એવી મૃત્યુસૂચક ગાળો મેરિજાના મોઢામાંથી દહાડામાં સો એક વાર નીકળતી હતી અને છતાં એકાદ માખી તેનાથી ભૂલમાં મરાઈ જતી તો તેનું હૈયું ભરાઈ આવતું. આવી વિચિત્ર સ્વભાવની મેરિજાએ તે છોકરાને ઉંચકીને છાતી સરસો દબાવ્યો અને ઉપરાઉપરી બચ્ચીઓ કરી કરીને તેને ગુંગળાવી માર્યો. પોતાના અવળચંડાપણાના ભોગ થઇ પડેલા બાળકને સાંત્વન દેવા માટે પોતાનેજ હાથે ફીણથી ઉભરાતા બીર નામના દારૂનું મોટું ટંબ્લર તેને મોઢે માંડીને તેને પાવામાં મેરિજા રોકાઇ ગઇ તે દરમ્યાન સારંગીવાળાઓને પૂરતો આરામ લેવાની અને ઢીંચાય તેટલો દારૂ ઢીંચી લેવાની આબાદ તક મળી ગઇ.

આ બનાવ દરમ્યાન એજ ઓરડાના એક બીજા ખૂણામાં ટીટા એલ્ઝબિટા અને જર્ગિસનો બાપ એન્ટેનાસ ખૂબ વ્યગ્રતાપૂર્વક વાતચીત કરતાં બેઠાં હતાં. તેઓ બેઉ જાણે એક ભારે ગૂંચવણમાં આવી પડયાં હતાં અને તેનો ઉકેલ કરવાનો રસ્તો શોધતાં હતાં. કોણે કેટલી રકમનો ચાંલ્લો કરવો તે કાંઇ કોઇએ મુકરર કરેલું ન હતું તેથી કરીને સૌએ પોતપોતાના ગજા પ્રમાણે ચાંલ્લો કરવોજ જોઇએ એવી તેમની નૈતિક ફરજમાં વધારો થતો હતો. કોઇ વધારે આપે તો કોઇ ઓછું આપે એ વાત ખરી, તેમ છતાં પોતે કેટલું આપવું ઘટે તે વાત સૌ કોઇ મનમાં સારી રીતે સમજતા હતા અને એટલેજ તેનાથી ઓછું નહિ પણ વધારે આપવાનો સૌ પ્રયત્ન પણ કરતા. પરંતુ જ્યારથી તેઓ આ દેશમાં આવી વસ્યા ત્યારથી તેમના સ્વભાવમાં ને વર્તનમાં ફેરફાર થતો ગયો અને આ રિવાજના મહત્ત્વ તરફ પણ તેઓ ધીમે ધીમે બેદરકાર થવા લાગ્યા. આ બધાનું મૂળ કારણ તેમની દિવસે દિવસે વધતી જતી ગરીબાઇજ હતી. અહીંનાં આબોહવામાંજ જાણે એક જાતનું સૂક્ષ્મ કાતીલ ઝેર ન હોય તેમ અહીં આવ્યા પછી તેમના જાતીય સ્વભાવમાં વિકાર થવા લાગ્યો હતો—જુવાન વર્ગમાં તો આ ફેરફાર ખાસ કરીને લક્ષમાં આવી જાય એવો હતો. જ્યારે જ્યારે આવી મિજબાનીઓ હોય ત્યારે જુવાનીઆઓનું ધાડું ને ધાડું ચાલ્યું આવે, સારામાં સારી ખાવાની વસ્તુઓ ઉપર ખૂબ હાથ મારે, ઢીંચાય તેટલો દારૂ ઢીંચે અને પછી કોઇ એક રસ્તે તો કોઇ વળી બીજે રસ્તે એમ બધા વારાફરતી સટકી જાય. બે જણ ધીંગામસ્તી કરતાં કરતાં

એકાદ જણની ટોપી બારીમાંથી બહાર ફેંકી દે, પછી બેઉ જણ તેને લેવાને બહાને બહાર જાય અને પછીથી મોઢુંજ ન બતાવે. કોઇ કોઇ વાર તો પાંચ છ જણા સામટાજ વાતો કરતા કરતા છડે ચૉક બહાર જતા રહે; જતા જતા ઘરધણીની સામે જોતા જોતા અથવા મોઢામોઢ તેની મજાક કરતા ચાલ્યા જાય. આ તો હજી સારા, પણ કેટલાક તો એવા રીઢા પાપી હતા કે ખાધા પછી દારૂનાં પીપ આગળ જઇને ચોંટે અને ઘરધણીને ખરચે છાકટા થતા સુધી દારૂ ઢીંચ્યાજ કરે. આટલું કર્યા પછી કોઇના તરફ લક્ષ આપ્યા વગર કન્યાની સાથે નાચીને ચાંલ્લો કરવાનો વખત આવે તે પહેલાં બેશરમપણે પોબારા ગણી જાય. કેટલાક વળી જાણે કરવાની રીત કરી ચૂક્યા હોય અથવા થોડી વાર પછી કરવાના હોય એવો ડોળ કરતા કરતા બહાર નીકળી પડે તે ફરીથી મોઢુંજ ન દેખાડે.

ઉપર ગણાવ્યા તેવા દાખલા એક પછી એક બન્યે જતા હતા અને વરકન્યાનું કુટુંબ તે જોઇને પારાવાર ચિંતામાં ડૂબી ગયું હતું. તેમણે આટલા બધા મહિના સુધી લોહીનું પાણી કરીને જેમ તેમ કરીને થોડીઘણી રકમ બચાવી હતી તે બધી ખરચી નાખવા છતાં પણ લેણદારોનાં લેણાં ચૂકવાશે કે નહિ તેની ચિંતા થતી હતી. ઓના તો ભયભીત થઇને ફાટે ડોળે જોતી ઉભીજ રહી હતી. લગ્નને માટે ખરીદેલી વસ્તુઓના ભયંકર આંકડા રાતદિવસ તેની આંખો સામે તરવરતા હતા: દિવસના તેનું કાળજું કરડી ખાતા હતા અને રાતના તેને જંપીને ઉંઘવા પણ દેતા ન હતા. કારખાનામાં કામ કરવા જતાં રસ્તામાં તે બિચારી સેંકડો વાર એક પછી એક આંકડાને સંભારી સંભારીને તેમના સરવાળા કરી ચૂકી હતી—૧૫ ડૉલર મિજબાનીના ઓરડાનું ભાડું, ૨૨ ડૉલર ખોરાકીની વસ્તુઓના, ૧૨ ડૉલર સારંગીવાળાઓના, ૫ ડૉલર પરણાવનાર પાદરી બાવાની દક્ષિણાના, પાંચ અમુકના અને દસ તમુકના—એમ હનુમાનજીના પૂંછડાની માફક લાંબા લાંબા આંકડાઓનો પારજ ન આવે! આ તો જાણે લગ્ન થતા પહેલાં અગાઉથી ધારી મૂકેલી જરૂરીઆતોનો આંકડો થયો, પણ પીઠાવાળો ગ્રેજુનાસ દારૂ અને બીરનો હિસાબ કરીને કેટલી રકમ લેણી કાઢશે તેની તો ખુદાને ખબર! પરંતુ એ રકમ સૌને માથે ચઢી જાય એવી થશે તેમાં શકજ શો? પીઠાવાળાને કોઇ પહેલેથી પૂછી જુએ કે પીવામાં કેટલો ખરચ થશે ત્યારે તે બહુ તો અટકળ કરીને ગમે તે એક રકમનું નામ પાડે; પરંતુ તેના ઉપર આધાર ન રખાય, તેના દારૂનો હિસાબ ચૂકવવાનો વખત આવે ત્યારે

તે માથું ખજવાળતો ખજવાળતો કહેવાનો કે, અંદાજ કરતી વખતે મારી જરાક શરતચૂક થઇ ગઇ તેથી ઘણો ઓછો આંકડો કહેવાઈ ગયો હશે; પણ હું શું કરૂં ? મેં તો તમારા ખરચમાં બચાવ કરવા સારૂ મારૂં બનતું કર્યું હતું; પણ તમારા પરોણા ખૂબ પી ગયા તેમાં મારી શી કસૂર ? કોઈ એમ ધારતા હોય કે તેના સેંકડો મિત્રો-માં મારો નંબર કદાચ સૌથી પહેલો છે—હું તેનો દિલોજાન મિત્ર છું એવું ભલે કોઈ સમજતો હોય; પણ તે છતાં એ પીઠાવાળો તેને નિર્દય-પણે મૂંડી નાખ્યા વગર છોડવાનોજ નહિ. પરોણાને દારૂ પાતી વખતે જેના અડધા ભાગમાંજ દારૂ હોય અને બાકીનો અડધો ભાગ ખાલી હોય એવા સીસામાંથી તે દારૂ આપવા માંડશે. ત્યાર પછી વળી તેવાજ બીજા અડધોઅડધ ભરેલા સીસામાંથી રેડવા માંડશે અને પછી પરો-ણાને નોતરાં દેનારના નામ ઉપર બે સીસા દારૂની કિંમત ઉધારશે. આ તો જાણે ઘરાકને છેતરવાની એકજ રીત થઇ; પણ તેને તો બીજી હજારો હીકમતો આવડે છે. કરાર કરતી વખતે તે અમુક ભાવે અમુક જાતનો દારૂ પૂરો પાડવાની શરતે ઘરાકની સાથે બંધાશે. પછી જ્યારે એ કરાર મુજબ તે અને તેના મિત્રો પીવા માંડશે ત્યારે તેમને ખબર પડશે કે અમે દારૂ નથી પીતા; પણ જેનું વર્ણન પણ ન કરી શકાય એવું કોઇ ભયંકર ઝેરજ પી રહ્યા છીએ. આનો કોઇની પાસે કશો ઇલાજજ નથી. કદાચ કોઈ ફરિયાદ કરવા જાય પણ તેમાં તેનું કાંઇજ નહિ વળે. પૈસાનું પાણી થઈ જશે અને ઉલટો તેના જીવને કલેશ થશે તે વધારામાં. અદાલતોનું કામ એવું છે કે અદાલતે જવા કરતાં સીધા સ્વર્ગમાં જવું વધારે સારૂં. પીઠાવાળાની લાગવગ કાંઇ જેવી તેવી નથી હોતી. પોલીસના અમલદારો તો તેનાજ વેચાતા લીધેલા; ઑનરરી માજિસ્ટ્રેટો પણ તેનાજ; અને જિલ્લાના રાજદ્વારી પુરુષોને અને કોંગ્રેસના ચૂંટાએલા સભાસદોને પણ તેણે મારી મૂકેલા હોય છે. પીઠાવાળાની સામે બાખડી બાંધવી એ કાંઇ સહેલ વાત નથી. એક વાર જેને અનુભવ મળ્યો હોય તે તો બિચારો નીચી મૂડી કરીને પીઠાવાળો જે માગશે તે ગણી આપવાનું અને ન બોલ્યામાં નવ ગુણ સમજીને ચૂપ રહેવાનુંજ પસંદ કરશે.

એન્ટેનાસ અને ટીટા એલ્ઝબિટા ચાંલ્લો કરનારાંનો અને ચાંલ્લા-ની રકમનો સરવાળો કરતાં બેઠાં હતાં. રકમ બહુજ નજીવી હતી, એ વાત તો ખરીજ; પણ વધારે ખેદકારક બીના તો એ હતી કે જ્યારે નફ્ફટ લોકો એક દમડી પણ આપ્યા વગર છટકી જતા હતા ત્યારે કેટલાંક સહૃદય સગાં ઉપર હદ ઉપરાંતનો બોજો પડતો હતો. દાખલા તરીકે

જેકુબસ ઝેડવિલાસે પાંચ ડૉલરનો ચાંલ્લો કર્યો હતો. તેની હાલત એટલી બધી ખરાબ હતી કે તેની દુકાનનું ભાડું પણ કેટલાક મહિના થયાં ચઢી ગયું હતું તે ચૂકવી આપવાને માટે પોતાની આખી દુકાન તેણે ૨૦૦ ડૉલર લઇને ગીરો મૂકી ત્યારે તેનું દેવું ચૂકવાયું. એનિલિ નામની સૂકા ચામડા જેવી થઇ ગએલી સ્ત્રીની હાલત તો વળી એથી પણ વધારે દયા ઉપજાવે એવી હતી. તે રાંડીરાંડ હતી, વળી તેને ત્રણ છોકરાં હતાં અને વધારામાં શરીરે વાનો રોગ હતો. હાલ્સ્ટેડ સ્ટ્રીટના દુકાનદારોનાં કપડાં ધોઇને તે પોતાનું અને ત્રણ છોકરાંનું પેટ ભરતી હતી. કપડાં ધોવા બદલ તેને જે મહેનતાણું મળતું હતું તે એટલું થોડું હતું કે તે રકમનું નામ સાંભળીને તમારે કાળજે ચરેડો પડી જાય. આવી ગરીબ એનિલિ પણ ચાંલ્લો કરવા ચૂકી ન હતી. પાછલા થોડાક મહિનાથી મરઘાં વેચીને તેણે જે થોડોક નફો કર્યો હતો તે બધો તેણે આજે ચાંલ્લામાં આપી દીધો. તેની પાસે કુલ આઠ મરઘાં હતાં. તેના ઘરના પાછલા ભાગના દાદરની આસપાસ કાંઇક વાડ જેવું કરી લઇને તેમાં તે મરઘાંને રાત્રે પૂરી રાખતી હતી. એનિલિ કામે જાય ત્યારે તેનાં ત્રણ છોકરાં આખો દહાડો ગંદી વસ્તુઓ, મેલું, કચરો વગેરે જ્યાં દટાતાં હતાં ત્યાં આગળ ખોતરી ખોતરીને મરઘાંને સારૂ ખોરાકી વીણતાં ફરે અને એમ કરીને તેમને પોષે. પણ કોઇ કોઈ વાર એ ઉકરડાની સંપત્તિને માટે પણ ઉમેદવારો વચ્ચે ખૂબ સ્પર્ધા થતી ત્યારે એનિલિનાં છોકરાં હાલ્સ્ટેડ સ્ટ્રીટની ગટરોનો આશરો લેતાં. રખેને એ આઠ મરઘાંમાંથી એકાદને કોઈ ચોરી જાય એ બીકથી એનિલિ પોતે પણ છોકરાંની પાછળ પાછળ ગટરોની પ્રદક્ષિણા કરતી. એ મરઘડાંની નાણાંને હિસાબે તો ઝાઝી કિંમત ન હતી; પણ કંગાલ એનિલિને પોતાને હિસાબે તે ઘણાં મૂલ્યવાન હતાં. કારણ કે તે એવી ગણતરી કરતી હતી કે આ મરઘાંમાંથી હું જે કાંઇ પેદા કરૂં છું તે ધૂળમાંથી પૈસો પેદા કરવા જેવું છે. મને તેમાં નથી મૂડીનું રોકાણ કરવું પડતું કે નથી તેમની પાછળ કાંઇ ખાસ મહેનત પણ લેવી પડતી. વળી જિંદગીની રસાકસીમાં જ્યારે આખી દુનિયા મને છેક તળીએ દબાવી દે છે ત્યારે આ મરઘાં મારી કુમકે આવીને મને એ રસાકસીમાં ટકાવી રાખે છે. એટલા માટે એ મહામોંઘાં મરઘાંનું તે રાતદહાડો જતન કરતી અને અંધારી રાતે તેમની ચોકી કરતી રહેવાથી તેને પણ ઘુવડની માફક અંધારામાં જોવાની શક્તિ પ્રાપ્ત થઇ ગઇ હતી. એ આઠમાંના એકને તો ઘણા દિવસ થયાં કોઈ ચોરી ગયું હતું; અને મહિનામાં ઓછામાં ઓછું એકાદ વાર તો કોઇ ને

તેમના ઉપર તરાપ મારવા આવતું ને આવતુંજ. ખરેખરી ચોરીમાંથી એક વાર બચવાને માટે એનિલિ પાંચ પચ્ચીસ વાર 'ચોર!' 'ચોર!' એવી ખોટી ખોટી બૂમો પાડતી. આથી કરીને તેના પાડોશીઓને રાત્રે ઊંઘમાં ગરબડ થતી. જો ખરી અણીને વખતે ટીટા એલ્ઝબિટા તેની મદદે ન આવી હોત, અને તેને થોડું ઘણું નાણું થોડા વખતને માટે ઉછીતું આપ્યું ન હોત તો તેના પાડોશીઓએ મળીને તેને ઘરમાંથી ખંખેરી કઢાવી હોત. આ ઉપકારને ધ્યાનમાં રાખીને ગરીબડી એનિલિ ટીટા એલ્ઝબિટાની સાવકી દીકરીના લગ્નના ચાંલ્લામાં પોતાનાં મરઘાંના વેપારનો કુલ નફો આપવા તૈયાર થઇ એટલા ઉપરથી તેણે આપેલી નાનીશી રકમનું ખરૂં મહત્ત્વ સમજી શકાય છે.

ચાંલ્લાની રકમ તો ઘણીજ થોડી આવી અને હવે બાકીનો ખર્ચ ક્યાંથી કાઢવો તેની ચિંતામાં એક ખૂણાની અંદર જેઓ માથે હાથ દઇને બેઠાં હતાં તેમની સંખ્યામાં ધીમે ધીમે વધારો થતો ગયો. કેટલાક તો શી વાત થાય છે તે સાંભળી લેવાને માટેજ ધીમે ધીમે પાસે આવીને ઉભા. તેમણે પોતેજ દાંડાઇ કરીને ચાંલ્લો કર્યો ન હતો અને છતાં પોતે શાહ થઇને તમાશો જોવા ઉભા હતા તે જોતાં તો કોઇ મોટો મહાત્મા હોય તેનું પણ લોહી ઉકળી આવે તો પછી સાધારણ માણસનું તો પૂછવુંજ શું ? છેક છેવટે કોઈ જર્ગિસને ત્યાં ખેંચી લાવ્યું એટલે આખી વાત તેને છેક શરૂઆતથી કહી સંભળાવવી પડી. તેણે બધું વૃત્તાંત વચમાં કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર સાંભળી લીધું. તેની ભરાવદાર ભમર ઉપર માત્ર કોઇ કોઇ વાર કરચલીઓ વળતી હતી, તેની આંખોમાંથી આગ જેવું કાંઈક ઝબૂકતું હતું અને તે પોતાની આસપાસ ઉભેલાઓમાંના કેટલાક ઉપર તીવ્ર દૃષ્ટિપાત કરતો હતો, એટલાં ત્રણ વાનાં બાદ કરતાં તેણે કશો રોષ પ્રકટ કર્યો નહિ. તેના હાથની મુઠ્ઠીઓ કોઈ કોઇ વાર જોરથી વળી જતી અને કદાચ પેલા નફ્ટ લોકોને તેના લોખંડી હાથનો સ્વાદ ચખાડવાનો વિચાર પણ તેને આવ્યો હશે; પરંતુ તેમ કરવાથી તેને પોતાને કશો લાભ થવાનો નથી એમ જાણીને તેણે એ વિચારને દબાવી દીધો હોવો જોઇએ. તે ધારત તો તે ગમે તેને ગળચીમાંથી પકડીને બહાર ધકેલી કાઢત, પણ તેથી કાંઇ ખર્ચના આંકડામાંથી એક રાતી પાઇ પણ ઓછી થવાની હતી ? અને વધારામાં લોકોમાં તેનું ભૂંડું બોલાય તે વળી નફામાં. એટલે પછી તો જર્ગિસે નિશ્ચય કર્યો કે જગત પડે ખાડમાં; હું મારી ઓનાને લઇને મારે ઘેર ચાલ્યો જાઉં એટલે પછી બસ. આવો વિચાર આવવાથી તેનાં જોરથી ભીડાએલાં આંગળાં જરા

ઢીલાં થયાં અને તેણે શાંતિથી માત્ર એટલુંજ કહ્યું કે "જે થયું તે થયું; હવે શોક કરવાથી કાંઇ વળવાનું છે?" ઓના બિચારી તેની પાસેજ ઉભી હતી. તેણે તેના તરફ નજર કરતાં તેની બેબાકળી ફાટી આંખો જોઇને તે બોલી ઉઠયો: "પ્રિયે! તારે તેની ચિંતા ન કરવી. થોડુંક દેવું રહેશે તેનું જોઈ લેવાશે. આપણે ગમે તેમ કરીને ચૂકવી આપીશું. હું જરાક વધારે કામ કરી છૂટીશ. બસ એટલુંજ, એમાં શું ખોટું છે?" 'હું જરાક વધારે કામ કરીશ,' આવો જવાબ જર્ગિસે આજે કાંઇ પહેલીજ વાર આપ્યો ન હતો. જ્યારે જ્યારે તેમના સંસારમાં કાંઇ મુસ્કેલી આવે ત્યારે 'હું રોજના કરતાં વધારે કામ કરીશ' એવું તેને મોઢેથી સાંભળવાને ઓના ટેવાઇ ગઇ હતી. તેઓ લિથુઆનિયામાં રહેતાં હતાં ત્યારે જર્ગિસનો પાસપૉર્ટ એક અમલદારે ઝૂંટવી લીધો અને પછી તું પાસપૉર્ટ વગર કેમ અહીં આવ્યો એમ કહીને બીજા અમલદારે તેને દંડી નાખ્યો અને તે દંડની રકમ બેઉ ચંડાળોએ સરખે ભાગે વહેંચી લીધી ત્યારે પણ જર્ગિસે કહ્યું હતું કે કાંઇ ચિંતા નહિ; હું જરાક વધારે મહેનત કરી છૂટીશ. ન્યૂયૉર્કમાં આવ્યા પછી મોઢેથી મીઠું મીઠું બોલનારા દલાલે તેમને સૌને પોતાની કપટજાળમાં ફસાવ્યાં, તેમની પાસેથી ખૂબ નાણું ઓકાવ્યું અને મોં માગ્યા પૈસા કાઢી આપવા છતાં તે દૈત્ય તેમને બધાંને અટકમાં પૂરી રખાવતો હતો ત્યારે પણ જર્ગિસે આવુંજ કહ્યું હતું. આજે ત્રીજી વાર તેને મોઢેથી એના એ બોલ સાંભળીને ઓનાએ એક દીર્ઘ શ્વાસ લીધો. તેને મનમાં એવું લાગ્યું કે આવો જબરો, પડછન્દ જેવી કાયાવાળો અને તમામ જાતનાં સંકટનો નિકાલ કરી નાખવાને સમર્થ એવો મને ધણી મળ્યો છે અને તે પણ આવડી નાની ઉંમરમાંજ! આવું આવું તેને કાંઇક થયું ખરૂં.

મેરિજાએ બેઉ બારણાંની વચમાં જેનું માથું છૂંદી નાખ્યું હતું તે છોકરો હવે રડતો છાનો રહી ગયો એટલે પાછી સારંગીઓવાળા ઉપર ધાડ આવી. એ લોકોને કચવાતે મને ઉઠીને ઉભા થવું પડયું અને સારંગી ઉપર ગજ ફેરવવો પડયો. નાચ ફરીથી શરૂ થયો ખરો, પણ હવે નાચવાને બાકી રહેલા કોઇ હતાજ નહિ. ચાંલ્લો પણ જે આવવાનો હતો તે આવી ચૂકયો હતો. એટલે હવે તો બધાંએ ભેગાં થઇને જેને જેમ નાચવું હોય તેમ નાચવાની છૂટ મળવાથી પાછો મિશ્ર નાચ શરૂ થયો. મધરાત તો હવે થઇજ ગઈ હતી અને નાચનારાંઓમાં પણ પહેલાંના જેટલું જોમ રહ્યું ન હતું. ઘણાખરાએ તો ખૂબ દારૂ ઢીંચ્યો હતો. તેથી તેમના પગ ચપળતાથી ઉપડતા ન

હતા—અર્થાત્ તેમનો બધોજ ઉમંગ ઉડી ગયો હતો. દારૂના નશાથી આણેલો કૃત્રિમ ઉમંગ પણ હવે રહ્યો ન હતો. હવે તો પોતે નાચે છે કે શું કરે છે તેનું પૂરૂં ભાન પણ ઘણા થોડાને રહ્યું હતું. તેઓ નાચતા હતા, ગોળ કુંડાળામાં ઘૂમતા હતા—પણ શૂન્ય આંખે, ઉલ્લાસ વગર જાણે નાચતા નાચતા હમણાંજ તેમને ઉંઘનું ઝોકું આવી જશે એવી હાલતમાં—જડ યંત્રની પેઠે નાચ્યે જતા હતા. પુરુષો તેમની સાથે નૃત્ય કરનાર સ્ત્રીઓના અંગને જોરથી પકડી રાખતા હતા એ વાત ખરી, પરંતુ તેઓ બેઉની આંખોમાં એવું ઘેન આવી ગયું હતું કે અડધા કલાકમાં એક વાર પણ તેઓ જો એકબીજાનાં મોઢાં જોવા આંખ ઉઘાડી શકે તો તેમનાં મોટાં નસીબ. કેટલાંક યુગલને તો હવે નૃત્ય કરવાનો છેકજ કંટાળો આવી ગયો હતો અને તેવાં જોડાં એકબીજાના હાથમાં હાથ ભેરવીને એક ખૂણામાં ટોળે વળીને બેઠાં હતાં. જેમણે બીજાં બધાંના કરતાં વધારે પ્યાલીઓ મોઢામાં ઠાલવી હતી તેઓ ગમે તેની સાથે માથાં ભટકાવતા આખા ઓરડામાં બધે આથડીઆં ખાતા ફરતા હતા; કેટલાક વળી બબ્બે ત્રણ ત્રણની ટોળકીઓ બાંધીને ગાતા હતા, પણ દરેક ટોળી જુદું જુદુંજ ગાયન ગાય. ત્યાર પછી જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ આખી મિજલસમાં અને ખાસ કરી જુવાનવર્ગમાં છાકટાપણાનાં વિવિધ લક્ષણ પ્રકટ થવા લાગ્યાં. કેટલાક લથડીઆં ખાતા ખાતા એક બીજાને બાઝી પડતા અને રડવા જેવે અવાજે એકબીજાના કાનમાં કાંઈક કહેતા. કેટલાક વળી ધૂળ જેવી વાતમાં લડી પડતા અને મારામારી ઉપર આવી જતા અને તેમને લડી મરતા અટકાવવાને સારૂ બીજાઓ વચ્ચે પડીને તેમને છૂટા પાડતા. પેલો જાડો પોલિસનો સિપાઈ જે અત્યાર સુધી ઝોકાં ખાતો હતો અને વચમાં વચમાં આંખો ઉઘાડતો હતો તેણે જોયું કે હવે ઝોકાં ખાધે નહિ પાલવે. તેથી તે હવે ઉંઘને ઉરાડી દઈને પૂરેપુરો હોંશિયાર થઇ ગયો અને દંડુકાનો ખપ પડે ત્યારે તે ઝટ લઇને હાથ આવી જાય એટલો નજીક છે કે નહિ તે પણ તેણે હાથ ફેરવીને જોઇ લીધું. રાતના બે વાગ્યાના કજીઆ, શરૂઆતમાં નજીવા પણ એક ચીણગારીમાં જેમ આખું જંગલ સળગી ઉઠે છે તેમ જોતજોતામાં ઘણું ગંભીર સ્વરૂપ ધારણ કરે છે. તેટલા માટે એવે વખતે ત્યાં હાજર રહેનાર સિપાઇને ઘણી હોંશીઆરીથી કામ લેવું પડે છે. તેની અસાવધાનીને લીધે જો કજીઓ વધી ગયો તો તે વધતાં વધતાં એટલી હદ સુધી વધી જાય છે કે પોલિસ થાણાના તમામ અનામત સિપાઇઓને ત્યાં લાવતાં પણ હુલ્લડ કાબુમાં આવે કે

ન પણ આવે. પોલિસના સિપાઇઓ તોફાની ટોળામાંના એકનું પણ માથું ભાંગી ન શકે. એટલા બધા લોકોને એકઠા થવા દેવા તે કરતાં પહેલેથીજ થોડાક હુલ્લડખોરોનાં માથાં ભાંગી નાખવાં એ એકજ ડહાપણ ભરેલી નીતિ છે. કસાઇખાનાનાં કામદારોની ચાલીઓમાં એકંદર-કેટલાનાં માથાં ફૂટયાં તેનો કોઇ હિસાબ રાખતું નથી અને કોઇ માગતું પણ નથી. કારણ કે જેઓ આખો દિવસ જાનવરોનાં માથાં ભાગે છે તેમને હરકોઇનાં માથાં ભાંગવાની ટેવ પડી જાય છે. એટલે પછી કોઇ કોઇ વાર તેઓ પોતાના મિત્રો ઉપર અથવા પોતાના ઘરનાં બૈરાં છોકરાં ઉપર પણ એ આવડતનો મહાવરો કરી લે છે. આથી કરીને સુધરેલી દુનિયાનાં બધાં માણસોના વતી બહુજ થોડાંજ માણસો લોકોનાં માથાં ભાંગવાનું કંટાળાભરેલું છતાં ઘણુંજ જરૂરી કામ ઉપાડી લે છે તેનો બધો યશ માથાં ભાંગવાની નવી અને સુધરેલી ઢબને અને તેનો અમલ કરનાર પોલિસને આપવો ઘટે છે.

તે રાત્રે તો મારામારી પણ થઇ નહિ અને કોઇનાં માથાં પણ ભાંગ્યાં નહિ તેનું કારણ પોલિસના સિપાઇનો કરતાં પણ જર્ગિસ વધારે સાવધાનીથી ચારે બાજુએ નજર રાખ્યા કરતો હતો તે હતું. તેણે પોતે પણ દારૂ પીવામાં તો કશી કસર રાખી ન હતી; કારણ કે પોતે પીએ કે ન પીએ તો પણ ખરચ તો જે થવાનો હતો તે થવાનોજ હતો ત્યારે પછી એવે વખતે હરકોઇ માણસ સ્વાભાવિક રીતે પીવાય તેટલો પીએજ. તે પ્રમાણે જર્ગિસે પણ ઠીકઠીક દારૂ ઉડાવ્યો હતો. તે છતાં તેના જ્ઞાનતંતુ એટલા મજબૂત હતા કે એટલા દારૂથી તેને ઝાઝો નશો ચઢતો ન હતો તેથી તે પોતાના સ્વભાવ ઉપરનો કાબુ એકાએક ગુમાવી બેસતો ન હતો. માત્ર એકજ વાર જરાક ઝપાઝપી થઇ ગઇ, પણ તરતજ બધું ટાઢું ટપ પડી ગયું. તેમાં બધો વાંક હતો માત્ર મેરિજાનોજ, એએક કલાક પહેલાં તેણે પોતાના મનથી એવું માની લીધું હતું કે ડાઘા-દૂધીવાળું સફેદ કપડાનું પહેરણ પહેરીને ઓરડાના ખૂણામાં બેઠેલી વ્યક્તિનું મંદિર એજ સાચું ×સુરાલય અથવા સ્વર્ગ હોવું જોઇએ; અથવા તેમ નહિ તો મૃત્યુલોકનું સ્વર્ગ તો એ સિવાય બીજે કોઇ ઠેકાણે હોઇ શકેજ નહિ. આવું સમજીને તેણે એ સ્વર્ગના અમૃતરૂપી સુરાનું સારી પેઠે સેવન કર્યું હતું અને તેથી તેનામાં લડવાનો આવેશ આવ્યો તો હતોજ. એટલામાં તેને કાને

× સુરાલય. સુરા+આલય=દારૂનું પીઠું. સુર+આલય=દેવોને રહેવાનું સ્થાન એટલે સ્વર્ગ. મેરિજાએ પીઠામાં સ્વર્ગની કલ્પના કરી હતી—**અનુવાદક**

વાત આવી કે અમુક દુષ્ટોએ દાંડાઇ કરીને ચાંલ્લો કર્યો નથી. એટલે તો પછી તેણે લડાઈનું રણશિંગુ ફૂંક્યું. સાધારણ રીતે તેના યુદ્ધનું મંગલાચરણ ગાળોથી થતું, પણ આ વખતે એવું તેવું કશું ન કરતાં પરબારી હાથોહાથ ઉપરજ આવી ગઈ. બે દુષ્ટ લોકોને તેણે એક એક હાથે એટલા જોર વડે ગળચીમાંથી પકડેલા કે જ્યારે લોકોએ વચ્ચે પડીને પેલાઓને તેના પંજામાંથી છોડાવ્યા ત્યારે બેઉ જણના ગળાના કૉલર મેરિજાના હાથમાં ને હાથમાંજ રહી ગયા હતા. સારે નસીબે પોલિસનો સિપાઈ સમજાવ્યો સમજી ગયો અને તેણે મેરિજાને નહિ પણ પેલા બે જણનેજ તે ઓરડામાંથી બહાર ધકેલી કાઢયા.

આટલી બધી ધમ્માચકડી થઇ તે છતાં ગાયન અને નૃત્યમાં તો માત્ર એક બે મિનિટ જેટલુંજ ભંગાણ પડયું. લડનારાંઓ છૂટાં પડયાં એટલે પાછો એનો એજ નિર્દય સૂર જેમાં છેલ્લા અડધા કલાકથી જરા પણ ફેરફાર થયો ન હતો તે ફરીથી ચાલુ થઇ ગયો. તે કોઇ અમેરિકન ગાયનની કડી હતી અને આ લોકોને રસ્તે જતાં જતાં વારંવાર કાને પડવાથી મોઢે થઇ ગઈ હતી. ઘણા ખરાને તે આખું ગીતજ મોઢે હતું—પહેલી લીટી તો બધાને મોઢે હતીજ. બસ, પછી તો પૂછવાનુંજ શું ? વારે વારે એની એ લીટીને ચાવી ચાવીને તેનો કૂચો કાઢી નાખ્યો હતો અને તે છતાં તેઓ ધરાતા ન હતા. ખરેખર, આ પંક્તિનો પુનઃ પુનઃ જપ કરવાથી તેમના ઉપર હિપ્નોટિઝમના જેવી અસર થઈ હતી કે જેથી કરીને તેમના મોઢા ઉપર ચઢી ગએલી આ કડીને તેઓ હોઠેથી અળગી કરી શકતાં ન હતાં. સાંભળનારા તેમજ વાજિંત્રમાં ઉતારનારા, સઘળાજ આ પંક્તિના રટણથી થએલી જબ્બર મોહક અસરને વશ થઇને એની એજ પંક્તિને ઘૂંટયા કર્યા કરતા હતા. તેને પડતી મૂકીને બીજી કડી ઉપાડવાની કોઇનામાં શક્તિ રહી ન હતી—એવું કરવાનો વિચાર પણ કોઇને આવતો ન હતો. મળસ્કાના ત્રણ વાગી ગયા હતા; આટલો બધો વખત નાચી નાચીને તેમના બળનું, ઉમંગનું, ઉત્સાહનું હવે છેકજ દીવાળું નીકળી ચૂક્યું હતું. પીવાય તેટલો દારૂ પીને ઉછીનું આણેલું બળ પણ ક્ષીણ થઇ ગયું હતું; છતાં પણ નાચ બંધ કરવાની કોઇનામાં તાકાતજ રહી ન હતી. હવે તો માત્ર ચારજ કલાક બાકી રહ્યા હતા. ચાર કલાક પછી સવારના સાત વાગ્યે કારખાનાની સીસોટીઓ વાગતાની સાથેજ આમાંના એકે એક જણને કામ કરતી વખતે પહેરવાનો પોશાક પહેરીને કોઇને ડરહામ કંપનીનાં તો કોઇને બ્રાઉન કંપનીનાં તો કોઇને જોન્સ કંપનીનાં માંસનાં કારખાનાંમાં પોતપોતાની જગ્યાએ બરાબર વખત-

સર હાજર થઇ જવું પડશે. એક મિનિટ જેટલું પણ મોડું થયું તો એક કલાકનો પગાર કપાયોજ જાણવો. એક કરતાં વધારે મિનિટ મોડું થાય ત્યારે તો મોડો આવનાર દિવાલ ઉપર ટાંગેલા પોતાના નંબરના બિલ્લાને સવળાને બદલે અવળું કરેલુંજ જુએ. આ નિશાની ઉપરથી તેણે સમજી લેવું જોઇએ કે તેની જગ્યા પુરાઇ ગઇ છે અને જો ફરીથી નોકરીએ રહેવાની ઈચ્છા હોય તો તેણે હવે કારખાનાના ઝાંપાની બહારની બાજુએ જ્યાં સવારના છથી તે રાતના સાડા આઠ વાગતા સુધી ભૂખ્યા બેકાર લોકો ટોળું વળીને નોકરીની આશાએ ઉભા રહે છે, રાત્રે ઘેર જાય છે અને પાછા સવાર થતાંજ આવીને ઉભા રહે છે તે ટોળામાં સામેલ થઇ જવું. આ તો બ્રહ્માનો અટળ અવિચળ કાયદો હતો. એમાં કદી કશું અપવાદ જેવું તો હોયજ નહિ. બિચારી નાની, કુમળી, જૂઈની પાંખડી જેવી ઓનાએ અરજ કરી કે મારા લગનને બીજે દહાડે એકજ દિવસની-ફક્ત એકજ દિવસની મને કપાત પગારે રજા આપો; તેના જવાબમાં તેના મુકાદમે તેને નકાર સંભળાવ્યો. કારખાનાઓવાળા જે પ્રમાણે કહે તે પ્રમણે ઓચીપર કાંકરો મૂકીને કામ કરવાને માટે સેંકડો ઉમેદવારો પડાપડી કરતા હોય તો પછી મજૂરોની સગવડ અગવડનો શા માટે કોઇ વિચાર કરે ? શા માટે મજૂરોની સગવડને ખાતર કારખાનાંવાળાઓ જરા પણ અગવડ વેઠી લે ? જેને નોકરી કરવાજ હોય તેણે ત્રણસોને પાંસઠ દિવસ આ પ્રમાણે કામ કરવુંજ પડશે. હું સાજો છું કે માંદો તેનો વિચાર તમારે સાંજે ઘેર ગયા પછીજ કરવો. શિકાગોનાં કસાઈખાનાંનો આવો ચાલુ અને અવિચળ નિયમ હતો.

બિચારી ઓનાનું માથું ફરવા આવ્યું હતું. આખા ઓરડામાં સચરાચર ફેલાઇ ગએલી દારૂની દુર્ગંધને લીધે તેને પોતાને પણ થોડું ઘણું ઘેન ચઢી ગયું હતું. તેણે પોતે તો એક ટીપું પણ હોઠે અડકાડયું ન હતું; પણ તેના સિવાયનાં બીજાં તમામ માણસો દારૂથી ઠસઠસીને ભરેલા જીવતા ને જાગતા દારૂના પીપ સરખાજ બની ગયા હતા. જેઓ ખુરશીઓ ઉપર પડયા પડયા ઘોરતા હતા અથવા જમીન ઉપરજ લાંબા થઇને આળોટતા હતા તેમનાં મોટાંમાંથી દારૂની એક જાતની છાક મારતી હતી કે તેમની પાસે જવાનો પણ સારા માણસનો જીવ તો નજ ચાલે. જર્ગિસ વારેઘડીએ ઓના તરફ આતુર નજરે જોયા કરતો હતો—તેની શરમ તો ઘણા વખતથી છૂટી ગઇ હતી. પણ લોકો હજી અહીંથી ખસતા ન હતા અને વર–કન્યાને તેમને ઘેર લઈ જવાને સારૂ ગાડીવાળાને વરદી આપી હતી તે પણ હજી આવ્યો

ન હતો. જર્ગિસ અધીરો બનીને બારણા તરફ નજર કર્યાંજ કરતો હતો. પણ ગાડી તો ન આવી તે નજ આવી. જર્ગિસની ધીરજ હવે ખૂટી ગઇ. તેણે વિચાર કર્યો કે ચૂલામાં પડી ગાડી. આપણું ઘર ક્યાં આઘું છે ? ચાલીને ઘેર કાં ન જઇએ ? રાત તો વીતી જવા આવી છે અને સવાર થતાં તો કારખાનાની સીસોટી વાગશે એટલે વરરાજા મટીને મજૂર થવું પડશે. તો પછી કલાક બે કલાક લગ્નસુખના ઘૂંટડા કેમ ન ભરી લેવા ? આવો વિચાર કરીને તે ઓનાની પાસે ગયો. તેને પાસે આવતો જોઇને તે ધ્રૂજવા લાગી અને ધોળી પૂણી જેવી બની ગઈ. તેણે તેને ગળે શાલ વીંટાળી અને પોતાનો ભારે ડગલો પણ તેના અંગ ઉપર ઓઢાડયો.

કોઇની રજા લેવા જેવું તો હતુંજ નહિ. નાચનારાંઓમાંથી કોઇ તેમના તરફ જોતું પણ ન હતું. ઘરડાં ખોખરાં અને છોકરાંઓ તો ક્યારનાંય થાકીને લોથપોથ થઇ ઉંઘવા પડયાં હતાં. જર્ગિસનો બાપ ઍન્ટેનાસ ઉંઘી ગયો હતો. ઝેડવિલાસ અને તેની સ્ત્રી પણ બેઉ ઉંઘી ગયાં હતાં—તેમાં ઝેડવિલાસ તો ખાસ્સા ષડ્જના સૂર કાઢીને ઘોરતો હતો. ટીટા એલ્ઝબિટા અને મેરિજા ડસકાં ભરીને રડતાં હતાં. ઓરડાની બહાર ગંભીર પ્રશાન્ત રજનીનું રાજ્ય હતું. આકાશમાં ચમકતા તારાઓ પૂર્વ દિશાએથી ચાલી આવતા ઝાંખા પ્રકાશને લીધે કાંઇક નિસ્તેજ થવા આવ્યા હતા. મોઢેથી એક શબ્દ પણ બોલ્યા વગર જર્ગિસે ઑનાને બે હાથે ઉપાડી લીધી અને મોટે પગલે ત્યાંથી ચાલી નીકળ્યો. તેણે પણ તેના માંસલ ખભા ઉપર એક ધીમો ઉંકારો કરીને પોતાનું માથું ઢાળી દીધું. તે જ્યારે પોતાના ઘરના બારણા આગળ આવી પહોંચ્યો ત્યારે ઓના ઉંઘી ગઇ છે કે બેશુદ્ધ બની ગઇ છે તે વિષે તેને સંદેહ ઉત્પન્ન થયો. પણ બારણે દીધેલું તાળું ઉઘાડવાને માટે તેણે પોતાનો એક હાથ છૂટો કરીને તેના શરીરનો બધો ભાર જ્યારે પોતાના એકજ હાથ ઉપર થંભાવી રાખ્યો ત્યારે તેણે દીઠું કે ઓનાની બીડાઈ ગએલી આંખો ઉઘડી હતી.

તેને ઉંચકીને દાદરા ઉપર ચઢતાં ચઢતાં જર્ગિસે તેના કાનમાં ધીમેથી કહ્યું: “આજનો દિવસ તું કામ પર જતીજ નહિ.” આ બોલ સાંભળતાં વારજ તે ભયભીત થઇને તેના એક હાથને વળગી પડી અને જાણે તેનો શ્વાસ રૂંધાતો હોય તેમ ડસકાં ખાતી ખાતી બોલી, ‘ના—ના—તેમ નહિ બને—ગેરહાજર રહેવાની મારી હિંમત ચાલતી નથી. તેમ કરવા જતાં આપણે—રવડી મરીશું—હાથે ને પગે થઇ જઇશું.”

પણ જર્ગિસ અધીરાઇથી બોલી ઉઠયો: “તેની તારે શી ફિકર? ઘરખર્ચનો બધો ભાર હું એકલો ઉપાડી લઇશ. હું વધારે કમાઇશ—જરાક વધારે મહેનત કરીશ. પછી છે કાંઈ ?”



# प्रकरण २ जुं

સખતમાં સખત મજૂરી કરતાં પણ જર્ગિસ જરાય અચકાતો ન હતો; કારણ કે તેની હજી ચઢતી જુવાની હતી. કામ કરી કરીને ઘસાઇ ગએલા અને છેવટે તદ્દન અશક્ત થઇને બેઠેલા લોકોની વાતો શિકાગોના કસાઇખાનામાં કામ કરતાં કરતાં તેને કાને અવારનવાર આવ્યા કરતી હતી. આવી હાલત થઈ ગયા પછી તે બિચારા ભાગ્યહીન લોકો કેવા દહાડા કાઢતા તે વાતો સાંભળીને તો હરકોઇને કંપારી વછૂટે; તેમ છતાં પણ જર્ગિસ એ બધી વાતોને હસીજ કાઢતો. તેને આ દેશમાં આવ્યે હજી ચારજ મહિના થયા હતા. વળી તે ભરજુવાનીમાં હતો અને તેના શરીરમાં અત્યંત બળ હતું. તેનું શરીર તંદુરસ્તી અને જોરથી ફાટફાટ થતું હતું. તેથી કરીને મજૂરી કરતાં કરતાં માણસનું શરીર આખરે કેવી રીતે તૂટી જાય તેની તે કલ્પના પણ કરી શકતો ન હતો. એવા કોઇક માણસની વાત તેના સાંભળવામાં આવતી ત્યારે તે તેને તુચ્છકારી કાઢતો અને કહેતો કે "તમારા સરખાં માયકાંગલાં અને વેંતીઆં માણસોની બાબતમાં તમે કહો છો તેવું થતું હશે, પણ આ જોયા મારા હાથ ?" એમ કહીને તે પોતાના લોખંડી બાહુ બતાવતો.

હજી તે ગામડામાંથી તરતમાંજ શહેરમાં આવેલા છોકરા જેવો હતો. કારખાનાંના નિરીક્ષકો અને માલિકોને આવાજ માણસોને હાથ કરી લેવાનું ઘણું ગમતું અને આવા માણસો જવલ્લેજ કેમ જોવામાં આવે છે તેનો તેમને બળાપો થતો. જર્ગિસના શરીરમાં જુવાનીનું જોર એવું થનગનતું હતું કે કોઇ તેને અમુક ઠેકાણે જવાનું કહે તો ચાલતો જવાને બદલે મોટી મોટી ફલંગો મારતો કે દોડતોજ જાય. તેને જે કામ સોંપ્યું હોય તે ઝપાટાબંધ કરી નાખે અને પાછો બીજા કામની માગણી કરતો ઉભો રહે. તેના હાથમાં કાંઇ કામ ન હોય તો પણ તેનાથી ઠરીને બેસાયજ નહિ. કશું કામ હાથમાં ન આવે ત્યારે અમસ્તો અમસ્તો હાથ–પગ નચાવે. જેના શરીરમાં જોર માતુંજ ન હોય તે પછી આવું તેવું ન કરે તો કરે પણ શું ? જો પાંચ–પચ્ચીસ

માણસોની સાથે એક હારમાં કામ કરવાનું તેને ભાગે આવ્યું હોય તો બીજા બધા લોકો કામમાં તેની પાછળ પડી ગયા વિના રહેજ નહિ. સો માણસમાંથી તેને તેનો તનમનાટ અને હદ ઉપરાંતની ચપળતા ઉપરથી ઓળખી કાઢતાં વારજ ન લાગે. કારખાનાના એક મુકાદમે તેને આવાં લક્ષણ ઉપરથીજ ચૂંટી કાઢ્યો હતો. બન્યું એવું કે તે શિકાગોમાં આવ્યો તેને બીજેજ દહાડે તે બ્રાઉન કંપનીના "સેન્ટ્રલ ટાઈમ સ્ટેશન" આગળ પૂરો અડધો કલાક પણ ઉભો નહિ હોય એટલામાં તો તેના ઉપર એક નિરીક્ષકની નજર પડી ગઇ અને તેણે ઇસારત કરીને તેને પોતાની પાસે બોલાવ્યો. જે ઠેકાણે મહિનાના મહિના ઉભાં ઉભાં તપ કરતાં પણ નોકરીનું ઠેકાણું ન પડે ત્યાં માત્ર અડધા કલાકની ઉમેદવારીમાંજ તેને નોકરી મળી ગઇ તે ઉપરથી જર્ગિસ મનમાં ખૂબ ગર્વ કરતો અને બીજા લોકો કારખાનાંના કામદારોની હાડમારીની વાતો કરે ત્યારે એવી વાતોને તુચ્છકારી કાઢવાની તેની વૃત્તિને ઉપલા બનાવથી વધારે ઉત્તેજન મળ્યું. તેઓ તેને કહેતા કે "અલ્યા ભાઇ ! તારી સાથેજ ત્યાં આગળ બીજા ઘણાય માણસો ઉભા હતા; એક બે દિવસથી નહિ પણ મહિનાના મહિનાઓ થયાં ઉભા રહીને તેમને પગે રસ ઉતર્યો છે તે છતાં પણ તેમાંથી એકકેને નોકરી મળી નથી તેનું શું ?" ત્યારે જર્ગિસ પાછો કહેતો કે "હા, હા, ઉભેલા તો ખરાસ્તો. પણ માણસ કેવા ? જેમનાં મોઢાં ઉપરથી માખી પણ ન ઉડે અને જેમના હાથનાં કોઇ બે બોર પણ ન લે એવા માયકાંગલાઓ ! દારૂ પી પીને જેમના સાંધેસાધા તૂટી ગયા છે એવા છાકટાઓ ! આવા જેના હાથ છે"–એમ કહીને તે પોતાના ખમીસની બાંય ચઢાવતો અને હાથના સ્નાયુનો કઠણ ગોટલો ચઢાવીને બોલતો: "આવા જેને હાથ છે તેને ભૂખે મરવાનો વખત આવે એવું તમે ભલે કહો, પણ હું માનુંજ કેવી રીતે ?"

તેના જવાબમાં તેઓ કહેતા કે "બાપુ ! એક તો તું ગામડેથી આવ્યો છે અને તે પણ ઘણે દૂરના ગામડેથી." આ વાત તદ્દન સાચી હતી; કારણ કે જર્ગિસે શહેર તો શું પણ મોટી વસ્તીવાળું ગામ પણ જ્યારે તે ઓનાને પરણવાની પોતાની લાયકાત સાબિત કરવાને માટે બે પૈસા પેદા કરવા પોતાના ગામ બહાર નીકળી પડ્યો ત્યારેજ દીઠું. તેનો બાપ, તેના બાપનો બાપ અને તેની કેટલીય પેઢીના પૂર્વજો લિથુઆનિયાના "બાદશાહી જંગલ" નામના એક ભાગમાંજ રહ્યા હતા. એ જંગલ જાણે એકાદ લાખ એકર જેટલી જમીનનો એક મોટો ખંડ છે અને તેનો ઉપયોગ રાજકુટુંબને શિકાર

ખેલવાના ખાસ અનામત જંગલ તરીકે છેક ઇતિહાસના આરંભથી થતો આવ્યો છે. ત્યાં થોડાંક ખેડૂતોનાં કુટુંબો પણ વસે છે. એ જમીનનો ભોગવટો કરવાનો હક્ક તેમને ઘણા જૂના વખતથી મળ્યો લાગે છે. આમાંનો એક ખેડુત એન્ટેનાસ રૂડકસ હતો. ઘીચ જંગલની અંદર ઝાડીઝાંખરાં કાપીકૂપીને તૈયાર કરેલી ૭ એકર ખેડાણ જમીનની પેદાશ ઉપર તેના બાપે અને તેના મરી ગયા પછી એન્ટેનાસે પોતાના કુટુંબ સહિત દહાડા કાઢયા હતા. તેને ત્રણ છોકરાં હતાં–બે છોકરા અને એક છોકરી. જર્ગિસનાથી જે મોટો હતો તેને દસ વરસની વાત ઉપર લશ્કરમાં પકડી ગયા અને ત્યાર પછી તેનું શું થયું તેના કશા સમાચારજ આવ્યા ન હતા. છોકરી પરણીને ઠેકાણે પડી હતી અને જ્યારે ઘરડો એન્ટેનાસ જર્ગિસની સાથે દેશાવર જવા તૈયાર થયો ત્યારે તેની જમીન તે છોકરીના ધણીએજ વેચાતી લઇ લીધી.

આજથી દોઢેક વરસ ઉપર જર્ગિસના ગામથી સો માઇલને છેટે એક ઠેકાણે ઘોડાનું મોટું બજાર ભરાયું હતું ત્યાં જર્ગિસ અને ઓનાનો પહેલવહેલો મેળાપ થયો. જર્ગિસ પરણવાનો વિચાર સરખોય મનમાં આવવા દેતો ન હતો. લગ્નની વાત નીકળે ત્યારે તે હસીને કહેતો કે એ તો લોકોને સપડાવવાનું અને બાંધી રાખવાનું પાંજરૂં છે. પણ એજ જર્ગિસને તે દહાડે કોણ જાણે શું થઈ આવ્યું કે તેણે અને ઓનાએ એકબીજાની સાથે એક અક્ષર સરખો બોલ્યા વગર માત્ર એકબીજાની તરફ બે–પાંચ વાર મોઢાં મલકાવીને જોયું. એટલામાંજ જર્ગિસ વિચિત્ર સંક્ષોભને વશ થઇને રાતો રાતો બની ગયો અને ઓનાનાં માબાપની પાસે જઇને કહેવા લાગ્યો કે, તમારે મારી પાસેથી કન્યાદાનના બદલામાં જે લેવું હોય તે લઇને મને તમારી દીકરી પરણાવો. તેના બાપે તેને આ હાટમાં બે ઘોડા વેચવાને મોકલ્યો હતો તે ઘોડા તેણે ઓનાના બાપને ઓનાના બદલામાં આપવા માંડયા. પણ તેણે એક વાર ના કહી તેની ફરીથી હા થઇજ નહિ. તેનું કહેવું એવું હતું કે એક તો છોકરી હજી નાદાન છે અને બીજું તે પૈસાવાળો હતો તેથી પોતાની છોકરીને માટે કોઇ આવી રીતે માગું કરતો આવે તે તેને ગળે ઉતરેજ કેવી રીતે? તેથી જર્ગિસ બિચારો નાઉમેદ થઇને ઘેર ગયો. ત્યાર પછી વસંત અને ગ્રીષ્મ બેઉ ઋતુ દરમ્યાન પ્રણયભંગની વેદના ભૂલી જવાય તે સારૂ તેણે ખૂબ મહેનત કરી જોઇ. કાપણીની મોસમ પણ પૂરી થઇ અને પાછો શિયાળો બેઠો તો પણ તેની મનોદશામાં ફેર પડયો નહિ. તેણે નિશ્ચય કર્યો કે હવે એમ હાથપગ જોડીને બેસી રહે દહાડો નહિ વળે. ઓનાનું ગામ તેના ગામથી

પંદર દિવસની મજલ કરવી પડે એટલું છેટે હતું. પણ જર્ગિસ ત્યાં જવાને પગે ચાલતો નીકળી પડ્યો.

ત્યાં પહોંચ્યો ત્યારે તેને ખબર પડી કે છેલ્લા સાત આઠ માસ દરમ્યાન ઘણા અણધાર્યા બનાવો બની ચૂક્યા હતા. ઓનાનો બાપ મરી પરવાર્યો હતો અને તેની સ્થાવર મિલ્કત તેના લેણદારોએ લેણા પેટે પોતાને કબજે કરી લીધી હતી. હવે તેની ઇચ્છેલી વસ્તુ તેના હાથ વેંતમાં આવી ગઇ છે એમ જાણીને જર્ગિસને આશા આવવા લાગી. હવે ઓનાના કુટુંબમાં તેની સાવકી મા ટીટા એલ્ઝબિટા, તેનાં નાનાં મોટાં બધાં મળીને છ છોકરાં અને ઓનાનો સગો ભાઇ સૂકલકડીઆ જેવો જોનાસ જે પહેલાં ખેતી કરતો હતો તે મળીને આઠ જણ હતાં. જર્ગિસ તેના જંગલના રહેઠાણમાંથી આજેજ પહેલ-વહેલો બહાર આવ્યો હતો તેથી તેને આ લોકો બહુ મોટાં માણસ દેખાયાં. ઓના વાંચી જાણતી હતી અને બીજી ઘણી બાબતો જે જર્ગિસ જાણતો ન હતો તે તે જાણતી હતી. તેમની જમીન તો વેચાઇ ગઇ હતી, અને હવે આટલાં બધાંનું શું કરવું તેની કશી સૂઝ પડતી ન હતી. તેમની પાસે કુલ સાતસો રૂબલ એટલે સાડીત્રણસો ડૉલર જેટલી પૂંજી હતી. આના કરતાં તેમની પાસે ત્રણ ગણી રકમ કદાચ હોત પણ ખરી; પરંતુ તેમનો મામલો કચેરીએ ચઢ્યો હતો અને માજી-સ્ટ્રેટે તેમની વિરુદ્ધમાં ચૂકાદો આપ્યો હતો. એ ચૂકાદાને ફેરવાવામાં બાકીના બે ભાગની રકમનું પાણી થઇ ગયું હતું.

હવે ઓના પરણીને તેના બાપના ઘરમાંથી ચાલી જવા ઇચ્છે તો તેમ કરવા તે સ્વતંત્ર હતી; પણ તે તેની સાવકી માને ખૂબ ચાહતી હતી. એવામાં જોનાસે મમરો મૂક્યો કે આપણે બધાં અમેરિકા જઇએ તો શું ? મારો એક ભાઇબંધ ત્યાં જઇને ખૂબ માલદાર થઇ ગયો છે. તેણે કહ્યું કે જો આપણે સ્ત્રીઓ, પુરુષો, છોકરાં—બધાંજ જેનાથી જેટલું થાય તેટલું કામ કરી છૂટીશું તો સૌની ભેગી કમાણી ઉપર આપણો નિર્વાહ તો થશેજ. અમેરિકા નામનો એક મુલક છે એટલું તો જર્ગિસ પણ જાણતો હતો. ત્યાં રોજના ત્રણ ત્રણ રૂબલ જેટલી મજૂરી મળે છે એવું પણ તેણે કેટલાકને મોઢેથી સાંભળ્યું હતું. પછી તેણે પોતાના વતનના બજારભાવને હિસાબે ગણત્રી કરી જોઇને વિચાર કર્યો કે, આટલી મજૂરી મળે તો તો હું થોડા વખતમાં ન્યાલ થઇ જાઉં. એટલે તેણે કહ્યું કે જો તમે બધાં અમેરિકા જતાં હો તો હું પણ આવીશ. ત્યાં ગયા પછી ઓનાને પરણીશ અને ત્રણત્રણ રૂબ-

લના પગારમાંથી પૈસા બચાવીને ગાડી ઘોડે ફરતો થઇશ. વળી એવું પણ કહેવાતું હતું કે અમેરિકામાં ગરીબ-તવંગર, નાનાં-મોટાં, સૌ સ્વતંત્રતા ભોગવે છે; ત્યાં કોઇને બળજબરાઇથી લશ્કરમાં પકડી જતું નથી. ત્યાં લુચ્ચા અમલદારોને લાંચ આપવી પડતી નથી અને દરેક માણસ મૂછ ઉપર તાલ દઇને છાતી કાઢીને ફરે છે—આવું આવું તેણે અમેરિકાને વિષે સાંભળ્યું હતું. એટલે પછી જુવાનીઆઓને, પરણવાની ઉમેદવારી કરનારાઓને અમેરિકાનાં સ્વપ્ન આવે એમાં નવાઇ શી? જર્ગિસને પણ તે વખતે એવું થયું કે અમેરિકાને કિનારે ઉતરવા માટે ફક્ત આગબોટના ભાડા જેટલા પૈસા ગમે તેમ કરીને એક વાર એકઠા કરી લઉં તો પછી આખી જીંદગીનો સવાલજ ઉકલી જાય.

ત્યાર પછી સૌએ મળીને ઠરાવ કર્યો કે આ શિયાળો જાય અને વસંત ઋતુ બેસે એટલે અહીંથી અમેરિકા જવાને ઉપડી જવું. એ દરમ્યાન જર્ગિસે પણ થોડાક પૈસા કમાઇ લેવા. તે ઉપરથી તેણે એક રેલ્વે કંટ્રાકટરની સાથે અમુક મુદ્દત સુધી કામ કરવાની બાંધણી કરીને તેને હાથ-મુચરકો કરી આપ્યો અને ત્યાંથી ચારસો માઇલને છેટે સ્મોલેન્સ્ક આગળ આગગાડીની નવી સડક બંધાતી હતી ત્યાં જનારા મજૂર લોકોની ટોળાની સાથે આખે રસ્તે પગે ચાલતો ઉપડી ગયો. અહીં તેને ઘણાજ કડવા અનુભવ મળ્યા. એક તો પાર વિનાની ગંદકી, બીજું નઠારો ખોરાક અને તે ઉપરાંત કંટ્રાકટરોએ રાખેલા મુકાદમો મજૂરોની પાસે ગજા ઉપરાંતનું કામ લે અને પાછા ઉપરથી નિર્દયપણે વર્તે તે તો જુદું. પણ જર્ગિસ આ કઠણ પરીક્ષામાં પાસ થયો અને પોતાના પગારમાંથી બચાવેલા એંશી રૂબલ ડગલાના અસ્તરમાં સંતાડીને હરખભેર પાછો ફર્યો. કોઇ સાથે ટંટો-ફિસાદ કરવાનું કે દારૂ પીવાનું તો તેણે નામ પણ દીધું ન હતું; કારણ કે તેને તો બધો વખત ઓનાનાજ વિચાર આવ્યા કરતા હતા કે ક્યારે પૈસા એકઠા કરૂં અને તેને પરણી જાઉં. હમેશાં તે બતાવ્યું કામ કરતો અને કોઇની સાથે જવલ્લેજ પિત્તો ખોઈ બેસતો. પરંતુ જ્યારે તેનો પિત્તો જતો ત્યારે સામાવાળાને એવો સ્વાદ ચખાડી દેતો કે તે માણસ તેને બીજી વાર ખીજવતા પહેલાં સો વાર વિચાર કરતો. કરારની મુદ્દત પૂરી થઇ અને જેવો તેના હાથમાં પગાર આવ્યો કે તરતજ જુગારખાનું કે દારૂનાં પીઠાંની સામું પણ ન જોતાં સીધો ઘર તરફ વળ્યો. લુચ્ચા લોકોએ તેને મારી નાખીને લૂંટી લેવાની યુક્તિઓ કરી જોઈ, પણ તેમાં તેમની દાળ ગળી નહિ. જર્ગિસ રસ્તામાં પરચુરણ મજૂરી કરતો કરતો ચાલીને ઘેર આવ્યો. રાત્રે જ્યાં સૂતો ત્યાં એક

આંખ ઉઘાડી રાખીને સૂતો.

પછી ઉનાળો બેઠો એટલે સૌ અમેરિકા જવા માટે ઉપડી ગયાં. છેક છેલ્લી ઘડીએ તેમના કાફલામાં ઓનાની પિત્રાઇ બહેન મેરિજા જોડાઇ. મેરિજાનાં મા અને બાપ બેઉ તેને નાની મૂકીને મરી ગયાં હતાં. મોટી થઇ ત્યારે વિલ્ના ગામના એક માતબર ખેડૂતને ઘેર મજૂરીએ રહી. તે તેને રોજ ઝૂડતો. માર ખાધા વગરનો તેને એક દહાડો પણ ગયો નહિ હોય. એમ કરતાં કરતાં મેરિજા વીસ વરસની થઇ ત્યારે તેને એમ થયું કે આમ તે ક્યાં સુધી માર ખાયા કરૂં ? મારાં કાંડાંમાં જોર છે કે નહિ તે તો જરાક જોઇ લઉં ! એક દિવસ પેલો મારવા ગયો ત્યારે તે સામી થઇ અને તેને મારી મારીને મરણતોલ કરીને ત્યાંથી નાસી આવી. આ મેરિજાનો પૂર્વઇતિહાસ થયો.

પાંચ મોટાં, છ નાનાં અને નાનાંમાંય નહિ અને મોટામાંય નહિ એવી ઓના, એમ બધાં મળીને તેઓ બાર જણ હતાં. દરિયાની મુસાફરીમાં તેમને ખૂબ વીતક વીત્યાં. તેમની જોડે એક મજૂરોનો દલાલ હતો. તે તેમને મદદ કરવાનો ઢોંગ કરતો હતો. પણ આખરે તે લુચ્ચો નીવડયો. તેણે આ બિચારાં અજાણ્યાંને કેટલાક અમલદારોની ચુંગાલમાં એવાં સપડાવી દીધાં કે તેમની મહામોંઘી મૂડીનો મોટો ભાગ તફડાવી લીધો ત્યારેજ છોડયાં. ત્યાર પછી તેઓ એવી ચીસ ખાઇ ગયાં કે તેમણે પૈસાની પોટલીની સાથે પ્રાણાન્તે પણ ન છૂટે એવી ચૂડ ભેરવી દીધી અને બધો વખત ચોંકતાં ને ચોંકતાંજ રહેતાં. ન્યુયૉર્ક પહોંચ્યા પછી બીજી વાર પાછું તેમના ઉપર એવીજ જાતનું સંકટ આવી પડયું. કારણ કે આ નવા દેશના સંબંધમાં તેઓ કાંઇજ જાણતાં ન હતાં, તેમ તેમને પાવરધાં કરી દે એવો જાણકાર માણસ પણ તેમની સાથે ન હતો. આથી કરીને થયું એવું, કે એક માણસ સરકારી અમલદારના જેવો ભૂરા રંગનો પોશાક પહેરીને તેમની પાસે આવ્યો અને તેમને એક હોટેલમાં તેડી ગયો. ત્યાં તેમને જમાડયા પછી હોટલવાળાએ કહ્યું કે તમારી ખોરાકીનો આટલો આંકડો થયો તે ચૂકવો ને જાઓ. એ આંકડો એટલો મોટો હતો કે તેને ચૂકવવા જતાં તેમના માથાના વાળ નીકળી જાય. પેલો લુચ્ચો માણસ તેમને ભોળવીને મોંઘામાં મોંઘી હોટેલમાં તેડી ગએલો અને ત્યાં તેમને મોંઘામાં મોંઘી વસ્તુઓ ખવડાવી. આના આટલા બધા પૈસા આપવા પડશે તેની પેલાં બિચારાંઓને ખબર નહિ ! અમેરિકાની સરકારે કાયદો તો ઘડયો છે કે દરેક હોટેલવાળાએ ખાવાની વસ્તુઓના ભાવનું પાટિયું

ચોઢવું, પણ કાયદો એવું નથી કહેતો કે પરદેશી મુસાફર જે ભાષા જાણતો હોય તે ભાષામાં ભાવ-તાલના આંકડા લખવા. હવે અંગ્રેજીમાં લખેલા ભાવના આંકડા આ લોકોને મન કાળા કાળા મકોડા જેવા હતા એટલે બિચારાં ફસાઇ પડયાં અને હોટેલવાળાને મોંમાગ્યા દામ આપ્યા ત્યારે તેમનો ત્યાંથી છૂટકારો થયો.

જોનાસનો ભાઇબંધ જે અમેરિકા જઇને ખૂબ ન્યાલ થઇ ગએલો તેને શિકાગોના કસાઇખાનામાં ખરેખરો તડાકો પડયો હતો એવું તેમણે સાંભળ્યું હતું તેથી તેઓ બધાં શિકાગો જવાનો નિશ્ચય કરીને ઘેરથી નીકળ્યાં હતાં. "શિકાગો"-બસ એટલોજ ગુરુમંત્ર તેઓ જાણતાં હતાં અને તેઓ ત્યાં પહોંચે ત્યાં સુધીમાં તો તેમને આથી વિશેષ માહિતીની ઝાઝી જરૂર પણ ન હતી. શિકાગોના અમુક સ્ટેશન આગળ ગાડી આવીને ઉભી રહી એટલે માલના દાગીનાની માફક તેમને રેલ્વેવાળાઓએ ડબ્બામાંથી બહાર હડસેલી કાઢયાં. હવે પાછાં તેઓ બધાં પહેલાંની માફક બાઘા જેવાં ડીયરબોર્ન સ્ટ્રીટ અને આઘેથી દેખાતાં તેનાં કાળાં કાળાં મકાન તરફ ટીકી ટીકીને જોતાં ઉભાં રહ્યાં. કયાં જવું ને શું કરવું તેનું તો તેમને કશું ભાનજ ન હતું. "શિકાગો" શબ્દ સિવાય તેમને બીજું કાંઇ આવડતું ન હતું. તેઓ શિકાગો શહેરમાંજ ઉભાં છે તેનું પણ તેમને ભાન ન હતું. તેઓ રસ્તે જતા આવતા લોકોને પૂછતાં કે, શિકાગો કયાં આવ્યું ત્યારે કેટલાક ગૂંચવાતા, કેટલાક હસી પડતા અને કેટલાક તેમના તરફ લક્ષ આપ્યા વગર ચાલ્યા જતા; પણ 'પેલું શિકાગો દેખાય' અથવા 'આ દિશાએ શિકાગો છે' એવું કોઇજ કહેતું નહિ. એ લોકો આવું કેમ કરતા હશે તેનું કારણ તેઓ શિકાગો આગળ ઉભા ઉભા શિકાગો કયાં આવ્યું એવું પૂછે છે તેજ છે તે તેમના કલ્પામાં ન આવ્યું. શું કરવું તેની કોઇને ગમ પડે નહિ. રખેને પાછા પહેલાંની પેઠે ફસાઇ જઇએ એવી બીકથી પોલિસના સિપાઇને અથવા સરકારી માણસને પૂછવાની તો તેમની હિંમતજ ન ચાલે. કોઇ સરકારી પોશાકવાળો માણસ નજરે પડતાની સાથે તેઓ એવાં થરથરી ઉઠતાં કે તે માણસ નજીક આવે તે પહેલાં તો ગમે તે આડી અવળી ગલી-કૂચીમાં રફુચક્કર થઇ જતાં. તેમની આવી અતિ દયાપાત્ર અને અસહાય અવસ્થા હતી. પહેલે દહાડે તો કાને પડયું ન સંભળાય એવી ધમાલથી ગાજતી શેરીઓમાં આમથી તેમ અને તેમથી આમ આખો દિવ[illegible] રઝળ્યાં. રાત પડી ત્યારે એક ઘરમાં પેસવાના દરવાજા[illegible] દબાઈ ચંપાઇને ભર[illegible]ાં હતાં તેથી પોલિસના

જતાં તેમને સૌને પકડીને પોલિસ ચૉકી ઉપર લઇ ગયો. તેઓ અંગ્રેજી સમજે નહિ અને તેમની લિથુઆનિયન ભાષામાં પોલિસને સમજ પડે નહિ. આખી રાત તો તેમણે પોલિસ ચૉકી આગળજ પસાર કરી. બીજે દહાડે તેમની ભાષા જાણનારો એક દુભાષીઓ મળી આવ્યો. એટલે પછી તેમને "શિકાગો" ને ઠેકાણે "શિકાગોનાં કસાઇખાનાં" એવા નવા મંત્રની દીક્ષા આપીને બધાંને એક ખટારામાં ચઢાવીને તે તરફ રવાના કરી દીધાં. આ વખતે લૂંટાયા વગર એમ ને એમ પોતાનો છૂટકારો થઇ ગયો તે જાણીને તેમને જે હર્ષ થયો તેનું વર્ણન કરવુંજ મુશ્કેલ છે.

ખટારો ચાલવા લાગ્યો એટલે તેઓ ઘડીમાં એક તરફ અને ઘડીમાં બીજી તરફ બાઘાની પેઠે ડોકીઆં કરવા લાગ્યાં. જે રસ્તા ઉપર થઇને તેઓ જતાં હતાં તે રસ્તો તો સૃષ્ટિને અંતે પણ ખૂટે નહિ એવો લાંબો જણાયો. એક માઇલ ગયો, બે માઇલ ગયા અને છતાં રસ્તો આગળ ને આગળ ચાલ્યોજ જાય અને છેડો તો આવેજ નહિ ! ખરૂં જોતાં તે સડક ૩૪ માઇલ લાંબી હતી તેની તેમને ક્યાં- થી ખબર હોય ? તેની બેઉ બાજુએ એકબીજાને અડોઅડ આવેલાં, તૈયાર ચોકઠાં ગોઠવીને ઉભાં કરેલાં બે મજલાનાં કંગાલ ઘરોની હાર- ની હાર ચાલીજ આવતી હતી. કેટલાય માઇલનો રસ્તો વટાવ્યો તો- પણ એની એજ સડક અને એવાં ને એવાંજ મકાન. સડક પણ એક- સરખી સીધી અને સપાટ; ન મળે ઉંચાણ કે ન મળે નીચાણ. જ્યાં સુધી નજર પહોંચી શકે તેટલે સુધી એકસરખાં દરિદ્ર અને ગંદાં લાકડાનાં નાનાં નાનાં ઘરની અનંત હાર દેખાયાજ કરે ! રસ્તામાં થોડે થોડે અંતરે એક એક પૂલ આવતો. તેમની તળે થઇને ગંદા પાણીની ભરેલી ખાડીઓ વહેતી હતી, જેમની બેઉ બાજુની ભેખડો તાપથી સૂકાઇ ગએલા કાદવની બનેલી હતી અને જેને કાંઠે કાંઠે ઝાંખાં ધુમાડીઆં છાપરાં અને માલ ઉતારવા ચઢાવવાને માટે પ્લાટ- ફૉર્મ ઉભાં કર્યાં હતાં. રસ્તામાં વારંવાર આગગાડીઓનાં ક્રૉસિંગ, આગગાડીને એક પાટા ઉપરથી બીજા પાટા ઉપર લઇ જવાના પાર વિનાના સફેદ અને સિંદૂરીઆ રંગના લોખંડના વાંદરા આવતા હતા. ધૂમાડાના ગોટેગોટ કાઢતાં એન્જીન અને તેમની પાછળ ગબડયે જતા માલગાડીના ડબ્બાની લાંબી લંગાર ઘણી વાર તેમની નજરે પડતાં. કોઇ કોઇ વાર જંગી કારખાનાં પણ રસ્તામાં આવતાં. તે મકાન પણ ધૂમાડાથી ઝાંખાં થઇ ગએલાં હતાં; તેમની દિવાલોમાં ગણી ગણાય નહિ એટલી બારીઓ મૂકેલી હતી અને ભૂંગળાંમાંથી એટલો ધાડો

ધૂમાડો નીકળતો હતો કે ઉપરનું આકાશ કાળું મેશ જેવું થઇ જતું હતું અને નીચેની ધરતી પણ જોવી ગમે નહિ એવી ગંદી બની જતી હતી. આવી તેવી થોડીક નડતરો વટાવી ગયાં એટલે પાછી પેલી વેરાન જેવી સડક અને તેની બેઉ બાજુનાં ગંદાં ઘરોનું કંટાળો ઉપજાવે એવું દશ્ય આંખ આગળ આવીને ઉભું રહેતું.

આ લોકો શિકાગો શહેરમાં આવી લાગ્યાં તે પહેલાં પૂરા એક કલાક અગાઉથી વાતાવરણની અંદર જોવામાં આવતા વિચિત્ર ફેરફાર તરફ તેમનું સૌનું લક્ષ ખેંચાયું હતું. જેમ જેમ તેઓ શહેરની નજીક જતાં ગયાં, તેમ તેમ વાતાવરણ વધારે ને વધારે ઝાંખું થતું જણાયું અને જમીન ઉપર ઉગેલા ઘાસની લીલાશ પણ ઓછી થતી દેખાઇ. જેમ જેમ તેમની આગગાડી આગળ જતી ગઇ, તેમ તેમ વસ્તુમાત્રનો કુદરતી રંગ પણ ઝાંખો થતો માલૂમ પડયો. આગળ જતાં તો ખેતરો સુદ્ધાં સૂકાં અને પીળચટાં જણાયાં અને આસપાસની કુદરતનો દેખાવ પણ વેરાન તેમજ ખાવા ધાય એવો આવતો ગયો. આખું વાતાવરણ ધૂમાડાથી ભરાઈ ગએલું દેખાયું. એ ધૂમાડાની સાથે સાથે તેમને એક બીજી વિચિત્ર વસ્તુનો પણ અનુભવ થવા લાગ્યો. તે કોઇ અપૂર્વ ઉગ્ર ગંધ હતી. આ ગંધને કેવી કહેવી—દુર્ગંધ કહેવી કે સુગંધ કહેવી—તે તેઓ ચોક્કસપણે કહી શક્યા નહિ. કેટલાક લોકોને તો આ ગંધ કદાચ માથું ફેરવી નાખે એવી પણ લાગે. પણ ગામડાંની વિકારરહિત હવામાંથી આવેલાં આ નવાં યાત્રાળુઓની ગંધ પારખવાની શક્તિ હજી વિકસિત થઇ ન હતી, તે છતાં આ કોઇક વિચિત્ર ગંધ છે એટલું તો તેમને તેજ વખતે સમજાઇ ગયું. હવે આજે ખટારામાં બેઠા પછી તેમને ખબર પડી ગઈ કે આપણે એ ગંધના આદિનિવાસ અને ઉત્પત્તિસ્થાન તરફજ જવા નીકળ્યાં છીએ—અરે! એ સ્થાનનાં દર્શન કરવાને માટેજ ઠેઠ લિથુઆનિયાથી ચાલ્યાં આવીએ છીએ! હવે તો એ ગંધ કોઇ આઘેની વસ્તુની તથા ક્વચિત્ ક્વચિત્ નાકને અડકીને ચાલી જાય એવી ન હતી. હવે તો જે વસ્તુની એ ગંધ હતી તેનો માત્ર ગંધ વડેજ નહિ પરંતુ જીભ ઉપર જેના સ્વાદ વડે પણ જેનો અનુભવ થઇ જાય એવી કોઈ નજીકની અને ઘણીજ ઉગ્ર ગંધવાળી તે વસ્તુ હતી—જેનાં રજકણ આસપાસની હવામાં એટલાં બધાં ફેલાઈ ગયાં હતાં કે હાથનાં આંગળાં સૂંઘી જોતાં પણ ખબર પડી જાય કે કોઇ ભારે દુર્ગંધવાળા પ્રદેશમાં થઇને આપણે પસાર થઇએ છીએ. પણ એ વસ્તુ શી છે તે બાબત તેમનામાં ભારે મતભેદ ઉભો થયો. જેને કોઇની સાથે સરખાવી ન શકાય એવી ખાટી, સડેલી,

જતાં તેમને સૌને પકડીને પોલિસ ચૉકી ઉપર લઇ ગયો. તેઓ અંગ્રેજી સમજે નહિ અને તેમની લિથુઆનિયન ભાષામાં પોલિસને સમજ પડે નહિ. આખી રાત તો તેમણે પોલિસ ચૉકી આગળજ પસાર કરી. બીજે દહાડે તેમની ભાષા જાણનારો એક દુભાષીઓ મળી આવ્યો. એટલે પછી તેમને "શિકાગો" ને ઠેકાણે "શિકાગોનાં કસાઇખાનાં" એવા નવા મંત્રની દીક્ષા આપીને બધાંને એક ખટારામાં ચઢાવીને તે તરફ રવાના કરી દીધાં. આ વખતે લૂંટાયા વગર એમ ને એમ પોતાનો છૂટકારો થઇ ગયો તે જાણીને તેમને જે હર્ષ થયો તેનું વર્ણન કરવુંજ મુશ્કેલ છે.

ખટારો ચાલવા લાગ્યો એટલે તેઓ ઘડીમાં એક તરફ અને ઘડીમાં બીજી તરફ બાઘાની પેઠે ડોકીઆં કરવા લાગ્યાં. જે રસ્તા ઉપર થઇને તેઓ જતાં હતાં તે રસ્તો તો સૃષ્ટિને અંતે પણ ખૂટે નહિ એવો લાંબો જણાયો. એક માઇલ ગયો, બે માઇલ ગયા અને છતાં રસ્તો આગળ ને આગળ ચાલ્યોજ જાય અને છેડો તો આવેજ નહિ ! ખરૂં જોતાં તે સડક ૩૪ માઇલ લાંબી હતી તેની તેમને ક્યાંથી ખબર હોય ? તેની બેઉ બાજુએ એકબીજાને અડોઅડ આવેલાં, તૈયાર ચોકઠાં ગોઠવીને ઉભાં કરેલાં બે મજલાનાં કંગાલ ઘરોની હારની હાર ચાલીજ આવતી હતી. કેટલાય માઇલનો રસ્તો વટાવ્યો તોપણ એની એજ સડક અને એવાં ને એવાંજ મકાન. સડક પણ એકસરખી સીધી અને સપાટ; ન મળે ઉંચાણ કે ન મળે નીચાણ. જ્યાં સુધી નજર પહોંચી શકે તેટલે સુધી એકસરખાં દરિદ્ર અને ગંદાં લાકડાનાં નાનાં નાનાં ઘરની અનંત હાર દેખાયાજ કરે ! રસ્તામાં થોડે થોડે અંતરે એક એક પૂલ આવતો. તેમની તળે થઇને ગંદા પાણીની ભરેલી ખાડીઓ વહેતી હતી, જેમની બેઉ બાજુની ભેખડો તાપથી સૂકાઇ ગએલા કાદવની બનેલી હતી અને જેને કાંઠે કાંઠે ઝાંખાં ધુમાડીઆં છાપરાં અને માલ ઉતારવા ચઢાવવાને માટે પ્લાટફૉર્મ ઉભાં કર્યાં હતાં. રસ્તામાં વારંવાર આગગાડીઓનાં ક્રૉસિંગ, આગગાડીને એક પાટા ઉપરથી બીજા પાટા ઉપર લઇ જવાના પાર વિનાના સફેદ અને સિંદૂરીઆ રંગના લોખંડના વાંદરા આવતા હતા. ધૂમાડાના ગોટેગોટ કાઢતાં એન્જીન અને તેમની પાછળ ગબડયે જતા માલગાડીના ડબ્બાની લાંબી લંગાર ઘણી વાર તેમની નજરે પડતાં. કોઇ કોઇ વાર જંગી કારખાનાં પણ રસ્તામાં આવતાં. તે મકાન પણ ધૂમાડાથી ઝાંખાં થઇ ગએલાં હતાં; તેમની દિવાલોમાં ગણી ગણાય નહિ એટલી બારીઓ મૂકેલી હતી અને ભૂંગળાંમાંથી એટલો ધાડો

ધૂમાડો નીકળતો હતો કે ઉપરનું આકાશ કાળું મેશ જેવું થઇ જતું હતું અને નીચેની ધરતી પણ જોવી ગમે નહિ એવી ગંદી બની જતી હતી. આવી તેવી થોડીક નડતરો વટાવી ગયાં એટલે પાછી પેલી વેરાન જેવી સડક અને તેની બેઉ બાજુનાં ગંદાં ઘરોનું કંટાળો ઉપજાવે એવું દશ્ય આંખ આગળ આવીને ઉભું રહેતું.

આ લોકો શિકાગો શહેરમાં આવી લાગ્યાં તે પહેલાં પૂરા એક કલાક અગાઉથી વાતાવરણની અંદર જોવામાં આવતા વિચિત્ર ફેરફાર તરફ તેમનું સૌનું લક્ષ ખેંચાયું હતું. જેમ જેમ તેઓ શહેરની નજીક જતાં ગયાં, તેમ તેમ વાતાવરણ વધારે ને વધારે ઝાંખું થતું જણાયું અને જમીન ઉપર ઉગેલા ઘાસની લીલાશ પણ ઓછી થતી દેખાઇ. જેમ જેમ તેમની આગગાડી આગળ જતી ગઇ, તેમ તેમ વસ્તુમાત્રનો કુદરતી રંગ પણ ઝાંખો થતો માલૂમ પડયો. આગળ જતાં તો ખેતરો સુદ્ધાં સૂકાં અને પીળચટાં જણાયાં અને આસપાસની કુદરતનો દેખાવ પણ વેરાન તેમજ ખાવા ધાય એવો આવતો ગયો. આખું વાતાવરણ ધૂમાડાથી ભરાઈ ગએલું દેખાયું. એ ધૂમાડાની સાથે સાથે તેમને એક બીજી વિચિત્ર વસ્તુનો પણ અનુભવ થવા લાગ્યો. તે કોઇ અપૂર્વ ઉગ્ર ગંધ હતી. આ ગંધને કેવી કહેવી—દુર્ગંધ કહેવી કે સુગંધ કહેવી—તે તેઓ ચોક્કસપણે કહી શક્યા નહિ. કેટલાક લોકોને તો આ ગંધ કદાચ માથું ફેરવી નાખે એવી પણ લાગે. પણ ગામડાંની વિકારરહિત હવામાંથી આવેલાં આ નવાં યાત્રાળુઓની ગંધ પારખવાની શક્તિ હજી વિકસિત થઇ ન હતી, તે છતાં આ કોઇક વિચિત્ર ગંધ છે એટલું તો તેમને તેજ વખતે સમજાઇ ગયું. હવે આજે ખટારામાં બેઠા પછી તેમને ખબર પડી ગઈ કે આપણે એ ગંધના આદિનિવાસ અને ઉત્પત્તિસ્થાન તરફજ જવા નીકળ્યાં છીએ—અરે ! એ સ્થાનનાં દર્શન કરવાને માટેજ ઠેઠ લિથુઆનિયાથી ચાલ્યાં આવીએ છીએ ! હવે તો એ ગંધ કોઇ આઘેની વસ્તુની તથા ક્વચિત્ ક્વચિત્ નાકને અડકીને ચાલી જાય એવી ન હતી. હવે તો જે વસ્તુની એ ગંધ હતી તેનો માત્ર ગંધ વડેજ નહિં પરંતુ જીભ ઉપર જેના સ્વાદ વડે પણ જેનો અનુભવ થઇ જાય એવી કોઈ નજીકની અને ઘણીજ ઉગ્ર ગંધવાળી તે વસ્તુ હતી—જેનાં રજકણ આસપાસની હવામાં એટલાં બધાં ફેલાઈ ગયાં હતાં કે હાથનાં આંગળાં સૂંઘી જોતાં પણ ખબર પડી જાય કે કોઇ ભારે દુર્ગંધવાળા પ્રદેશમાં થઇને આપણે પસાર થઇએ છીએ. પણ એ વસ્તુ શી છે તે બાબત તેમનામાં ભારે મતભેદ ઉભો થયો. જેને કોઇની સાથે સરખાવી ન શકાય એવી ખાટી, સડેલી,

ખોરી, નાકને વળગી જાય એવી ઉગ્ર અને અત્યંત આકરી બદબો હતી. કેટલાકે મોઢે રૂમાલના ડૂચા દેવા માંડયા ત્યારે તે જાણે કુશી વસ્તુ હોય એમ શ્વાસના ઘૂંટડા ભરી ભરીને કેટલાક તેની સોડમ લેવા લાગ્યા. આ શું હશે તેનો તો તેઓ હજી આશ્ચર્યમાં ગરકાવ થઇને વિચાર કરતાં હતાં એટલામાં તેમનો ખટારો ઉભો રહ્યો અને "કતલખાનું આવ્યુ" એવો પોકાર કરીને ખટારો હાંકનારે બારણું ઉઘાડીને તેમને બધાંને નીચે ઉતારી મૂક્યાં.

પાછાં તેઓ રસ્તાની બાજુએ ઉભાં ઉભાં ચારે તરફ બાઘાની પેઠે જોવા લાગ્યાં. સડકની બેઉ બાજુએ ઇંટેરી ઘરોની હાર હતી. આકાશને અડકતાં હોય એવાં ઉંચાં પાંચ છ કારખાનાંનાં ભૂંગળાં-માંથી કાળા સાહી જેવા ચીકણા ધૂમાડાના ભારે ગોટા નીકળ્યાજ કરતા હતા. પૃથ્વીના મધ્યભાગમાં જ્યાં યુગના યુગ થયાં અગ્નિ ધૂમાયાજ કરે છે ત્યાંથી જાણે આ ધૂમાડો ચાલ્યો આવતો હોય એવું બિહામણું તેનું સ્વરૂપ હતું. સૃષ્ટિના અંત સુધી પણ જેનો છેડો ન આવે એવો અખૂટ અને વસ્તુમાત્રના ઉપર પોતાનો પ્રભાવ બેસાડ-નાર તે સ્થાનનો અધિષ્ઠાતા દેવ જેવો તે ધૂમાડો પોતે પોતામાંથીજ ઉત્પન્ન થતો હોય એવો દેખાતો હતો. તમે જાણો કે હમણાં રહી જશે, આ છેલ્લો ગોટો હશે; પણ તેનો અતૂટ પ્રવાહ ચાલ્યાજ કરે છે. તેનાં મોટાં મોટાં વાદળાં જાત જાતની આકૃતિઓ ધારણ કરીને તમારા માથા ઉપર ભમ્યા કરે છે, પછી એ બધાં વાદળાંના ગોટા ભેગા થઇને એક વિરાટ્ ધૂમ્રસમૂહ બની જાય છે અને પછી નીચે ઉતરીને ક્ષિતિજ આગળ એક ઘન કાળો પડદો બનીને ત્યાં હંમેશને માટે પોતાનું સ્થાન કાયમ કરી લે છે.

હવે ધૂમાડા અને ગંધ ઉપરાંત એક ત્રીજી વિચિત્ર વસ્તુની આ લોકોને જાણ થઇ. તે પણ આ પ્રદેશની રચનામાં ઉપાદાન તરીકે વપરાએલા મૂળતત્ત્વના જેવીજ સનાતન હતી. હજારો નાના મોટા અવાજ ભેગા થઇને કોઇ વિચિત્ર ધ્વનિ ઉત્પન્ન થાય એવો કોઇ ધ્વનિ હવે તેમને કાને અથડાવા લાગ્યો. શરૂઆતમાં તો તે લક્ષ ખેંચે એવો સ્પષ્ટ ન હતો; પણ એક વાર જ્યાં તેના અસ્તિત્વની ખબર પડી ગઇ કે પછી તે કેમે કર્યો લક્ષ બહાર રહે નહિ અને આખો વખત કાનમાં ઘોચાયા કરે તથા ચાલુ બેચેની ઉત્પન્ન કર્યાજ કરે એવો તે વિલક્ષણ ધ્વનિ હતો. વસંત ઋતુમાં લાખો મધમાખીઓ એકસામટી બણબણાટ કરતી હોય અથવા વાયુની લહરથી આખા જંગલનાં પાંદડાંનો એક-

સામટો ખડખડાટ થતો હોય તેને મળતો આ ધ્વનિ હતો. તેમાંથી રાત-દિવસ અખંડ ચાલુ રહે એવી પ્રવૃત્તિનું અથવા સતત ગતિમાનજ રહે એવી સૃષ્ટિના ગર્જનનું સૂચન થતું હતું. જ્યારે કોઇ તેને ખૂબ લક્ષ દઇને સાંભળે અને તે શાનો અવાજ છે તેનો ખૂબ વિચાર કરે ત્યારેજ તેને સમજાય કે આ અવાજ તો જાનવરોનો છે. દશ દશ હજાર ગાયો, બળદ, વાછડાં અને તેટલાંજ ડુક્કરના ખૂમ બરાડાનો આ મિશ્ર ધ્વનિ છે એ તો ખૂબ વિચાર કર્યા પછીજ ઘણીવારે કદાચ સમજાય તો સમજાય.

એ અવાજ જે દિશાએથી આવતો હતો તે તરફ પેલાં યાત્રાળુઓને જવાનું મન તો થયું, પરંતુ અત્યારે તેમને એવું સાહસ ખેડવાનો અવકાશ ન હતો. સડકના એક ખૂણા આગળ ઉભેલા પોલિસના સિપાઇની આંખ તેમના ઉપર ક્યારની પડી ચૂકી છે તે જાણીને તેમણે આગળ ચાલવા માંડ્યું. ત્યાંથી એકાદ મકાન ઓળંગીને તેઓ આગળ વધ્યાં ન વધ્યાં એટલામાં તો જોનાસ ચીસાચીસ કરી મૂકીને એજ રસ્તાની સામી બાજુએ આવેલા એક ઘર તરફ આંગળી ચીંધવા મંડ્યો. તેને શું કહેવું છે તેની મતલબ તેમના સમજવામાં આવે તે પહેલાં તો તે છલંગો મારતો મારતો તે ઘર તરફ દોડી ગયો અને જે દુકાન ઉપર “ જે. ઝેડવિલાસ, મિઠાઇવાળા ” એવું પાટિયું માર્યું હતું તે દુકાનની અંદર જોતજોતામાં ઘૂસી ગયો. થોડી વારમાંજ તે પાછો બહાર નીકળ્યો ત્યારે કોઇ ઘણોજ જાડો માણસ તેને બે હાથે વળગીને તેની સાથે ધીમો ધીમો ચાલ્યો આવતો દેખાયો. તેણે શરીરે ફક્ત એક ખમીસ અને તેના ઉપર કામ કરતી વખતે પહેરવાનો મેલો ઝભ્ભો, એ બે વાનાંજ પહેર્યાં હતાં અને જોનાસને ગળે વળગીને આનંદમાં આવી જઇ મોટેથી હસતો હતો. તેઓ જરાક પાસે આવ્યા એટલે ટીટા એલ્ઝબિટાને એકાએક સાંભરી આવ્યું કે જોનાસનો જે ભાઇબંધ અમેરિકા જઇને લખપતિ બની બેઠો કહેવાય છે તે એજ હોવો જોઇએ. હવે એજ માણસ બીજા કશાનો નહિ પણ મિઠાઇનો વેપાર કરીને લખપતિ બની ગયો છે એ વાત પેલી મંડળીને માટે ખાસ વધાવી લેવા જેવી હતી; કેમકે દહાડો ચઢવા આવ્યો હતો અને ખાધા વગર સૌના પેટમાં બિલાડાં બોલતાં હતાં. તેમાં નાનાં નાનાં છોકરાં તો ક્યારનાંય ખાઉં ખાઉં કરવા મંડ્યાં હતાં.

બસ, હવે તેમની વિપત્તિઓથી ભરેલી મુસાફરીનો સુખરૂપ અંત આવી ગયો. બેઉ પક્ષ એકબીજાને ગળે વળગી વળગીને ખૂબ ભેટ્યા—કારણ કે ઝેડવિલાસ તો કોણ જાણે કેટલાંય વર્ષથી પોતાના

વતન લિથુઆનિયાના માણસનું મોઢું પણ જોવા પામ્યો ન હતો. થોડા કલાકમાં તેમના જીવ એકબીજાની સાથે એવા મળી ગયા કે જાણે તેઓ જિંદગીભરના જૂના મિત્ર હોય તેમ વર્તવા લાગ્યા. આ દેશમાં નવાસવા આવનારને શી શી મુશીબતો નડે છે તેનાથી ઝેડવિલાસ સારી રીતે વાકેફ હતો અને તેમની પાછળ રહેલા છૂપા ભેદ ખુલ્લા કરીને સમજાવી શકતો હતો. તેમણે કયે વખતે શું કરવું જોઇતું હતું તે બધું તો જાણે તેણે કહ્યુંજ, પણ હવે તેમને એના કરતાં જે વધારે જરૂરતું હતું—એટલે કે હવે તેમણે કયે વખતે શું શું કરવું તે બધું કહી નાખ્યું. ત્યારપછી એનિલિ નામની એક સ્ત્રી જેણે કસાઇખાનાની બીજી બાજુના લત્તામાં વીશી કાઢી હતી તેને ત્યાં તેમને બધાને તેડી જવા તૈયાર થયો. જેને આપણે સારી સગવડવાળી વીશી કહીએ એવી તો તેની વીશી હતીજ નહિ, પણ અત્યારે તો બીજી જોગવાઈ થતા સુધી રહેવા ખાવાને માટે ચાલી શકે એવી હતી. ટીટા એલ્ઝબિટાએ તરતજ કહી નાખ્યું કે અત્યારે તો જે સંસ્તામાં સસ્તી વીશી હોય તેજ અમારે માટે સારામાં સારી; કારણકે આજસુધીમાં અમારા પૈસાનું ખૂબ પાણી થઇ ગયું છે અને હવે જે અમારી પાસે છે તેને અમારે સાચવી સાચવીને વાપરવા જોઇશે. જ્યાં ઘણી સારી મજૂરી મળે છે એવા દેશમાં એક બે દિવસના અનુભવથી તેઓ હવે જાણી ગયાં હતાં કે, અહીં જેમ મજૂરીના દર વધારે છે, તેમ ખાધ–ખોરાકીની વસ્તુઓના ભાવ પણ તેટલાજ આકરા છે અને તેથી કરીને પોતાને બીજા દેશના મજૂર કરતાં પાંચ છગણી વધારે મજૂરી મળવા છતાં અહીંનો મજૂર બીજા દેશના મજૂરના જેટલોજ દરિદ્ર રહે છે. આ બધું જાણ્યા પછી અમેરિકા જઇને લખપતિ થઇ જવાનાં સ્વપ્ન જર્ગિસને આવ્યાં કરતાં હતાં તે બધાં ઉડી ગયાં. વધારે ઉંડા ઉતરીને વિચાર કરી જોતાં તેમને એક બીજી આથીય વધારે ક્રૂર બીના સમજાઇ ગઈ કે, અત્યારે તો તેમના દેશના મજૂરીના દરે કમાઇને એકઠી કરેલી પૂંજી અમેરિકાના બજારના ભાવે તેમના હાથમાંથી અનેક રીતે લૂંટાતી જાય છે ત્યારે તેમને સમજાયું કે અમેરિકાના તીર્થમાં આપણે મૂંડાવાને માટેજ ચાલ્યાં આવ્યાં છીએ. રેલ્વે લાઇન ઉપરની હોટલોવાળાઓએ તેમને ખોરાકીનો એટલે બધો આકરો ભાવ બતાવ્યો હતો કે તે સાંભળીને તેઓ હેબતાઇજ ગયાં અને તેથી છેલ્લા બે દિવસ થયાં તેમણે પેટ ભરીને ખાધુંજ ન હતું.

આટલું છતાં પણ જ્યારે તેમણે એનિલિની વીશી જોઇ ત્યારે તેમના મનને આંચકો લાગ્યો; કારણ કે તેમની આખી મુસાફરીમાં

આટલી ગંદી અને સૂગ આવે એવી જગ્યા દીઠીજ ન હતી. કસાઇ-ખાનાની પાછળના ભાગમાં બબ્બે મજલાનાં લાકડાંનાં પાટીઆંનાં મકાનો હતાં. તેમાંના એક મકાનનો ચાર ઓરડાનો ગાળો એનિલિએ ભાડે રાખ્યો હતો. આખા મકાનમાં બધાં મળીને આવા ચાર ચાર ગાળા હતા અને દરેક ગાળામાં એકેકી વીશી હતી. એ વીશીઓમાં ખાવાનું તથા રહેવાનું પણ મળતું હતું. પોલ, સ્લોવેક, બોહેમિયન, લિથુઆનિયન વગેરે જાતજાતના પરદેશી લોકો આ વીશીઓમાં રહેતા હતા. આમાંની કેટલીક વીશીઓ ખાનગી માલિકીની હતી અને કેટલીક સહકારી મંડળીના ધોરણે ચાલતી હતી. એક એક ઓરડામાં સરેરાશ છ છ ઘરાકને રાખવાનો નિયમ તો હતો, તેમ છતાં એક એક ઓરડામાં તેર તેર ચૌદ ચૌદને ભરી દીધા હતા એટલે એ હિસાબે એક એક ગાળામાં પચાસથી સાઠ માણસોનો વાસ હતો. દરેક ઉતારૂએ પોતાના બિછાનાની સગવડ પોતે જાતેજ કરી લેવી પડતી હતી. ખાટલાને માટે તો જગ્યાજ ન હતી. દરેક જણ એક ચટાઈ અને તેના ઉપર અકેકી ગોદડી પાથરીને પડી રહેતો. પથારીઓ પણ એવી સજડાસજડી પથરાતી હતી કે આખા ઓરડામાં એક સગડી મૂકવા જેટલી જગ્યા માંડ માંડ ખાલી રહેતી. બે જણ વચ્ચે એકજ પથારી રાખીને ગુજારો કરનારા નસીબવંતાઓ પણ હતા. એક જણ દહાડે મજૂરીએ જાય અને બીજો રાત્રે જાય એટલે એકજ પથારી દહાડો અને રાત વારાફરતી બે જણને ચાલે અને એમ કરીને તેઓ જગ્યાના ભાડામાં બચાવ કરતા. ઘણી વાર વીશીવાળો પોતેજ એકની એક પથારી બે જણને ભાડે આપતો.

એનિલિ ચીમળાઇ ગએલી ઠીંગણી કાયાવાળી સ્ત્રી હતી. તેના મોઢા ઉપર આડી અવળી કરચલીઓ પડી ગઇ હતી. તેના આખા ઘરમાં એટલી ગંદકી હતી કે તેની આપણને કલ્પના પણ આવી શકે નહિ. આગલા બારણા આગળ ચટાઇઓનો ઢગ વાળ્યો હતો તેથી તે બારણે થઇને તો ઘરમાં દાખલ થવાય એવું હતુંજ નહિ; અને પાછલા બારણે થઇને પેસવા જાઓ તો ત્યાં પાછલી બાજુના દાદરની સાથે પાટીઆં જડી લઇને મરઘાં પૂરવાનું પાંજરૂં બનાવી તે રસ્તાનો મોટો ભાગ રોકી લીધો હતો. એનિલિને પોતાના ઘરમાંથી એંઠવાડ અને કચરોપૂંજો સાવરણી ફેરવીને વાળી કાઢવાની જરૂર પડતીજ નથી; પણ એ કામ તે પોતાનાં મરઘાંને છૂટાં મૂકીને તેમની પાસેજ કરાવી લે છે, એવી તેની વીશીમાં રહેનારાઓ ચાલુ મશ્કરીઓ કરતા. મરઘાં કાંઇ બધો કચરો સાફ કરેજ નહિ. તે તો તેમને જે ભાવે તેના ઉપર ચાંચ

મારે-ખાસ કરીને તેઓ ગંદકીમાં પાકતા કીડાને તો ખાઇ જતાં, પણ તેમ કરાવવામાં એ વીશીવાળીની મતલબ કચરો સાફ કરાવવા કરતાં પોતાનાં મરઘાંને પોષણ આપવાનીજ વધારે છે, એવું દેખાઇ આવતું હતું. સાચી વાત તો એ હતી કે, તેણે હાથમાં સાવરણી પકડવાનો વિચારજ માંડી વાળ્યો હતો અને મને પગે વા આવ્યો છે એવું બહાનું કાઢીને પોતાના ઓરડાના એક ખૂણામાં સાત આઠ દહાડા થયાં ટૂંટીઉં વાળીને પડી રહી હતી. એ દરમ્યાન તેની વીશીમાં રહેનારા અગીઆર ઘરાક જેમના ઉપર પુષ્કળ દેવું થઇ ગયું હતું તેમણે વિચાર કર્યો કે ચાલોને અહીંથી કેન્સાસ શહેરમાં નાસી જઇએ અને ત્યાં જઈને નસીબ અજમાવીએ. આવો મનસૂબો કરીને તેઓ છાનામાના પોબારા ગણી ગયા. આ વખતે જુલાઇ મહિનો જતો હતો તેથી ખેતરો લીલાંછમ થઇ ગયાં હતાં. અહીં પૅકિંગટાઉનમાં તો ખેતરો પણ ન હતાં અને જોઇને આંખ ઠરે એવું બીજું કશું હતુંજ નહિ. પેલા નાસી જનારાઓએ એવો વિચાર કર્યો હશે કે ચલાશે ત્યાં લગી કુદરતની શોભા જોતા જોતા ચાલીશું અને લાગ મળશે ત્યારે ચાલતી માલગાડીના ઉઘાડા ડબ્બા ઉપર ચઢી જઇશું તથા એવી રીતે 'હોબો'+ ની પેઠે મુસાફરી કરતા કરતા ઠેઠ કેન્સાસ શહેર સુધી પહોંચી જઇશું.

લિથુઆનિયા છોડીને ધનવાન થવાની આશાએ અમેરિકા આવેલા પેલા નવીન પ્રવાસીઓને ઉપર વર્ણવેલા સ્થળમાં આવકાર મળ્યો. " આના કરતાં વધારે સારી સગવડ તમને બીજે કોઇ ઠેકાણે મળશેજ નહિ; જુદી જુદી વીશીઓ જોવામાં જેટલો વખત ગુમાવશો તેટલો ફોકટ જશે," આવી મિસીસ એનિલિ જુકનેને તેમને પોતાના તરફથી ખાત્રી આપી. સગવડમાં તો જાણે કશી મણાજ ન હતી. ચાર ઓરડાઓથી એક ઓરડામાં એનિલિ તેનાં ત્રણ છોકરાં સહિત રહેતી હતી તેથી તે ઓરડો જાણે તેને પોતાને માટે મુકરર કરેલો હોય તેમ તે કોઈ પણ ઘરાકને ભાડે આપતી ન હતી; છતાં આજે ખાસ અગવડ

---

+ સ્વામી સત્યદેવ તેમના 'અમેરિકાભ્રમણ' નામના પુસ્તકમાં હોબોનું વિગતવાર વર્ણન કરે છે. સ્વામીજીએ પોતે અમેરિકામાં ઘણા માઇલ સુધી હોબો બનીને પગપાળા મુસાફરી પણ કરી હતી. હોબો એટલે ધંધા વગરના રખડેલ લોકો, જેઓ ચાલતી માલગાડીઓમાં ચઢી જઇને મુસાફરી કરે અને રસ્તામાં ફાવે ત્યાં રાતવાસો રહે અને માગી ખાતા ખાતા અથવા મજૂરી કરતા કરતા ભટક્યાજ કરે.

—અનુવાદક

વેઠવી પડે તો વેઠીને પણ ભલી એનિલિ પોતાને રહેવાના ઓરડામાં આ નવા આવનારાઓમાંની સ્ત્રીઓ અને છોકરીઓને માટે ગોઠવણ કરવા કબૂલ થઇ! તેણે કહ્યું: "તમારે સૂવા માટે ગોદડીઓ જોઇશે તે તમને જૂની ઉતરેલી વસ્તુઓની દુકાનમાંથી સસ્તી કિંમતે મળી શકશે; પણ હમણાં ને હમણાં તમારે ખાલી પૈસા ખરચવાની જરૂરજ નથી. આ ગરમ ઋતુમાં કોઇ ઘરમાં સૂઇ શકતું નથી. બધાજ રસ્તા ઉપરના ફૂટપાથ ઉપર જઇને પડે છે તેમ તમે પણ સૂઇ જજો." આ પ્રમાણે ફૂટપાથ પર સૂઇ રહેવાનો સગવડભરેલો રસ્તો બતાવીને દસ–બાર જણને એક ઓરડામાં સૂવાડવાનો પ્રશ્ન એનિલિએ ઉકેલી નાખ્યો અને છતાં ઘરતું ભાડું તો તેમના ઉપર આજથીજ ચઢતું થઇ ગયું! પોતાના નવા વાસમાં ઠરીઠામ થઇને બેઠા પછી જર્ગિસ બોલી ઉઠ્યો: "કાંઇ ફિકર નહિ. આવતી કાલે મને નોકરી મળીજ જશે. જોનાસ પ્રયત્ન કરશે તો તેને પણ શી વાર લાગવાની છે? અમે બે જણ કમાતા થયા એટલે પછી આપણે એક સ્વતંત્ર ઘર ભાડે લઇને રહીશું."

સાંજ પડવા આવી એટલે જર્ગિસ અને ઓના કાંઇક પગ છૂટો કરવા માટે તથા જે પ્રદેશમાં તેઓ હવે પછીના સમયમાં ઘર માંડીને રહેવાનાં હતાં તેનું વધારે સારી રીતે અવલોકન કરવા નીકળી પડયાં. કસાઇખાનાના પાછળના ભાગમાં ખાવા ધાય એવાં બબ્બે મજલાનાં લાકડાનાં ઘર જરાક વધારે આઘે આઘે હતાં અને તેમના વચગાળામાં પુષ્કળ જગ્યા ખાલી પડી રહેલી જણાતી હતી. આખા શિકાગો નગરના પરૂથી ભરેલા ચાંદાં જેવો આ કસાઇખાનાનો પ્રદેશ ચારે બાજુએ ફેલાયો હતો, છતાં આટલો ભાગ કોણ જાણે શાથી ખાલી રહી ગયો હતો! એ ખાલી જગ્યામાં ઝાંખા પીળચટા રંગના નકામા રોપાઓ ઉગી નીકળ્યા હતા. એ રોપાઓની ગીચ ઝાડીમાં પાર વિનાની ભાગલી જૂની ડાબડીઓ અને નાના નાના ડબ્બાઓ રવડતા પડયા હતા; અને આ નંદનવનમાં ગણ્યાં ગણાય નહિ એટલાં છોકરાં રમતાં હતાં, એક બીજાની પાછળ દોડાદોડ કરતાં હતાં અને ચીસો પાડી પાડીને લડાલડી પણ કરતાં હતાં. આ લત્તામાં ન સમજી શકાય એવી કોઈ બિના હોય તો તે એ હતી કે અહીં આટલાં બધાં છોકરાં આવ્યાં ક્યાંથી? તમને તો તેમને રમતાં કૂદતાં જોઇને એમજ લાગે કે આટલામાં કોઈ મોટી નિશાળ હશે અને તેમાં રજાનો વખત થયો હશે, તેથી છોકરાં રમવા નીકળી પડયાં હશે. પણ અહીં તો નિશાળ જેવું કાંઇ હતુંજ નહિ. એ તો તમે અહીં વધુ વખત રહો ત્યારે તમને ખબર પડે કે આ બધાં અહીંનાં રહેવાસી-

એનાંજ છોકરાં છે. અહીંના લોકો બીજી બધી વાતે ભલે દુઃખી હોય, પણ છોકરે છૈયે તો સુખી હતા! એકએક ઘરમાં ઢગલાબંધ છોકરાં અને ઘર પણ પાછાં થોડાં નહિ તેથી કરીને એટલાં બધાં જગધાં ભેગાં થઇને રમવા કૂદવા નીકળી પડતાં હતાં કે એ લત્તામાં થઇને ઘોડાગાડી લઇ જવી હોય તો તેને માણસ ચાલે એટલીજ ગતિએ હાંકવી પડતી.

ઘોડાગાડી વગેરે વાહનોનો વેગ ધીમો કરવાનું બીજું કારણ એવું હતું કે આ લત્તામાં સડકોની રચનાજ ઘણી વિચિત્ર પ્રકારની હતી. જે ભાગમાં થઇને જર્ગિસ અને એના અત્યારે ચાલતાં હતાં ત્યાંની સડકોને સડક કહેવા કરતાં નાનો સરખો નકશો કહીએ તો તે વધારે બંધબેસતું કહેવાય. સડક બેઉ બાજુનાં ઘર કરતાં થોડાક ફુટ નીચી હતી અને તેની તથા કેટલાંક ઘરની વચ્ચે પાટીઆંનો ફુટપાથ હતો. કોઇ પણ ઠેકાણે પથ્થરના પાકા ફુટપાથ જેવું તો દીઠામાં આવતુંજ નહિ. વળી નકશાની અંદર જેમ પહાડ-પર્વત, નદી-નાળાં, ખીણ-મેદાન વગેરે હોય છે, તેમ આ લત્તામાં ઉકરડાના નાના નાના પર્વતો, ગંદાં પાણીથી ભરેલી ગટરોરૂપી નદીઓ, લીલાંકચ જેવાં સડી ગએલાં પાણીનાં ખાબોચીઆંરૂપી સરોવરો શોભી રહ્યાં હતાં! એ સરોવરોની અંદર છોકરાંઓ રમતાં હતાં અને તેમાંથી વખતોવખત બહાર નીકળીને શેરીના કાદવમાં આળોટીને સ્વચ્છન્દે વિહાર કરી રહ્યાં હતાં. એ છોકરાં શું કરે છે તે જો તમે જરા વાર અહીં ઉભા રહીને જુઓ તો તમે જોશો કે જમીનમાં દટાવા આવેલી કેટલીક વસ્તુઓ જે તેમને મનથી ઘણી કિંમતી હોવી જોઇએ તેમને કાઢી લેવા માટે તેઓ કોઈ કોઇ ઠેકાણે જમીન ખોતર્યાજ કરે છે. કઇ મૂલ્યવાન વસ્તુને વાસ્તે તેઓ જમીન ખોતરતાં હશે તેની સાચી અટકળ તમે કદી પણ નહિ કરી શકો. એ સિવાય આ લત્તામાં એવી ઘણી વસ્તુઓ છે કે જેમની ઉત્પત્તિનું કારણ અને પ્રયોજન તમે માથું પટકીને મરી જાઓ તોપણ તમે કદાપિ નહિ કળી શકો. દાખલા તરીકે માખીઓના થોકેથોક, જ્યાં જુઓ ત્યાં મધપુડાની પેઠે ટોળાં જમાવી જમાવીને બેઠેલાજ હોય અને તેમની સંખ્યા એટલી મોટી કે ઉડે ત્યારે ચારે દિશાએ માખી ને માખી સિવાય બીજું કાંઇ દેખાયજ નહિ અને આકાશ કાળું કાળું બની જાય. એટલી બધી માખીઓ આવી ક્યાંથી? બીજું આ લત્તામાં પગ મૂકતાં વારજ તમારા નાકને એવી કોઇ અતિ વિચિત્ર અને નાકમાં જતાની સાથે ઉલટીના ઊબકા આણે એવી સખત દુર્ગંધનો અનુભવ થવા માંડશે કે જે જોઇને તમને એમજ થશે કે આખા જગતનું કોહોવાણ અહીં એકઠું થયું હોવું જોઇએ, નહિ તો

આવું માથું ફેરવી નાખે એવી અને છ મહિનાનું ખાધેલું પાછું કાઢી નંખાવે એવી આકરી દુર્ગંધ આવેજ ક્યાંથી? આ જગ્યા જોવા આવનારાઓના મનમાં ઉપર કહ્યા તેવા અનેક તર્ક–વિતર્ક થાય છે અને અહીંના રહેવાસીઓને તેઓ તરેહ તરેહના સવાલ પૂછે છે, જેના જવાબમાં પેલા બિચારા ઠંડે પેટે જવાબ દે છે કે "આ જે જમીન તમે જુઓ છો તે અસલ જમીન ન હતી, પણ મેલાં પાણીથી ભરેલાં ખાબોચીઆં હતાં. આખા શહેરની કચરાપટ્ટીઓનાં ગાડાં અહીં ઠલવાતાં. આ પ્રમાણે ઘણાં વરસ સુધી આની આ જગ્યાએ કચરો ઠલવાવાથી ખાબોચીઆં પુરાઇ ગયાં અને આ "નવી" જમીન નીકળી આવી છે. હાલ તમને જે દુર્ગંધ આવે છે તે થોડાં વરસ પછી આવતી બંધ થઇ જશે એવું કહેનારાઓ કહે છે; પણ અત્યારે તો–ખાસ કરીને ગરમીની મોસમમાં વરસાદ પડે તેટલો વખત તો અમારે માખીઓનો ત્રાસ વેઠવો પડે છે, પણ એનો ઉપાય શો?" કેટલાક પ્રેક્ષકો પૂછે છે કે "આ જગ્યાએ રહેવાથી તમારા આરોગ્યને હાનિ નથી થતી?" તેના જવાબમાં અહીં રહેનારાઓ કહે છે કે "થતી પણ હોય; પરંતુ થાય છેજ એમ તો શી રીતે કહેવાય?"

ત્યાંથી આગળ જતાં જર્ગિસ અને આ નવી દુનિયાની ખુબીઓ જોઇને અચરજ પામતી અને ફાટે ડોળે ચારે ગમ જોતી ઓના એવી જગ્યાએ જઇ પહોંચ્યાં કે જ્યાં આ "નવી" જમીન તૈયાર થઇ ન હતી, પણ થવાની તૈયારીમાં હતી. અહીં આગળ શહેરના મોટા બે માળા બંધાય એવડી ચોરસ જગ્યામાં એક મોટો ખાડો હતો. તેની ચારે બાજુએ કચરાપટ્ટીની ગાડીઓની લંગારની લંગાર જામી ગઈ હતી. તેમાંથી એવી દુર્ગંધ આવતી હતી કે તેનું વર્ણન કરવા વાસ્તે સભ્ય અને સુઘડ માણસોની ભાષામાં તો શબ્દોજ નથી. સવારથી સાંજ પડતાં સુધી એ ખાડો છોકરાંથી ભરેલો ને ભરેલો રહેતો. તેઓ કાંઇ થોડાંજ નવરાં બેસી રહે એવાં હતાં? આખો દિવસ ખોતરી ખોતરીને કાંઇ કાંઇ કાઢ્યાજ કરતાં. કસાઈખાનાંની મુલાકાત લેનારાઓમાંથી કોઇ કોઇ પ્રેક્ષક કચરો દાટવાની જગ્યાને જોવા માટે પણ ચાલ્યા આવતા. તેઓ આ ખાડાને કિનારે ઉભા ઉભા વિચાર કરતા અને કોઇ કોઇ વાર એકબીજાને પૂછતા પણ ખરા કે આ છોકરાં જે ચીજો ખોતરી કાઢે છે તે તેઓ પોતે ખાઈ જતાં હશે કે તેમને ઘેર મરઘાંને ખવરાવવા સારૂ લઇ જતાં હશે? પણ આ એમાંથી ખરૂં શું છે તે નક્કી કરવા સારૂ કોઇ તે ખાડામાં ઉતરીને જાતે તપાસ કરવા જેટલી તસ્દી તો લેતુંજ નહિ.

આ ખાડાની પેલી બાજુએ ઈંટો પકવવાનો ભઠ્ઠો હતો. તેના ધૂમાડીઆમાંથી અત્યારે ધૂમાડો નીકળતો હતો. ઈંટો પાડવાને માટે માટી જોઇએ તો તેને સારૂ આ જગ્યાએથી માટી ખોદી લીધા પછી જે ખાડો પડે તેને કચરા–પૂંજાથી ભરી દેતા. થોડાં વરસ પછી એ કચરાની માટી બની જતી. આ પ્રમાણે કચરો નાખવાની જગ્યા પણ શોધવી ન પડે અને ઈંટો પાડવાને માટે માટી જોઇએ તો તે પણ તૈયાર થતીજ જાય અને પાછી કદી ખૂટેજ નહિ એવી યોજના અમેરિકાના સાહસિક લોકોના મગજમાંથીજ ઉત્પન્ન થઇ શકે એવો વિચાર ત્યાં આગળ ઉભેલાં જર્ગિસ અને ઓનાને આવ્યો હોવોજ જોઇએ. ત્યાંથી થોડેક છેટે એક બીજો ખાડો હતો, પણ તેને હજી પૂરી નાખ્યો ન હતો. તેમાં પાણી ભરાઈ રહ્યું હતું. વરસાદ પડતો ત્યારે આસપાસની જમીનનું પાણી વહી વહીને આ ખાડામાં એકઠું થતું હતું અને ત્યાંજ ઉનાળાના તાપમાં ઉકળીને ગંધાતું, ફદફદતું, કીડાઓથી ઉભરાતું એમનું એમ પડી રહેતું. શિયાળો આવતો એટલે એ પાણી ઠરી જઇને ખાસ્સું બરફ બની જતું. "ઠંડો બરફ" વેચનારાઓ તેમાંથી બરફનાં ગચીઆં કાપી કાપીને લઇ જતા અને આ ઉપનગરના લોકોને વેચી આવતા. આ પણ માટીના જેવીજ અફલાતુન કરકસરવાળી યોજના હતી! અહીં રહેવા આવનારા પરદેશી લોકો વર્તમાનપત્રો વાંચતા ન હતા તેથી આવા બરફમાં રોગનાં ઝેરી જંતુઓ રહે છે તેનો વિચાર કરવાની તેઓ તસ્દી લેતા પણ ન હતા.

જર્ગિસ અને ઓના ત્યાં ઉભાં ઉભાં આ બધું દૃશ્ય જોતાં હતાં એટલામાં સૂર્ય આથમી ગયો એટલે પશ્ચિમ તરફનું આકાશ લોહીના જેવું રાતું ચોળ થઇ ગયું અને ઘરનાં છાપરાં જાણે સળગી ઉઠ્યાં હોય તેમ રાતા પ્રકાશથી છવાઇ ગયાં. બેઉ જણ સૂર્યાસ્તને વિષે વિચાર કરતાં ન હતાં, કારણ કે તે દિશા તરફ તો તેમની બેઉની પૂંઠ હતી. પરંતુ તેમને જે વિચાર આવતા હતા તે તો તેમની સામે પથરાએલા પૅકિંગટાઉનને (શિકાગોનાં કસાઇખાનાંની આસપાસ વસેલું શહેર) લગતા હતા. મકાનોની હારની હાર આકાશના પટની ઉપર સાફ કાળા રંગથી રંગાએલી દેખાતી હતી. વચમાં વચમાં ધૂમાડીઆંનાં ભૂંગળાં ધૂમાડાનું એકધારૂં વમન કરતાં હતાં અને તેમાંથી નીકળતા ધૂમાડાનો પ્રવાહ પણ પૃથ્વીના છેડા સુધી પહોંચી જાય એટલો લાંબો હતો. એ ધૂમાડામાં પણ એવા તરેહ તરેહના રંગનું મિશ્રણ થએલું હતું કે કોઇ પણ ચિત્રકારને રંગોની મેળવણીનો અભ્યાસ કરવાનું સરસ સાધન થઇ પડે. આથમતા સૂર્યનો પ્રકાશ તેના ઉપર પડવાથી કાળો, તપ-

ખીરીઓ, ભૂરા, જાંબુડીઓ, એવા જાત જાતના રંગની તેમાં ગૂંથણી થઇ રહી હતી. પ્રકાશ ઓછો થઇ જવાથી તે સ્થળની શુષ્કતા અદૃશ્ય થઇ ગઈ હતી અને તેની જગ્યાએ ત્યાં કોઇ જબરદસ્ત સત્તા પોતાનું રાજ્ય જમાવીને બેઠી હોય એવું દેખાતું હતું. લાખો માણસને રોજી પૂરી પાડનાર, મનુષ્યની બુદ્ધિ અને કાર્ય કરનારી શક્તિનું દર્શન કરાવનાર, સૌને માટે સ્વતંત્રતા, પ્રેમ અને આનંદના લહાવા લેવાનો માર્ગ ખુલ્લો કરી દેનાર કોઇ આશ્ચર્યકારક મહાન સત્તાની ધ્વજા ત્યાં ફરકી રહી હોય એવું વિચિત્ર અપૂર્વ દૃશ્ય પેલાં બે જણે સંધ્યાના આછા પ્રકાશમાં દીઠું અને જ્યારે હાથમાં હાથ ભેરવીને તેઓ પોતાને ઉતારે જવાને પાછા વળ્યાં ત્યારે રસ્તે જતાં જર્ગિસ બોલ્યો: "કાલે હું ત્યાં જઇશ અને નોકરી ઉપર ચઢી જઇશ."





# प्रकरण ३ जुं

મિઠાઇનો વેપાર કરતાં કરતાં જોકુબસ ઝેડવિલાસે ઘણા જણની સાથે ઓળખાણ કરી લીધું હતું. એ ઓળખીતા લોકોમાં ડરહામ કંપનીએ પોતાને ખર્ચે રાખેલો એક સ્પેશ્યલ કોન્સ્ટેબલ પણ હતો. તે હતો તો પોલિસનો સિપાઈ, પણ કારખાનામાં નોકરીએ રાખવા લાયક કોણ કોણ છે તેની તપાસ રાખવાનું અને સારામાં સારાં માણસોને પારખી પારખીને ચૂંટી કાઢવાનું કામ તેનું હતું. ઝેડવિલાસે તેની લાગવગનો કદી ઉપયોગ કર્યો ન હતો, તેમ તે કામ કાઢી આપે એવો છે કે નહિ તે પણ નાણી જોયું ન હતું; છતાં તેના મનમાં પાકી ખાત્રી હતી કે, એ સિપાઇની મારફતે આ નવા આવનારાઓમાંથી થોડાકને તો નોકરીએ લગાડી દેવાશેજ. અંદર અંદર ખૂબ ચર્ચા કર્યા પછી તેઓ એવા નિર્ણય ઉપર આવ્યાં કે ઘરડો એન્ટેનાસ અને જોનાસ, એ બે જણને માટે પેલા સિપાઇએ સિફારસ કરવી. જર્ગિસને તો એટલો બધો આત્મવિશ્વાસ હતો કે હું તો કોઇની સિફારસ વગર મારી જાતેજ નોકરી શોધી કાઢીશ તેથી તેને માટે હાલ કશું કરવાની જરૂર ન હતી.

જર્ગિસનો આત્મવિશ્વાસ છેક શેખચલ્લીના જેવો પણ ન હતો. બ્રાઉન કંપનીના કારખાના આગળ જઇને તે અડધો કલાક ભાગ્યેજ ઉભો રહ્યો હશે ત્યાં તો આસપાસના બધા લોકોના કરતાં એક વેંત ઉંચી અને પહેલવાન જેવી તેની કાયા ઉપર એકાદ નિરીક્ષકની નજર ગઈ અને તેને ઇસારત કરીને પોતાની પાસે બોલાવ્યો. પછી તેની અને જર્ગિસની વચ્ચે નીચે પ્રમાણે ટૂંકો અને મુદ્દાસર સંવાદ ચાલ્યો:

"તને અંગ્રેજી બોલતાં આવડે છે ?"

"ના, લિથુઆનિયન" (જર્ગિસે કાળજી રાખીને આ શબ્દનો ઉચ્ચાર શીખી લીધો હતો.)

"નોકરી ?'

જવાબમાં જર્ગિસે ડોકું હલાવ્યું.

"અહીં અગાઉ કોઇ વાર નોકરીએ રહી ગએલો ?" જર્ગિસે ડોકું ધૂણાવીને ભાગી તૂટી અંગ્રેજીમાં કહ્યું કે "સમજણ પડતી નથી."

ત્યાર પછી નિરીક્ષકે તરેહ તરેહની ઈસારતો અને મોઢાના ચાળા કર્યાં. જર્ગિસે પણ તેના જવાબમાં ખૂબ જોરથી માથું ધૂણાવ્યું.

"ઢોરનાં આંતરડાં પાવડે પાવડે એકઠાં કરી શકીશ ?" જર્ગિસે ફરીથી ડોકું ધૂણાવ્યું અને કહ્યું કે "સમજ પડતી નથી."

વળી પાછા નિરીક્ષકે ઈસારતો અને હાથ–મોંના ચાળા કરી બતાવ્યા. જર્ગિસે કાંઇક સમજ્યો હોય તેમ ડોકું હલાવ્યું. નિરીક્ષકે ભાગી તૂટી લિથુઆનિયન ભાષામાં કહ્યું કે "હમણાં પેલે બારણે થઇને ચાલ્યો જા. કાલે સવારે સાત વાગે અહીં હાજર થજે. સમજ્યો ?"

આના જવાબમાં જર્ગિસે ડોકું હલાવીને હા કહ્યું અને પોતાની ભાષામાં કહ્યું કે "મોટી મહેરબાની કરી, સાહેબ !"

તેઓ બન્નેની વાતચીત આટલેથીજ પતી ગઇ. જર્ગિસ ત્યાંથી પાછો ફર્યો, અને પોતે મેળવેલા વિજયનો મહિમા તેના ખરા સ્વરૂપમાં તેની આગળ પ્રત્યક્ષ થઇ જવાથી તે એવો હર્ષઘેલો બની ગયો કે ચીસો પાડતો અને છલંગો મારતો પોતાના ઉતારા તરફ દોડયો. "નોકરી મળી ! નોકરી મળી !" આહા ! તેના હૈયામાં હરખ અને પગમાં જોર માતાંજ ન હતાં. જાણે તેને પગે પાંખો આવી હોય એમ વાયુવેગે દોડયો અને ખૂમ બરાડા પાડતો પાડતો તોફાની વાવાઝોડાની માફક ઘરમાં ઘૂસી ગયો. તે વખતે કેટલાક ભાડૂતો રાતપાલી કરીને દહાડે ઉંઘવા પડયા હતા તેઓ જાગી ઉઠયા અને તેના પર ખૂબ ખીજવાયા.

આ બધા બનાવ દરમ્યાન જોકુબસે પેલા સિપાઇ ભાઇબંધની સાથે વાતચીત કરી લીધી. તેણે કહ્યું કે, હું મારૂં બનતું કરીશ. જર્ગિસને તો નોકરી મળીજ ગઇ હતી, અને બીજા બે જણને માટે તજવીજ થવાની હતી તેથી, આજે સૌનાં મોઢાં હસતાં થયાં હતાં. હવે આજનો દિવસ તો તેમને કશું કામકાજ હતુંજ નહિ તેથી આજે બધે ફરવું અને પૅકિંગટાઉનમાં જે કાંઈ જોવા જેવું હોય તે બધું જોઈ વળવું એવો વિચાર કરીને સૌ ફરવા જવાને તૈયાર થયાં. જોકુબસે પોતાની દુકાન સ્ત્રીને સોંપી અને પોતે પરોણાઓને ગામ બતાવવા જવા કબૂલ થયો. આ કામ કરવામાં તે મોટાઈ માનતો હતો અને જાણે

કોઇ જાગીરદાર પોતાની વાડીઓ અને ફળફૂલના બગીચાઓ ગર્વસહિત પરોણાને બતાવે તેમ આજે પોતાના મિત્રોને પૅકિંગટાઉનની ખુબીઓ બતાવતી વખતે જોકુબસ ઝેડવિલાસની છાતી અભિમાનથી ફૂલતી હતી. તે પોતે આ શહેરના જૂનામાં જૂના રહેવાસીઓમાંનો એક હતો અને શહેરની ખીલવણી તેની નજર આગળજ થઇ હતી. તેથી કરીને તેમાં તે અંગત ગર્વ લેતો હતો. ભલે જમીન બધી કસાઇખાનાંઓની માલેકીની હોય, પણ કુદરતનો દેખાવ તો તેમના બાપનો ન હતો અને તે જોવાનો તો સૌને સરખોજ હક હતો !

કસાઇખાનાની હદમાં દાખલ થતા પહેલાં તેઓ ધમાલથી ગાજી ઉઠેલા રસ્તા ઉપર થઇને જવા લાગ્યાં; અત્યારે એ રસ્તા ઉપર રાહદારીઓની પુષ્કળ ભીડ હતી. કસાઇખાનામાં કામ કરનાર નોકરોની હારની હાર સજડાસજડી ચાલી આવતી હતી. એ નોકરો મજૂરો નહિ પણ જરા ઉપલા દરજ્જાના પગારદાર નોકરો હતા—જેવા કે કારકૂનો, નામું લખનાર મહેતાજીઓ, શૉર્ટહૅન્ડ ટાઇપિસ્ટો વગેરે. તેમનો કામે ચઢવાનો આ વખત હતો. તેમાં સ્ત્રીઓ પણ હતી. તેમને સારૂ બબ્બે ઘોડાની મોટી મોટી ગાડીઓ તૈયાર ને તૈયાર ઉભી હતી, અને જેવી ભરાઇ જતી કે તરતજ તે પૂરઝડપથી દોડી જતી. વળી પાછો આગલે દિવસે સંભળાતો હતો તેવોજ સંખ્યાબંધ પશુઓના આરડવાનો ઘણે છેટેથી ચાલી આવતી સમુદ્રની ચઢતી ભરતીના ઘેરા ગર્જન જેવો ગંભીર અસ્પષ્ટ ધ્વનિ કાને અથડાવા લાગ્યો. સર્કસનાં જાનવરોને જોવા માટે જેમ નાનાં નાનાં છોકરાં આતુરતાપૂર્વક દોડી જાય, તેમ આ નવાં યાત્રાળુઓ તે અવાજની દિશા તરફ દોડી ગયાં. અને ખરેખર, હતું પણ તેમજ. આ ઠેકાણે એકઠાં કરેલાં જાતજાતનાં પશુનું દશ્ય સર્કસનાં જાનવરોના સંગ્રહને ઘણી રીતે મળતું આવે એવું હતું. રસ્તામાં આગગાડીના સંખ્યાબંધ પાટા અને સિગ્નલના તાર પડયા હતા; તેમને ઓળંગતાં કૂદતાં સૌ આગળ જતાં ગયાં અને જ્યાં સડકની બેઉ બાજુએ ઢોરથી ખીચોખીચ ભરેલા મોટા મોટા વાડાઓ હતા ત્યાં આવી પહોંચ્યાં. અહીં જરાક વાર ઊભાં રહીને આ દેખાવ જોવાનું તેમને મન હતું, પણ જોકુબસે કહ્યું કે આગળ જતાં એક દાદર આવશે તેના ઉપર ચઢીને ઉંચી ગૅલેરી ઉપર ઉભાં રહીશું તો ત્યાંથી બધું સામટું દશ્ય ઘણી સારી રીતે જોઇ શકાશે. સૌ તેની પાછળ પાછળ ચાલ્યાં અને ગૅલેરી ઉપર ઉભાં રહીને તેમણે ચારે તરફ નજર કરી. ત્યાં આગળ જિંદગીમાં કદી પણ નહિ દીઠેલો અદ્‌ભુત દેખાવ જોઇને તેઓ આશ્ચર્યથી ત્યાં ને ત્યાંજ ઠરી ગયાં.

કસાઇખાનાના મધ્યભાગમાં એક ચોરસમાઇલ કરતાં વધારે વિસ્તારવાળી ખુલ્લી જગ્યા હતી. તેનો અડધા ઉપરનો ભાગ જાનવરોથી સજડાસજડી ભરાઇ ગયો હતો. ઉત્તરથી દક્ષિણ સુધી નજર ફેરવો તો આઘે સુધી ફેલાઇ ગએલો પશુઓનો નર્યો સમુદ્રજ દેખાય. જોનારને એમજ થાય કે આટલાં બધાં ઢોર આવ્યાંજ ક્યાંથી? આખી દુનિયાનાં બધાં ઢોર તો અહીં ભેગાં નહિ થયાં હોય? નાનાં મોટાં, જાતજાતનાં અને રંગ રંગનાં ઢોર! રાતાં, કાળાં, કાબરાં, ધોળાં, પીળાં–એવાં તરેહતરેહના રંગનાં ઢોર! કોઈ જુવાન અને તંદુરસ્ત તો કોઇ ઘરડાં અને મરવા જેવાં! વળી મોટી મોટી ખૂંધવાળા બરાડા પાડતા માતેલા આખલા હતા, તે ઉપરાંત કુમળાં માખણ જેવાં રમતીઆળ વાછરડાં પણ હતાં. ગરીબ નમ્ર આંખોવાળી દૂઝણી ગાયો હતી અને લાંબી શિંગડીઓવાળા ટૅક્સાસ પરગણાના વિકરાળ જુવાન સાંઢ પણ હતા. આખા જગતનાં ઢોરને એકજ જગ્યાએ એકઠાં કરીને પૂરી રાખતાં જેવો વિચિત્ર ઘોંઘાટ મચી રહે તેવો આ ઠેકાણે મચી રહ્યો હતો. આ બધાં મળીને એકંદર કેટલાં ઢોર હશે તેને ગણવાનો તો વિચારજ માંડી વાળવો. કારણ કે જુદા જુદા વાડાઓનો સરવાળો કરતાંજ આખો દિવસ નીકળી જાય એટલા બધા વાડા હતા અને એક એક વાડામાં શુમાર વિનાનાં ઢોર! જોકુબસે થોડા વખત ઉપરજ વર્તમાનપત્રમાં છપાએલો એક લેખ વાંચ્યો હતો. તેમાં આ કસાઇખાનાને લગતા વિગતવાર આંકડા આપ્યા હતા. એ આંકડા ટાંકીને આ કસાઇખાનાના અતિ વિસ્તૃત કાર્યક્ષેત્રનું પોતાના પરોણાઓ આગળ વર્ણન કરતાં તે અભિમાનથી ફૂલાતો હતો. સાંભળનારાંઓ પણ આશ્ચર્યમુગ્ધ થઇને તેનું વર્ણન સાંભળતાં હતાં અને કોઇ કોઇ વાર મોઢામાંથી નાના પ્રકારના આશ્ચર્યસૂચક ઉદ્ગાર કાઢતાં હતાં. જર્ગિસ પણ આ જંગી કસાઇખાનાની મોટાઇનું કાંઇક અભિમાન લેતો થયો હતો; કારણ કે આવતી કાલથી તે પોતે આ વિરાટ યંત્રનો એક દાંતો બનવાનો હતો, તેની પ્રવૃત્તિમાં પોતાનો હિસ્સો આપીને તેના ઉત્પાદકપણામાં ભાગીદાર થવાનો હતો, તેના કામદારોની યાદીમાં તેનું પોતાનું નામ પણ આવતી કાલથી ઉમેરાવાનું હતું!

આ વાડાઓની વચ્ચે વચ્ચે નાની સાંકડી ગલીઓ જેવા ગાળા હતા. તેમાં કેટલાક લોકો પગે બૂટ અને હાથમાં લાંબી ચાબૂક લઇને ઘોડા ઉપર ચઢીને આમતેમ દોડાદોડ કરતા હતા. તેઓ ભારે કામગરા દેખાતા હતા, એકબીજાને તથા ઢોર હાંકનાર રબારીઓને બૂમો પાડીને બોલાવતા હતા. આ ઘોડે બેઠેલા લોકોમાંના કેટલાક દૂર દૂરના જિલ્લા-

ઓમાંથી આવેલા ઢોર ઉછેરનારાઓ હતા, કેટલાક ઢોરના પરદેશી વેપારીઓ હતા, કેટલાક દલાલો હતા અને કેટલાક કસાઇખાનાં તરફથી ઢોરની ખરીદી કરવા માટે આવેલા વેપારીઓ પણ હતા. તેઓ ઠેકાણે ઠેકાણે ઉભાં રાખેલાં ઢોરોના ટોળા આગળ જઇને તેઓ કેવાં છે તે નજર તળે કાઢી જોતા હતા, વેપારીઓ અને દલાલોની સાથે ભાવ-તાલને લગતી ટૂંકી અને વ્યવહારોચિત રીતે પૂછપરછ કરતા હતા. ખરીદી કરનાર આસામી ડોકું હલાવે અથવા ચાબૂકને નીચો નમાવે એટલે સોદો થઇ ગયો એવું વેચનારા સમજી જાય. પછી ખરીદ કરવા આવેલો માણસ ગજવામાંથી નોટબૂક કાઢીને આજ સવારથી તેણે કરેલા સેંકડો સોદામાં એકનો ઉમેરો કરે અને વેચનારનું નામ, ઢોરની સંખ્યા, જાત, ભાવ વગેરેની નોંધ કરીને બીજા ટોળાની તરફ ચાલતો થઈ જાય. પછી જોકુબસે એક દિશા તરફ આંગળી કરીને કહ્યું કે ત્યાં આગળ ઢોરને જોખવાનો એક મોટો કાંટો છે તે તરફ હવે આ બધાં ઢોરને હાંકી લઈ જશે. એ કાંટો એટલો મોટો છે કે તેના ઉપર લાખ લાખ રતલના વજનનાં ઢોરનો જથ્થો એકસામટો પળવારમાં તોળાઇ જાય છે અને વજનનો આંક પણ સામે આંખ આગળ આવીને ઉભો રહે છે. તોળતાં વારજ ન લાગે. ઢોરનું એક ટોળું કાંટા ઉપર આવીને ઉભું એટલે તરતજ તેના કુલ વજનનો આંક નોંધાઇ જાય કે પાછું તેની જગ્યાએ બીજું ટોળું આવીને ઉભું રહે. તેઓ બધાં ઉભાં હતાં ત્યાંથી થોડેજ અંતરે કસાઇખાનામાં પેસવાનો પૂર્વ તરફનો દરવાજો હતો અને એ તરફ કસાઈખાનાની હદની અડોઅડ આગગાડીના પાર-વિનાના પાટા નાખ્યા હતા. તેના ઉપર થઇને ઢોરથી ભરેલી માલગાડી-ઓના ડબ્બા આવતા અને ઠલવાતા હતા. આ વેપાર આખી રાત ચાલ્યાજ કરતો. જે ઢોર તે વખતે ત્યાં ઉભાં હતાં તે બધાં એક રાતમાંજ આવી પહોંચ્યાં હતાં. સાંજ પડતાં પહેલાં તો એમાંનું એક પણ જીવતુ નહિ રહે, અને વાડાઓ ખાલીખમ થઇ જશે. પણ કાલે સવારે આવીને જુઓ તો પાછા ભરાયલા ને ભરાયલા. આ પ્રમાણે વરસના ત્રણસો ને પાંસઠ દહાડા ધમધોકાર કામ ચાલ્યાજ કરતું.

એટલામાં ટીટા એલ્ઝબિટા બોલી ઉઠી: "આટલાં બધાં ઢોરને આ લોકો કરવાના શું?"

જોકુબસ કહે: "સાંજ પડતા પહેલાં તો આમાંનું એક પણ જીવતું નહિ રહે. ચામડાને ઠેકાણે ચામડાં, માંસને ઠેકાણે માંસ અને હાડકાંને ઠેકાણે હાડકાં એમ બધુંજ કપાઇ કપાઇને જુદેજુદું થઇ જશે.

જેવા આગગાડીના પાટા આ તરફ છે, તેવાજ પાછા કસાઇખાનાની પેલી બાજુએ પણ છે. ત્યાં આગળ માલગાડીઓના ડબ્બા તૈયાર ઉભા રહે છે. તેમાં આ જાનવરોનાં માંસ ડબ્બાઓમાં ભરાઇ ભરાઇને દુનિયાનાં બજારમાં વેચાવા માટે રવાના થઇ જાય છે.”

જોકુબસે આગળ ચાલતાં તેમને કહ્યું કે, આ કસાઇખાનાના ઉપયોગને માટે તેની હદની અંદરજ બધા મળીને અઢીસો માઇલ જેટલી લંબાઈમાં આગગાડીના પાટા નંખાઇ ગયા છે. તેમના ઉપર થઇને દરરોજ દશહજાર ગાય–બળદ, દસહજાર ડુક્કર અને પાંચહજાર ઘેટાં–બકરાં ચાલ્યાં આવે છે. આખા વરસનો સામટો હિસાબ કરીએ તો અહીં બધાં મળીને એક કરોડ પશુનાં શરીરનું માણસજાતના ખોરાક-ને માટે રૂપાન્તર થઈ જાય છે. તમે થોડીક વાર આ ઠેકાણે ઉભા રહીને જુઓ તો તમને કસાઇખાના તરફ ગતિ કરતી પશુઓની હાર-ની હારનું ભાન થવા માંડશે. જે ઠેકાણે આ ઢોર અત્યારે ઉભાં છે તેના કરતાં ઘણો ઉંચો મજબૂત લોખંડનો માંચડો કતલખાનાના સૌથી ઉપલા માળ ઉપર બાંધેલો છે; તે માંચડા ઉપર ઢોરને હાંકી લઇ જવા માટે પંદર ફુટ પહોળી ઢોળાવવાળી સડક બનાવી દીધી છે. એ માંચડા તરફ ઢોરની સતત ગતિ ચાલુજ રહે છે. થોડીજ પળ પછી પોતાનું શું થવાનું છે તેની લેશ માત્ર પણ જેને શંકા નથી એવાં બાપડાં પ્રાણીઓનો પ્રવાહ–મૂર્તિમાન મૃત્યુની નદીના પ્રવાહની માફક ચાલ્યોજ જાય તે જોતાં મનમાં શું શું થાય તે કહેવું અને સમજવું પણ મુશ્કેલ છે. જોકુબસની સાથે આવેલાંઓમાંથી કોઇનામાં કવિત્વ વૃત્તિ ન હતી; નહિ તો આ પશુઓને જોઇને તેમનાજ જેવાં અવાચક મનુષ્યપ્રાણીઓની અવસ્થાનું પણ તેમને સ્મરણ થઈ જાત. પણ આવો વિચાર તેમને કોઇને આવ્યો નહિ. તેઓ તો આ રાક્ષસી કારખાનાની કાર્ય કરવાની પ્રચંડ શક્તિનોજ વિચાર કરતાં ઉભાં રહ્યાં. જે ઉંચા માંચડા તરફ આ બધાં ઢોર ચાલ્યાં જતાં હતાં તે આઘેના મકાનના છાપરા જેટલો ઉંચો હતો. ઢોળાવવાળી સડક ઉપર થઇને પશુઓનો પ્રવાહ ઉંચે ને ઉંચે ચઢતો જતો હતો. તે માંચડા તરફ આંગળી કરીને જોકુબસે કહ્યું કે માંચડા સુધી તો જાનવરો પોતાના ટાંટીઆના જોરેજ જાય છે. પરંતુ ત્યાં ગયા પછી તેમની બાકીની મુસાફરી એટલે કે તેમનાં શરીરનું માણસના ખોરાકતરીકે રૂપાન્તર થઇ જાય ત્યાં સુધીની તેમની બાકીની મુસાફરીને લગતી તમામ ક્રિયાઓ માત્ર તેમના પોતાના વજન વડેજ થયા કરે છે. એને માટે તે જાનવરને પોતાને કશી મહે-નત કરવી પડતીજ નથી, તેમ કોઈ જાતની યાંત્રિક શક્તિની પણ જરૂર

પડતી નથી. પરંતુ એ આખો સંચોજ એવી જાતનો છે કે ઢોર ત્યાં આગળ આવીને ઉભું એટલે તેના વજન વડેજ ગતિમાં આવી જાય છે અને તેમને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જેમ જરૂર પડતી જાય તેમ તેમ ધકેલતોજ જાય છે.

"એ લોકો રજેરજનો ઉપયોગ કરે છે–કશું પણ નકામું જવા દેતા નથી." એટલું કહીને જોકુબસ જરાક હસ્યો અને હસવું આવે એવો એક ટૂચકો તેણે કહી સંભળાવ્યો. એ ટૂચકો તો અહીંના બધાજ લોકોનાં અને ખાસ કરીને પ્રેક્ષકોને કસાઈખાનાં બતાવવાનો ધંધો કરનારા ભોમિયાનાં મોઢામાં ચવાઈ ચવાઇને જૂના કૂચા જેવો થઇ ગયો હતો તો પણ જોકુબસ એમજ માનતો હતો કે એ ટૂચકો મેં પોતે જોડી કાઢ્યો છે એવું મારાં ભોળાં મહેમાનો માની લેશે. તે બોલ્યો: "કુક્કરની એકલી ચીચીઆરીને બાદ કરીને તેના શરીરનાં બીજાં બધાં અંગોનો કાંઇ ને કાંઈ ઉપયોગ થઇજ જાય છે." બ્રાઉન કંપનીની જનરલ ઑફિસના આગલા દરવાજા આગળ થોડાક ભાગમાં લીલી દરો ઉગાડી છે. આખા પૅકિંગટાઉનમાં કોઇ પણ ઠેકાણે લીલોતરી જેવું કાંઇક હોય તો માત્ર આ એકલુંજ. એજ પ્રમાણે આખા પૅકિંગ-ટાઉનની વસ્તીના જીવનમાં જો કાંઇક હાસ્યરસ જેવું હોય તો ઉપર ટાંકેલું ચવાઈ ચવાઇને કૂચા જેવું થઇ ગએલું આ વાક્યજ.

આ ઠેકાણે ઉભા રહીને ઢોરના વાડાઓ ધરાઇને જોઈ લીધા પછી તેઓ બધાં આગળ ચાલ્યાં અને કસાઇખાનાંના મધ્યભાગમાં આવેલાં મકાનોના સમુદાય આગળ જઇ ઉભાં. આ મકાન હતાં તો ઈંટ–ચૂનાનાં, પણ તેમના ઉપર પૅકિંગટાઉનના ધૂમાડાના થર ઉપર થર જામી ગયા હતા. તેમની ચારે બાજુની ભીંતો જાહેરાતના ઉદ્દેશથી ચીતરાવેલાં ચિત્રો અને પાટિયાં વડે ઠસઠસીને ભરાઇ ગઇ હતી. તેમના તરફ એક નજર કરતાંજ જોનારા સમજી જાય છે કે જે જાહેરખબ-રોનાં પાટીઆં અને પોસ્ટરો વગેરે વાંચી વાંચીને તેઓ કાયર થઇ ગયા હતા અને જેમાં જણાવેલી વસ્તુઓ વાપરી વાપરીને પણ તેઓને ઓચો આવ્યો હતો તે સઘળી વસ્તુઓનું મૂળ ઉત્પત્તિસ્થાન અહીંજ હોવું જોઇએ. હવે જોનાર સમજી જાય છે કે જે અફલાતુન વસ્તુઓના ગુણનાં વખાણ સાંભળી સાંભળીને તેમના કાન કાણા થઇ ગયા હતા, જેમની જાહેરખબરોમાં પાટીઆં ને પોસ્ટરોથી આગગાડીનાં સ્ટેશનો, ટ્રામની ગાડીઓ અને લોકોનાં ઘરની દિવાલો ગંદાં અને કદરૂપાં બની ગયાં હતાં; દૈનિક અને સામયિક પત્રોનાં પાનાં ભેંસ ભડકે એવડા

મોટા અક્ષરે છાપેલી જેમની જાહેરખબરો વડે ખીચોખીચ ભરાતાં હતાં, જેમના વર્ણનના કેટલાક શબ્દો તો એવા હતા કે એક વાર કાનમાં પેઠા એટલે કાનમાં ને કાનમાં ગુંજ્યાજ કરતા, જેમનાં રંગ-બેરંગી ભપકાદાર ચિત્રો શેરીએ શેરીએ અને ગલીએ ગલીએ જોવામાં આવતાં તે બધી આશ્ચર્યકારક વસ્તુઓના જન્મસ્થાનમાંજ અમે આવી પહોંચ્યા છીએ! વાહ! ધન્ય ઘડી! ધન્ય દહાડો! બ્રાઉન કંપનીના બાદશાહી *હેમ અને બેકન! બ્રાઉન કંપનીનું રાંધેલું મસાલેદાર *બીફ! બ્રાઉન કંપનીના એકસેલસિયર (સર્વોત્તમ) માંસનાં અથાણાં! વાહ! વાહ! એ બધાં તો અહીંઆંજ બનતાં દેખાય છે! ત્યાર પછી ડરહામ કંપનીનું શુદ્ધ *લીફ લાર્ડ! ડરહામ કંપનીનો સવારના નાસ્તામાં ખાવાનો *બેકન! ડરહામ કંપનીના *બીફના ડબ્બા! કાચની બરણીમાં ભરીને વેચવા મૂકેલા ડરહામ કંપનીના *હેમ! ડેવિલ્ડ *ચિકન! અને ડરહામ કંપનીનું અદ્વિતીય હાડકાંનું ખાતર! આ બધાં રત્નોની મૂળ જન્મભૂમિ પણ આજ! વાહ વાહ! વાહ વાહ!

આ બધી વસ્તુઓની જાહેરખબરોનાં પાટીઆં જોતી જોતી જોકુબસની સાથે આવેલી બધી મંડળી ડરહામ કંપનીના એક મકાનમાં પેઠી. ત્યાં તેમના જેવા બીજા પ્રેક્ષકો પણ ઉભા હતા. આ બધાં થોડીક વાર ઉભાં ન ઉભાં તેટલામાં તો તેમને કારખાનામાં બધે ફેરવીને બતાવવાને વાસ્તે કંપની તરફથી રાખેલો એક ભોમિયો આવી પહોંચ્યો. કારખાનાંવાળાઓ પ્રેક્ષકોને પોતાના કારખાનાનાં જુદાંજુદાં ખાતાં અને તેમાં થતું કામ બતાવવાની ખાસ કાળજી લે છે; કારણ કે એ એક મોટી જાહેરાતની ગરજ સારે છે. પણ જોકુબસે કટાક્ષ કરતાં કહ્યું કે, કારખાનાંવાળાઓ એવા લુચ્ચા છે કે તેમને જેટલું બતાવવું હોય માત્ર તેટલુંજ પ્રેક્ષકો જોવા પામે છે અને જે ન બતાવવા જેવું હોય તેમની નજરે પડતુંજ નથી!

એજ મકાનની બહારની બાજુએ એક ઉપર એક એવા પાંચ છ લાંબા ને લાંબા દાદર હતા. તેમની ઉપર થઇને મકાનના સૌથી ઉપલા માળ ઉપર જવાતું હતું. ભોમિયો પ્રેક્ષકોના સમુદાયને એ દાદરા ચઢાવીને સૌથી ઉપરના માળ ઉપરના માળ ઉપર તેડી ગયો. થોડા વખત ઉપર આપણે જેના વિષે વાત કરી હતી તેવો એક મોટો

* જ્યાં જ્યાં આવી ફૂદડી મૂકી છે તે બધી વસ્તુઓ ડુક્કર ત બીજાં પશુઓનાં માંસ વગેરેની જુદી જુદી બનાવટો છે. —અનુવ

ઢોળાવવાળો રસ્તો આ માળની અંદર બાંધેલા લોખંડના માંચડા સુધી જતો હતો. એ ઢોળાવવાળા રસ્તા ઉપર થઇને ડુક્કરોનો અખંડ પ્રવાહ ઠેઠ માંચડા સુધી ચાલ્યો આવતો હતો. આટલી બધી ઉંચાઇ ચઢવાથી તેમને લાગેલો થાક ઉતારવાને વાસ્તે અહીં એક વિસામો પણ રાખ્યો હતો. ત્યાં જરાક વાર થોભ્યા પછી તેઓ બીજા સાંકડા રસ્તા ઉપર થઇને એક ઓરડામાં દાખલ થતાં અને તેમાં એક વાર પેઠાં એટલે પેઠાંજ. પછી તેઓ કદી પાછાં બહાર આવતાંજ નહિ.

તે એક લાંબો ને લાંબો એવો સાંકડો ઓરડો હતો. તેની એક બાજુએ પ્રેક્ષકોને માટે કઠેરો બનાવ્યો હતો. ત્યાં ઉભા રહીને તેઓ આ ઓરડામાં થતો વ્યાપાર જોઇ શકતા. ઓરડાને સામે છેડે એક મોટું લોખંડનું ચક્કર હતું. તેનો ઘેરાવો આશરે ૨૦ ફુટનો હશે. તેની કોર આગળ થોડે થોડે છેટે લોઢાનાં કડાં જડેલાં હતાં. એ ચક્કર એવી રીતે ગોઠવ્યું હતું કે તેનો ઉપલો ભાગ આ ઓરડામાં રહે અને તળેનો ભાગ નીચેના ઓરડામાં રહે. વળી તેની બેઉ બાજુએ થોડી થોડી ખાલી જગ્યા હતી. ડુક્કરનું ટોળું ચાલતું ચાલતું છેક અહીં સુધી આવી પહોંચતું એટલે ત્યાં આગળ ઉભેલો એક રાક્ષસી કદનો હબસી સૌથી આગળના ડુક્કરને પગે સાંકળ બાંધીને તેનો બીજો છેડો પેલા કડાની અંદર ભેરવી દેતો. તેના હાથ અને પગ બેઉ ઉઘાડા હતા. અત્યારે ચક્કર ફરતું અટકયું હતું તેટલી વાર તે થાક ખાઇ લેવા ઉભો રહ્યો હતો. એકાદ–બે મિનિટ પછી પાછું ચક્કર ફરતું થયું એટલે તેની બેઉ બાજુએ ઉભેલા નોકરો ચડપો ચડપ અકકેક ડુક્કરને પકડીને તેમને પગે સાંકળ બાંધી દઇને સાંકળનો બીજો છેડો ચક્કરના કડાની અંદર ભેરવી દેવા લાગ્યા અને તેની સાથે અકકેક ડુક્કર જમીન ઉપરથી ઉંચકાતું ગયું અને ચકડોળ ઉપર બેઠેલો માણસ જેમ ઉંચે ચઢે, તેમ તે પણ આ ચગડોળ ઉપર સ્વાર થઇને ઉંચે ચઢવા લાગ્યું.

આમ થતાં વારનેજ કાનના પડદા ફાડી નાખે એવી ભયાનક તીણી ચીચીઆરીઓ સંભળાવા લાગી. જોવા આવનારાંઓ ભયભીત થઇને ચમકી ઉઠયાં; સ્ત્રીઓનાં મોઢાં ફિક્કાં ફસ થઈ ગયાં અને તેઓ જરાક પાછી પણ હઠી ગઇ. પણ અહીં તો હવે ચીસોનો પારજ ન હતો. એક પછી એક ચીસ નીકળતીજ ગઇ અને તે પણ એક એકના કરતાં વધારે તીણી, કારમી અને દુઃખદાયક. એ ચીસો પાડનાર ડુક્કર ગયાં તે ગયાંજ, તેઓ આ ભવમાં પાછાં બહાર આવે અને દુનિયાનું મોઢું

જુએ એવી કોઇએ વાતજ ન કરવી. તેઓ હવે એવા પ્રદેશમાં દાખલ થયાં હતાં કે જ્યાંથી પુનરાગમન થાયજ નહિ! પેલા ચક્કરના કડાની સાથે બાંધેલું ડુક્કર ચક્કરના સૌથી ઉંચેના ભાગ આગળ આવી પહોંચે એટલે ત્યાંથી ઉંચકાઇને એક ઢેલણગાડીના ઉપર આવી પડતું અને પછી તેના ઉપર સ્વાર થઇને નીચેના ઓરડામાં ચાલ્યું જતું. એકની પછી બીજું અને બીજાની પછી ત્રીજું એમ એક પછી એક ડુક્કરને ચડપો ચડપ પકડી પકડીને પેલાં કડાંની સાથે બાંધી દેવામાં આવતાં. એ પ્રમાણે કરતાં થોડીક વારમાં ચક્કરની બેઉ બાજુએ લબડતાં, છૂટાં થવાને માટે ગાંડાની માફક વ્યર્થ ધમપછાડા કરતાં, જોરથી ટાંટીઆ હલાવતાં અને ચીસાચીસ પાડતાં ડુક્કરોની બે સળંગ હાર લટકતી થઇ ગઇ. એ બધાંની ચીસોના અવાજનો સરવાળો ઘણોજ ભયંકર હતો, કાનના પડદા ફાડી નાખે એવો તીણો હતો. આટલો બધો અવાજ થયા કરતો હતો છતાં તે ઓરડાની ભીંતો કેમ પડી જતી નથી અને છતમાં કેમ તડો પડતી નથી એજ મોટી આશ્ચર્યકારક બિના હતી. આવાતુમુલ અવાજનાં મોજાંઓ આવા ઓરડામાં શી રીતે સમાઈ જતાં હતાં એ પણ એક મોટો સવાલ હતો. અને ચીસો તે કાંઇ જેવી તેવી? ઉંચામાં ઉંચા અને તીણામાં તીણા અવાજથી માંડીને નીચામાં નીચા અને ધીમામાં ધીમા અવાજ સુધીની તમામ પ્રકારની ચીચીઆરીઓ, ગળામાંથી નીકળતા ખોખરા કર્કશ અવાજ અને તીવ્ર વેદનાજન્ય પોકાર—એ સઘળાથી ઓરડાનું વાતાવરણ કંપી ઉઠયું હતું. જરાક વાર ચીસો નરમ પડે અને વળી પાછી પહેલાંના કરતાં વધારે તીવ્ર અને વધારે સજોર ચીસો સંભળાવા લાગે. એ પ્રમાણે એક એક વિસામા પછી ક્રમવાર ચઢતા સપ્તકના સૂર નીકળતાજ જાય. કેટલાક પ્રેક્ષકોથી આ સહન ન થયું—પુરુષો એકબીજાની સામે જોઇને વિક્ષુબ્ધ ભાવે હસવા લાગ્યા અને સ્ત્રીઓ બેઉ હાથની મુઠ્ઠીઓ જોરથી દબાવીને ઉભી રહી. કેટલીકની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને કેટલીકના મોઢા ઉપર લાગણીના જુસ્સાને લીધે લોહી ધસી આવ્યું.

પણ જોનારાંઓની આંખોમાં આંસુ આવે કે ન આવે, તેમનાં કાળજાંમાં ચૂંથારો થઇ આવે કે ન થઇ આવે, તેનો જરા પણ વિચાર કર્યા સિવાય નીચેના ઓરડામાં જે લોકો ઉભા હતા તેઓ તો તેમનું કામ કર્યેજ જતા હતા. ડુક્કરની ચીચીઆરીઓની તેમજ જોનારાઓને થતા ત્રાસની તેમને જરા પણ પરવા ન હતી. એક પછી એક ડુક્કર તેમની પાસે આવતું ગયું, તેમ તેમ તેઓ તેમને બધાંને વારા-

ફરતી ભીંતમાં જડેલા આંકડાની સાથે ઉંધે માથે લટકાવીને તેમના દરેકના ગળામાં ભારે ઝડપથી ઉભો ચીરો પાડતા ગયા. જેમના મોઢામાંથી છોળે ને છોળે લોહી વહી જતું હતું એવાં ચીસોચીસ પાડતાં ડુક્કરોની ખાસ્સી હારની હાર બંધાઈ ગઇ હતી. તેમનાં શરીરનું તમામ લોહી નીતરી ગયું એટલે પાછાં તેમને ત્યાંથી ઉપાડીને ખદખદતા પાણીથી ભરેલી મોટી જંગી ટાંકીમાં ધઓધબ ફેંકી દીધાં.

આ બધી ક્રિયાઓ એટલી બધી કાર્યદક્ષતાપૂર્વક ઠંડે કલેજે થતી હતી કે જોનારાઓ તો સ્તબ્ધજ બની ગયા. આ કાંઇ સાધારણ કસાઇખાનું ન હતું કે જ્યાં પાંચ–પચાસ જાનવરને એકાદ–બે કસાઇ હલાલ કરી નાખે. પરંતુ આ તો યંત્રોથી ચાલતું, પદાર્થવિજ્ઞાન, રસાયન અને વ્યાવહારિક ગણિતશાસ્ત્રની મદદથી ચાલતું વૈજ્ઞાનિક કસાઇખાનું હતું. તે છતાં પણ ગમે તેવા વ્યાવહારિક અને ગણતરીબાજ માણસને પણ પેલાં ડુક્કરો ઉપર થતા જુલ્મનો વિચાર તો આવતોજ કે તેમણે માણસજાતનું કશું બગાડયું ન હતું તેમજ કદી બગાડવાનાં પણ ન હતાં; ઉલટાં તેઓ બિચારાં માણસજાતની ભલાઇ ઉપર વિશ્વાસ રાખીને ઠેઠ તેમની મોતની જગ્યા સુધી વગર સંકોચે ચાલ્યાં આવ્યાં હતાં; તેમના પોકાર તદ્દન વાજબી, કાયદેસર અને માનવતાપૂર્ણ હતા. તેઓ અત્યાર સુધી તેમના કુદરતી અધિકારની હદમાં રહીનેજ જીવ્યાં હતાં. આવા ક્રૂરતાભરેલા મોતે મરવા જેવો તેમણે કશોજ અપરાધ કર્યો ન હતો. તેમને આ પ્રમાણે નિર્દયપણે મારવા છતાં મારનારાઓના મનમાં જરાય વસવસો થતો ન હતો, પોતે ખોટું કામ કરે છે એવી શંકા પણ આવતી ન હતી; 'અમારે અમારા પેટને માટે આવું પાપકર્મ કરવું પડે છે' એટલું કબૂલ કરવાનો ઢોંગ પણ તેઓ કરતા ન હતા; પણ જેમ કોઇ જડ પદાર્થને આમથી તેમ અને તેમથી આમ ફાવે તેમ ફેરવે, ઉથલાવે, ઉંધો કરે, ચત્તો કરે તેમ તેમની લોહીથી નીંગળતી લાશોને બેપરવાઇથી ઉંધે મોઢે લટકાવ્યે જતા હતા, એ તેમની હ્રદયશૂન્યતા તો દાઝયા ઉપર ડામ દેવા બરાબર હતી. પ્રેક્ષકોમાંથી કોઇ કોઇ કોમળ હૈયાવાળા રડી પડતા. પણ તેથી શું? એવા પોચા દિલના માણસનાં આંસુથી આ હત્યારૂં યંત્ર કાંઈ થોડુંજ અટકવાનું હતું? એ તો કોઇ અંધારા ભોંયરાની ગોઝારી ગુફામાં, કોઇની નજરે ન પડે, કોઇનેય કાને વાત ન જાય, વાડનું ચકલું પણ ન જાણે અને વાયુની લહરિ પણ જેનો ભેદ ન જાણી શકે એવી રીતે કરેલી કોઈ ભયંકર કરપીણ હત્યાના જેવો આ ધંધો જગતની વચ્ચે, ધોળે દહાડે, સૌના દેખતાં છતાં સૌની આંખચોરીએ ધમધોકાર ચાલ્યોજ જતો હતો.

આ કાર્યને અમુક વખત સુધી ઉભાં ઉભાં જોવું અને તેમ છતાં મનમાં તાત્ત્વિક પ્રશ્નો ઉભા થાય તો તેમને ઉભા ન થવા દેવા, રૂપકો સંજ્ઞાઓ અને આલંકારિક વિચારમૂર્તિઓ આંખ આગળ આવીને ઉભાં રહે તેમને દબાવી દેવાં અથવા આ ડુક્કરોની ચીચીઆરીઓના જેવીજ બીજી અનેક ચીસો જે જગતમાં સર્વત્ર સંભળાય છે તેમના ધ્વનિને કાને પડતો અટકાવવો એ તો બનેજ શી રીતે ? ઓ ધર્મશાસ્ત્રના પારંગત પંડિતો ! મૌલવીઓ ! પાદરી બાવાઓ ! જગદ્‌ગુરુઓ અને ગોસ્વામીઓ ! જવાબ આપો. આ જગતમાં અથવા તો આ જગતની બહાર તમારા પરમેશ્વરે, ખુદાએ અથવા અલ્લાહે આ ડુક્કરોને સારૂ કોઇ સ્વર્ગ નિર્માણ કર્યું છે કે નથી કર્યું ? તમે કહો છો કે દુઃખીઆંઓને તેમનાં દુઃખનો બદલો સ્વર્ગમાં મળી રહે છે ત્યારે પછી આ ડુક્કરોને તેમના દુઃખોનો બદલો કયા સ્વર્ગમાં મળવાનો છે તેનો જવાબ આપો. આમાંનું એકેએક ડુક્કર સ્વતંત્ર સજીવ પ્રાણી હતું. કોઇ ધોળું, કોઈ કાળું, કોઇ કાબરૂં, કોઇ તપખીરીઆ રંગનું; કોઇ જુવાન, કોઇ ઘરડું; કોઇ સૂકું અને પાતળું તો કોઈ ખાસ્સું એક વાઘ ધરાય એવડું; પણ તે દરેકને સ્વતંત્ર વ્યક્તિત્વ હતું, દરેકને જીવવાની ઇચ્છા હતી, દરેકને ઇચ્છાશક્તિ હતી, દરેકને સુખની આનંદની આશાઓ હતી, મનના કોડ હતા; દરેકને પોતાના ખપપૂરતી આત્મશ્રદ્ધા હતી, સ્વમાન હતું અને પોતાના વ્યક્તિત્વનું અભિમાન હતું. જે કાંઇ માણસને છે, જે કાંઇ પુરાણીઓ પંડિતો અને મૌલવીઓને છે તે બધુંજ આ ડુક્કરોને પણ હતું. માણસની માફકજ તેઓ પણ શ્રદ્ધા અને વિશ્વાસ સહિત પોતાનો જીવનવ્યાપાર ચલાવતાં હતાં. તેમને બિચારાંને ખબર ન હતી કે તેઓ જન્મ્યાં તે દિવસથીજ કસાઇની છરીની છાયા તેમના માથા ઉપર રાત-દિવસ ભમ્યા કરતી હતી ! કોઇ દારુણ સંકટ તેમના જીવનની વાટ ઘેરીને બેઠું હતું ! આજે તે છરી તેમના મસ્તક ઉપર તૂટી પડી, તે દારુણ સંકટ તેમની સામે આવીને ઉભું રહ્યું અને તેમનો પગ ઝાલીને તેમને પેલા ઘાતકી ચક્કર તરફ ઘસડી ગયું. તેમણે તરફડીઆં માર્યાં, ધમપછાડા કર્યા, ચીસો પાડી, પોકાર કર્યા, બૂમબરાડા પાડયા, ઘણું ય કર્યું; પણ તે નિર્દય નિષ્ઠુર નિર્મમ ચક્કરને દયા આવી નહિ; તેઓ તો ચીસો પાડતાંજ ગયાં છતાં પેલું ચક્કર તો તેનું કામ કરતુંજ ગયું. તેણે તેમને ઉંચકીને છરીઓવાળા કસાઇઓના હાથમાં સોંપી દીધાં અને તેમણે પણ તેમની લાગણી, ઇચ્છા, તરફડાટ, જીવનેચ્છા-કશાની પણ પરવા કર્યા વગર તેમનાં ગળાંમાં છેદ પાડયા અને ઉંધાં ટાંગીને તેમના જીવન-રક્તનું ટીપેટીપું નીતારી લીધું.

અને ડસકીઆં ખાઇને તેમનો પ્રાણ નીકળી ગયો ત્યાંસુધી આ ક્રૂર તમાશો ચાલુ રાખ્યો. ત્યારે શું હવે જોનારાઓએ એવુંજ માની લેવું રહ્યું કે માણસનો ઇશ્વર છે પણ ડુક્કરનો ઇશ્વર ચૌદ બ્રહ્માંડમાં ક્યાંય પણ નથી? માણસનું વ્યક્તિત્વ ઇશ્વરને વહાલું છે એવું પંડિત–પુરાણીઓ કહે છે; પણ અમે તેમને પૂછીએ છીએ કે એ ઇશ્વરને ડુક્કરનું વ્યક્તિત્વ વહાલું હશે કે નહિ? માણસોના દુઃખનો પોકાર સાંભળનાર અને તેની વહારે ધાનાર ઇશ્વર છે એવું તમે કહો છો ત્યારે આ ડુક્કરની ચીચીઆરીઓ સાંભળીને તેમની વહારે ધાનાર કોઇ ઇશ્વર હશે કે નહિ હોય? તમે કહો છો કે દુનિયાના સંતાપથી અને જુલમગારોના જુલમથી સંતપ્ત થએલો માણસ પોતાના મરણ પછી જ્યારે ઇશ્વરના દરબારમાં જઇને ઊભો રહેશે ત્યારે ઇશ્વર તેને સાંત્વન દેશે, તેને પ્રેમથી આલિંગન દેશે અને તેણે વેઠેલી વિટંબણાઓનો યોગ્ય બદલો આપશે. ત્યારે આ બિચારાં ડુક્કરોને સાંત્વન દેનાર, તેમને આલિંગન દેનાર અને તેમની વિટંબણાનો, વિકટ તપશ્ચર્યાનો બદલો આપનાર કોઇ ઇશ્વર છે કે નહિ અને છે તો તે આજે ક્યાં ઉંઘી ગયો છે? નમ્ર સ્વભાવવાળા જર્ગિસના મનમાં જે વિચારો ઘોળાતા હતા તેનો આ સારાંશ છે; અને જ્યારે તે બીજાઓની સાથે સાથે ત્યાંથી આગળ જવા ચાલતો થયો ત્યારે તે એકલો એકલો બડબડયોઃ "ઓ ઇશ્વર! એ તો સારૂંજ થયું કે તેં મને ડુક્કર ન બનાવ્યો!"

ઉકળતા પાણીની ટાંકીમાં પડેલી ડુક્કરની લાશને ખાસ યંત્ર વડે ઉંચકીને બહાર કાઢયા પછી તે નીચેના માળમાં પેઠી. ત્યાં તેને છોલવાને સારૂ સંખ્યાબંધ ખુરપીઓવાળો આશ્ચર્યકારક સંચો ગોઠવ્યો હતો. એ સંચાની ખાસ ખુબી એવી હતી કે નાનું મોટું અથવા જાડું પાતળું ગમે તેવા કદનું કે આકારનું ડુક્કર તેની પાસે આવે કે તરતજ એ સંચો પોતાની મેળેજ તેના શરીરની સાથે સજ્જડ વળગી જતો અને તેને જોડેલી ખુરપીઓ ડુક્કરને છોલીને, તેના શરીરની તમામ રૂંવાટી છોલી નાખીને, તેને લીસું લપટ બનાવી દઇને સંચાને બીજે છેડે ધકેલી આપતી. ત્યાર પછી વળી એક બીજો સંચો તે લાશને પકડી લેતો અને ઉંચકીને એક બીજી ઠેલણગાડી ઉપર પધરાવી દેતો. તેના ઉપર ચઢીને ડુક્કરની લાશો બીજા ઓરડામાં દાખલ થતી. ત્યાં એક ઉંચા ઓટલા ઉપર માણસોની બે હાર તેમને આવકાર આપવાને વાસ્તે સજ્જ થઇને ઉભી હતી. એક પછી એક માણસની પાસે જેમ જેમ ડુક્કરની લાશો આવતી જતી, તેમ તેમ દરેક જણ તેના ઉપર જુદી જુદી જાતના સંસ્કાર કર્યે જતો. દાખલા તરીકે એક

જણ તેના પગ ઉપરની ચામડી છોલી કાઢતો. બીજો વળી તેજ પગની અંદરના ભાગને છોલતો. એક જણ ઝડપથી છરાનો ઘા કરીને તેના ગળા ઉપર કાપ મૂકતો. ત્યારે બીજો એ ઝટકે તેના માથાને ધડથી છૂટું પાડી દેતો. કપાઇ ગએલું માથું ઉછળીને ભોંય પર પડતું કે તરતજ ભોંયતળીઆની બાજુમાં એક મોટું બાકોરૂં હતું તેમાં થઇને અદૃશ્ય થઇ જતું. ત્યાર પછી તેના બાકી રહેલા ધડ ઉપર એક જણ ઉભો કાપ મૂકતો; બીજો માણસ તે કાપને જરાક પહોળો કરતો અને ત્રીજો માણસ પોતાના હાથમાંના કરવત વડે ડુક્કરની છાતી આગળનું હાડકું વહેરી નાખતો; ચોથો માણસ તેનાં આંતરડાં, યકૃત્, તલ્લી વગેરે અંદરના અવયવોને કાપીને છૂટાં પાડતો; પાંચમો માણસ તેમને બધાંને બહાર ખેંચી કાઢતો—અને એ બધાં પણ માથાની પેઠેજ એક બાકોરામાં થઇને અદૃશ્ય થઇ જતાં. ત્યાર પછી કેટલાક જણ તેની બેઉ બાજુઓને વારાફરતી ખુરપી વડે છોલી કાઢતા અને બીજા કેટલાક તેની પીઠ આગળનું માંસ છોલીને છૂટું પાડતા. આટલું થયા પછી લાશ આગળ મુસાફરી કરતી કરતી બીજા માણસો આગળ જઇ પહોંચતી. તેમાંના કેટલાક તેની અંદરનો ભાગ સાફ કરતા અને કેટલાક તેને કાપીકૂપીને તેમાંનો નકામો ભાગ કાઢી નાખતા. એ ઓરડામાં ઉભાં ઉભાં નીચી નજર કરીએ તો ત્યાં લગભગ સો વાર લાંબી ઉંધાં લટકતાં ડુક્કરની હાર નજરે પડતી. એક એક વારને છેટે એક એક માણસ ઉભો રહ્યો હતો અને જાણે તેને બ્રહ્મરાક્ષસ કે જીન વળગ્યો હોય તેમ કામ કરતો હતો. આ બધા લોકોની પાસે થઇને મુસાફરી કરતી કરતી અને તેમને હાથે જાત જાતના સંસ્કાર પામતી પામતી ડુક્કરની લાશ આખરે ખાસ ગોઠવણ કરીને ઠંડા કરી રાખેલા ઓરડાઓમાં જતી. ત્યાં તો ઠંડી હવામાં ઠરી જતી ડુક્કરની લાશોનો એવો ઢગ જામ્યો હતો કે કોઇ તેમાં ભૂલો પડીને ગૂંચવાઇ જાય તો તો તેને બહાર નીકળવાનો રસ્તો પણ ન જડે. આ ઓરડામાં એ બધી લાશો ૨૪ કલાકની તપશ્ચર્યા કરતી.

પણ આ તો સુધરેલો દેશ ખરો ને એટલે આ ડુક્કરો ખાવાને યોગ્ય છે કે નહિ તેની ડૉક્ટરી તપાસ કરવાનો રિવાજ હતો. ડૉક્ટરની પ્રવેશક પરીક્ષામાં પાસ થાય તેજ લાશને ઠંડા ઓરડામાં દાખલ થવાનો અધિકાર મળતો. આ કામને માટે ત્યાં એક સરકારી ઇન્સ્પેક્ટર બેઠો હતો. ડુક્કરના ગળામાં ટ્યૂબરક્યુલોસિસ (ક્ષયરોગનો એક પ્રકાર) ની ગ્રંથિઓ છે કે નહિ તે તપાસી જોવાનું તેનું કામ હતું. જેમ જેમ તેની પાસે એક એક લાશ આવતી જતી, તેમ તેમ તે

અને ડસકીઆં ખાઇને તેમનો પ્રાણ નીકળી ગયો ત્યાંસુધી આ ક્રૂર તમાશો ચાલુ રાખ્યો. ત્યારે શું હવે જોનારાઓએ એવુંજ માની લેવું રહ્યું કે માણસનો ઇશ્વર છે પણ ડુક્કરનો ઇશ્વર ચૌદ બ્રહ્માંડમાં ક્યાંય પણ નથી? માણસનું વ્યક્તિત્વ ઇશ્વરને વહાલું છે એવું પંડિત–પુરાણીઓ કહે છે; પણ અમે તેમને પૂછીએ છીએ કે એ ઇશ્વરને ડુક્કરનું વ્યક્તિત્વ વહાલું હશે કે નહિ? માણસોના દુઃખનો પોકાર સાંભળનાર અને તેની વહારે ધાનાર ઇશ્વર છે એવું તમે કહો છો ત્યારે આ ડુક્કરની ચીચીઆરીઓ સાંભળીને તેમની વહારે ધાનાર કોઇ ઇશ્વર હશે કે નહિ હોય? તમે કહો છો કે દુનિયાના સંતાપથી અને જુલમગારોના જુલમથી સંતપ્ત થએલો માણસ પોતાના મરણ પછી જ્યારે ઇશ્વરના દરબારમાં જઇને ઊભો રહેશે ત્યારે ઇશ્વર તેને સાંત્વન દેશે, તેને પ્રેમથી આલિંગન દેશે અને તેણે વેઠેલી વિટંબણાઓનો યોગ્ય બદલો આપશે. ત્યારે આ બિચારાં ડુક્કરોને સાંત્વન દેનાર, તેમને આલિંગન દેનાર અને તેમની વિટંબણાનો, વિકટ તપશ્ચર્યાનો બદલો આપનાર કોઇ ઇશ્વર છે કે નહિ અને છે તો તે આજે ક્યાં ઉંઘી ગયો છે? નમ્ર સ્વભાવવાળા જર્ગિસના મનમાં જે વિચારો ઘોળાતા હતા તેનો આ સારાંશ છે; અને જ્યારે તે બીજાઓની સાથે સાથે ત્યાંથી આગળ જવા ચાલતો થયો ત્યારે તે એકલો એકલો બડબડયોઃ “ ઓ ઇશ્વર! એ તો સારૂંજ થયું કે તેં મને ડુક્કર ન બનાવ્યો!”

ઉકળતા પાણીની ટાંકીમાં પડેલી ડુક્કરની લાશને ખાસ યંત્ર વડે ઉંચકીને બહાર કાઢયા પછી તે નીચેના માળમાં પેઠી. ત્યાં તેને છોલવાને સારૂ સંખ્યાબંધ ખુરપીઓવાળો આશ્ચર્યકારક સંચો ગોઠવ્યો હતો. એ સંચાની ખાસ ખુબી એવી હતી કે નાનું મોટું અથવા જાડું પાતળું ગમે તેવા કદનું કે આકારનું ડુક્કર તેની પાસે આવે કે તરતજ એ સંચો પોતાની મેળેજ તેના શરીરની સાથે સજ્જડ વળગી જતો અને તેને જોડેલી ખુરપીઓ ડુક્કરને છોલીને, તેના શરીરની તમામ રૂંવાટી છોલી નાખીને, તેને લીસું લપટ બનાવી દઇને સંચાને બીજે છેડે ધકેલી આપતી. ત્યાર પછી વળી એક બીજો સંચો તે લાશને પકડી લેતો અને ઉંચકીને એક બીજી ઠેલણગાડી ઉપર પધરાવી દે[illegible] તેના ઉપર ચઢીને ડુક્કરની લાશો બીજા ઓરડામાં દાખલ થ[illegible] એક ઉંચા ઓટલા ઉપર માણસોની બે હાર તેમને આ[illegible] વાને વાસ્તે સજ્જ થઇને ઉભી હતી. એક પછી એક જેમ જેમ ડુક્કરની લાશો આવતી જતી, તેમ તે[illegible] ઉપર જુદી જુદી જાતના સંસ્કાર કર્યે જતો. દાખ[illegible]

જણ તેના પગ ઉપરની ચામડી છોલી કાઢતો. બીજો વળી તેજ પગની અંદરના ભાગને છોલતો. એક જણ ઝડપથી છરાનો ઘા કરીને તેના ગળા ઉપર કાપ મૂકતો. ત્યારે બીજો એ ઝટકે તેના માથાને ધડથી છૂટું પાડી દેતો. કપાઇ ગએલું માથું ઉછળીને ભોંય પર પડતું કે તરતજ ભોંયતળીઆની બાજુમાં એક મોટું બાકોરૂં હતું તેમાં થઇને અદશ્ય થઇ જતું. ત્યાર પછી તેના બાકી રહેલા ધડ ઉપર એક જણ ઉભો કાપ મૂકતો; બીજો માણસ તે કાપને જરાક પહોળો કરતો અને ત્રીજો માણસ પોતાના હાથમાંના કરવત વડે ડુક્કરની છાતી આગળનું હાડકું વહેરી નાખતો; ચોથો માણસ તેનાં આંતરડાં, યકૃત્, તલ્લી વગેરે અંદરના અવયવોને કાપીને છૂટાં પાડતો; પાંચમો માણસ તેમને બધાંને બહાર ખેંચી કાઢતો—અને એ બધાં પણ માથાની પેઠેજ એક બાકોરામાં થઇને અદશ્ય થઇ જતાં. ત્યાર પછી કેટલાક જણ તેની બેઉ બાજુઓને વારાફરતી ખુરપી વડે છોલી કાઢતા અને બીજા કેટલાક તેની પીઠ આગળનું માંસ છોલીને છૂટું પાડતા. આટલું થયા પછી લાશ આગળ મુસાફરી કરતી કરતી બીજા માણસો આગળ જઇ પહોંચતી. તેમાંના કેટલાક તેની અંદરનો ભાગ સાફ કરતા અને કેટલાક તેને કાપીકૂપીને તેમાંનો નકામો ભાગ કાઢી નાખતા. એ ઓરડામાં ઉભાં ઉભાં નીચી નજર કરીએ તો ત્યાં લગભગ સો વાર લાંબી ઉંધાં લટકતાં ડુક્કરની હાર નજરે પડતી. એક એક વારને છેટે એક એક માણસ ઉભો રહ્યો હતો અને જાણે તેને બ્રહ્મરાક્ષસ કે જીન વળગ્યો હોય તેમ કામ કરતો હતો. આ બધા લોકોની પાસે થઇને મુસાફરી કરતી કરતી અને તેમને હાથે જાત જાતના સંસ્કાર પામતી પામતી ડુક્કરની લાશ આખરે ખાસ ગોઠવણ કરીને ઠંડા કરી રાખેલા ઓરડાઓમાં જતી. ત્યાં તો ઠંડી હવામાં ઠરી જતી ડુક્કરની લાશોનો એવો ઢગ જામ્યો હતો કે કોઇ તેમાં ભૂલો પડીને ગૂંચવાઇ જાય તો તો તેને બહાર નીકળવાનો રસ્તો પણ ન જડે. આ ઓરડામાં એ બધી લાશો ૨૪ કલાકની તપશ્ચર્યા કરતી.

પણ આ તો સુધરેલો દેશ ખરો ને એટલે આ ડુક્કરો ખાવાને યોગ્ય છે કે નહિ તેની ડૉકટરી તપાસ કરવાનો રિવાજ હતો. ડૉકટરની પ્રવેશક પરીક્ષામાં પાસ થાય તેજ લાશને ઠંડા ઓરડામાં દાખલ થવાનો અધિકાર મળતો. આ કામને માટે ત્યાં એક સરકારી ઇન્સ્પેકટર બેઠો હતો. ડુક્કરના ગળામાં ટ્યૂબરક્યુલોસિસ (ક્ષયરોગનો એક પ્રકાર) ની ગ્રંથિઓ છે કે નહિ તે તપાસી જોવાનું તેનું કામ હતું. જેમ જેમ તેની પાસે એક એક લાશ આવતી જતી, તેમ તેમ તે

તેનું ગળું તપાસી જોતો. પણ તે જે રીતે તેનું કામ કર્યો જતો હતો તે જોતાં તમને લાગે કે આ માણસ પોતાની જાત ઘસીને કામ કરે એવો તો હતોજ નહિ. તે એક ડુક્કરને બરાબર તપાસી લે તેટલા વખતમાં બીજાં બે-પાંચ વગર તપાસે ચાલ્યાં જાય તેની તેને ઝાઝી દરકાર ન હતી તેમ પ્રજાના આરોગ્યને તેથી ભારે હાનિ પહોંચશે તેની મનમાં બીક પણ ન હતી. વળી તેનો સ્વભાવ મળતાવડો અને વાતોડીઓ હોવાથી પ્રેક્ષકોમાંથી કોઇ તેવા સ્વભાવવાળો નીકળી આવે તો તેની સાથે વાતે વળગતાં તે જરા પણ વાર લગાડે નહિ એવો હતો. એક વાર વાતે ચઢે એટલે પછી તમારી આગળ તેનું પોતાનું વૈદક-શાસ્ત્રનું બધુંજ જ્ઞાન ઠાલવી દે અને ડુક્કરના ગળામાં ટ્યૂબરક્યુલર ગ્રંથિઓ હોય તો તેમાંથી કેવું પ્રાણઘાતક ટોમેન જાતનું વિષ ઉત્પન્ન થાય છે તેને વિષે ખાસ્સું લાંબું ભાષણ લલકારી નાખે અને તેટલી વારમાં એમ ને એમ વગર તપાસે ડઝનબંધી ડુક્કરનાં મુડદાં અંદર ચાલ્યાં જાય તેના તરફ તમે પણ જોયું ન જોયુંજ કરો; કારણ કે તમે પણ છેક નગુણા તો નજ હોવ ને ? આ ઇન્સ્પેક્ટર સાહેબની છાતી ઉપર ચાંદીનો ભપકાદાર ચાંદ હતો. તેના વડે એક તો આ કાર્યવાહી ઉપર સરકારી રૂવાબની છાયા પડતી હતી અને ડરહામ કંપનીના તમામ વહીવટના ઉપર સરકારી અનુમતિની મ્હોર છાપ વાગતી હતી.

આ બધું જોઇને જર્ગિસ આશ્ચર્યને લીધે પહોળું મોઢું કરતો કરતો બીજા પ્રેક્ષકોની સાથે ત્યાંથી આગળ ચાલ્યો. ડુક્કરની લાશને કાપવામાં તો તેને પોતાને કશું અચરજ જેવું ન હતું; કારણ કે લિથુ-આનિયાનાં જંગલમાં તેણે પોતાને હાથેજ એ કામ કર્યું હતું. પણ તેણે એવું કદી ધાર્યું ન હતું કે એક ડુક્કરને કાપવાના કામ પાછળ સેંકડો માણસો મંડી જતાં હશે ! આ આખું દૃશ્ય તેને મનથી કોઇ અદ્‌ભુત રસથી ભરેલા કાવ્ય જેવું હતું અને તેણે જે જે દીઠું તે બધુંજ તેણે ભોળે ભાવે સાચું માની લીધું. માંસની તમામ બના-વટોમાં અને તેમને ડબ્બામાં ભરવાના કામમાં સ્વચ્છતા ઉપર અતિ-શય ધ્યાન આપવામાં આવે છે અને કોઇ ઠેકાણે કશી ખામી નથી એવી મતલબનાં પાટીઆં કારખાનાવાળાએ માર્યાં હતાં તે પણ તેણે સાચાંજ માની લીધાં. જોકુબસે એ પાટીઆં ઉપર લખેલા લેખ વિષે કટાક્ષયુક્ત ટીકા કરી અને કહ્યું કે સડીને બગડી ગએલા માંસના ઉપર કેવા કેવા ઉપચાર કરવામાં આવે છે તે તમારે જોવું હોય તો હું તમને કારખાનાના છૂપા ઓરડાઓમાં તેડી જઇને બતાવું ત્યારે ભોળો જર્ગિસ મનમાં જરાક ખીજવાયો પણ ખરો.

ત્યારપછી તેઓ બધાં વળી એક માળ નીચે ઉતર્યાં. એ માળના ઓરડાઓમાં ડુક્કરના શરીરમાંથી જે જે ભાગ ખોરાકના કામમાં ન આવે એવા હોય તેનો સદુપયોગ થતો હતો. ઉપરના માળથી આંતરડાંનો ઢગલો નીચે આવતો તેમને છોલીને, ઘસીને, ધોઇને અથાણાં ભરવાનાં ખોખાં તરીકે ઉપયોગમાં લેવાતાં હતાં. આ ઠેકાણે કામ કરનારાં સ્ત્રી–પુરુષો ભારે દુર્ગંધવાળી હવામાં ઉભાં રહીને કામ કરતાં હતાં. દુર્ગંધ એવી ભયંકર હતી કે જોનારાંઓ મોઢે રૂમાલના ડૂચા દઇને ઉબકા ખાતાં ખાતાં ત્યાંથી ઉતાવળે પગલે આગળ ચાલતાંજ થતાં. બીજા ઓરડામાં ડુક્કરના શરીરના નાના નાના નકામા ટૂકડાઓ ગરમ પાણીની ટાંકીમાં ઉકળતા હતા. તેના ઉકળવાથી તેમાંનો ચરબીનો ભાગ ઉપર તરી આવતો હતો. એ ચરબી સાબુનાં કારખાનામાં જતી ને ત્યાં તેનો ખુશબોદાર સાબુ તૈયાર થતો. એજ ચરબીનું થોડુંક રૂપાન્તર કરીને ' લાર્ડ ' નામની એક વસ્તુ બનતી. તે રાંધવામાં ઘીની જગ્યાએ કામ આવતી અથવા ઘી માખણની અંદર સેળભેળ કરવાના કામમાં વપરાતી. વળી આટલું કાઢી લીધા પછી જે બાકી રહેતું તે બધું ત્યાંથી નીચેના માળમાં જતું. એ માળમાં શું શું બને છે તે જોવા ઉભા રહેવાની પ્રેક્ષકોની હિમંત ન ચાલી તેથી તેઓ નાકે અને મોઢે ડૂચા દઇને જેમ તેમ કરીને ત્યાંથી નાસી છૂટયા. બીજા ઓરડામાં કેટલાંક માણસો ઠંડા ઓરડાઓમાંથી બહાર કાઢેલા ડુક્કરનાં મૂડદાંના કટકા કરી રહ્યા હતા. આ કામમાં પણ જુદા જુદા વિભાગ હતા અને એક એક વિભાગમાં તે તે કામના નિષ્ણાતો કામ કરતા હતા. કામદારોના એક વર્ગનું કામ ડુક્કરના શરીર ઉપર ફક્ત વચમાંથી ઉભો ચીરો પાડીને બે અડધીઆં કરવાનું હતું. આ કામ ખાતે આખા કારખાનામાં ચતુરમાં ચતુર માણસોને રોકયા હતા. તેમની મજૂરી દર કલાકે ૫૦ સેન્ટ ( રૂ. ૧–૯–૦ ) જેટલી હતી. આખો દિવસ તેઓ આટલું એકલુંજ કામ કર્યા કરતા હતા. વળી બીજા કેટલાક કામદારો હતા તેઓ બધાજ રાક્ષસી કદના અને કઠણ લોખંડ જેવી માંસપેશીઓવાળા હતા. એવા દરેકને બબ્બે મદદગારો આપ્યા હતા. મદદગારોનું કામ ડુક્કરની લાશના અડધીઆને સેરવીને ટેબલ ઉપર મૂકવાનું અને પેલો માણસ તેના ઉપર છરાનો ઝટકો મારે તેટલી વાર બરાબર પકડી રાખવાનું હતું. ત્યારપછી પાછા અકકેક કકડાના બબ્બે કટકા કરાવવા માટે વળી તેઓ તેની આગળ એક એક કટકો વારાફરતી મૂકતા જતા હતા. કાપનાર માણસના હાથમાં બે ફૂટના પાનાનો છરો રહેતો અને તેને એવી અટોપ આવી ગઈ હતી કે એકજ ઝટકે

એ કટકા કરી નાખતો. કોઇ દહાડો એકથી બીજો ઝટકો મારવો પડતોજ નહિ; અને તે એવો સફાઇથી ઘા કરતો કે જરૂરના કરતાં વધારે જોર પણ ન વપરાય. બરાબર જોઇએ તેટલા જોરથી ધારેલી જગ્યાએજ છરો જઇને પડે અને ડુક્કરના શરીરને કાપ્યા પછી ટેબલના પાટીઆની સાથે ઘસાઇને ધાર ખાંડી પણ ન થાય એવો આબાદ ઝટકો મારતો. આટલી ક્રિયા થઈ રહી એટલે તે ઓરડામાં મૂકેલાં બાકોરાંમાં થઇને ડુક્કરના શરીરના જુદા જુદા ટુકડા ચાલ્યા જતા. એક બાકોરામાં થઇને તેના પાછલા પગની જાંઘો, બીજા બાકોરામાં થઇને તેના શરીરનો આગલો હિસ્સો અને ત્રીજા બાકોરામાં થઇને તેની બેઉ બાજુનો ભાગ, એમ ત્રણ જુદા જુદા ભાગ ત્રણ રસ્તે ચાલ્યા જતા. ત્યાંથી નીચેના માળમાં ડુક્કરના માંસનાં અથાણાં બનાવવાનું કામ થતું હતું તે જોવાની પણ સૌને છૂટ હતી. ડુક્કરની જાંઘ આગળના માંસના થાપા સંખ્યાબંધ કૂંડાંઓમાં પડયા પડયા અંદર હવા પણ ન આવી શકે એવા "ઍરટાઈટ" લોખંડનાં બારણાંવાળી ઓરડીઓમાં શેકાતા હતા. તેની પાસેના એક ખંડમાં પાણીચી કેરીની જેમ ડુક્કરના માંસના ટુકડાને મીઠાના પાણીમાં આથવા નાખ્યા હતા. આવાં અથાણાંનાં તો ભોંયરાં ને ભોંયરાં ભરી રાખ્યાં હતાં. એજ માળના બીજા ઓરડામાં ડોકિયું કરીને જુઓ તો કોઇમાં લાકડાંનાં ખોખાંમાં અથવા પીપોમાં માંસ ભરાતાં હતાં. કોઇમાં તૈયાર રાંધેલા માંસના ટુકડાઓ ઉપર ચીકણા "ઑઇલ પેપર" વીંટાળવાનું કામ થતું હતું. કોઇમાં ખોખાં પૅક કરવાનું અથવા કોથળાનાં મોઢાં સીવવાનું તથા તેમના ઉપર લેબલ ચોઢવાનું કામ ચાલતું હતું. આ ઓરડાઓનાં બારણાંમાં થઇને સજડાસજડી ભરેલી ઠેલણગાડીઓને ધકેલતા મજૂરોની હારની હાર ચાલી ચાલી ઠેઠ માલગાડીના ડબ્બાને ઉભા રાખવાને બાંધેલાં પ્લાટફૉર્મ સુધી ચાલી જતી હતી. તમે તેમાંના એકાદની પાછળ પાછળ જશો તો તમને એકાએક ભાન થઈ જશે કે અરે ! આ તો આપણે પેલા જંગી મકાનના ભોંયતળીઆ સુધી આવી પહોંચ્યા !

જીવતા ડુક્કરના શરીરમાંથી જુદા જુદા ખાદ્ય પદાર્થો કેવી રીતે તૈયાર થઇને દેશાવર જાય છે તે બધું જોઈ લીધા પછી પેલા પ્રેક્ષકોનું ટોળું એજ કારખાનાના એક બીજા વિભાગમાં પેઠું. ત્યાં આગળ ગાય બળદ અને વાછરડાંઓનાં શરીર ઉપર નાના પ્રકારના સંસ્કાર થતા હતા અને એ રીતે દર કલાકે ચારસોથી પાંચસો ગાય–બળદનાં શરીરનું ખોરાકના રૂપમાં રૂપાન્તર થયા કરતું હતું. અહીં ડુક્કર

વિભાગની માફક એક એક ક્રિયાને માટે જુદા જુદા માળ ન હતા; પણ બધીજ ક્રિયાઓ એકજ માળ ઉપર થતી હતી. વળી ડુક્કરવાળા વિભાગમાં ડુક્કરનાં મૂડદાં ખસતાં ખસતાં કામદારોની સામે આવીને ઉભાં રહે એવી ગોઠવણ કરી હતી ત્યારે આ વિભાગમાં કામદારોનેજ ગાય બળદનાં મૂડદાંની પાસે દોડી જવું પડતું હતું. અને તે પણ પાછી એક બે નહિ પરંતુ મૂડદાંની પંદરથી વીસ હારને પહોંચી વળવાને સારૂ કામદારો છલંગ મારી મારીને દોડતાજ ફરતા હતા. તેઓ એટલી સ્ફૂર્તિથી દોડતા કે માણસના શરીરમાં ચપળતાની આટલી હદ સુધી ખીલવણી શી રીતે થતી હશે એ પણ એક આશ્ચર્યસહિત વિચાર કરવા જેવો પ્રશ્ન હતો. આટલી ચપળતા તો કદાચ સર્કસના ખેલાડીઓ બતાવે તો બતાવે. આ ઓરડાની રચના હતી પણ સર્કસના ગોળ થિયેટરના જેવીજ ! વચમાં પ્રેક્ષકોને માટે કઠેરાવાળી ખાલી જગ્યા અને આસપાસ ચારે બાજુએ ગૌહત્યા કરવાનું ક્ષેત્ર ! !

આ ઓરડાની એક બાજુની દિવાલની લગોલગ એક લાંબી સાંકડી ગૅલેરી જેવું હતું. ઓરડાના બાકીના ભાગથી તે ગૅલેરી જરાક ઉંચી હતી. એ ગૅલેરીમાં ઢોરને હાંકનારાઓ ઢોરના ટોળાને ધકેલી લાવતા હતા. દરેકના હાથમાં એક એક અણીવાળી પરોણી હતી. તે પરોણી વડે ઢોરને વીજળીનો આંચકો લાગતો હતો. ગૅલેરીમાં પેઠાં એટલે બધાં ઢોર ત્યાં ને ત્યાં સજ્જડ કેદ પુરાઇ જતાં. અકેક ઢોર એક એક નાના નાના સાંકડા પાંજરામાં જકડાઇ જતું. તે પાંજરાં એટલાં બધાં સાંકડાં હતાં કે ઢોર તેમાં દબાય ચંપાય ત્યારે માંડમાંડ ઉભું રહી શકે. તેને હાલવા ચાલવાની કે પાછા ફરવાની તો વાતજ ન કરવી. આવાં પાંજરામાં પુરાઇ ગએલાં ઢોર બિચારાં ઉભાં ઉભાં ધમપછાડા કરતાં અને બરાડે બરાડ પાડતાં. તે વખતે હાથમાં મોટા ભારે હથોડા જેવું હથીઆર લઇને એક માણસ ઉપરના કઠેરામાંથી નીચો નમીને તેમના તરફ તાકીને બરાબર લાગ જોઇને તેમના માથા ઉપર હથોડાનો ઘા કરતો. ઢોરના માથા ઉપર પડતા હથોડાના ધડાધડ અવાજથી ઓરડો ગાજી ઉઠતો અને તેમાં જુવાન વાછરડા અને આખલાના ધમપછાડા અને કૂદાકૂદના અવાજનો ઉમેરો થતો. માથા ઉપર ધડ લઇને હથોડો વાગતો એટલે ઢોર તમ્મર ખાઇને જમીન ઉપર ઢગલો થઇને પડી જતું. એકને પાડયા પછી હથોડાવાળો બીજા ઢોરની પાસે જઇને તેના માથા ઉપર પણ એવીજ રીતે હથોડાનો ઘા કરતો. એક ઢોર તમ્મર ખાઇને નીચે પડયું એટલે પાંજરાના તેટલા ભાગનો સળીઆનો દરવાજો ઉઘડતો અને તરફડતું ને ધમપછાડા કરતું ઢોર કતલ કરવાના

ટેબલ ઉપર ધસડાઈ જતું. આ કામને માટે એવી તદબીર કરી હતી કે, જેવો એક જણ ઢોરને પગે લોઢાની સાંકળ બાંધી દે કે તરત બીજો માણસ સંચાનો હાથો દબાવે. એમ કરતાની સાથેજ આવડું મોટું જાનવર અદ્ધર ઉંચું થાય અને પૈડાંવાળી ઠેલણગાડીમાં ચઢીને કતલ કરવાના ટેબલ તરફ ચાલ્યું જાય. આખી ગૅલેરીમાં બધાં મળીને પંદરથી વીસ પાંજરાં હતાં અને એટલાં ઢોરને તફડાવી પાડવાં તેમજ ઘસડી જવાં એ માત્ર એક બે મિનિટનુંજ કામ હતું. ગૅલેરી ખાલી થઈ એટલે તેના દરવાજા પાછા ફડાફડ ઉઘડી જતા અને પાછાં પંદર વીસ ઢોર તેમાં આવીને પુરાઈ જતાં. એ પ્રમાણે પાંજરામાંથી સવારથી સાંજ સુધી બેશુદ્ધ થએલાં ઢોરનો અખંડ પ્રવાહ વહ્યા કરતો અને કતલ કરવાનાં ટેબલો આગળ ઉભેલા કસાઇઓનું કામ તેમનો ઝટપટ નિકાલ કરી દેવાનુંજ હતું.

હવે આ કામ જે રીતે થતું તે રીત જોવા જેવી હતી અને એક વાર દીઠી એટલે પછી મરતા સુધી સ્મરણમાંથી ખસે નહિ એવી હતી. કામ કરનારાઓની ત્વરા, સ્ફૂર્તિ અને ઉત્સાહ એવાં અદ્દ્ભુત હતાં કે તેઓ દોડતા હતા અથવા ઉડતા હતા એમ કહીએ તો ખોટું ન કહેવાય. તેમની ચપળતાની સાથે ફક્ત ફુટબૉલની રમત રમનારાઓની ચપળતાનીજ સરખામણી થઈ શકે. એક એક કામને માટે તે તે કામના ખાસ નિષ્ણાતોને રાખ્યા હતા. એક એક નિષ્ણાત પ્રત્યેક મૂડદાની પાસે જઇને તેના ઉપર અમુક ક્રિયા કરીને તરતજ બીજા મૂડદા પાસે દોડી જતો. તેની પાછળ બીજો, તેની પાછળ ત્રીજો, એમ જુદા જુદા નિષ્ણાતો ઝપાટાબંધ પોતપોતાના ભાગની ક્રિયાઓ કરી દેતા એટલે તે મૂડદાં ત્યાંથી ઉપડી જતાં અને તેમની જગ્યાએ બીજાં મૂડદાં આવીને ઉભાં રહેતાં. આ બધું કામ એટલી ત્વરાથી થતું કે જોનારાઓને એમજ લાગે કે આ લોકો કામ કરે છે કે કામનું નાટક કરે છે ? દાખલા તરીકે એક માણસ હાથમાં છરો લઇને ચાલ્યો આવે અને દરેક મૂડદાના ઉપર ઝડપથી બે-ત્રણ ચોક્કસ પ્રકારના કાપ મૂકીને બીજાં મૂડદાંઓ ઉપર તેવીજ ક્રિયા કરવાને આગળ દોડ્યો જાય. એ પ્રમાણે આખી હારમાં પંદર કે વીસ ઢોરનાં મૂડદાં હોય તેની ખબર લઇ નાખે. સૌથી પહેલો આવનાર માણસને 'કસાઇ' અથવા 'ખાટકી' કહેતા. તેનું કામ મૂડદાંનું લોહી નીતારી નાખવાનુંજ હતું અને એટલા કામનોજ તે નિષ્ણાત ગણાતો હતો. તે મૂડદાના ચોક્કસ ભાગ ઉપર ઝડપથી એક ઝટકો મારતો—એટલી ઝડપથી તેના હાથમાંનો છરો ફરતો કે તેણે ક્યારે હાથ ઉગામ્યો અને

ક્યારે છરો વાગ્યો તેની તમને ખબર પણ ન પડે—ફક્ત તમે ચળકતા છરાની ધારનો ઝબકારોજ જુઓ એટલુંજ. તેણે છરો માર્યો તે વાતની તમને ખબર પડે તે પહેલાં તો તે ફૂદકો મારતોકને બીજા મૂડદા પાસે દોડી ગયો હશે અને પહેલા મૂડદામાંથી લોહીનો મોટો ધોધરો વહેવા લાગ્યો હશે. ઓરડાના ભોંયતળીઆ ઉપર અડધા અડધા ઈંચ જેટલો લોહીનો થર જામી ગએલો હોય છે. લોહીને ઉસેડી લેવાને રાખેલા મજૂરો પાવડે પાવડે લોહીને ઉસરડીને નીકના બાકોરા તરફ ધકેલતા રહે છે તો પણ ત્યાં એટલું લોહી તો બધો વખત રહે છેજ. આથી કરીને ઓરડો લપસણો પણ થયો હોવો જોઇએ; પણ જે ઝડપથી કામ કરનારાઓ તેના ઉપર થઇને દોડાદોડ કરે છે તે જોતાં ઓરડો લપસણો હશે કે નહિ તેનો કોઇને શક જ શી રીતે જાય ?

બધું લોહી નીતરી જાય તે માટે મૂડદાને થોડીક મિનિટ સુધી ઉંધું ટાંગી રાખવાનો રિવાજ છે. પણ ત્યાં એટલાં બધાં મૂડદાં હારબંધ લટક્યા કરે છે કે તેમના ઉપર ત્યાર પછીની ક્રિયા કરનારને એક ક્ષણ પણ થોભવું પડતું નથી. હરકોઇ ક્ષણે કોઈ નહિ ને કોઇ મૂડદું તો લોહી નીતરીને તૈયાર થયુંજ હોય. કોરાકટ થઈ ગએલા મૂડદાને એક જણ જમીન ઉપર લાંબુ કરીને સૂવાડે એટલે તેનું માથું કાપીને છૂટું કરી નાખનાર માણસ ત્યાં આગળ આવ્યોજ હોય. બે કે ત્રણ ઝટકા મારીને તે ઢોરનું માથું છૂટું કરી દે છે. તે ગયો એટલે તેજ ઘડીએ ઢોરના ચામડા ઉપર છરાનો પહેલો કાપ મૂકનારો આવીને ઉભોજ હોય. તેનું કામ ચામડું ઉતારવાનું નહિ પણ માત્ર એક કાપ મૂકવાનુંજ હોય છે. તેટલો કાપ મૂકતો મૂકતો તે આગળ ને આગળ ચાલ્યો જાય છે. તેના પછી ચોથો માણસ આવે છે. તેનું કામ ફક્ત કાપ આગળથી ચામડાને જરા જરા પહોળું કરવાનુંજ હોય છે. એ પ્રમાણે વારાફરતી બીજા ૭ નિષ્ણાતો પોતપોતાના ખાસ હુન્નર અજમાવે ત્યારે આખું ચામડું ઉતરડાઇ જાય છે. પરંતુ હજી પણ એક નિષ્ણાતનું કામ બાકી રહે છે. ચામડું ઉતરડાઇ ગયું એટલે એક જણ તેને ઉંચું ટાંગે છે અને બીજો એક જણ હાથમાં લાકડી લઇને તેને તપાસી જોવા આવે છે. ચામડા ઉપર બીજા નકામા કાપ નથી પડયા તેની ખાત્રી કરીને ચામડાને પાસ કરવાનું કામ આ માણસનું છે. તેણે ચામડાને જ્યાં પાસ કર્યું એટલે એક બીજો માણસ તેનો ગોળ વીંટો કરીને તેને વાસ્તે ખાસ કરી રાખેલાં બાકોરામાં થઇને તેને ધકેલી મૂકે છે અને મૂડદાનો બાકી રહેલો ભાગ અગાડી પ્રવાસ કરતો થઇ જાય છે. આગળ જતાં તેના ઉપર કાપ મૂકનારા, ચી

તેનાં આંતરડાં ખેંચી કાઢનારા અને અંદરથી ધોઇ કરીને સાફ કરનારા નિષ્ણાતો પોતપોતાના ભાગનું કામ ઝટપટ પતાવી દે છે એટલે તેના ઉપર ઉકળતું પાણી રેડવા માટે હાથમાં બંબાની સૂંઢો પકડીને કેટલાક લોકો તૈયાર ઉભેલા હોય છે. ગરમ પાણીની ધાર વડે મૂડદું સ્નાન કરી રહે એટલે તેના ટાંટીઆ કાપી નાખનારા તથા તેના ઉપર બીજી કેટલીક છેવટની ક્રિયાઓ કરનારા કામે લાગી જાય છે. આ બધું પતી ગયા પછી જ્યાં ડુક્કરોનાં મૂડદાં ગયાં હતાં ત્યાં ઠંડા ઓરડાઓમાં મુકરર કરી રાખેલા સમય સુધી ઉંધે માથે લટકીને તપશ્ચર્યા કરવા માટે તેઓ પણ ચાલ્યાં જાય છે.

જોવા આવનારાઓને ત્યાં જઇને બધું જોવું હોય તો તેની પણ છૂટ હતી અને બતાવવાને વાસ્તે કોઇ ને કોઈ હાજર પણ હોયજ. એ પ્રમાણે પેલા લોકોને પણ ઠંડા ઓરડાઓ બતાવ્યા. ત્યાં ડુક્કર, ગાયો, બળદ અને વાછરડાનાં મૂડદાં હારબંધ લટકતાં હતાં; અને દરેકના ઉપર સરકારી તંદુરસ્તી ખાતાના ઇન્સ્પેક્ટરે આપેલા સર્ટિફિકેટની કાપલી પણ સૌ સહેલાઈથી જોઇ શકે એવી રીતે બાંધી હતી. આ બધાંજ મૂડદાં નીરોગી જાનવરનાં છે એવું સર્ટિફિકેટ પેલા જાહેર તંદુરસ્તીના ચોકીદારે આપી દીધું હતું. બીજી બાજુએ ચોક્કસ રીતે મારેલાં ઢોરનાં મૂડદાં લટકતાં હતાં. જુદી રીતે મારવાનું કારણ એ હતું કે ×શાસ્ત્રમાં બતાવેલા વિધિ પ્રમાણે ઢોરને માર્યું હોય તોજ તેમનું માંસ ધર્મચુસ્ત લોકોને ખપે! આટલા માટે એવી શાસ્ત્રોક્ત રીતે મારેલાં ઢોરનાં મૂડદાં ઉપર "માત્ર ધર્મચુસ્ત લોકોને માટે" એવી કાપલી બાંધીને તેમને બીજાં બધાંથી જુદાં લટકાવ્યાં હતાં. આ બધું બતાવ્યા પછી જોનારાઓને એજ મકાનના બીજા ભાગ જોવા માટે ભોમિયો તેડી ગયો. જાનવરોના શરીરના જે જે ભાગ ખોરાકમાં વપરાય એવા ન હોય તેમનો બીજી રીતે કેવો કેવો ઉપયોગ થાય છે તે બધું બતાવ્યું. ત્યાર પછી જ્યાં માંસનાં તરેહ તરેહનાં અથાણાં બનતાં હતાં, જ્યાં માંસને એકલા મીઠાના પાણીમા ડુબાવીને આથી રાખ્યાં હતાં, જ્યાં એવાં અથાણાં ટિનના 'ઍરટાઇટ' ડબ્બાઓમાં ભરાતાં હતાં અને એવા સીલબંધ ડબ્બા દેવદારનાં ખોખાંમાં ભરાઇને રેલ્વે

---

×દાખલા તરીકે મુસલમાનોના શાસ્ત્રમાં ઢોરને હલાલ કરવાની રીત બતાવી છે તે રીતે માર્યું હોય તોજ તેનું માંસ તેઓ ખાય છે. વળી શીખ લોકોને "ઝટકામાંસ"જ ખપે, પણ બીજું નહિ. જાનવરને એક ઝટકેજ મારવું જોઇએ. એકથી બીજો ઝટકો માર્યો હોય તો તે માંસ શીખભાઇને કામનું નહિ.—**અનુવાદક**

કંપનીએ પૂરા પાડેલા ખાસ ઢંકણવાળા માલગાડીના ડબ્બાઓમાં ભરાઈ ભરાઇને અને છેવટે આગબોટોમાં ચઢીને સુધરેલી દુનિયાના ચારે ખૂણે વસતા લોકોનાં ભોજનાલયોમાં જવાને માટે તૈયાર થતા હતા તે બધુંજ વીગતવાર તેમને ભોમિયાએ બતાવી દીધું. આ તો કારખાનાના મુખ્ય ઉદ્યોગની વાત થઇ, પણ એ ઉપરાંત આ ધંધાને અંગે ખીલવેલા અને એની ઉત્પાદક શક્તિમાં વૃદ્ધિ કરનારા બીજા આડકતરા ધંધાઓને લગતાં અસંખ્ય મકાનોની ભૂલાં પડી જવાય એવી સૃષ્ટિમાં આમ તેમ ફરી ફરીને પ્રેક્ષકો ડરહામ કંપનીની કાર્યકુશળતાની આશ્ચર્યસહિત પ્રશંસા કરવા લાગ્યા. માંસના ઉદ્યોગને લગતી એક પણ ચીજ એવી નથી કે જે ડરહામ કંપની પોતે જાતે બનાવી લેતી ન હોય. કંપનીના સંચાઓને ગતિ આપનાર વરાળ ઉત્પન્ન કરવાનાં તથા વિદ્યતશક્તિ પેદા કરવાનાં કારખાનાં પણ ડરહામ કંપનીનાં પોતાનીજ માલિકીનાં છે. પોતાના માંસના કારખાનામાં વપરાતી વીજળીને માટે તેઓ ભાડું ભરતા નથી. બગડી ગએલાં એંજીનોને દુરસ્ત કરવાની અને લોઢાનાં ભુંગળાં ઢાળવાની વર્કશૉપ પણ તેમની પોતાનીજ છે. કતલખાનામાં એકઠી થએલી જાનવરની ચરબી મોટા ભૂંગળાની મારફતે કંપનીના સાબુના કારખાનામાં વહી જાય છે અને ત્યાં તેમાંથી ખુશબોદાર (!) સાબુ અને રસોઈના કામમાં જેનો ગરીબ લોકો ઉપયોગ કરે છે તે "લાડ" તૈયાર થાય છે. એ "લાર્ડ" ને ભરવા માટે ટિનના ડબ્બા જોઇએ તે ડરહામ કંપની વેચાતા નથી લેતી, પણ પોતેજ બનાવી લે છે અને તેને સારૂ ટિનના નાના મોટા ડબ્બા બનાવવાનું કંપનીનું પોતાનુંજ કારખાનું છે. સાબુ ભરવાને કાર્ડ બૉર્ડનાં તથા દેવદારનાં ખોખાં જોઇએ તે પણ કંપની પોતેજ પોતાના કારખાના મારફતે બનાવી લે છે. ત્યારપછી એક કારખાનામાં ડુક્કરના શરીરના વાળ ધોવાઇને સાફ થાય છે અને તેનાં ઓશીકાં તકીઆ તથા ગાદલાં ભરાય છે. ઢોરનાં ચામડાંને સાફ કરીને કમાવવાનું ચર્માલય પણ એ કંપનીની પોતાનીજ માલિકીનું છે. ઢોરનાં માથાં અને પગને પણ કંપની ફેંકી દેતી નથી. તેમાંથી પ્રથમ સરેસ ખેંચી કાઢે છે અને બાકી રહેલા પદાર્થમાંથી ખાતર બનાવે છે. આ બેઉ ઉદ્યોગને લગતાં કારખાનાં ડરહામ કંપનીની માલિકી અને વહીવટ નીચે ચાલે છે. જાનવરના શરીરના નાનામાં નાના ભાગને પણ નકામો જવા ન દેવો એ ડરહામ કંપનીનો મુદ્રાલેખ છે. ઢોરનાં શીંગડાંમાંથી કાંશકી, બટન, સ્ત્રીઓના અંબોડામાં ખોસવાના સોયા, બનાવટી હાથીદાંત વગેરે વસ્તુઓ બનાવે છે. ઢોર-

તેનાં આંતરડાં ખેંચી કાઢનારા અને અંદરથી ધોઇ કરીને સાફ કરનારા નિષ્ણાતો પોતપોતાના ભાગનું કામ ઝટપટ પતાવી દે છે એટલે તેના ઉપર ઉકળતું પાણી રેડવા માટે હાથમાં બંબાની સૂંઢો પકડીને કેટલાક લોકો તૈયાર ઉભેલા હોય છે. ગરમ પાણીની ધાર વડે મૂડદું સ્નાન કરી રહે એટલે તેના ટાંટીઆ કાપી નાખનારા તથા તેના ઉપર બીજી કેટલીક છેવટની ક્રિયાઓ કરનારા કામે લાગી જાય છે. આ બધું પતી ગયા પછી જ્યાં ડુક્કરોનાં મૂડદાં ગયાં હતાં ત્યાં ઠંડા ઓરડાઓમાં મુકરર કરી રાખેલા સમય સુધી ઉંધે માથે લટકીને તપશ્ચર્યા કરવા માટે તેઓ પણ ચાલ્યાં જાય છે.

જોવા આવનારાઓને ત્યાં જઇને બધું જોવું હોય તો તેની પણ છૂટ હતી અને બતાવવાને વાસ્તે કોઇ ને કોઈ હાજર પણ હોયજ. એ પ્રમાણે પેલા લોકોને પણ ઠંડા ઓરડાઓ બતાવ્યા. ત્યાં ડુક્કર, ગાયો, બળદ અને વાછરડાનાં મૂડદાં હારબંધ લટકતાં હતાં; અને દરેકના ઉપર સરકારી તંદુરસ્તી ખાતાના ઇન્સ્પેક્ટરે આપેલા સર્ટિફિકેટની કાપલી પણ સૌ સહેલાઇથી જોઇ શકે એવી રીતે બાંધી હતી. આ બધાંજ મૂડદાં નીરોગી જાનવરનાં છે એવું સર્ટિફિકેટ પેલા જાહેર તંદુરસ્તીના ચૉકીદારે આપી દીધું હતું. બીજી બાજુએ ચોક્કસ રીતે મારેલાં ઢોરનાં મૂડદાં લટકતાં હતાં. જુદી રીતે મારવાનું કારણ એ હતું કે ×શાસ્ત્રમાં બતાવેલા વિધિ પ્રમાણે ઢોરને માર્યું હોય તોજ તેમનું માંસ ધર્મચુસ્ત લોકોને ખપે! આટલા માટે એવી શાસ્ત્રોક્ત રીતે મારેલાં ઢોરનાં મૂડદાં ઉપર "માત્ર ધર્મચુસ્ત લોકોને માટે" એવી કાપલી બાંધીને તેમને બીજાં બધાંથી જુદાં લટકાવ્યાં હતાં. આ બધું બતાવ્યા પછી જોનારાઓને એજ મકાનના બીજા ભાગ જોવા માટે ભોમિયો તેડી ગયો. જાનવરોના શરીરના જે જે ભાગ ખોરાકમાં વપરાય એવા ન હોય તેમનો બીજી રીતે કેવો કેવો ઉપયોગ થાય છે તે બધું બતાવ્યું. ત્યાર પછી જ્યાં માંસનાં તરેહ તરેહનાં અથાણાં બનતાં હતાં, જ્યાં માંસને એકલા મીઠાના પાણીમા ડુબાવીને આથી રાખ્યાં હતાં, જ્યાં એવાં અથાણાં ટિનના 'ઍરટાઇટ' ડબ્બાઓમાં ભરાતાં હતાં અને એવા સીલબંધ ડબ્બા દેવદારનાં ખોખાંમાં ભરાઇને રેલ્વે

---

×દાખલા તરીકે મુસલમાનોના શાસ્ત્રમાં ઢોરને હલાલ કરવાની રીત બતાવી છે તે રીતે માર્યું હોય તોજ તેનું માંસ તેઓ ખાય છે. વળી શીખ લોકોને "ઝટકામાંસ"જ ખપે, પણ બીજું નહિ. જાનવરને એક ઝટકેજ મારવું જોઇએ. એકથી બીજો ઝટકો માર્યો હોય તો તે માંસ શીખભાઇને કામનું નહિ.—**અનુવાદક**

કંપનીએ પૂરા પાડેલા ખાસ ઠંડકવાળા માલગાડીના ડબ્બાઓમાં ભરાઈ ભરાઇને અને છેવટે આગબોટોમાં ચઢીને સુધરેલી દુનિયાના ચારે ખૂણે વસતા લોકોનાં ભોજનાલયોમાં જવાને માટે તૈયાર થતા હતા તે બધુંજ વીગતવાર તેમને ભોમિયાએ બતાવી દીધું. આ તો કારખાનાના મુખ્ય ઉદ્યોગની વાત થઇ, પણ એ ઉપરાંત આ ધંધાને અંગે ખીલવેલા અને એની ઉત્પાદક શક્તિમાં વૃદ્ધિ કરનારા બીજા આડકતરા ધંધાઓને લગતાં અસંખ્ય મકાનોની ભૂલાં પડી જવાય એવી સૃષ્ટિમાં આમ તેમ ફરી ફરીને પ્રેક્ષકો ડરહામ કંપનીની કાર્યકુશળતાની આશ્ચર્યસહિત પ્રશંસા કરવા લાગ્યા. માંસના ઉદ્યોગને લગતી એક પણ ચીજ એવી નથી કે જે ડરહામ કંપની પોતે જાતે બનાવી લેતી ન હોય. કંપનીના સંચાઓને ગતિ આપનાર વરાળ ઉત્પન્ન કરવાનાં તથા વિદ્યુતશક્તિ પેદા કરવાનાં કારખાનાં પણ ડરહામ કંપનીનાં પોતાનીજ માલિકીનાં છે. પોતાના માંસના કારખાનામાં વપરાતી વીજળીને માટે તેઓ ભાડું ભરતા નથી. બગડી ગએલાં એંજીનોને દુરસ્ત કરવાની અને લોઢાનાં ભુંગળાં ઢાળવાની વર્કશોપ પણ તેમની પોતાનીજ છે. કતલખાનામાં એકઠી થએલી જાનવરની ચરબી મોટા ભૂંગળાની મારફતે કંપનીના સાબુના કારખાનામાં વહી જાય છે અને ત્યાં તેમાંથી ખુશબોદાર (!) સાબુ અને રસોઇના કામમાં જેનો ગરીબ લોકો ઉપયોગ કરે છે તે "લાર્ડ" તૈયાર થાય છે. એ "લાર્ડ" ને ભરવા માટે ટિનના ડબ્બા જોઇએ તે ડરહામ કંપની વેચાતા નથી લેતી, પણ પોતેજ બનાવી લે છે અને તેને સારૂ ટિનના નાના મોટા ડબ્બા બનાવવાનું કંપનીનું પોતાનુંજ કારખાનું છે. સાબુ ભરવાને કાર્ડ બૉર્ડનાં તથા દેવદારનાં ખોખાં જોઇએ તે પણ કંપની પોતેજ પોતાના કારખાના મારફતે બનાવી લે છે. ત્યારપછી એક કારખાનામાં ડુક્કરના શરીરના વાળ ધોવાઇને સાફ થાય છે અને તેનાં ઓશીકાં તકીઆ તથા ગાદલાં ભરાય છે. ઢોરનાં ચામડાંને સાફ કરીને કમાવવાનું ચર્માલય પણ એ કંપનીની પોતાનીજ માલિકીનું છે. ઢોરનાં માથાં અને પગને પણ કંપની ફેંકી દેતી નથી. તેમાંથી પ્રથમ સરેસ ખેંચી કાઢે છે અને બાકી રહેલા પદાર્થમાંથી ખાતર બનાવે છે. આ બેઉ ઉદ્યોગને લગતાં કારખાનાં ડરહામ કંપનીની માલિકી અને વહીવટ નીચે ચાલે છે. જાનવરના શરીરના નાનામાં નાના ભાગને પણ નકામો જવા ન દેવો એ ડરહામ કંપનીનો મુદ્રાલેખ છે. ઢોરનાં શીંગડાંમાંથી કાંશકી, બટન, સ્ત્રીઓના અંબોડામાં ખોસવાના સોયા, બનાવટી હાથીદાંત વગેરે વસ્તુઓ બનાવે છે. ઢોર-

ના પગના નળાનાં તથા બીજાં લાંબાં હાડકાંઓમાંથી ચપ્પુના અને ટૂથ બ્રશના હાથા, બીડીઓ પીવાની ભૂંગળીઓ વગેરે બનાવે છે. ઢોરની ખરીઓમાંથી પણ બટન અને અંબોડામાં ખોસવાના સોયા બનાવવાની સામગ્રી કાઢી લે છે. પગના સાંધા, ચામડાંની કાપલીઓ અને શરીરની નાડીઓ એવી એવી વસ્તુઓમાંથી તો તમારી કલ્પનામાં પણ ન આવે એવી અફલાતુન ચીજો કંપની તૈયાર કરાવીને બજારમાં વેચવા મોકલાવે છે. દાખલા તરીકે જિલેટિન, ઈઝિન્ગ ગ્લાસ, ફૉસફરસ, હાડકાંનું કાજળ, બૂટ પૉલિશ અને હાડકાંનું તેલ. ઢોરની પૂંછડી ઉપરના વાળમાંથી જાત જાતના ગુચ્છાદાર વાંકડીઆ બનાવટી વાળ તૈયાર કરવાનું એક કારખાનું કંપનીએ ઉભું કરી દીધું છે. ઘેટાંના વાળ તો એથી વધારે કિંમતી તેથી ઘેટાંના ચામડાં ઉપરથી ઉન ખેંચી કાઢવાનું કારખાનું જોઈએજ તો તેની સ્થાપના કરવાનું ડરહામ કંપની ચૂકી નથી. ડુક્કરની હોજરીમાં પેપ્સિન નામનો એક પદાર્થ ઉત્પન્ન થાય છે, જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરવામાં દવા તરીકે વપરાય છે. તેને માટે પણ એક જુદું ખાતું છે. લોહીમાંથી આલ્બુમેન ખેંચી લેવાનું અને ગંધાતાં આંતરડાંમાંથી સારંગીઓના તાર બનાવવાનું કામ પણ ત્યાં ને ત્યાંજ થાય છે, જેમાંથી જે ખેંચી લેવાય તે બધું જરેજર ખેંચી લીધા પછીથી બાકીના ભાગને ઉકળતા પાણીની ટાંકીમાં નાખીને તેમાંથી ચરબીનો ભાગ તારવી લેતાં જે કૂચો વધે તેનું ખાતર થાય છે. આ દરેક ઉદ્યોગને લગતાં મકાન અહીંનાં અહીંજ છે. અને દરેક મકાન એકબીજાની સાથે તથા મુખ્ય મકાનની સાથે આગગાડીના પાટા તેમજ આવ-જાવ કરવાની ગૅલેરીઓ વડે જોડાએલું છે. ડરહામ કંપનીના મૂળ સ્થાપકે આજથી એક જમાના પહેલાં આ કારખાનાની સ્થાપના કરી ત્યારથી આજ સુધીમાં એ કંપનીને હાથે લગભગ ૨૫ કરોડ જાનવર ખપી ચૂક્યાં છે એવો અડસટ્ટો થાય છે. એ કંપનીનાં જુદાં જુદાં ખાતાંનાં મકાનોને લક્ષમાં લઈને તેના વિસ્તારનો વિચાર કરવા બેસો તો તમારે કબૂલ કરવું પડશે કે, આખી દુનિયામાં મૂડી અને મજૂરીનું મોટામાં મોટું સંગઠન જો કોઈ પણ એક જગ્યાએ કોઈ કાળે થયું હોય તો તે ડરહામ કંપનીજ. તેમાં ત્રીસ હજાર પગારદાર નોકરો કામ કરે છે અને આસપાસના પ્રદેશના કુલ અઢી લાખ માણસોને તેની મારફતે સીધી રીતે રોજી મળે છે અને આડકતરી રીતે તો બીજાં પાંચ લાખ માણસો તેના વડે નભે છે. તેનાં કારખાનાંમાં તૈયાર થએલી જુદી જુદી બનાવટો સભ્ય જગતના એકે એક દેશમાં આયાત થાય છે અને ઓછામાં ઓછાં ત્રણ

કરોડ મનુષ્યોને તેમના ખોરાકની સામગ્રી પૂરી પાડે છે.

જોકુબસ તેનાં પરોણાંઓને ઉપર પ્રમાણે ડરહામ કંપનીનો મહિમા સંભળાવતો ગયો અને તેઓ પહોળાં મોઢાં કરીને સાંભળતાં ગયાં. આવડી મોટી ગંજાવર સંસ્થાની યોજના કાળા માથાનો માનવી ઘડી શકે એ વાત પણ તે બિચારાંઓની કલ્પનામાં સમાતી ન હતી. એટલાજ કારણને લીધે જ્યારે જ્યારે જોકુબસ આ સંસ્થાને વિષે કટાક્ષયુક્ત ઉદ્દગાર કાઢતો ત્યારે ત્યારે ઇશ્વરની સૃષ્ટિની નિંદા કરવાના જેવોજ મહાન અપરાધ જોકુબસ કરે છે એવું જર્ગિસને લાગતું. ડરહામ કંપનીનું કારખાનું તેને મન બ્રહ્માંડના જેવુંજ વિરાટ અને અગમ્ય હતું—ડરહામ કંપનીનાં કાર્ય અને કાર્યપદ્ધતિને વિષે શંકા ઉઠાવવી એ બ્રહ્માંડના કાર્યને વિષે શંકા ઉઠાવવા જેટલોજ ગુરુતર અપરાધ હતો. જેમ બ્રહ્માંડની કાર્યપ્રણાલી મનુષ્યને માટે અગમ્ય અને અગોચર છે, તેમ ડરહામ કંપનીની કાર્યપ્રણાલીને પણ તે અગમ્ય અને અગોચર સમજતો હતો. માણસનું કર્તવ્ય તો બસ કશી પૂછપરછ કે દોઢડાહપણ કર્યા વગર સંતુષ્ટ ચિત્તે પોતાના માથાનું કામ અદા કરવું એટલુંજ હોઇ શકે એવો જર્ગિસનો અભિપ્રાય હતો. જેમ વરસાદ અને સૂર્યના પ્રકાશને માટે મનુષ્ય ઇશ્વરનો આભાર માને છે, તેમ આવા વિરાટ કારખાનામાં જેને નોકરી મળે તેણે આભાર માનીને પોતાને સોંપેલું કામ નિષ્ઠાપૂર્વક કર્યાજ કરવું. અલ્પ બુદ્ધિમાન માણસને બીજું જોઇએજ શું? તેને એમ પણ થયું કે આ કારખાનામાં નોકરી મેળવવામાં તે સફળ થયો તે પછીજ તેણે તે કારખાનું જોયું તે એક રીતે સારૂં થયું; કારણ કે જો તે જરાક વાર પહેલાં જોવા ગયો હોત તો તેની વિરાટતા જોઇને તે એટલો વિહ્વલ બની જાત કે મને નોકરીએ રાખો એવું કહેવાની તેની હિંમતજ ન ચાલત; પણ જખ મારે છે! હવે તો હું તેમાં દાખલ થઇ ચૂક્યો છું અને તેની પ્રવૃત્તિમાં ભાગીદાર થયો છું! તેને એમ પણ થયું કે હવે મારે શી ફિકર છે! આવડું મોટું જંગી કારખાનું જ્યાં મને પોતાની છાયા નીચે આશ્રય આપે છે અને મારા હિતને માટે સદા જાગ્રત રહે છે, ત્યાં પછી મારે ચિંતાજ શાની રહી, એવી શ્રદ્ધા પણ તેના મનમાં જાગ્રત થઇ. તે એવો ભોળો હતો, અને વેપારી જગતની કૂટ નીતિથી એટલો બધો અજાણ્યો હતો કે એક કંપની બીજી કંપની સાથે કેવી તીવ્ર સ્પર્ધા કરે છે, એકબીજાને તોડી પાડવાને કેવા કુટિલ કાવાદાવા ખેલે છે, સુધરેલા દેશોના કાયદા પણ તેમને એવા કાવાદાવા ખેલવાની ફરજ પાડે છે અને તેવું ન કરે તો તેમને દંડની અથવા કેદની સજા પણ થાય છે—આ બધી વાતો તેની ભોળી ગામડીઆ બુદ્ધિ સમજીજ કેમ શકે?



# પ્રકરણ ૪ થું

બીજે દહાડે બરાબર સાતને ટકોરે જર્ગિસ કારખાનાના દરવાજા આગળ હાજર થયો. જે દરવાજા આગળ ઉભા રહેવાનું તેને આગલે દહાડે કહ્યું હતું ત્યાં આગળજ તે લગભગ બે કલાક સુધી અંદર જવાના હુકમની રાહ જોતો ઉભો રહ્યો. નિરીક્ષક એમ ધારતો હતો કે, તે પોતાની મેળે અંદર ચાલ્યો આવશે, પણ તું અંદર ચાલ્યો આવજે એવું તેણે કહ્યું ન હતું તેથી જર્ગિસે બે કલાક સુધી ઉભા ઉભા તપ કર્યું. પછી બન્યું એમ કે પેલો નિરીક્ષક એકાદ કામચલાઉ મજૂરની તપાસ કરવા બહાર નીકળ્યો ત્યારે જર્ગિસ તેની નજરે પડયો. તેને જેટલી ગાળો આવડતી હતી તે બધીજ તેણે જર્ગિસને સંભળાવી દીધી; પણ તે શું બકી રહ્યો છે તેની જર્ગિસને સમજ પડતી ન હતી એટલે તેણે કશું મનમાં આણ્યું નહિ. તે તેની પાછળ પાછળ અંદર ગયો અને તેણે કહ્યું ત્યાં આગળ પોતાનાં પહેરેલાં કપડાં ઉતાર્યાં. પછી ઉતરેલાં કપડાંની દુકાનમાંથી તેણે કારખાનામાં કામ કરતી વખતે પહેરવાનાં કપડાં વેચાતાં લીધાં હતાં અને એક પોટલીમાં બાંધીને પોતાની સાથે લેતો આવ્યો હતો તે તેણે પહેરી લીધાં. મુકાદમ તેને ઢોરને કતલ કરવાની જગ્યાએ તેડી ગયો. તેને જે કામ કરવાનું હતું તે તો એવું સાદું અને સહેલુંસટ હતું કે જર્ગિસ થોડીક મિનિટમાંજ પ્રવીણ થઇ ગયો. સડકો વાળનારા ભંગીઓ ઉભો સાવરણો વાપરે છે તેવોજ સાવરણો હાથમાં લઇને ઢોરના પેટમાંથી આંતરડાં ખેંચી કાઢનાર માણસની પાછળ પાછળ જઇને આંતરડાં ઉસેડીને તેને માટે ખાસ કરી રાખેલા ખાડામાં ભરી દેવાં અને તેના ઉપરનું ઢાંકણુ બંધ કરી દેવું કે જેથી કરીને કોઇ અંદર લપસી ન પડે; આટલુંજ કામ જર્ગિસને સોંપવામાં આવ્યું હતું. જર્ગિસ કારખાનામાં પેઠો અને પોતાના કામ ઉપર ચઢી ગયો તે વખતે ઢોરનું સૌથી પહેલુંજ ટોળું પણ કતલખાનામાં દાખલ થતું હતું તેથી કરીને પોતાની આસપાસ શું થઇ રહ્યું છે તે જોવાનો અથવા કોઇની સાથે

એક બોલ પણ બોલવાનો તેને વખતજ ન મળ્યો. તે આવ્યો તેવોજ પોતાનું કામ કરવા મંડી પડયો. આ વખતે જુલાઇ મહિનો ચાલતો હોવાથી કુદરતી રીતે ઉકળાટનો તો પારજ ન હતો. તેમાં વળી આખા ઓરડામાં ગરમ ગરમ લોહી પગની પાની બોળાય એટલું ઊંડું જામ્યું હતું–ચાલનારાઓ લોહીમાં છબછબ કરતા કરતા ચાલતા હતા. ગંધ પણ ઈંદ્રિયોને વિહ્વલ કરી દે એવી ઉગ્ર હતી. પણ આજે જર્ગિસ એ કશાને લેખવતો ન હતો. તેનો આત્મા આનંદથી થનગની રહ્યો હતો. તેની લાંબા વખતની મુરાદ આજે પાર પડી હતી–તે નોકરીએ ચઢયો હતો અને પગાર કમાતો થઇ ગયો હતો ! આખો દહાડો કામ કરતાં કરતાં તે મનમાં ને મનમાં હિસાબના આંકડા મૂકયાજ કરતો હતો કે, આજે સાંજે ઘેર જતા પહેલાં કલાકના આટલા આના લેખે આખા દિવસમાં થઇને હું આટલા રૂપીઆનો રોજ કમાયો હોઇશ. દર કલાક દીઠ તેને સાડાસત્તર સેન્ટ (૮।। આના) નો પગાર મળવાનો હતો અને આવડો ભારે પગાર મેળવવાની તો તેણે સ્વપ્નામાંય આશા રાખી ન હતી. વળી આજે કારખાનામાં ખાસ કામનો દિવસ હોવાથી કામના મુકરર કરેલા કલાક ઉપરાંત કારખાનાંવાળાઓ કામદારોને વધારે વખત રોકી રાખવાના હતા. તેથી જર્ગિસે સાંજના સાત વાગતા સુધી કામ કર્યું અને ઘેર જઇને તેણે સૌને વધામણી ખાધી કે એકજ દહાડામાં મેં દોઢ ડૉલર (૪।। રૂ.) નો રોજ પાડયો છે !

જર્ગિસ હરખાતો હરખાતો ઘેર ગયો ત્યારે બીજાંઓએ પણ તેને ખુશ સમાચારથી વધાવી લીધો. આજે દરેક જણ પોતપોતાના તરફથી કાંઇ ને કાંઇ સારાજ સમાચાર લઇને આવેલા હોવાથી તેમણે બધાંએ મળીને એક પ્રકારનો ઉત્સવ ઉજવ્યો એમ કહીએ તો ચાલે. ઝેડવિલાસે પેલા પોલિસના સિપાઇ સાથે જોનાસનો પરિચય કરાવી દીધો અને તે જોનાસને કારખાનાના કેટલાક નિરીક્ષકોની પાસે તેડી ગયો. તેમાંના એક નિરીક્ષકે કહ્યું કે, આવતા અઠવાડીઆની શરૂઆતમાં હું તારે સારૂ નોકરીની તજવીજ કરી દઇશ. જર્ગિસને ઝટ લઇને નોકરી મળી ગઇ તે સાંભળીને મેરિજા અદેખાઇને લીધે ઉભી ને ઉભી સળગી ઉઠી. તેણે મન સાથે નિશ્ચય કર્યો કે, હું પણ વગર સિફારસે મારી મેળે નોકરી ખોળી કાઢું તોજ ખરી. બીજે દહાડે જર્ગિસ જયારે નોકરી ઉપર હાજર થવા ગયો ત્યારે મેરિજા એકલી એકલી નોકરીની ખોળ કરવા નીકળી પડી. તેના એ કસાયેલા મજબૂત હાથ અને ખૂબ મહેનત કરીને ગોખી રાખેલો "નોકરી" એટલો એક શબ્દ એ બે વસ્તુઓના ઉપર અવલંબન કરીને મેરિજા ઘેરથી ચાલી નીકળી.

પૅકિંગટાઉનમાં આખો દિવસ રવડી. જ્યાં જ્યાં તેને કાંઇક વેપાર-ઉદ્યોગ જેવું જણાયું ત્યાં બધે બારણે બારણે ડોકીઆં કરી આવી. કેટલીક જગ્યાએથી તેણે ગાળો ખાધી; પણ કઠણ કાળજાની મેરિજા માણસથી કે ભૂત-પ્રેતથી કોઇથી પણ ડરે એવી ન હતી. તેને જે કોઇ મળતું તેમની આગળ "નોકરી" એટલો શબ્દ બોલીને ઉભી રહેતી; પરદેશી મુસાફરો, પોતાનાજ જેવા મજૂરો, જે કોઈ સામે મળે તેમની આગળ ઉભી રહીને નોકરીની માગણી કરતી. એક બે વાર તો તેણે ઘણો ઉંચો દરજ્જો ભોગવતા ગૃહસ્થોની પાસે પહોંચી જઇને નોકરીની ટહેલ નાખી ત્યારે પેલાઓને થયું કે, આ બાઇડી ગાંડી તો નહિ હોય! પણ આખરે મેરિજાને તેની મહેનતનો બદલો મળ્યા વગર ન રહ્યો. નાના પાયા ઉપર ચાલતા એક કારખાનામાં તે ઘૂસી ગઇ. ત્યાંના એક ઓરડામાં કોડીબંધ સ્ત્રીઓ અને જુવાન છોકરીઓ ભુંજેલા માંસના ડબ્બા ભરતી હતી. કોઇએ તેને ટોકી નહિ એટલે મેરિજા ચાલી ચાલી એકેએક ઓરડામાં ફરી વળી. આખરે એક ઠેકાણે જ્યાં સીલબંધ ડબ્બાને રંગવાનું અને કાગળની ચિઠ્ઠીઓ ચોંટાડવાનું કામ ચાલતું હતું ત્યાં તે સારે નસીબે મજૂરણોની સ્ત્રીમુકાદમ સાથે અથડાઇ પડી. તેણે તેને કહ્યું કે, જો તું આવતી કાલથી અહીં આવીશ તો હું તને ડબ્બા રંગવાનો ધંધો શીખવાની તક અપાવવાને માટે કદાચ મારૂં બનતું કરી જોઇશ. તેનો અત્યંત ભલો ભોળો ચહેરો અને ટ્રામના ઘોડાના જેવા તેના જોરાવર હાથ-પગને જોઇને પેલી સ્ત્રીમુકાદમ શાથી ખુશ થઇ ગઇ હશે તે મેરિજાને તે ઘડીએ સમજાયું નહિ; પણ આગળ જતાં તેને એ વાતનો ભેદ ધીમે ધીમે સમજાતો ગયો. ડબ્બા રંગવાનું કામ સાધારણ મજૂરીનું નહિ પણ ચતુર કારીગરના કામમાં ગણાય છે અને એ કામ જેને આવડે તે બે ડૉલરનો (૬ રૂપીઆ) રોજ પાડી શકે છે. મેરિજા તો કારખાનામાંથી નીકળીને જે દોડી તે સીધી ઘેર આવતીને ઉભી રહી અને ઘરમાં પેસતાં વારનેજ ભૂત કાઢનાર ભુવાની માફક ચીચીઆરીઓ પાડીને એવી નાચવા મંડી કે ઘોડીઆમાં સૂતેલું છોકરૂં જાગી ઉઠ્યું અને હમણાં છળી મરશે એવી તેની હાલત થઇ ગઇ.

આના કરતાં વધારે ઉજમાળા દિવસની તો ભાગ્યેજ કોઇ આશા પણ રાખી શકે. જર્ગિસ, મેરિજા અને જોનાસ, ત્રણને તો નોકરી જાણે મળીજ ગઇ. હવે ફક્ત ઘરડો એન્ટેનાસજ નોકરી વગરનો રહ્યો. ટીટા એલ્ઝબિટાએ તો ઘેરજ રહેવું અને ઓનાની મદદ લઇને માત્ર ઘરકામજ કરવું, એવો જર્ગિસ જોરથી આગ્રહ કરતો હતો. "ઓના

મજૂરી કરવા જાય એ તો હું સાંખીજ ન શકું" એવું તે કહેતો— "હું કાંઇ એવો માણસ નથી અને તે પણ કાંઇ એવી સ્ત્રી નથી" આવું તે વારંવાર બોલતો. જોનાસ અને મેરિજા નોકરીએ વળગી જાય અને પોતાના ખાધા-ખરચમાં ઘટતો હિસ્સો આપે તો બાકીનાં માણસોનું પોષણ કરતાં મારા જેવો મરદ પાછો હઠે એ તે કંઇ વાત છે? છોકરાંઓને નોકરીએ વળગાડવાની કોઈ વાત કાઢે ત્યારે તો જર્ગિસ બોલનારનું મોઢુંજ બંધ કરી દે. તેણે સાંભળ્યું હતું કે, અમેરિકામાં છોકરાંઓને માટે સરકારી નિશાળો છે અને ત્યાં કશી ફી પણ લેવામાં નથી આવતી! ટીટા એલ્ઝબિટાનાં છોકરાં નિશાળે ભણવા જાય ને બીજા કોઇ પણ માણસનાં છોકરાંની માફક કેળવાઇને પોતાની ઉન્નતિ કરે એવો તેનો નિશ્ચય હતો. એ નિશાળોમાં છોકરાંને ન મોકલાય એવો વાંધો ઉઠાવનારા ધર્મગુરુ હજી જીવે છે તેની તેને બિચારાને કશી ખબરજ ન હતી. ટીટા એલ્ઝબિટાના સૌથી મોટા છોકરાનું નામ સ્ટેનિસ્લોવાસ હતું. તે હતો તો તેર વરસનો, પણ તેના શરીરના કદ ઉપરથી તેટલો દેખાતો ન હતો. ઝેડવિલાસ મિઠાઇવાળાનો સૌથી મોટો છોકરો ફક્ત બારજ વરસનો હતો, છતાં એક વરસ કરતાં વધારે મુદતથી જોન્સ કંપનીમાં નોકરીએ રહ્યો હતો. તે છતાં જર્ગિસ પોતાની જિદ છોડતો ન હતો અને કહેતો કે "નહિ, સ્ટેનિસ્લોવાસ તો અંગ્રેજી ભણે અને પછી કોઇ હુન્નર શીખીને કારીગરનો રોજ કમાતો થાય."

હવે બાકી રહ્યો એકલો ઘરડો એન્ટેનાસ. તેને પણ નોકરી કરવી ન પડે અને તે ઘેર બેસીને આરામ લે એવું જર્ગિસ મનથી ઇચ્છતો હતો. પણ તેમ કરવું પાલવે એમ ન હતું, એ વાત આખરે જર્ગિસને કબૂલ કરવી પડી અને વળી એન્ટેનાસ પોતે પણ બેઠાખાઉ થવા ઇચ્છતો ન હતો, એટલુંજ નહિ પણ કોઇ તેને ઘેર બેઠાં રોટલા ખાવાનું કહે તે પણ તેને પસંદ ન હતું. પોતે હજી નાના છોકરાના જેવો ચપળ અને સશક્ત છે એવું માનવાની અને બીજાઓને મનાવવાની તેની એક દૃઢ થઇ ગએલી આદત હતી. બીજાઓની પેઠે તે પણ આશાભર્યો અમેરિકા આવવા તૈયાર થયો હતો અને હવે તેના છોકરાને માથે જો કોઇની ચિન્તાનો ભાર હોય તો તેના એકલાનોજ, એ વાત એન્ટેનાસને ખૂંચ ખૂંચ થયા કરતી હતી. સાચી વાત એવી પણ હતી કે જર્ગિસે તેના બાપની નોકરીને વિષે જેની જેની આગળ વાત છેડી જોઇ તે બધા એકનો એકજ ઉત્તર આપતા કે પૅકિંગટાઉનમાં એન્ટેનાસ જેવા ઘરડા માણસને સારૂ નોકરી ખોળવાનાં ફાંફાં મારવામાં કશોજ અર્થ નથી. ઝેડવિલાસે પણ જર્ગિસને કહ્યું હતું કે કારખાનાં-

વાળા તો એવા દુષ્ટ છે કે મજૂર ઘરડો થયો એટલે તેને નોકરીમાંથી કાઢી મૂકે તો પછી બહારથી આવેલા ઘરડા માણસને તો નોકરીએ રાખેજ શાના ? અને આ નિયમ કાંઇ એકલા પૅકિંગટાઉનનાં કારખાનાંનો નહિ, પણ આખા અમેરિકામાં જ્યાં જુઓ ત્યાં એનો એજ નિયમ જોવામાં આવે છે. તે છતાં જર્ગિસના મનમાં કશો વસવસો ન રહે તેટલા માટે ઝેડવિલાસે પેલા સિપાઇની આગળ આ વાત ચેવી જોઈ, પણ તે બનતી તજવીજ કર્યા પછી કહી ગયો કે આ વાત અહીંથીજ પડતી મૂકવા જેવી છે. પણ આ હકીકત કોઇએ એન્ટેનાસને કહી નહિ તેથી બે દિવસ સુધી કસાઈખાનાંના એકેએક વિભાગમાં નોકરીને માટે ફાંફાં મારી આવ્યો. બીજાં બધાંને નોકરી મળી ગઈ છે એવું જ્યારે તેણે સાંભળ્યું ત્યારે પોતે નાઉમેદ ન થતાં કહેવા લાગ્યો કે કાંઇ ફિકર નહિ; આજ નહિ તો કાલે પણ મારો વારો આવ્યા વગર નહિ રહે.

જેને જેને નોકરી જોઇતી હતી તે બધાંને સારે નસીબે મળી ગઈ એટલે હવે આપણે બધાંએ કયાં રહેવું એ પ્રશ્નનો નિકાલ કરી નાખવાની તેમના હૈયામાં હિમ્મત આવી. ઉનાળાના દહાડા હતા એટલે રાત્રે બધાં એનિલિ ડોસીના ઘરના ચોકમાં વાતોના તડાકા મારવા બેઠાં. તે વખતે ઘરનું શું કરવું તે વિષે સૌ પોતપોતાના અભિપ્રાય બતાવવા લાગ્યાં. જર્ગિસે પોતાના તરફથી એક ઘણી મહત્ત્વની દરખાસ્ત મૂકી. તેણે કહ્યું કે " આજ સવારના હું મારા કારખાના તરફ જતો હતો ત્યારે મેં બે છોકરાઓને એક એક ઘરમાં જઇ જઇને જાહેરખબરનાં પાનીઓં મૂકી આવતા દીઠા. એ પાનીઆ ઉપર ચિતરામણ જેવું કાંઇક હતું તેથી મેં તેમની પાસેથી એક માગી લીધું અને ગડી કરીને મારા ખમીસની બાંયની પટ્ટીમાં દબાવી રાખીને હું કામે ગયો. બપોરની રજામાં એક જણે મને તેની મતલબ વાંચી સંભળાવી. વાત એવી હતી કે, એ જાહેરખબરની વિગત જાણી લીધા પછી જર્ગિસના મનમાં એક અદ્દભુત ખ્યાલ ઘર કરી બેઠો હતો.

તેણે તે પાનિયું બાંયમાંથી બહાર કાઢીને સૌને બતાવ્યું. ખરેખર, તેનો ચીતરનાર કારીગર તો હોવોજ જોઇએ. તે લગભગ બે ફુટ લાંબું અને ખાસ્સા ચીકણા કાગળ ઉપર છાપ્યું હતું. રંગ પણ એવા કાળજીથી પસંદ કરેલા કે ચંદ્રના અજવાળામાં પણ ઉડીને આંખે વળગ્યા વિના ન રહે. તેની વચ્ચોવચ એક ઘરનું ચિત્ર હતું અને ઘર તે કેવું ? તદ્દન નવું, ભપકાદાર રંગે રંગેલું અને જોતાં આંખો અંજાઇ જાય

એવું ! તેનું છાપરું ઘેરા ભૂરા રંગનું હતું અને તેની કિનારીઓ પર સોનેરી રંગ લગાડયો હતો. ઘરનો બાકીનો ભાગ રૂપેરી અને બારીબારણાં રાતાં હતાં. તે બે માળનું રઢીઆળું ઘર હતું અને આગલા ભાગમાં ઉપર અગાસી અને નીચે ખુલ્લી પરસાળ જેવું હતું. એ પરસાળને કિનારે કિનારે ફરતું નકશીકામ હતું. ચિત્રમાં ઘરનો નાનામાં નાનો ભાગ પણ ચોખ્ખે ચોખ્ખો બતાવી દીધો હતો. એટલે સુધી કે બારણું ઉઘાડવાનો પિત્તળનો ડટ્ટો સુદ્ધાં ચિત્રમાં સાફ દેખાઈ આવતો હતો. આંગણામાં એક હીંચકો પણ ટાંગ્યો હતો અને બારીએ બારીએ સફેદ પડદા લટકતા હતા. આ તો જાણે ઘરની બહારના ભાગનું વર્ણન થયું; પણ ચિત્રમાં ઘરની અંદર કેવું સુખ છે તે બતાવવાનું પણ ચીતારો ભૂલ્યો ન હતો. ઘરના એક ખૂણામાં એક સોફા ઉપર પતિ-પત્ની એકબીજાને આલિંગીને પ્રેમાલાપ કરતાં બેઠાં હતાં અને બીજા ખૂણામાં ફેન્સી ઝાલરદાર સફેદ મચ્છરદાનીવાળા પારણામાં ગુલાબના ફૂલ જેવું બાળક પોઢયું હતું. સંસારસુખનું આટલું બધું સ્પષ્ટ ચિત્ર દોરેલું છતાં કદાચ કોઇ બબૂચક જોનારથી તેનો મર્મ ન સમજાય તે સારૂ પોલેન્ડ, લિથુઆનિયા અને જર્મની, એ ત્રણ દેશની ત્રણ જુદી જુદી ભાષાઓમાં ઘરની બારસાખ ઉપર "સંસારમાં સ્વર્ગનો લહાવો" એવી મતલબનો લેખ લખ્યો હતો. ચિત્રની નીચે થોડોક જાહેરખબરનો ભાગ હતો. તેમાં પણ એક કરતાં વધારે ભાષામાં જાહેર પ્રજાને સંબોધીને કહ્યું હતું કેઃ—

"શા માટે ભાડાં ભરતાં ફરો છો ? તમારૂં પોતાનું સ્વતંત્ર ઘર શા સારૂ વસાવી લેતા નથી ? જેટલી રકમ તમે ભાડામાં ખરચો છો તેના કરતાં પણ ઓછી કિમ્મતમાં તમને નવું નકોર ઘર મળે; પછી તમારે બીજું જોઇએજ શું ? અમે હજારો ઘર બાંધ્યાં છે અને સુખી કુટુંબો તેમાં ચેનથી રહે છે." આગળ જતાં જાહેરખબર લખનારની કલમની છટા વધારે દીપી ઉઠી હતી. નવું ઘર વેચાતું લેવું ન પડે અને પોતાનાજ ઘરમાં લગ્નનું સુખ કેમ ભોગવાય એવી અપૂર્વ યોજનાનું ઘણી આકર્ષક ભાષામાં વર્ણન કર્યું હતું. છેવટે "મારૂં ઘર ! મારૂં પ્યારૂં ઘર !" એ મથાળાની પ્રખ્યાત અંગ્રેજી કવિતા પણ તેણે ટાંકી હતી, એટલુંજ નહિ પણ તેનો પોલેન્ડની ભાષામાં અનુવાદ પણ કર્યો હતો. ભાષાની મુશ્કેલી પડવાથી તે બિચારાથી લિથુઆનિયન ભાષામાં અનુવાદ ન થયો; કારણકે ત્રણ–ચાર અક્ષરના અંગ્રેજી શબ્દને ઠેકાણે લિથુઆનિયન ભાષામાં બાર બાર પંદરપંદર અક્ષરના જડબાતોડ શબ્દોથી કામ લેવાનું હતું.

આ મૂલ્યવાન દસ્તાવેજ આખા કુટુંબે ઘણી વાર સુધી ધારી ધારીને જોયો. ઓનાએ ધીમે ધીમે એક એક અક્ષર કરી કરીને તેમાં શું લખ્યું છે તે સૌને વાંચી સંભળાવ્યું. સારાંશ એટલો નીકળ્યો કે, નીચેના ભાગ ઉપરાંત ઘરમાં બધું મળીને ચાર ઓરડા હતા અને જમીન સાથે આખું ઘર ૧૫૦૦ ડૉલરમાં મળે એમ હતું. એ ૧૫૦૦ ડૉલરમાંથી અત્યારે તો માત્ર ૩૦૦ ડૉલર આપવાથી ઘરનો કબજો મળે એવી વેચનારે શરત કરી હતી. ત્યારપછી બાર બાર ડૉલરનો માસિક હપ્તો અમુક મહિના સુધી ભરીને આખી રકમ પૂરી કરવાની હતી. આ આંકડા તો તેમનાં જેવાં ગરીબને ગભરાવી મૂકે એવા હતા, પણ હવે તેમને ખબર પડી ગઇ હતી કે જ્યાં લોકો પાંચસો અને હજાર હજાર ડૉલરની વાતો હાલતે ને ચાલતે કરે છે એવા ધનાઢ્ય અમેરિકામાં આપણે આવ્યાં એટલે કાંઇ છૂટકો થાય એમ છે? તપાસ કરતાં તેમને માલૂમ પડી ગયું હતું કે એકલા ભોંયતળીઆવાળા ઘરનું ભાડું પણ મહિને નવ ડૉલરથી તો ઓછું બેસે એમ છેજ નહિ. એટલું ભાડું ભરવું ન હોય ત્યારે તો હાલ જેમ આખું કુટુંબ એક–બે ઓરડીઓમાં જેમ તેમ કરીને ગુજારો કરે છે, તેમ સદાને માટેજ કરવું રહ્યું. એક વાર ભાડાના ઘરમાં રહેવા માંડયું એટલે પછી જીવતા સુધી ભાડાંજ ભર્યાં કરવાનાં અને કોઇ દહાડો પોતાના ઘરના છાપરા તળે સૂવા વારો આવેજ નહિ એ વાત પણ ઉઘાડીજ હતી; અને તેમ કરતાં ખરચ તો તેટલો ને તેટલોજ. તેના કરતાં પહેલેથીજ જરાક વધારે નાણું ખરચીને ઘર વેચાતું લેવું, થોડા વખતસુધી કરકસર કરીને માસિક હપ્તા ભરવા એટલે આખરે ઘરનું ઘર મળે અને અમુક વરસ પછી ભાડા પેટે રાતો પૈસો ભરવો પડે નહિ એ શું ખોટું? આવી આવી દલીલોમાંથી જે જેના મનમાં આવી તે તેણે કહી નાખી.

ત્યારે હવે જો એ ઘર વેચાતું લેવુંજ હોય તો પ્રથમ ૩૦૦ ડૉલરની ત્રેવડ કરવીજ જોઇએ. કોની પાસે કેટલું છે તેનો તેમણે સરવાળો કરવા માંડયો. ટીટા એલ્ઝબિટા પાસે જે પૂંજી હતી તેમાંથી હવે ઝાઝું રહ્યું ન હતું. જર્ગિસની રોકડ રકમ પણ લગભગ ખલાસ થઇ જવા આવી હતી. મેરિજાએ જૂના મોજાની કોથળી બનાવીને તેમાં ૫૦ ડૉલર સીવી રાખીને સંતાડી મૂક્યા હતા અને એન્ટેનાસને તેની જમીન વેચતાં જે રકમ મળી હતી તેનો થોડોક ભાગ હજી બચત હતો. દરેક જણ પોતપોતાનો ભંડોળ આપી દે તો પહેલા હપ્તાના ત્રણસો ડૉલર ભરી દેતાં કાંઇ વાર લાગે નહિ. પછી માસિક હપ્તા ભરવાનો સવાલ રહ્યો. જો મેરિજા, જોનાસ અને એન્ટેનાસ

ત્રણે જણ ધંધે લાગી જાય તો પછી એ હપ્તા ભરવાનું પણ કાંઇ અઘરૂં તો નજ કહેવાય. એમજ હોય તો સામટો વિચાર કરી જોતાં કાયમનાં ભાડાં ભરવા કરતાં ઘરજ વેચાતું લઈ લેવું એમાંજ ફાયદો દેખાતો હતો. પણ તેમ છતાં આ સવાલ કાંઈ એવો સહેલો પણ ન હતો કે ઝટ લઇને તેનો ફડચો થઈ જાય. સો ગળણે ગાળીને પીવા જેવું કામ હતું. આગળ જતાં શું થાય અને શું નહિ તે કોઈ જોઇ એઠું છે ? ત્યારે પણ કરવું કેમ ? જો ઘર વેચાતું લેવુંજ હોય તો જેમ વહેલું લેવાય તેમાંજ ફાયદો છે, એ વાત તો દેખીતીજ હતી. કારણ કે આજે પણ આપણે ભાડું ભરીએ છીએ અને છતાં અનાથ કંગાલની માફક ટૂંટીઆં વાળીને સુવું પડે છે. ગંદકીમાં પડી રહેવાનો જર્गिसને પોતાને તો અભ્યાસ થઇ ગએલો હોવાથી તે ગંદકીને ગણકારે એવો હતોજ નહિ. આગગાડીની સડક બનાવનારા મજૂરોના વાસમાં જેણે એક વાર દહાડા કાઢ્યા હોય તેને પછી ગંદકીનો ભય તો રહેતોજ નથી. કારણકે એવા લોકોની સુવાની કોટડીઓ એવી ગંદી ભેજવાળી અને અંધારી હોય છે કે ભોંય ઉપર હાથ ફેરવતાની સાથેજ મુઠ્ઠી ભરીને ચાંચડ હાથમાં આવે. એટલે આવી જગ્યાએ ઓનાને રાખી મૂકાયજ કેમ ? હાલ રહીએ છીએ તે કરતાં વધારે સારા ઘરમાં આપણે જેમ બને તેમ જલદી રહેવા જવુંજ જોઇએ, આવા ઘરમાં આપણાથી દહાડા કઢાયજ નહિ,–આવું આવું જર્ગિસે કહી નાખ્યું. તે આજેજ દોઢ ડૉલર અને સાત સેન્ટનો રોજ કમાયો હતો; પછી તેના જેવો કમાઉ પુરુપ આવા રૂઆબથી ન બોલે તો બીજું કોણ બોલવાનું હતું ? તે તો એમ પણ કહેતો કે અહીં આટલી સરસ મજૂરી મળે છે છતાં ઘણાખરા લોકો ગરીબાઇ અને ગંદકીમાં શા માટે દહાડા કાઢતા હશે તે હું સમજી શકતો નથી.

તે રાત્રે તો વાત આટલેથીજ અધૂરી રહી. બીજે દહાડે મેરિજા પેલી સ્ત્રી મુકાદમની પાસે જઇ આવી. તેણે કહ્યું કે, તું આવતે સોમવારે હાજર થજે અને હું તને ડબ્બા રંગવાનું કામ શીખવીશ. મેરિજા આખે રસ્તે ગાતી ગાતી ઘેર આવી ત્યારે ઓના અને તેની સાવકી મા પેલા ઘરની તપાસ કરવાજ જતાં હતાં તેથી તે પણ તેમની સાથે થઇ ગઇ. સાંજે પુરુપવર્ગ ઘેર આવ્યો ત્યારે ત્રણે જણીઓએ નિવેદન કર્યું કે, ઘર તો એકંદર રીતે જાહેરખબરમાં વર્ણવ્યું છે એવુંજ છે. અમે જાતે જોઇ આવ્યાં નથી, પણ દલાલ કહે છે કે ઘર બરાબર આબેહૂબ એવુંજ છે. કસાઈખાનાંનાં મકાનોથી દક્ષિણ દિશાએ લગભગ દોઢ માઇલને છેટે એ ઘર આવેલાં છે. દલાલ છાતી ઠોકીને કહે છે

કે, આવાં સસ્તાં અને સારાં ઘર ફરી ફરીને મળનાર નથી. એ એક અપૂર્વ લાભ છે. તે વધારામાં કહે છે કે "તમે ઘર વેચાતું લ્યો કે ન લ્યો એ મારે મન સરખું છે. મને તો ઘણાં ઘરાક મળશે; પણ હું તો તમારા પોતાના લાભની વાત કહું છું. એ બધાંજ ઘર એક કંપનીએ બંધાવ્યાં છે અને હું તો તેમનો દલાલ છું. મને તેમના વેચાણમાં કશોજ અંગત સ્વાર્થ નથી. તેટલા માટેજ હું તટસ્થપણે સાચી સલાહ આપું છું. હવે જાણે વાત એમ છે કે, બીજાં બધાં ઘર વેચાઈ ગયાં છે અને આ એકજ છેલ્લું બાકી રહ્યું છે. કંપની હવે પોતાનો વેપાર સમેટી લેવાનો વિચાર કરે છે તેથી જો તમારે મહિને મહિને ભાડું ભરવાના ત્રાસમાંથી બચવું હોય અને થોડે ખર્ચે પોતાનું ઘર સંપાડી લેવુંજ હોય તો તમારે જરાક ઉતાવળ કરવી પડશે. જે ઘરની હું તમને વાત કહું છું તે ઘર અત્યાર આગમચ કોઇને અપાઇ ગયું છે કે નહિ તે હું ચોક્કસ નથી કહી શકતો; કારણકે ઘણાં જણ તેને જોઇ ગયાંજ હતાં અને તેમાંના કોઇએ રાખી લીધું કે નહિ તે શી રીતે કહી શકાય ?" જ્યારે દલાલે આવુંજ કહ્યું ત્યારે તે સાંભળીને ટીટા એલ્ઝબિટાનું મોઢું લેવાઇ ગયું. તે જોઇને એ બોલ્યો કે જો તમારે તે ઘર રાખી લેવાનો વિચારજ હોય તો હું મારે ખર્ચે ટેલિફોન કરાવું અને તે ઘર કોઇને ન અપાઇ ચૂક્યું હોય તો તે તમારે સારૂ અનામત રહેવા દેવાની સૂચના પણ કરી દઉં. છેવટે તેઓ દલાલને એવું કહેતાં આવ્યાં કે આવતે રવિવારે સવારે અમે બધાં આવીને તે ઘર જોઇ જઇશું.

તે દહાડે ગુરુવાર હતો. આ આખા અઠવાડીઆમાં બ્રાઉન કંપનીના કસાઇખાનામાં કામની એટલી સખત ભીડ હતી કે હમેશના વખત ઉપરાંત મજૂરો પાસે વધારાનું કામ લેવું પડતું હતું. તેથી કરીને આ અઠવાડીઆમાં તો જર્ગિસને રોજના ચોખ્ખા પોણાબે ડૉલર (૭ રૂ.) નો પગાર પડયો હતો. એ હિસાબે તો રવિવાર બાદ કરતાં તેને અઠવાડીઆના સાડાદસ ડૉલર અને મહિનાના ખાસ્સા ૪૫ ડૉલરનો પગાર પડે. આટલી કમાણી આખું વરસ થયાજ કરશે એવું તે બિનઅનુભવી લોકોએ માની લીધું અને પોતાના ખર્ચનું બજેટ બનાવતી વખતે તેમણે આજની કમાણીનું ધોરણ લક્ષમાં લીધું. જર્ગિસને તો હિસાબ ગણતાં આવડતુંજ ન હતું. બહુ બહુ કરે તો તે ઘણા સાદા આંકડના સરવાળા—બાદબાકી કરી નાખે, પણ ઓના એવા કામમાં ઘણીજ પાવરધી હતી એટલે તેણે આખા કુટુંબના ઉપજ—ખરચનો હિસાબ ગણીને સૌને સમજાવી દીધો. જર્ગિસ જાણે

૪૫ ડૉલરનો પગાર લાવે અને મેરિજા તથા જોનાસ એઉ જણ પોતપોતાના પગારમાંથી પોતાની ખોરાકી પેટે મહિને સોળ સોળ ડૉલર આપ્યા કરે. ઘરડો એન્ટેનાસ કહે કે, મને નોકરી મળશે–અને વહેલી મોડી મળ્યા વગર રહેનારજ નથી–તો હું પણ મારા તરફથી માસિક સોળ ડૉલર આપીશ. બધાં ના ના કહે, છતાં પણ ડોસો કહે કે નહિ, તે નહિ ચાલે. એટલે ડોસાના માસિક સોળ ડૉલર પણ ઓનાએ અંદાજપત્રકની આવકની બાજુમાં ઉમેરી દીધા અને સરવાળો કરીને કહ્યું કે, આપણને કુલ ૯૩ ડૉલરની માસિક આવક થાય. ખર્ચની બાજુનો હિસાબ કરતાં ઓનાએ કહ્યું કે જોનાસ અને મેરિજા એઉ જણ મળીને જો ઘરના માસિક હપ્તાનો ત્રીજો ભાગ આપવાનું પોતાને માથે લે તો જર્ગિસને ફક્ત મહિને આઠ ડૉલર આપવાના બાકી રહે. ૯૩ ડૉલરની માસિક આવકમાંથી ૮ ડૉલર બાદ કરતાં ઘરખર્ચને માટે ૮૫ ડૉલર ફાજલ પડે—અને ધારો કે એન્ટેનાસને હાલ તરતમાં નોકરી નજ મળી તો પણ ૭૦ ડૉલર તો ખરાજ. એમાં તો કાંઇ ઓછું થવાનુંજ નથી અને ઓનાએ કહ્યું કે, બાર જણના કુટુંબના માસિક ખર્ચને માટે ૭૦ ડૉલર શું થોડા છે ?

એમ કરતાં રવિવાર આવ્યો એટલે આખું કુટુંબ ઠરાવેલા વખત કરતાં એક કલાક વહેલું પોતાના મુકામ ઉપરથી રવાના થયું. ઘરનું ઠામઠેકાણું તેમણે કાગળની એક કાપલી ઉપર પેલા દલાલની પાસે લખાવી લીધું હતું. તે વારે ઘડીએ લોકોને બતાવતાં બતાવતાં અને રસ્તો પૂછતાં પૂછતાં તેઓ આગળ ચાલ્યાં. તે પૂરા દોઢ માઇલને છેટે હતું, પણ ગાડીભાડું ન ખર્ચતાં તેમણે તેટલું ચાલી નાખ્યું. તેઓ ત્યાં પહોંચ્યા પછી અડધે કલાકે પેલો દલાલણી પણ આવી લાગ્યો. તે અતિશય મીઠી જીભનો અને રાતાચોળ મોઢાવાળો હતો. તેણે કપડાં ઘણાં ઠાઠમાઠથી પહેર્યાં હતાં અને તેને લિથુઆનિયન ભાષા છૂટથી બોલતાં આવડતી હતી તેથી પેલા લોકોને તેની સાથે વાતચીત કરવામાં ખૂબ ફાવટ આવી ગઇ. તે પ્રથમ તો તેમને સૌને પેલું ઘર જોવા તેડી ગયો. એ લત્તાનાં બધાંજ ઘર તૈયાર ચોકઠાં એકબીજાની સાથે ગોઠવીને ઉભાં કરેલાં હતાં અને એવાં ઘરની ત્યાં લાંબી ને લાંબી હાર હતી. તેમાંનું પેલું ઘર પણ એક હતું. એ ઘરો બાંધવામાં સુથાર–કડીઆ વગર છેકજ ચલાવી લીધું હતું; કારણ કે એ લોકોની આટલી બધી મોંઘી રોજી આપવાનું બિચારી કંપનીને પરવડેજ કેમ ? મકાનના જુદા જુદા ભાગનાં તૈયાર ચોકઠાં વેચાતાં મળે છે તેમને એકબીજાની સાથે સજડાસજડી ગોઠવીને આ બધાં

ઘર ઉભાં કર્યાં હતાં. એ ઘરને જોતાની સાથે ઓનાનો જીવ ખાટો થઇ ગયો; કારણ કે ચિત્રમાં જેવું ચીતર્યું હતું તેવું તો તે હતુંજ નહિ. એક તો રંગમાં પણ ફરક હતો અને બીજું ઓના ધારતી હતી તેવડું મોટું પણ ન હતું. તો પણ રંગ–રોગાન છેક તાજાં હતાં અને તેનાથી કરીને તેની બહારની શોભામાં ઘણો વધારો થતો હતો. દલાલે કહ્યું કે, એ ઘર તદ્દન નવું નકકોર છે. વળી તેની જીભડી એવી તો લાગલાગટ ચાલ્યા કરતી કે તેઓ તદ્દન ગૂંચવાઇ ગયાં અને તેને સવાલ પૂછવાની તેમને તકજ ન મળી. ઘેરથી નીકળતા પહેલાં ઘણી જાતના સવાલ પૂછી જોવાનું તેમણે મનમાં ગોખી રાખ્યું હતું; પણ જ્યારે પૂછવાનો વખત આવ્યો ત્યારે શું પૂછવાનું તે તેઓ કાં તો ભૂલી ગયાં અથવા દલાલના તેજમાં અંજાઇ જઇને તેમની સવાલ પૂછવાની હિંમતજ ન ચાલી. એજ હારમાં બીજાં બધાં ઘર તો નવાં દેખાતાં ન હતાં અને ઘણાંખરાં તો સાવ ખાલીજ હતાં. આમ કેમ હશે તેનું કારણ પૂછવાની તેમણે બીતાં બીતાં હિંમત ચલાવી ત્યારે દલાલ બોલ્યો કે એ બધાં વેચાઈ તો ગયાં છે, પણ તેમના માલિકો હજી રહેવા આવ્યા નથી; થોડા દિવસમાં બધાંય ભરાઇ જશે. હવે આથી વધારે ચીપી ચીપીને પૂછવું એટલે તેમને દલાલના કહેવા ઉપર વિશ્વાસ નથી એવોજ અર્થ થાય ને? અને વળી "આબરૂદાર ગૃહસ્થ"માં ગણાય એવા લોકો સાથે આજ સુધી નમ્રતા અને અદબથીજ વાત કરવાને તેઓ ટેવાઇ ગએલાં હોવાથી તેમનાં મોઢાં બીડાઈ ગયાં.

તે ઘરનું ભોંયતળિયું શેરીની સપાટીથી બે ફુટ ઉંચું હતું. નીચેનો ભાગ તો સૂવા–બેસવા માટે કામ લાગે એવો હતોજ નહિ. ઉપલા માળ ઉપર ચાર ઓરડા હતા. તે ઉપરાંત એક કાતરિયું પણ હતું. તેમાં બેઉ છેડે એકેકેક નાની બારી મૂકેલી હતી. ઘરના આંગણામાં થઇને જે સડક જતી હતી તેમાં ન હતું એક પણ ફાનસ કે ન હતી પથ્થરની લાદીની બનાવેલી ફરસબંદી. ઘરના ઓટલા ઉપર ઉભા ઉભા ચારે તરફ નજર કરીએ તો પીળચટા નકામા છોડવાઓથી ઢંકાએલી જમીન ઉપર બાંધેલાં છૂટાંછવાયાં થોડાંક ઘર સિવાય બીજું કાંઇ નજરે પડતું ન હતું. ઘર પણ એવાં એકસરખાં કે જાણે એકજ બીબા વડે છાપેલા અક્ષર! ઘરના પહેલા માળ ઉપર જે ચાર ઓરડા હતા તેની ભીંતો છોએલી અને ધોળેલી હતી. પણ નીચેનો ભાગ જે ચોકઠાં વડે બાંધ્યો હતો તે ચોકઠાં સાવ ઉઘાડાં દેખાતાં હતાં. તેના ઉપર ચૂનાનો હાથ પણ ગાર્યો ન હતો અને નીચેનું ભોંયતળિયું પણ કુદરતી અવસ્થામાં હોય તેવુંજ હતું. તેના ઉપર લીસા પથ્થરની

તખ્તીઓ જડવાની વાત તો આવી રહી, પણ સાધારણ થાપ દેવાની પણ ઘર બાંધનારે તકલીફ લીધી ન હતી. 'આવું કેમ?' તેનો ખુલાસો કરતાં દલાલ બોલ્યો કે, કંપની બધાં ઘર આવાજ ધોરણ ઉપર બંધાવે છે, કારણ કે એમ કરવાથી ઘરાકને પોતપોતાની રુચિ પ્રમાણે નીચેના ભાગને છોવડાવવાની, ધોળાવવાની અને રંગાવવાની પૂરતી છૂટ મળે છે અને ઘરાકો પોતે એવો આગ્રહ પણ કરે છે. તેથી તેમની સગવડની ખાતર કંપનીએ આટલું કામ અધૂરૂં રાખ્યું છે. કાતરિયું પણ અધૂરૂં હતું. તેના ઉપર છો તો દીધીજ ન હતી, એટલુંજ નહિ પણ સાધારણ માટીની થાપ પણ મારી ન હતી. પેલા લોકોએ વિચાર કર્યો કે, કદાચ આપણને પૈસાની તંગી પડે અને કાતરિયું કોઇને ભાડે આપીએ, પણ આવા કાતરીઆમાં રહેવા આવે કોણ? ખાડાખડીઆ અને ઢેકાઢૈયાવાળાં પાટીઆં અને તેમની નીચે માળની છતની છો, તેના ઉપર રહેવાનું કોને ગમે? ચૂનાનો અને છોનો ખરચ કર્યા વગર કાતરિયું વપરાય પણ નહિ તો ભાડે આપવાની વાતજ શી રીતે થાય? કદાચ આ બધું જોઇને પેલા લોકોનો ઘર વેચાતું લેવાનો વિચાર મોળો પડી ગયો હોત, પણ દલાલે પોતાની જીભના જોરે તેમનો ઉત્સાહ ટકાવી રાખ્યો. તેની જીભ એક પળ વાર પણ અટકતી ન હતી. તે તો આ ઘર ખરીદવાથી તેમને કેવા કેવા ફાયદા છે તે વિષે કદી પણ છેડો ન આવે એવું લાંબું ને લાંબું ભાષણ કરતોજ ગયો. તેની પાસે દલીલો ખૂટતી ન હતી અને તેની જીભ નવરી પડતી ન હતી. તેણે ઘરના ખૂણેખૂણા, બારીઓ, જાળીઆં, બધુંજ બતાવી દીધું અને એક એક બાબતને વિષે લાંબું લચરક ભાષણ આપતોજ ગયો. બારણે દેવાની તાળાની કળો અને બારીઓના આગળા પણ બતાવ્યા અને તેમને કેમ બંધ કરવા અને કેમ ઉઘાડવા તેની રીત પણ શીખવી. રસોડામાં તેડી જઇને મેલા પાણીનો ખાળકૂવો, રસોડામાં પાણીને જવાની મોરી અને નળવાળી પાણીની ટાંકી, એ બધું બતાવવા તે ચૂક્યો નહિ. આ છેલ્લી વસ્તુ જોઇને ટીટા એલ્ઝબિટા ખુશ ખુશ થઇ ગઇ; કેમકે પાણીના નળવાળા ઘરમાં રહેવાની તેણે કોઇ દહાડો સ્વપ્નામાં પણ આશા રાખી ન હતી. આવી સરસ વસ્તુ દીઠા પછી ઘરની બીજી કેટલીક ખોડખાંપણો તરફ લક્ષ આપવું એ તે કાંઇ સારૂં કહેવાય? એમ સમજીને તે ઘરની અનેક ખામીઓ તરફ ધ્યાન આપવાનું તેમનાથી બન્યુંજ નહિ.

આમ છતાંય તેઓ હતાં તો ગામડીઆં. ગામડાંના લોકોના સ્વભાવ પ્રમાણે તેઓ પોતાની રૂપિયાની કોથળીનું મોઢું છોડતાં સ્વા-

ભાવિક રીતે અચકાતાં હતાં. રખેને આપણે છેતરાઇ જઇએ તેનો તેમનાં મનમાં કુદરતી રીતે ડર હતો. દલાલે તેમને ઘણુંય કહ્યું કે ઢીલ કરશો તો પસ્તાવું પડશે અને આવું ઘર ફરી ફરીને હાથ નહિ આવે તો પણ તે વખતે તો તેમણે એટલુંજ કહ્યું કે "જોઇશું, જોઇશું. ઘર લેવું કે નહિ તેનો થોડા દિવસ વિચાર કર્યા પછી તમને છેવટનો જવાબ આપીશું." આવું કહીને તેઓ ઘેર આવ્યાં અને બાકીનો આખો દિવસ તથા રાત્રિનો પહેલો ભાગ તેમણે ખરચના આંકડા મૂકવામાં અને અંદર અંદર વાદવિવાદ કરવામાંજ પસાર કર્યો. આવી બાબતમાં છેવટે કોઈ ને કોઇ નિશ્ચય તો કરીજ નાખવો પડશે, પણ તે કરવોજ શી રીતે એ એક મોટો દુઃખદાયક પ્રશ્ન હતો. બધાનો એક મત તો કદી થતોજ નહિ. દરેક પક્ષ પોતપોતાના તરફથી જુદી જુદી દલીલો કરતો અને તેમની દલીલોમાં વજૂદ પણ હતું. એકાદ જણ તો એવો હઠે ચઢે કે તેને કેમે કરતાં સમજાવાયજ નહિ. બાકીનાં બીજાં બધાં મળીને તેને જેમ તેમ કરીને ઠેકાણે આણે ત્યારે તેની શંકાઓનો ચેપ બીજા કોઇને લાગે અને તે પાછો ફરી બેસે. એક દહાડો રાતને વખતે તેઓ બધાંજ એક મત ઉપર આવી ગયાં અને હવે તો ઘર લઇજ લેવું એવું નક્કી થઇ ગયું ત્યારે વળી તેવે ટાંકણે જોકુબસ ઝેડવિલાસ આવી ચઢયો એટલે પાછી બધી વાત વણસી ગઇ. આવાં ઘર બંધાવીને વેચનારી કંપનીઓ સોનેરી ટોળીના ઠગની મંડળીઓ છે અને તેમની જાળમાં જેઓ ફસાયા છે તેઓ ખાખાવીખી થઇ ગયા છે તે વિષેના જોકુબસે કેટલાક દાખલા આપ્યા. તેણે કહ્યું કે, તમે આ વાતમાં ભરવાઇ પડશો અને તમારી પાસે જે થોડી ઘણી માયાપૂંજી છે તે બધી ખોઇને હાથ ઘસતાં થઇ જશો. જો તેમ ન થાય તો તમારૂં ખાસડું અને મારૂં માથું. વળી એ ઘર પાછળ તમારે આગળ કેવા કેવા ખરચના ખાડામાં ઉતરવું પડશે તે આજથી કોણ જાણી બેઠું છે ? વારૂ, એ ઘરજ ભોંયતળીઆથી તે છાપરા સુધી સાવ તકલાદી છે કે નહિ તેની પરીક્ષા તમે કેવી રીતે કરવાનાં હતાં ? પંદરસો ડૉલરને બદલે પંદર પૈસાનું પણ ન હોય તેની ખાત્રી શી ? આ બધા ઉપરાંત તમે રોકડા પૈસા આપીને આજ ને આજ ઘર ખરીદવાનાં નથી. તમે હપ્તે હપ્તે નાણું ભરવાનો કંપની સાથે કરાર કરો છો. કરારના દસ્તાવેજમાં તમારા જેવાં કાયદાની આંટીઘૂંટીઓથી અજાણ્યાં માણસોને આ લુચ્ચાઓ બાંધી લેશે અને પછી 'મા મને કોઠીમાંથી કાઢય' કહેવાનો વખત આવશે. તેનો તમે વિચાર કર્યો છે ? એક વાર દસ્તાવેજ ઉપર સહી કરીને તમે

તમારાં કાંડાં કાપી આપ્યાં, એટલે પછી કાયદાને જોરે તમને મૂડી નાખશે અને તમારે પસ્તાવાનો વખત આવશે. આ ચોખ્ખી ધોળા દહાડાની લૂંટ છે અને તેને નવ ગાઉથી નમસ્કાર કરવામાંજ તમારા જેવાની સલામતી છે.

જર્ગિસ બોલી ઉઠયો: "ત્યારે શું અમારે જીવતા સુધી ભાડાંજ ભર્યાં કરવાં?" જોકુબસ કહે: "એમાંય લૂંટ તો છેજ, પણ બીજું શું થાય? ગરીબ માણસને માટે તો તે જ્યાં જાય ત્યાં લૂંટાવાનુંજ છે."

આ પ્રમાણે અડધાએક કલાક સુધી નાઉમેદીભરી વાતચીત કર્યા પછી સૌના મનને ખાત્રી થઇ કે, જોકુબસે ખરી અણીને વખતે આ-વીને આપણને બધાંને મોટી વિપત્તિના મોઢામાંથી ઉગારી લીધાં. પણ તે કાંઇ બધો વખત તેમની પાસેનો પાસે બેસી રહેવા નહોતો આવ્યો. તે ગયો એટલે જોનાસ જે ઉંમરે નાનો પણ બુદ્ધિશાળી છોકરો હતો તેણે ધીમે રહીને એટલુંજ કહ્યું કે જોકુબસ જ્યારે હોય ત્યારે આવું રડતું રડતું કેમ બોલે છે તેનું કારણ જાણો છો? એ પોતેજ મને એક વાર કહેતો હતો કે, મને મિઠાઇના વેપારમાં ખોટ જાય છે. એને પોતાને વેપારમાં ખોટ આવે છે તેથી એની આંખે બધું કાળું કાળુંજ દેખાય છે. જોનાસે જ્યાં આટલો મમરો મૂક્યો એટલે પાછો પેલા ઘરની બાબતનો વાદવિવાદ શરૂ થયો.

આ વાદવિવાદનો કદી છેડોજ ન આવત; પણ તેમને ગમે તે એક નિશ્ચય કરી નાખવાની ફરજ પાડનાર મુખ્ય કારણ એ હતું કે તેઓ હાલ જ્યાં રહેતાં હતાં ત્યાં ને ત્યાં ઝાઝો વખત પડી રહેવાય એવું હતુંજ નહિ. તેમને અહીંથી નીકળીને ગમે તે કોઈ બીજે ઠેકા-ણે રહેવા ગયા વિના છૂટકોજ ન હતો. વેચાતું ઘર લેવાનો વિચાર પડતો મૂકીને તેઓ ભાડાના ઘરમાં રહેવા જાય તો પણ મહિને મહિને ભાડા પેટે નવ નવ ડૉલર ગણી દેવા એ કાંઇ સહેલ વાત ન હતી. ત્યારે હવે કરવું શું? ત્યાર પછીનું આખું અઠવાડિયું તેમણે આ સવાલને છણવામાં વીતાવ્યું. કારખાનામાંથી જ્યાં બધાં ઘેર આવ્યાં એટલે પાછી એજ વાત નીકળે તે આંખમાં ઉંઘ આવતા સુધી ચર્ચા ચાલે. બીજે દહાડે પાછા એ ભગવાન એના એ. આ પ્રમાણે સાત સાત દહાડા સુધી તેમણે આ પ્રશ્નની સાથે માથાં ઝીક્યાં. પછી આખરે જર્ગિસે પોતાના માથા ઉપર તમામ જવાબદારી લઇ લીધી. જોનાસ તો નોકરીએ લાગી ગયોજ હતો. ડરહામ કંપનીના કારખાનામાં માં-સથી ભરેલી ઠેલણગાડી ધકેલવાનું કામ તેને મળ્યું હતું. બ્રાઉન કંપ-

નીમાં પશુઓને હલાલ કરવાના ખાતાના કામદારો સવાર-સાંજ બેઉ વખત વધારાનું કામ કરતા હતા. જર્ગિસ એજ ખાતામાં હતો અને સાંજને છેડે સારી કમાણી કરીને ઘેર આવતો હતો અને તેથી તેનો આત્મવિશ્વાસ જાગૃત થયો હતો તેમજ આખા કુટુંબનો પોતે વડો અને પાલક હોય એવો ભાર પણ તે પોતાના માથા ઉપર લઇને ફરવા લાગ્યો હતો. ઘરનાં બીજાં માણસોએ તેનું વડપણ સ્વીકારવુંજ જોઇએ એવું પણ તેને ભાન થયું હતું. આથી કરીને તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, આવા સવાલનો ઉકેલ તો કુટુંબના વડીલ માણસેજ કરી નાખવો જોઇએ. આવાં કામમાં બીજા કેટલાકે છક્કડ ખાધી હશે, પરંતુ હું કાંઇ તેમના જેવો નથી. આવું કામ કેવી રીતે પાર પડે તે હું સૌને બતાવી આપીશ. જરૂર પડશે તો આખી રાત અને આખો દહાડો કામ કરીશ અને ઘરની કિંમતની પાઇએ પાઇ ચૂકવાતા સુધી હું ઠરીને બેસીશ નહિ. મારા ઘરનાં માણસોને નિરાંત વાળીને રહેવાનું ઘર મળતા સુધી હું તન તોડીને કામ કરીશ. પછી શી ફિકર છે! પોતાના મન સાથે આવો ઠરાવ કર્યા પછી જર્ગિસે ઘરનાં માણસોને પણ પોતાના મનમાં જે હતું તે કહી દીધું અને આખરે સૌએ મળીને નિશ્ચય કરી નાખ્યો કે ઘર વેચાતું લેવુંજ.

ઘર વેચાતું લેવાની સૌથી પહેલી વાર વાત નીકળી ત્યારે ગમે તે એક ઘર વેચાતું લઇ નાખતા પહેલાં બીજાં કેટલાંક ઘર પણ જોઇ લેવાં અને પછી બધાંની સરખામણી કરતાં જે ઠીક પડે તે લેવું એમ તેઓ એકબીજાને કહેતાં તો હતાં, પણ એવાં ઘર કયાં કયાં છે તેની તેમને ખબર ન હતી, તેમ તપાસ કરીને ખોળી કાઢવાનો પણ કોઇ રસ્તો જડતો ન હતો. તેઓ એકજ ઘર જોવા પામ્યાં હતાં એટલે તે એકલુંજ તેમના વિચાર ઉપર અધિકાર જમાવી બેઠું હતું. જ્યારે જ્યારે પોતાના ઘરમાં રહેવાના વિચાર તેમને આવતા, ત્યારે ત્યારે તેમની આગળ પેલા ઘરનુંજ ચિત્ર ખડું થતું. એ સિવાય તેમના મનમાં બીજા ઘરના વિચારને અવકાશજ ન હતો. તેથી કરીને જ્યારે ઘર વેચાતું લેવુંજ એવું નક્કી થયું, ત્યારે તેમનું મન પેલા ઘર તરફજ દોડયું. એટલે પછી તેઓ એક દિવસ પેલા દલાલને ઘેર જઇને તેને કહી આવ્યાં કે, તમારી કહેલી શરતો અમને કબૂલ છે અને કરારનામા ઉપર સહી કરવા અમે તૈયાર છીએ. લેવડ-દેવડ કરતી વખતે બધાજ માણસોને જૂઠા અને લબાડ સમજવા એ સિદ્ધાન્ત તો તેઓ જાણતાં હતાં. પણ પેલા દલાલની છટાદાર વાક્પટુતાની તેમનાં મન ઉપર અસર થયા વગર રહેલી નહિ. તેથી તેમણે

તેના કહેવાથી એમજ માની લીધું કે આપણે ઝટ દઇને ઘર રાખી ન લીધું અને આટલી બધી ઢીલ કરી તેમાં ભારે જોખમ વહોરી લીધું હતું. છેવટે જ્યારે તેમણે દલાલને મોઢેથી સાંભળ્યું કે હજી તમે વખતસર આવી પહોંચ્યા છો અને ઘર અપાઇ ગયું નથી ત્યારે તેમણે છૂટકારાનો ઉંડો શ્વાસ લીધો અને આ સોના જેવું ઘર આપણા હાથમાંથી જતું રહેતું હતું પણ બચવા પામ્યું છે એમ જાણીને પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યાં.

દલાલે તેમને કહ્યું કે ભલે, કાલે આવજો; હું દસ્તાવેજનો ખરડો લખાવીને તૈયાર રાખીશ. દસ્તાવેજ એ એવી બાબત છે કે તેના ઉપર મતું કરી આપતી વખતે ખૂબ સાવધાન રહેવું જોઇએ, એ વાત બીજાં બધાં કરતાં જર્ગિસ ઘણામાં ઘણી સમજતો હતો. પણ આ કામ જાતે કરવાનો તેને વખત ન હતો—સૌએ તેને કહ્યું હતું કે રજાની તો તારે આશા રાખવીજ નહિ અને જો રજા માગવા ગયો તો કદાચ તને એવું પણ કહે કે કાલથી તું આવતોજ નહિ. ત્યારે હવે કરવું શું? આ કામ બૈરાંઓની અક્કલ ઉપર છોડી દેવા સિવાય બીજો એકે રસ્તોજ ન હતો. તેમને હૂંફ ફક્ત ઝેડવિલાસની હતી; કેમકે તેણે તેમની સાથે આવવાનું કબૂલ કર્યું હતું. આ કામ કેટલું વસમું છે એ વાત જર્ગિસે કારખાનામાંથી આવ્યા પછી મોડી રાત સુધી લંબાણથી વિવેચન કરીને તેમનાં મન ઉપર ઠસાવી. એટલે પછી કોઇએ એક ઠેકાણેથી અને કોઇએ બીજે ઠેકાણેથી, એમ જેણે જ્યાં પોતપોતાની માયા-પૂંજી સંતાડી રાખી હતી ત્યાં ત્યાંથી સૌએ રૂપીઆની પોટલીઓ બહાર કાઢી. એ બધાનો અવેજ એકત્ર કરીને એક નાની કોથળીમાં ભર્યો અને તે કોથળીને ટીટા એલ્ઝબિટાએ પોતે પહેરેલા કપડાના અસ્તરમાં સીવી લીધો.

બીજે દહાડે સવારના પહોરમાંજ સ્ત્રીઓનો કાફલો દલાલને ઘેર જવા નીકળી પડયો. જર્ગિસે તેમને એટલી બધી સૂચનાઓ આપી હતી અને કયી કયી બાબતોમાં ફસાઇ પડવા જેવું છે તેને લગતી એટલી બધી ઉપરાઉપરી ચેતવણીઓ આપી હતી કે તે સ્ત્રીઓ ગભરાટ અને ધાસ્તીને લીધે ફીકીફસ થઇ ગઇ હતી અને પેલો મિઠાઇનો વેપારી ઝેડવિલાસ જેને પોતાની વ્યવહારકુશળતા અને કાર્યદક્ષતાનું અભિમાન હતું તેનું કાળજું પણ અંદરખાનેથી લપ્પુ લપ્પુ થતું હતું. દલાલે દસ્તાવેજ તો તેણે આપેલા વચન પ્રમાણે લખાવીને તૈયાર રાખ્યો હતો. તેણે કહ્યું કે, તમે બેસીને નિરાંતે વાંચી જુઓ. દસ્તાવેજ

ધણીને અમોએ વેચાતી આપી છે એવો ફોડ પાડવામાં આવતો નથી.

પછી તે ઘરડા વકીલે પૂછયું: "દસ્તાવેજમાં કિંમતનો જે આંકડો બતાવ્યો છે તે તમને કબૂલ તો છે ને? ત્રણસો ડૅાલર હમણાં અને પંદરસો ડૅાલરની રકમ પૂરેપુરી ભરપાઇ થતા સુધી બાર બાર ડૅાલરનો હપ્તો એ વાત તમે બરાબર સમજી લીધી છે ને?" ઝેડવિલાસે હા કહી એટલે તે બોલ્યો કે "વારૂ, એ તો જાણે પત્યું. હવે આ દસ્તાવેજમાં તમોને આવી આવી વિગતવાળું ઘર જમીન વગેરે સાથે વેચાતું આપવામાં આવ્યું છે એ વાત પણ બરાબર છે ને?" એમ કહીને તેણે દસ્તાવેજની અંદર એ બાબતની કલમ બતાવી. ઝેડવિલાસે હા કહી એટલે વકીલ બોલ્યો કે "ત્યારે તો આ દસ્તાવેજ તદ્દન વાજબી અને રીતસરજ લખાયો છે; એમાં તમને પાછળથી ફસાવી દેવા જેવું કાંઇજ નથી." ઝેડવિલાસ કહે: "આ લોકો ગરીબ માણસો છે; આ ત્રણસો ડૅાલર એજ એમની કુલ પૂંજી છે અને જો આ દસ્તાવેજની કોઇ પણ શરત વડે આગળ જતાં ભેરવાઇ પડવા જેવું થાય તો એમને તો ઉપર આભ અને નીચે ધરતીના સિવાય બીજો એકે આરો નથી." આમ કહ્યા પછી વિશેષ ચોખવટ કરવા માટે ઝેડવિલાસ વકીલને એક પછી એક સવાલ પૂછવા લાગ્યો. એવા એક એક સવાલ અને વકીલે આપેલા તેમના જવાબ પેલી સ્ત્રીઓ મૂંગે મોઢે ડસડસતે હૈયે સાંભળવા લાગી. ઝેડવિલાસ અને વકીલની વાતચીતનો તો એક અક્ષર પણ તેમનાથી સમજાતો ન હતો; પણ તેમને એટલી તો ખબર હતીજ કે એના ઉપરજ અમારૂં આખું ભાવિ લટકી રહ્યું છે. ઝેડવિલાસને જે જે પૂછી જોવા જેવું લાગ્યું તે બધું તેણે પૂછી લીધું અને છેવટે કાંઇજ પૂછવા જેવું બાકી ન રહ્યું. ત્યાર પછી માત્ર એકજ બાબતનો નિર્ણય કરવો રહ્યા કે, આ દસ્તાવેજ ઉપર ટીટા એલ્ઝબિટાએ સહી દસ્કત કરવા કે પછી આ બાબતને આટલેથીજ પડતી મૂકવી? આ વખતે ટીટાને એટલો તો સંક્ષોભ થયો કે તેણે પોતાનાં આંસુના વેગને અત્યંત મુશ્કેલીએ જેમ તેમ કરીને ખાળી રાખ્યો. ઝેડવિલાસે તેને પૂછ્યું કે 'કેમ હવે તમારો શો વિચાર છે? દસ્કત કરવા છે કે નહિ?' તેણે એકવાર પૂછ્યું, બે વાર પૂછ્યું, પણ ટીટા શું બોલે? આ વકીલ સાચું ભસી મરે છે કે નહિ તેની ખાતરી શી રીતે કરવી? એ પણ આ દલાલના કાવતરાનો ભાગીદાર કેમ ન હોય? પણ તમારા ઉપર અમને વિશ્વાસ નથી એમ કહેવાય શી રીતે? શું બહાનું કાઢીને સહી ન કરવી? હવે તે પોતાને મોઢેથી શું કહે છે તે સાંભળવાને માટે બાકીનાં બધાંની આંખો તેના ઉપરજ તકાઇ હતી. આખરે આંસુથી છલકાતી

આંખે તેણે પોતાની ચોળીમાં હાથ નાખ્યો અને તેમાં સંતાડી રાખેલી પોતાની મહામોંઘી જીવનશ્વાસ જેવી નાણાંની પોટલી બહાર કાઢીને સૌના દેખતાં તેના ઉપરની સીલાઇના ટાંકા તોડવા લાગી. એજ ઓરડાના એક ખૂણામાં બેઠી બેઠી ઓના આ બધું જોયા કરતી હતી. જાણે તેને ટાઢીઓ તાવ આવ્યો હોય તેમ તેને આખે શરીરે ભયની કંપારીઓ આવતી હતી અને મનના ગભરાટને લીધે તે પોતાના હાથનાં આંગળાં આમ તેમ મરોડતી બેઠી હતી. તેને મનમાં એવી પ્રબળ ઇચ્છા થઇ આવી કે બૂમ પાડીને મારી સાવકી માને સાવધાન કરી દઉં કે પડતી મૂકો આ વાત ને ચાલો ઘેર—આ બધુંજ આપણને સપડાવવાનું છટકિયું માંડયું છે. પણ કોણ જાણે શા કારણથી તેનું ગળુંજ રૂંધાઇ ગયું. તેણે મોઢું ઉઘાડીને બોલવાને ઘણુંય જોર કર્યું, પણ મોઢું ઉઘડયું નહિ અને મોઢામાંથી બોલ પણ નીકળ્યો નહિ. કોઇ આસુરિક હાથે તેનું ગળું જોરથી ભીસી રાખ્યું હતું! તેથી આખરે ટીટાએ નાણાંની પોટલીની ગાંઠ છોડી અને ટેબલ ઉપર ડૉલરની ઢગલી કરી. દલાલે તેને ઝડપી લીધી અને બે વખત ગણીને ટેબલના દરામાં મૂકી તાળું મારીને નાણાંની પહોંચ લખી આપી. પછી બેઉ પક્ષે દસ્તાવેજ ઉપર આમન સામન સહીઓ કરી. સહીસિક્કા થઇ ગયા એટલે દલાલે તે દસ્તાવેજ ટીટાના હાથમાં આપ્યો અને સંતોષસૂચક એક ઊંડો નિઃશ્વાસ મૂકીને તે હસતે મોઢે ઉભો થયો તથા સૌની સાથે હસ્તધુનન (શેકહેન્ડ) કરી વળ્યો. તેની સભ્યતા અને જીભની મીઠાશ પહેલેથી તે છેક છેવટની ઘડી સુધી એકસરખાંજ રહ્યાં હતાં. આ બધો વખત ઓના તો એક પ્રકારના ઓથાર નીચે ચંપાઇ ગઇ હતી તેથી તેને કાંઇક ઝાંખું ઝાંખું સ્મરણ રહ્યું હતું કે, જતી વખતે પેલા વકીલે ઝેડવિલાસની પાસે પોતાની ફીના બદલામાં એક ડૉલર માગ્યો. તે ઉપરથી કાંઇક રકઝક થઈ, થોડોક જીવઉકાળો પણ થયો. પણ તે આપ્યા વગર છૂટકોજ નથી એમ જાણીને ખાતર પાછળ દીવેલ તરીકે તેના હાથમાં એક ડૉલર ઝીંક્યો અને છેવટે પેલા દસ્તાવેજના કાગળને હાથમાં ચપસીને પકડીને ટીટા એલ્ઝબિટા ત્યાંથી ચાલી નીકળી. કોઇક ભારે વિપત્તિના ખાડામાં ઉતર્યાં છીએ એવા ભણકારા તેમના મનમાં વાગતા હતા અને તેનાથી ઉપજતા ભયને લીધે તેમના પગ કહ્યું કરતા ન હતા; તેઓ એટલાં બધાં શક્તિહીન બની ગયાં હતાં કે એક વાર તો ચાલતાં ચાલતાં રસ્તા વચ્ચે થાક ખાવાને બેસી પડયાં.

એમ કરતાં ટાંટીઆ ઘસડતાં ઘસડતાં તેઓ પોતાને મુકામે જઇ પહોંચ્યાં, પણ તેમના હૈયામાં ચચણાટ થયા કરતો હતો—નહિ

વર્ણવી શકાય એવી માનસિક પીડા તેમનાં કાળજાંને કોતરી ખાતી હતી. સાંજ પડતાં જર્ગિસ ઘેર આવ્યો: ઘરનાં માણસોને મોઢેથી તેણે બધું વૃત્તાન્ત સાંભળી લીધું અને સમજી ગયો કે તેના મનમાં જે બીક હતી તે આખરે સાચી પડી. લુચ્ચાઓએ આપણને બધાંને ઠગ્યાંજ છે અને આપણા પૈસા પાણીમાંજ ગયા છે એવી તેને પક્કી ખાત્રી થઇ ગઈ અને હવે આ બાબત સુધારી લેવાય એવી રહી નથી તે પણ તેણે જાણી લીધું. ઘર ખરીદવા જતાં ગાંઠના પૈસા ગુમાવ્યા એમ જાણીને તે ગાંડાની માફક એક હાથે પોતાના માથાના વાળ તોડતો ગયો અને મોઢામાં આવે તેવી ગાળો બોલવા લાગ્યો. આજે રાતમાં ને રાતમાંજ તે દલાલનું ખૂન કરૂં તોજ મારૂં નામ જર્ગિસ એવું પણ તે બકતો હતો. ખૂબ ગાળો દઇને અને ધમપછાડા કરીને જરાક ટાઢો પડયો એટલે પેલો દસ્તાવેજ ઝડપી લઇને જાણે ભૂત વળગ્યું હોય તેમ તે ઘરમાંથી બહાર દોડી ગયો અને એ પ્રમાણે છેક હાલ્સ્ટેડ સ્ટ્રીટમાં આવેલા જોકુબસ ઝેડવિલાસના ઘર સુધી તે આખે રસ્તે દોડયો દોડયો ગયો. ઝેડવિલાસ આ વખતે વાળુ કરવા બેઠો હતો તેને જર્ગિસે ખાતો ખાતો ઉઠાડયો અને બેઉ જણ બીજા કોઇ વકીલને ઘેર જઇને તેનો અભિપ્રાય પૂછવા ઉતાવળે પગલે ચાલતા થઈ ગયા. રાતને વખતે આ બે જણાને પોતાની ઑફિસમાં ધસી આવેલા જોઇને પેલો વકીલ તો ચમકીને ખુરશી ઉપરથી ઉભો થઇ ગયો. તેને આશ્ચર્ય અને ભય લાગે તેમાં લગારે નવાઇ જેવું પણ ન હતું; કેમકે જર્ગિસ તો તદ્દન ગાંડાની હાલતમાં રાતાચોળ ડોળે અને વેરણ ખેરણ કરી મૂકેલાં બાબરાં લઇને છલંગભેર અંદર દોડયો આવ્યો હતો. ઝેડવિલાસે વકીલને ધીમે રહીને બધી પરિસ્થિતિ સમજાવી દીધી: તેણે દસ્તાવેજ વાંચવા માંડયો તેટલી વાર જર્ગિસ વકીલના ટેબલની કોર સાથે જોરથી મુઠ્ઠી ભીડીને બેઠો. તેના શરીરની એકે એક નાડી થરથર ધ્રૂજતી હતી અને ટેબલ ઉપર મૂકેલા હાથના પોંચાની માંસપેશીઓ નાની નાની બની ગઇ હતી.

વાંચતાં વાંચતાં પેલા વકીલે દસ્તાવેજમાંથી મોઢું કાઢીને ઝેડવિલાસને સવાલ પૂછ્યો. તે શું પૂછે છે તે તો જર્ગિસ કાંઇ સમજી શક્યો નહિ, પણ તે તો વકીલના મોઢા સામે પોતાની આંખો તાકીને ભારે વિપત્તિના ભણકારાથી થતી તીવ્ર વેદનાભરી દષ્ટિ વડે તેના ચહેરા ઉપરથી તેના મનનો ભાવ જાણી લેવાની ચેષ્ટા કરવા લાગ્યો. પછી તેણે જોયું કે, આખો દસ્તાવેજ વાંચી લીધા પછી વકીલ તેમના બેઉના તરફ જોઇને હસી પડયો ત્યારે જર્ગિસના મોઢામાંથી એક

ડચકિયું નીકળી ગયું. ત્યાર પછી વળી તે વકીલે ઝેડવિલાસને કાંઇક કહ્યું. તેણે શું કહ્યું એવું ઝેડવિલાસને પૂછતી વખતે જર્ગિસનું હૃદય લગભગ બંધ પડી જવાની તૈયારીમાંજ હતું.

જર્ગિસે ફરીથી એક ડચકિયું ખાઇને પૂછ્યું: "કહો, હવે શી મોકાણ મંડાઇ છે?"

ઝેડવિલાસ કહે: "વકીલ કહે છે કે દસ્તાવેજ જેવો જોઇએ તેવોજ છે અને એમાં કાંઇજ ગભરાઇ જવા જેવું નથી."

"બધું બરાબરજ છે, એમ?" જર્ગિસે ફરીથી પૂછ્યું.

ઝેડવિલાસ કહે: "હા, છે તો એમજ. વકીલના અભિપ્રાય મુજબ દસ્તાવેજો એવી રીતેજ લખાય છે."

આ સાંભળીને જર્ગિસના હૈયા ઉપરનો બોજો એકદમ હલકો થઇ ગયો અને તે ઢીલોઢસ થઇને ખુરશી ઉપર ઢળી પડ્યો.

વળી પાછું તેને કાંઇક થઇ આવ્યું તેથી તેણે એક બીજું ડચકિયું ખાઇને પૂછ્યું: "તમે ખાત્રીથી કહો છો?"

આના જવાબમાં ઝેડવિલાસે જર્ગિસના એકે એક સવાલનો અને વકીલે આપેલા જવાબનો તરજૂમો કરીને તેના મનનું સમાધાન કરવા માંડયું. તેનાથી વધારે ચીપી ચીપીને સવાલ પૂછવાનું બની શક્યું નહિ. આટલી બધી વાતચીત ઉપરથી તેણે એટલો સાર કાઢી લીધો કે તે ઘર ભાડાનું નહિ પણ તેનું પોતાનું વેચાણ લીધેલુંજ છે. આજથી તે ઘર તેનું પોતાનુંજ થયું છે. વાયદા મુજબ નિયમિત રીતે હપ્તા ભરી દેવાશે તો કશો વાંધો આવનાર નથી. પછી જર્ગિસે પોતાનું મોઢું બેઉ હાથવડે ઢાંકી દીધું. તેની આંખમાં આંસુની છાલક ભરાઇ આવી અને પોતે કેટલો મોટો મૂર્ખ છે એવું તેને લાગી આવ્યું. છતાં પણ તેને ભયનો આઘાત એટલો બધો સખત લાગ્યો હતો કે તે આવો મોટો પહાડ જેવો ભાયડો નરમઘેંસ જેવો થઇ ગયો અને તેનામાં ઉઠીને ઉભા થવા જેટલું પણ જોર ન રહ્યું.

વકીલે વધારામાં ખુલાસો કરીને સમજણ પાડી કે હપ્તા ઉપર વેચેલી મિલકતનાં વેચાણખતમાં ભાડાચિઠ્ઠીની ઢબે લખવાનો ચાલુ રિવાજ છે અને તેમ કરવાનું કારણ એ કે તમે જ્યાંસુધી છેલ્લો હપ્તો ભરપાઇ ન કરો ત્યાંસુધી કંપનીએ તમને ઘર ભાડે આપ્યુંજ ગણાય. કંપનીને ઘરની કિંમતના પૈસા પૂરેપુરા મળે તે પહેલાં જો તેઓ

તમને લખી આપે કે એ ઘર અમોએ તમને વેચાતું આપી દીધું છે અને પાછળથી તમે તમારા હપ્તા ન ભરો તો તમને એ ઘરમાંથી કાઢી મૂકતાં તેમને જરાક વસમું પડે. એટલે આ ઘર તમને અમુક અમુક શરતે ભાડે આપ્યું છે અને તેના પૈસા પૂરેપુરા ચૂકવી આપો પછી એ ઘર તમારૂં એવુંજ લખ્યું હોય તો તમે તમારો હપ્તો ચૂકો એટલે તરત તમારા ઉપર નોટિસ બજાવીને કંપની તમારી પાસે ઘર ખાલી કરાવીને ઘરનો કબજો લઇ લે. પરંતુ તમે વાયદા પ્રમાણે તમારા હપ્તા ભર્યા કરશો તો તમારે કાંઇજ બીવાનું નથી. ઘર તમારૂં પોતાનુંજ છે એમ માની લેજો.

આ ખુલાસો સાંભળીને જર્ગિસ વકીલના ઉપકાર તળે એટલો બધો દબાઈ ગયો કે તેણે પોતાની ફી બદલ માગેલો અડધો ડૉલર ખુશી થઇને તરત કાઢી આપ્યો અને પછી પોતાનાં ઘરનાં માણસોને વધામણી ખાવા માટે ત્યાંથી દોડતોજ ઘેર આવી પહોંચ્યો. તે ઘરમાં પેઠો ત્યારે ઓનાને મૂર્છાની આંકડી આવી ગઇ હતી અને નાનાં છૈયાં–છોકરાંએ કાગારોળ મચાવી મૂકી હતી. આખું કુટુંબ તળે ઉપર થઇ ગયું હતું. કારણ કે સૌને ખાત્રી હતી કે જર્ગિસ પેલા દલાલનું ખૂન કર્યા વગર રહેનારજ નથી. આથી કરીને ઘરમાં પુનઃ શાંતિ ફેલાતાં કલાકના કલાક વીતી ગયા. જર્ગિસને આખી રાત ચેનજ ન પડયું. તે વારે ઘડીએ ઉંઘમાંથી ઝબકી ઝબકીને જાગી ઉઠતો ત્યારે બાજુના ઓરડામાં ઓના અને તેની સાવકી મા બેઉ જણ ધીરે ધીરે ડસકાં ભરતાં હતાં તે સાંભળતો અને પાછો આંખો મીંચી દેતો.





# પ્રકરણ ૫ મું



બસ, આખરે તેમણે પોતાનું ઘર સંપાડી લીધું એમાં તો હવે કાંઇ શકજ રહ્યો ન હતો. આવું સરસ સોનામહોર જેવું ઘર હવે આપણી પોતાની માલિકીનું થયું અને જ્યારે આપણા મનમાં આવે ત્યારે આપણે તેમાં વાસ પૂરી શકીએ છીએ, એ વાતનો મનથી અનુભવ કરવાનું પણ તેમને માટે સહેલું ન હતું. આખી રાત તેમણે બધાંએ ઘરનોજ વિચાર કર્યાં કર્યો. વળી રાચરચીલામાં કયી કયી વસ્તુઓ ખરીદવી અને તેમને ક્યાં ક્યાં ગોઠવવી તે વિષે પણ ખૂબ રસમય વાદવિવાદ થયો. એનિલિ ડોસીની સાથે તેમણે એક અઠવાડીઆનો કરાર કર્યો હતો તેને હવે માત્ર ત્રણજ દિવસ બાકી રહ્યા હતા. તેથી એ ત્રણ દિવસની અંદરજ નવા ઘરમાં રહેવા જવા માટે જે કાંઇ તૈયારી કરવી જોઇએ તે બધી કરી લેવા પાછળ તેઓ વિનાવિલંબે મંડી ગયાં. સૌથી પહેલો સવાલ તો રાચરચીલાનો હતો અને તેઓ જ્યારે પણ નવરાં પડતાં તેટલો વખત એની એજ ચર્ચા કરતાં.

પણ ઘર શણગારવા માટે તથા તેમાં વાસ પૂરવા માટે જે જે વસ્તુઓનો ખપ પડે તે બધી ક્યાં મળતી હશે તેની પૂછપરછ કરવાની તથા તે ખરીદવા માટે ઘણે આઘે સુધી જવાની પૅકિંગટાઉનમાં જરૂરજ ન હતી. પોતાના ઘરથી થોડેક આગળ જઇને દુકાનો ઉપર ટાંગેલાં પાટીઆંજ વાંચવાં અથવા તો ત્યાં થઇને જતી કોઇ પણ ટ્રામમાં ચઢી બેસવું એટલે માણસજાતને સંસારમાં જે જે વસ્તુઓનો ખપ પડે તે વસ્તુઓ કયી કયી છે, ક્યાં મળશે, કયે ભાવે મળશે તે બધાંને લગતી પૂરેપુરી માહિતી મળી જવાની. પોતાનાજ ગામમાં વસનારા લોકોનાં સુખ, આરામ અને આરોગ્યને માટે દુકાનદારો આટલી બધી કાળજી રાખે છે તે જોઇને કોના અંતઃકરણને અસર ન થાય ? ઘરાકને કશી પણ વાતની અડચણજ નહિ ! તેને જે જોઇએ તે બધુંજ અહીં હાજર ! અને વળી કયે વખતે કયી વસ્તુ

તમને લખી આપે કે એ ઘર અમોએ તમને વેચાતું આપી દીધું છે અને પાછળથી તમે તમારા હપ્તા ન ભરો તો તમને એ ઘરમાંથી કાઢી મૂકતાં તેમને જરાક વસમું પડે. એટલે આ ઘર તમને અમુક અમુક શરતે ભાડે આપ્યું છે અને તેના પૈસા પૂરેપુરા ચૂકવી આપો પછી એ ઘર તમારૂં એવુંજ લખ્યું હોય તો તમે તમારો હપ્તો ચૂકો એટલે તરત તમારા ઉપર નોટિસ બજાવીને કંપની તમારી પાસે ઘર ખાલી કરાવીને ઘરનો કબજો લઇ લે. પરંતુ તમે વાયદા પ્રમાણે તમારા હપ્તા ભર્યા કરશો તો તમારે કાંઇજ બીવાનું નથી. ઘર તમારૂં પોતાનુંજ છે એમ માની લેજો.

આ ખુલાસો સાંભળીને જર્ગિસ વકીલના ઉપકાર તળે એટલો બધો દબાઈ ગયો કે તેણે પોતાની ફી બદલ માગેલો અડધો ડૉલર ખુશી થઇને તરત કાઢી આપ્યો અને પછી પોતાનાં ઘરનાં માણસોને વધામણી ખાવા માટે ત્યાંથી દોડતોજ ઘેર આવી પહોંચ્યો. તે ઘરમાં પેઠો ત્યારે ઓનાને મૂર્છાની આંકડી આવી ગઇ હતી અને નાનાં છૈયાં-છોકરાંએ કાગારોળ મચાવી મૂકી હતી. આખું કુટુંબ તળે ઉપર થઇ ગયું હતું. કારણ કે સૌને ખાત્રી હતી કે જર્ગિસ પેલા દલાલનું ખૂન કર્યા વગર રહેનારજ નથી. આથી કરીને ઘરમાં પુનઃ શાંતિ ફેલાતાં કલાકના કલાક વીતી ગયા. જર્ગિસને આખી રાત ચેનજ ન પડયું. તે વારે ઘડીએ ઉંઘમાંથી ઝબકી ઝબકીને જાગી ઉઠતો ત્યારે બાજુના ઓરડામાં ઓના અને તેની સાવકી મા બેઉ જણ ધીરે ધીરે ડસકાં ભરતાં હતાં તે સાંભળતો અને પાછો આંખો મીંચી દેતો.





# प्रकरण ५ मुं



બસ, આખરે તેમણે પોતાનું ઘર સંપાડી લીધું એમાં તો હવે કાંઇ શકજ રહ્યો ન હતો. આવું સરસ સોનામહોર જેવું ઘર હવે આપણી પોતાની માલિકીનું થયું અને જ્યારે આપણા મનમાં આવે ત્યારે આપણે તેમાં વાસ પૂરી શકીએ છીએ, એ વાતનો મનથી અનુભવ કરવાનું પણ તેમને માટે સહેલું ન હતું. આખી રાત તેમણે બધાંએ ઘરનોજ વિચાર કર્યા કર્યો. વળી રાચરચીલામાં કયી કયી વસ્તુઓ ખરીદવી અને તેમને ક્યાં ક્યાં ગોઠવવી તે વિષે પણ ખૂબ રસમય વાદવિવાદ થયો. એનિલિ ડોસીની સાથે તેમણે એક અઠવાડીઆનો કરાર કર્યો હતો તેને હવે માત્ર ત્રણજ દિવસ બાકી રહ્યા હતા. તેથી એ ત્રણ દિવસની અંદરજ નવા ઘરમાં રહેવા જવા માટે જે કાંઇ તૈયારી કરવી જોઇએ તે બધી કરી લેવા પાછળ તેઓ વિનાવિલંબે મંડી ગયાં. સૌથી પહેલો સવાલ તો રાચરચીલાનો હતો અને તેઓ જ્યારે પણ નવરાં પડતાં તેટલો વખત એની એજ ચર્ચા કરતાં.

પણ ઘર શણગારવા માટે તથા તેમાં વાસ પૂરવા માટે જે જે વસ્તુઓનો ખપ પડે તે બધી ક્યાં મળતી હશે તેની પૂછપરછ કરવાની તથા તે ખરીદવા માટે ઘણે આઘે સુધી જવાની પૅકિંગટાઉનમાં જરૂરજ ન હતી. પોતાના ઘરથી થોડેક આગળ જઇને દુકાનો ઉપર ટાંગેલાં પાટીઆંજ વાંચવાં અથવા તો ત્યાં થઇને જતી કોઇ પણ ટ્રામમાં ચઢી બેસવું એટલે માણસજાતને સંસારમાં જે જે વસ્તુઓનો ખપ પડે તે વસ્તુઓ કયી કયી છે, ક્યાં મળશે, કયે ભાવે મળશે તે બધાંને લગતી પૂરેપુરી માહિતી મળી જવાની. પોતાનાજ ગામમાં વસનારા લોકોનાં સુખ, આરામ અને આરોગ્યને માટે દુકાનદારો આટલી બધી કાળજી રાખે છે તે જોઇને કોના અંતઃકરણને અસર ન થાય? ઘરાકને કશી પણ વાતની અડચણજ નહિ! તેને જે જોઇએ તે બધુંજ અહીં હાજર! અને વળી કયે વખતે કયી વસ્તુ

વાપરવી જોઇએ તેની સલાહ પણ પરોપકારી વેપારીઓ વગર પૈસે આપ્યાજ કરે ત્યાં પછી બીજું શું જોઇએ ? દાખલા તરીકે તમને જાણે બીડી પીવાનું મન થયું. કઇ જાતની સિગાર કે સિગારેટ સૌથી ઉત્તમ પ્રકારની છે તેને માટે તમારે આઘે જવાની જરૂરજ નહિ. એક ઠેકાણે સિગારેટ વિષે ખાસ્સુ મજેનું સંભાષણ તૈયાર કરીને મોટે અક્ષરે ચિતરાવ્યું છે અને તેમાં આંગળીનું નિશાન કરીને કહ્યું છે કે ટૉમસ જેફર્સન કંપનીની "ફાઇવ પર્સેન્ટ પર્ફેક્ટો" સિગાર એજ સિગાર; બાકી બીજી બધી ધૂળ ને ઢેફાં ! તમારે સિગાર પીવી હોય તો ટૉમસ જેફર્સનનીજ પીવી ! કેમ ? વધારે બીડીઓ ફૂંક્યાથી તમને ગળે ખરખરી બાઝે છે અથવા ખાંસી આવે છે ? ગભરાશો નહિ. તેનો ઇલાજ પણ અમુક અમુક કંપનીએ તમારે માટે તૈયારજ રાખ્યો છે. તે વાપરતા જાઓ અને બીજી બાજુએ મનમાની બીડીઓ ફૂંકતા જાઓ. તમે બીડીઓ પીને કંટાળ્યા છો ? તમારે એ કુટેવ છોડી દેવી છે ? પણ તમે કહેશો કે કુટેવ છોડવી તો છે પણ છૂટતી નથી તેનું શું ? નિરાશ થવાનું કારણ નથી, અમુક અમુક કંપનીએ એવી અક્-લાતૂન દવા બનાવેલી છે કે બસ દસજ ઘૂંટડા પીતામાં તમને બીડી અકારી ઝેર લાગી જવાની ! સાથે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની ગેરેન્ટી ! કિંમત પૂછો છો ? કિંમત પચ્ચીસ દિવસ ચાલે એટલી દવાનો ફક્ત ૮ ડૉલર ! આ તો જાણે એક ઉદાહરણુજ આપ્યું. આવી આવી તો હજારો જાતની વગર પૈસાની સલાહનાં પાટીઆં જ્યાં જુઓ ત્યાં તમારી સામે હોયજ અને તે પણ તમારૂં ધ્યાન પરાણે ખેંચે એવી રીતે ચીતરાવેલાં ! આ બધું જોતાં કદાચ તમને એવું પણ લાગે કે તમારી સંસારયાત્રાને સુખરૂપ અને નિષ્કંટક બનાવવા ગમે તે કોઈ માણસ જરૂર ચાલુ પ્રવૃત્તિ કરતોજ હોવો જોઇએ અને તે તમારે સારૂ આટઆટલી મહેનત કરે છે તે પાછો તમારા ધ્યાન પર લાવવાનું પણ ભૂલતો નથી. પૅકિંગ્ટાઉનની જાહેરખબરો પણ ત્યાંની ચોક્કસ શૈલિમાં લખાતી હતી અને ત્યાંની વસ્તીની જરૂરીઆતો અને પરિસ્થિતિને બરાબર બંધબેસતી આવે એવીજ હતી. દાખલા તરીકે એક જાહેરખબર તો એવી હતી કે તેનો લખનાર તમારી અને તમારી સ્ત્રીની સુખાકારીની રાતદિવસ ચિંતાજ ન કર્યા કરતો હોય ! તે તમને પૂછે છે: "તમારી સ્ત્રીના મોઢા ઉપરથી લોહી ઉડી ગયું છે ? શું હવે તે સંસારસુખમાં ઉમંગ નથી લઇ શકતી ? શું તેનો સ્વભાવ ચીઢીઓ થઇ ગયો છે ? શું તે કંટાળો ખાઇ ખાઇને ઘરકામ કરે છે ? ત્યારે તમે ડૉ. 'લેનાહનની આયુષ્યરક્ષક ગોળીઓ' શા માટે તેને ખવરાવતા

નથી ? એક વાર અજમાયેશ તો કરી જુઓ !" બીજી જાહેરખબર વળી તમારી સાથે વધારે પડતી છૂટ લઇને તમારી મજાક-મશ્કરી પણ કરે છે અને તમારા વાંસા ઉપર એક થપ્પડ મારે છે એમ કહીએ તો પણ ખોટું નથી. તે કહે છે કે "તમે આવા બાઘા ક્યાંથી ? પગે જોડાનાં આંટણ પડયાં છે તેનો ઇલાજ પણ નથી જાણતા ? જાઓ, જઇને ગોલિયાથ કંપનીનો આંટણનો મલમ લઈ આવો." બીજી જાહેરખબર કહે છે કે "પગમાં ચપળતા લાવશો કે આવા ને આવાજ રહેશો ? યુરેકા કંપની અઢી ડૉલરની ફાંકડી બૂટની જોડી વાપરો અને પછી જુઓ તમારા પગમાં કેવી ચપળતા આવે છે તે."

ઉપર કહી તેવી આગ્રહથી ભરેલી જાહેરખબરોમાંની એક ખાસ જાહેરખબર તરફ પેલા પરદેશી કુટુંબનું લક્ષ ખેંચાયું. એ આકર્ષણનું કારણ તો તે જાહેરખબરનાં ચિત્રોજ હતાં. એક ચિત્રમાં એ નાનકડાં રૂપાળાં પંખીનું જોડું પોતાને માટે માળો બાંધવા મંડયું હતું. તેની નીચે શું શું લખ્યું છે તે મેરિજાએ પોતાની એક ઓળખીતી પાસે વંચાવી જોયું ત્યારે ખબર પડી કે, એ ઘરના રાચરચીલાને લગતી જાહેરખબર હતી. એ જાહેરખબરનું મથાળું આ પ્રમાણે હતું:

"તમારા ઘરના માળાને માટે પીછાં ક્યાંથી લાવશો ?" ત્યાર પછી આગળ જતાં તે જાહેરખબરમાં લખ્યું હતું કે તમારા ચાર ઓરડાના નાનકડા રૂપાળા માળાને માટે જે જે પીછાંનો (રાચરચીલાંનો) ખપ પડે તે બધાંય અમે તમને ફક્ત ૭૫ ડૉલરને પાણીને મૂલે પૂરાં પાડીશું. તેમાં વળી ખાસ આકર્ષણ કરે એવી એક શરત કરી હતી કે, તમારે શરૂઆતમાં ફક્ત નાની સરખી રકમજ આપવાની. અને તમારા ઘરને શણગારવાને માટે તમામ રાચરચીલું અમે તરતજ કાઢી આપીશું. બાકીની રકમ તમારે તમારી સગવડ પ્રમાણે કટકે કટકે ભરપાઈ કરી દેવી ! કેવી સોનામહોર જેવી જાહેર ખબર !

હવે પેલાં લોકોને નવું ઘર વસાવવાનું હતું એટલે થોડોક સરસામાન તો લેવોજ રહ્યો. એના વગર ચાલે એવું તો હતુંજ નહિ. દેશમાંથી જે માયા-પૂંજી લઇને તેઓ અહીં આવ્યાં હતાં તે પૂંજીમાંથી થોડી થોડી કરતાં એટલી બધી રકમ વપરાઈ ગઈ હતી કે તેની ચિન્તાને લીધે તેમને બિચારાંને રાત્રે પૂરી ઉંઘ પણ આવતી ન હતી. તેમાં વળી નવા ઘરને માટે રાચરચીલું ખરીદવાનો સવાલ તો હજી ઉભો ને ઉભોજ હતો. એવામાં તેમણે પેલી જાહેરખબર દીઠી એટલે તેમને થયું કે ચાલો, ગંગા નાહ્યાં. રાચરચીલાંનાં નાણાં સામટાં ગઃ

આપવાં પડત તેમાંથી તો આપણો છૂટકારો થયો! તો પણ છેવટે તેમને થોડોક લોહીઉકાળો તો કરવોજ પડયો અને ટીટા એલ્ઝબિટાને વળી એક બીજા કરારનામા ઉપર પોતાના દસ્કત કરી આપવા પડયા. એક દહાડો સાંજે જર્ગિસ ઘેર આવ્યો ત્યારે સૌએ તેને ઉંચે શ્વાસે વધામણી ખાધી કે, બધું રાચરચીલું આવી ગયું છે અને આપણા નવા ઘરમાં મુકાવી દીધું છે. રાચરચીલામાં ખુરશીઓ, ટેબલ, ખાટલા, હાથ–મોઢું ધોવાનું ટેબલ, ચાહ પીવાનાં ચિનાઈ વાસણનો એક સટ–એવું એવું હતું. છોડીને જોયું તો ચિનાઇ માટીની એક મોટી થાળી ભાગેલી નીકળી. ઓના બોલી કે કાલે સવારેજ મારે તેને બદલાવી લેવા ધક્કો ખાવો પડશે. રસોઇનાં વાસણની યાદીમાં ત્રણ પેણીઆં લખાવ્યાં હતાં, પણ અહીં તો ફક્ત બેજ નીકળ્યાં. જર્ગિસને મનમાં શક તો ગયો કે દુકાનવાળાએ જાણી જોઇને આ ગોટાળો કર્યો હોવો જોઇએ.

બીજે દહાડે સ્ત્રીવર્ગ તો નવે ઘેર જઇને બધું ઠીકઠાક કરવા મંડી પડયો. સાંજે ભાયડાઓ કામ પરથી ઘેર આવ્યા એટલે સૌએ એનિલિ ડોસીના ઘરમાં ઉતાવળા ઉતાવળા બે–ચાર કોળીઆ ખાઈ લીધા અને પછી તો જે કાંઇ પરચુરણ ચીજો તેમની પાસે હતી તેનાં ગાંસડાં પોટલાં બાંધીને નવે ઘેર લઈ જવાની તૈયારી ચાલુ થઈ ગઇ. એનિલિના ઘરથી તેમનું નવું ઘર પૂરા બે માઇલને છેટે હતું, પણ જર્ગિસ જે મંડયો તે ફક્ત બેજ ફેરામાં ગોદડાં તથા તેમના વીંટામાં બાંધેલી બીજી પરચુરણ ચીજોની પોટલીઓ તથા લૂગડાં લત્તાંનાં બે મોટાં પોટલાં બધું સામટું માથા ઉપર મૂકીને સપાટાબંધ નવા ઘરમાં જઇને મૂકી આવ્યો. આવે વેશે શિકાગોના બીજા કોઇ પણ ભાગમાં થઇને રાતને પહોર કોઇ જાય આવે તો તેને પોલિસના સિપાઇ પકડીને થાણામાં લઇ ગયા વગર રહેજ નહિ. પણ પૅકિંગ્ટાઉનની પોલિસ આવા દેખાવથી ટેવાઇ ગએલી તેથી તેમણે સાધારણ પૂછપરછ કરીને અને ઉપર ઉપરથી પોટલાં તપાસીને જર્ગિસને જવા દીધો. દીવાના ઝાંખા ઝાંખા પ્રકાશમાં પણ તે ખાસ્સું રૂપાળું રઢિયાળું ઘર તેની અંદર ગોઠવેલાં રાચરચીલા સહિત એવું સરસ દીપી ઉઠયું હતું કે કાંઈ કહેવાની વાતજ નહિ. તે તેના પૂરેપુરા અર્થમાં ખરેખરૂં રૂડું ઘર જ હતું—ચિત્રમાં ચીતર્યું હતું તેવુંજ આબેહૂબ! ઓના તો હરખાઇને નાચું નાચું કરી રહી હતી. જર્ગિસનો એક હાથ તેણે પકડ્યો અને બીજો મેરિજાએ પકડયો અને પછી બેઉ જણીઓએ તેને એકે એક ઓરડામાં તેડી જઇને બધું ઘર બતાવ્યું. તેઓ વારાફરતી એકે એક ખુરશી ઉપર બેસી વળી અને જર્ગિસને પણ તેમણે આગ્રહ કરી

કરીને બેસાડયો. એક ખુરશી તો એવી નીકળી કે તેના શરીરના ભારથી કચડડડ બોલવા લાગી એટલે પેલી બે જણીઓએ ચીસાચીસ કરી મૂકી, જેનાથી ઉંઘી ગએલું એક છોકરૂં જાગી ઉઠ્યું અને તેણે થોડી વાર સુધી ઘર જાગતું કરી મૂક્યું. અત્યાર સુધી તો જેમ થયું તેમ, પણ આજે તો એકંદર રીતે બધાં મગન મગન થઇ ગયાં હતાં. તેઓ થાક્યાં તો હતાં, તો પણ જર્ગિસ અને ઓના મોડી રાત જતા સુધી જાગતાં બેસી રહ્યાં અને હાલ તો તેમણે એકબીજાને આલિંગન દઇને ખૂબ ઉલ્લાસપૂર્વક પોતાના નવા ઘરને નીરખીને સંતોષ માન્યો. હવે બીજું બધું થાળે પડી જાય અને થોડીક રકમ એકઠી થાય એટલે આપણે વહેલાંવહેલાં પરણી જઇશું અને આ નાનકડા રૂપાળા ઓરડામાં લગ્નનો લહાવો લેવાના કોડ બેઉનાં હૈયાંમાં ઉછળી રહ્યા હતા.

આ નવા ઘરને રાચરચીલાથી શણગારવું અને દરેક ચીજને તેની યોગ્ય જગ્યાએ ગોઠવવી એમાં પણ તેમને પાર વિનાનો આનંદ મળતો હતો. રાચરચીલું તથા ગૃહશણગારની પાછળ પૈસા ખરચવાનું તો તેમને હાલ પાલવે એવું ન હતું. પણ થોડી ઘણી ખાસ જરૂરની વસ્તુઓ વગર કાંઇ ચાલે ? એટલે જ્યારે જોઇએ ત્યારે બજારમાંથી નવી નવી વસ્તુઓ ખરીદી લાવવાનું સાહસભરેલું કામ ઓના ઉપાડી લેતી. આજ આ, તો કાલે વળી પેલી, એમ રોજ નવી નવી વસ્તુઓ સાંભરે અને તે લેવા ઓના બજારમાં દોડી જાય. એમ ઘણો વખત ચાલ્યું. પણ એ કામ તો રાતેજ થાય. કારણ કે જર્ગિસનો હાથ પકડીને બજારમાં જવાનો લહાવો ઓના રાતેજ લઈ શકે. ઓનાને પણ એમાં મજા પડતી હતી. ધૂળ જેવી ચીજ લેવાની હોય તોપણ ઓના અને જર્ગિસની જોડલી બજારમાં નીકળી પડે. શનિવારની રાત્રે તેઓ બેઉ જણ એક મોટી ટોપલી ભરીને જુદી જુદી પરચુરણ વસ્તુઓ લેતાં આવ્યાં અને ટેબલ ઉપર તે બધી વસ્તુઓને છૂટી છૂટી ગોઠવી દીધી. તેઓ આજે શું વહોરી લાવ્યાં છે તે જોવાને ઘરનાં બધાં ભેગાં થઇ ગયાં. નાનાં છોકરાં ખુરશીઓ ઉપર ચઢી ચઢીને ડોકીઆં કરવા મંડયાં અને જેમનાથી ખુરશી ઉપર પણ ન ચઢાય એવડાં નાનાં હતાં તેઓ બૂમરાણ કરવા મંડયાં કે, અમને કોઇ ઉંચકો તો અમે પણ જોઇએ. વસ્તુઓમાં જોઇએ તો ખાંડ, મીઠું, ચાહનો ડબ્બો, નાનાં છોકરાંને ખાવાનાં બિસ્કીટ, ચરબીનો ડબ્બો, દૂધ ભરવાની કાચની બરણી, ઘર વાળવાની સાવરણી, સૌથી મોટા છોકરાના બૂટની જોડી, મીઠા તેલનો ડબ્બો, ખીલા ઠોકવાની હથોડી અને નાની મોટી મળીને એક શેર ખીલીઓ. આ ખીલીઓ રસોડાની અને સૂ-

વાના ઓરડાઓની ભીંતોમાં ઠોકવાની હતી, કે જેથી કરીને જે કાંઇ ટાંગવું કરવું હોય તે ટાંગી શકાય. પછી એ ખીલીઓ કયી કયી જગ્યાએ ઠોકવી તે માટે આખા કુટુંબે લાંબો વાદવિવાદ ચલાવ્યો. પછી જર્ગિસ હથોડી લઇને ભીંતમાં ખીલી ઠોકવા મંડયો, પણ તે ઘણી નાની તેથી ખીલીના માથા ઉપર વાગવાને બદલે તેની આંગળીઓ ઉપર વાગી. આંગળીઓ છુંદાઇ ગઇ એટલે તેણે ઓના ઉપર બધી દાઝ કાઢી. તે બોલ્યો કે, મારે તો પંદર સેન્ટ (૭ા આના) વધારે આપીને મોટી હથોડી લેવાનો વિચાર હતો, પણ પેલી કંજુસ ઓનાએ ન લેવા દીધી. એમ કહીને તે ઓના ઉપર ખૂબ ખીજવાઇ ગયો. ઓના કહે કે રહેવા દો, હુંજ ખીલીઓ જડી દઇશ. એમ કહીને તે જેવી ખીલી ઠોકવા ગઇ તેવીજ હથોડી તેના અંગુઠા ઉપર પડી અને તેનાથી એક ચીસ પડાઇ ગઇ. એટલે તો વહેલો વહેલો તેનો અંગુઠો પકડી લઇને તેના ઉપર ફૂંકો મારીને બચ્ચીઓ કર્યા વગર જર્ગિસથી રહેવાયજ કેમ ? છેવટે વારાફરતી બધાંએજ પોતપોતાનો હાથ અજમાવી જોયો, ખીલીઓ ઠોકાઈ ગઈ અને વાસણકુસણ વગેરે જે ટાંગવા જેવાં હતાં તે બધાં તેમના ઉપર ટંગાઇ ગયાં. બજારમાંથી ઘેર આવતી વખતે ઓનાએ ટોપલી ઉંચકી લીધી એટલે જર્ગિસ દેવદારનું મોટું ખાલી ખોખું માથે મૂકીને ઘેર લેતો આવ્યો અને એક બીજું તેણે વેચાતું લઇને દુકાનમાં મૂકી રાખ્યું હતું તે ઉંચકી લાવવાને તેણે જોનાસને મોકલ્યો. બેઉ ખોખાં ઘેર આવ્યાં ત્યારે જર્ગિસે કહ્યું કે, આ ખોખાંની અકકેક બાજુનાં પાટીઆં કાઢી નાખીશું અને તેનો જેવો જોઇએ તેવા ઘાટ ઘડીને નાનાં નાનાં ખાનાં બનાવીશું એટલે એ બેઉ આપણને કબાટની ગરજ સારશે. અકકેક કબાટ અકકેક સૂવાના ઓરડામાં રહેશે અને તેનાં ખાનાંમાં જે કાંઇ મૂકવું કરવું હશે તે બધું મૂકી રાખીશું. રાચરચીલાંની પેલી જાહેર ખબર આપનારે આટલાં બધાં પંખીને રહેવાના માળાને સારૂ કેટલાં અને કેવાં કેવાં પીંછાંનો ખપ પડશે તેનો હિસાબ ગણ્યોજ ન હતો.

ઘર પણ આટલાં બધાંને માટે સાંકડું તો કહેવાયજ. જમવાને વાસ્તે તેઓ ખાસ જુદો ઓરડો ફાજલ પાડી શકતાં ન હતાં તેથી તેમણે રસોડામાંજ જમવાનું ટેબલ ગોઠવ્યું અને જમવાનું પણ ત્યાંજ રાખ્યું. જમવાના ઓરડામાં ટીટા એલ્ઝબિટા તેનાં પાંચ છોકરાંઓને લઇને સૂઇ રહેતી. એક ખાટલો હતો તેમાં તે સૌથી નાનાં બે છોકરાંઓને સોડમાં લઇને રાત કાઢતી અને બાકીનાં ત્રણ જણ ભોંય ઉપર ગોદડી પાથરીને સૂતાં. બેઠકખાનામાં ઓના અને મેરિજા બેઉ

જણીઓ એક ગોદડા ઉપર ભેગી સૂતી. બીજો એક ઓરડો બાકી રહ્યો તેમાં ત્રણ પુરુષો અને એલ્ઝબિટાનો સૌથી મોટો છોકરો સૂઇ રહેતા. તેમને શારૂ તો ગોદડું કે ગોદડી, કશુંએ સિલકમાં રહ્યું ન હતું; તેથી સપાટ ભોંય પરજ સૂઇ રહ્યા સિવાય છૂટકોજ ન હતો. આટલું છતાં પણ ભાયડાઓ એવા ધસઘસાટ ઉંઘતા કે સવારના સવાપાંચ વાગે ટીટા એલ્ઝબિટા બે ચાર વાર બારણાં જોરથી ધમધમાવતી ત્યારેજ તેઓ આંખ ઉઘાડતાં. બધાં ઉઠે તે પહેલાં તે ગરમાગરમ કૉફી, ઓટ મીલની ભડકી, રોટલા અને શેકેલા માંસનો મસાલેદાર રસો, એટલાં વાનાં તૈયાર કરી રાખતી. ભાયડાઓ નાસ્તો કરવા બેસતા તેટલી વારમાં એલ્ઝબિટા રોટલાના બબ્બે મોટા મોટા ટુકડાની વચમાં ચરબીનો જાડો જાડો થર ચોપડીને તેમનાં ભાથાંના ડબ્બામાં દાબી દાબીને રોટલા ભરી આપતી. તેઓ માખણને ઠેકાણે ચરબીનો ઉપયોગ કરતાં; કેમકે માખણ મોંઘું પડતું. રોટલાના થરની ઉપર સમારેલી ડુંગળી અને પનીરનો એક એક લોચો મૂકીને ડબ્બા બંધ કરીને તેમના હાથમાં આપતી એટલે તે લઇને તેઓ પોતપોતાના કારખાના તરફ ચડપોચડપ ચાલ્યા જતા.

જર્ગિસે અત્યાર આગમચ જે કાંઇ મજૂરી કરેલી તે બધી તેને મન રમત જેવી હતી. જેને મહેનત કહી શકાય એવું કામ જિંદગીમાં તો તેણે અહીં આવ્યા પછીજ કરવા માંડયું. જે કામમાં તેના જોરનો પૂરેપુરો ખપ પડે, અને એક ક્ષણવારનો પણ વિસામો ન મળે એવું કામ જો તેણે કદી કર્યું હોય તો અહીં આવ્યા પછીજ. પોતે નોકરી ઉપર ચઢયો તેને આગલે દહાડે તે બીજાં બધાંની સાથે કસાઇખાનું જોવા આવ્યો હતો ત્યારે પ્રેક્ષકોની ગૅલેરીમાં ઉભા રહીને તેણે કતલ કરવાનાં ટેબલો ઉપર કામ કરતા લોકોને અજાયબ જેવા યંત્રની ઝડપથી અને તે યંત્રના જેટલાજ બળથી લાગલાગટ એકસરખું કામ કરતા જોયા હતા. પણ તે વખતે તેને તેમજ બીજા કોઇને વિચાર પણ નહોતો આવ્યો કે, આટલી ઝડપથી કામ કરનારાઓનાં શરીરનું શું થતું હશે? એ વિચાર તો જ્યારે તેણે કપડાં ઉતારીને કામ કરવા માંડયું ત્યારેજ આવ્યો અને ત્યારેજ તેને ખબર પડી ગઇ કે, આમતો વાત આમ છે. ત્યારેજ તેને સમજાયું કે આટલી ઝડપથી કામ કરનારાઓનાં શરીર પણ હાડકાં અને માંસનાંજ બનેલાં છે. જ્યારે તેણે પોતે પેલાઓની હારમાં ઉભાં રહીને કામ કરવા માંડયું, ત્યારે આખા કારખાનાના વ્યવહારને તેણે મજૂરના દૃષ્ટિકોણથી દીઠો અને તેથી તેની અંદરનો ભેદ તેને સમજાઇ ગયો. મજૂરોને માટે કારખાનાંના માલિકો

અને નિયામકોએ મળીને ઝડપનું એક એવું ધોરણ નક્કી કરી રાખ્યું હતું કે એ ધોરણે કામ કરનારા મજૂરની એકેએક શક્તિની આકરામાં આકરી કસોટી થતી હતી. સવારમાં પહેલો બળદ કે સાંઢ તમ્મર ખાઇને જમીન ઉપર પડે ત્યારથી તે બપોરની સીસોટી વાગતા સુધી અને સાડાબાર વાગ્યાથી તે સાંજના અથવા રાતના કેટલા વાગ્યા સુધી તે તો ખુદાનેજ માલૂમ, પણ એટલો વખત કસાઇખાનાના કોઇપણ વિભાગમાં કામ કરનાર મજૂરના હાથ, આંખ અને મગજને માટે એક ક્ષણ વારનો પણ જો આરામ મળે, એ ક્ષણવાર પણ જો એ ત્રણમાંથી એકકે નવરૂં પડે ત્યારે તો થઇજ રહ્યું ને? કારખાનાંવાળાઓ કામદારો પાસે આટલી ઝડપથી કામ લેવા માટે કેવી કેવી તદબીરો રચતા હતા તે જર્ગિસને કામે ચઢયા પછી સમજાઇ ગયું. કોઈ કોઇ કામ એવાં હોય છે કે તે કામ કરનારા જેટલી ઝડપથી પોતાના ભાગનું કામ પૂરૂં કરી નાખે તેટલીજ ઝડપથી બાકીના બધા કામદારોએ કામ કર્યેજ છૂટકો; નહિ તો તેમની બેઉની વચ્ચેનો તફાવત ઉઘાડો પડી જાય. દાખલાતરીકે બે જણ રસોઇ કરવા બેઠા હોય તેમાં એક જણ પૂરીઓ વણતો હોય અને બીજો તળતો હોય ત્યારે તળનારો જેટલી ઝડપથી પૂરીઓ તળી નાખે તેટલી ઝડપથી વણનારો વણી ન રહે તો પેણી નવરી પડે અને વણનારની અણઆવડત ઉઘાડી પડી જાય. કારખાનાંઓનાં જુદાંજુદાં ખાતાંઓનું પણ આવુંજ હોય છે. આથી કરીને કારખાનાંવાળાઓ એવાં ચોક્કસ કામ ઉપર ચૂંટી કાઢેલા ખાસ કારીગરોનેજ રાખતા અને તેમને બીજાઓના કરતાં જરા વધારે પગાર પણ આપતા. વળી તેમની એક ખાતામાંથી બીજા ખાતામાં વારંવાર બદલી પણ કરતા. આવા લોકો "વેગ વધારનારા" એવા નામથી ઓળખાતા હતા. દરેક જણને પોતપોતાના વિભાગના ઉપરીની સીધી દેખરેખ નીચેજ કામ કરવું પડતું. ઉપરીઓ તેમને એકલાનેજ તગેડે, તેમની એકલાની પાસેજ ઘણામાં ઘણી ઝડપથી કામ લે એટલે કારખાનાંના બાકીના કામદારો આપોઆપજ તેમની સાથે ઘસડાઇને ઘણામાં ઘણી ઝડપે કામ આપે. "વેગ વધારનારા" કામદારો પગારની લાલચે અથવા આવી ભારે પગારની જગ્યા ખોઇ બેસવાની ધાકે, ગમે તે કારણને લીધે ગાંડાની પેઠે કામ કરતા અને પોતાની સાથે તમામ કામદારોને ઘસડતા. કારખાનાંવાળાઓના શબ્દકોશમાં આને "વેગવર્ધક ક્રિયા" કહે છે. આટલી ઝડપે કામ કરવામાં કોઇ પાછળ પડયો અથવા અશક્ત ઠર્યો તો તેની જગ્યાને માટે કારખાનાના દરવાજા આગળ બીજા સેંકડો ઉમેદવારો પડાપડી કરતા ઉભાજ હતા.

જર્ગિસના શરીરમાં તો કુદરતી રીતે એટલું જોર હતું કે તેને આટલી ઝડપથી કામ કરવું પડતું તો પણ તે તેને લેખવતોજ નહિ; તેને તો ઉલટી એમાં વધારે મજા પડતી હતી. અત્યાર સુધીમાં તે જ્યાં જ્યાં કામે રહ્યો હતો, ત્યાં ત્યાં તે પોતાની જોડેના મજૂરોના કરતાં વહેલો પરવારી જતો અને પછી બાકીનો વખત હાથ-પગ નચાવ્યા કરતો. પણ અહીં તો તેનો હાથ એક પળવાર પણ નવરો પડે ત્યારે આવા અમસ્તા ચાળા કરે ને ? એટલે તેના મનને એક રીતે તો નિરાંતજ થઇ ગઇ કે બાબરા ભૂતની પેઠે "કામ બતાવો," "કામ બતાવો" એવું તો અહીં કહેવું નથી પડતું ને ? કામદારોની હારમાં સૌની સાથે જ્યારે તે દોડતો ત્યારે તે મનમાં હસતો અને કહેતો કે, આ લોકો તે કાંઇ માણસ છે ? ઝટઝટ પગ કેમ નહિ ઉપાડતા હોય ? તે દોડતો જતો અને તેની આગળના માણસના તરફ વારે ઘડીએ જોતો કે ચાલની, ચાલની, જોયા શું કરે છે ? તેને ભાગ જે કામ આવ્યું હતું તે સારામાં સારૂં તો નહોતુંજ, પણ તે જેવું હોય તેવું. પણ એવાં કામ કર્યા વગર દુનિયાનો વ્યવહાર ચાલે પણ શી રીતે ? ગંદું તો ગંદું પણ જરૂરી કામ તો હતુંજ. ત્યારે પછી બીજું જોઇએ શું ? સંસારને કાંઇક ઉપયોગી થઇ પડે એવું કામ કરવાની તક મળે અને તેના બદલામાં પગાર મળે એ કાંઇ થોડું બોહું છે ?

જર્ગિસના મનમાં હમણાં કહ્યા તેવા વિચાર આવતા હતા અને પોતાના ભડભડીઆ ભોળા સ્વભાવ મુજબ જે કાંઇ મનમાં હોય તે બીજાઓની આગળ ભસી નાખતો. તેને મોઢેથી આવું આવું સાંભળીને સાંભળનારાઓમાંથી કોઇ તેના ઉપર ખીજવાતા, કોઇ શકની નજરથી જોતા અને કદાચ તારી આવી ટેવને લીધે આગળ જતાં તારે કાંઇક સહન પણ કરવું પડશે, એવું તેઓ તેને કહેતા ત્યારે તે નવાઇ પામતો કે, આ બધાનું કારણ શું ? કારણ એ હતું કે, કામદારોમાંથી ઘણાખરા લોકોના અભિપ્રાય જર્ગિસના કરતાં તદ્દન ઉલટા હતા, એટલુંજ નહિ પણ એઉના અભિપ્રાયની વચ્ચે ભયંકર વિરોધ હતો. પ્રથમ તો જ્યારે ધીમે ધીમે તેના જાણવામાં આવ્યું કે, ઘણાખરા કામદારોને તેમનાં કામ ઉપર ભારે અણગમો છે, ત્યારે તે ખરેખર આશ્ચર્યને લીધે અકળાઇજ ગયો. તેને એમજ થતું કે, માણસ જેવા માણસ થઇને કામથી કંટાળતાજ કેમ હશે ? ત્યાર પછી આગળ જતાં તેણે જાણ્યું કે, આવી કુટેવ ગણ્યા ગાંઠ્યા કામદારોનીજ નહિ પણ આખા કામદાર વર્ગની સામાન્ય કુટેવ છે ત્યારે તો તે હેબતાઇજ ગયો કે, આ તો ઘણુંજ ભયંકર અનિષ્ટ કહેવાય. પણ એને અનિષ્ટ

કહો કે ગમે તે કહો, પણ એ તદ્દન સાચીજ બીના હતી—કામદાર માત્ર તેમના કામને ધિક્કારતા હતા. એકલા કામનેજ નહિ પણ કારખાનાના માલિકોને, નિરીક્ષકોને, પોતપોતાના વિભાગના ઉપરી અમલદારને, આખી સંસ્થાને, સંસ્થાની આસપાસના પ્રદેશને–અરે ! આખા શિકાગો શહેરને પેટ ભરીને રાક્ષસી અને પૈશાચિક વૈરભાવથી ધિક્કારતા હતા. ઉપર જેમનાં નામ ગણાવ્યાં તેમાંના કોઇની પણ જરાક વાત નીકળે એટલે સ્ત્રીઓ અને નાનાં નાનાં છોકરાંઓનાં મોઢાંમાંથી પણ ગાળોનો વરસાદ વરસે. અહીં અંદર અને બહાર, તળેથી ઉપર સુધી સડો સડો અને સડો હતો. હડહડતું નરકજ અહીં આવીને વસ્યું હતું, એમ કહીએ તો જરાય ખોટું ન કહેવાય. જર્ગિસ જ્યારે પણ કોઇને પૂછતો કે, આમ થવાનું કારણ શું ત્યારે તે માણસને ઉલટો જર્ગિસના ઉપરજ વહેમ આવતો અને તે પોતાના મનનો ભાવ મનમાં દબાવી રાખીને તેને એટલુંજ કહેતો કે "એ જેમ છે તેમ. ઇશ્વિરે તને પણ આંખ કાન તો આપ્યા છે ને ? તો પછી અમને પૂછવા કરતાં તારી મેળેજ જોઇ લે."

કસાઇખાનામાં નોકરીએ રહ્યા પછી જો કોઈ પ્રશ્ને જર્ગિસનું લક્ષ સૌથી પહેલું બળાત્કારે ખેંચ્યું હોય તો તે કામદારોના સંગઠનનોજ હતો. મજૂરસંઘ એટલે શું, તેની તેને ખબરજ ન હતી; અનુભવ તો હોયજ શાનો ? માણસો પોતાના વાજબી હક્કનું રક્ષણ કરવા માટે એક જૂથ બનાવે તેને સંગઠ્ઠન અથવા સંઘ કહે છે એવું કોઇએ તેને સમજાવ્યું ત્યારે તે સમજ્યો. પણ માણસના હક્ક એટલે શું ? તે સમજવાનું તો બાકીજ રહ્યું. તેને એમ થતું કે માણસને વળી હક્ક કેવા હોય ? તે વળી હક્કનું રક્ષણ કરીને કરવાનો શું હતો ? તે જ્યારે આવા તેવા સવાલ પૂછતો ત્યારે ખરા અંતઃકરણથીજ પૂછતો હતો; કારણ કે નોકરી ખોળી કાઢવી અને નોકરી મળ્યા પછી સોંપેલું કામ મન દઇને કરવું એ સિવાય બીજા કશા ઉપર તેનો હક પહોંચે છે કે નહિ તેનો તેને ખ્યાલ સરખો પણ ન હતો. પણ સાધારણ રીતે એવુંજ બનતું કે, તે જ્યારે જ્યારે આવો નિર્દોષ સવાલ પોતાની સાથે કામ કરનાર મજૂરોને પૂછી બેસતો ત્યારે સાંભળનારા તેના ઉપર ખીજવાતા અને તેને મૂર્ખો કહેતા. કસાઈખાનાંમાં મજૂરી કરનારા કામદારોના સંઘનો પ્રતિનિધિ એક વાર જર્ગિસ પાસે આવીને તેને કહેવા લાગ્યો કે, તું અમારા સંઘનો સભાસદ થઇ જા. તેની વાતચીત ઉપરથી જર્ગિસ જાણી ગયો કે, મજૂરસંઘના સભાસદ થવા માટે તો મહિને મહિને ફી ભરવી પડે છે ત્યારે તે છેકજ અકડાઈ ગયો.

પેલો પ્રતિનિધિ આઇરિશ હતો અને લિથુઆનિયન ભાષાના ગણ્યા ગાંઠયા શબ્દોજ બોલી જાણતો હતો. બોલતાં બોલતાં તે પણ તપી ગયો અને જર્ગિસને ધમકાવવા ગયો. આનું પરિણામ એવું થયું કે જર્ગિસના ક્રોધનો પારો ખાસ્સો ૧૦૦ ડીગ્રી ઉપર જઈ પહોંચ્યો અને તેણે પેલાને પ્રત્યક્ષ પ્રમાણથી બતાવી આપ્યું કે તારા જેવા સત્તર આઇરિશમૅન આવે તોપણ જર્ગિસ ડરી જઇને મજૂરસંઘનો સભાસદ થાય એવી તારે આશાજ ન રાખવી. ત્યારપછી બીજા મજૂરોને મોઢેથી થોડું થોડું સાંભળી સાંભળીને તે એટલું સમજી શકયો કે કારખાનાંમાં મજૂરી કરનારા કામદારોની સૌથી મુખ્ય માગણી પેલી " વેગવર્ધક ક્રિયા "ને નાબૂદ કરાવવાની હતી. મજૂરો પાસે હદ ઉપરાંતની ઝડપથી કામ લેવામાં આવતું હતું. ઘણા જણ આટલી ઝડપથી કામ કરવા અશક્ત હતા તો પણ તેમને ખેંચાઇને કામ કરવું પડતું અને તેથી તેમનાં શરીર થોડાં વરસમાં તૂટી જતાં અને તેમને કમોતે મરવું પડતું. આ ઘાતકી પ્રથાને નાબૂદ કરવા માટે તેઓ બધા ભેગા થઇને કારખાનાંના માલિકો ઉપર દબાણ લાવવા માગતા હતા. પણ જર્ગિસ એ લોકોની સાથે કશી સહાનુભૂતિ ધરાવતો ન હતો. તે કહેતો કે, જે કામ મારાથી થાય છે તે તમારાથી કેમ ન થાય ? તમે અનાજ ખાઓ છો કે ધૂળ ? પોતાનાં હાડકાંજ ભાગલાં અને પછી કારખાનાંવાળાઓનો વાંક કાઢવો ! તેના જવાબમાં તેના જોડીદારો કહે કે, તારા જેટલા અમે જબરા નથી તેથી અમારે શું મરી જવું ? જર્ગિસ કહે કે, તમને મરવાનું કહે છે કોણ ? તમને અહીંનું કામ ભારે લાગતું હોય તો જાઓ, બીજી નોકરી શોધી કાઢો. જર્ગિસે કદી કોઈ પણ ચોપડી વાંચી ન હતી અને "વ્યક્તિસ્વાતંત્ર્ય" શબ્દનો પાંશરો ઉચ્ચાર કરતાં પણ તેને આવડતું ન હતું. પણ આ દુનિયામાં દરેક જણે પોતે પોતાનાં કાંડાં બાવડાંના જોર વડેજ પોતાનો રસ્તો કાઢી લેવો અને જેનાથી ન કાઢી શકાય એવાને કોઇ મદદ કરતું નથી અને કરવાનું પણ નથી, એ બે વાતો તે દેશ–વિદેશમાં રખડી રવડીને બરાબર શીખી ગયો હતો.

જગતમાં ગુજરાનનાં સાધનો કરતાં મનુષ્યની વસ્તી બમણી અથવા તેથીય વધારે ઝડપથી વધે છે તેથી જે માણસો નબળાં માયકાંગલાં હોવાથી જીવનની સ્પર્ધામાં ટકી ન શકે તેમણે મરવુંજ રહ્યું. તેઓ મરે એટલે દુનિયા ઉપરનો બોજો થોડા વખતને માટે હલકો થાય. અમસ્તી ચર્ચા કરતી વખતે અથવા પુસ્તકો લખતી વખતે આવા સિદ્ધાન્તની હિમાયત કરનારા પંડિતો અને સામાન્ય કોટિના માણસો હોય છે ખરા, પરંતુ તેઓ પણ દુષ્કાળના ફંડમાં પોતાનો ફાળો આપે

છે અને તેમ કરતી વખતે પોતાના સમાજશાસ્ત્રના સિદ્ધાંતનો દુરાગ્રહ રાખતા નથી. કારણ કે એમના સિદ્ધાંત ગમે તેવા હોય તોપણ તેઓ મનુષ્ય મટી જતા નથી અને મનુષ્યોચિત કોમળ વૃત્તિઓને તેમણે પોતાનાં હૃદયમાંથી ધકેલી કાઢી નથી. જર્ગિસની બાબતમાં પણ આવુંજ બન્યું. નબળાં માયકાંગલાં માણસો ભલે જહાન્નમમાં જાય એવું તે મોઢેથી કહેતો ખરો, પણ તેનો પોતાનો બાપજ પાપી પેટને ખાતર નોકરી શોધવા રોજ રોજ એકે એક કારખાનામાં ધક્કા ખાઇને સાંજે વ્હીલે મોઢે ઘેર આવતો તે જોઇને જર્ગિસનું હૃદય આખો દિવસ ચણચણ્યા કરતું. બિચારો એન્ટેનાસ આજે ઘરડો થયો હતો, પણ તે કાંઈ ભાગલાં હાડકાંનો ન હતો. છેક નાનપણથીજ તેણે પરસેવો પાડીને રોટલો પેદા કર્યો હતો. વાંચતાં શીખવાના વાંક માટે તેના બાપે એક દિવસ તેને માર્યો તે ઉપરથી રીસે ભરાઇને તે ઘરમાંથી નાસી ગયો એ વખતે તે ફક્ત બારજ વરસનો હતો. ત્યારથીજ તે આપબળે પોતાનો નિર્વાહ કરતો થયો હતો. એ ઉપરાંત તે એટલો બધો પ્રમાણિક અને નિષ્ઠાવાન હતો કે તેને અમુક કામ આ રીતે કરવાનું છે એટલું બરાબર સમજાવીને તમે ચાલ્યા જાઓ તો કોઈની પણ દેખરેખ વગર તે પોતાના કામમાં જરા પણ ખોડખાંપણ આવવા ન દે. આવો મહેનતુ, પ્રમાણિક અને નિષ્ઠાવાન માણસ આજે શરીરે અને મને ક્ષીણ થઈ ગયો છે. હજી પણ તે મહેનત કરીને પેટ ભરવા ઇચ્છે છે; નોકરી ખોળતો ફરે છે; પણ કોઇ તેને રાખતું નથી. તેની નબળી કાયાને જોઇ સૌ ડોકું ધૂણાવે છે. જગતમાં આજે તેને માટે સ્થાન નથી. નિષ્ઠુર જગત તેને કહે છે કે તું ઘણું જીવ્યો; હવે મરી જા. તારૂં અમારે હવે કામ નથી. અલબત્ત, એન્ટેનાસ તેના જેવા બીજા વૃદ્ધ અને અશક્ત માણસોની પેઠે છેકજ અનાથ ભિખારી થઇ ગયો ન હતો; હજી તેને રહેવાને માટે ઘર હતું અને તેને નોકરી ન મળે તો પણ તેને રોટલાનું દુઃખ ન હતું. તેનો જુવાન જોધ જેવો દીકરો તેની સંભાળ લેવા તૈયાર હતો. પણ તે છતાં જ્યારે જ્યારે જર્ગિસ પોતાના ઘરડા બાપની અવસ્થાનો વિચાર કરતો ત્યારે એક એવો વિચાર તેને જરૂર આવતો કે આજે તો હું જીવતો છું; પણ કાલે ઉઠીને મને કાંઇ થાય તો તો મારા બાપને હાથમાં વાડકો લઇને ભીખજ માગવી પડે ને? અત્યાર સુધીમાં બિચારો એન્ટેનાસ પૅકિંગ્ટાઉનનાં એકે એક કારખાનાંનાં અને ઑફિસનાં પગથીઆં ઘસી આવ્યો હતો, એટલુંજ નહિ પણ તેમના એકે એક ઓરડામાં પણ ડોકિયું કરી આવ્યો હતો. કારખાનાંના દરવાજા આગળ નોક-

રીને માટે ઉમેદવારી કરનારા અભાગીઆ લોકોના ટોળા ભેગો તે પણ સવારના પહોરથીજ આવીને ઉભો રહેતો. તેને આ પ્રમાણે ઉભા રહ્યે એટલા બધા દિવસ થઇ ગયા કે ત્યાં આગળના પોલિસના સિપાઇએ પણ તેને ઓળખતા થઇ ગયા. તેમને તેની દયા આવી અને તેને સલાહ આપી કે તું ખાલી ફાંફાં મારવાનું મૂકી દે અને ડાહ્યો થઇને ઘેર જા. આટલું થયું તો પણ એન્ટેનાસ જંપીને બેસતો ન હતો. ચારે દિશાએ એક એક માઇલના ફેરાવામાં આવેલી એકે એક દુકાન, એકે એક વીશી અને એકે એક દારૂનું પીઠું તે જોઈ વળ્યો. દરેક ઠેકાણે જઇને તેણે અરજ કરી કે મને કાંઇક કામ આપો, પણ કોઇએ તેને કામ આપ્યું નહિ–કોઇએ તેની સામે રહેમથી જોયું નહિ. જેની પાસે તે જઇને ઉભો રહ્યો તેમાંના કોઇ કોઇએ તો તેને ગાળો દઇને, અપમાન કરીને કાઢી મૂક્યો. કોઇએ તેને પૂછ્યું પણ નહિ કે "ડોસા! આટલી ઉંમરે તારે નોકરી શોધવા કેમ આવવું પડયું?"

આવા વિચારતરંગના ધક્કા લાગવાથી જગતની ચાલુ સમાજ-વ્યવસ્થા ઉપર જર્ગિસને જે શ્રદ્ધા હતી તેમાં તડો પડવા લાગી. તેનો બાપ જ્યારે નોકરી ખોળવા દુકાને દુકાને ભટકતો હતો ત્યારે એ તડ જરાક પહોળી તો થવા આવી હતી, પણ છેવટે તેના બાપને નોકરી મળી તે કેવી શરતે મળી છે તે જાણ્યા પછી પેલી તડ હતી તેના કરતાં વધારે પહોળી બની ગઈ અને ખાસ્સું મોટું બાકોરૂં પડી ગયું. એક દિવસ સાંજને પહોર ઘરડો એન્ટેનાસ ભારે ઉશ્કેરાએલી હાલતમાં ઘેર આવ્યો અને કહેવા લાગ્યો કે, આજે ડરહામ કંપનીના અથાણાં બનાવવાના વિભાગ આગળ થઇને હું જતો હતો ત્યારે એક દાદરો ઉતરતાં મને એક માણસ સામો મળ્યો, તેણે મને પૂછ્યું કે, જો હું તને નોકરી અપાવું તો તું મને શું આપીશ? આવું તે શા માટે પૂછતો હશે તે પહેલાં તો મારા સમજવામાં આવ્યું નહિ, પણ પછી તો તેણે નફ્ફટ થઇને ચોકખેચોકખો સવાલજ પૂછ્યો કે, તને નોકરી અપાવવાનું મારા હાથમાં છે, પણ તું મને તારા પગારમાંથી દર મહિને ત્રીજો ભાગ આપ્યા કરે તો. કેમ છે મરજી? મેં પૂછ્યું કે તમે છો કોણ? સુપરિન્ટેન્ડેન્ટ છો, નિરીક્ષક છો કે અમુક ખાતાના સુપરવાઇઝર છો? તે બોલ્યો કે તેની તારે શી પંચાત? હું તને નોકરી અપાવું; પછી છે કાંઇ?

આટલા વખતમાં જર્ગિસને કેટલાક મજૂરોની સાથે ભાઇબંધી પણ થઇ ગઇ હતી. તેણે તેમાંના એકને પૂછી જોયું કે 'અલ્યા!

માણસ મારા બાપને આમ આમ કહેતો હતો તેનો શો અર્થ ?' જર્ગિસે આ સવાલ જેને પૂછ્યો હતો તેનું નામ હતું ટેમોઝિયસ. તે શરીરે નાનો અને એકવડા કોઠાનો પણ ભારે ચાલાક માણસ હતો. ઢોરનાં મૂડદાં ઉપરથી ઉતરડી લીધેલા ચામડાની ગડી કરવાનું કામ તે કરતો હતો. જર્ગિસને જે કહેવાનું હતું તે બધું તેણે કહી લીધું ત્યાં સુધી ટેમોઝિયસે બધું સાંભળ્યાજ કર્યું પણ આ વાતથી તેને જરાય આશ્ચર્ય જેવું લાગ્યું નહિ. તે બોલ્યો કે "એમાં શું ? આવી લાંચ રૂશ્વતો તો બધાય લે છે. એ તો રોજની જાણીતી બિના છે. કોઇ સુપરવાઇઝરને કે નિરીક્ષકને પોતાની ચાલુ આવકમાં જરાક ઉમેરો કરવાનું મન થયું હશે તેથી તેણે તારા બાપને આવું કહ્યું હશે. એમાં તે શું ખોટું છે ? તું અહીં વધારે વખત રહીશ તો તું પણ મારી પેઠે જાણીશ કે અહીંનાં બધાંજ કારખાનાં આવા આવા સડાઓથી ખદબદી રહ્યાં છે. નિરીક્ષકો કામદારો પાસેથી રૂશ્વત લે છે; તેઓ એકબીજાને રૂશ્વત આપે છે અને લે છે; સુપરવાઇઝરો નિરીક્ષકો પાસેથી પૈસા ઓકાવે છે. પછી સુપરિન્ટેન્ડેન્ટનો વારો આવે છે એટલે તે સુપરવાઇઝરને સારી પેઠે નીચોવી લે છે." બોલતાં બોલતાં ટેમોઝિયસ ચગ્યો એટલે તેણે દિલ ખોલીને આખી પરિસ્થિતિ સમજાવી દીધી. તે બોલ્યો કે "આ ડરહામ કંપનીનોજ દાખલો લઇએ. એ કંપની મૂળ એકજ માણસની માલિકીની છે અને તેને કોઈ પણ ઉપાયે, જ્યાંથી મળે ત્યાંથી માત્ર પૈસાજ પેદા કરવા છે. એ પૈસા ન્યાયના છે કે અન્યાયના છે તેનો વિચાર કરવાની તેને ફુરસદ નથી. આ તો જાણે કારખાનાના માલિકની વાત થઇ, પણ તેની નીચેના વ્યવસ્થાપકો, સુપરિન્ટેન્ડેન્ટો, સુપરવાઇઝરો, નિરીક્ષકો અને મુકાદમોની ચઢતા ઉતરતી પાયરીની ખાસ્સી મોટી ફોજ છે. દરેક માણસ પોતાની નીચેનાનું લોહી પીને જીવે છે; દરેક જણ પોતાની તાબેના માણસ પાસે ઘણામાં ઘણું કામ કરાવે તોજ તે પોતાના ઉપરીને રાજી રાખી શકે છે. આનો અર્થ એ થયો કે અહીં દરેક જણ પોતાની તળેના માણસના ગળા ઉપર પગ દઇને ઉભો રહે તોજ તે ઉભો રહી શકે છે. કારખાનાના માલિકે પહેલેથી નીતિજ એવી રાખી છે કે દરેકના મનમાં એવોજ ભય રહ્યા કરે કે મારે મારી નોકરી જાળવી રાખવી હોય તો મારા હાથ નીચેનાં માણસોને દબાય તેટલા દબાવવાં. માલિક વ્યવસ્થાપકોને દબડાવે, વ્યવસ્થાપકો સુપરિન્ટેન્ડેન્ટોને દબડાવે, સુપરિન્ટેન્ડેન્ટો સુપરવાઇઝરોને દબડાવે, સુપરવાઇઝરો નિરીક્ષકોને, નિરીક્ષકો મુકાદમોને દબડાવે, મુકાદમો મજૂરોને દબડાવે અને મજૂરો પણ એક બીજાની સાથે સહકાર નહિ

પણ સ્પર્ધા કરે. દરેક કામદારના કામનો હિસાબ જુદો રહે છે. તેને મનમાં હમેશાં બીક લાગ્યા કરે છે, કે જો મારા કરતાં બીજાએ વધારે કામ બતાવ્યું તો મારી નોકરી જવાની. ટુંકામાં આખું કારખાનું તળેથી તે ઉપર સુધી અદેખાઇ, ચાડીચૂગલી અને વેર-ઝેરથી ખદબદી રહ્યું છે. અહીં પરસ્પર વિશ્વાસ કે પ્રેમ જેવું તો કાંઇ છેજ નહિ. આવું નીચ કૃત્ય તો મારાથી કરાયજ કેમ, એવી શંકા અહીં કોઇને આવતીજ નથી. આ નરકસ્થાનના જીવડાઓ એકબીજાનાં ગળાં કાપવામાં કશું હલકું સમજતા નથી. અહીં માણસની કિંમત નથી, પણ જે છે તે ડૉલરનીજ કિંમત છે, ડૉલરની સરખામણીમાં માણસની જિંદગી કશા હિસાબમાં નથી. પ્રમાણિકપણાની વેલી અહીંના ઝેરી વાતાવરણમાં ઉગી શકતી નથી. બહારથી નવો આવનાર માણસ ગમે તેવો પ્રામાણિક અને શુભ નિષ્ઠાવાળો હોય પણ અહીંની ઝેરી હવાનો ઝપાટો લાગતાંજ તેના હૃદયમાં જે કાંઇ શુભ સંસ્કાર હોય તે બધાય ચીમળાઇને સૂકાઇ જાય છે. આમ થવાનું કાંઇક કારણ તો હોવુંજ જોઇએ ને ? કારણ તો તેના કાર્યની અંદર એવું દટાઇને લદબદ થઇ ગયું છે કે શોધ્યું જડે એમ નથી. પણ ઘણા લોકો માને છે કે એ કારણની શરૂઆત ડરહામ કંપનીના અસલ માલિક બુઢ્ઢા ડરહામ શેઠે કરેલી અને તે મરતી વખતે પોતાના છોકરાને પોતાની કરોડો ડૉલરની પૂંજીની સાથે આ કુટિલ નીતિનો વારસો પણ આપતો ગયો.

આવા લાંબા ભાષણને અંતે ટેમોઝિયસે જર્ગિસને કહ્યું કે “ તું પણ જો અહીં અમારી પેઠે ઝાઝો વખત રહીશ તો હમણાં મેં જે જે કહ્યું તે તું તારી પોતાની આંખે જોઇ શકીશ; કારણ કે અહીં જે જે કાળાં કામો થાય છે તે બધાંજ આપણા જેવા કામદારોને હાથેજ થાય છે; એટલે આપણાથી તો કશું છાનું રહી શકતુંજ નથી. કાળાં કામ કરવામાં જેઓ સીધો હિસ્સો લેતાં અચકાય છે તેમનાં મન ઉપર અહીંના વાતાવરણની અસર તો થાય છેજ; તેથી વહેલા મોડા તેઓ પણ બીજા બધાના જેવાજ બની જાય છે.

આ સાંભળીને જર્ગિસની આંખે અંધારાં આવવા લાગ્યાં. તે એવી આશા-ઉમેદસહિત આ દેશમાં આવ્યો હતો કે મને જે કામ મળશે તે હું ખૂબ નિષ્ઠા રાખીને કરીશ તેથી મારો ઉપરી મને તેના કરતાં વધારે સારૂં કામ સોંપશે. એમ કરતાં કરતાં હું અણઘડ મજૂર મટીને કારીગરમાં ગણાતો થઇશ અને તે પ્રમાણે મને પગાર પણ વધારે વધારે મળતો જશે. પણ આજે તેને અહીંની સાચી વસ્તુસ્થિ-

તેનું ભાન થઇ ગયું. ટેમોઝિયસે જરાક ખુંખારો ખાઇને કહ્યું કે "પૅડિંગ્ટાઉનનો એક મહાનિયમ તું ગોખી રાખજે; અથવા તારા હૈયામાં કોતરી રાખજે કે જે માણસની દહાડે દહાડે ઉન્નતિ થતી દેખાય તે દુષ્ટ ચંડાળજ હોવો જોઇએ. દાખલા તરીકે જે માણસને સુપરવાઇઝરે તારા બાપની પાસે પેલી વાતનો સાર કાઢવા મોકલ્યો હતો તેનો પગાર આગળ જતાં વધશે; જેઓ બીજાની ચાડીઓ ખાશે અથવા બે માણસ શી વાત કરે છે તે કાન દઇને સાંભળશે અને ઉપરીને કહી દેશે તેમનો પગાર વધશે; જેઓ પોતાના જોડીદારોના ઉપર જાસૂસનું કામ કરતા રહેશે તેમનો પગાર વધશે; પણ જેઓ નીચી મૂડીએ પોતાનું કામજ કર્યા કરશે અને એ ઉપરાંત બીજા કશામાં માથું નહિ મારે તેમનું શું થશે તે કહું? તેમને પેલી 'વેગવર્ધક ક્રિયા' રૂપી ઘાણીમાં પીલીને કારખાનાંવાળા તેમનું તેલ કાઢી નાખશે. અને જ્યારે આખરે કામ કરી કરીને તેમની કાયા ઘસાઇ જશે ત્યારે તેમનું ઠેકાણું ક્યાં? પેલી સામેની ગટરમાં."

જર્ગિસ ઘેર તો ગયો, પણ તેનું મગજ ભમતું હતું. તેના માથામાં ટેમોઝિયસની કથાના કારમા ભણકારા શમ્યા ન હતા. તેમ છતાં તેણે કહેલું બધું સાચુંજ છે એ વાત માનવાને હજી પણ તે ખંચાતો હતો. તેણે દોરેલા ભયંકર ચિત્રમાં અતિશયોક્તિ જેવું કેમ ન હોય? નહિ, નહિ, તે કહે છે તેવું તો કદાપિ હોઇ શકેજ નહિ. ટેમોઝિયસ પણ બીજાઓના જેવો ખાલી બડબડાટ ફડફડાટ કરનારોજ હોવો જોઇએ. તેને સારંગી બજાવવાનો નાદ લાગ્યો છે. અને રાત પડી એટલે મિજબાનીઓમાં અથવા નાચ-પાર્ટીઓમાં બગલમાં સારંગી લઇને જાય ત્યાં ખૂબ ખાઇને, દારૂ ઢીંચીને અને આખી રાત જાગીને મોટે પરોઢીએ ઘેર આવે. પછી જરા વાર ઝોકું માર્યું ન માર્યું એટલે કારખાનાની સીસોટી વાગે. આવું આવું રોજ ચાલે એટલે પછી એનામાં કામ કરવાનો ઉત્સાહ હોયજ ક્યાંથી? તેમાં વળી પાછો એ મૂળે વેંતીઆ જેવો અને એકવડીઆ કાઠાનો તેથી બીજા સબળા માણસના જેટલું કામ તો તેનાથી થાયજ નહિ. કામ થાય નહિ એટલે સૌની પાછળ પડે. બીજા તેની આગળ નીકળી જાય અને વધારે પગાર કમાતા થઇ જાય એટલે પછી તેના મનમાં બળતરા થાય અને તેનો સ્વભાવ પણ ખારો થઇજ જાય ને? એવા માણસની આંખે આખી દુનિયા કાળી કાળી દેખાય તેમાં નવાઇ પણ શી? આવા તર્ક કરીને જર્ગિસ પોતાના મનનું સમાધાન કરવાના અને ટેમોઝિયસે નાખેલા સંસ્કારને દાબી દેવાના પ્રયત્ન કરતો. પણ જે સાચી

વાત હોય તે ક્યાં સુધી છૂપી રહે ? દરરોજ જર્ગિસ કાંઇ ને કાંઇ નવી વાત સાંભળતો–તેણે કદી પણ ન કલ્પી હોય એવી વિચિત્ર ઘટના તેની આંખ આગળ બનતી ! એવી એક નહિ, બે નહિ, પણ ભાત-ભાતની ઘટનાઓ બળાત્કારે તેના લક્ષ ઉપર આવી આવીને અથડાતી !

પહેલાં તો જર્ગિસે તેના બાપને કહ્યું કે, પેલો માણસ તમને નોકરી અપાવવાનું કહી ગયો છે તેને તમારે કોડુંજ ન આપવું. એની વાતમાં કાંઇ માલજ નથી. પણ ડોસો માને નહિ. જર્ગિસ તેને ખૂબ આગ્રહ કરીને સમજાવે કે, તમારે નોકરી કરવાનો વિચારજ મનમાંથી કાઢી નાખવો. પણ ડોસાએ નોકરી ખોળવા પાછળ મહેનત કરવામાં બાકી રાખી ન હતી. ભટકી ભટકીને તેના ટાંટીઆ ઘસાઈ ગયા હતા, અપમાન સાંભળી સાંભળીને તેનું કાળજું કાણું થઇ ગયું હતું, રાહ જોઇ જોઇને તેની ધીરજ ખૂટી જવા આવી હતી. તેને તો નોકરીજ જોઈતી હતી. ગમે તેવી નોકરી મળે તો તે લેવાને પણ તે તૈયાર હતો. છતાં મળતી ન હતી; મળવાની આશા પણ ન હતી. આવા અણીના વખતે તેને નોકરી મળી ગઈ તેને કાંઇ ઠોકર મરાય ? એન્ટેનાસે નજ માન્યું. એટલે પછી બીજે દહાડો ઉગતાંજ તે તો ડરહામ કંપનીના કારખાનામાં ગયો અને પેલા માણસને તેણે ગમે તેમ કરીને ખોળી કાઢયો. એન્ટેનાસે તેને કહ્યું કે તું કહેતો હતો તે મુજબ જો મને નોકરી અપાવશે તો મારા પગારનો ત્રીજો હિસ્સો તને આપતો રહીશ. આમ કહેતાની સાથેજ તેને ડરહામ કંપનીના ભોંયરામાં પેલા માણસે કામે વળગાડી દીધો. એ ભોંયરામાં માંસનાં અથાણાં બનાવવાનું કામ ચાલતું હતું અને ત્યાં જેટલા ઓરડા હતા તેમાંના કોઈમાં એક કીડી ઉભી રહી શકે એટલી પણ કોરી જગ્યા હતી નહિ. આથી કરીને એન્ટેનાસને પોતાનો પહેલા અઠવાડીઆનો આખો પગાર જાડા તળીઆના જોડા ખરીદવામાં ખરચી નાખવો પડયો. તેને ઝાડુવાળાનું કામ મળ્યું હતું. આખો દિવસ હાથમાં લાંબા દાંડાનો કડછીના ઘાટનો સાવરણો લઇને અથાણાંના પીપમાંથી નીતરતા મીઠાના પાણીને છબક છબક કરીને એક બાજુએ મોરી તરફ ઝાડી કાઢવાનું કામ તે કરતો હતો. ઉનાળાની ઋતુમાં તો આ કામ બહુ કંટાળાભરેલું ન લાગે. અડચણ માત્ર એજ બાબતની હતી. એક તો અંધારૂં અને બીજું આખો દહાડો પાણીમાં ને પાણીમાંજ રહેવાનું.

આખી દુનિયામાં ગરીબમાં ગરીબ સ્વભાવનો અને ઘણામાં ઘણો સહનશીલ માણસ જો કોઇ હોય તો આ એન્ટેનાસ હતો. એ એન્ટેના-

ડરહામ કંપનીના કારખાનામાં ફક્ત બેજ દિવસ નોકરી કરતામાંજ કંપનીને અને તેના અમલદારોને ગાળેગાળ દેતો ઘેર આવ્યો ત્યારે બીજા બધા લોકો જે જે ફરિયાદો કરે છે તે સાચીજ હોવી જોઇએ તેની જર્ગિસને એક વધુ સાબિતી મળી ગઇ. એન્ટેનાસનું જીગર પણ બીજાઓના જેટલુંજ જખમી થઇ ગયું હતું અને તેના હૈયામાંથી પણ બીજાઓના જેવીજ ઉંડા દર્દભરી હાય નીકળતી હતી. તેણે કહ્યું કે, આજે મને મોરીઓ સાફ કરવાના કામે બઝાડયો હતો. આટલી પ્રસ્તાવના કરીને તેણે પોતાના આજના કમકમાટી ઉપજાવે એવા અનુભવોની કહાણી કહેવા માંડી અને ઘરનાં બીજાં બધાં તેની આસપાસ કુંડાળું વળીને બેઠાં બેઠાં આશ્ચર્ય સહિત સાંભળવા લાગ્યાં. વાત એવી બની હતી કે, જે વિભાગમાં ગાય બળદ વગેરે પ્રાણીઓનાં માંસને આથીને તેને સીલબંધ ડબ્બામાં ભરવાનું કામ થતું હતું ત્યાં એન્ટેનાસને ઝાડુ ફેરવવાનું અને ગટરો સાફ કરવાનું કામ મળ્યું હતું. માંસને આથવાને માટે મોટાં મોટાં કુંડાંમાં અમુક અમુક રાસાયનિક પદાર્થોનું પાણી ભરીને તેમાં માંસના ટૂકડાને ડૂબાડી રાખવાનો રિવાજ છે. એવી રીતે અમુક વખત સુધી ડૂબાડી રાખ્યા પછી મોટા ચીપીઆ વડે માંસના અથાયલા ટૂકડાને કુંડાંમાંથી કાઢીને ઠેલણગાડીઓમાં સજડાસજડી ભરીને રંધાવા માટે રસોડાંમાં લઈ જાય છે. કુંડાંની અંદર જેટલે સુધી ચીપીઆ પહોંચે ત્યાં સુધીનું માંસ તો ચીપીઆ વડે કાઢી લે છે. પણ ચીપીઆ કાંઇ ઠેઠ તળે સુધી પહોંચી શકતા નથી. તેથી જ્યારે ચીપીઆમાં માંસનો કટકો આવતો નથી એવું લાગે ત્યારે બે ત્રણ જણ મળીને તે કુંડાને ભોંય પર ઉંધું વાળે છે અને તેમાં માંસ તથા બીજું જે કાંઇ હોય તે બધું ભોંય પર ઠાલવી નાખે છે. પછી તેને પાવડે પાવડે ઉસેડી લઇને પેલી ઠેલણગાડીઓમાં ભરી દે છે. ઓરડાનાં ભોંયતળીઆં કદી સાફ હોતાંજ નથી. પણ ભોંયે પડેલું માંસ નાખી દે એવી કંપની ભોળી નથી. ભોંય પર પડેલા અથાએલા માંસની નાની નાની કચ્ચરોને સાવરણા વડે સાંભરી સાંભરીને એક ખાડામાં એકઠા કરવાનું કામ એન્ટેનાસને માથે આજે આવ્યું હતું. એ ખાડાની સાથે એ ઓરડાની ગંદા પાણીની મોરીઓનો પણ સંબંધ હતો તેથી તેમની મારફતે જે કાંઇ સામગ્રી ખાડામાં આવી આવીને એકઠી થઇ હોય તે અને પેલી માંસની કચ્ચરો બધાંને સાંભરી લઇને ઠેલણગાડીમાં નાખવાનું કામ પણ એન્ટેનાસે કર્યું. આટલી કરકસર જાણે કંપનીને પૂરતી ન લાગી હોય તેમ મોરીઓમાં એક ઠેકાણે જાળી જેવું રાખ્યું હતું. જ્યારે આખા ભોંયતળીઆમાં

એકઠું થએલું પાણી સાવરણા વડે ઉસેડાઇને મોરીમાં જતું ત્યારે તે પાણીની સાથે માંસની કચ્ચરો તથા ઓરડામાં પડેલું બીજું બધું પાણીની સાથે મોરીમાં ઘસડાઇ આવતું અને પછી આગળ જતાં પેલી જાળીમાં ઝીલાઇ રહેતું. થોડા થોડા દિવસને આંતરે મોરીના ડબકા ઉઘાડીને જાળીઓને ચોખ્ખી કરીને તેમાં ઝીલાઇ રહેલી સામગ્રી સાંભરી લેવાનું કામ પણ એન્ટેનાસનુંજ હતું. આજે એણે મોરીઓ સાફ કરી અને તેમાં જે કાંઇ ભરાઇ રહ્યું હતું તે બધુંજ પાવડે પાવડે એકઠું કરીને પેલી ઠેલણગાડીઓની અંદર માંસના ભેગાભેગું ઝોકાવી દીધું.

આ તો જાણે એન્ટેનાસે પોતાના જાતી અનુભવની કથની કહી સંભળાવી. પણ જોનાસ અને મેરિજા પાસે પણ તેમનો આજ સુધીનો અનુભવ એકઠો થયો હતો. મેરિજા માંસના ડબ્બા ભરવાના એક નાના સ્વતંત્ર કારખાનામાં નોકરી કરતી હતી. માંસ ભરવાના ડબ્બા રંગવાના કામ બદલ તેને જે પગાર મળતો હતો તે જોઇને તે હર્ષ-ઘેલી અને વિજયોન્મત્ત બનીને ફરતી હતી. તે ચાલતી ત્યારે તેની ચાલમાં પણ તેની ઉન્મત્તતાના પડછંદા વાગતા હતા. પણ એક દહાડો તે ઘેર આવી ત્યારે પોતાની સાથે એક ફિક્કા મોઢાની નાના કદની સ્ત્રીને તેડતી આવી. તેનું નામ જેડ્વિગા હતું અને તે મેરિજાની સામે-નાજ ટેબલ ઉપર કામ કરતી હતી. મેરિજાને કેવા સંજોગોમાં નોકરી મળી હતી તેનો યથાવત્ ઇતિહાસ આ જેડ્વિગા જાણતી હતી અને તેને મોઢેથી આજે મેરિજાએ પોતે પણ સાંભળ્યો. હકીકત એવી હતી કે, મેરિજાના પહેલાં તેની જગ્યાએ એક આઇરિશ સ્ત્રી કામ કરતી હતી. તે કહેતી હતી કે, આ કારખાનામાં મને નોકરીએ રહ્યે પંદર વરસ થઈ ગયાં. કદાચ પંદર ન હોય અને ઓછાંવત્તાં હોય તોપણ એ કારખાનામાં હાલ કામ કરતા તમામ માણસો કહે છે કે અમે આવ્યા ત્યાર પહેલાં પણ એ આ જગ્યાએ હતી. એટલે આખા કારખાનામાં જૂનામાં જૂની એ આઇરિશ સ્ત્રીજ ગણાય. તેનું નામ મેરી ડેનિસ હતું. ઘણાં વરસ પહેલાં તે કોઇ દુષ્ટ પુરુષની જાળમાં ફસાઇ હતી અને તેની રખાત તરીકે રહી હતી. તેને પેટે તેને એક છોકરો પણ થયો હતો. એ છોકરો એક તો હાથે પગે લૂલો હતો અને બીજું તેને ફેફ્ફરાનો રોગ હતો. તે છતાં પણ મેરી ડેનિસના પ્રેમનો અધિકારી તો એ છોકરો એકલોજ હતો. એને બાદ કરતાં મેરી જેને પોતાનું ગણે અને જેને માટે એનું હૈયું ઉછળે એવું આખા જગતમાં કોઇજ ન હતું. અત્યારે તેઓ મા-દીકરો હાલ્સ્ટેડ સ્ટ્રીટના પાછલા ભાગમાં એક નાની સરખી કોટડીમાં રહેતાં હતાં. કેટલાંક આઇરિશ કુટું-

પણ એજ લત્તામાં વસતાં હતાં. હવે એ મેરીને પાછો ક્ષયરોગ લાગુ પડયો હતો અને કારખાનામાં કામ કરતાં કરતાં આખો દહાડો બિચારી ખોં ખોં કર્યાજ કરતી હતી. થોડો વખત થયાં તેની કાયા ઘસાઈ ઘસાઇને છેકજ તવાઇ ગઇ હતી. એટલામાં એ વિભાગની સ્ત્રી મુકાદમની નજર મેરિજા ઉપર પડી અને પડતાની સાથેજ તેણે બિચારી મેરી ડેનિસને પાણીચું આપવાનો નિશ્ચય કરી નાખ્યો. એ સ્ત્રી મુકાદમ કહેતી કે, સાંજને છેડે મારે મારા ઉપરી અમલદારને અમુક કામ થયું છે એવું બતાવી દેવું પડે છે. એમાંથી જો ઓછું થાય તો હું જવાબદાર ગણાઉં. આથી કરીને મારા હાથ નીચેનાં માણસોમાંથી કોઇ માંદાં અને અશક્ત હોય અને તેથી કરીને પોતાની વરદી પૂરી કરી શકતાં ન હોય તેમને સારૂ હું મારી નોકરી જોખમમાં નાખું એવી નથી. બિચારી મેરી ડેનિસ આજકાલ કરતાં ઘણાં વરસથી નોકરી કરે છે એ કારણસર પણ તેને થોડીક રાહત આપવી ઘટે એવો વિચાર પણ પેલી સ્ત્રીમુકાદમને કદી આવતો ન હતો. મેરી જૂનામાં જૂની છે, એ વાતની તેને કદાચ ખબર પણ ન હોય. કારણકે તે પોતે અને એ ખાતાનો સુપરિન્ટેન્ડેન્ટ બેઉ નવે નવાંજ હતાં. તેમને અહીં આવ્યે પૂરાં બે–ત્રણ વર્ષ પણ ભાગ્યેજ થયાં હશે. મેરી ડેનિસને નોકરી ઉપરથી કાઢી મૂકી ત્યાર પછી તે કેવી રીતે દહાડા કાઢે છે તેની મને ખબર નથી એવું જેડ્વિગા કહેવા લાગી. તેણે કહ્યું કે, તેની ખબર કાઢવાનું મને મન તો હતું, પણ હું પોતેજ માંદી એટલે જાઉં પણ કેવી રીતે? મને આખો દહાડો મારી કેડમાં દુખાવો થયાજ કરે છે અને એવું દુઃખ થાય છે કે જાણે હમણાંજ કેડના કટકા થઇ જશે. કદાચ સૂવાવડ સૂઇને ઉઠયા પછી પેટમાં કાંઈ કસર રહી ગઇ હશે તેનો એ દુખાવો થતો હશે. કાચી સૂવાવડમાં મહેનત કરવાથી પણ ઘણી બાઇડીઓને કેડમાં ફાટ થાય છે. સાચું પુછાવો તો આપણે જે કામ કરીએ છીએ તે સ્ત્રીજાતને કરવા લાયક છેજ નહિ. આખો દહાડો ચૌદ ચૌદ શેરના ડબ્બા ઉપાડી ઉપાડીને અભરાઇઓ ઉપર મૂકવા અને ઉતારવા એ કામ બૈરાં માણસથી થાયજ નહિ; પણ કહીએ કોને? આ પ્રમાણે જેડ્વિગાએ પોતાનો અનુભવ કહી સંભળાવ્યો.

મેરિજાની માફક જોનાસને પણ બીજા કોઇ માણસના કમનસીબને લીધે તેની ખાલી પડેલી જગ્યા મળી ગઇ હતી, એ પણ ધ્યાન ખેંચે એવી બિના હતી. ડુક્કરની જાંઘ આગળના માંસના શેકેલા કટકા, જેને 'હૅમ' કહે છે તેવા 'હૅમ'ની માથા સુધી ભરેલી મોટી ઠેલણગાડીને રસોડામાંથી ધકેલીને તેને ઉંચકી લેવાને ગોઠવેલા 'એલિ-

વેટર' સુધી લઇ જવાનું અને ત્યાંથી પછી જ્યાં 'હૅમ'ના ડબ્બા ભરાતા હતા ત્યાં લઇ જવાનું કામ જોનાસ કરતો હતો. ઠેલણગાડીઓ નરદમ લોખંડની હોવાથી ખૂબ ભારે તો હતી; તેમાં વળી અકકેકીમાં સાઠ સાઠ 'હૅમ' ભરવાનો ધારો હતો. તેથી એક એક ઠેલણગાડીનું સામટું વજન ૧૪ મણનું થવા જતું હતું. તેમાં ભોંયતળિયું પાછું સપાટ અને લીસું નહિ પણ ખાડાખડીઆવાળું તેથી એ ઠેલણગાડીને તેની જગ્યાએથી પહેલવહેલી ગબડતી કરનાર જો રાક્ષસ ન હોય તો તેનાં આંકોશીઆંજ ઉંચાં આવી જાય. ઠેલણગાડી એક વાર ગબડતી થઇ ગયા પછી તેની ગતિ ચાલુ ને ચાલુજ રહે અને અટકી ન પડે તેની ગબડાવનારને કુદરતી રીતે ખાસ ચાનક રહેતી; કેમકે એક વાર જો અટકી ગઇ તો પાછી તેને ચાલુ કરતાં આંખના ડોળા નીકળી જાય એટલી મહેનત કરવી પડે. સુપરવાઇઝર અથવા નિરીક્ષકોમાંથી ગમે તે એક જણ અહીંથી તહીં અને તહીંથી અહીં આંટા મારતોજ હોય. ઠેલણગાડી એકાદ સેકન્ડ પણ અટકી પડે એટલે તેના મોઢામાંથી ગંદી ગાળોનો વરસાદ વરસ્યોજ જાણવો. લિથુઆનિયન, સ્લૅાવેક તેમજ એવા બીજા પરદેશી કામદારો આ ગાળોનો અર્થ સમજતા ન હતા તેથી તેઓ જાણે કૂતરા કે ગધેડા હોય એમ ગણીને તેમને ગાળો દેવાને બદલે લાતો મારવાનો નિરીક્ષકોએ ચાલુ રિવાજ કરી દીધો હતો. રખેને ધમ દઇને લાત વાગશે તેની ધાકે ઠેલણગાડીઓ ધકેલનારા ચાલવાને બદલે દોડવાનુંજ પસંદ કરતા. આથી કરીને ધમાધમ કરતી ઠેલણગાડીઓ એક બીજાની પાછળ તેમજ સામસામી દિશાએથી ચાલી આવતી. જેની ખાલી પડેલી જગ્યા જોનાસને મળી તે માણસ ભીંત અને ઠેલણગાડીની વચ્ચે આવી ગયો અને એવો છુંદાઇ મુઓ કે તેના શરીરના થએલા હાલહવાલનો આંખ આગળ ચિતાર આવતાં પણ અરેરાટી વછૂટે અને શબ્દો વડે તો તેનું ચિત્ર આંકી શકાયજ નહિ !

આવા આવા બનાવો ઘણા ભયંકર અને કંપનીને માટે ઘણાજ શરમ ભરેલા તો ખરા; પણ તેમ છતાં એ તો અણધાર્યા અકસ્માત કહેવાય. પરંતુ નોકરીએ રહ્યા પછી થોડાજ વખતમાં જે બીના જર્ગિસે પોતાની સગી આંખે જોઇ તેની સરખામણીમાં તો ઉપર ગણાવ્યા તેવા બનાવ કશા લેખામાંજ ન લેખાય. તે નોકરીએ રહ્યો ત્યારથી મારી નાખેલાં ઢોરનાં આંતરડાંને ઉસેડી ઉસેડીને એક બાજુએ એકઠાં કરવાનું કામ કરતો હતો. એ કામ કરતાં કરતાં એ વિભાગના નિરીક્ષકોની ઘણીજ જાણવા જેવી લુચ્ચાઇના દાખલા તેની જાણમાં આ-

તેમાંની એક લુચ્ચાઇ અધૂરે દહાડે અવતરેલા અથવા ગાભણી ગાયને મારી નાખ્યા પછી તેના પેટમાંથી ખેંચી કાઢેલા ગર્ભના વાછરડાને લગતી હતી. કસાઇખાનાનો જેને જરા જેટલો પણ અનુભવ હોય તે સારી રીતે જાણે છે કે, તરતની વીયાએલી ગાયનું અથવા જે વીયાવાની તૈયારીમાં હોય એવી ગાયનું માંસ ખાવાના કામમાં લેવા જેવું હોતું નથી. કસાઇખાનામાં રોજ હજારો ગાયો આવતી. તેમાં ઉપર કહી તેવી ગાયોની સંખ્યા પણ કાંઈ નાની સૂની ન હતી. આવી ગાયોમાંથી જે ગાભણી હોય તે વીયાય અથવા તરતની વીયાએલી ગાયો તેમની સૂવાવડના દહાડા પૂરા કરે ત્યાંસુધી કસાઇખાનાંવાળાઓ ધારે તો તેમને જીવતી રાખી શકે—માત્ર તેમને તેટલા દિવસ સુધી ખવડાવવાનો અને સાચવવાનો ખર્ચ થાય એટલુંજ. પણ તેઓ એટલા દિવસ શામાટે થોભે ? એટલો વધારાનો ખર્ચ શામાટે કરે ? ગાભણી અથવા તરતની વીયાએલી ગાયોનું માંસ ખાવાલાયક હોય છે કે નહિ તે વિચારવાની કસાઇખાનાંના માલિકો તસ્દીજ શા માટે લે ? તેથી બીજી ગાયોના ટોળા ભેગી ઉપર કહી તેવી ગાયોને પણ ઠેઠ અંદર હાંકી લાવવાનો ત્યાંનો રિવાજજ હતો. ત્યાર પછી દરેક નાના મોટા નોકરને એવી છૂપી સૂચના મળી ગઇ હતી કે, ઉપર કહી તેવી ગાય જેના જોવામાં આવે તેણે ત્યાંના નિરીક્ષકને ખબર કરવી એટલે પછી તે નિરીક્ષક અને સરકારી તંદુરસ્તી ખાતાનો ઇન્સ્પેકટર, બેઉ જણ થોડી વાર સુધી એકબીજાના કાન કરડે અને થોડી વારને માટે બેઉ જણ ત્યાંથી રફુચક્કર થઇ જાય. તેમની પૂંઠ થઇ એટલે ઝટ લઇને પેલી ગાયનું કાટલું નીકળી જાય. તેનો જીવ નીકળે ન નીકળે એટલામાં તો તેનું પેટ ચીરીને તેનાં આંતરડાં, હોજરી અને ગર્ભાશયને એક જણ બહાર ખેંચી કાઢે. મરનાર ગાય ગાભણી હોય તો તેના ગર્ભાશયમાં વાછરડું પણ હોય. એવા વાછરડાવાળા ગર્ભાશયને એક મોટા બાકોરામાં થઇને નીચે ધકેલી દેવાનું કામ જર્ગિસને કરવું પડતું. નીચેના માળ ઉપર કામ કરનારા લોકો ગર્ભાશયને ચીરીને માંહેથી વાછરડું કાઢી લેતા અને તેને કાપીને તેના માંસને પણ બીજા માંસના ભેગું ભેળી દેતા અને તેના ચામડાને પણ નકામું જવા દેતા ન હતા.

એક દહાડો એક જણનો પગ લપસી ગયો અને તેથી તેનો પગ મોચવાઇ ગયો. સાંજ પડી અને તમામ ઢોરનો નિકાલ થઈ ગયા પછી જ્યારે સૌને ઘેર જવાનો વખત થયો ત્યારે જર્ગિસને મુકાદમે કહ્યું કે, તું હમણાં જતો નહિ. જેનો ટાંટીઓ મોચવાઇ ગયો છે તેના ભાગનું એક ખાસ કામ બાકી રહ્યું છે તે કર્યાં પછી તને ઘેર જવાની રજા મળશે. તે વખતે સાંજ તો પડીજ ગઇ હતી અને અંધારૂં પણ થવા આવ્યું હતું. સરકારી ઇન્સ્પેકટરો પણ ચાલ્યા ગયા હતા. જે

માળ ઉપર જર્ગિસ કામ કરતો હતો ત્યાં હવે વીસ કે પચીસ કરતાં વધારે કામદારો હતા નહિ. તે દિવસે આ કસાઇખાનામાં ગાય, બળદ તથા વાછરડાંઓ વગેરે મળીને કુલ ચાર હજાર ઢોરની કતલ થઇ હતી. આ બધાં ઢોર દૂર દૂરનાં પરગણાંમાંથી ભારખાનાના ડબ્બાઓમાં ભરાઇ ભરાઇને ચાલ્યાં આવતાં હતાં. આટલી બધી લાંબી મુસાફરી દરમ્યાન તેઓમાંનાં કેટલાંકને એક યા બીજી જાતની શારીરિક ઇજા થતી. કેટલાંકના ટાંટીઆજ ભાગી ગયા હતા; કેટલાંક અંદર અંદર લડીને ઘાયલ થએલાં હતાં; કેટલાંકના પેટમાં તથા પડખાંમાં શીંગડાંના ઉંડા જખમ વાગ્યા હતા અને તેમાંથી લોહી ટપકયાજ કરતું હતું. કેટલાંક રસ્તામાં મરી પણ ગયાં હતાં—શા કારણથી મરી ગયાં હતાં તે તો રામ જાણે ! પણ આટલી બધી કિમ્મતનાં ઢોરને નકામાં જવા દેવાય ? જે જીવતાં હતાં તેઓ સાજાં થાય ત્યાં સુધી તેમના ઘાસચારાનો અને બરદાસ્તનો ખર્ચ કંપની શા માટે વેઠે ? તેમ કરે ત્યારે તો દીવાળુંજ કાઢવું પડે ને ? એટલે એ ઢોરને રાત પડયા પછી ચૂપચાપ ઠેકાણે કરી નાખવાં, બીજું શું ? મૂડદાં તથા ચાલી ન શકે એવાં ઢોરની સગવડને વાસ્તે કંપનીએ એક ખાસ એલિવેટરની ગોઠવણ કરી હતી તેની મદદથી પેલાં અભાગીઆં ઢોરને ઉંચકી ઉંચકીને કતલ કરવાના ટેબલ ઉપર આણ્યાં, જ્યાં તેમનાં શરીર ઉપર કરવાની વિવિધ ક્રિયાઓ, એવી ક્રિયાઓ કરવાને ટેવાએલા કામદારોએ એટલી બેપરવાઇથી અને જાણે તેઓ રોજનું કામજ કરતા હોય અને આમાં કશુંજ નવું કે અસ્વાભાવિક ન હોય એવી સામાન્ય ઢબે ઝટપટ પતાવી દીધી કે આવાં કાળાં કૃત્ય કોઇ કોઈ વાર નહિ પણ રોજનાં રોજ થાય છે એ વાત તેમણે પોતાના શબ્દો કરતાં મૌન વડે વધારે સારી રીતે પૂરવાર કરી દીધી. આ કામમાં તેમને બે કરતાં વધારે કલાક લાગ્યા ન હતા. એ બે કલાકને અંતે જર્ગિસે પોતાની સગી આંખે દીઠું કે, એ ઢોરનાં મૂડદાં પણ બીજાં મૂડદાંઓની સાથે ઠંડકવાળા ઓરડાઓમાં લટકતાં થઇ ગયાં અને એક અહીં તો એક તહીં એમ તેમને એવાં સેળભેળ કરી દીધાં કે, કયું મૂડદું કેવા ઢોરનું હતું તે કોના ભોગ લાગ્યા હોય કે તે ઓળખી કાઢે ? ઘાયલ ઢોરનાં મૂડદાં ભેગાં પેલાં રસ્તામાં મરી ગએલાં ઢોરનાં મૂડદાં પણ પસાર થઇ ગયાં અને તેમનાં માંસ પણ બીજાં સારાં ઢોરનાં માંસના ભેગાં મળી ગયાં.

આ ક્રિયામાં સક્રિય ભાગ ભજવ્યા પછી જ્યારે જર્ગિસ રાત્રે ઘેર ગયો ત્યારે તે ઘણોજ ગંભીર અને ઉદાસ બની ગયો હતો અને આજ તેને સમજાઈ ગયું હતું કે અમેરિકાના લોકોની શુભ નિષ્ઠા ઉપર વિશ્વાસ રાખવા માટે તેને બેવકૂફ કહેનારા લોકો છેક ભૂલતા તો નજ હતા.



## प्रकरण ६ ठुं

ઓના અને જર્ગિસ બેઉ એકબીજાના પ્રેમમાં તન્મય બની ગયાં હતાં અને પરણવા માટે ખૂબજ અધીરાં બની ગયાં હતાં. તેમણે રાહ જોવામાં પણ કાંઇ બાકી રાખી ન હતી. અમેરિકા જઇને તરતજ પરણી જઇશું એવી આશામાં ને આશામાં તેમણે સ્વદેશ પણ છોડયો. અહીં આવ્યા પછી એક પછી એક અડચણો આવતી ગઇ. તેમને પ્રેમમાં પડયાને એક વરસ વીતી ગયું હતું અને બીજું વરસ પણ બેસી ચૂકયું હતું. જર્ગિસને મન તો તમામ અવસ્થાઓની એક માત્ર સાચી કસોટી એવી હતી કે જેના વડે ઓનાને પરણવામાં સરળતા મળે તે અવસ્થા સારી અને જેનાથી એ કામમાં અડચણ આવે તે અવસ્થા માઠી. તેના તમામ વિચારોનું અને હૈયાની ઊર્મિઓનું જો કોઇ પણ કેન્દ્ર હોય તો તે એકલી ઓના હતી. તેણે આ કુટુંબની સાથે રહેવાનું કબૂલ કર્યું અને પોતાનું નસીબ તેના નસીબની સાથે જોડી દીધું તે પણ ઓનાને લીધેજ. આ ઘરને તે પોતાનું ઘર માનતો તે પણ ઓનાનું ઘર હતું તેથીજ. ડરહામ કંપનીના માંસના કારખાનામાં જે કાળાં કામ થતાં હતાં, જે જે લુચ્ચાઇઓ રમાતી હતી, જે જે ક્રરતાના દાખલા બનતા હતા, તે બધાંને લીધે ઓનાને પરણવાના કામમાં વિઘ્ન આવે છે કે સરળતા મળે છે, એ એકજ કસોટી વડે તે તેમને સૌને કસી જોતો હતો અને એ કામ સારાં હોય કે ભૂંડાં તોપણ મને પોતાને આ એકજ બાબતને બાદ કરતાં તેમની સાથે કશીજ લેવા દેવા નથી એવું તે વખતે તે માનતો હતો.

જર્ગિસ અને ઓનાનું ધાર્યું થયું હોત તો તો તેમનાં લગ્ન કયારનાંએ થઈ ગયાં હોત; પરંતુ એમ ઉતાવળાં લગ્ન કરવા જતાં લગ્નની ખુશાલીમાં બધાં સગાંવહાલાંને નોતરાં દઇને ન્યાતવરો કરવાનું માંડી વાળવું પડે. જ્ઞાતિભોજનના ખરચ જોગા પૈસા હવે તેમની પાસે રહ્યા ન હતા. તેમની અસલ મૂડીમાંથી જે કાંઇ બચ્યું હતું

તેનો મોટો ભાગ નવા ઘરનો ત્રણસો ડૉલરનો પહેલો હપ્તો ભરવામાં વપરાઇ ગયો હતો. એઉ જણે કહ્યું કે, જ્ઞાતિભોજન ન કરીએ તો ન ચાલે? પણ એ વાત કુટુંબના વડીલવર્ગને ગળે ઉતરી નહિ. ખાસ કરી-ટીટા એલ્ઝબિટાને તો એવું થયું કે આવી વાત કાને સાંભળવી પડે તે કરતાં તો મોત સારૂં. તે કહેતી કે "રસ્તામાં રવડતાં ભિખારીઓ ચાર ચોખા છંટાવીને લગન કરી નાખે તેવું તમારે કરવું છે? બોલતાં શરમ નથી આવતી?" અને વાત પણ સાચી હતી. તેના બાપનું ઘર કાંઇ જેવું તેવું ન હતું. તેના કુટુંબનો આજ સુધીનો ઇતિહાસ આબરૂભરેલો હતો. તેના પિયેરમાં મોટી ખેતી અને પુષ્કળ નોકર-ચાકર હતા. એ બધું જોતાં તે કોઈ મોટા જમીનદારને પરણીને ઠક-રાણી થઇને ફરતી હોત. પણ તેના બાપને બધી મળીને નવ છોક-રીઓ હતી અને છોકરો એક પણ ન હતો. તેમ છતાં પણ તે કાંઇ જેવે તેવે ઘેર પરણી ન હતી. ઓનાનો બાપ પણ મૂછ ઉપર લિંબુ ટાંગીને ફરે એવો હતો. અત્યારે પણ તેનું કુટુંબ ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ જેવું હતું. તેના કુટુંબમાં કેવે પ્રસંગે કેવા કેવા વરા થયા હતા તે બધું તેને સારી રીતે યાદ હતું. આબરૂ—ગેરઆબરૂનું તેને ઘણુંજ તીવ્ર ભાન હતું અને કુટુંબની વંશપરંપરાથી ચાલતી આવેલી રૂઢિ-ઓને તે મરતાં મરતાં પણ છોડે એવી ન હતી. વળી તે કહેતી કે "હું પડી પડી પણ હજી ધૂળે નથી ખરડાઈ. મારો માઠો દહાડો આવ્યો ને તેથી મારાં છોકરાંને પાપી પેટને સારૂ પૅકિંગટાઉનના કસાઇખા-નામાં મજૂરીએ રહેવું પડ્યું. પણ તેથી શું? તેથી કાંઇ મારી ન્યાતના લોકો આગળ મારા ઘરનું નીચું દેખાવા દઉં? મારા ઘરને રેંજી પેંજીમાં ગણાવા દઉં? બે મહિના મોડાં પરણજો. તમે આટલો વખત રાહ જોઇ છે તો વળી ચાર દહાડા વધારે. પણ લગન તો લગનની રીતેજ કરવાં પડશે." ઓનાએ વળી એક દિવસ મિજબાની પછીના નાચ અને ચાંલ્લાના રિવાજને પડતો મૂકવાની વાત છેડી જોઇ. તેથી ટીટાનું દિલ એટલું દુખાયું કે તેને આખી રાત ઉંઘજ ન આવી. પરણવાને આતુર થઇ ગએલાં ઓના અને જર્ગિસ એવી દલીલ કરતાં કે, આપણને અહીં સગાંવહાલાં અને ન્યાતજાતમાં છે કોણ? ઇન મીન ને સાડેતીન છે. એટલામાં તે વળી આબરૂ શી અને ગેરઆબરૂ શી? તેના જવાબમાં એલ્ઝબિટા કહેતી કે "હમણાં નથી, પણ આગળ જતાં નવા નવા મિત્રો, સ્નેહીઓ અને ઓળખીતાઓ—પારખીતાઓ થશે અને તે બધા આપણી નિંદા કરશે કે પરણ્યાં ખરાં પણ અમારાં મીઢાં મોઢાં તો કરાવ્યાં નહિ. પરણ્યાં તે કોણે જાણ્યું? ચાર સ

વહાલાંને નોતરાં તો દેવાયાં નહિ ! વારતે કરીને પાંચ પૈસાના લોભમાં તણાઇને ન્યાતનો રિવાજ તોડવો નહિ અને જે સારૂં હોય તે છોડવું નહિ. તમે પૈસા પૈસા શું કરો છો ? પૈસા તો આપણા હાથનો મેલ છે. એકલા પૈસા વડે તમે સુખી થનાર નથી એટલી મારી શિખામણ ગોખી રાખજો." ત્યારપછી એલ્ઝબિટા જર્ગિસના બાપ એન્ટેનાસને પોતાની કુમકે બોલાવતી. તેના અને એન્ટેનાસના, બેઉના મનમાં એક સંદેહ પેઠો હતો કે પરદેશમાં આવીને વસવાથી આપણાં છોકરાંનાં મનમાંથી કુટુંબના જૂના સંસ્કાર ધોવાઇ જશે. તેઓ નવા ઘરમાં રહેવા ગયાં ત્યાર પછીને બીજેજ રવિવારે બધાં ભેગાં થઇને મંદિરમાં કથા સાંભળવા ગયાં. તેઓ હતાં તો ગરીબ, પણ એલ્ઝબિટાને થયું કે ગમે તેમ કરીને પણ થોડાક સેન્ટ અળખામણા કરીને ઇસુ ખ્રિસ્ત અને તેની માતા મરિયમની પ્લાસ્ટરની બનાવેલી નાનકડી એવી મૂર્તિ તો લેવીજ જોઇએ. એ મૂર્તિ હતી તો ફક્ત એકજ ફૂટની, પણ તેને ચાર બાજુએ ચાર મિનારાવાળા રૂપાળા મંદિરમાં બેસાડી હતી. બાળક ઇસુને હાથમાં લઇને મરિયમ માતા ઉભી હતી અને દેશ દેશના રાજાઓ, ગોપલોકો અને ઋષિમુનિઓ ઇસુને વંદન કરતા હતા. આટલું બધું તે નાની સરખી મૂર્તિમાં કોતર્યું હતું અને તેની કિંમત જોઇ હોય તો ફક્ત ૫૦ સેન્ટ ! (૧ રૂ. ૯ આ.) એલ્ઝબિટાના અંતઃકરણમાં એવી શ્રદ્ધા જામી ગઈ હતી કે, આવી બાબતમાં પૈસા ખરચીએ તે ખરચ્યાજ ન કહેવાય. એ પૈસા તો કોઇ ને કોઈ રીતે અનેકગણા થઇને પાછા આવશે. એટલે પછી એલ્ઝબિટાએ તે મૂર્તિ વેચાતી લીધી અને દિવાનખાનાની એક અભરાઈ ઉપર તેને પધરાવી. તે હતી તો ઘણી સુંદર તેની ના નહિ અને જ્યારે ઘર વસાવીએ ત્યારે આવી તેવી એકાદ ગૃહશણગારની ચીજવિના કાંઇ ચાલે ?

વળી પાછી એક વાર રાત્રે લગનના વરાની વાત નીકળી. સગાંવહાલાંને ખવડાવવા–પીવડાવવામાં જે કંઇ ખરચ થશે તેટલી રકમ તો ચાંલ્લા પેટે પાછી આવશે એટલે બધું સરભર થઇ જશે; એવી તેમની ગણત્રી હતી. પણ શરૂઆતમાં તો અમુક રકમ હાથ ઉપર હોવીજ જોઇએ તે શી રીતે ઉભી કરવી, એટલોજ સવાલ ઉકેલવાનો હતો. તેમને અહીં રહેવા આવ્યાને હજી ઘણો વખત થયો ન હતો તેથી બજારમાં તેમની એટલી બધી શાખ જામી ન હતી કે કોઇ વેપારી તેમને કાં તો એટલી રકમ હાથઉછીની આપે અથવા એટલી કિંમતનો માલ તેમને ઉધાર આપે. તેમને નાની સરખી રકમ પણ ઉછીની આપે એવો કોઇ હોય તો તે એકલો ઝેડવિલાસ; બીજું કોઇજ નહિ;

દરરોજ ઓના અને જર્ગિસ રાત્રે તેમના લગ્નના ખરચના આંકડાના સરવાળા કરતાં અને હજી આપણને પરણતાં કેટલો વિલંબ થશે તેનો અડસટ્ટો આંકતાં. ગમે તેટલી કરકસર કરવા જતાંએ ૨૦૦ ડૉલરથી ઓછો ખરચ તો થાયજ નહિ અને ઓછો કરવા જતાં ઘરની શોભા જળવાય નહિ. મેરિજા અને જોનાસ બેઉ જણ તેમની પોતપોતાની આખી કમાણી તેમને લગ્નના ખરચ માટે ઉછીની આપવા તૈયાર હતાં; તે છતાં પણ બધાંની સામટી કમાણીમાંથી જે કાંઈ બચત થાય તે બધાનો સરવાળો કરતાં પણ ૨૦૦ ડૉલર જેટલી રકમ ભેગી કરવા માટે ચારથી પાંચ મહિના તો સહેજે નીકળીજ જાય. આ બધું જોતાં ઓનાએ પોતે પણ ગમે તે એકાદ કારખાનામાં નોકરી કરવાનો વિચાર કર્યો. તેની ગણત્રી એવી હતી કે, જો સારે નસીબે તરતજ નોકરી મળી ગઇ તો પેલા ચાર–પાંચ મહિનામાંથી બે મહિના ઓછા થઇ શકશે અને લગ્ન તેટલું વહેલું થઇ શકશે. જર્ગિસને તેમજ બીજાં બધાં-ને એ વાત પસંદ તો નહોતીજ, પણ નાછૂટકે 'જેવો વખત તેવાં ગીત' એમ વિચારીને પોતાના મનનું સમાધાન કરવા જતાં હતાં એટલામાં તેમના ઉપર આકાશમાંથી અણધાર્યો વીજળીનો કાટકો થયો અને તેમની તમામ આશાઉમેદ એકકે ઝપાટે ભાગીને ભૂકો થઇ ગઈ.

તેઓ રહેતાં હતાં ત્યાંથી એકજ મકાનને અંતરે લિથુઆનિ-યાથી આવેલું એક બીજું કુટુંબ પણ રહેતું હતું. તેમના ઘરમાં ફક્ત બેજ જણ હતાં–એક આધેડ ઉંમરની વિધવા સ્ત્રી અને તેનો જુવાન દીકરો. થોડાજ દિવસમાં આ બેઉ કુટુંબનાં માણસો એકબીજાને ઓળખતાં થઇ ગયાં. એક દહાડો બેઉ મા–દીકરો એલ્ઝબિટાને ઘેર બેસવા આવ્યાં. સ્વાભાવિક રીતે આ લત્તો અને તેના જાણવા જેવા બનાવો વિષે સૌથી પહેલી વાત નીકળી. પેલી ડોશીમાએ એક પછી એક તવારિખો ઉકેલવા માંડી અને એવી એવી ભયંકર વાતો કહી, કે જે સાંભળીને પેલાં નવાં આવનારાંઓનું તો લોહીજ ઠરી ગયું. તે મોઢે કરચલીઓવાળી અને સૂકાઇ ગએલી બોળ કેરીના જેવી દેખાતી હતી. ઉંમર પણ એંશીથી તો ઓછી નહિજ હોય. આવી આકૃતિ-વાળી એંશી વરસની ડોશી અહીં રહેતા લોકોના ઉપર પડેલાં તરેહ તરેહનાં કષ્ટની કથાઓ તેના બોખા મોઢે કહેવા બેઠી એટલે જાણે જીવતી ડાકણજ જોઇ લેવી. આ બુઢ્ઢી ખખ જેવી ડોશી તેની જિંદ-ગીનો મોટો ભાગ એટલાં બધાં દુઃખોની વચમાં જીવી હતી કે દુઃખ તો તેને મન સ્વાભાવિકજ થઇ ગયાં હતાં અને તેથી જેમ બીજા લોકો લગન, ઉજાણીઓ, મેળાવડાઓ અને ખાવાપીવાની વાતો

લઇ લઇને કરે, તેમ આ ડોકરી ગરીબાઇ, ઘરબારની હરરાજી, મંદ-વાડ અને મોતની વાતો રસભેર કરતી હતી.

વાત ચાલતાં ચાલતાં ખરી મર્મભેદક કથાનું પ્રકરણ ધીમે રહીને એકાએક ઉઘડી ગયું. પહેલાં તો ઘરની વાત નીકળી. ડોસીએ ભરડી માર્યું કે આ ઘર તમે બધાં ધારો છો તેવું કાંઈ નવું તો છેજ નહિ. તેને બંધાયે આશરે પંદરેક વરસ તો થયાં છેજ. એમાંનું કશુંજ નવું નથી; ફક્ત રંગરોગાનજ નવાં છે. એ રંગરોગાન પણ ઘર બંધાવ-નારાઓ એવાં હલકી જાતનાં વાપરે છે કે વરસે બે વરસે નવેસરથીજ રંગાવવું પડે છે. ગરીબ અને અજાણ્યાં લોકોને ઠગીને તેમને પૈસે માતબર થનારી એક કંપનીએ આવાં ઘરની ખાસ્સી હારની હાર બંધાવી છે, તેમાંનું આ એક તમારૂં ઘર પણ છે. તમારી પાસે તેના પંદરસો ડૉલર લીધા, પણ તેને બંધાવનારને પૂરા પાંચસો ડૉલરનો પણ ખરચ થયો નથી. ડોસીએ કહ્યું કે, હું આવાં ઘરની ખરી કિંમ-ત જાણું છું; કારણ કે બરાબર આવાંજ ઘર બાંધનારો એક કંટ્રાકટર અને મારો પોતાનો છોકરો બેઉ જણ એકજ રાજકીય મંડળના સભાસદો હતા અને તેથી મારો છોકરો અંદરની બધી વાતોથી પાવ-રધો છે. એ લોકો સસ્તામાં સસ્તો અને રદ્દીમાં રદ્દી માલ વાપરે છે. એકકે વખતે સામટાં બાર બાર ઘર બંધાવે છે. બહારની ટાપટીપ સિવાય બીજા કશાનો તેઓ વિચાર કરતા નથી. પછી તેણે ખાંખારો ખાઇને કહ્યું કે, આ ઘર તમે લીધું તો છે, પણ આગળ જતાં એ ઘર તમારી વેંત વેંત જીભ બહાર ન કઢાવે તો તમારૂં ખાસડું ને મારૂં માથું. મને તો એ બાબતનો જાતિઅનુભવ છે; કારણ કે અમે જે ઘરમાં રહીએ છીએ તે પણ અમે તમારી પેઠેજ મહિને મહિને હપ્તા ભરવાની શરતે લીધું હતું. પણ એક તો મારો છોકરો ઉત્તમ કારીગરમાં ગણાય છે અને સો ડૉલરનો મહિનો પાડે છે; બીજું ડહા-પણ વાપરીને તે પરણ્યો નહિ; એ બે કારણોને લીધે અમે એ લુચ્ચા-ઓની કંપનીના દાવમાં ન આવ્યાં. અમે શરત પ્રમાણે હપ્તા ભરીને એ ઘર અમારૂં પોતાનું કરી લીધું અને કંપનીવાળા હાથ ઘસતા રહી ગયા.

"કંપનીવાળા હાથ ઘસતા રહી ગયા" અને "અમે એ લુચ્ચા-ઓની કંપનીના દાવમાં ન આવ્યાં" એ બે વાકયોનો મર્મ પેલા લોકોના સમજવામાં આવ્યો નથી, એવું ડોસીમાને તેમનાં મોઢાં ઉપ-રથી લાગ્યું પણ ખરૂં. વાત પણ વિચિત્ર હતી ! અમે હપ્તે હપ્તે પૈસા ભર્યા અને તેથી કંપનીવાળા હાથ ઘસતા રહી ગયા, એ વાતની

અંદર રહેલો મર્મ પેલા અજાણ્યા બિનઅનુભવી લોકો સમજે પણ કેવી રીતે ? ખરી હકીકત એવી હતી કે આ ઘર કંપનીએ ઘણે થોડે ખર્ચે બંધાવ્યાં હતાં અને તેથી દેખીતી રીતે ઘણી સસ્તી કિંમતે વેચવાનું તેમને પરવડતું હતું તોપણ તેમની મૂળ દાનત એવી કે હપ્તા ભરવાની શરતે ઘર વેચાતાં રાખનારાઓ હપ્તા ભરી ન શકે તો સારૂં. કારણ કે તેથી પૈસાના પૈસા મળે અને પાછું ઘર પચાવી પડાય તથા નવેસરથી બીજાને વેચી પણ દેવાય. દાખલાતરીકે કોઇને દશ વરસના એકસો ને વીસ હપ્તા ભરવાના છે. તેણે એકસો ને ઓગણીસ હપ્તા બરાબર ભર્યાં અને કોઇ કારણસર તેનાથી છેલ્લોજ હપ્તો ન ભરાયો તો બસ થઈ રહ્યું; તેણે ભરેલાં નાણાં પાણીમાં ગયાં. કંપની તરતજ તેના ઉપર નોટિસ બજાવીને તેને ઘરમાંથી ખંખેરી કાઢશે અને એજ ઘર તેઓ તેના જેવા બીજા કોઇ ગરજાઉને વેચી મારશે. ડોસીમાની આ વાત સાંભળીને પેલાં બધાંનાં મોઢાં ઉતરી ગયાં. તેમણે પૂછ્યું કે "એકના એક ઘરને ફરી ફરીને વેચવાની તક કંપનીને ઘણી વાર મળે છે ?" બેઉ હાથ ઉંચા કરીને ડોસીમા બોલ્યાં: "એકનું એક ઘર કેટલી વાર ફરી ફરીને વેચાય છે તે તો ભગવાન જાણે, પણ કંપની એકેકાજ ઘરની દોઢી બમણી કિંમત ઉપજાવે છે એ વાત તો ચોક્કસ છે. તમારે ખાત્રી કરવી હોય તો પૅકિંગ્ટાઉનના કોઇ પણ જાણકાર માણસને પૂછીને ખાત્રી કરી લેજો કે, મારૂં કહેવું ખરૂં છે કે ખોટું ? જે ઘરમાં તમે રહો છો તે ઘર બંધાયું તે દહાડાની હું અહીંની અહીંજ મોઇ છું. અને તમે કહેતાં હો તો હું તમને એ ઘરની બધી વાત માંડીને કહું." પેલાંમાંથી કોઇએ પૂછ્યું: "ત્યારે અમારૂં ઘર પણ અમારા પહેલાં બીજા કોઇએ રાખ્યું હતું એવું તમારૂં કહેવું છે ?" છાતી ઉપર જોરથી હાથ ઠોકીને ડોસીમાએ તરતજ જવાબ આપ્યો: "એ તમે બોલ્યા શું ? ઓય મા રે ! તમારી પહેલાં તો આ ઘરમાં ચાર કુટુંબ રહી ગયાં છે. તેમણે બધાંએ તમારીજ માફક હપ્તા ભરવાની શરતે ઘર લીધેલું, પણ ચારેમાંથી કોઇથી પૂરા હપ્તા ભરાયા નહિ અને કંપનીએ તેમને ઘરમાંથી ખંખેરી કાઢયાં. અરે ! કહેતાં હો તો એ બધાંનાં નામ ગણાવું અને બધાંનો ઇતિહાસ પણ થોડો થોડો કહી સંભળાવું. એ બધુંએ મેં મારી આંખ આગળ દીઠું છે અને હજીએ મારી આંખો આગળ રમે છે." એમ કહીને ડોસીમાએ ભાગવત છોડયું.

"જુઓ, આ ઘરમાં સૌથી પહેલા રહેવા આવનારાઓ જર્મન લોકો હતા. તેમના પછી વળી બીજી જાતિના લોકો આવ્યા, કસાઇ-

તો ધૂળની ધૂળજ રહે છે. અહીં એક વાર આવ્યા પછી તેઓ જાય પણ ક્યાં ? એક વાર ઘરબાર કે ખેતર વગેરે વેચી-સાટીને અહીં આવવા નીકળ્યા હોય તેમની ગાંઠની પૂંજી વાટખરચીમાં અને બીજા આડાઅવળા ખરચમાં પૂરીજ થવા આવી હોય છે. અહીં આવ્યા પછી અહીંની કમાણી અહીંજ ખરચાઇ જાય અને તેમાં પણ ઘણી વાર ખૂટકો પડે એટલે અહીંથી ચાલ્યા જવાનું મન કરે તો પણ જાય કેવી રીતે ? એ તો દાંતે તરણાં લઇને અહીંજ દહાડા કાઢવાના અને મોત છોડાવે ત્યારેજ છૂટવાનું. આટલું છતાં પણ હજી નવા નવા મજૂરોનાં ટોળાં ચાલ્યાંજ આવે છે અને તેમ તેમ મજૂરીના દર ઘટે છે અને કામની હાડમારી વધે છે. પણ જ્યારે ત્યારે એક દહાડો આ લોકો વેર લીધા વગર રહેનાર નથી; કેમકે તેમના દુઃખનો ઘડો ભરાઇને છલકાઈ જવા આવ્યો છે. એક દિવસ તેઓ બધા ભેગા થઇને બળવો કરશે અને કારખાનાંના માલિકોનાં ખૂન કરશે." ડોશીમાએ આ છેલ્લા વાક્યમાં પોતાની મનની ધારેલી વાત કહી નાખી; કારણ કે તે સમાજવાદી ( સોશ્યાલિસ્ટ ) મંડળનાં અથવા તો કોઈ એવીજ જાતની મંડળીનાં સભાસદ હતાં. તેનો બીજો દીકરો* સાઇબીરિયાના પ્રદેશમાં તેનાં લોહી-માંસનું પાણી કરી રહ્યો હતો. ડોશીમાએ પોતે પણ તેમની જુવાનીના દિવસમાં ભાષણો ઝાડેલાં એ વાતને લીધે તેમનાં આજનાં શ્રોતાઓને હતાં તેના કરતાંય વધારે બિહામણાં દેખાતાં હતાં.

ડોશીમાનું ભાગવત હજી છેક પૂરું તો નહોતું થયું, પણ પેલાંઓએ તેમની વાતનો વિષય બદલાવ્યો અને પાછાં તેમને આ ઘરની મૂળ કથા ઉપર ખેંચી આણ્યાં. ડોશીમાએ પણ પાછો પોતાની વાતનો તાર જ્યાંથી પડતો મેલ્યો હતો ત્યાંથી ઉપાડી લીધો. તે બોલ્યાંઃ

" પેલું જર્મન કુટુંબ ઘણું સારું હતું. દુઃખ એટલું કે તેમને છોકરાં ઘણાં હતાં અને એવું તો તે જમાનામાં આખા પૅકિંગ્ટાઉનમાં બધેજ હતું. પણ તે છતાં તેઓ બધાં હરામ હાડકાનાં નહિ. તેથી કરીને જેટલું ખાતાં તેટલું કમાતાં પણ ખરાં. છોકરાંનો બાપ દારૂડીઓ નહોતો તેથી તેમણે અડધા ઉપરના હપ્તા તો ભરી નાખેલા. પણ એક દહાડો ડરહામ કંપનીના કારખાનામાં એલિવેટરનો અકસ્માત બન્યો તેમાં આ ઘરનો ધણી છુંદાઇ મૂઓ.

---

*રશિયામાં ઝારના જમાનામાં ક્રાન્તિકારીઓને દેશનિકાલ કરીને સાઇબિરિયામાં કેદ કરવાનો રિવાજ હતો. સાઇબીરિયા એટલે રશિયાનું આન્દામાન. —**અનુવાદક**

"ત્યાર પછી આ ઘરમાં એક આઇરિશ કુટુંબ રહેવા આવ્યું. તેમને પણ કળશી છોકરાં હતાં. ઘરધણી ખૂબ દારૂ ઢીંચીને ઘેર આવતો અને છોકરાંને ખૂબ ટપેરતો. રાત પડે એટલે ઘરમાં બૂમાબૂમ અને ચીસાચીસ મચી રહે. ધીબાધીબ અને છોકરાંની રડારોળ સાંભળી સાંભળીને તેમનાં પાડોશીઓ પણ કાયર કાયર થઇ ગએલાં. તેમનાથી એક હપ્તો પણ વખતસર ભરાયો નહિ. આ મહિનાનો હપ્તો પેલે મહિને અને પેલા મહિનાનો વળી ત્રીજે મહિને એમ ઠેલ્યાજ કરતાં; તે છતાં કંપની તેમના તરફ ખાસ મહેરબાની બતાવતી હતી. એ મહેરબાનીના કારણમાં રાજનૈતિક તત્ત્વ વધારે હતું. એ કયું તે તો હું ચોક્કસપણે નથી કહી શકતી, પણ એ આઇરિશ કુટુંબ 'વૉર વ્હૂપ લીગ' નામની એક રાજકીય મંડળીમાં સામેલ થયું હતું. એ મંડળમાં કોણ કોણ હતા તે કહું? આખા જિલ્લાના ઠગલોકો, બદમાશો, ઉઠાવગીરો અને દાદાઓ તેમાં ભેગા થયા હતા. એક વાર કોઇ એ મંડળીમાં જોડાયો એટલે તે ગમે તે ગુન્હો કરે પણ પોલીસના ભાર નથી કે તેને આંગળી પણ અડકાડે. એક દિવસ એવું બન્યું કે, પેલા આઇરિશ કુટુંબનો સૌથી મોટો માણસ ગાયો ચોરવાનો ધંધો કરનારી ટોળીના ભેગો પકડાઇ ગયો. એ ટોળી હમેશાં આસપાસનાં ગરીબ ગુરબાંની ગાયો ઉઠાવી લાવતી અને કસાઇખાનાની પાછળના ભાગમાં તેમને મારી નાખીને તેમનું માંસ વેચી ખાતી. ગાયો જીવતી રહે તો વખતે પકડાઇ પણ જવાય, પણ તેમને મારી નાખી એટલે કશો પુરાવોજ ન રહે. પેલો આઇરિશ પકડાયો તો ખરો, પણ ત્રણજ દહાડાની જેલ ભોગવીને મૂછ પર તાલ દેતો દેતો ઘેર આવ્યો. આટલા દહાડા ગેરહાજર રહ્યો તથા આવા કામમાં કેદ ભોગવી આવ્યો તો પણ કારખાનામાંથી તેને રૂખસત આપી નહિ. એમ છતાં પણ દારૂએ તેને આખરે પાયમાલ કરી નાખ્યો અને તેનો પહેલાંના જેવો વગવસીલો પણ રહ્યો નહિ. તેના છોકરાઓમાંથી એક ઠરેલ હતો. તેણે પોતાના દારૂડીઆ બાપનું ને કુટુંબનાં બાકીનાં માણસોનું વરસ બે વરસ તો પોપણ કર્યું, પણ તેને ક્ષયરોગ લાગુ પડયો એટલે તે કુટુંબનું આવી બન્યું."

એટલામાં ડોશીમાને એક બીજી વાત યાદ આવી ગઇ હોય તેમ તેમણે પોતાની મેળેજ આ કથા અટકાવી અને પેલી વાત તરફ વળ્યાં.

તેમણે કહ્યું: "એક બીજી વાત કહું? આ ઘર અપશુકનિયું છે. એમાં જે જે રહી ગયાં તે તે કુટુંબના ગમે તે એક જણને ક્ષયરોગ તો ખરોજ. અહીં રહેવા આવ્યા પછી ક્ષયરોગ શાથી થાય છે તેનું કા

ણુ તો કોઇ બતાવી શકતું નથી. કાં તો આ ઘરમાંજ કાંઇ ખામી હોય અથવા તેને બાંધવાની રીતમાં કોઇ ભૂલચૂક થઇ હોય–લોકો વાતો કરે છે કે, એ ઘર બાંધવાની શરૂઆત અંધારીઆમાં કરેલી એજ ક્ષયરોગ થવાનું કારણ છે. પણ એવાં અંધારીઆ પખવાડીઆમાં બાંધેલાં ઘર તો પૅકિંગ્ટાઉનમાં જોઇએ તેટલાં છે. મને તો એમાં કાંઈ સમજણ નથી પડતી, પણ આવાં અપશુકનિયાં ઘરનો એકાદ ઓરડોજ ગોઝારો હોય છે. તેમાં જો સૂતાં તો પછી તમારૂં આવી બન્યુંજ જાણવું. આ ઘરમાં જાણે સૌથી પહેલો પેલો આઇરિશ છોકરો મરી ગયો. તેમના પછી એક બોહીમિયન કુટુંબ રહેવા આવ્યું તેમનો પણ એક છોકરો મરી ગયો. આવાં મોતનું કારણ શું છે તે કોઇ ચોક્કસપણે કહી શકતું નથી. કોઇ કહે આ કારણ, ને કોઇ કહે પેલું કારણ. કસાઇખાનાંમાં મજૂરી કરવા જનારાં છોકરાંઓ શાથી માંદાં પડે છે તેનું કાંઈક કારણ તો હોવુંજ જોઇએ. પણ કયું કારણ તે કહેવાય શી રીતે ? પણ વાત એમ છે કે, કારખાનામાં મજૂરી કરનાર છોકરાંઓની ઓછામાં ઓછી આટલી ઉંમર તો હોવીજ જોઇએ, એવો અત્યારે કાયદો છે; પણ તે જમાનામાં એવો કાયદો નહોતો. અને કારખાનાંવાળા ફક્ત માને ધાવે એવાં છોકરાંને બાદ કરીને બાકીનાં ગમે તેટલાં નાનાં છોકરાંને પણ મજૂરીએ રાખી લેતા."

આ વાત પેલા લોકોથી સમજાઇ નહિ તેથી ડોસીમાને તેના ઉપર વિવેચન કરવું પડયું. તેમણે કહ્યું:

"અત્યારે એવો કાયદો થયો છે કે સોળ વરસની અંદરનાં છોકરાંને મજૂરીએ રાખવાં એ ગુન્હો છે." પેલા લોકોએ પાછું પૂછયું કે "આવો કાયદો કરવાનું કારણ બારણ તો કાંઈ હશે ને ? અમે તો અમારા સ્ટેનિસ્લોવાસને કારખાનામાં કામ કરવા મોકલવાના વિચારમાંજ છીએ." ડોશીમાએ તેનો તરતજ ખુલાસો આપતાં કહ્યું: "કાયદો થયો ન થયો એ બધું સરખુંજ છે; માટે તમારે કાયદાની ચિન્તા રાખવીજ નહિ. એનાથી ઓછામાં ઓછું એટલું થયું છે કે છોકરાંનાં મા–બાપને તેમનાં છોકરાંની ઉમ્મરની બાબતમાં હવે જૂઠું બોલવું પડે છે. એ સિવાય કાયદાથી કશો ઝાઝો ફાયદો થયો નથી અને થનાર પણ નથી. કાયદો ઘડાવનારાઓ છોકરાંનાં મા–બાપની પાસે શું કરાવવા માગે છે તે પણ સમજી શકાતું નથી. જેમને પોતાના ભરણ–પોષણને માટે નાની ઉંમરનાં છોકરાંની કમાણી ઉપરજ આધાર રાખવો પડે અને એ સિવાય જેમને બીજું કાંઇજ ગુજરાનનું સાધન ન હોય એવાં

કુટુંબો પણ છે; અને કાયદો તેમને એ સિવાય બીજી કશી આજી-વિકાનો માર્ગ લેવા દેતો નથી. ઘણી વાર એવું પણ બને છે કે પુખ્ત ઉમ્મરના માણસને નોકરી ખોળી કાઢતાં મહિનાના મહિનાઓ નીકળી જાય છે અને નાનાં છોકરાંને જતાંની વારમાં ઝટ લઇને નોકરી મળી જાય છે. વળી કારખાનાંવાળાઓ આજે આ તો કાલે વળી બીજી જાતનું એવાં નવાં નવાં યંત્રો વસાવતાજ જાય છે, જેમના વડે મોટા માણસનું કામ નાનાં નાનાં છોકરાંઓની પાસે કરાવી શકાય અને છોકરાંઓનો પગાર મોટા માણસના પગાર કરતાં ત્રીજા ભાગનો, એ-ટલે ખરચમાં ૬૬ ટકાનો બચાવ થાય. આવી સ્થિતિમાં નાનાં છોક-રાંને મજૂરીએ મોકલવામાં તેમનાં મા–બાપનો અને કારખાનાંવાળા-ઓનો, બેઉનો સ્વાર્થ ભેગો થાય છે એટલે કાયદો કરી કરીને કરવાનો શું હતો? બહુ બહુ તો એટલું થાય કે છોકરાંનાં મા–બાપ તેમની ઉમ્મરમાં બે ત્રણ વરસ ગપચાવે અને તેમને સોળ વરસ થયાં છે એવો જૂઠો એકરાર કરે એટલે પતી ગયું."

વળી પાછી પેલા ઘરની વાત નીકળી: "ત્યાર પછી એક કુટુંબ અહીં રહી ગએલું તે ઘરની ધણીઆણીનોજ મરવાનો વારો આવ્યો. તેમને રહેવા આવ્યાને ચારેક વરસ માંડમાંડ થયાં હશે અને એટલામાં તો તે બાઇને મોતે ઝડપી લીધી. એ બાઇડી વરસે વરસે છોકરાં જણતી અને તે પણ પાછી જોડની જોડ; કોઇ વરસ ખાલી ન જાય અને જોડની જોડજ જણે. એટલાં જગધાં, એટલાં જગધાં કે મારા જેવીથી તો ગણાયે નહિ. બાઇડી મરી પરવારી અને ભાયડો મજૂ-રીએ જાય એટલે આખો દહાડો છોકરાં ઘરમાં એકલાં પડયાં રહે. તેમનું જતન કરનાર કોઇ નહિ તેથી માબાપ વગરનાં અનાથ છોકરાં-ની માફક ઘરમાં અને ઘરબહાર શેરીમાં રવડતાં ફરે. પાડોશીઓને વળી દયા આવે તો કટકો રોટલો ખવડાવે કે માથે હાથ ફેરવે. એમ કરતાં શિયાળો બેઠો ત્યારે તો બાપડાં ટાઢે ઠૂંઠવાઇ જવા લાગ્યાં. એક વાર તો ત્રણ દહાડા સુધી બિચારાં ઘરમાં એકલાં પડી રહ્યાં. નહિ કોઇ ખવડાવનાર–પીવડાવનાર ને નહિ કોઇ ખબર પૂછનાર. ચોથે દહાડે ખબર આવી કે તેમનો બાપ તો ત્રણ દહાડા થયાં મરી પર-વાર્યો છે. જોન્સ કંપનીના કસાઇખાનાના જે ઓરડામાં ઢોરની કતલ થાય છે ત્યાં તેની નોકરી હતી. એક દહાડો એવું બન્યું કે, જખમી થએલો પણ મરી નહિ ગએલો એવો એક સાંઢ વેદનાથી ગાંડાતૂર થઇને છૂટો થઇને નાઠો. તેના ઝપાટામાં પેલાં મા વગરનાં છોકરાંનો બાપ આવી ગયો. સાંઢે તેને એક થાંભલાની સાથે દબાવીને તેનો ભેચો

કાઢી નાખ્યો. છોકરાં બિચારાં મા વગરનાં તો હતાંજ અને હવે બાપ વગરનાં થઇ ગયાં. પછી તેમને કોણ જાણે ક્યાં કોઇ લઇ ગયું અને એજ અઠવાડીઆમાં કંપનીએ આ ઘર વળી કોઇ ત્રીજાજ દેશથી આવેલા કુટુંબને વેચી માર્યું.

આ પ્રમાણે તે ડાકણ પોતાની રોમાંચકારી ભયાનક વાતોનો પોટલો છોડીને એક એકથી ચઢી જાય એવી અને રાત્રે સ્વપ્નમાં પણ બીવડાવી મારે એવી એક પછી એક વાત કહેતીજ ગઈ. તેનો ભંડાર ખૂટતોજ ન હતો અને ખૂટવાનો સંભવ પણ દેખાતો ન હતો. હવે આમાંનું કેટલું સાચું અને કેટલું અતિશયોક્તિભરેલું તે તો ખુદાને માલૂમ ! પણ એ વાતો માની શકાય એવી તો લાગતીજ હતી; કારણ કે આવાં વીતક એક બે કુટુંબને નહિ પણ મજૂરોની સમસ્ત આલમને વેઠવાં પડતાં હતાં. દાખલા તરીકે ક્ષયરોગની બાબત લઇએ. ક્ષયરોગનાં શાં શાં લક્ષણ છે તેનું તો આ લોકોને કાંઇ ખાસ જ્ઞાન ન હતું; પણ અનુભવ ઉપરથી એટલું જાણી ગયાં હતાં કે જેને ક્ષયરોગ થાય છે તે રાતદહાડો ઠાંસો ખાયા કરે છે. એમના પોતાનાજ ઘરમાં પણ ક્ષયરોગ ન હોય એની શી ખાત્રી ? એન્ટેનાસને છેલ્લા પંદર દિવસ થયાં લાગલાગટ ઉધરસ આવ્યાજ કરતી હતી અને તેને આમ શાથી થતું હશે તેને માટે આખું કુટુંબ ચિંતામાં પડયું હતું. એક વાર તેને ઉધરસ આવવા લાગી એટલે પછી શમેજ નહિ. આખી રાત ડોસો ખેં ખેં કર્યાજ કરે. એક પળવાર પણ જંપે નહિ ને જંપવા દે નહિ. ગળામાંથી બળખો છૂટે નહિ, શ્વાસ રૂંધાઇ જાય અને તેથી ડોસો આખે શરીરે ધ્રૂજી ઉઠે. મહામુશીબતે બળખો છૂટે અને ભોંય પર થૂંકે ત્યારે તેમાં લોહીનો ડાઘો ચોખ્ખો દેખાય.

આ વાતો ગમે તેટલી ભયંકર હતી તોપણ પેલી ડાકણને મોઢેથી તેમણે થોડી વાર પછી એક વાત તો એવી સાંભળી કે જેની આગળ અત્યાર લગી સાંભળેલી વાતો કશા હિસાબમાંજ નહિ. અમારી અગાઉ આ ઘરમાં રહી ગએલાં કુટુંબો શા કારણથી ઠરાવેલા હપ્તા ભરી ન શક્યાં એ બાબત ચર્ચાવા લાગી ત્યારે આ લોકોએ ઉપજ–ખરચના આંકડા ટાંકીને સાબિત કરવા માંડયું કે, હપ્તા ભરવામાં મુસ્કેલી પડવીજ ન જોઇએ. ડોશીમા કહે: “તમારો હિસાબજ ખોટો છે. તમારે મહિને મહિને ફક્ત બારજ ડૉલર આપવાના છે એવું ભૂત તમારા મગજમાં કોણે ભરવ્યું છે? બાર ડૉલર તો ખરા, પણ બાકીની રકમના વ્યાજનો આંકડો તો તમે ગણતાંજ નથી!”

"વ્યાજ ! શાનું વ્યાજ ?" પેલાં બધાં બોલી ઉઠયાં અને તે ડાકણની સામે ફાટે ડોળે જોઇ રહ્યાં.

ડોશી બોલી: "તમે તો ભીંતજ ભૂલી જાઓ છો. જુઓ, હું તમને તમારી ભૂલ બતાવું. તમે જાણે આ ઘર પંદરસો ડૉલરની કિંમતે રાખ્યું; પણ તમે પૂરા પંદરસો ડૉલર ન આપતાં ફક્ત ત્રણસો ડૉલરજ કંપનીને આપ્યા છે. હવે તમારે ખાતે બારસો ડૉલર કંપનીના લેણા રહ્યા તેનું વ્યાજ કંપની તમારી પાસે માગે કે નહિ? એ લોકોની એટલી રકમ તમારે ખાતે રોકાઇ રહે અને છતાં તમારી પાસે વ્યાજ ન લે એવું તે કદી બને ખરૂં?"

"પણ અમારી સાથે તો વ્યાજ બ્યાજની કશી શરત કરીજ નથી," ત્રણ ચાર જણ સામટાં બોલી ઉઠયાં "અમારે તો મહિનો થાય અને બાર ડૉલર આપવાના એટલુંજ અમે તો જાણીએ. અમારે વ્યાજ બ્યાજ ભરવાનું છેજ નહિ."

આ સાંભળીને ડોશીમા તેમને બોખે મોઢે ખડખડ હસી પડયાં અને બોલ્યાં કે "તમે પણ બીજાના જેવીજ ભૂલ ખાઓ છો. એ ફાટી-મૂઆઓ તમને બધું ચોખ્ખેચોખ્ખું સમજાવતા નથી અને પાછળ-થી મગમાંથી પગ કાઢે ત્યારે તમે જાણો કે આ લોકોએ તો આપણને લૂટયાંસ્તો. વ્યાજ લેવાની શરત કર્યા વગર કંપની એવી કાચી નથી કે તમને ઘર વેચાતું આપે. ચાલો, લાવો તમારો દસ્તાવેજ, હમણાંજ તમારી આંખો ઉઘાડી દઉં છું."

લખૂક લખૂક થતે હૈયે ટીટા એલ્ઝબિટા ઉઠી, ધ્રૂજતે હાથે કબાટ ઉઘાડયું અને જે દસ્તાવેજે અત્યાર પહેલાં તેમને પાર વિનાનો લોહીઉકાળો કરાવ્યો હતો તેને બહાર કાઢયો. પેલાં ડોશીમાને તો અંગ્રેજી વાંચતાં પણ આવડતું હતું એટલે તેમણે ઝટઝટ નજર ફેરવવા માંડી; તે દરમ્યાન બધાં તેની આસપાસ ટોળું વળીને બેઠાં અને એવાં એકચિત્ત થઇ ગયાં કે તેમનો શ્વાસોચ્છ્વાસ પણ લગભગ સ્થિર થઇ ગયો. ડોશી આખરે એક લીટી ઉપર આંગળી મૂકીને બોલી ઉઠી: "લ્યો, આ રહ્યું. તમે તે કાંઈ ગાંડાં બાંડાં થયાં? સાંભળો: 'દર સેંકડે દર વરસે સાત ટકાનું વ્યાજ મહિને મહિને ભરવાની શરતે......"

થોડી વાર લગી તો બધાંજ ટાઢાં હીમ જેવાં બની ગયાં. આખરે અત્યંત ધીમે સાદે જર્ગિસે પૂછ્યું: "એટલે અમારે શું સમજવું?"

"શું સમજવું?" ડોશી બોલી "એટલે એમ કે તમારે આવતે મહિને બાર ડૉલર સાથે બીજા સાત ડૉલર વ્યાજના પણ આપવાના."

આટલા શબ્દો બોલાયા પછી આખા ઓરડામાં ગંભીર શાંતિ ફેલાઇ ગઇ. ડોશીમાના સિવાય બાકીનાં બીજાં બધાંની અવસ્થા રાત્રિના ભયંકર સ્વપ્નમાં પીડાતા અથવા શ્વાસ રૂંધી નાખે એવી ઓથારની નીચે દબાઇ ગએલા માણસના જેવી થઇ ગઇ. આખા ઓરડામાં ઘેરી નિરાશાનું વિષમય વાતાવરણ વ્યાપી ગયું. આખા કુટુંબમાં સૌને તે વખતે એવુંજ લાગ્યું કે તેઓ હમણાં જાગ્રત અવસ્થામાં નથી, પણ કોઇ ભયાનક ઓથારના ભાર નીચે ચંપાઇ ગયાં છે અને તેમના પગ તળેની જમીન સરતી સરતી તેમને છેક અતળ પાતાળમાં, સીમા વિનાના ગહન પોલાણમાં લેતી જાય છે. આખું જગત તેમની આંખો આગળ બિહામણી ભૂતાવળના ટોળાની માફક ભયંકર નૃત્ય કરતું દેખાયું. આવી રોમાંચકારી ભયાનક બિભીષિકાના ઘેરા વાદળમાંથી એકાએક વીજળીનો ઝબકારો થાય તેમ તેમને સૌને એકાએક ભાન થઈ ગયું કે, આપણે બધાંજ ક્રૂર, નિષ્ઠુર, નિર્મમ યંત્રનાં ચક્કરોની વચમાં સપડાઇ ગયાં છીએ. તે ચક્કર આપણને સૌને તેના નિર્દય દાંતાની વચમાં દબાવતું પીસતું, આપણા પ્રાણને નીચોવી કાઢતું ચાલ્યું જાય છે. તેની નાગચૂડમાંથી છૂટા થવાનો હવે એકે ઉપાય રહ્યો નથી. હવે તો તે આપણને સૌને પીસીને આપણા કૂચા કાઢી નાખે અને પોતાની મેળેજ આપણને છોડી દે ત્યાં સુધી તેની અનંત યંત્રણાઓ સહન કરવાનુંજ આપણાં બધાંના કિસ્મતમાં વજ્રલેપ જેવા અક્ષરથી લખાયું છે. એક બાજુએ જ્યારે બધું ઘર ઉપર કહી તેવી મનોવ્યથાના તાપમાં સીજાઇ જતું હતું તે વખતે પણ પેલી ડાકણની જીભનો પટપટારો એક ક્ષણ વાર માટે પણ અટકતો ન હતો. હવે એ રાંડ છાની રહે તો કેવું સારૂં એવું તેઓ ઇચ્છતાં પણ હતાં, પણ તે છાની રહેજ શા માટે? કોઇ કાળમુખી કાગડીની માફક તે કાળજીભી ડોકરી તેની જીભડીની ચાબૂકના ફટકા પેલાં છોલાઇ છોલાઇને આળાં થઈ ગએલાં જિગરના ઉપર ફટકાવ્યેજ જતી હતી. જર્ગિસ તેના બેઉ હાથની હથેળીઓ એકબીજાની સાથે જોરથી પીસીને બેઠો હતો અને તેના કપાળ ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝી ગયાં હતાં. એવામાં એકાએક ટીટા એલ્ઝબેટાની વાચા ઉઘડી અને તેણે મોટેથી પોક મૂકીને રડવા માંડ્યું. બીજી તરફ "હાય રે! નખ્ખોદીઆ! હાય રે! નખ્ખોદીઆ!" કહીને મેરિજા પેલા દલાલનાં છાજીઆં લેતી ગઇ અને રડતી ગઇ.

પણ હવે તેઓ ગમે તેટલાં રડે, છાતીઓ કૂટે અથવા ભોંય ઉપર પછાડો નાખે તેમાં શું વળે? પેલી સાક્ષાત્ ડાકણ જેવી ડોશી તેમના નિષ્ઠુર કમનસીબની પ્રતિમૂર્તિનું રૂપ ધારણ કરીને હજી તો તેમના મોઢા આગળજ ચોંટી હતી. તેની જીભ હજી થાકી ન હતી, તેમ તે થાકી જાય એવો સંભવ પણ ન હતો. તે પાછી બોલી ઉઠી: "આવી છેતરપીંડી કરવી એ વાજબી તો નજ કહેવાય; પણ વેપારમાં વળી વાજબી શું અને ગેરવાજબી શું? બધુંજ ચાલે. વ્યાજ ભરવું પડશે તે તમે જાણતાંજ નહોતાં અને તમે જાણો એવું ઘર વેચનારાઓ ઇચ્છતા પણ નહોતા. ખરી વાત ધીમે ધીમે તમારા જાણવામાં આવે એવોજ તેમનો ઇરાદો હોય છે. પણ તમે જાણો કે ન જાણો, પણ જે દસ્તાવેજ ઉપર તમે તમારી સહી કરી આપી છે તેમાં વ્યાજને લગતી પણ એક શરત છે અને તમે આજે જાણ્યું ન હોત તો પણ વખત આવત ત્યારે તમે જાણ્યા વગર રહેતજ નહિ."

ત્યાર પછી ગમે તેમ કરીને તેમણે પેલી કાળમુખીને પોતાના ઘરમાંથી વળાવી અને બાકીની રાત રડી રડીને અને વલોપાત કરીને પૂરી કરી. ઘરનાં બધાં માણસો સામટાં રોકકળ કરવા લાગ્યાં તેથી છોકરાં ઊંઘમાંથી જાગી ઉઠ્યાં. તેમને પણ એવું થયું કે કાંઇક માઠો બનાવ બન્યો છે તેથી તેઓ પણ એવાં રડવા લાગ્યાં કે કેમે કર્યાં છાનાંજ ન રહે. એ તો બધું ખરૂં, પણ સવાર થાય એટલે કારખાનામાં જઇ પોતપોતાના કામ ઉપર હાજર થયા વગર તેમના બાપનોએ છૂટકો ન હતો. તેમનાં દુઃખને લીધે કાંઈ કારખાનાં થોડાંજ બંધ રહેવાનાં હતાં? ભાયડાઓ તેમને કામે ગયા એટલે સવારના સાત વાગતા પહેલાંજ ઓના અને તેની સાવકી મા બેઉ જણ પેલા દલાલની ઑફિસના બારણા આગળ જઇને તેની વાટ જોતાં ઉભાં રહ્યાં. તે આવ્યો એટલે તેણે તેમને કહ્યું કે, વ્યાજ તો તમારે ભરવાનુંજ, એમાં વળી પૂછવાનુંજ શું? આવો જવાબ સાંભળીને ટીટા એલ્ઝબિટાએ તેને મેણાં ટાણાં મારીને એવો કલાબકોર કરી મૂક્યો કે તે રસ્તે જતા લોકો પણ આ તમાશો જોવાને ઉભા રહી ગયા અને બારીઓમાં ડોકાં ઘાલી ઘાલીને સાંભળવા લાગ્યા. પણ પેલો દલાલ તો આટલું બધું થયું છતાં પહેલાંના જેવોજ સભ્ય, વિવેકી અને મીઠાબોલો રહ્યો. તેણે કહ્યું કે "તમારો જીવ બળે છે તે જોઇને મને પણ ઘણુંજ દુઃખ થાય છે. મેં તમને તે વખતે વ્યાજની વાત ન કરી; કારણ કે મેં જાણ્યું કે એમાં વળી કહેવા જેવુંજ શું છે? લેણી રકમ ઉપર વ્યાજ લેવાની શરાફી રીત છે અને એટલું તમે પોતે જાણ

હશે એવું હું માનતો હતો.”

બસ, પતી ગયું. મા-દીકરી ઘેર આવ્યાં અને બપોરની રજામાં ઓના કારખાના આગળ જઇને જર્ગિસને મળીને તેને બધી વાત કહી આવી. તેણે બધુંજ બહુ શાંતિપૂર્વક અને જરા પણ ક્ષોભ કે ઉદ્વેગ વગર સાંભળી લીધું; કેમકે જે થયું તે થયું એમ પોતાના મનને સમજાવીને માઠામાં માઠા સમાચાર સાંભળવા માટે તે તૈયાર થઇનેજ બેઠો હતો. તેણે પોતાનો સદાનો રૂઢ થઇ ગએલો જવાબ આપ્યો: “કાંઇ ચિંતા નહિ; હું વધારે મહેનત કરી છૂટીશ.” આ નવા સંજોગોએ ઓછામાં ઓછું એટલું કર્યું કે તરતમાં પરણી જવાનો વિચાર બેઉને થોડા વખતને માટે તો મુલતવી રાખવો પડ્યો અને હવે ઓનાએ પણ નોકરી ખોળી કાઢવીજ જોઇએ, એવો કડવો ઘૂંટડો જર્ગિસને ગળે ઉતારવો પડ્યો. ઓનાએ વધારામાં જર્ગિસને કહ્યું કે “હવે તો સ્ટેનિસ્લોવાસને પણ નિશાળેથી ઉઠાડી લઇને નોકરીએ વળગાડી દેવાનો મારી બાએ વિચાર કરી દીધો છે. કારણ કે આપણે બેજ જણ આખા કુટુંબનું ભરણપોષણ કરવાનો ભાર ઉપાડી લઇએ તે સારૂં ન કહેવાય. કુટુંબનાં બીજાં માણસોએ પણ પોતપોતાના પગ ઉપર ઉભાં રહેતાં શીખવુંજ જોઇએ.” થોડાક દિવસની વાત ઉપર જ્યારે ઓના અને સ્ટેનિસ્લોવાસને નોકરી લેવડાવવાની વાત નીકળી હતી ત્યારે જર્ગિસે તેને તુચ્છકારી કાઢી હતી, પણ આજે તેણે પોતાને કપાળે કરચલીઓ પાડી અને ધીમેથી માથું હલાવતાં કહ્યું કે “બહુ સારૂં, અત્યારે તો આપણે માટે એ એકજ સારામાં સારો ઉપાય છે. આપણે બધાંએ થોડો થોડો ભોગ આપી છૂટવુંજ પડશે.”

તેથી કરીને તેજ દહાડે ઓના પોતે નોકરી શોધવા નીકળી પડી. રાત્રે મેરિજા ઘેર આવી ત્યારે તે એવી ખબર લેતી આવી કે મને આજે કારખાનામાં એક છોકરી કહેતી હતી કે, મારી એક બહેનપણી બ્રાઉન કંપનીના કારખાનામાં માંસના કટકા ઉપર તેલીઆ કાગળ વીંટવાના ખાતામાં કામ કરે છે તે જો પ્રયત્ન કરે તો એજ વિભાગમાં ઓનાને પણ નોકરી અપાવી શકે એવી છે. પણ વાત એવી છે કે, તે ખાતામાં જે સ્ત્રીમુકાદમ કામ કરે છે તેના હાથ ચીકટા થાય તોજ આ ઘાટ ઉતરે, નહિ તો નહિ. તેના હાથમાં ઓછામાં ઓછી દશ ડૉલરની નોટ સેરવી દીધા વગર તેની આગળ નોકરીની વાત કાઢવી એ પાણી વલોવવા બરોબર છે. આવી લાંચ-રૂશ્વતની વાતો સાંભળી સાંભળીને જર્ગિસના કાન તેનાથી એટલા બધા ટેવાઇ ગયા

હતા કે તેને આમાં કશુંજ આશ્ચર્ય પામવા જેવું લાગ્યું નહિ. એ ખાતામાં કામ કરનારને શો પગાર મળે છે એટલુંજ ફક્ત તેણે પૂછી લીધું. પછી તો મેરિજાની પેલી બહેનપણીની મારફતે વાટાઘાટ થઇ અને એક દહાડો તે કારખાનામાં જઇને ઓના તે સ્ત્રીમુકાદમને મળી આવી પણ ખરી. ઘેર આવીને તેણે સૌને કહ્યું કે, તે બાઇને હું ઘણી ગમી ગઇ છું. તે કહે છે કે, હું કાંઇ બંધાઇ ન જાઉં પણ મારૂં બનશે ત્યાં સુધી હું તને હુક્કરના માંસના 'હૅમ'ના કટકા ઉપર કાગળ ચોંટાડીને તેને સીવી લેવાના કામ ઉપર રખાવી આપીશ અને એ કામનો પગાર પણ અઠવાડીઆના આઠથી દશ ડૉલર જેટલો પડી શકશે. મેરિજાએ તેની બહેનપણીની સલાહ લીધા પછી ઘેર આવીને કહ્યું કે, જો આ જગ્યા ઓનાને મળે તો છોડવીજ નહિ. ત્યાર પછી હવે શું કરવું એ બાબત ઘરનાં બધાંએ ભેગાં થઇને ખૂબ ચિંતા અને ખેદ સહિત ચર્ચા કરી. જે કામ ઓનાને ભાગ આવ્યું હતું તે ભોંયરામાંજ થતું હતું અને ઓના એવી અંધારી અને ભેજવાળી જગ્યાએ બેસીને કામ કરે તે વાત જર્ગિસને ગળે ઉતરતીજ ન હતી. પણ તેની સાથે એ કામ ઘણુંજ સહેલું અને થોડી મહેનતનું હતું એ વાત પણ કાઢી નાખવા જેવી ન હતી. બધાંએ મળીને છેવટે તોડ કાઢયો કે, બધું કાંઇ આપણું મનગમતું થાય નહિ. દરેક કામમાં કાંઇ ને કાંઇ ખોડખાંપણ તો હોયજ એટલે પછી ઓના બિચારી દશ ડૉલરની નોટ લઇને પેલી સ્ત્રીમુકાદમના કપાળમાં તેનો ડામ દઇ આવી.

હવે સ્ટેનિસ્લોવાસને ઠેકાણે પાડવાની વાત બાકી રહી. તેને હજી ચૌદ વરસ થયાં હતાં તેથી કરીને તેની ખરી ઉંમરમાં બે વરસ વધારે લખાવીને તે સોળ વરસનો થયો છે એવું ઉંમરનું ખોટું સર્ટિફિકેટ મેળવવાની જરૂર હતી. તેટલા વાસ્તે ટીટા એલ્ઝબિટા છોકરાને તેડીને જન્મમરણની નોંધ કરનાર ધર્મગુરુને ઘેર ગઇ અને તે ધર્મોપદેશકને દક્ષિણા વડે રાજી કરીને તેની પાસેથી ઉંમરનું ખોટું સર્ટિફિકેટ લખાવી લીધું. પછી તે કાગળ હાથમાં રાખીને ચૌદ વરસની ઉંમરનો સ્ટેનિસ્લોવાસ ધન કમાવાની આશાએ સંસારના સમરાંગણમાં દાખલ થયો. એજ અરસામાં ડરહામ કંપનીએ પોતાના કારખાનામાં 'લાર્ડ' નામની એક પ્રકારની ચરબીના ડબ્બા ભરવાનું ખાસ કરામતવાળું એક નવું યંત્ર દાખલ કર્યું હતું. એક હાથમાં પોતાની ઉંમરના સર્ટિફિકેટનો કાગળ લઇને સ્ટેનિસ્લોવાસ જેવો ડરહામ કંપનીના કારખાનાની નજીક ચાલ્યો આવ્યો કે તરતજ મજૂરો તથા બીજા કામદારોની હાજરી અને આવ્યા ગયાનો વખત નોંધવાની

ઑફિસ આગળ ઉભેલા સિપાઇની તેના ઉપર નજર પડી. તેણે પેલો કાગળ તેના હાથમાંથી લઇને વાંચી જોયો અને જરાક મનમાં હસીને બોલ્યો: “જા દોસ્ત, જા, કંપનીને જેવો નોકર જોઇતો હતો તેવોજ તું મળી આવ્યો છે.” આટલું કહીને તેણે એક દરવાજા તરફ આંગળી કરીને સ્ટેનિસ્લોવાસને અંદર જવાનો રસ્તો પણ તેણે બતાવી દીધો. તેણે બતાવેલે બારણે થઇને સ્ટેનિસ્લોવાસ કારખાનામાં પેઠો. પહેલાં તો પથ્થરની લાંબી સીડી ઉપર થઇને તે નીચે ઉતર્યો, પછી તેની સામે એક બીજી સીડી આવી; તેના ઉપર થઇને તે ઉપરના એક માળ ઉપર ગયો. ત્યાંથી આગળ જતાં તે એક ઓરડામાં દાખલ થયો. ત્યાં એટલું અંધારૂં હતું કે આખો દિવસ વીજળીના પ્રકાશ વડેજ ત્યાંનો બધો વ્યવહાર ચાલતો. ‘લાડ’ ભરવાનાં નવી બનાવટનાં યંત્રો પણ આજ ઓરડામાં ગોઠવ્યાં હતાં. જાનવરની ચરબીમાંથી ‘લાડ’ તૈયાર કરવાનું ખાતું એનાથી ઉપરના માળમાં હતું. ત્યાંથી બરફના જેવી સફેદ પણ દુર્ગંધ મારતી ‘ લાડ ’ ની નાની નાની ધારાઓ પેલા યંત્રમાં થઇને સાપના જેવી સુંદર વક્ર ગતિથી નીચે ચાલી આવતી હતી. કોઇ ધાર નાની તો કોઇ ધાર મોટી એમ જુદા જુદા માપની ‘લાડ’ની ધારાઓ યંત્રમાંથી નીકળ્યા કરતી હતી; અને દરેક છિદ્રમાંથી અમુક વજનની ‘લાડ’ જ્યાં નીકળી રહી એટલે તે છિદ્ર તરતજ પોતાની મેળે બંધ થઇ જતું; પછી તે યંત્ર પોતાની મેળે મેળેજ જરાક ખસીને તેનાથી પાસેના છિદ્રના મોઢા આગળ ધરી રાખેલા ડબ્બામાં ‘લાડ’ ની ધાર પાડતું. તે ભરાઇ રહે એટલે પોતાની મેળેજ ‘લાડ’ ની ધાર બંધ થઇ જતી અને ત્રીજા છિદ્રમાંથી નીકળવા માંડતી. કારીગરનું ઘણું ખરૂં કામ યંત્ર પોતેજ કરી લેતું. એક ડબ્બો જ્યાં માથા સુધી ભરાઇ ગયો કે ધાર એની મેળેજ અટકી જાય. ડબ્બાનું મોઢું સફાઇથી લૂછાઈ જાય અને તેના મોઢા ઉપરનો ડાટો પણ સજ્જડ બંધ થઇ જાય. આટલી ક્રિયાઓ કરી રહ્યા પછી યંત્ર પોતાની મેળેજ ખસીને બીજા ડબ્બાની ખબર લેતું. આ યંત્રની પાસે કામ લેવા માટે માત્ર બેજ માનવપ્રાણીઓની જરૂર પડતી. એક ડબ્બો ભરાઇ જાય એટલે થોડા થોડા સેકંડને અંતરે એક પછી એક ખાલી ડબ્બા છિદ્રના મોઢા નીચે મૂકતા જવાનું કામ એક જણનું અને ભરાઇ ગએલા ડબ્બાને તરત ઉઠાવીને અભરાઇ ઉપર ગોઠવી દેવાનું કામ બીજાનું. આ પ્રમાણે માત્ર બેજ જણની મદદથી દર કલાકે ‘લાડ’ના સેંકડો ડબ્બા ભરાઇ ભરાઇને તૈયાર થઇ જતા એવી તે યંત્રની ખુબી હતી.

થોડીક મિનિટ સુધી સ્ટેનિસ્લોવાસ ત્યાં આગળ બીતો બીતો ઉભો રહ્યો અને ત્યાં થઇ રહેલું કામ જોવા લાગ્યો. એટલામાં એક માણસે તેની પાસે આવીને પૂછ્યું કે "કેમ? તું અહીં કેમ આવ્યો છે?" સ્ટેનિસ્લોવાસે ઘેરથી ગોખી રાખેલો "નોકરી" એવો ગુરુમંત્ર સંભારી કાઢ્યો અને તેની આગળ બોલી બતાવ્યો. પેલાએ તેની ઉંમર પૂછી. સ્ટેનિસ્લોવાસ બોલ્યો: "સોળ વરસની." હકીકત એવી બનતી કે, વરસમાં એક–બે વાર સરકારી ઇન્સ્પેક્ટર કારખાનાંનાં તમામ ખાતાંઓમાં ફરી વળતો અને ત્યાં કામ કરતાં છોકરાંઓમાંથી ગમે તે પાંચ પંદર જણને તેમની ઉમ્મર પૂછી જોતો. આથી કરીને કારખાનાંમાં કામ કરતાં છોકરાંઓની ઉમ્મરને લગતા કાયદાનું પાલન કરવાની કારખાનાંવાળાઓને જરૂર પડતી અને તે એટલા પૂરતીજ કે જેવો કોઇ છોકરો કે છોકરી નોકરીએ રહેવા આવે કે તરતજ તેની ઉમ્મરનું સર્ટિફિકેટ નિરીક્ષક પોતે તપાસી લેતો અને તેને ફાઇલમાં બાંધી રાખવા માટે ઑફિસમાં મોકલાવી દેતો. બસ, આ બાબતમાં પોતાની આટલીજ ફરજ છે એવું કારખાનાંના માલિકો માનતા હતા. પછી પેલો માણસ જે આ વિભાગનો મુકાદમ હતો તેણે એક છોકરાને તેના કામ ઉપરથી ઉઠાડીને બીજી જગ્યાએ કામ કરવા મોકલી દીધો અને તેણે સ્ટેનિસ્લોવાસને પોતાની પાસે ઉભો રાખ્યો અને પેલું નિર્દય યંત્ર જેમ જેમ ફરતું જાય, તેમ તેમ તેના મોઢા નીચે ખાલી ડબ્બો કેવી રીતે સરકાવતા જવું તે તેને શીખવ્યું. બસ, પછી તો સ્ટેનિસ્લોવાસને માટે જગતમાં કયું સ્થાન યોગ્ય છે અને તેણે મરતા સુધી કયું કામ કરતા રહેવું જોઇએ એ બે પ્રશ્નોનો તેજ ઘડીએ નિર્ણય થઇ ગયો. વિધાતાએ તેની ક્રૂર કલમથી તે નાના છોકરાના પ્રારબ્ધની પોથીમાં લખી માર્યું કે બસ, તારે તો દરરોજ, મહિનાના મહિના અને વરસનાં વરસ સુધી સવારના સાતથી બપોરના બાર સુધી અને પાછા સાડાબારથી તે સાંજના સાડાપાંચ વાગતા સુધી અમુક ચોરસફુટની હદમાંજ ઉભા રહેવું; તારે ત્યાંથી એક તસુ પણ આઘા ખસવું નહિ અને 'લાર્ડ' નો ડબ્બો ભરાય એટલે તેને ઉપાડીને અભરાઇ ઉપર મૂકવા સિવાય બીજા કશાનો તારે વિચાર પણ કરવો નહિ. બિચારા સ્ટેનિસ્લોવાસને માટે વિધાતાએ આવું ક્રૂર વિધાન ઘડી કાઢ્યું. ઉનાળામાં ગરમ ગરમ 'લાર્ડ'માંથી એટલી આકરી દુર્ગંધ વછૂટતી કે પાસે ઉભા રહેનારને ઉબકા આવ્યા વિના રહેજ નહિ અને શિયાળાના દહાડામાં 'લાર્ડ'ના ડબ્બા ટાઢથી એટલા ઠરી જતા કે ટાઢા હીમાળા જેવા ઓરડામાં કામ કરનારા છોકરા-

ઓનાં ઉઘાડાં આંગળાંની સાથે ચોંટી જતા. વરસના પૂરા છ મહિના સુધી તો જ્યારે તે કારખાનામાં જવા નીકળતો ત્યારે ઘોર અંધારૂં રહેતું અને સાંજે છૂટતો ત્યાર પહેલાં તો પાછી રાત પડી જતી. તેથી કરીને ફક્ત રવિવાર સિવાય આડે દહાડે તો જગતમાં સૂર્ય હોય કે ન હોય તે બધુંય તેને મન તો એકસરખુંજ હતું. અને આવી સ્થિતિમાં આટલા બધા કલાક ખડે પગે એક ચિત્તે કામ કરવાના બદલામાં તે અઠવાડીઆને છેડે ત્રણ ડૉલરનો પગાર ઘેર લાવીને માને આપતો. કલાકના પાંચ સેન્ટ (૨ા આના)નો દર એ તેના જેવડી ઉમ્મરના છોકરાની મહેનતના બદલામાં વાજબી પગાર ગણાતો અને યુનાઇટેડ સ્ટેટ્સનાં જુદાં જુદાં કારખાનાંઓમાં કામ કરનારાં સ્ટેનિસ્લોવાસના જેવડાં જેવડાં બીજાં સાડાસત્તર લાખ છોકરા–છોકરીઓનો પગાર પણ એજ દરથી અંકાતો હતો.

આ પ્રમાણે આ કુટુંબનાં માણસોએ પોતાના ઉપર આવી પડેલી અણધારી મુશ્કેલીનો તોડ કાઢી નાખ્યો અને ઓના તથા જર્ગિસ બેઉ જણ પાછાં નવરાં પડતાં ત્યારે પોતાના લગ્નના ખર્ચનો હિસાબ ગણતાં અને તેને પહોંચી વળવાને માટે હજી કેટલા દિવસ થોભવું પડશે તેના આંકડા મૂકતાં. કેમકે તેઓ હજી જુવાન હતાં અને તેથી કરીને તેમનાં હૃદયમાં ઉગેલા સુખની આશાના અંકુર સહેલાઇથી ચીમળાઈ જતા ન હતા. હિસાબ કરી જોતાં તેમને સમજાયું કે, સ્ટેનિસ્લોવાસના પગારમાંથી પેલી વ્યાજની રકમ નીકળી જશે અને થોડીક બચત પણ થશે. એથી કરીને વ્યાજ આપવાનો સવાલ તેમની સામે આવીને ઉભો રહ્યો તે અગાઉ તેમની આર્થિક સ્થિતિ જેવી હતી તેવી ને તેવીજ પાછી થવા આવી હતી. નુકસાન એટલું થયું કે સ્ટેનિસ્લોવાસનું ભણતર રઝળી ગયું અને તેને અંધારા ઓરડામાં, શરદીમાં અને દુર્ગન્ધમાં દશ દશ કલાક ખડે પગે કામ કરતા થઇ જવું પડયું. તેમ છતાં પણ પોતે હવે કમાતો થયો છે એમ જાણીને તે છોકરો પણ મનમાં હરખાતો હતો અને પેલાં બે જણ જુવાન, આશાભર્યાં અને એકબીજાના પ્રેમમાં તલ્લીન બની જઇને પરણવાને ઘણાં અધીરાં થયાં હતાં તે ધ્યાનમાં લેતાં તેમણે એ નાના છોકરાની પાસે અપાવેલા ભોગપર આપણે ક્ષમાની દૃષ્ટિથી જોઇએ તો ખોટું નથી.



# પ્રકરણ ૭ મું

ત્યાર પછી તો આખો ઉનાળો તેમણે સૌએ તન તોડીને મહેનત કરવામાં વીતાડયો અને બની શક્યા તેટલા પૈસા સંઘરતાં ગયાં. તેના પછીનો શિયાળો બેઠો તે વખતે જર્ગિસ અને ઓનાને તેમના કુળની શોભા, આબરૂ અને પેઢી દર પેઢીથી ચાલ્યા આવેલા રીતરિવાજો જળવાઇ રહે એવી રીતે પરણાવવા જેટલા પૈસા તેઓ બચાવી શક્યાં હતાં. નવેંબરના પાછલા અઠવાડીઆમાં તેમણે સગાંવહાલાંઓને જમાડવા માટે તથા નાચરંગ કરવા માટે એક મોટો સભામંડપ એક દિવસને માટે ભાડે રાખ્યો. આ દેશમાં આવ્યા પછી જેમની જેમની સાથે ઓળખાણ પીછાણ થયું હતું, તે બધાંને નોતરાં દઇ દઇને જમવા બોલાવ્યાં. તેઓ બધાં આવ્યાં; બધાંએ મળીને ખવાય તેટલું ખાધું, પીવાય તેટલો દારૂ પીધો અને વર-કન્યાને ચાંલ્લો કરવાનો વખત થયો ત્યારે પોબારા ગણી ગયા. હિસાબ કરી જોતાં તેમને માલૂમ પડયું કે તેમની પાસે જે રકમ એકઠી થઇ હતી તે બધી ધોવાઇ ગઈ અને ઉલટું સો ડૉલરનું દેવું માથે ચઢયું.

આવો અત્યંત કડવો અને દુઃખદાયક અનુભવ મળવાથી તેમનાં કુમળાં હૈયાં છોલાઇ ગયાં અને ઘોર નિરાશાજનિત મૂંગી વેદના તેમને રાતદિવસ સાલવા લાગી. અને તે પણ કયારે? જે વખતે નવું પરણેલું જોડું લગ્નસુખનો લહાવો લેવાની આશા રાખતું હોય, જે વખતે તેમનાં હૈયાં આશાભર્યાં હોય, તે વખતે આ વેદના અને આ હૈયાઉકાળો! લગ્ન પછીના થોડાક દિવસ આખી જિંદગીમાં સૌથી મધુરમાં મધુર ગણાય તેજ દિવસમાં તેમનાં અત્યંત કોમળ બની ગએલાં હૈયાંને બાળીને ખાક કરી નાખે એવી આ હૈયાસગડીઓ! બિચારાં જર્ગિસ અને ઓનાએ એક દિવસ-એક કલાક-પણ નિશ્ચિંત મને લગ્નના લહાવા ચાખ્યા નહિ. જે સુખનાં તેમણે સ્વપ્નો સેવ્યાં હતાં તે ભોગવવાનો વખત આવ્યો ત્યારે સંસારની હાડમારીઓએ તેમના

આનંદની ઝરણીને સૂકવી નાખીને જ્યાં આશાના લીલાછમ અંકુર હતા ત્યાં સૂકુંસટ ભાઠું બનાવી દીધું. તેમના વિવાહિત જીવનની શરૂઆતજ ક્લેશ અને લોહીઉકાળાથી થઇ. તેઓ એકબીજાને એટલાં બધાં ચાહતાં હતાં અને થોડા દિવસ આખો વખત સાથે રહેવાના કે હરવા ફરવાના તેમને કોડ પણ હતા. પણ કરે શું ? માથે સો ડૉલરનું કરજ! તે કેમ કરીને ધોઇ નાખવું તેની ચિંતાના ચણચણાટને લીધે તેમના કોડ અને તેમની રસવૃત્તિઓ સૌ બળીને ખાક થઇ ગયાં. આજે તેમના લગ્નનો બીજો દિવસ હતો. તેમનાં હૈયાં હજાર મોઢે સુખ ભોગવવાનો પોકાર કરી રહ્યાં હતાં, અપૂર્વ અનુભવને લીધે ઉત્પન્ન થએલા આશ્ચર્યની ભાવનાની જ્યોત તેમનાં હૈયાંમાં પ્રકટી હતી અને વાયુની લહરિથી જરાક જેટલી આગની ચિનગારી પ્રજ્વળી ઉઠે તેમ એકબીજાની આંખ સાથે આંખ મળતાં અથવા અકસ્માત્ એકબીજાનો સ્પર્શ થઇ જતાં તેમના પ્રેમની જ્વાલા ભભૂકી ઉઠતી હતી. પ્રેમનો અનુભવ લેવાનું ઘણા વખતથી પોષેલું સ્વપ્ન આજે સાચું પડયું હતું. તે અપૂર્વ વસ્તુના સાક્ષાત્કારથી તેમના બેઉ જણનાં હૈયાના એકેએક તાર ઝણઝણી ઉઠતા હતા—આવી અવસ્થામાં તેઓ થોડા વખતને માટે સંસારની હાડમારીઓમાંથી મુક્તિ ઇચ્છે તો તેમાં તેઓ શું ખોટું કરતાં હતાં ? વસંત ઋતુ બેસે એટલે પ્રાણવર્ધક વાયુ અને સૂર્યના પ્રકાશનો સ્પર્શ કરવા ફૂલડાં પોતાનાં મોઢાં ઉઘાડે છે, તેમ તેમણે પણ સુખનાં અમીવર્ષણ ઝીલવા પોતાનાં હૈયાં ઉઘાડયાં તો ખરાં, પણ તેમનાપર તો વસંતના સમીરને બદલે હીમનાં અને કરાનાં ઝાપટાં તૂટી પડયાં. કોઇ પણ સ્ત્રીપુરુષના પ્રેમની કળી ખીલતાની વારનેજ આવી રીતે કચરાઇ છૂંદાઇને ધૂળધાણી થઇ હશે કે અમો એકલાંજ આવાં અભાગીઆં છીએ, એવું ઘણી વાર તેઓ પોતાના મનને પૂછતાં.

તેમની આળુ આળુ થઇ ગએલી પીઠના ઉપર ક્રૂર નિષ્ઠુર ગરીબાઇ પોતાની ઘાતકી ચાબૂકનો માર મારવા લાગી. લગ્નની રાત્રે તેઓ છેક પરોઢીએ ઘેર ગયાં અને જરાક સૂતાં ન સૂતાં ને એટલામાં તેમના કાન ઉપર પેલી ક્રૂર ચાબૂકનો સટાકો સંભળાયો. બેઉ ચમકી ઉઠયાં અને સવાર પડતા પહેલાં લગ્નશય્યામાંથી ઉઠીને પોતપોતાને કારખાને મજૂરી કરવા ચાલતાં થયાં. ઓના તો ઉજાગરો અને થાકને લીધે એટલી બધી અશક્ત થઇ ગઇ હતી કે તેનામાં તો ટટાર ઉભા રહેવા જેટલું જોર પણ રહ્યું ન હતું. પણ તેમ છતાંય તે આખો દિવસ હમેશની માફક ખડે પગે કામ ન કરે તો કહે કોને ? એક દિવસની રજા પણ મળવી દુર્લભ હતી. એક દિવસ વગર રજાએ ગેરહાજર રહે એટલે

નોકરી જાય અને નોકરી જાય એટલે બાર વાગી જાય. સારે નસીબે તે કારખાનામાં બરાબર વખતસર દાખલ થઇ ગઇ; જરાક મોડું થયું હોત તો 'આજે તો તું જાણી જોઇને મોડી આવી' એમ કહીને તેનો મુકાદમ તેને રૂખસતજ અપાવત. એજ પ્રમાણે ઘરનાં બધાંને પોત-પોતાને કામે હાજર થયા વિના છૂટકોજ ન થયો. પેલા નાના સ્ટેનિસ્લોવાસને રાત્રે વધારે દાબી દાબીને ખાવાથી અજીર્ણ થયું હતું અને ખાટા ઓડકાર આવતા હતા. પણ કોને કહે! 'લાર્ડ' ભરવાના સંચા આગળ તેણે આખો દિવસ ઘેનને લીધે ઉભાં ઉભાં ડોલ્યાજ કર્યું. કેટલીક વાર તો કામ કરતાં કરતાં તેને ઝોકાં આવતાં અને જાગ્રત રહેવાને તે ગમે તેટલું મથન કરતો તોપણ આંખો ઉપર ઉંઘનો ભાર હોવાથી તે મીંચાઇ ગયા વગર રહેતીજ નહિ. આટલું છતાં પણ આજે સ્ટેનિસ્લોવાસ ઘેર બેસવાની અણી ઉપર હતો; કારણ કે તેના મુકાદમે તેને બે વાર બૂટની લાતો મારીને જગાડયો ત્યારેજ તે જાગ્યો હતો.

તેમને લાગેલો થાક અને ઉજાગરાની અસર એ બેઉને ઉતરી જતાં પૂરેપુરા આઠ દિવસ નીકળી ગયા. ત્યારપછી પાછાં તેઓ હતાં તેવાં થઇ ગયાં. પણ એટલા આઠ દિવસ કજીઆ-કંકાસ કરતાં છોકરાં અને જરાજરામાં મિજાજ ખોઇ બેસનારાં મોટાં માણસો બેઉએ મળીને ઘરની સુખશાન્તિનો એવો નાશ કરી નાખ્યો હતો કે તે ઘરમાં આનંદપૂર્વક રહેવુંજ અસંભવિત થઇ ચૂકયું હતું. એકંદર રીતે ઓછામાં ઓછો મિજાજ ખોનાર એકલો જર્ગિસજ હતો. પણ તે બધું ઓનાને લીધેજ. ઓના તરફ તેની જરાક દૃષ્ટિ પડતી એટલે તે ગમે તેટલો ખીજવાઇ ગયો હોય તોપણ તરતજ પોતાના મિજાજને કાબુમાં લાવી દેતો અને શાંત બની જતો. ઓના ઘણીજ કોમળ લાગણીવાળી હતી. આવા કચકચાટથી ભરેલા ઘરમાં રહેવા જેવું તથા આવી જિન્દગી ગુજારવા જેવું તેના મનનું તેમજ શરીરનું બંધારણ હતુંજ નહિ. જર્ગિસને આ વિચાર દિવસમાં સેંકડોવાર આવતો અને ત્યારે ત્યારે હમેશાં તે પોતાના હાથની મુઠ્ઠીઓ જોરથી પીસતો અને મરણીઓ બનીને પોતાના માથાનું કામ કરવા મંડી જતો. તેને ઘણી વાર મનમાં એવો વિચાર પણ આવતો કે 'ઓના જેવી સ્ત્રીનો પતિ થવા હું પૂરેપુરો નાલાયક છું.' હું ઓનાનો પતિ થયો, એ વિચાર આવતાની સાથેજ તેને પોતાની લઘુતાનું ભાન થતું. અત્યાર સુધી તો એકજ વિચારનો-એકજ અદમ્ય તૃષ્ણાનો તેના માનસ ઉપર પૂરેપુરો અધિકાર જામ્યો હતો કે, શું કરૂં ને ઓનાને મારી પોતાની બનાવી દઉં? પણ હવે જ્યારે તેમ કરવાનો વખત આવી લાગ્યો ત્યારે

તેને ભાન થયું કે "અરે ! ઓનાના પતિ થવાની લાયકાત તો મારામાં છેજ નહિ. ઓનાને મારી યોગ્યતા ઉપર શ્રદ્ધા છે એ વાત ખરી, પણ તે તો તેની પોતાનીજ ભલાઇ અને ચિત્તની સરળતાને લીધે છે અને તેથી કરીને મારી પોતાની યોગ્યતાની તલમાત્ર પણ સિદ્ધિ થતી નથી." આવા આવા વિચારોને અંતે તેણે પોતાના મનથી દૃઢ સંકલ્પ ઘડી કાઢયો કે, મારી નિર્બળતા, મારા દોષ અને મારી હરેક પ્રકારની ત્રુટિઓ ઉપર ઓનાનું કદી લક્ષજ ન ખેંચાય એવી રીતે વર્તવા માટે હું હમેશાં સાવધાન રહીશ. આથી કરીને રખેને મારા હૃદયમાં છુપાઇ રહેલી પામરતા બહાર પડી જાય અને ઓના જાણી જાય તેની તે હરેક ક્ષણે ખૂબજ કાળજી રાખતો હતો. તે એટલી હદ લગી સાવધાન રહેતો કે નાની નાની બાબતોમાં પણ પોતાનું ખરૂં સ્વરૂપ બહાર ન પડી જાય એવી રીતે વર્તતો હતો. દાખલા તરીકે તેણે પોતાની બોલવા-ચાલવાની રીતભાત પણ સુધારી નાખી હતી અને કશુંક બગડે સમરે ત્યારે મોઢામાંથી મમ્મો ચચ્ચો બોલી નાખવાની તેની જૂની ટેવ ઉપર પણ તે ખૂબ લગામ રાખતો હતો. ઓના એટલી કોમળ અને તીવ્ર લાગણીવાળી હતી કે જરા જરામાં તેની આંખોમાં આંસુ આવી જતાં અને ખૂબ આજીજીભરેલી નજરે તે જર્ગિસના સામે જોતી—મોઢેથી કાંઇજ બોલતી નહિ. પણ જર્ગિસને માટે આટલી ચાનક પૂરતી હતી. તે તરતજ પોતાના મનમાં ઘોળાતા બીજા વિચારો ઉપરાંત પોતાનો સ્વભાવ સુધારવાની બાબતમાં વધારે આકરા નિશ્ચય કરી નાખતો. પરણ્યા પછી તેના માનસમાં અગાઉ કદી પણ થયું ન હોય એટલું બધું ભારે મન્થન થવા લાગ્યું હતું.

એક તો દરેક રીતે ઓનાનું સંરક્ષણ કરવું એ મારી સૌથી પહેલી ફરજ છે, એ વિચારને તો કદી પણ પોતાના મનમાંથી ખસેડી શકતો ન હતો. બીજું, જે ગંદી ભયંકર અને સડેલી સમાજની ચુંગાલમાં તેઓ અહીં આવીને ફસાઇ ગયાં હતાં તેની સામે ગમે તેમ બથ્થંબથ્થા કરીને પણ તેને જાળવી લેવી એ પણ તે કદી ભૂલતો ન હતો. આખા સંસારભરમાં જો કોઇ તેનું રક્ષણ કરનાર હોય તો તે એકલોજ હતો અને જો તે તેની ફરજ ચૂકયો તો બિચારી ઓનાને માથે દુઃખનાં ઝાડ ઉગવાં બાકી રહેશે, એ વાત પણ સાવ ઉઘાડીજ હતી. રખેને જગતની ક્રૂર દૃષ્ટિ તેના ઉપર પડે એમ ધારીને તે પોતાના વિશાળ માંસલ બાહુની અંદર તેને સંતાડી દેતો હતો. આટલા દિવસના અનુભવ ઉપરથી તે પોતાની આસપાસની દુનિયાને સારી રીતે ઓળખતો થઇ ગયો હતો. હવે તે સમજી શકયો હતો કે, અહીં તો

દરેક વ્યક્તિને આખા જગતની સામે ઝૂઝવાનું છે. એક બાજુએ આખું જગત અને બીજી બાજુએ એક એક વ્યક્તિ, એમ સચરાચર સ્પર્ધા અને યુદ્ધનું ધમસાણ મચી રહ્યું છે. અહીં હરકોઇ એકબીજાના પ્રતિસ્પર્ધી છે, કટ્ટા શત્રુઓ છે. જંગલનાં ફાડી ખાનારાં રાની પશુઓનાં જેવોજ અહીંનાં મનુષ્યો પરસ્પર વ્યવહાર કરી રહ્યાં છે. દરેક જણને એકબીજાની સામે અને પોતાની જાત સિવાય બાકીનાં બધાંની સામે લડવું અને મરાય તેટલાંને મારીને જીવવું એ અહીંના જીવનનો કાયદો છે. આ ધમસાણમાં જેણે ઠોકર ખાધી અને જરાક પડ્યો એટલે તે મૂઓજ. તે ઉભો થવા પામતોજ નથી. કોઈ તેને ઉઠાડવા કે ટેકો આપવા થોભતુંજ નથી; પણ પડેલાને છૂંદીને, કચરીને તેની લાશ ઉપર પગ દઇને સૌ લડાય તેટલું લડે છે અને જીવાય તેટલું જીવે છે. અહીં હું બીજાને જમાડું એવો વિચાર કોઇને આવતો નથી, પણ બીજાઓનું ખાઇ જવાનો લાગ મને ક્યારે મળે તેનીજ સૌ વાટ જુએ છે. દરેક જણનાં હૃદય વૈર-વિદ્વેષથી ભરાઈ ગયાં છે અને એકબીજાની ઉપર શ્રદ્ધાને બદલે ઘોર અવિશ્વાસ જામી ગયો છે. નોકર અને શેઠ, દુકાનદાર અને ગ્રાહક, સરકારી અમલદાર અને પ્રજાજન, જાણે એકબીજાની સામે લડવા અખાડામાં ઉતર્યા હોય તેમ એકબીજાનો ઘા કેમ ચૂકાવવો અને સામાને પ્રહાર કેમ કરવો તેનીજ કાળજીમાં ને કાળજીમાં રહે છે. દરેકના મનમાં એવું ઠસી ગયું છે કે, મારા પૈસા લૂંટી લેવાને માટે મારી આસપાસ ઠગ અને લૂંટારાની ટોળીજ સજ્જ થઇને બેઠી છે, મારી સામે મારા કટ્ટા શત્રુઓ મોરચા માંડીને બેઠા છે. દરેક જણે મને ફસાવવાને માટે નાના પ્રકારની જાળ પાથરી છે અને પોતાની જાળને કેમ સફળ બનાવવી તેમાંજ તેઓ પોતાની તમામ અક્કલ-હુંશીઆરીનો ઉપયોગ કરે છે. દુકાનદારો ઘરાકોને ઠગવાને માટે તરેહતરેહની જૂઠીજૂઠી જાહેરખબરોનાં પાટીઆં ચોઢે છે અને વર્તમાનપત્રોનાં પાનીઆં ભરે છે. રેલ્વે સ્ટેશનોની ભીંતો ઉપર, ટ્રામ ગાડીઓમાં, નાટકોમાં, સિનેમામાં–જ્યાં જુઓ ત્યાં હડહડતી જૂઠી જાહેરખબરોના થોકના થોક ! મૂળથી તે ટોચ સુધી જૂઠી જાહેરખબરોનો રોગના જંતુઓની માફક આખા દેશમાં સચરાચર ફેલાવો થઇ ગયો છે અને છતાં કહેવાય છે કે, દેશના વેપારની ધમધોકાર પ્રગતિ થઇ રહી છે ! ફેલાવો થયો છે જૂઠનો, ઠગાઇનો, પ્રપંચનો અને કાયદાના રક્ષણ નીચે ચાલતી લૂંટનો. આજના વેપારીઓની નીતિ જોતાં વેપાર એટલે ઘરાકનું અજ્ઞાન અને તેની તંગીનો લાભ લઇને તેની પાસેથી ઘણામાં ઘણા પૈસા પડાવી લેવાની પ્રવૃત્તિ. બધાજ જૂઠા.

પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખથી માંડીને કેડે દંડુકો લટકાવીને ફરનાર પોલિસના સિપાઇ સુધીના બધાજ એકસરખા. મોટી મોટી વેપારી પેઢીઓ પણ લોકોને ઠગે છે, આખા દેશને ઠગે છે—તેમની આખી પ્રવૃત્તિ તળેથી ઉપર સુધી એક મોટું વિરાટ્ જૂઠાણું છે.

આમની વાત આમ છે તે આટલે દહાડે હવે જર્ગિસ સમજતો થઇ ગયો. પણ કરવું શું ? વસ્તુસ્થિતિ છેકજ દયાપાત્ર હતી. બેઉ પક્ષની વચ્ચે યુદ્ધ તો ચાલતું હતું, પણ ખરૂં જોતાં એક પક્ષે પૈસા, અક્કલ અને સંગઠનને જોરે પોતાની સ્થિતિ એટલી મજબૂત કરી દીધી હતી કે બધો માર સામા પક્ષના ઉપરજ પડતો હતો. ધનવાનો અને ગરીબોની હરીફાઈમાં ગરીબોજ દળાઇ જતા હતા અને ઘી–કેળાં તો તેમને પીસી નાખનારા ધનવાનોજ ઉડાવતા હતા. દાખલા તરીકે તેને પોતાનેજ થોડા દિવસની વાત ઉપર મળેલા કડવા અનુભવની વિગત શી છે તે જોઇએ. ઓનાનું હરેક રીતે સંરક્ષણ કરવું અને તેને ઉની આંચ પણ ન આવવા દેવી એવી જર્ગિસની દૃઢ પ્રતિજ્ઞા હતી અને તેનું પાલન કરવાને વાસ્તે તે યથાસાધ્ય કાળજી રાખતોજ હતો. છતાં માત્ર પાંચ સાત દહાડાનીજ વાત ઉપર તેના ઉપર એવો ત્રાસ વર્તાવવામાં આવ્યો હતો અને તે જુલમગારે એવી તદબીરથી જુલમ કર્યો હતો કે કોટિ ઉપાય કરતાં જર્ગિસનું તેમાં કાંઇ ચાલેજ નહિ અને ઓનાનો બચાવ કરી શકાયજ નહિ. બન્યું એવું કે, એક દિવસ સવારમાં કારખાનામાં જવાને વખતેજ મૂશળધાર વરસાદ તૂટી પડયો. આવો ભારે વરસાદ અને તેમાં વળી ડિસેમ્બર મહિનો એટલે શરદીનું તો પૂછવુંજ શું ? વરસતામાં કારખાના સુધી ચાલીને જવું અને બ્રાઉન કંપનીનાં ટંડાં હીમાળા જેવાં ભોંયરાંમાં ભીને લૂગડે બેસીને કામ કરવું, એ કાંઇ સહેલ વાત ન કહેવાય. ઓના જેવી સામાન્ય મજૂરણ રબરનો વૉટરપ્રૂફ ડગલો વસાવી શકેજ કેવી રીતે ? વરસાદનું ઝાપટું રહી જાય એવો સંભવ ન હતો અને કદાચ થોડી વાર પછી રહી જાય પણ ત્યાં સુધી થોભાયજ શી રીતે ? એટલે પછી કારખાના તરફ જતી ટ્રામ ગાડીમાં જર્ગિસ તેને બેસાડી આવ્યો. હવે એ ટ્રામની આખી લાઇનની માલિકી જે કંપનીના હાથમાં હતી તેમને ગમે તેમ કરીને પૈસાજ પેદા કરવા હતા. શહેરની મ્યુનિસિપાલિટીએ એવો નિયમ ઘડયો કે, ટ્રામ ગાડીઓમાં બેસનારા હરકોઇ મુસાફરને એવી ટીકીટ આપવી કે જેથી તેઓ જ્યાંથી ગાડી બદલવા માગે ત્યાં આગળ એક ગાડીમાંથી ઉતરીને બીજી ગાડીમાં બેસી શકે અને એકની એક ટીકીટ વડેજ આખી મુસાફરી કરી શકે. આમ

કર્યાથી જેટલી વાર ગાડી બદલે તેટલી વાર મુસાફરને નવી નવી ટીકીટ લેવી પડે નહિ. પણ તેમ કર્યાથી ટ્રામ કંપનીની આવક ઓછી થાય તેથી આ કાયદાની સામે કંપનીવાળાઓએ ખૂબ ધમપછાડા કર્યા. પહેલાં તો તેમણે એવો નિયમ ચલાવ્યો કે, મુસાફર પૈસા આપીને ટીકીટ ખરીદે ત્યાર પછીજ તેને ગાડી બદલવાની ટીકીટ આપી શકાય. પણ ટ્રામ કન્ડકટર ટીકીટ આપતો આપતો તેની પાસે આવી પહોંચે તે પહેલાં જો તેને ઉતરવાનું સ્ટેશન આવી લાગે તો તેને ગાડી બદલવાની ટ્રાન્સ્ફર ટીકીટ આપી શકાય નહિ. તેણે તો બેઉ ગાડીવાળાને ભાડું આપવાનું એટલે બેવડું ભાડું આપવાનું એવો અર્થ થયો. ત્યાર પછી વળી ટ્રામ કંપનીએ આના કરતાં પણ વધારે ખરાબ નિયમ એવો કર્યો કે, મુસાફર પોતે ગાડી બદલવાની ટીકીટ ન માગે તો ટ્રામ કન્ડકટર તેને વગર માગ્યે આપવા બંધાતો નથી. ઓનાને ગાડીમાં બેસાડતી વખતે જર્ગિસે કહ્યું હતું કે, તું ગાડી બદલવાની ટીકીટ માગી લેજે. પણ એ છોકરીમાં એટલી હુંશીઆરી ન હતી કે જે જોઇએ તે મોઢેથી માગી લે. તેણે કન્ડકટરને બોલાવ્યો નહિ અને તે તેની પાસે ગયો પણ નહિ. તે હમણાં આવશે, હમણાં આવશે એમ ધારીને તે જ્યાં જતો ત્યાં ઓના તેની તરફ લાગલાગટ નજર માંડીને બેસી રહી, અને હજી તે મારી પાસે કેમ નથી આવતો તેનો વિચાર કરીને મુંઝાવા લાગી. એમ કરતાં કરતાં તેને જ્યાં આગળથી ગાડી બદલવાની હતી તે જગ્યા આવી પહોંચી ત્યારે તેણે ગાડી બદલવાની ટ્રાન્સ્ફર ટીકીટ માગી. પણ કન્ડકટરે કહ્યું કે, હવે ટ્રાન્સ્ફર ટીકીટ આપવાનો વખત ગયો. પહેલાં મારી પાસે કેમ માગી ન લીધી ? હવે આ સંજોગોમાં શું કરવું તેની સૂઝ ન પડવાથી ઓનાએ ટ્રામ કન્ડકટરની સાથે માથાઝીક કરવા માંડી, પણ તે એવી ભાષામાં કે જેનો એક અક્ષર પણ પેલા કન્ડકટરથી સમજાયો નહિ. તેણે તો ઓનાને ત્રણ ચાર વાર ટીકીટ લેવા માટે ચેતવણી આપી, પણ જ્યારે તેણે નજ લીધી ત્યારે પેલાએ ઘંટડી વગાડીને ટ્રામને આગળ ચાલવા દીધી. એટલે ઓના ગભરાઇને રડી પડી. બીજું સ્ટેશન આવ્યું ત્યારે ત્યાં આગળ પોતાની પાસે જેટલા પૈસા હતા તેટલા આપી દઇને તે ઉતરી પડી; કારણ કે ઉતરે નહિ તો બિચારી જાય ક્યાં ? કેડની ટીકીટ તો મળી ન હતી અને બીજી ગાડીમાં બેસવા જાય તો ટીકીટ લેવાને પૈસા જોઇએ તેટલા વધારાના પૈસા તેની પાસે હતા નહિ. તેથી કરીને તે બકીને રસ્તે વરસતા વરસાદમાં પલળતી પલળતી ચાલતી ગઈ. કારખાનામાં પહોંચી ત્યારે તેનાં બધાંજ કપડાં ભીંજાઇને નીચોવવા જેવાં

થઇ ગયાં. તેવે તેવે કપડે તેણુ આખો દિવસ થરથર ધ્રૂજતાં ધ્રૂજતાં કામ કર્યું. રાત્રે ઘેર આવી ત્યારે તેના દાંત કકડતા હતા અને કમરમાં તથા માથામાં સખત દુખાવો થતો હતો. એ દુખાવો રહ્યો રહ્યો તે પૂરાં બે અઠવાડીઆં સુધી પહોંચ્યો. તેની કેડમાં શૂળો નાખતી હતી અને માથું તૂટી પડતું હતું. પણ કહે કોને? દુખાવો થાય કે ન થાય, પણ સવાર પડે એટલે કારખાનામાં હાજર થયા વગર તેના બાપનોયે છૂટકો હતો? તેથી કરીને જે દુઃખ થતું તે બધું સહન કરીને તે કામે જતી. તેની મુકાદમની તેના પર ખાસ અવકૃપા હતી, તેથી તે પણ બીજી મજૂરણો કરતાં ઓનાને વધારે સતાવતી હતી. તેના મનમાં એવું ભૂત ભરાઇ ગયું હતું કે, તેના લગ્નને બીજે દહાડે તેને રજા ન મળી ત્યારથી તે જાણી જોઇને જીદ્દી થઇ ગઈ છે. ઓનાનું કહેવું એવું હતું કે, કારખાનામાં મજૂરી કરનારી છોકરીઓ પરણે તે એ રાં…ને પસંદ નથી; કારણ કે, તે પોતે કદરૂપી અને ઘરડી થઇ ગઇ છે. આજ સુધીમાં તેને પરણનાર કોઇ મળ્યો નહિ અને હવે તો મળનારજ નથી એટલે બીજી કોઇ પરણીને ઘર માંડે તે જોઇને તે બળી ઉઠે છે.

આ તો માત્ર એકજ ઉદાહરણ આપ્યું; પણ એવી બીજી સેંકડો બાબતોમાં બિચારા ગરીબ લોકોનોજ મરો થતો હતો. આ લોકોનાં છોકરાં તેમના પોતાના દેશમાં જેવાં નીરોગી રહેતાં તેવાં અહીં આવ્યા પછી કદી રહેતાંજ ન હતાં. પણ તેમના પોતાનાજ ઘરમાં મેલા પાણીને બહાર કાઢી નાખવાની મોરી નથી અને તેથી કરીને પંદર વરસનું ગંદું પાણી ઘરના ખાળકૂવામાં એકઠું થયા કરે છે અને સૌ માંદાં પડે છે તેનું આજ કારણ છે, એ વાતની આ ગરીબ અને અજ્ઞાન લોકોને ખબર પડેજ શી રીતે? અને કદાચ ખબર પડે તોપણ ઉપાય શો ચાલે? તેમની શેરીના નાકા આગળની દુકાનમાં જે ફિક્કા ભૂરા રંગનો પ્રવાહી પદાર્થ દૂધને નામે વેચાતો હતો તેમાં કેટલા ટકા પાણી છે અને તેમાં વળી ફૅાર્મલ્ડેહાઇડ નામનો રાસાયનિક પદાર્થ પણ ભેળવેલો છે કે નહિ તે જાણવાનું આ બિચારાંઓ પાસે સાધનજ કયાંથી હોય? દેશમાં છોકરાં કોઈ કોઇ દિવસ સાજાં માંદાં થઇ બેસતાં ત્યારે ટીટા એલ્ઝબિટા કોઈ વનસ્પતિનાં મૂળીઆં તો કોઇનાં પાંદડાં વગેરે તોડી લાવીને તેમનો રસ છોકરાંને પાતી; એટલે ટપ દઇને સારાં થઇ જતાં. અહીં એ મૂળીઆં ને પાંદડાં લાવવાં કયાંથી? અહીં તો દવા વેચનારની દુકાનેથી મોંમાગ્યા દામ આપીને પેટન્ટ દવાઓ વેચાતી લાવવાની અને તે દવાઓમાં શું બળ્યું છે તે તેણે જાણવું કેવી રીતે? અહીં એક ચીજ પણ ચોખ્ખી મળતી હોય ત્યારે કેની? એકેએક

ચીજમાં ભેળસેળ અને દગો ! ચાહ લાવો કે કૉફી લાવો, આટો લાવો કે ખાંડ લાવો, ગમે તે લાવો પણ તમને એક પણ વસ્તુ ચોખ્ખી વગર ભેળસેળની જો મળે તો દુકાનદારના બાપનાજ સોગંદ. ભાવ પૂરેપુરો ખર્ચવો અને છતાં ખરાબ વસ્તુ લઇને ઘેર જવું એજ તેમનું સૌથી મોટું કમનસીબ હતું. અથાણાં, મુરબ્બા, ડબ્બામાં ભરેલાં તૈયાર રાંધેલાં શાક, એ બધામાં તેમના બનાવનારાઓએ શી શી મોકાણ નહિ માંડી હોય તેની ખાત્રી શી ? મુરબ્બાની અંદર એનિલાઇનની બનાવટના રંગ અને શાકભાજીની અંદર ત્રાંબાના ક્ષારના રંગ મેળવીને તે તે વસ્તુઓના કુદરતી રંગનો દેખાવ કરતા હતા; પણ તેની અંદર શું શું હશે તે તો રામ જાણે; અને તેમાં શી શી હાનિકારક વસ્તુઓ છે તે બધું તેઓ કદાચ જાણતાં હોય તોપણ તે જાણવાથી તેમને કશો ફાયદો ન હતો; કેમકે તેમના ઘરથી ચારે દિશાએ માઇલના માઇલ સુધીમાં જેટલી દુકાનો હતી તે બધી એકબીજાના મોઢામાં થૂંકે એવી; એટલે પછી જેવી મળે તેવી વસ્તુઓ તેઓ ન લે તો જાય પણ ક્યાં ? અધૂરામાં પૂરૂં શિયાળો આવી લાગ્યો હતો તેથી પાથરવાનાં ગોદડાં અને ઓઢવાની રજાઇઓ, ધાબળા અને ગરમ કપડાં વગેરે ખરીદવા માટે જેમ બને તેમ વધારે પૈસા બચાવવાની સૌથી પહેલી જરૂર હતી. પણ આંતરડે ગાંઠો વાળીને તેઓ ગમે તેટલા પૈસા બચાવે અને દુકાનદાર માગે તેટલો ભાવ આપે પણ કિંમતના પ્રમાણમાં સારી વસ્તુ મળવાનીજ નહિ ત્યાં શી વાત કરવી ? કપડાંની દુકાનોમાં વેચાતાં કપડાં થોડું રૂ અને થોડાક જૂના રદ્દી કપડાંના રેસા, એ બેને ફરીથી પીંજી કાંતીને તેના સૂતરનાં વણેલાં હતાં. એ સિવાય બીજું સારૂં કાપડ ત્યાં વેચાતું મળતુંજ ન હતું. કસાઇખાનાંના મજૂરોથી વસેલા એ આખા પૅકિંગ્ટાઉન શહેરના બજારની આ સ્થિતિ હતી અને સારૂં કાપડ લેવા ઘણે આઘે સુધી જવાની તેમને ફુરસદ પણ મળતી ન હતી, એટલે જેવું મળે તેવું લીધા વગર તેમના બાપનો પણ છૂટકો ન હતો. કદાચ વધારે દામ ખરચે તો કાં તો તેમને બનાવટી રેશમનાં બારીક ઝાલર અને કિનારીઓવાળાં દેખીતાં રૂપાળાં પણ વાપરવામાં તદ્દન તકલાદી કાપડ મળે અથવા દુકાનદાર તેમને સાવ ધાબડી મારે અને વધારે પૈસા લઇ લે છતાં માલ તો તે પહેલાં આપતો હતો તેનો તેજ આપે. પણ ફેર માત્ર એટલોજ કે એકને બદલે બીજા કબાટમાંથી કાઢી આપે. ઘરાક કહેશે કે, જરા આથી વધારે સારો માલ હોય તો બતાવો. દુકાનદાર કહેશે કે હા, જેવા પૈસા ખરચો તેવો માલ. એમ કહીને બીજા કબાટમાંથી એની એજ જાતનું કાપડ કાઢીને ઘરાક

આગળ ધરે અને પાછો કહે કે "કેમ ? પેલામાં અને આ કાપડમાં આસમાન જમીનનો ફેર છે કે નહિ ?" દરેક ઘરાક હરકોઇ વસ્તુની જાત, કિમ્મત વગેરે બાબતોમાં પાવરધો હોતો નથી અને હોઇ શકે પણ નહિ. હજાર પ્રકારની વસ્તુઓનો માણસને ખપ તો પડે, પણ તે બધી વસ્તુઓની પરીક્ષા કરવા જેટલું જ્ઞાન સૌને હોયજ નહિ. તેથી કરીને સાધારણ સંજોગોમાં વેપારીની શુભ નિષ્ઠા પરજ આધાર રાખીને ચાલવું પડે છે. પણ એ શુભ નિષ્ઠાનું જ્યાં દિવાળું નીકળી ગયું હોય ત્યાં વેપાર એટલે કાયદાના બંધનમાં ન આવે એવી લૂંટજ બની જાય છે. જોકુબસ ઝેડવિલાસનો એક ભાઇબંધ નોકરીને અર્થે શિકાગોમાં આવીને વસ્યો અને એશલેન એવેન્યુમાં આવેલી એક દુકાનમાં તેને કારકૂનની નોકરી મળી. એક દિવસ એ દુકાનના માલિકે એક ભોળા ગામડીઆને કેવી યુક્તિથી ઠગ્યો હતો તેનું વર્ણન પેલો કારકૂન ભારે રસ લઇ લઇને કરતો હતો. ઘરાકને એલાર્મવાળું ઘડીઆળ જોઇતું હતું. દુકાનદારે તેને બરાબર એકજ જાતનાં બે ઘડીઆળ બતાવ્યાં અને કહ્યું કે, એકની કિંમત એક ડૉલર અને બીજાની પોણાબે ડૉલર છે. ઘરાકે પૂછ્યું કે "પોણા ડૉલરનો તફાવત હોવાનું શું કારણ?" દુકાનદાર કહેઃ "એજ ખુબી છેને ? માલ માલમાં ફેર છે." એટલું કહીને તેણે પહેલા ઘડીઆળને અડધી ચાવી આપી અને બીજા ઘડીઆળને પૂરી ચાવી આપી. પછી બેઉના એલાર્મની ઘંટડી વગાડીને પેલા ઘરાકના મન ઉપર ઠસાવી દીધું કે, પોણાબે ડૉલરવાળા ઘડીઆળનું એલાર્મ બમણો અવાજ કરે છે માટે એની કિંમત એટલી વધારે છે. ઘરાકે કહ્યું કે "હું જ્યાં ઉંઘવા પડું એટલે પછી ઘબાયનમઃ થઇ જાઉં છું, માટે મને તો પોણાબે ડૉલરવાળુંજ ઘડીઆળ આપો !"

એક કવિએ કહ્યું છે કેઃ "જેની જુવાની દુઃખની જ્વાલામાં બળીને ખાક થઇ ગઈ હશે, તેના હૃદયની લાગણીઓ વધારે ગંભીર થઇ હશે અને તેનું વર્તન વધારે ઉદાર થયું હશે."

પણ દુઃખનો મહિમા ગાતી વખતે કવિને અત્યંત નિર્ધનતાથી થતાં દુઃખોનો વિચાર આવ્યો લાગતો નથી અને તેણે જે કહ્યું છે તે ગરીબાઇનાં દુઃખને લાગુ પડતું પણ નથી. ગરીબાઇનાં દુઃખ તો અનંત યાતનાઓથી ભરેલાં, નિષ્ઠુર અને શુષ્ક છે; છતાં તે એવાં ક્ષુદ્ર છે કે જેના ઉપર એવાં દુઃખ આવી પડે છે તેના તપમાં, તેજમાં અને મહત્તામાં વૃદ્ધિ નથી કરતાં. તેનામાં કોઇ પણ ઉદાર વૃત્તિનો વિકાસ નથી કરતાં, તેનાં દુઃખની કથામાં કરુણરસની આછી છાયા

પણ નથી આવતી; પણ એવાં દુઃખનો ભોગ થનાર નિસ્તેજ, પામર અને ક્ષુદ્ર બની જાય છે; અને તેનાં વીતકની કથામાં કરુણરસને ઠેકાણે નરી બીભત્સતા આવી જાય છે. ઉપર કહ્યાં તેવાં દુઃખના ઉપર કોઇ કવિએ પોતાની કવિત્વશક્તિ અજમાવી નથી; ગરીબાઇનાં કષ્ટને લગતા શબ્દોથી કવિઓ એવા સૂગાય છે કે કાવ્યના શબ્દભંડારમાં તેમને કોઇએ સ્થાનજ આપ્યું નથી. સભ્ય સમાજની વચમાં બેસીને ગરીબોનાં દુઃખનું વીગતવાર વર્ણન કરવું એ પણ શિષ્ટાચારની વિરુદ્ધ છે. એવું વર્ણન કરનારા અને સાંભળનારા બેઉને સૂગ આવે છે તેથી સમાજને થએલાં આ ચાંદાં ઘારાં ઉપર ચૂપકીનો પડદો ઢાળીને ખરી વસ્તુસ્થિતિ છુપાવી રાખવાનુંજ સૌ યોગ્ય માને છે. તેનું કારણ પૂછીએ ત્યારે સાક્ષરો કહે છે કે, માનવજીવનના આવા ગંદા, બીભત્સ અને ઘૃણાપાત્ર પ્રકરણની સાથે શુદ્ધ સાહિત્યને કાંઇજ લેવા દેવા નથી. સાહિત્યના ઉપર તો રાજા-રાણીઓ, રંગીલા-રંગીલીઓ—બાપદાદાએ ગરીબોનું રક્ત ચૂસીને મેળવેલી સંપત્તિના ઉપર તાગડધિન્ના કરનારાંઓ—વગેરે પરરક્તોપજીવી લોકોના મદનોત્સવનોજ જાણે ઇજારો હોય એમ ઓગણીસમા સૈકા પહેલાંના દેશના સાહિત્યમાં ગરીબોનાં દુઃખ વિષે એક પણ નવલકથા, કાવ્ય કે નાટક લખાયું નથી. સાહિત્યમાં તો અટારીઓ અને પુષ્પવાટિકાઓ, કોયલ અને મયૂરના ટૌકા, મોગરા અને ગુલાબનાં ફૂલની શય્યાઓ, ચંદન ગુલાબજળ અને અત્તરનાં છાંટણાં, ગીત અને નૃત્ય, હીરામોતીનાં આભૂષણ, વનવિહાર અને નૌકાવિહાર, નાયિકાના છણકા અને નાયકનાં મનામણાં—એજ હોયને ? માનવજાતિના ૯૯ ટકાની છાતી ઉપર બેસીને પ્રેમકેલિ કરનારાં, તનમનથી નિર્બળ નિઃસત્વ બની ગએલાં ઇન્દ્રિયોનાં ગુલામોની કામચેષ્ટાઓમાંથીજ કાવ્યો, નાટકો અને નવલકથાઓનું ઉપાદાન જડે છેને ? પણ રાતદહાડો ગદ્ધાવૈતરૂં કરીને જેઓ આ નવરા-નવરીઓને પ્રેમકેલિ કરવાની સામગ્રી અને અનુકૂળતા તૈયાર કરી આપે છે તેમનું જીવન જાણે માનવજીવનજ ન હોય તેમ તેમનાં હૃદયના ભાવોનાં ચિત્ર આંકવાનું કોઇ કવિને સાંભર્યુંજ નથી. શુદ્ધ પ્રેમ તો જાણે પ્રધાનના પુત્ર અને રાજપુત્રીનાં જોડાંનોજ હોય અને ઝૂંપડાંઓમાં વસનારાં તો પશુ અથવા જડ પૂતળાંજ હોય એમ જાણીને કોઇ કવિએ એ નિર્ધન લોકોનાં સુખદુઃખની કથાઓ ગાવાની મહેરબાની કદી કરીજ નથી. શા માટે કરે ? અને કદાચ કોઇ વિકટર હ્યુગો અને જ્યોર્જ ઇલિયટ જેવા કરે તો સાહિત્યરસિકો અને સાહિત્યરસિકાઓ તેમને ન્યાત બહારજ મૂકે. કારણ કે ગરીબોનાં જીવનની કથાઓમાં તો નર્યું

દુઃખ અને ગંદકીજ હોય. તે જોઇને પેલાં રસિક હૃદયોને ચીતળી ચઢે. દાખલાતરીકે કોઈએ પોતાની નવલકથામાં લખ્યું હોય કે, એક ગરીબના ઘરમાં માંકણ અને ચાંચડનો રાફડો ફાટયો હતો અને તેમનાથી ઘરનાં બધાં માણસો કાયર કાયર થઇ ગયાં હતાં. રાત્રે કોઇને એક પળવાર નિરાંતે ઉંઘ આવતી ન હતી. પૂરતો આરામ નહિ મળવાથી સૌ અડધે લોહીએ આવી ગયાં હતાં, એ જીવાતનો નાશ કરવાને માટે બજારમાં વેચાતી કેટલીક દવાઓ તેમણે વાપરી જોઇ; પણ કશાથી માંકણ મર્યાં નહિ અને મહામહેનતે રળેલા પૈસા ફોકટ ગયા તે તો નફામાં. ત્યારે એવા લખાણથી સાહિત્યરસિકોની સુરુચિનો ભંગ થાય અને તેથી તેઓ એવી નવલકથાને શિષ્ટ સાહિત્યમાં ગણાવા ન દે એમાં કાંઇ નવાઇ છે? એ બિચારા ભાગ્યહીન કુટુંબે 'માંકણ-ચાંચડનો નાશ ન થાય તો પૈસા પાછા' એવી મતલબની જાહેરખબર વાંચીને સાડાબાર આના ખરચીને જંતુનાશક દવા આણી અને આખા ઘરમાં છાંટી. પણ એ દવામાં સેંકડે ૯૫ ટકા તો ફક્ત જિપ્સમ નામની માટીનો ભૂકોજ હતો અને તેની ખરી કિંમત એક આના કરતાં વધારે ન હતી. આ દવાની માંકણ, ચાંચડ અને વાંદાઓ ઉપર કશી અસર ન થઇ. હા, જે થોડાક વાંદાઓ ભૂલથી એ ભૂકો ખાઇ ગયા અને પછી જેમણે પાણી પીધું તેમના પેટમાં દવામાંની માટી ફૂલી ગઈ અને તેથી કેટલાંકનાં મોત થયાં. એ સિવાય પેલી દવાથી કશો શુક્કરવાર વળ્યો નહિ. દવામાં શી વસ્તુ છે તેની પેલા ઘરનાં માણસોને ખબર ન હતી અને બે-પાંચ વાર પૈસા બગાડી જોયા પછી તેમણે નિરાશ થઇને વધુ પ્રયોગ કરી જોવાનું માંડી વાળ્યું અને બાકીની આખી જિંદગી માંકણ ચાંચડનો ત્રાસ સહન કરીને જેમ જીવાય તેમ જીવવા લાગ્યાં. પણ તેમના આવા દુઃખભર્યા જીવનની કથાને શિષ્ટ-સાહિત્યમાં કોણ સ્થાન આપે? સાહિત્યના ઇજારદારો, સમાલોચકો અને સાક્ષરો—એ બધાજ પેલા શ્રીમંતવર્ગને પૈસે મોજ ઉડાવનારાઓ હોય ત્યાં પછી તેમને ગરીબોનાં દુઃખની શી પડી હોય?

હવે ચાલો આપણે પેલા ભાગ્યહીન કુટુંબની ખબર લઇએ. પહેલાં તો એ કુટુંબમાં એન્ટેનાસ સૌથી ઘરડો અને રોગી હોવાથી સૌથી વિશેષ દયાને પાત્ર હતો. હવે શિયાળો બેસી ચૂક્યો હતો. અને જે ભોંયરામાં તેને કામ કરવાનું હતું તેમાં અજવાળાનું તેમજ ગરમીનું, બેમાંથી એકકેનું જરાય સાધન ન હતું. એ ઓરડો એવો ટાઢો હીમાળા જેવો હતો કે શ્વાસ પણ મોઢામાંથી નીકળતાની સાથે ઠરી જતો અને ટાઢથી આંગળાં અકડાઇને સૂકા લાકડા જેવાં થઇ જતાં.

અધૂરામાં પૂરૂં ડોસાને ઉધરસ તો થએલીજ હતી. જેમ જેમ ઠંડી વધતી ગઇ, તેમ તેમ તેની ઉધરસ પણ તેટલીજ વધતી ગઈ. એમ કરતાં કરતાં તેની ઉધરસ એટલે દરજ્જે વધી પડી કે દહાડામાં એક ક્ષણ વાર પણ તેનું ગળું નવરૂં પડતું નહિ અને ત્યાં આગળ બીજા મજૂરો કામ કરતા હતા તેઓ પણ તેનાથી કાયર કાયર થઇ ગયા. આના કરતાં પણ વધારે દુઃખદાયક અને કમકમાટી ઉપજાવે એવી દુઃખની બાબત એ હતી કે, આખો દિવસ તેના પગ કેટલીક રાસાયનિક દવાઓમાં બોળાએલા ને બોળાએલાજ રહેતા. થોડાજ વખતમાં એ દવાઓ વડે તેના જોડાનાં તળીઆં તો ખવાઇ ગયાં. વખતોવખત નવા નવા જોડા ખરીદવાનું તેને પરવડે તેમ ન હતું. તેથી જોડાનાં તળીઆંમાં થઇને દવાઓએ ધીમે ધીમે તેના પગનાં તળીઆંની અને આંગળાંની ખબર લેવા માંડી. પહેલાં તો તેને પગે ચાંદાં થવા લાગ્યાં અને વખત જતાં એ ચાંદાં વધ્યાં અને તેની ઘણી ખરાબ હાલત થઇ ગઇ. તેના શરીરનું લોહી બગડયું હતું, અથવા પગે કશુંક વાગ્યું હતું તેમાંથી વધી વધીને આવું થઇ ગયું કે કાંઈ ત્રીજુંજ કારણ હતું તેની એન્ટેનાસને સમજ પડતી ન હતી. ગમે તે કારણ હોય, પણ તેનાં ચાંદાં રૂઝાતાંજ ન હતાં. એમ કરતાં કરતાં તેના પગનાં આંગળાં પતીઆનાં આંગળાં જેવાં થવા લાગ્યાં અને જો તે નોકરી છોડીને ઘેર ન બેસે તો એક પછી એક આંગળાં ખરીજ પડશે અને પગનાં ઠુંઠાંજ રહેશે એવી તેના બેઉ પગની હાલત થઈ ગઇ, પણ તે છતાં એન્ટેનાસથી નોકરી છોડાતી ન હતી અથવા છોડવાનો જીવ ચાલતો ન હતો; કારણ કે તેનું આખું કુટુંબ કેવા દોહ્યલા દહાડા કાઢે છે અને કેવી હાડમારી વેઠીને જીવન ટકાવી રાખે છે તે બધું તે પોતાની આંખે રોજ રોજ જોતો હતો. વળી નોકરી મેળવતાં તેને કેટલું વીત્યું હતું તે પણ તે ભૂલી ગયો ન હતો. આથી કરીને બાપડો એન્ટેનાસ પગે ચીંથરાં બાંધીને ખોડંગતો ખોડંગતો અને બધો વખત ખેંખેં કરતો કરતો કારખાનામાં જઇને થાય તેટલું કામ કરી છૂટતો, પણ એમ કરતાં કરતાં તેની હાલત છેકજ ખરાબ થઇ ગઈ અને એક દિવસ કારખાનામાંજ ઢગલો થઇને જમીન પર પડી ગયો. લોકોએ તેને ઉંચકીને કોરી જગ્યાએ સૂવાડયો અને રાત પડી ત્યારે બે જણ તેનો હાથ પકડીને તેને ઘર સુધી મૂકી આવ્યા. ઘેર જઇને તે ખાટલે પડયો તેજ પડયો. દરરોજ સવાર પડે એટલે ઉઠીને બેઠા થવા ફાંફાં મારે, પણ તેનામાં પાસું હલાવવા જેટલી પણ શક્તિ રહી હોય ત્યારે તે? પણ તેમ છતાં તેણે છેક મરતા સુધી સાજા થવાની અને પાછા

નોકરી કરતા થઈ જવાની આશા મૂકી નહિ અને ઉઠીને ઉભા થવા-નો પ્રયત્ન કરી જોવાનું ચૂકયો નહિ. આખો દિવસ અને રાત તે પથારીમાં પડયો પડયો ખેંખેં કર્યાંજ કરતો. તે દરરોજ ગળાતો ગયો અને આખરે તેના શરીરમાં માત્ર હાડકાં અને ચામડી એજ બાકી રહ્યાં. શરીરનું માંસ તો એટલી હદ સુધી ગળાઇ ગયું કે અંદરનાં હાડકાં ચામડીને કોચીને બહાર નીકળવા લાગ્યાં; જેથી કરીને તેનો દેખાવ એવો થઇ ગયો કે તેને જોતાં અથવા તેની હાલતની કલ્પના કરતાં પણ કંપારી વછૂટે. પછી એક વાર રાતના તેને એવી ઉધરસ આવી કે તેનો શ્વાસ સુદ્ધાં રૂંધાઇ ગયો અને મોઢામાંથી કોગળેકોગળા લોહી ઓકયો. ઘરનાં બધાં ગભરાઇ ગયાં અને એક ડાકટરને તેડાવી મંગાવ્યો. તેણે આવીને કહ્યું કે, હવે આ કેસમાં કશું થઇ શકે એમ નથી અને આટલી સલાહ આપવાની ફી તરીકે અડધો ડૉલર ગજ-વામાં મૂકીને તે ચાલતો થયો. તેણે આવું કહ્યું ખરૂં, પણ ડોસાના સાંભળતાં ન કહ્યું એટલી તેણે મોટી મહેરબાની કરી. કારણ કે હજી 'હું કાલે નહિ તો પરમ દહાડે પણ સાજો થઇશ અને પાછો મારી જગ્યાએ હાજર થઇ જઇશ' એવી આશાના તાંતણાને તે કેમે કર્યો છોડતોજ ન હતો. કંપની તરફથી એવું કહેણ આવ્યું હતું કે, તું સાજો થાય ત્યાં સુધી તારી જગ્યા નહિ પૂરી દઇએ. પણ એવું કશુંજ ન હતું. એ તો જર્ગિસેજ એક જણને કાંઇક આપવાનું કરીને તેને કહ્યું કે, રવિવારે સાંજના અમારે ઘેર આવીને તું આવું કહી જજે એટલે કાંઇ કરતાં ડોસાના જીવને કરાર વળે. બાકી કંપનીવાળા આટલા દિવસ તો શું પણ એકજ દિવસ ગેરહાજર રહેનારની જગ્યા તરતજ પૂરી નાખતા. તેમને એવી શી ગરજ કે વળી એન્ટેનાસ સાજો થાય ત્યાં સુધી રાહ જુએ ? પણ એન્ટેનાસે આ વાત છેવટ સુધી સાચીજ માની. ત્યાર પછી વળી ત્રણ વાર તેને લોહીની ઉલટીઓ થઇ અને એક દહાડો સવારના પહોરમાં તે સૂતો સૂતો ટાઢો હીમ જેવો અને સૂકા લાકડા જેવો થઇ ગયો. કુટુંબની હાલત તો અત્યાર પહેલાં ઘણી કફોડી થઇ ગઇ હતી તેથી ટીટા એલ્ઝબિટાને મરવા જેવું તો લાગ્યું, પણ એન્ટેનાસની ઉત્તરક્રિયા પાછળ તેમની ન્યાતની રીત પ્રમાણે જેટલો ખર્ચ કરવો જોઇએ તેટલો ન કર્યો અને બધું કામ ઘણીજ કરકસરથી ઉકેલી નાખ્યું. લાશને કબ્રસ્તાનમાં લઇ જવા સારૂ સામાન્ય શ્મશાનરથ અને બૈરાં–છોકરાંને માટે એક ભાડૂતી ગાડી એટલા પૂરતોજ ખર્ચ કરવાનો હતો. જર્ગિસ હવે આટલા દિવસના અનુભવથી લોકોની સાથે કેમ કામ લેવું અને સોદા કેવી રીતે કરવા

તે શીખી ગયો હતો; તેથી તેણે ગાડીઓનો અને લાશને દાટવાના ખરચનો કબાલો કરતી વખતે બે સાક્ષીઓના સાંભળતાંજ બધી શરતો પાકે પાયે કરી લીધી. તેમ કર્યું ન હોત તો આ બહાને અને પેલા બહાને તેને વધારાના પૈસા આપવા પડત; પણ આજે તો શરત કરતાં વધારાની એક દમડી પણ કોઇથી તેની પાસે મંગાઇ નહિ. બધી તૈયારી થઇ ગયા પછી લાશને કબ્રસ્તાન તરફ લઈ જવાની ક્ષણ આવી લાગી ત્યારે જર્ગિસને હૈયાફાટ વેદના થઇ. કારણ કે બાપ-દીકરો લિથુઆનિયાનાં જંગલમાં પચ્ચીસ વરસથી સાથેના સાથેજ રહ્યા હતા અને અત્યારે આવી માઠી હાલતમાં મોત તેમને બેઉને અળગા કરે એ જખમ ઘણો અસહ્ય હતો, પણ શ્મશાનને લગતી વસ્તુઓ વેચનારાઓ તથા ભાડાની ગાડીઓવાળાઓ તેને લૂંટે નહિ તેટલા વાસ્તે જર્ગિસને પોતાનું બધુંજ લક્ષ તેમની સાથે સાટાં કરવા પાછળ રોકવું પડયું અને તેથી તેને બાપની જૂની પુરાણી વાતો સંભારવાનો અને શોક કરવાનો વખતજ ન મળ્યો એ એક રીતે ઠીકજ થયું.

હવે ટાઢો હીમ જેવો શિયાળો તેના ભયંકર સ્વરૂપમાં તેનો અમલ ચલાવવા લાગ્યો. શિયાળો બેસે ત્યારે જંગલનાં વૃક્ષોની બાબતમાં જે થાય છે તેવુંજ માણસોનું પણ થાય છે. વસંત ઋતુ બેસતાં ઝાડને નવાં પાંદડાં આવે છે, નવી શાખા-પ્રશાખાઓ ફૂટી નીકળે છે, ત્યાર પછી ઉનાળામાં તેઓ સખત તાપ અને વાવાઝોડાંના ઝપાટા ઝીલે છે અને ચોમાસામાં વરસાદની ઝડીઓની સામે ટક્કર લે છે એટલી વારમાં નબળી પોચી ડાળીઓ દોદળી તો થઇજ જાય છે, છતાં જેમ તેમ કરીને ઝાડને વળગી રહે છે. પણ જ્યાં શિયાળાના ઠંડા હીમ જેવા પવનના ઝપાટા વાયા અને હીમ કરા તથા કોઇ કોઇ વાર બરફનાં તોફાન શરૂ થયાં એટલે પેલી દોદળી થઇ ગએલી, ખખળી ગએલી ડાળીઓ, પાંદડાં અને કેટલાંક જૂનાં પુરાણાં ઝાડ પણ જમીન ઉપર તૂટી પડે છે. ઠંડી ઋતુની સામે ટકી રહેવા જેટલું જેમનામાં બળ હોય તેટલાંજ ટકી રહે છે. આ વરસે જે ટક્યાં તેમાંથી કેટલાંકનો તેની પછીને વરસે ખરી પડવાનો વારો આવે છે, કેમકે ઋતુની સાથે એક એક લડાઇ લડવામાં તેમનું બળ ક્ષીણ થતું જાય છે. આ પ્રમાણે વરસોવરસ એકસરખો ક્રમ ચાલ્યો આવે છે. પૅકિંગટાઉન શહેરની વસતીની બાબતમાં પણ બરાબર એજ નિયમ લાગુ પડતો હતો. શિયાળો બેસે એટલે તે વિભાગની કુલ વસ્તી—નાનાં મોટાં, ઘરડાં ખોખરાં સૌ—જીવનમરણના યુદ્ધમાં ઝંપલાવવાની ઘડી આવી લાગી એમ જાણીને જીવન ટકાવી રાખવા માટે પ્રાણપણે

ચેષ્ટા કરતાં હતાં. મૃત્યુની સાથેનું તેમનું યુદ્ધ તીવ્ર વેદનાથી ભરેલું હતું; પણ તે છતાં જેઓ બાકીના આઠ મહિના જીવન અને મરણ-ના સીમાડા ઉપર જેમ તેમ કરીને ટકી રહ્યાં હતાં તેઓ હજારોની સંખ્યામાં શિયાળાના ચાર મહિના દરમિયાન ખંખેરાઇ જતાં હતાં. પૅકિંગટાઉનના કસાઇખાનારૂપી રાક્ષસી યંત્રના નાના નાના દાંતા તરીકે કામ કરીને જેમણે એક સાલ સુધી જીવન ટકાવી રાખ્યું હતું તેઓમાંથી હવે કોણ કોણ આવતી સાલને માટે રાખવા જેવાં છે અને કોણ કોણ રદબાતલ થઇ જવાથી ઉકરડે નાખી દેવા જેવાં થઇ ગયાં છે તેની પરીક્ષા કરવાનો વખત શિયાળામાંજ આવતો હતો. એ ઋતુમાં કારખાનાંવાળાઓ પોતાના સંચાના ઘસાઇ ગએલા જીવંત દાંતાઓને કાઢી નાખીને તેમની જગ્યાએ નવા તાજા દાંતા બેસાડી દેવાનું કામ કરી લેતા હતા. એ પ્રમાણે વળી એક વરસ બાદ ફરી ચાળણી થતી, જૂના દાંતા અને ઘસાઇ ગએલાં ચક્કરોરૂપી મજૂરોને તેઓ વીણી વીણીને ગટરમાં ફેંકી દેતા હતા અને તેમની જગ્યા લેવાને કારખાનાંની બહાર હજારો ઉમેદવારો પડાપડી કરતા હતા તેમના-માંથી પસંદગી કરી કરીને નવાં માણસોની ભરતી કરતા. આ પરીક્ષા કરવાના કામમાં તરેહ તરેહના મંદવાડ કારખાનાંવાળાઓ તરફથી પોતપોતાનું કામ કરવા મંડી જતા. પહેલી શરદી, પછી ઉધરસ અને પછી ન્યૂમોનિયા (ત્રિદોષ), ઇન્ફ્લુએન્ઝા વગેરે વ્યાધિઓ શિયાળો બેસતાંજ મજૂરોની વસ્તીમાં ચાલ્યા આવતા અને કોનાં કોનાં શરીર નિર્બળ બની ગયાં છે તેની તપાસ રાખ્યા કરતા. એ બે વ્યાધિઓ ઉપરાંત ટ્યૂબરક્યુલોસિસ પણ મનુષ્ય–જીવનના બલિમાં તેનો હિસ્સો લેવા ચૂકે એવો હતોજ નહિ. ત્યાર પછી ઠંડા હીમ જેવા સૂસવાતા વાયરા વાતા, કરાનાં ઝાપટાં તૂટી પડતાં, બરફનાં ગાભલાં આકાશ-માંથી વરસતાં. પછી કોના કોના શરીરમાંનું લોહી ક્ષીણ થયું છે, કોની કોની માંસપેશીઓ કમજોર બની ગઇ છે તેની નિર્દયપણે પરીક્ષા થઇ જતી. આજે આ, તો કાલે પેલો એમ વહેલો મોડો અશક્ત માણસોને ઘેર બેસવાનો વખત આવી પહોંચતો. કોનાં કોનાં શરીર કામ કરવાને નાલાયક થયાં છે તેની આપોઆપજ પરીક્ષા થઇ જતી. દરરોજ કારખાનાંના હાજરીપત્રકમાં અમુક માણસો ગેરહાજર માલૂમ પડતાં, તેઓ શા માટે ગેરહાજર રહ્યાં છે તેની તપાસ કર્યા વગર અથવા “તમને કાઢી મૂકવા માટે અમે ઘણા દિલગીર છીએ” એવો ઉપર ઉપરનો વિવેક બતાવ્યા વગર અથવા ગેરહાજર રહેલાઓને માટે એક દિવસ પણ થોભ્યા વગર કારખાનાંવાળાઓ નવાં માણસોની

વરણી કરવા મંડી જતા.

નવા ઉમેદવારોને શોધવા માટે તેમને આઘે જવું પડતુંજ નહિ. ગરીબાઈ અને બેકારી, જે મૂડીવાદીઓની ઇષ્ટદેવીઓ છે, તેમને પ્રતાપે કારખાનાંના દરવાજા આગળજ હજારો અભાગીઆઓ 'નોકરી' 'નોકરી' એવી ટહેલ નાખતા સવારથી તે સાંજ સુધી ઉભા ને ઉભાજ હોય. આખો દહાડો કસાઇખાનાંના દરવાજા આગળ બેકાર, ભૂખે મરતા અને કંગાલ લોકોની ઠઠ જામતી; તે પણ થોડા ઘણા નહિ પણ હજારોની સંખ્યામાં સવાર પડતાની સાથે આવી આવીને ઉભા રહેતા, એવું વગર અતિશયોક્તિએ કહી શકાય. દરેક જણ એમ જાણતો હતો કે, મારે માટે જીવનનું કોઇ પણ સાધન જો દુનિયામાં હોય તો તે આ દરવાજાની અંદરના ભાગમાંજ છે. એમ જાણીને દરવાજા આગળ સૌથી મોખરે ઉભા રહેવા માટે તેઓ અંદર અંદર ધમ્માચકડી અને લડાલડી કરી મૂકતા. ટાઢો હીમ જેવો પવન વાય, માથા ઉપર બરફનાં ગાભલાં વરસે, છતાં પણ તેઓ દરવાજા આગળથી આઘા ખસતા ન હતા. જ્યારે જોઇએ ત્યારે હાજરના હાજરજ. સૂર્યોદયના સમયથી બે કલાક અગાઉ અથવા કારખાનાંના દરવાજા ઉઘડે તે પહેલાં બરાબર એક કલાક આગમચથી આ અભાગીઆઓ આવી આવીને દરવાજા આગળ ગોઠવાઈ જતા અને આંગળીનો ઇસારો કરતાની સાથે એકની જગ્યાએ અનેક પડાપડી કરતા. કેટલીક વાર ટાઢથી કોઈનાં મોઢાં તો કોઇના હાથ-પગ ઠરી જતાં; કેટલાક તો ત્યાં ને ત્યાં આખા ને આખા એવા ઠરી જતા કે જાણે લાકડાંનાં કે પથ્થરનાં પૂતળાં ઉભાં રહ્યાં છે. આટલું છતાં પણ જેઓ જીવતા રહેતા તેઓ બીજે દહાડે ચાલ્યા આવતા. ન આવે તો જાય ક્યાં? આખી દુનિયામાં તેમને ઉભા રહેવાની બીજી કોઇ જગ્યાજ ન હતી—મૂડીવાદીઓએ રહેવા દીધી ન હતી.

એક વાર ડરહામ કંપની તરફથી વર્તમાનપત્રોમાં જાહેરખબર પ્રકટ થઇ કે, બરફ ખોદી કાઢવાના કામ માટે ૨૦૦ મજૂરોની જરૂર છે. એ જાહેર ખબર જ્યાં છપાઇ અને લોકોને તેની જાણ થઈ કે ફરતા બસો ચોરસમાઇલના પ્રદેશમાંથી ઘરબાર વગરના ભૂખે મરતા કંગાલ લોકોનાં ટોળેટોળાં રસ્તાઓ પર જામી ગએલા બરફમાં થઇને સવારથી સાંજ સુધી આવતાંજ ગયાં. સાંજ પડી ત્યાંસુધીમાં કસાઇ-ખાનાના સ્ટેશનહાઉસમાં લગભગ આઠસો માણસો જમા થઇ ગયાં. રાત પડી. એકકે એક ઓરડો લોકોથી ઠસઠસીને ભરાઇ ગયો. ટાઢમાં

કૂતરાંનાં બચ્ચાં એકબીજાને બાઝીને પડી રહે છે, તેમ આ લોકોએ એકબીજાને વળગીને ટૂંટીઆં વાળીને રાત કાઢી. જેમને ટૂંટીઆં વાળીને પડી રહેવા જેટલી જગ્યા મળી તેટલા પૂરા નસીબદાર. ઘણાને તો તેટલી જગ્યા પણ મળી નહિ. કોઇએ ઓટલા ઉપર, કોઇએ પગથીઆં ઉપર અને એકબીજાનાં શરીર ઉપર ઢગલો વળીને રાત કાઢી. છેવટે પોલિસે આવીને ફાટક બંધ કરી ત્યારે જેઓ બહાર રહી ગયા તેઓ આકાશનું ઓઢણું અને પૃથ્વીનું પાથરણું કરીને આંગણામાં પડી રહ્યા અને જેમનું કાળચોઘડિયું આવી પહોંચ્યું હતું તેઓ ઠરીને મરી પરવાર્યા. સવારમાં ડરહામ કંપનીના કારખાનાના દરવાજા ઉઘડયા ત્યારે ખાસ્સા ત્રણ હજાર ઉમેદવારો અંદર અંદર ધમ્માચકડી કરતા ઉભા હતા, જેથી કરીને હુલ્લડ શમાવી દેવાને માટે અનામત ખાતેના પોલિસના સિપાઇઓની ટૂકડીને પણ તેડાવવી પડી. પછી ડરહામ કંપનીના નિરીક્ષકોએ ટોળામાંથી સૌથી મોટા મોટા અને જબરા જબરા ફક્ત વીસ જણાને પસંદ કરીને અંદર દાખલ કર્યા અને 'બસો' નો આંકડો છપાયો હતો તે તો છાપનારની ભૂલથી છપાયો હશે એવો ખુલાસો બહાર પાડયો.

મજૂરોનો વાસ હતો ત્યાંથી પૂર્વ દિશાએ ચાર પાંચ માઇલને છેટે એક મોટું સરોવર હતું. એ સરોવર શિયાળામાં ઠરી જતું. તેના ઉપર થઇને ઠંડા પવનના સૂસવાટા શહેર તરફ ચાલ્યા આવતા. કોઇ કોઇ દિવસ તો ઠંડીનું જોર એટલી હદ સુધી વધી જતું કે રાતને વખતે થર્મોમિટરનો પારો શૂન્યથી પણ નીચે છેક દસ દસ વીસ વીસ અંશ જેટલો નીચો ઉતરી પડતો અને સવારે ઉઠીને જુઓ તો મકાનનાં ભોંયતળીઆંની બારીઓ જે સામાન્ય રીતે જમીનથી અઢી ત્રણ ફુટ ઉંચી હોય તે બારીઓની લગોલગ આવી જાય એટલો ધાડો બરફનો થર શેરીઓમાં જામી જતો. હવે મજૂરીઆત લોકો જે સડકો ઉપર થઇને તેમને કારખાને જતા તે સડકો ઉપર પથ્થરની લાદીઓ જડી ન હતી અને તેથી કરીને પાણીના ઘસારાથી કોઇ કોઇ જગ્યાએ ઉંડા ખાડા તો કોઈ કોઇ જગ્યાએ પાણીના વોકળાએ ચીરા પાડી મૂકયા હતા. ઉનાળામાં જ્યારે વરસાદની ઝડીઓ વરસતી ત્યારે આ ચીરાઓમાં થઇને પાણી ઘૂઘૂ કરીને વહેવા લાગતું અને કોઇ કોઇ વાર તો રસ્તે જતા લોકોને કેડ કેડ સમાણાં પાણીમાં થઇને જવું આવવું પડતું. હવે એજ સડક ઉપર થઇને મળસ્કે છેક અંધારૂં હોય ત્યારે કારખાને જવું અને રાત્રે અંધારૂં ઘોર થઇ ગયા પછી કારખાનામાંથી ઘેર પાછા આવવું એમાં જોખમ થોડું ન હતું. કેડ કેડપૂર

બરફ પડયું હોય અને વળી જ્યાં પગ મૂકતાની સાથેજ ઢીંચણ સુધી પગ ગરકી જાય તે રસ્તા ઉપર થઇને ચાલતાં ચાલતાં કેટલાક તો રસ્તામાં ને રસ્તામાંજ ધબી જતા. તેમની પાસે કામળ, ધાબળા જે કાંઇ આછું પાતળું ઓઢવા પહેરવાનું હોય તેમના વડે શરીર ઢાંકે તો ખરાં, પણ કપડાંનો વધારે ભાર થાય તો તેને ઉંચકીને ચાલતાં થાકી જવાશે તે ધાકે ઓઢવાનાં કપડાંનો ભાર જેમ ઓછો થાય એવું કરતાં. આથી કરીને ઘણી વાર એવું બનતું કે, બરફની સાથે કુસ્તી કરતાં કરતાં લોકો થાકીને હિંમત હારી જતા અને ત્યાંના ત્યાંજ બેસી પડતા. એક વાર જ્યાં બેસી પડયા એટલે પછી તેમનો ઉઠીને ઉભા થવાનો વારો આવતોજ નહિ. તેઓ બરફની શ્વેત શય્યામાં તેમની છેલ્લી અખંડ ઉંઘ લેવા સૂઈ જતા.

આવા રસ્તા ઉપર થઇને ચાલતાં ચાલતાં ભાયડાઓ જ્યારે હારી જતા, ત્યારે બિચારી સ્ત્રીઓ અને નાનાંનાનાં છોકરાંઓની તો વલેજ શી થતી હશે? તેની હરકોઇ માણસ સહેલાઇથી કલ્પના કરી શકશે. ટ્રામ ગાડીઓનો વ્યવહાર જ્યાં સુધી ચાલુ હોય ત્યાં સુધી તો બૈરાં–છોકરાં નાછૂટકે ટ્રામમાં બેસીને ઘેર આવતાં. પણ સ્ટેનિસ્લોવાસ જેવડા છોકરાઓને કલાકના ફક્ત પાંચજ સેન્ટ (૨॥ આના) નો પગાર મળતો હોય તેમને તેટલી રકમ બે માઇલના ગાડીભાડા ખાતે ખરચી નાખવાનું પરવડે નહિ. છોકરાંઓ મોટી મોટી શાલ અથવા કામળો વડે કાન સારી રીતે ઢાંકીને ઘેરથી કારખાને જવા નીકળતાં. આખે માથે, કાને અને બધે શરીરે ગરમ કપડાં એવાં લપેટીને આવતાં કે તેમની બે આંખો સિવાય શરીરનો કોઇ પણ ભાગ ખુલ્લો રહેજ નહિ. આટલું બધું કરતાં છતાં અકસ્માત તો થયાજ કરતા. એક દિવસ સવારમાં ખૂબજ ટાઢ પડી. સ્ટેનિસ્લોવાસની જોડે 'લાડ'ના સંચા ઉપર બીજો છોકરો કામ કરતો હતો તે એક કલાક મોડો અને બૂમેબૂમ પાડતો આવ્યો. લોકોએ તેના માથા ઉપર લપેટેલાં કપડાં છોડયાં અને એક જણ તેના કાનમાં ગરમી લાવવાને તેના ઉપર જોરથી હાથ ઘસવા મંડયો. પણ ઘસે શું ધૂળ? તેના કાન ઠરીને એવા અકડાઇ ગએલા કે બે ત્રણ હાથ મારતામાં તો કાનપટી શેકેલા પાપડની પેઠે તૂટી ગઇ અને તેના કટકા ઘસનારના હાથમાં આવીને ઉભા રહ્યા. આ બિના જોઇને સ્ટેનિસ્લોવાસના મનમાં ટાઢની એવી બીક પેસી ગઈ કે તેને ગાંડપણ કહેવું કે શું કહેવું? સવાર પડે અને કારખાને જવાનો વખત થાય એટલે તે 'નહિ જાઉં, નહિ જાઉં' કહીને રડવા લાગે. હવે આનું કરવું શું તેનો કાંઈ કરતાં કાંઇ ઉપા

ચાલે નહિ—ધમકાવવાથી પણ કશું વળતું નહિ. સાચી વાત એવી હતી કે, આ બાબત તેના પોતાના હાથમાં પણ રહી ન હતી. છોકરો બીકથી છેકજ લાચાર થઈ ગયો હતો. ઘરનાંને એટલે સુધી સંદેહ ગયો કે તેના ઉપર ઝાઝું દબાણ કરીશું તો તેને વખતે મૂર્ચ્છા પણ આવી જશે. છેવટે એવો તોડ કાઢયો કે, તેણે રોજ જર્ગિસની જોડે જવું ને તેની જોડેજ ઘેર આવવું. કોઇ કોઇ દહાડો રસ્તામાં બરફનો થર એટલો બધો ધાડો થઈ જાય કે છોકરાથી ચલાય નહિ ત્યારે જર્ગિસ તેને આખે રસ્તે પોતાની ખાંધ પર બેસાડીને ઘર સુધી ઉંચકીને તેડી લાવે. પણ કોઇ કોઇ દિવસ એવા પણ આવતા કે જયારે જર્ગિસનો રાતપાળી કરવાનો વારો આવતો. તેટલા દહાડા તે કારખાનામાંથી છેક મોડી રાતે છૂટો થતો. તે વખતે સ્ટેનિસ્લોવાસની બહુ ભૂંડી દશા થતી; કારણ કે તેને તેટલો વખત કયાં બેસવું એજ મોટો સવાલ હતો. જે ઓરડામાં જર્ગિસ કામ કરતો હતો ત્યાં તો બેસવાની જગ્યા હોયજ નહિ. ત્યારે તે છોકરાએ બેસવું કયાં ? છેવટે તે બાપડો ઢોરને મારવાના ઓરડાના એકાદ ખૂણામાં અથવા બારણાં અને ભીંતની વચ્ચે દબાઇને બેસી રહેતો. જર્ગિસને ઝાઝી વાર લાગતી ત્યારે તો તે છોકરો ત્યાં બેઠો બેઠો ઉંઘી જતો અને ટાઢે ઠૂંઠવાઇ મરતો.

ઢોરને કતલ કરવાના ઓરડાની અવસ્થા પણ ઘણીજ શોચનીય હતી. ત્યાં કામ કરનારાઓને હૂંફ મળે એવું કશું સાધનજ ન હતું. ત્યાં એટલી ટાઢક રહેતી કે બહાર ખુલ્લી હવામાં કામ કરવું અને એ ઓરડાની અંદર કામ કરવું એ સૌ એકસરખુંજ. એકલા એ ઓરડામાંજ શા માટે ? જયાં માંસ રંધાતાં હતાં તે ઓરડાઓ સિવાય આખા કારખાનાના કોઈ પણ ભાગમાં કામદારોને શરદીથી બચાવવાનું કશું સાધનજ કંપનીએ રાખ્યું ન હતું. રસોડામાં ભઠ્ઠીઓ હતી તેની ગરમી ફક્ત ત્યાંના કામદારોને મળતી. પરંતુ એ ગરમીથી તેમને લાભ કરતાં નુકસાન વધારે હતું. રસોડામાં કામ કરનારાઓ શરીર ઉપર બાંય વગરનાં બાંડીઆં પહેરીને કામ કરતા. તેમને દહાડામાં ઘણીએ વાર કામકાજને અંગે ઠંડી બરફ જેવી અને બેઉ બાજુએથી ઉઘાડી ઓસરીઓમાં થઇને એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાવ–આવ કરવી પડતી. ગરમ હવામાંથી નીકળતાની સાથેજ ઉઘાડા શરીર ઉપર એકદમ ઠંડી હવાનો ઝપાટો લાગવાથી ઘણાને ન્યૂમોનિયા થઇ જતો. જે ઓરડામાં ઢોરની કતલ થતી હતી ત્યાં કામ કરનારાઓનાં શરીર ઉપર ઘણી વાર ઢોરના લોહીની છાલકો ઉડતી અને ટાઢને લીધે એ લોહી શરીર પર ને શરીર પરજ ઠરીને

નક્કર બની જતું. કામ કરતાં કરતાં એકાદ થાંભલાને અઢેલવાની કોઇએ કદી ભૂલ કરી તો તે મૂઓજ જાણવો—અઢેલતાની સાથે ઠરીને થાંભલાની સાથે ચોંટી જવાનો. અરે ! થાંભલાની વાત તો જાણે જુદી, પણ માંસ કાપતાં કાપતાં જો હાથમાંના છરાની ધાર ઉપર ભૂલમાં હાથ મુકાઇ ગયો તો હાથ એવો ચોંટી જતો કે તેટલા ભાગની ચામડી લઇનેજ છરો હાથેથી વછૂટતો. કામદારો તેમના પગનાં તળીઆં ઉપર વર્તમાનપત્રોનાં પાનીઆંના અથવા ગુણપાટના કટકાના ઉપરા-ઉપરી પાટા બાંધતા. એ પાટા લોહીમાં તરબોળ થઇ જતા અને પછી તે લોહી તેમના ઉપર ને ઉપરજ ઠરી જતું; ઠરી ગએલા લોહી-વાળા પગ પાછા તાજા લોહીમાં બોળતા ને તે પણ પાછું ઠરી જતું. એમ કરતાં કરતાં સાંજ સુધીમાં દરેક જણને પગે ઠરી ગએલા લો-હીના એવડા મોટા મોટા લોચા બાઝી જતા કે જ્યારે તેઓ એ લોચાવાળા પગને ઉંચકીને ચાલતા ત્યારે હાથીના પગ જેવડાં મોટાં મોટાં પગલાં પાડતા. પોતાના પગને શરદીમાંથી બચાવવાની અને તેમને વખતોવખત ગરમ રાખ્યા કરવાની એક સરસ યુક્તિ કામ-દારોએ ખોળી કાઢી હતી. નિરીક્ષકની કે મુકાદમની નજર બીજી દિશાએ હોય ત્યારે કામદારો તરતના મારેલા સાંઢની ઉની ઉની લાશના પેટના ભાગમાં વહેલા વહેલા પોતાના પગ ખોસી દેતા અથવા મૂડ-દાંને ધોવાના ગરમ પાણીની સૂંઢ આગળ દોડી જઇને પગનાં તળીઆં શેકી આવતા. સૌથી વધારે ખેદકારક અને કમનસીબ બિના તો એ હતી કે છરા વડે કામ કરનારાઓમાંના ઘણાખરા કામદારોને હાથનાં મોજાંના પૈસા ખરચવાનું પરવડતું ન હતું. તેમના ખુલ્લા હાથ પર હવામાંના બરફની કણીઓ ઠરતી અને તેથી હાથનો તેટલો ભાગ ધોળો ધોળો થઇ જતો અને બહેર મારી જતો. આવું થાય અને છતાં તે હાથે કામ તો કરવુંજ પડે એટલે પછી અકસ્માત થાયજ ને ? આટલી વિપત્તિ જાણે થોડી હોય તેમ તે ઓરડાની હવા પણ ગરમ પાણીમાંથી અને ઢોરના ઉના ઉના લોહીમાંથી નીકળતી વરા-ળના ગોટાથી ભરપૂર બની જતી અને તેથી એવું ઘાડું વાદળું જામી જતું કે કોઈ પણ માણસથી પોતાનાથી પાંચજ ફુટને છેટે શું થાય છે તે જોઇ શકાતુંજ નહિ. અને પછી જે ત્વરાથી કામદારો હાથમાં અસ્ત્રાના જેવા તીક્ષ્ણ ધારવાળા છરા લઇને દોડધામ કરતા એક જગ્યાએથી બીજી જગ્યાએ છલંગો મારતા ધસ્યા જતા હતા તે જોતાં દરરોજ જાનવરોના જેટલીજ મનુષ્યોની હત્યા થવી જોઇતી હતી, પણ થતી ન હતી એ એક ભારે આશ્ચર્યકારક બિના હતી.

ઉપર ગણાવેલી તમામ પ્રતિકૂળતાઓ ગમે તેટલી ત્રાસદાયક હોવા છતાં કંપનીએ કામદારોને માત્ર એકજ બાબતની અનુકૂળતા કરી આપી હોત તો તેઓ બાકીનું બધુંજ ચલાવી લેત. તેઓ જે ખાસ અનુકૂળતા માગતા હતા તે ફક્ત એક જગ્યાએ નિરાંતે બેસીને બપોરનું ભાથું ખાવાની હતી. આખા કારખાનામાં એવી એક પણ જગ્યા ન હતી કે કામદારો બપોરની રજામાં જ્યાં બેસીને ઘેરથી લઈ આવેલા રોટલા ખાઇ શકે. લોહીનાં ખાબોચીઆં અને આંતરડાંના ઢગલાની વચ્ચે સાક્ષાત્ નરક જેવી જગ્યાએ બેસીને કાં તો તેમણે ખાવું અથવા તો કારખાનાંની નજીકમાં દારૂનાં સેંકડો પીઠાં મંડાયાં હતાં તેમાંના ગમે તે એકમાં પેસી જવું અને ત્યાં બેસીને ખાવું, એ સિવાય કામદારોને માટે બીજી એકકે સગવડ ન હતી. દારૂની દુકાન-વાળાઓ તો કામદારોને આવકાર આપવાને માટેજ દુકાનો માંડીને બેઠા હતા અને ઘણાખરા કામદારો બપોરની રજામાં ત્યાં જઇનેજ ખાઇ આવતા. કસાઇખાનાંની પશ્ચિમ દિશાએ એશલેન્ડ એવેન્યુમાં દારૂની દુકાનોની સળંગ હારની હાર ચાલી આવતી હતી અને તેથી એ રસ્તાનું બીજું નામ "વ્હિસ્કી ગલી" પડયું હતું. ઉત્તર દિશાએ "સુડતાળીશમા નંબરની ગલી" આવતી હતી. ત્યાં એક એક માળામાં છ છ પીઠાં હતાં. બેઉ ગલીઓના છેડા જ્યાં આગળ એકબીજાને મળતાં હતા તેનું નામજ "વ્હિસ્કી પૉઇન્ટ" હતું. આશરે પંદરથી વીસ એકરના વિસ્તારમાં માત્ર એકજ સરેશ બનાવવાનું કારખાનું અને માત્ર બસોજ દારૂની દુકાનો હતી !

દારૂની દુકાનોવાળા દારૂની સાથે ખાવાની ચટાકાદાર વસ્તુઓ પણ વેચતા. પોતપોતાની દુકાનમાં જે વખતે જે વસ્તુ તૈયાર હોય તેના નામનાં પાટીઆં દુકાને દુકાને લાગી ગયાં હતાં. બસ, તમારે એક છેડાથી બીજા સુધીનાં પાટીઆં વાંચતા વાંચતા ચાલ્યા જવું અને જ્યાં મનપસંદ વસ્તુના નામનું પાટિયું જુઓ તે દુકાનમાં બેધડક ચાલ્યા જવું. પાટીઆંમાં વર્ણવેલા ખાદ્ય પદાર્થો પણ ભાતભાતના: જેમકે—"ગરમાગરમ લીલા વટાણાનો રસો અને ઉકાળેલી કોબી તૈયાર છે;" "ચાલ્યા આવો, આજે અમારે ત્યાં સૉકરક્રૉટ અને ગરમાગરમ ફ્રેન્કફર્ટ્સ તમારી રાહ જુએ છે;" "વાલના રસામાં ઉકાળેલું ઘેટાનું માંસ, ભલે પધારો;" વગેરે વગેરે. આ બધી વિગતો એકજ ભાષામાં નહિ પણ જુદી જુદી ભાષાઓમાં લખી હતી. દુકાનોનાં નામનાં પાટીઆં પણ અનેક ભાષાઓમાં લખ્યાં હતાં અને દરેક જણે પોતાની દુકાનનું નામ પસંદ કરવામાં તથા ઘરાકને આકર્ષવા માટે પોતાની

દુકાનની ખાસ વિશેષતા બતાવવામાં કમાલ કરી હતી. એક દુકાનનું નામ "કુટુંબ મેળો", બીજીનું નામ "કુંજગલન", ત્રીજીનું નામ "સંસારનું સ્વર્ગ," ચોથીનું નામ "પ્રેમવાટિકા," પાંચમીનું નામ "વિલાસ ભવન," છઠ્ઠીનું નામ "દેવોનું ક્રીડાંગણ," સાતમીનું નામ "ખ્વાબે દુનિયા," આઠમીનું નામ "પ્રણયવિહાર," અને એવાં એવાં બીજાં સેંકડો. દારૂની દુકાનનું નામ ભલેને ગમે તે હોય, પણ દરેકમાં મજૂરસંઘનું કાર્યાલય છે એવું લખવાને તો કોઇ ચૂકયોજ ન હતો. કારણ કે મજૂર લોકોનાં મનને વધારે સફળતાપૂર્વક આકર્ષવાની એ તદબીર હતી. ઘરાક અંદર જાય એટલે તેને સારૂ ખાસ્સી હૂંફાળી સગડી અને તેની નજીકમાંજ મજેની ખુરશી તૈયારજ હોય. કોઇ દારૂની દુકાનમાં જાય ત્યારે એકલો તો થોડોજ જાય ? ગપ્પાં સપ્પાં મારીને અરસ્પરસ વિનોદ કરાવનારા મિત્રો એક જગ્યાએ સગડીની આસપાસ ટોળું વળીનેજ બેસે. દુકાનની અંદર જઇને બેસવાની હરકોઇને સદર પરવાનગી હતી, પણ શરત માત્ર એટલી કે તેણે દારૂની વરદી આપવીજ જોઇશે. તમે અંદર જાઓ અને કહો કે મારે દારૂ નથી પીવો તો તમને પીઠાવાળો કહેશે કે ત્યારે ખુરશી ખાલી કરો અને સીધા સીધા બહાર ચાલ્યા જાઓ. તમે ઉઠતાં વાર લગાડશો તો તમારા માથા ઉપર ફડાક લઇને દારૂનો સીસો પડયોજ જાણજો. એટલે જો તમે આબરૂભેર કહેતાની સાથે બહાર નીકળો નહિ તો તમારે તમારૂં માથું ફોડાવ્યા પછી પણ નીકળવું તો પડેજ અને માથું ફૂટે તે નફામાં. પણ આવી રીતે માથાં ભંગાવવાનું કોઇને ગમેજ નહિ. દારૂની દુકાનમાં જનાર દરેક જણ ચાલુ શિરસ્તાને માન આપીને ઇચ્છા પ્રમાણે દારૂ પીતો. તેઓ એમ સમજતા કે, આપણને આમાં નુકસાન નથી, પણ ઉલટો ફાયદો છે; કારણ કે દારૂનો થોડોક ખરચ થાય તેના બદલામાં દારૂ તો પીવાનો મળેજ અને તે ઉપરાંત બીજી સગવડ મળે તે નફામાં. દારૂની પ્યાલી મંગાવી એટલે પેટ ભરીને બીજી મનભાવતી ગરમાગરમ વસ્તુઓ મંગાવીને ખાવાનો હક મળતો. આમ છતાં પણ જ્યારે કોઇ પણ માણસ દારૂ પીવા બેસે એટલે એક પ્યાલીથી તે અટકેજ નહિ. તે સાવ એકલો તો નજ હોય. સાથે બે-ચાર મિત્રો પણ હોયજ. તેઓ પોતાને ખરચે જેને દારૂ પાય તેને આજ નહિ તો કાલે પણ કોઇ વાર સાટું વાળવાને માટે પાવો તો પડેજ. તેથી કરીને આજે એકનો વારો તો કાલે બીજાનો, એમ કરીને દરેકને વારાફરતી ભાઇબંધ દોસ્તોને દારૂ પાવોજ પડે. પીવા બેઠા એટલે પછી એક પ્યાલીએ કોણે કહી અને બેય કોણે કહી ? એ તો

ઉપરાઉપરી ઢાલવતાજ જવાય. બે-ચાર ભેગા મળીને પીતા હોય તેટલી વારમાં કોઇ ઓળખીતો આવી ચઢ્યો એટલે તેને પણ વિવેક કરવો પડે; કારણ કે સખત મહેનત કરનારાઓને દારૂ પીધાથી ફાયદોજ થાય છે, એ વાતમાં તો કોઇથી સંદેહ કરાયજ નહિ! પહેલો ફાયદો એ કે, તેની ટંડી ઉડી જાય અને પછી બીજી વાર કામ કરવામાં વધારે ઉમંગ આવે. વળી રોજ ને રોજ એકજ જાતનું નિર્દય પાશવી કૃત્ય કરવાથી થતી મનની બેચેની પણ ટળી જાય-કામ કરતાં કરતાં મન આનંદમાં રહે, મનમાં આનંદી વિચારોના તરંગ આવે અને પોતાની વર્તમાન સ્થિતિ ગમે તેવી હોય તો પણ તેનાથી મન અસંતુષ્ટ ન રહે. આવા વિચાર કરીને લગભગ બધાજ કામદારો દારૂ પીએ અને ભાઇબંધ દોસ્તોને પાય. પીને તાજા થઇને પાછા કામ પર હાજર થઇ જાય. પણ દારૂથી આવેલી કૃત્રિમ ગરમી થોડા વખતમાં ઉડી જાય. સાંજ પડે એટલે વળી પાછી ટાઢની કંપારીઓ આવવા માંડે. ઘર પણ કાંઇ નજીક તો નજ હોય. રસ્તામાં પણ પાછી ટંડીની સામે ટક્કર તો લેવાનીજ રહી. તેથી ઘેર જતાં જતાં પણ સૌ ફરીથી એક વાર દારૂના પીઠાની મુલાકાત લે અને એકાદ-બે પ્યાલીઓ પેટમાં નાખીને પછીજ ઘેર જવાનો વિચાર કરે. ભૂખ પણ કકડીને લાગીજ હોય અને ગરમાગરમ ખાવાની વસ્તુઓ પીઠાવાળાએ તૈયાર રાખી હોય ત્યારે પેલા વિચાર કરે કે ચાલોને; અહીંજ ખાઇ લઇએ. ઘેર જતાં મોડું થશે તેની શી ફિકર છે; અથવા ઘેર ન જઇએ અને રાતની રાત અહીંજ પડી રહીએ તો પણ શું બગડી જવાનું છે? આવો વિચાર કરીને કોઇ કોઇ તો પીઠામાં ને પીઠામાંજ પડી રહે. તેમની બાઇડીઓ ઘેર બેઠી બેઠી ધણીની વાટ જોયા કરે. એમ કરતાં ઘણી રાત જાય ત્યારે તે ધણીને ખોળવા નીકળી પડે અને પીઠામાં આવી પહોંચે. રસ્તે ચાલતાં તે પણ ટાઢથી ઠુંઠવાઇ તો ગઇજ હોય. કદાચ પોતાની જોડે છોકરાંને પણ તેડતી આવી હોય. એટલે પછી ત્યાં આખું કુટુંબ દારૂ પીવા બેસી જાય. એક-બે વાર આવું થવાથી બાઇડી, છોકરાંને બધાંનેજ પીવાની લત લાગે અને નદીનો પ્રવાહ જેમ નીચો ને નીચો જતો જાય, તેમ આવાં કુટુંબો દારૂની બદીમાં વધારે ને વધારે ઉંડાં ગરકતાંજ જાય, હજી પણ જાણે કાંઇ કચાસ રહી જતી હોય તેમ કારખાનાંવાળાઓ પણ પોતાના તરફથી બળતામાં ઘી હોમી આપે. અઠવાડીએ અઠવાડીએ કામદારોનો પગાર ચૂકવાય ત્યારે તેમને રોકડા પૈસા ન આપતાં ચૅક અથવા હુંડીજ આપે. કામદારો કહે કે, અમને રોકડું નાણું આપો તો પણ

પેલા ચેકનો ચેકજ આપે. હવે આ ગરીબ માણસને આખા પૅકિંગ્ટાઉનમાં ચેકના બદલામાં રોકડ નાણું ફક્ત પીઠાવાળાની પાસેથીજ મળી શકે અને તે પણ એમ ને એમ તો નજ આપે. ચેક વટાવનાર થોડોક દારૂ પીએ તોજ પીઠાવાળો ચેક લઇને બાકીના પૈસા કાપી આપે.

આ બધા ફંદમાંથી જર્ગિસ ઉગરી ગયો હતો તે ફક્ત ઓનાને લીધેજ. બપોરના ખાધા પછી ફક્ત એકજ પ્યાલી દારૂ પીવાનો તેનો નિયમ હતો. તેણે કદી એકથી બીજી પ્યાલી પીધી ન હતી, તેમ પીવાનો વિચાર પણ કરી શકતો ન હતો. તેના આવા સ્વભાવને લીધે તેનું નામ 'કુંજરો' પડી ગયું હતું. દારૂની દુકાનવાળાઓ પણ તે પોતાની દુકાનમાં પગ મૂકે એવું ઇચ્છતા ન હતા; તેથી એક પ્યાલી દારૂને માટે પણ તેને દુકાને દુકાને અથડાવું પડતું હતું. સાંજ પડે અને કારખાનામાંથી રજા મળે એટલે તો તે સીધો ઘેરજ ચાલ્યો જતો. ઘેર જતાં જતાં રસ્તામાં ઓના અને સ્ટેનિસ્લોવાસને મદદ કરતો. ઘણી વાર તો ઓનાને ટ્રામ ગાડીમાં બેસાડયા પછી પોતે ચાલતો ઘેર જતો. ઘેર પહોંચ્યા પછી પણ તેના માથાનું કાંઇ ને કાંઇ કામ તેની વાટ જોતુંજ હોય. કોઇ વાર લોટનો કોથળો તો કોઇ વાર કોલસાની ગૂણ ખાંધ પર ચઢાવીને બરફ અને કરાની રમઝટ મચી રહી હોય તેવે વખતે માંડ માંડ પગ ટેકવતો ટેકવતો ચાલ્યો આવે. ઘર પણ એવું ન હતું કે જેથી બહારથી બળ્યો જળ્યો આવેલો માણસ પ્રસન્ન થાય. તેમાં વળી શિયાળામાં તો તે ખાસ દુઃખદાયક લાગે એવુંજ હતું. રાત્રે ઘરની હવા ગરમ કરવાને વાસ્તે બધા ઘર વચ્ચે ફક્ત એકજ ભઠ્ઠી બાળવાનું તેમને પરવડે એમ હતું; અને તે પણ એટલી નાની હતી કે તેનાથી ઠંડામાં ઠંડી ઋતુમાં તો રસોડાની હવા પણ પૂરી ગરમ થતી ન હતી તો પછી બીજા ઓરડાની તો વાતજ શી કરવી? આથી કરીને ટીટા એલ્ઝબિટા આખો દહાડો ટાઢથી કાયરકાયર થઈ જતી. બરફ વરસે ને તેથી છોકરાંઓથી નિશાળે ન જવાય ત્યારે તેઓ પણ 'ટાઢ વાય છે ટાઢ વાય છે' એવી ફરિયાદ કર્યા કરે. આ તો જાણે દિવસની વાત થઈ, પરંતુ રાત પડયા પછી તો તેમની આના કરતાં વધારે ભૂંડી દશા થતી. રાત્રે વાળુ કરતી વખતે તેઓ બધાંજ આ એક ભઠ્ઠીની ચારે બાજુએ ઢગલો થઇને બેસી જતાં અને જે કાંઇ ખાવાનું કર્યું હોય તે પોતપોતાના ખોળામાં લઇને ખાતાં. પછી જર્ગિસ અને જોનાસ ત્યાં ને ત્યાંજ બેઠા બેઠા તંબાકુની ચુંગીઓ પીતા. ત્યાર પછી સૂવાનો વખત થાય એટલે બધાંજ ઉઠીને ઉભાં થયા વગર ફસેલીએ ફસેલીએ ખસતાં ખસતાં પોતપોતાની પથારીઓમાં ઝટ ઝટ

ભરાઈ જતાં, કે જેથી કરીને શરીરમાં આવેલી ગરમી ઉડી ન જાય. રાત્રે ભઠ્ઠી બળતી રાખે ત્યારે તો તેમને આખી રાત હૂંફ મળ્યા કરે; પણ એટલા બધા કોલસા બાળવાનું તેમને પરવડતું નહિ તેથી સૂવા જતી વખતે તેઓ ભઠ્ઠી હોલવી નાખતાં. ઠંડીના ખરેખરા ભયંકર અનુભવો તો તેમને પથારીમાં પડ્યા પછીજ થતા. દરેક જણ પોતપોતાનાં તમામ કપડાં અને ઓવરકોટ સુદ્ધાં પહેરીને સૂએ; ઉપરથી બાકીનાં તમામ ફાલતું કપડાં અને ગોદડાં ઓઢે; છોકરાં એકબીજાને બાઝી બાઝીને એકજ પથારીમાં ભેગાં સૂવે; આટલું છતાં પણ બધાંજ ટાઢથી ઠૂંઠવાઇ જાય. એક પથારીમાં સૂતેલાં છોકરાંમાંથી જે સૌથી છેડા ઉપર સૂતું હોય તે ટાઢથી ધ્રૂજી ઉઠે અને ઉંઘમાં રડી પડે અથવા પોતાની પાસેનાને ઠેલીને અથવા તેના ઉપર થઇને પથારીની વચ્ચોવચ્ચ ઘૂસી જવાનો પ્રયત્ન કરે. એકબીજાને કોણીઓના ગોદા મારે અને આખી રાત લડાલડી કર્યાજ કરે. આ ઘર તેમને નવું કહીને ધામેલું, પણ ખરૂં જોતાં ઘણું જૂનું હતું. વરસાદનાં ઝાપટાં તથા ઠંડા પવનને રોકવાને વાસ્તે મૂકેલા ફૂડેકારનાં પાટીઆં કાણાં થઇ ગયાં હતાં. દેશમાં તેઓ લાકડાંનાં પાટીઆંનાંજ ઘરમાં રહેતાં હતાં, પણ એ પાટીઆં ઉપર અંદરથી તેમજ બહારથી તેઓ માટીની એવી સજ્જડ થાપ દેતાં કે તેમનાં લાકડાંનાં ઝૂંપડાં નાના સરખા ગઢ જેવાં બની જતાં પણ આ ઘરનાં પાટીઆં વચ્ચે મોટી મોટી તડો પડી ગઇ હતી અને તેમાં થઇને ઠંડી હીમ જેવી હવા ઉંઘતા માણસની છાતી ઉપર ચઢી બેસીને તેનું લોહી પી જનાર ભયંકર પિશાચિની જેવી અંદર ચાલી આવતી. એ હવાજ ન હતી, પણ કોઈ જીવતીજાગતી દાનવી વસ્તુ હતી. શરીરની અંદરના ભાગ સુધી પહોંચી જાય એવો તેનો ટાઢા ડામ જેવો સ્પર્શ થતાની સાથે તેઓ ઉંઘમાંથી ઝબકીને જાગી ઉઠતાં અને આ કોણ અડકી ગયું હશે તેને શોધવા ચારે તરફ નજર ફેરવતાં; પણ તેમની આંખોની સામે ઘોર અંધકાર સિવાય બીજું કશુંજ આવતું ન હતું. કોઈ કોઈ વાર જાણે દૈત્યો એકબીજાની સાથે લડતા હોય એવા જોસભેર વાતા પવનના સૂસવાટા તેમને કાને સંભળાતા; કોઇ વાર બધું એવું શમશમાકાર થઈ જતું કે જાણે આખા વિશ્વનોજ એકસામટો લય થઇ ગયો હોય. એવી કારમી ભયંકર શાંતિના ભણકારા તેમના કાને અથડાતા ત્યારે તો તેઓ વળી વધારે ભય પામતાં. તડોમાં થઇને ઠંડી ઘરમાં ચાલી આવતી હોય અને તે તેના ક્રૂર, જીવલેણ અને હીમકણીની માફક શરીરની આરપાર નીકળી જાય એવા ઠંડા પંજા વડે જાણે તેમને પકડી લેતી હોય એવો તેમને

સાક્ષાત્ અનુભવ થતો; તેઓ તે નારકી શક્તિને તેના સાકાર સ્વરૂપમાં જોતાં. તેઓ ધ્રૂજી ઉઠતાં, શરીરને સંકોડી લેતાં અને ગોદડાંની ગડીની વચમાં લપાઇ જઇને પ્રાણનું શોષણ કરી લે એવા તેના સ્પર્શથી બચી જવાને ફાંફાં મારતાં; પણ તેમનું કાંઈ ચાલતું નહિ. તેઓ ગોદડાંની અંદર ગમે તેટલાં લપાઇ જાય પણ પેલી ડાકણનો પંજો ગમે તેમ કરીને પણ તેમનાં શરીરને ખોળી કાઢતો. દાંત કચકચાવતી, લોહીતરશી પિશાચિનીની માફક ઘરનાં છિદ્રે છિદ્ર અને તડે તડમાં થઇને ઠંડી હવા ચાલી આવતી અને તેમને એક પળ વાર પણ ચેન પડવા દેતી ન હતી. જરાક આંખ મીંચાવા આવે એટલે તેનો ટાઢા ડામ જેવો સ્પર્શ થયેજ હોય. મૂડદાંની ખોપરીઓની માળા પહેરનારી, તાજા રુધિરપાનથી જેની જીભમાંથી લોહીનાં ટીપાં હજી ટપકયા કરે છે એવી વિશ્વવ્યાપી, અનાદિ અનંત દાનવી શક્તિના મૂર્તિમંત સ્વરૂપ જેવી તે ઠંડી તેના ક્રૂર પંજા વડે તેમને ક્ષણે ક્ષણે ચીમટા દીધાજ કરતી હતી. તેઓ ધ્રૂજી ઉઠતાં, ટૂંટીઆં વાળીને સૂતાં છતાં પણ ઠંડી તેમને જંપવા દેતી ન હતી. તેઓ રડે તોયે કોણ તેમનો પોકાર સાંભળવાનું હતું? નરકમાં સબડતા હતભાગી જીવોને અનંત કાળ સુધી રીબાવનારી નારકી શક્તિની પેઠે ઠંડી પણ તેમને રીબાવી મારતી હતી. તેના પંજામાંથી છૂટા થવાનો એકે ઉપાય રહ્યા ન હતો. આ પ્રમાણે છેક સવાર થતા સુધી તેઓ આ ઠંડી ભઠ્ઠીમાં શેકાતાં. સીજાતાં રાત કાઢતાં; ત્યાર પછી આખો દિવસ મજૂરી કરતાં. એમ કરતાં કરતાં દિવસે દિવસે તેમનું બળ ક્ષીણ થતું જતું, તેમની કાયાના બંધ ઢીલા પડતા અને ઝાડની મૂડદાલ ડાળખીઓની પેઠે તેમનો ખરી પડવાનો વખત તેટલો નજીક આવતો.





# प्रकरण ८ मुं

શિયાળાની કડકડતી ઠંડીની હમણાં કહી તેવી પાર વિનાની વિટંબણાઓ છતાં તેમનાં હૃદયમાં સુખની આશાનો અંકુર છેકજ કરમાઈ ગયો ન હતો તેથી તેમના ઉપર આટલાં બધાં વીતક વીતતાં હતાં. તો પણ પ્રસંગ આવતાં એ અંકુરમાંથી નવો ફણગો ફૂટી નીકળ્યો. મેરિજાના જીવનમાં સૌથી મહત્ત્વની અદ્‌ભુત ઘટના બરાબર આજ અરસામાં બનવા પામી.

મેરિજાનાં મોહબાણથી વિંધાઇને ઘાયલ થનાર પેલો સારંગીવાળો ટેમોઝિયસ હતો. આ જુગલ જોડીને જોઇને સૌને હસવું આવતું. કારણ કે ટેમોઝિયસ ઠીંગણો, એકવડા કોઠાનો અને નાનકડો હતો; ત્યારે મેરિજા તેને એક હાથે ઉંચકીને કેડે બેસાડીને ફેરવે એવી હતી; પણ ટેમોઝિયસ તેના ઉપર મોહી પડયો તેનું કારણ આ પણ હોય. મેરિજાના શરીરમાં જુવાનીનું જોર ફાટ ફાટ કરતું હતું અને તેનામાં ઉત્સાહનો પાર ન હતો તે જોઇનેજ ટેમોઝિયસના મનમાં તે વસી ગઈ હોય. જર્ગિસ અને ઓનાનું લગ્ન થયું તે પ્રસંગની મિજબાની વખતે ટેમોઝિયસની નજર મેરિજા ઉપરથી એક પળ વારને માટે ખસી ન હતી. ત્યારપછી મેરિજાની સાથે જરાક વધારે પરિચય થતાં ટેમોઝિયસને માલૂમ પડયું કે, તે બહારથી ગમે તેવી જાજરમાન દેખાય છે, પણ તેનું હૈયું તો નાના છોકરાના જેવુંજ છે. ત્યારથી તેના ઘાંટા અને ધમપછાડાની ધાક તેના મનમાંથી નીકળી ગઈ અને તેને મેરિજા સાથે પ્રેમ કરવાની વધારે હિંમત આવી. આગળ જતાં તે દર રવિવારે સાંજના નિયમિત રીતે મેરિજાને મળવા આવતો થયો. એક તો ઘર નાનું અને બીજું નાનાં મોટાં મળીને ઘરમાં એક ડઝન માણસ, તેથી ટેમોઝિયસ અને મેરિજાને માટે રસોડા સિવાય એક બીજાને મળવાની બીજે કોઇ ઠેકાણે સગવડજ ન હતી અને રસોડામાં પણ તેઓ બે જણ સાવ એકલાં તો નજ હોય. ઘરનાં બૈરાં–છોકરાંમાંથી ગમે તે

એક જણ અથવા કોઈ કોઇ વાર તો બધાંજ રસોડામાં આવીને ચોટ્યાં હોય. તે બધાંની વચમાં ટેમોઝિયસને પોતાની પ્રેમકથા કહેતાં શરમ આવતી. તે બિચારો ખોળામાં ટોપી રાખીને મોઢું સીવીને બેસી રહેતો; બોલવાનું ઘણું મન થઇ આવે ત્યારે એકકે વખતે સામટા પાંચ કે છ શબ્દો કરતાં વધારે તે બોલી શકતોજ નહિ અને એટલું થોડું બોલતા બોલતામાં તો તે શરમને લીધે રાતોચોળ બની જતો. આખરે જર્ગિસ તેની હંમેશની સરળતાથી તેના વાંસામાં ટપલી મારીને કહેતો કે "એ તો જાણે સમજ્યા. પણ દોસ્ત! તારૂં એકાદ ગાયન હવે થવા દે." આ શબ્દો સાંભળતાની સાથેજ ટેમોઝિયસનું મોઢું ખીલી ઉઠતું, તેની સારંગી તો તેની સાથેની સાથેજ હોય. તેને પેટીમાંથી કાઢતોકને તેનો ઉપલો છેડો હડપચી નીચે દબાવીને કુન–કુન–કુન સૂર કાઢવા મંડે. સારંગીનો સૂર જ્યાં મળી રહ્યો એટલે ટેમોઝિયસનો આત્મા એકદમ જાગ્રત થઇ જતો, તેનું જિગર નાચી ઉઠતું અને તેના કંઠમાંથી સંગીતની ધારા વહેવા લાગતી. આ બધો વખત તેની આંખો મેરિજા ઉપરજ ચોંટી રહેતી. તે જરાક વિવેકની મર્યાદાની બહાર તો કહેવાયજ, પણ તેનું મન તેની આંખોને મેરિજા તરફ ઘસડી જાય તેમાં બિચારો ટેમોઝિયસ કરે પણ શું? આખરે મેરિજા શરમાઇ જાય, તેના મોઢા ઉપર લજ્જાની રતાશ આવી જાય અને તે શરમની મારી નીચું જુએ; પણ ટેમોઝિયસની દૃષ્ટિ તેના ઉપરથી ખસે નહિ. મુઆનો સારંગી ઉપર એવો હાથ બેસી ગયો હતો કે જ્યાં તેણે સારંગીના તાર ઉપર ગજ ફેરવ્યો કે સાંભળનારાનાં હૈયાં ડોલવા લાગતાં. ગમે તેવો હોય પણ હાથમાંનું કામ પડતું મૂકીને સાંભળવા દોડી આવ્યા વગર રહેજ નહિ. નાનાં નાનાં છોકરાં પણ પહોળાં મોઢાં કરીને આ નાનકડો માણસ શું કરતો હશે તે જોવા ડાહ્યાં ડમરાં થઇને બેસી જાય. તેની સારંગીના સૂરની અસર ટીટા એલ્ઝબિટા ઉપર તો એટલી બધી થતી કે તેના ગાલ ઉપરથી ડબડબ આંસુ દડી પડતાં. આવી પ્રતિભાશાળી વ્યક્તિના નિકટના સમાગમમાં આવવાનો લાભ મળે અને તેના અંતરના ઉંડામાં ઉંડા ભાગમાં ઉછળી રહેલાં આનંદોન્માદ અને વેદનાની અનુભૂતિ કરવાની તક મળે એ તે કાંઈ જેવો તેવો સુયોગ કહેવાય?

ટેમોઝિયસની સાથે મૈત્રી બાંધ્યાથી મેરિજાને બીજા પણ કેટલાક ખાસ લાભ હતા—ઉપર ગણાવેલા સૂક્ષ્મ લાભ ઉપરાંત સ્થૂળ અને નગદ લાભ. જાહેર મેળાવડાઓમાં તથા રાજદરબારી ઉત્સવો. ટેમોઝિયસને ભારે ભારે ફી આપીને લોકો તેડાવતા હતા. તે ઉપ

સામાન્ય મિજબાનીઓ, જલસાઓ અને કૌટુમ્બિક ઉત્સવોમાં તો તેને નોતરૂં હોયજ; કારણ કે નોતરાં દેનારાઓ સારી પેઠે જાણતા હતા કે, ટેમોઝિયસ જ્યાં પણ જાય ત્યાં પોતાની સારંગીને સાથે લીધા વગર તો જાયજ નહિ; સારંગી પાસે હોય અને બીજાં બધાં નાચ કરવા માંડે ત્યારે તેને બજાવ્યા વગર ટેમોઝિયસને ચાલેજ કેમ? તે ઝાઝો આગ્રહ કરાવે એવો હતોજ નહિ. જરાક કોઇ કહે એટલે ઝટ પેટીમાંથી સારંગી નીકળીજ હોય. એક દિવસ તેણે ભારે હિંમત ચલાવીને મેરિજાને કહ્યું કે, આજે અમુક ઠેકાણે મિજલસ છે ત્યાં તું મારી સાથે આવીશ? મેરિજાએ હા કહી એટલે તો ટેમોઝિયસના હરખનો પારજ ન રહ્યો. ત્યાર પછી તો તેને જ્યાં જ્યાં જવાનું થાય ત્યાં મેરિજાને સાથે લીધા વગર જાયજ નહિ; અને તેમાં જો તેના કોઈ મિત્રને ઘેર મિજબાની હોય ત્યારે તો એકલી મેરિજાને નહિ પણ આખા ઘરને નોતરૂં દેવડાવે. બીજાં બધાંને જવાનો વારો આવે કે ન આવે, પણ મેરિજા તો જાયજ; એટલે તે જ્યારે ઘેર આવે ત્યારે છોકરાંને સારૂ પોતાના મોટા ગજવામાં માય તેટલી મિઠાઇ લેતી આવે અને પોતે ત્યાં શું શું ખાધું તેની રસમય કથા કહીને સૌનાં મન રંજન કરે. વાત એવી હતી કે, જ્યારે બીજાં બધાં નાચવામાં રોકાતાં તેટલો વખત મેરિજાને તો ભોજન કરવાના ટેબલ આગળજ બેસી રહેવું પડતું. તેથી તે બધો વખત ખવાય તેટલું ખાતી અને વધે તે ગજવામાં ભરી લાવતી. તેને પોતાને નાચવાની તક ભાગ્યેજ મળતી અને તે પણ સ્ત્રીઓની સાથે અથવા ઘરડા ખડખૂચા જેવા ડોસલાઓની સાથેજ. તેનું કારણ એવું હતું કે, ટેમોઝિયસ બેહદ અદેખો હતો. જો કોઇ કુંવારા માણસે આવીને નાચવાના ઉદ્દેશથી મેરિજાની જાડી કેડે હાથ નાખ્યો કે ટેમોઝિયસની આંખમાં અદેખાઈ આવે અને તેજ ઘડીએ તેની સારંગી બેતાલી વાગે અને રંગમાં ભંગ થઇ જાય.

આખું અઠવાડિયું સખત મજૂરી કરનારાઓને એવી ખબર પડે કે, આવતે શનિવારે રાત્રે ફલાણે ઠેકાણે મિજબાની અથવા નાચ પાર્ટી છે તો તેમના વચગાળાના દિવસમાં ગમ્મતની આકાંક્ષાને લીધે તેમની દુઃખમય જિંદગીમાંથી તેમને કાંઇક રાહત મળતી. જર્ગિસનું કુટુંબ ગરીબ હતું અને સવારથી સાંજ સુધી સૌને માથે મહેનતનો એટલો બોજો હતો કે તેમને ઝાઝાં ઓળખાણ પિછાણ કરવાની ફુરસદ મળતી ન હતી. વળી પૅકિંગ્ટાઉન શહેરનું જીવન એવું હતું કે લોકો પોતાના નજીકના પાડોશીઓ અને કારખાનાંમાં પોતાની જોડાજોડ કામ કરનારાઓ સિવાય બીજા લોકોને ભાગ્યેજ ઓળખી શકતા.

ખરું જોતાં એ શહેર અસંખ્ય નાનાં નાનાં ગામડાંઓનાં ઝૂમખાં જેવું હતું. પણ હવે તેમના કુટુંબના એક જણને આ નાનકડા માળાની સીમાની બહાર નીકળીને સમાજના વધારે મોટા વિભાગમાં મહાલવાનો સુયોગ મળી આવ્યો. આથી થતું એમ કે, જ્યારે મેરિજા મેળાવડાઓમાંથી પાછી આવતી અને મેળાવડાઓ આજે શહેરના એક ભાગમાં હોય અને આવતે શનિવારે બીજા ભાગમાં હોય–ત્યારે દર વખતે તેમને નવાં નવાં માણસોની ખાસિયતો જાણવાની અને તેમને વિષે ચર્ચા કરવાની તક મળતી. દાખલા તરીકે ફલાણી આજે શું શું પહેરીને આવી હતી, ફલાણી કયા કારખાનામાં કામ કરે છે, ત્યાં તેને શો પગાર મળે છે, ફલાણી કોની સાથે પ્રેમમાં પડી છે, ફલાણાએ અમુક છોકરીની સાથે પ્રેમ જોડયા પછી તેને કેવી રીતે દગો દીધો અને નિરાશ કરી અને ત્યારપછી બીજીની પાછળ લાગ્યો, તેની સાથે પણ તેને કેવી રીતે અણબનાવ થયો, પછી બેઉ જણે શું શું કર્યું, ફલાણો એની બાયડીને ખૂબ મારે છે અને તેવી તે મજૂરી કરીને જે કાંઈ કમાઇ લાવે છે તે બધું ખૂંચવી લઇને તેનો દારૂ પી આવે છે–અરે ! પોતાની બૈરીનાં કપડાં સુદ્ધાં ગીરો મૂકીને દારૂ પી આવે છે– આવી આવી વિવિધ પ્રકારની વાતો મેરિજા જાણી લાવતી અને ઘેર આવીને બધાંની આગળ તેનું પારાયણ કરતી. આવી વાતોમાં મોટો ભાગ નિન્દાત્મક ગામગપાટાંજ હોય અને તેથી કેટલાકને કંટાળો પણ આવે; પણ જેને જેનું જ્ઞાન તેવી વાતો તે કરે એમાં તેનો વાંક શો કાઢીએ?

પછી એક વાર શનિવારની રાતે કોઇને ઘેર લગ્ન હતું. ત્યાંથી મોડી રાતે મેરિજા અને ટેમોઝિયસ બેઉ ઘેર આવવા નીકળ્યાં. ત્યારે રસ્તામાં ટેમોઝિયસે પોતાના અંતરની વેદના જાહેર કરવાની ગમે તેમ કરીને હિંમત ચલાવી. તેણે પોતાની સારંગીની પેટી રસ્તા ઉપર મૂકી દીધી અને પોતાના મનમાં જે હતું તે કહી નાખ્યું. તેના જવાબમાં મેરિજાએ પોતાના બેઉ હાથ તેને ગળે વીંટાળી દીધા. બીજે દહાડે તેણે ઘરનાં બીજાં બધાંને આ વાત કરી અને વાત કરતાં કરતાં તેની આંખોમાંથી સુખનાં આંસુ આવી ગયાં; કારણ કે ટેમોઝિયસ તેના કહેવા પ્રમાણે ઘણોજ મનમોહક પુરુષ હતો. હવે ટેમોઝિયસને પોતાના દિલની વ્યથા વ્યક્ત કરવા માટે સારંગીની મદદ લેવાની જરૂર ન રહી. હવે તો તેઓ એકબીજાને આલિંગીને પરમ સુખપૂર્વક કલાકોના કલાક સુધી રસોડામાં બેઠાં બેઠાં વાતો કરતાં. ઘરનાંએ પણ સમય વિચારી જઇને વગર કહ્યે એવો નિયમ કરી રાખ્યો હતો કે, રસોડાના ખૂણા ભણી કોઇએ જોવુંજ નહિ અને ત્યાં શું થાય છે તે જોવાનો

ભાગના કામદારોને રજા આપી. આ તો વળી પેલા કરતાં પણ વધારે ખરાબ અવસ્થાની નિશાની કહેવાય; કારણ કે એનો અર્થ તો એવો થયો કે, કંપની ઉપર માંસના ડબ્બાને માટે બહારથી માગણીજ આવતી બંધ થઈ ગઇ છે. કારખાનામાં કામ કરનારી છોકરીઓ અંદર અંદર વાતો કરતી હતી કે, આ બધી ખુલ્લેખુલ્લી ઠગાઇ છે. આપણી પાસે ડબ્બા રંગવાનું કામ કરાવીને પણ કંપની આપણને ઠગી લે છે. આપણને અઠવાડીઆના બાર બાર અને ચૌદ ચૌદ ડૉલરનો પગાર મળતો ત્યારે આપણે ખુશ ખુશ થઇ જતાં; કેમકે તેમાંથી બધો ખરચ બાદ કરતાં આપણે ઓછામાં ઓછી અડધી રકમ તો બચાવીજ શકતાં. પણ હવે આપણી એ બચાવેલી બધી રકમ ખરચાઇ જવાની; કેમકે કારખાનું બીજી વાર ચાલુ થાય ત્યાં સુધી આપણે તો તેના ઉપરજ ગુજારો કરવાનો રહ્યો. એટલે ખરૂં જોતાં કંપનીએ આપણી પાસે અડધે પગારેજ કામ કરાવ્યું એમજ માની લ્યોને. પહેલેથી અડધો પગાર એટલે અઠવાડીઆના છ કે સાત ડૉલરનો રોજ આપવાનું કહે તો એ પગાર ઓછો પડવાથી આપણે ઘણું કરીને એમને ત્યાં કામે ન જઇએ. માટે છ મહિના સુધી આપણને દેખીતી રીતે બમણો પગાર આપીને કંપનીએ આપણી પાસે કામ કરાવી લીધું અને છ મહિના કારખાનું બંધ રાખ્યું એટલે પાછું બધું સરખેસરખું થઇ રહ્યું અને વરસ આખરે પાછાં આપણે હતાં તેવાં ને તેવાં થઈ જવાનાં. આપણી પાસે હાલ જે બચત છે તે બધી વપરાઈ જશે એટલે આપણેજ ગરજનાં માર્યાં કારખાનાના દરવાજા ઠોકતાં ઉભાં રહીશું. તે વખતે કારખાનાવાળા આપણને જે પગાર આપશે તે પગાર આપણે કબૂલ કરવોજ પડશે; કારણ કે કબૂલ ન કરીએ તો જઇએ ક્યાં ?

મેરિજા વીલે મોઢે ઘેર આવી. તે પોતાના હૈયાનો ઉભરો ઠાલવી ન નાખે અને મનમાં ને મનમાં દુઃખ દબાવી રાખે તો થોડા વખતમાં મોટો ધડાકો થયા વગર પણ ન રહે, એવો તેનો સ્વભાવ હતો. તેણે આજની બીના સૌને કહી અને બધાંએ ભેગાં થઇને કારખાનાવાળાનાં છાજીઆં લીધાં. આટલું કરી રહ્યા પછી મેરિજા બીજી નોકરી શોધી કાઢવા માટે આખા પૅકિંગટાઉનમાં ભટકતી થઇ ગઈ. શહેરમાં માંસને ડબ્બામાં ભરવાનાં જેટલાં કારખાનાં હતાં તેમાંનાં લગભગ બધાંનેજ બારણે તાળાં દેવાઇ ગયાં હતાં તેથી મેરિજાની પેઠેજ બીજી બધી ઘેર બેઠેલી મજૂરણો કામ શોધવા નીકળી પડી હતી. આવી પરિસ્થિતિમાં મેરિજાને નોકરી મળેજ ક્યાંથી ? ડબ્બાનાં કારખાનાંમાં જ્યારે તેનું કશું વળ્યું નહિ, ત્યારે તેણે પરચુરણ માલની દુકાનોમાં,

વીશીઓમાં અને છેવટે દારૂની દુકાનોમાં નોકરીને માટે પ્રયત્ન કરી જોયો. બધેથી નન્નો સાંભળ્યો ત્યારે તેણે એથી વધારે દૂરના ભાગમાં નોકરીની તલાશ કરવા માંડી. કસાઇખાનાંથી પાંચેક માઇલને છેટે સરોવરને કિનારે શ્રીમંત શેઠીઆઓના બંગલા અને મોટી મોટી હવેલીઓ હતી. ત્યાં પણ મેરિજા ફાંફાં મારી આવી અને જેને 'અંગ્રેજી આવડતું ન હોય એવા માણસને લાયકનું કોઇ કામકાજ હોય તો મહેરબાની કરીને મને સોંપો' એવી જ્યાં ગઇ ત્યાં યાચના કરવા લાગી.

પૅકિંગ્ટાઉનના ઉદ્યોગમાં આવેલી મંદીને લીધે મેરિજાના જેવી મજૂરણોનેજ ઘેર બેસવું પડયું ન હતું, પણ કસાઇખાનાંના કામદારોના ઉપર પણ તેની અસર થઈ ચૂકી હતી. પણ ફેર એટલો કે, એ મંદીનો ધક્કો તેમને જરાક જુદી રીતે લાગ્યો અને એવી રીતે લાગ્યો કે તેનાથી મજૂર આલમના દુઃખમાત્રનું મૂળ કારણ જર્ગિસના સમજવામાં આવી ગયું. ડબ્બાનાં કારખાનાંવાળાઓની માફક માંસ-ની માતબર વેપારી પેઢીઓએ પોતાના કામદારોને ઘેર ન બેસાડ્યા પણ આજે આ બહાને તો કાલે બીજે બહાને એમ ગમે તે પ્રકારે તેમણે કામના કલાક ધીમે ધીમે ઓછા કરવા માંડ્યા. મજૂરોના પગારનો દર દિવસ ઉપર નહિ, પણ કલાક ઉપર ઠરાવેલો હોવાથી તેઓ જેટલા કલાક કામ કરે તેટલા કલાકનોજ પગાર તેમને મળતો; છતાં કારખાનામાં તો તેમને વખતસર હાજર થવુંજ પડતું. કામ ભલે હોય કે ન હોય તો પણ કામદારોએ તો બરાબર સવારના સાત વાગ્યાના આવીને હાજર થવુંજ જોઇએ, એવો કારખાનાંવાળાઓનો કાયમનો હુકમ હતો. ઢોરના વેપારીના દલાલો અને કસાઇખાનાના દલાલો મળીને જ્યાં સુધી સોદા ન કરે અને ઢોર પેલા લોખંડી ગાંચડા ઉપર આવીને મરવાની રાહ જોતાં ઉભાં ન રહે ત્યાં સુધી કામદારો ભલે માખી મારે, પણ તેઓ તેટલો વખત ગેરહાજર રહે તે ન ચાલે. કેટલીક વાર તો સવારના સાતથી તે દસ અથવા અગી-આર વાગતા સુધી કામ શરૂ થતુંજ નહિ. આવા દિવસ તો સારી મોસમમાં પણ ઘણી વાર આવી જતા, પણ મંદીની મોસમ બેઠા પછી તો છેક સાંજ પડવા આવે ત્યાં સુધી કામદારોને કશું કામજ મળતું ન હતું. શિયાળાની ઋતુ એટલે જે જગ્યાએ થર્મોમિટરનો પારો શૂન્યથી પણ વીસ અંશ જેટલો નીચો ઉતરી જતો તે જગ્યાએ તેમણે આમ તેમ રખડયાજ કરવાનું. દિવસની શરૂઆતમાં તો તેઓ આમથી તેમ દોડાદોડ કરતા અથવા એકબીજાને ધોલ-ધપ્પા મારીને તથા મજાક-મશ્કરીઓ કરીને ટાઢ ઉરાડતા, પણ જેમ જેમ દિવસ

ચઢતો જતો તેમ તેમ તેઓ કંટાળતા અને તેમનાં શરીરમાં શરદી પણ ભરાઇ જતી. આથી કરીને જ્યારે માંચડા ઉપર ઢોર આવી લાગતાં તેટલા વખતમાં તો તેઓ ઠરીને એવા અકડાઇ ગયા હોય કે એવી અવસ્થામાં હાથ-પગ હલાવતાં અથવા ઉઠીને ઉભા થતાં પણ મરવા જેવું લાગતું. પણ મુકાદમો તેમને છોડે ? 'જલદી કરો,' 'જલદી કરો'ના પોકાર ગાજી ઉઠતા અને પેલી રાક્ષસી 'વેગવર્ધક ક્રિયા'નો એવો દમ બાંધીને અમલ થતો કે બાકીના થોડા કલાકમાં મુકાદમો કામદારો પાસે આખા દિવસનું કામ કરાવી લેતા અને પગાર તો જેટલા કલાક કામ ચાલ્યું હોય તેટલા કલાકનોજ આપવાનો !

એવાં તો એક પછી એક સામટાં કેટલાંએ અઠવાડીઆં નીકળી જતાં, કે જે દરમિયાન જર્ગિસ સાંજને છેડે ફક્ત એજ કલાકનું કામ નોંધાવીને અને પોતાને ખાતે ફક્ત ૩૫ સેન્ટનોજ પગાર જમા કરાવીને ઘેર આવતો. આખા દિવસમાં થઇને માત્ર અડધોજ કલાક અથવા તેથી પણ થોડું કામ કરવાનું મળે એવા પણ કોઇ કોઇ દિવસ ખરા અને આખા દિવસમાં એક મિનિટ પણ કામ ખાતે ન નોંધાય એવો દહાડો નથીજ જતો, એવું તો ન કહેવાય. સરેરાશ રોજનું ૭ કલાકનું કામ મળી રહેતું. એ હિસાબે જર્ગિસને દર અઠવાડીએ ૭ ડૉલરનો પગાર પડતો. અને આ ૭ કલાકનું કામ પણ કેવી રીતે થતું ? બપોરના એક વાગતા સુધી તો કતલખાનામાં જઇને ઉભા ઉભા માખી મારવાની. કોઇ કોઇ વાર સાંજના ત્રણ કે ચાર વાગતા સુધી કોઇને કશું કામ કરવાનું હોયજ નહિ. પછી જ્યારે છેક સાંજ પડવા આવે ત્યારે ઘણી વાર એકદમ ઢોરનાં ટોળાંનાં ટોળાં કતલખાના તરફ ચાલ્યાં આવે. હવે જે આવ્યાં તેમનો નિકાલ કરીજ નાખવો જોઇએ. તેમને આવતી કાલને માટે રહેવા દે તો એટલાં ઢોરની એક દિવસની ખાધા-ખોરાકીનો ખરચ પાછો કંપનીને માથે પડેને ? માટે રાત પડે તો રાત: રાતના નવ, દસ, બાર કે એક ભલેને વાગે, પણ વીજળીના દીવાના અજવાળામાં એ બધાંજ ઢોરનો જ્યારે નિકાલ થઈ જાય ત્યારેજ કામદારોને ઘેર જવાની રજા મળે. રાત્રે ઘેર જતાં મોડું થઇ જવાથી સૌ ભૂખ્યા તો થયાજ હોય. તેમણે બપોરના સાડાબાર વાગે ખાધું હોય તેજ. પણ તેમને ભૂખ લાગે કે ન લાગે, જેમ થાય તેમ, પણ જેટલાં જીવતાં ઢોર હાજર હોય તેમને પતાવી દીધા પછીજ તેમનાથી ઘેર જવાનો અથવા ખાવાનો વિચાર પણ કરી શકાય. હોટેલોમાં જઇને ખાઈ આવવાની પા અડધા કલાકની રજા આપવાની મહેરબાની પણ તેમના માલિકો કરે નહિ. એટલે આ વાતનો

સાર એ નીકળતો કે, કારખાનામાં કામ કરવાના કલાક મુકરર કરવામાં આવ્યા છે, એવું ભલે લોકો માનતા હોય અને આટલા વાગ્યાથી આટલા વાગ્યા સુધી કારખાનું ચાલે છે એવું ભલે પાટીઆ ઉપર લખ્યું હોય; પણ રોજના વ્યવહારમાં આવું કાંઇજ ન હતું. રોજના વ્યવહારમાં તો કારખાનું ક્યારે બંધ કરવું તે નક્કી કરવાની સત્તા ઢોરના હાથમાં હતી. કામદારોએ ક્યારે ખાવું અને ક્યારે ઘેર જવું તેનો નિર્ણય કરનાર ઢોરજ હતાં. એટલે ખરૂં જોતાં કામદારો તો ઢોરની મહેરબાની ઉપરજ જીવતા, એમ કહીએ તો ચાલે. વળી કેટલીક વાર વેચનારાઓ અને ખરીદનારાઓ વચ્ચે ખેંચતાણ ચાલતી. ખરીદનારાઓ એવી ગત રમતા કે, જો આપણે થોડા વખત સુધી સોદા કરીએજ નહિ તો ઢોરને વેચવા આવેલા વેપારીઓ એમ સમજશે કે આજે કસાઇખાનાંવાળાઓને ઢોર ખરીદવાનો વિચારજ નથી. આથી કરીને ઢોરને વેચી દેવાની તેમની ઉત્કંઠા વધશે. તેથી તેમની અંદર અંદર સ્પર્ધા જાગશે અને તેનાથી ઢોરનું બજાર એકદમ નરમ થઇ જશે. તે વખતે લાગ જોઇને સોદા કરવાથી સસ્તામાં સસ્તે ભાવે ખરીદી કરી શકાશે. આવો વિચાર કરીને કસાઇખાનાં તરફથી ઢોરની ખરીદી કરનારાઓ જેમ જેમ બેપરવાઇ બતાવતા, તેમ તેમ ઢોર વેચનારાઓ પણ ઢોરને વેચી દેવાની ઉતાવળ કરતા અને ઢોરના ભાવ ઉતારી પાડતા. વળી કેટલાંક ખાસ કારણોને લઇને કસાઇખાના આગળ ઘાસ–ચારાની દુકાનો હતી ત્યાંના ભાવ બજારના સામાન્ય દર કરતાં ઘણા વધારે હતા—અને પોતાનાં ઢોરને માટે ઘાસચારો પણ સાથે લેતા આવવાની કાયદામાં મના હતી! તેથી ખેંચપકડ કરીને પોતાનાં ઢોરને એક દિવસ મોડાં વેચવાં અને તેમને એક દિવસ ખવડાવવાનો ખરચ માથે ચઢાવવો તે કરતાં થોડુંક ઓછુંવત્તું કરીને તે ને તે દહાડે વેચાય તો વેચી દેવામાં વધારે લાભ છે, એ વાત બેઉ પક્ષના દલાલો જાણતા હતા. જેઓ ઢોરને વેચવા આવ્યા છે તેઓ વેચશે નહિ તો પણ ક્યાં? એમ સમજીને ખરીદનારાઓ વાર લગાડતા. કસાઇખાનાનું કામ મોડું શરૂ થતું તેનું આ એક કારણ હતું. વળી બીજું કારણ એ હતું કે, શિયાળામાં રેલ્વે લાઇન બરફમાં દટાઇ જતી તેથી રેલ્વેના વ્યવહારમાં ઢીલ થતી. આથી કરીને ઢોરની માલગાડીઓ સવારને બદલે છેક સાંજે આવી લાગતી. ત્યાર પછી ઢોરના સોદા થતા. તેમાં પણ કેટલોક વખત નીકળી જતો. વળી સાંજના ઢોરનું બજાર નરમ હોવાથી કસાઇખાનાવાળા આવતી કાલ ઉપર મુલતવી ન રાખતાં સાંજે ને સાંજેજ બધી ખરીદી કરી લેતા. ત્યાર

પછી તેમનો એવો લોખંડી કાયદો હતો કે, જેટલાં ઢોર કસાઇખાનામાં હાજર હોય તેમનો નિકાલ કરી નાખ્યા પહેલાં કારખાનું બંધ થાયજ નહિ. કામદારો ભલે માથાં પટકીને મરી જાય, પણ આ કાયદામાં જરા પણ સુધારો કરવાની આશા રાખવીજ નહિ. કારખાનાંના માલિકો આગળ કામદારોનાં કેટલાંય પ્રતિનિધિ મંડળો તેમનું દુઃખ રડી આવ્યાં; પરંતુ તેમને હમેશાં એકનો એક કોરો જવાબ મળતો કે, આ અમારા કારખાનાનો નિયમ છે અને એમાં સહેજ પણ ફેરફાર કરવાનો હાલ તેમજ ભવિષ્યમાં સંભવજ નથી. નાતાલનો તહેવાર આવ્યો. મજૂરી કરીને નિર્વાહ કરનારા લોકોના સિવાય બાકીનું આખું જગત ખાઇ–પીને નાચી–કૂદીને કલ્લોલ કરવા લાગ્યું ત્યારે તેમને ખાવાને માટે માંસ પૂરૂં પાડનાર મજૂરો આવી સખત ઠંડીમાં રાત્રે એક વાગે કારખાનામાંથી છૂટા થયા અને ત્યાર પછી બરફથી ઢંકાએલા રસ્તા પર થઇને ત્રણથી ચાર માઇલ ચાલીને ઘેર ગયા ત્યારે રોટલાનો કટકો મોઢામાં નાખવાનો તેમને વખત મળ્યો અને બીજે દહાડે સવારના સાત વાગે તો કારખાનામાં હાજર થઇજ જવાનું. કારણ કે નાતાલનો દિવસ એટલે તે દહાડે ભલે બીજા બધા આરામ લે, પણ ખોરાકની ચીજો પૂરી પાડનાર મજૂરોએ તો તે દહાડે બમણું કામ કરવાનું !

આ બધી વિપત્તિઓ એક એકથી ચઢી જાય તેવી તો હતી, પરંતુ એમના કરતાં પણ વધારે સાલે એવા અન્યાયની વાત તો હજી કહીજ નથી. કારખાનાંવાળાઓએ પગારનો હિસાબ કરવાને માટે એવું ધોરણ રાખ્યું હતું કે, મજૂર ગમે તેટલું કામ કરે છતાં તેને તેના પૂરા કામનો પગાર તો કદી મળી શકેજ નહિ, કામનો હિસાબ થાય ત્યારે એવું થોડુંક કામ તો રહીજ જાય, કે જે મજૂરે કર્યું હોય. તેને ખાતે નોંધાયું હોય તો પણ પગારના હિસાબમાં તેનો સમાવેશ થાયજ નહિ અને એમ ને એમ વટાવ ખાતેજ રહી જાય. આવડી મોટી મોટી માતબર પેઢીઓ ઠગાઇ કરે છે, એ વાત પહેલાં જર્ગિસના માન્યામાંજ આવતી ન હતી અને તેના સાંભળતાં કોઇ એવી વાત કાઢે તો તેને ધૂતકારી કાઢતો; પણ હવે તેને ક્રૂર સત્ય સમજાઇ ગયું કે, પેઢી જેમ મોટી તેમ લોકોની આંખોમાં ધૂળ નાખીને ઠગાઇ કરવાની સગવડ તેને વધારે. કારખાનાંવાળાઓ કેવી કેવી રીતે મજૂરોની ખરા પરસેવાની કમાણીમાં કાપ મૂકતા તેના દાખલા અનેક હતા. તેમાંનો એક એ કે, તેમણે એવો ચાલુ નિયમ કરી રાખ્યો હતો કે જે કોઈ મજૂર એક મિનિટ પણ મોડો આવે તેનો એક કલાકનો પગાર કાપવો. આ નિયમથી કંપનીને તો દેખીતો ફાયદો હતો; કારણ કે મોડા આવનાર મજૂરનો

પગાર કપાય તેથી કરીને કોઇએ એમ ન માની લેવું કે, તે કામ ઉપર એક કલાક મોડો ચઢે. નહિ, કામ તો આવતાંવારનેજ કરવા માંડવાનું. તેથી કરીને એક મિનિટ મોડા આવનાર મજૂરને ઓગણસાઠ મિનિટ સુધી વગર પગારે કામ કરવાનું ઠર્યું અને કંપનીને તેટલો ચોખ્ખો નફો થયો. પણ જે કામદારો જેટલી મિનિટ વહેલા આવ્યા હોય તેટલી મિનિટ તેઓ કામ કરે છતાં તેટલા વખતનો પગાર તેમને ન મળે. બધાથી મિનિટે મિનિટ વખતસર તો આવી શકાયજ નહિ. મોડા થવાની ધાકે ધાકે કામદારો બે-પાંચ મિનિટ તો વહેલા આવેજ. તેઓ આવે કે તરતજ મુકાદમો તેમને કામ પર ચઢાવી દે-ઘણી ખરી વાર તો કારખાનાની સીસોટી થતા પહેલાં દસ-પંદર મિનિટ આગમચ કામ શરૂ કરી દેવડાવે; પણ તેટલા વખતના પગારનો અલ્લાયો. આવોજ અન્યાય પાછો કારખાનું બંધ કરતી વખતે પણ થતો. કામદારોએ જેટલા પૂરા કલાક કામ આપ્યું હોય તેટલાજ કલાકનો તેમને પગાર મળે—કલાકના અપૂર્ણાંકનો તો કશો હિસાબજ નહિ ! તેમણે ભલે પચાસ મિનિટ કામ કર્યું હોય, પણ કારખાનામાં તે દહાડે તેમને બીજી દશ મિનિટ રોકવા જેટલું કામ ન હોય તો તેમને ઘેર જવાની રજા મળે અને તેમનો પચાસ મિનિટના કામનો પગાર કંપની ઓહિયાં કરી જાય ! આને લીધે દરરોજ સાંજ પડવા આવે એટલે મજૂરો અને મુકાદમોની વચ્ચે રસાકસી તો શું, પણ ખરેખરૂં યુદ્ધજ મંડાતું; માત્ર તેઓ એકબીજાનાં માથાં ભાંગવાનુંજ બાકી રાખતા. વળી મજૂરો કામને લંબાવીને એક કલાકનો મેળ કરવાનો પ્રયત્ન કરતા અને મુકાદમો તાકીદ કરીને ઝટપટ કામ પતાવી નાખવાને તેમનું બનતું કરતા. આમાં બધો વાંક પેલા મુકાદમોનોજ છે, એવો જર્ગિસનો અભિપ્રાય હતો; જો કે કોઇ ઉંડો ઉતરીને તપાસ કરે તો તેને માલૂમ પડે કે, એમાં મુકાદમો તો કુહાડાના હાથાનીજ ગરજ સારતા, કારણકે કારખાનાના માલિકો તેમને હમેશાં ધાકમાં ને ધાકમાં રાખતા. સાંજને છેડે કામના મુકરર ધોરણથી જરાક કામ ઓછું થયું-અને કામનું ધોરણ પણ આકરામાં આકરૂંજ રાખેલું-તો મુકાદમને ઘેર બેસવાનો વખત આવે. તેથી કરીને તેઓ પોતાના પેટને ખાતર મજૂરોને તગડે નહિ તો જાય કયાં ? આખો દિવસ પોતાના હાથ નીચેના મજૂરોની ટૂકડીને તગેડતાં પણ કામની વરદી પૂરી ન થાય ત્યારે તેટલી કસર કાઢી નાખવાને સારૂ મુકાદમો મજૂરોની પાસે કોઇક દહાડો અડધો કલાક, કોઇ દહાડો પોણો કલાક "ધર્માદા ખાતાનું કામ" ન કરાવી લે તો કામનો સરવાળો પૂરો થાય શી રીતે ? જર્ગિસ જયારે નવો

પછી તેમનો એવો લોખંડી કાયદો હતો કે, જેટલાં ઢોર કસાઇખાના-માં હાજર હોય તેમનો નિકાલ કરી નાખ્યા પહેલાં કારખાનું બંધ થાયજ નહિ. કામદારો ભલે માથાં પટકીને મરી જાય, પણ આ કાય-દામાં જરા પણ સુધારો કરવાની આશા રાખવીજ નહિ. કારખાનાંના માલિકો આગળ કામદારોનાં કેટલાંય પ્રતિનિધિ મંડળો તેમનું દુઃખ રડી આવ્યાં; પરંતુ તેમને હમેશાં એકનો એક કોરો જવાબ મળતો કે, આ અમારા કારખાનાનો નિયમ છે અને એમાં સહેજ પણ ફેરફાર કરવાનો હાલ તેમજ ભવિષ્યમાં સંભવજ નથી. નાતાલનો તહેવાર આવ્યો. મજૂરી કરીને નિર્વાહ કરનારા લોકોના સિવાય બાકીનું આખું જગત ખાઇ–પીને નાચી–કૂદીને કલ્લોલ કરવા લાગ્યું ત્યારે તેમને ખાવાને માટે માંસ પૂરૂં પાડનાર મજૂરો આવી સખત ઠંડીમાં રાત્રે એક વાગે કારખાનામાંથી છૂટા થયા અને ત્યાર પછી બરફથી ઢંકાએલા રસ્તા પર થઇને ત્રણથી ચાર માઇલ ચાલીને ઘેર ગયા ત્યારે રોટલાનો કટકો મોઢામાં નાખવાનો તેમને વખત મળ્યો અને બીજે દહાડે સવાર-ના સાત વાગે તો કારખાનામાં હાજર થઇજ જવાનું. કારણ કે નાતા-લનો દિવસ એટલે તે દહાડે ભલે બીજા બધા આરામ લે, પણ ખોરાકની ચીજો પૂરી પાડનાર મજૂરોએ તો તે દહાડે બમણું કામ કરવાનું !

આ બધી વિપત્તિઓ એક એકથી ચઢી જાય તેવી તો હતી, પરંતુ એમના કરતાં પણ વધારે સાલે એવા અન્યાયની વાત તો હજી કહીજ નથી. કારખાનાંવાળાઓએ પગારનો હિસાબ કરવાને માટે એવું ધોરણ રાખ્યું હતું કે, મજૂર ગમે તેટલું કામ કરે છતાં તેને તેના પૂરા કામનો પગાર તો કદી મળી શકેજ નહિ, કામનો હિસાબ થાય ત્યારે એવું થોડુંક કામ તો રહીજ જાય, કે જે મજૂરે કર્યું હોય. તેને ખાતે નોંધાયું હોય તો પણ પગારના હિસાબમાં તેનો સમાવેશ થાયજ નહિ અને એમ ને એમ વટાવ ખાતેજ રહી જાય. આવડી મોટી મોટી માત-બર પેઢીઓ ઠગાઇ કરે છે, એ વાત પહેલાં જર્ગિસના માન્યામાંજ આવતી ન હતી અને તેના સાંભળતાં કોઇ એવી વાત કાઢે તો તેને ધૂતકારી કાઢતો; પણ હવે તેને ક્રૂર સત્ય સમજાઇ ગયું કે, પેઢી જેમ મોટી તેમ લોકોની આંખોમાં ધૂળ નાખીને ઠગાઇ કરવાની સગવડ તેને વધારે. કારખાનાંવાળાઓ કેવી કેવી રીતે મજૂરોની ખરા પરસેવા-ની કમાણીમાં કાપ મૂકતા તેના દાખલા અનેક હતા. તેમાંનો એક એ કે, તેમણે એવો ચાલુ નિયમ કરી રાખ્યો હતો કે જે કોઈ મજૂર એક મિનિટ પણ મોડો આવે તેનો એક કલાકનો પગાર કાપવો. આ નિયમ-થી કંપનીને તો દેખીતો ફાયદો હતો; કારણ કે મોડા આવનાર મજૂરનો

પગાર કપાય તેથી કરીને કોઇએ એમ ન માની લેવું કે, તે કામ ઉપર એક કલાક મોડો ચઢે. નહિ, કામ તો આવતાંવારનેજ કરવા માંડવાનું. તેથી કરીને એક મિનિટ મોડા આવનાર મજૂરને ઓગણસાઠ મિનિટ સુધી વગર પગારે કામ કરવાનું ઠર્યું અને કંપનીને તેટલો ચોખ્ખો નફો થયો. પણ જે કામદારો જેટલી મિનિટ વહેલા આવ્યા હોય તેટલી મિનિટ તેઓ કામ કરે છતાં તેટલા વખતનો પગાર તેમને ન મળે. બધાથી મિનિટે મિનિટ વખતસર તો આવી શકાયજ નહિ. મોડા થવાની ધાકે ધાકે કામદારો બે-પાંચ મિનિટ તો વહેલા આવેજ. તેઓ આવે કે તરતજ મુકાદમો તેમને કામ પર ચઢાવી દે-ઘણી ખરી વાર તો કારખાનાની સીસોટી થતા પહેલાં દસ-પંદર મિનિટ આગમચ કામ શરૂ કરી દેવડાવે; પણ તેટલા વખતના પગારનો અલ્લાયો. આવોજ અન્યાય પાછો કારખાનું બંધ કરતી વખતે પણ થતો. કામદારોએ જેટલા પૂરા કલાક કામ આપ્યું હોય તેટલાજ કલાકનો તેમને પગાર મળે—કલાકના અપૂર્ણાંકનો તો કશો હિસાબજ નહિ! તેમણે ભલે પચાસ મિનિટ કામ કર્યું હોય, પણ કારખાનામાં તે દહાડે તેમને બીજી દશ મિનિટ રોકવા જેટલું કામ ન હોય તો તેમને ઘેર જવાની રજા મળે અને તેમનો પચાસ મિનિટના કામનો પગાર કંપની ઓહિયાં કરી જાય! આને લીધે દરરોજ સાંજ પડવા આવે એટલે મજૂરો અને મુકાદમોની વચ્ચે રસાકસી તો શું, પણ ખરેખરૂં યુદ્ધજ મંડાતું; માત્ર તેઓ એકબીજાનાં માથાં ભાંગવાનુંજ બાકી રાખતા. વળી મજૂરો કામને લંબાવીને એક કલાકનો મેળ કરવાનો પ્રયત્ન કરતા અને મુકાદમો તાકીદ કરીને ઝટપટ કામ પતાવી નાખવાને તેમનું બનતું કરતા. આમાં બધો વાંક પેલા મુકાદમોનોજ છે, એવો જર્ગિસનો અભિપ્રાય હતો; જો કે કોઇ ઉંડો ઉતરીને તપાસ કરે તો તેને માલૂમ પડે કે, એમાં મુકાદમો તો કુહાડાના હાથાનીજ ગરજ સારતા, કારણકે કારખાનાના માલિકો તેમને હમેશાં ધાકમાં ને ધાકમાં રાખતા. સાંજને છેડે કામના મુકરર ધોરણથી જરાક કામ ઓછું થયું-અને કામનું ધોરણ પણ આકરામાં આકરૂંજ રાખેલું-તો મુકાદમને ઘેર બેસવાનો વખત આવે. તેથી કરીને તેઓ પોતાના પેટને ખાતર મજૂરોને તગડે નહિ તો જાય ક્યાં? આખો દિવસ પોતાના હાથ નીચેના મજૂરોની ટૂંકડીને તગેડતાં પણ કામની વરદી પૂરી ન થાય ત્યારે તેટલી કસર કાઢી નાખવાને સારૂ મુકાદમો મજૂરોની પાસે કોઇક દહાડો અડધો કલાક, કોઇ દહાડો પોણો કલાક "ધર્માદા ખાતાનું કામ" ન કરાવી લે તો કામનો સરવાળો પૂરો થાય શી રીતે? જર્ગિસ જ્યારે ન

સવો હતો ત્યારે મજૂરોએ તેમની ખરા જિગરની બળતરાને પરિણામે ઉપજાવી કાઢેલી આ વક્રોક્તિનો અર્થ તેનાથી સમજાયો નહિ. તેથી તેણે પોતાના જોડીદારોને પૂછયું કે, અલ્યા ! આ "ધર્માદા ખાતાના કામ" નો અર્થ શો ? તેમણે કહ્યું કે "આપણા કારખાનાનો મૂળ માલિક જોન્સ શેઠ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરનારાં મિશન ખાતાંઓને તથા એવાં બીજાં ધર્માદા ખાતાંને સારી સારી રકમોનું દાન આપે છે. તેના બદલામાં તે આપણી પાસેથી દરરોજ વગર પગારે થોડું થોડું કામ કરાવીને, માલમાં નઠારી વસ્તુની સેળભેળ કરીને તથા બીજી અનેક જાતની ચાલાકી કરીને એ દાનમાં આપેલી રકમની કસર કાઢી લે છે." આ વક્રોક્તિ તમામ મજૂરોને એવી મોઢે ચઢી ગઇ હતી કે જ્યારે જ્યારે નિયમ વિરુદ્ધ અથવા નીતિ વિરુદ્ધ કોઈ હલકું કામ કરવાનું તેમના ભાગે આવતું ત્યારે તેઓ એકબીજાને આંખના અણસારા કરીને કહેતા કે ચાલો ! આ પાછું "ધર્માદા ખાતાનું કામ" આવ્યું !

આ બધી વાતોના ભેદ જેમ જેમ જર્ગિસ જાણતો ગયો, તેમ તેમ પોતાના વાજબી હક્કને માટે કારખાનાંના માલિકોની સામે લડનાર પક્ષ તરફ તેના મનનું વલણ ફેરવાતું ગયું અને હવે માલિકોની સામે બંડ કરવાની તેના સાંભળતાં વાતો થતી ત્યારે 'આ લોકો આવી ભાંજગડમાં શા માટે પડતા હશે' એવી શંકા કરવાનું કારણ રહ્યું નહિ. હું પણ માલિકોની સામે કયારે બંડ કરૂં એવી ઉત્કંઠા તેને થવા લાગી. તેથી કરીને કસાઇખાનાંના મજૂર સંઘનો પેલો આઇરિશ કાર્યકર્તા તેની પાસે બીજી વાર આવ્યો ત્યારે જર્ગિસે તેને પહેલાનાં કરતાં જુદીજ રીતે આવકાર આપ્યો. હવે મજૂરસંઘનો ઉદ્દેશ જર્ગિસના સમજવામાં આવી ગયો. હવે તે સમજ્યો કે, માલિકો મજૂરોને પીસે છે તેનું કારણ એ છે કે, માલિકો સંગઠિત છે અને પૈસેટકે તથા લાગવગમાં પણ પૂરા છે. પણ જો મજૂરો સંગઠિત થાય અને માલિકોની સામે વ્યૂહબદ્ધ બનીને બળવો કરે તો તેઓ લડાઈમાં ફાવે એટલુંજ નહિ પણ માલિકોને હંફાવી નાખે, એ સુંદર વિચાર હવે તે બરાબર ઝીલીને પચાવી શકયો. તેને એમ પણ થયું કે આ વિચાર જેને સૌથી પહેલવહેલો સ્ફૂર્યો હશે તેને કેવી રીતે સ્ફૂર્યો હશે? આ નવીન મંત્રનો દ્રષ્ટા–ઋષિ કોણ હશે ? પછી તેને કોઇએ કહ્યું કે, આ વાત તો અમેરિકામાં નાનું છોકરૂં પણ જાણે છે ત્યારે "સ્વતંત્ર દેશ" એટલે શું તેનો કાંઇક ભાવ પહેલવહેલો તેના સમજવામાં આવ્યો. પેલા મજૂર સંઘના કાર્યકર્તાએ જર્ગિસને સમજ પાડી કે, આપણો સંઘ ત્યારેજ કાર્યસાધક થઇ શકે, કે જ્યારે કારખાનાનો એકેક એક કામદાર તેનો સભાસદ થાય અને વખત આવે

ત્યારે સંઘના ઉદ્દેશને એકનિષ્ઠાથી વળગી રહે. તેના જવાબમાં જર્ગિસે કહ્યું કે, આ કામમાં હું મારો પૂરેપુરો હિસ્સો આપવા તૈયાર છું. ત્યાર પછી એક મહિનો પૂરો થતા પહેલાં ઘરનાં જેટલાં માણસ કારખાનામાં કામે જતાં હતાં તે બધાંજ મજૂરસંઘનાં સભાસદો થઇ ગયાં અને સભાસદની નિશાનીતરીકે તેમને જે બિલ્લા મળ્યા હતા તે પણ તેઓ ભારે અભિમાનપૂર્વક છાતી પર લગાડીને ફરવા લાગ્યાં. સભાસદ થયા પછી પૂરૂં એક અઠવાડિયું તો તેઓ પોતાની મેળેમેળે અતિશય મગન રહેવા લાગ્યાં; કેમકે મજૂરસંઘમાં જોડાઇ જતાંની સાથેજ તમામ દુઃખનો, વિટંબણાનો અંત આવી જાય છે એવું તેમણે માની લીધું હતું.

પણ આ વાતને દશજ દિવસ વીત્યા ન વીત્યા અને એટલામાં તો મેરિજાવાળું ડબ્બાનું કારખાનું બંધ થઇ ગયું. આ બનાવને લીધે તેમનાં મનને જે ધક્કો લાગ્યો તેની કાંઈ વાતજ ન કરવી. તેઓ તદ્દન બહાવરાં બની ગયાં. કારખાનું બંધ થયું તે મજૂર સંઘે જાણ્યું, છતાં તેમણે વચ્ચે પડીને કેમ ન અટકાવ્યું, એ વાતમાં તેમને કેમે કરતાં સમજણજ ન પડે. મેરિજા પોતે સભાસદ થઇ ત્યાર પછીની મજૂરસંઘની પહેલીજ સભામાં તેણે ઉભાં થઇને આ બનાવને વિષે ભાષણ આપ્યું. કાંઇ જાહેર સભા ન હતી, પણ સંઘના અમુક ખાનગી કામના નિવેડાને માટે તે કામ પૂરતીજ સભા બોલાવી હતી. વળી તેનું કામકાજ પણ અંગ્રેજીમાંજ ચાલતું હતું; છતાં મેરિજાએ તો તેની કશાની પરવા ન કરતાં પોતાના મનની બધીજ વરાળ ઠાલવી નાખી. પ્રમુખ ભલે ઘંટડીઓ વગાડયાજ કરે અને બીજા સભાસદો ભલે ફાવે તેટલો શોરબકોર અને ગરબડ મચાવે, પરંતુ મેરિજાને તો જેટલું કહેવાનું હતું તેટલું બધું તેણે કહી નાખ્યું ત્યારેજ તે બેઠી. તેના પોતાના ઉપર થએલા અંગત અન્યાય ઉપરાંત આખી મજૂર આલમ ઉપર થતા સામાન્ય અન્યાયને લક્ષમાં લઇને તે ઉકળી ઉઠી હતી. તેના શબ્દોમાં તેના જિગરની જ્વાલા હતી. કસાઇખાનાના માલિકોને વિષે જે કાંઇ તેના મનમાં હતું તે બધું તેણે કહી નાખ્યું અને જે માનવ-સમાજમાં આવાં કૃત્યો થાય છે અને તેમ છતાં કોઈનુ રૂંવું પણ હાલતું નથી તેને માનવસમાજ કહેવો કે શું કહેવું તે પણ તેણે ત્યાં ને ત્યાંજ કહી નાખ્યું. તે બેસી ગઇ અને શરીરે પરસેવો વળવાથી પંખો હલાવવા લાગી તો પણ થોડી વાર સુધી તો તેના પ્રચંડ અવાજના પડછંદાથી સભાનો હોલ ગાજી રહ્યો. તે પેટ ભરીને બોલીને ટાઢી પડી ત્યાર પછી સભામાં શાંતિ ફેલાઇ. સભાનું આજનું ખાસ કામ તો ઉપમંત્રીની ચૂંટણી કરવાનું હતું તે કરીને સભા વિસર્જન થઇ ગઇ.

મજૂર સંઘની એક સભામાં જ્યારે જર્ગિસ પોતે પહેલવહેલો ગયો, ત્યારે તેને પણ એક જાણવા જેવો અનુભવ મળ્યો; પણ તેમાં તેની પોતાની કશી જવાબદારી ન હતી. તેની ઇચ્છા તો સભામાં જઇને કોઇની પણ તેના ઉપર નજર ન પડે એવા એકાદ ખૂણામાં ઉભાં ઉભાં સભાનું કામકાજ કેવી રીતે ચાલે છે તે જોવાનીજ હતી. પણ આ પ્રમાણે તે કોઇની સાથે બોલ્યા ચાલ્યા વગર ઉઘાડી આંખે બધું ધ્યાનથી જોયા કરતો હતો તેટલા ઉપરથીજ તેને એક જણે પોતાના શિકાર તરીકે નોંધી લીધો. તે ટૉમી ફિનેગન નામનો એક આઇરિશ હતો. તે શરીરે ઠીંગણો અને જંગલી જેવા દેખાવનો હતો. તેની આંખો મોટી મોટી હતી અને જ્યારે તે કોઇના તરફ જોતો ત્યારે તેના તરફ તાકી તાકીને જોવાની તેને કુટેવ હતી. સ્વભાવે પણ છેક ચક્રમ અને દિવાના સરખો હતો. આજથી ઘણાં વરસની વાત ઉપર તેણે કોઈ વિચિત્ર પ્રકારનો ચમત્કાર અનુભવેલો તેની છાપ તેના મન ઉપર ઘણી ઉંડી પડી ગઇ હતી અને તેને લીધે પોતાના મગજ ઉપર એક જાતનો કાયમનો બોજો લઇને તે ફરતો હતો. તેને બીજી કુટેવ એ હતી કે, કોઈની સાથે વાત કરતી વખતે તે સામા માણસના ડગલાના બટનના કાણામાં આંગળી ખોસી દેતો અને વાત કરતાં કરતાં પોતાનું મોઢું સામા માણસના મોઢાની અડોઅડ આણી દેતો. આ છેલ્લી કુટેવ બીજાને ઘણી ત્રાસદાયક લાગતી; કારણ કે તેના દાંત સડયા હતા અને તેથી કરીને તેના મોઢામાંથી સખત દુર્ગંધ નીકળતી હતી. દુર્ગંધની તો જર્ગિસને ઝાઝી પરવા નજ હોય; કારણ કે તેનાથી તે સારી પેઠે ટેવાઈ ગયો હતો. પણ પેલા માણસની વાત કરવાની રીત જોઇને તે જરાક ગભરાયો. આપણી દુનિયાના સિવાય બીજી પણ ઘણી દુનિયાઓ છે તેમાં વસતા આત્માઓ આપણા કરતાં વિશેષ બુદ્ધિમાન છે. તેઓ કેવી રીતે કાર્ય કરે છે તે વિષે પેલો ટૉમી ફિનેગન જર્ગિસની સાથે વાત કરવા આવ્યો હતો. આપણી જ્ઞાનેન્દ્રિયો વડે જેને આપણે જાણીએ છીએ એવું આ પ્રાપંચિક જગત આપણા કરતાં ઊંચી ભૂમિકાઓમાં રહેનારા આત્માઓને આપણે જોઇએ છીએ તે કરતાં જુદાંજ રૂપમાં દેખાય કે નહિ અને અહીંના પદાર્થોનો પરસ્પરનો સંબંધ જેવો આપણે ધારીએ છીએ તે કરતાં પેલા લોકોને તેથી તદ્દન જુદીજ જાતનો લાગે કે નહિ, તે વિષે જર્ગિસનો અભિપ્રાય તેને જાણવો હતો. તેણે જર્ગિસને પૂછ્યું કે, મેં હમણાં તમને કહ્યો તેવો તમને કદી વિચાર આવ્યો હતો ખરો? વળી તેણે એમ પણ કહ્યું કે, આ બાબત વિષે જેમ ઉંડા ઉતરીને તપાસ કરતા જઇએ, તેમ

તેમ આપણને તેમાં અજાયબ જેવા ગહન ભેદ માલૂમ પડે છે. વાત કરતાં કરતાં તેને પોતાના મનની છૂપી વાતો કહી નાખવાની હિંમત આવી અને તેણે પોતે કેટલીક ગહન વિદ્યાને લગતી શોધખોળ કરેલી તેનું વર્ણન કરવા મંડયો. તે બોલ્યો: "તમે જો કોઇ દિવસ પ્રેતાત્માઓની સાથે વાતચીત કરવાના પ્રયોગ કર્યા હોય—" આટલું કહેતાં કહેતાં જર્ગિસનો આ બાબતમાં શો અભિપ્રાય છે તે જાણે તેને પૂછતો હોય તેમ તેણે તેની સામે જોયું. જર્ગિસે જ્યારે નકારમાં ડોકું હલાવ્યું ત્યારે તે પાછો બોલવા લાગ્યો કે "ભલે, તમે એવા પ્રયોગ કદીક ન પણ કર્યા હોય તોએ શું ? પ્રેતાત્માઓ તો તેમનાથી થાય તેટલી તમારા ઉપર અસર કરતાજ રહે છે. હું તમને કહું છું તેજ પ્રમાણે હમેશાં અચૂક રીતે થયા કરે છે. આપણા જે સંજોગો ઉપર આપણો કશો અધિકાર નથી પણ જેના ઉપર આપણા જીવનનો આધાર છે એવા તમામ સંજોગોની ઉત્પત્તિ કરનાર, કરાવનાર એ પરલોકવાસી પ્રેતાત્માઓજ છે. મારી યુવાવસ્થામાં મને એ પ્રેતાત્માઓ સાથે ઓળખાણ કરવાની ગુપ્ત રીત હાથ લાગી ગઈ હતી; અથવા ખરૂં કહીએ તો એ પ્રેતાત્માઓએજ કૃપા કરીને મને એ ગુપ્ત જ્ઞાનની બક્ષિસ કરી હતી—" આ પ્રમાણે ટૉમી ફ્રિનેગને તો પોતાની પ્રેતતત્ત્વવિદ્યાનું ભાગવત છોડયું. તે બોલતોજ ગયો—બોલતોજ ગયો. જર્ગિસને તો આ બધું સાંભળતાં કપાળે પરસેવો વળ્યો અને તેના મનમાં ક્ષોભ, ગભરાટ તથા મૂંઝવણનો પારજ ન રહ્યો. આ બલાના હાથમાંથી કેમ કરીને છૂટા થવું તેનો તે રસ્તો શોધવા લાગ્યો; કારણ કે તેની રોમાંચકારી વાતોનો છેડો આવે એવો સંભવ હતોજ નહિ. તેની આવી મૂંઝવણ તેના એક સાથીના જોવામાં આવતાં તે તેની વહારે દોડી આવ્યો અને તેને ત્યાંથી બીજી જગ્યાએ ખેંચી ગયો. પેલો આઇરિશ શું બકી ગયો હતો અને આ પ્રેતતત્ત્વવિદ્યા વળી શું છે, તે બધું વિગતવાર સમજાવી શકે એવો માણસ ઘણી વાર પછી તેને મળી આવ્યો, ત્યારે તેને આ વાતમાં સમજ પડી; અને તેનો ગભરાટ શમી ગયો. પણ તે દરમ્યાન રખેને પેલો માણસ તેને ફરીથી પકડીને તેની રોમાંચકારી કથા સાંભળવા ઉભો રાખે, એ બીકે જર્ગિસ તેના ઉપરથી નજર ખસેડતોજ નહિ અને તેનો દાવ ચૂકવવાને વાસ્તે આખા ઓરડામાં એક જગ્યાએથી બીજી જગ્યાએ ચકરડીઓ મારતોજ રહ્યો.

મજૂર સંઘની સભાઓના કાર્યક્રમમાં તે દિવસથી જર્ગિસ એટલો રસ લેતો થયો કે ત્યાર પછી જેટલી સભાઓ થઇ તેમાંની એકકે તે ચૂક્યો નહિ. આટલા વખતમાં અંગ્રેજી ભાષાના થોડાક શબ્દ અને

તેમના અર્થ પણ તે સમજતો થઇ ગયો હતો અને તેમ છતાં કોઇ પણ ન સમજાય તો તેના ભાઇબંધો તેને સમજાવી દેતા હતા. વળી કોઇ કોઇ વાર સભાઓમાં ખૂબ ગરબડ પણ થતી; એકસામટા છ સાત જણું પોતપોતાની તળપદી એવી અશુદ્ધ અંગ્રેજી ભાષામાં બોલવા મંડી જતા અને સભામાં ભારે ગરબડ ગોટાળો મચાવી દેતા. પણ તે છતાં દરેક જણમાં સાચા જુસ્સાનો આવેશ હતો; દરેક જણ પોતાના અભિપ્રાય અનુસાર વર્તવાને ખૂબ આગ્રહપૂર્વક તૈયાર થઇ ગયો હતો. જર્ગિસ પોતે પણ ખૂબ મક્કમ બની ગયો હતો. થોડાજ વખતમાં મજૂરો અને માલિકો વચ્ચે યુદ્ધ મંડાશે એવું તે સમજી ગયો હતો અને એ યુદ્ધ મારા અને આખા મજૂરસમુદાયના કલ્યાણને માટેજ લડાશે એ પણ તે સારી રીતે જાણતો હતો. જે દિવસે તેની આંખો ઉપરથી અજ્ઞાનનું પડળ સરકી ગયું, તે દિવસથી તેણે મનમાં પાકી ગાંઠ વાળી હતી કે, પોતાના ઘરનાં માણસો સિવાય બીજા કોઇનો વિશ્વાસજ ન કરવો. પણ અહીં મજૂર સંઘની સભાઓમાં તો જેટલા ભેગા થાય છે તે બધાજ એક સામાન્ય ઉદ્દેશને સિદ્ધ કરવા માટે એકત્ર થએલા એકબીજાના સાચા સાથીઓ છે અને એક સામાન્ય આપત્તિ તેમને સૌને એકબીજાના બંધુ બનાવી રહી છે, એ વાતનું તેને સભાઓમાં જવાથી ભાન થતું ગયું. સંગઠન—દૃઢ સંગઠન—એ આખી મજૂર આલમને માટે એકજ તરણોપાય છે, એ સ્વતઃસિદ્ધ તત્ત્વ હવે તે બરાબર સમજી ગયો હતો. આથી કરીને ભવિષ્યમાં થનાર યુદ્ધ જર્ગિસને મનથી અતિ પવિત્ર ધર્મયુદ્ધ ઠરી ચૂક્યું હતું. ઉપાસનાગૃહમાં જઇને ઈશ્વરપ્રાર્થના કરવામાં અને ધર્મોપદેશ સાંભળવામાં તે નિયમિત રીતે સૌની સાથે સામેલ થતો હતો; કારણ કે સૌએ એ પ્રમાણે કરવુંજ જોઇએ, એવું તે માનતો હતો. પરંતુ તેમ છતાં ધર્મને લગતી કોઇ પણ બાબત, ઉપાસનાગૃહનો કોઇ પણ કાર્યક્રમ તેના હૃદયને સ્પર્શ કરી શકતો ન હતો. આ બધામાં રસપૂર્વક ભાગ લેવાનું કામ તેણે પોતાના ઘરના સ્ત્રીવર્ગને માથે નાખી દીધું હતું.

પણ આ મજૂર સંઘનાં અધિવેશનોમાં—તેના પ્રત્યેક કાર્યક્રમમાં જર્ગિસને નવીન, જીવંત અને પ્રાણવાન ધર્મનું દર્શન થવા માંડયું હતું. તેના સ્પર્શથી તેનું હૃદય થનગનતું હતું, તેના જીવનના ઝીણામાં ઝીણા તાર ગુંજી ઉઠતા હતા. મંદિરનો ધર્મ તેને મનથી મૂડદા જેવો હતો અને આ મજૂર સંઘના ધર્મને તે યુગધર્મ તરીકે ઓળખતો થયો હતો; તેના હેતુની સિદ્ધિમાં તેને માનવજાતિના ભાવિ કલ્યાણનાં સોનેરી સ્વપ્ન દેખાવા લાગ્યાં હતાં. આ નવીન ધર્મની દીક્ષા લેતાની સાથેજ

તેનો પ્રચાર કરવાને માટે તે નવદીક્ષિતને યોગ્ય આવેશ અને ઉત્સાહ-પૂર્વક સાચા ધર્મપ્રચારક તરીકે કાર્ય કરવા મંડી ગયો. લિથુઆનિયન જાતિના મજૂરોમાંથી હજી ઘણા જણ મજૂર સંઘના સભાસદો થયા ન હતા. તેમને સૌને આ નવીન યુગધર્મની દીક્ષા આપીને મજૂર સંઘની છત્રછાયા નીચે લાવવાનું કામ મારૂંજ છે, એવું જર્ગિસે માની લીધું. જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે તેમની પાસે જઇને તેમને મજૂરસંઘના ઉદ્દેશ સમજાવવા અને તેઓ હજાર પ્રકારની શંકાઓ કરે-સવાલો પૂછે તેના યોગ્ય ઉત્તરો આપીને તેમને સન્માર્ગે વાળવા તે સતત મહેનત કરવા લાગ્યો અને એમ કરતાં પણ જ્યારે તેમનાં દિલ પલળતાં નહિ ત્યારે સૌના અંતર્યામી પરમાત્માની ખૂબ આવેશપૂર્વક પ્રાર્થના કરતો. કોઇ કોઇ વાર તેઓ જર્ગિસનું કથન હઠપૂર્વક સાંભળતાજ નહિ, તેને સૂકો તોછડો જવાબ આપતા ત્યારે તે પણ કોઇ કોઈ વાર ધીરજ ખોઇ બેસતો. હું પોતે પણ થોડા વખત અગાઉ આ લોકોના જેવોજ મૂર્ખ અને અંધ હતો, એ વાત તે ભૂલી જતો અને બીજાઓને પોતાના ધર્મ તરફ જોરજૂલમથી વાળવા નીકળી પડેલા સૌ ઉત્સાહી આવેશમય ધર્મ-પ્રચારકો જે ભૂલ કરતા આવ્યા છે તે ભૂલ જર્ગિસ પણ કરી બેસતો.





# प्रकरण १ मुं

જર્ગિંસ મજૂરસંઘની પ્રવૃત્તિથી જાણીતો થયો. તેનું સૌથી પહેલું ફળ તો એ આવ્યું કે, તેને અંગ્રેજી શીખી લેવાની ભારે ઇચ્છા થઇ આવી. સભાઓમાં શું શું થાય છે ને કોણ શું બોલે છે તે પૂરેપુરૂં સમજવાની અને દરેક સભાના કામકાજમાં ભાગ લેવાની તેને ઉત્કંઠા થઇ એટલે પ્રથમ તો જ્યાંથી બની શકે ત્યાંથી અંગ્રેજી શબ્દોના ઉચ્ચાર અને અર્થ શીખી લેવા તરફ તે લક્ષ આપતો થયો. ઘરનાં છોકરાં અંગ્રેજી નિશાળે ભણવા જતાં હતાં અને આટલા વખતમાં ઠીક ઠીક અંગ્રેજી શીખી ગયાં હતાં તેમની પાસેથી તે થોડા ઘણા શબ્દો તો શીખી ગયો. ત્યાર પછી તેના એક ભાઇબંધે તેને એક નાની ચોપડી વાંચવા આપી. જર્ગિંસને પોતાને તો વાંચતાં આવડતું ન હતું, પણ ઓનાને આવડતું હતું. તે પેલી ચોપડીમાંથી રોજ થોડું થોડું વાંચી સંભળાવતી અને એ રીતે પણ તેણે પોતાના શબ્દભંડારમાં ઉમેરો કર્યો. પણ પોતાને વાંચતાં નથી આવડતું તેનો તેના મનમાં ઘણો ખેદ થતો. આગળ જતાં શિયાળો બેઠો. એવામાં તેને કોઇએ કહ્યું કે અમુક જગ્યાએ એક મફત રાત્રિશાળા ચાલે છે. આટલી ખબર પડતાં જર્ગિંસે તે શાળાનું મકાન ખોળી કાઢ્યું ને ત્યાં જઇને અંગ્રેજી ભણવા લાગ્યો. શાળામાં દાખલ થયા પછી જેટલા દિવસ તેને કારખાનામાંથી વખતસર રજા મળતી તેટલા દિવસ તે રોજ ભણવા જતો; એક દહાડો પણ ગેરહાજર રહેતો નહિ. કોઇ કોઇ વાર કારખાનામાંથી ઘેર આવતાં મોડું થાય અને ભણવાનો ફક્ત અડધોજ કલાક બાકી રહ્યો હોય તો તેટલો વખત પણ તે વ્યર્થ જવા દેતો નહિ. આ નિશાળમાં અંગ્રેજીમાં વાતચીત કરતાં અને અંગ્રેજી વાંચતાં શીખવાનું તેમજ કોઇ વિદ્યાર્થીને ત્યારે ભણવાનો વખત હોય તો તેને બીજી ઉપયોગી બાબતો પણ શીખવાતી હતી. પરંતુ જર્ગિંસ તો આટલો વખત પણ બહુ મુશ્કેલીએ મેળવતો હતો.

ભૂખે પેટ બળે ત્યારે આ સ્વતંત્ર દેશમાં પણ ભૂખની વેદના તો પરાધીન દેશના જેટલીજ હોય ને ? તો પછી આ સ્વતંત્રતાનો અર્થ શો ? હા, અહીં એક વાત હતી ખરી કે જે રશિયામાં ન હતી—અહીં દરેકને ચૂંટણી વખતે મત આપવાનો અધિકાર હતો, પણ છોકરાં ભૂખે ટળવળતાં હોય ત્યારે એ મતાધિકાર શું દાળમાં નાખવાનો ?

બ્રાઉન કંપનીના કારખાનામાં નોકરીએ રહ્યાને જર્ગિસને પૂરાં ત્રણ અઠવાડીઆં પણ થયાં ન હતાં એટલામાં એક દિવસ બપોરની રજામાં એક જણ તેની પાસે આવ્યો. તે માણસ કારખાનાનો રાતનો ચોકીદાર હતો. તેણે જર્ગિસને કહ્યું કે, તું પણ બીજાઓની પેઠે સરકારમાં અરજી કરીને આ દેશના નાગરિકોની યાદીમાં તારૂં નામ દાખલ કરાવે તો તને પણ પ્રજાસત્તાક રાજ્યના નાગરિક તરીકેના બધા હક્ક મળે. નાગરિક એટલે શું અને નાગરિક તરીકેના હક્ક એટલે શું, એમાંનું કશું જર્ગિસ જાણતો ન હતો તેથી તેના પૂછવાથી પેલાએ તેની આગળ બધા ફાયદા ગણી બતાવ્યા. તેણે કહ્યું કે, આમાં તારે એક પાઇનો ખર્ચ કરવો નહિ પડે. અરજી દાખલ કરવા કચેરીમાં જવું પડશે તે દહાડે તને અડધા દિવસની પૂરે પગારે રજા મળશે. પછી જ્યારે ચૂંટણી થવાની હશે ત્યારે તારે પોલિંગ ઑફિસમાં ઉમેદવારને મત આપવાને જવાનું. તે દહાડે પણ તને પૂરે પગારે છુટ્ટી મળશે. વળી તેણે આંખનો મચકારો કરીને કહ્યું કે, બીજો પણ એમાં લાભ છે. જર્ગિસે કહ્યું કે ભલે. એટલે પેલા ચોકીદારે જઇને નિરીક્ષકને કાંઇક કહ્યું. આનું ફળ એ આવ્યું કે, જર્ગિસે તે દહાડે બાકીનો આખો વખત પૂરે પગારે રજા ભોગવી. ત્યાર પછી આગળ ઉપર તેના લગ્નનો દિવસ નક્કી થયો અને લગ્નને દહાડે તેણે એકજ દિવસ રજા માગી તે ન મળી—કપાત પગારે જ્યારે રજા ન મળી તો પછી ચઢતે પગારે રજા મળવાની તો આશાજ શી ? એમ છતાં કચેરીમાં જવાને માટે તથા ચૂંટણીને દહાડે મત નોંધાવવા જવા માટે ભરપગારે રજા મળી, એ અદ્ભુત ચમત્કાર થયોજ શાથી ? છતાં એ ચમત્કાર થયો તેની તો કોઇથી ના કહેવાય એવું હતુંજ નહિ. જર્ગિસને રજા મળી એટલે તે પેલા ચોકીદારની પાછળ પાછળ જવા લાગ્યો. જતાં જતાં પેલાએ પોલ, લિથુઆનિયન અને સ્લોવેક જાતિના તરતના આવેલા મજૂરોને તેઓ જ્યાં જ્યાં કામ કરતા હતા ત્યાં ત્યાંથી ખોળી કાઢીને બધાને કારખાનાના દરવાજા આગળ ભેગા કર્યા. ત્યાં આગળ ઘણા જણ એક સાથે બેસી શકે એવી એક જંગી ઓમ્નીબસ ગાડી ઉભી હતી. જર્ગિસ અને તેની સાથેના માણસો તેમાં બેસવા ગયા તે પહેલાં તેમાં

પંદર–વીસ જણા તો ત્યાર પહેલાંના ચઢી બેઠેલાજ હતા. ગાડીમાં જેટલા સમાઈ શકે તેટલા આવી ગયા એટલે તે સૌને લઇને ચાલતી થઇ. પેલા મજૂરોને તો તે દહાડે ખરેખરો તડાકો પડી ગયો. પારકે ખરચે શહેરનું શહેર જોવાનું અને ગાડીમાં બેઠાં બેઠાં દારૂના શીશા ગટગટાવવાના તે તો જુદા. કોઇ પરગજુ માણસે આ બધાને માટે ગાડીની અંદરજ દારૂનાં પીપ મુકાવી રાખ્યાં હતાં અને જેનાથી જેટલો પીવાય તેટલો પીવાની તેને છૂટ હતી! આ પ્રમાણે શહેરના જે જે ભાગ રસ્તામાં આવ્યા તે જોતા જોતા અને વચગાળાના વખતમાં દારૂના શીશા ને શીશા ખાલી કરતા કરતા તેઓ એક ભવ્ય મકાન આગળ આવી પહોંચ્યા. એ મકાન તળેથી તે ઉપર સુધી નર્યું પથ્થર-થીજ ચણેલું હતું. પેલા ચોકીદારે સૌને એક અમલદાર આગળ ઉભા કર્યા. તેના ટેબલ ઉપર જરૂરી કાગળો તૈયારજ હતા; માત્ર દરેક કાગળમાં એક એક આસામીનું નામજ ભરવાનું બાકી હતું. દરેક જણને વારાફરતી સોગંદ લેવડાવ્યા જેમાં તેઓ શું બકી ગયા તેનો એક અક્ષર પણ કોઇના સમજવામાં આવ્યો ન હતો. સોગંદ લેવાનો વિધિ પૂરો થયો એટલે પેલા અમલદારે દરેકના હાથમાં એક ભપ-કાદાર સરકારી કાગળ આપ્યો. તેની ચારે કોર ખૂબ સુશોભિત વેલબુટ્ટા ચીતર્યા હતા અને એક બાજુએ અમેરિકાના સંયુક્ત પ્રજા-સત્તાક રાજ્યની પતાસા જેવડી મોટી રાતીચોળ મહોર મારેલી હતી. આ કાગળ અર્પણ કરતી વખતે પેલા અમલદારે સૌને કહ્યું કે, આજથી તમે પ્રજાસત્તાક રાજ્યના નાગરિક બન્યા છો અને તમારો દરજ્જો અહીંના પ્રમુખ સાહેબના જેટલોજ છે એવું જાણજો.

આ વાતને એકાદ બે મહિના થયા પછી વળી પેલો માણસ જર્ગિસને મળ્યો અને મતદારોનાં નામ નોંધવાની ઑફિસ ક્યાં આવી છે તે કહી ગયો અને ત્યાં જઇને કેવી રીતે નામ નોંધાવી આવવું તેની સમજ પાડતો ગયો. ત્યાર પછી ચૂંટણીનો દિવસ આવી પહોંચ્યો તે પહેલાં કેટલાક દિવસ અગાઉથી કારખાનાંનાં નોટિસબોર્ડ ઉપર નોટિસ ચોંટી ગઇ કે, જે કામદારોને મત આપવા જવું હશે તેમને ચૂંટણીને દહાડે સવારના નવ વાગતા સુધી ભરપગારે રજા મળશે. પેલો ચૉકીદાર પાછો આવીને જર્ગિસને તથા તેના જેવા બીજા કેટ-લાકને દારૂની દુકાનની પાછળના એક ઓરડામાં તેડી ગયો. બધા ભેગા થયા એટલે મત કેવી રીતે આપવો, મતપત્ર ઉપર કેવી રીતે નિશાન કરવું, કયા નિશાનવાળી પેટીમાં મતપત્ર નાખવું તેને વિષે પદાર્થપાઠ આપીને સૌને પાવરધા કરી દીધા. પછી દરેક જણના

હાથમાં બબ્બે ડૉલરનાં ચકતાં આપીને તેમને એક ખટારામાં ભરીને પોલિંગ ઑફિસ પર તેડી ગયો. ત્યાં આગળ સૌને યોગ્ય સલાહ આપવાને તથા તેમને હાથે બધું કાર્ય સાંગોપાંગ પાર ઉતારવાને માટે બીજો એક પોલિસનો સિપાઇ તૈયાર થઇને ઉભેલોજ હતો. પોતાને મળેલા આવા અપૂર્વ લાભથી જર્ગિસ તો મનમાં ઘણોજ ફૂલાયો; પણ ઘેર ગયો અને જોનાસને મળ્યો ત્યારે તેની વાત સાંભળ્યા પછી તેને થએલો મોહ ઉતરી ગયો. જોનાસ કહે કે, મેં તો એક ઉમેદવારને ખૂણામાં લઇ જઇને તેને કહ્યું કે, મને એક એક મતના ત્રણ ત્રણ ડૉલર આપો તો હું ગમે તેમ ચાલાકી કરીને તમારા લાભમાં ત્રણ વાર મત નોંધાવી આવું. પેલાએ આ માગણી કબૂલ કરી અને જોનાસ એકલો ત્રણ વાર મતપત્ર ઉપર નિશાન કરીને પેલા ઉમેદવારના નામની પેટીમાં મતપત્ર ફેંકી આવ્યો અને તેના બદલામાં નવ ડૉલરનાં ચકતાં ગજવામાં મૂકીને ઘેર આવ્યો. આ વાત સાંભળ્યા પછી સ્વાધીન પ્રજાસત્તાક રાજ્યનું સ્વપ્ન જર્ગિસના મનમાંથી ઉડી ગયું.

ત્યાર પછીની મજૂર સંઘની સભાઓમાં જર્ગિસ ગયો ત્યારે ત્યાં બીજાઓને મોઢેથી તેણે ખરી વાત જાણી લીધી અને પ્રજાસત્તાક રાજ્યની ચૂંટણીનો ભેદ તેની આગળ ખુલ્લો થઈ ગયો. હવે તેને સમજ પડી ગઈ કે, રશિયા અને અમેરિકાનાં રાજ્યતંત્રોની વચ્ચે તફાવત માત્ર એટલોજ છે કે, રશિયામાં ઝારનો ઉઘાડો આપખુદ અમલ હતો ત્યારે અહીં અમેરિકામાં પ્રજાસત્તાક રાજ્યનું બહારનું ખોખું છે; પણ સત્તાની ખરી લગામ લોકોના હાથમાં નહિ પણ તેમના ઉપર રાજ્ય કરનારા અધિકારીઓના હાથમાં છે. એટલું ખરૂં કે, એ અધિકારીઓ જેમને પોતાના અધિકારની રૂઇએ પૈસા મારી ખાવાની અને બીજા આડકતરા લાભ ઉઠાવી લેવાની પુષ્કળ તક મળે છે તેમને ચૂંટી કાઢવાની સત્તા લોકોના હાથમાં આવી ગઇ છે. આનું પરિણામ એ આવે છે કે, સરકારી અધિકારરૂપી સોનાની ગાદીએ ચઢી બેસવા માટે ઉજળા ઠગના બે પક્ષ ઉભા થાય છે, જેઓ જુદા જુદા રાજનૈતિક પક્ષના નામથી ઓળખાય છે. ઉમેદવાર લોકોના મતનું આકર્ષણ કરવાને માટે ગમે તે રાજકીય પક્ષનો સ્વાંગ સજે પણ તેની મૂળ મતલબ લોકસેવા કરવાની નહિ પણ સ્વાર્થ સાધવાનીજ હોય છે. જે પક્ષના ઉમેદવારો ઘણામાં ઘણી લાંચ આપીને મતદાર મંડળને પોતાના પક્ષમાં તાણી લે છે, તેજ ચૂંટણીમાં ફાવે છે. ચૂંટાયા પછી તે ગમે તે કોઇ ખાતાનો અધિકારી બની જાય છે અને બીજી ચૂંટણી થતા સુધી તે પોતાના અધિકારરૂપી કામદુધા ગાયને મનમાની રીતે

દોઢ્ઢાજ કરે છે. કોઇ વાર ચૂંટણી વખતે ઉમેદવારોની વચ્ચે ખૂબ રસાકસી જામે છે તે વખતે ગરીબ મતદારોને ગદગદીઆં થાય છે. કસાઇખાનાંવાળા વિભાગમાં માત્ર કોન્ગ્રેસની અને રાજ્યના અધિકારીઓની ચૂંટણી વખતેજ મજૂર મતદારોને ગજવાં ભરવાની તક મળતી. સ્થાનિક બૉર્ડની ચૂંટણીમાં તો ડેમોક્રેટિક પક્ષને નામે ઓળખાતી રાજકીય ટોળીના ઉમેદવારોનું એટલું જોર હતું કે તેમની આગળ બીજા પક્ષના ઉમેદવારોથી ઉભાં રહેવાતુંજ નહિ. આથી કરીને એ જિલ્લાનો મુખ્ય અધિકારી ડેમોક્રેટિક પક્ષનો હતો. તે માઇક સ્કૂલી નામનો ઠીંગણો આઇરિશ હતો. એ સ્કૂલીને તેના રાજકીય પક્ષના જોરે રાજ્યના એક અગત્યના અધિકારીની ખુરશી મળી ગઇ હતી. તેની લાગવગ એટલી બધી હતી કે લોકવાયકા મુજબ શિકાગો શહેરની મ્યુનિસિપાલિટીના મેયરને પણ તે દબડાવી શકતો હતો. તે ઘણી વાર મૂછ ઉપર આમળો દઇને કહેતો કે, કસાઇખાનાવાળું આખું પરગણું હું મારા ગજવામાં લઇને ફરૂં છું. તેણે પૈસો પણ સારી પેઠે જમા કર્યો હતો—આખા પરગણાના વહીવટમાં પૈસા મારી ખવાય એવી એકકે એક બાબતમાં તેનો હાથ ખરોજ. દાખલાતરીકે શહેરનો કચરોપૂંજો ઠાલવવાની જગ્યાનો પેલો કકડો જે જર્ગિસ અને ઓનાએ પહેલેજ દિવસે ફરવા જતાં દીઠો હતો તેનો માલિક આ સ્કૂલી હતો. એ જમીન તો જાણે એની હતીજ, પણ એ જમીનની માટીમાંથી ઈંટો પકવવાનો ભઠ્ઠો હતો તે પણ તેનો પોતાનોજ હતો. તે એક કામમાંથી બે કામ કાઢી લેતો. પહેલાં તો ઈંટો પાડવાને માટી જોઇએ તે આ જમીનમાંથી ખોદી કઢાવતો, પછી જે ખાડા પડે તેને પૂરીને સરખા કરી દેવરાવવા માટે આખા શહેરનો કચરો પૂંજો ત્યાં લાવીને ઠલવાવતો. આ રીતે એક વાર જમીન સરખી થઇ જાય એટલે તેજ જમીન ઉપર પેલી ઇંટો વડે નવાં ઘર બંધાવતો અને તે ઘર વળ જોઇને લોકોને વેચી મારતો. ઘર બાંધતાં વધેલી ઇંટોને પણ તે પોતે મોંમાગ્યા ભાવે વેચતો. શહેરમાંથી જેમને ઇંટ જોઇએ તેઓ અહીં આવીને ગાડાં ભરી જતા. તે ઉપરાંત જ્યાં બેસુમાર કોહેલું સડેલું ગંધાતું પાણી ભરાઇ રહેતું તે ઘરાનો માલિક પણ આ નામદાર સ્કૂલીજ હતો. શિયાળામાં એ પાણી ઠરી જતું ત્યારે એ અફલાતુન બરફને મજૂરો પાસે ખોદાવી કાઢીને શહેરમાં વેચવા મોકલતો. આ બધું તો જાણે ઠીક, પણ લોકો કહેતા તે વાત જો સાચી હોય તો તેના કોઇ પણ કારખાનામાં વપરાતા પાણીનો કર તો તેને ભરવો પડતોજ નહિ. તેણે બીજે ઠેકાણે બરફ બનાવવાનું એક કારખાનું ઉઘા-

ડયું હતું. તે શહેરનાં સરકારી લાકડાંનાં પાટીઆંમાંથીજ બનાવ્યું હતું અને તે ખાતે તેણે રાતી પાઇ પણ ખરચી ન હતી. આ વાત ખૂબ ચર્ચાઈ અને એમ કરતાં કરતાં છાપાંઓ સુધી પહોંચી ગઇ અને ખૂબ ચકચાર થઇ. ત્યારે સ્કૂલીએ વળી એક નવો દાવ અજમાવ્યો. તેણે એક ભાડૂતી માણસને પૈસા આપીને ઉભો કર્યો. પેલાએ બધો ઓળો-ગોળો પોતાને માથે તાણી લીધો. સ્કૂલીએ તેની પાસે જાહેરમાં એકરાર કરાવ્યો કે, આ કામમાં બધો વાંક મારો એકલાનોજ છે. પછી જ્યારે કેસ ચાલવાનો વખત આવ્યો ત્યારે સ્કૂલીની લાગવગથી તે માણસ દેશમાંથી આબાદ છટકી ગયો અને પછીથી પાછો આવ્યોજ નહિ. તેણે પોતાનો ઇંટોનો ભઠ્ઠો પણ આવીજ તદબીર કરીને બંધાવી લીધો છે, એવી લોકો વાતો કરતા હતા. મકાન બાંધવાના કામમાં સુથાર કડીઆ અને મજૂર રાખેલા તેમનો પગાર પણ સ્કૂલીએ પોતાના ગજવામાંથી કાઢીને આપ્યો ન હતો; પણ સરકારી પબ્લિક વર્કર્સ ખાતાના કોઈ બાંધકામના હિસાબમાં પેલા કારીગરોનો પગાર ઉધરી ગયો હતો. પણ આ બધી વાતોના ભેદ લોકોને મોઢેથી કઢાવવાનું કામ સહેલું ન હતું. એ તો જ્યારે કોઈ કુનેહથી આડાઅવળા સવાલ પૂછીને વાત કઢાવી લે તોજ ખરી વાતની જાણ થાય. એનું એક કારણ તો એ હતું કે, આવી બાબતની ખણખોદ કરવાનું કામ લોકોનું નજ હોય. બીજું, માઇક સ્કૂલી ગમે તેવો હોય પણ તેનામાં એક સારો ગુણ એ હતો કે, વખત આવ્યે લોકોનું કામ કાઢી આપતો. તેથી કરીને કોઇ તેની સાથે બોલી બગાડતા નહિ. તેના હાથની એક ચિઠ્ઠી જેને મળી તેને કોઇ પણ વખતે કસાઇખાનામાં નોકરી મળીજ જાણવી. તેનાં પોતાનાં કારખાનાંમાં પણ તે ઘણાને ઠેકાણે પાડી આપતો. કામ પણ ફક્ત આઠજ કલાક કરવાનું અને પગાર બીજા કોઇ પણ કારખાનામાં મળે તે કરતાં વધારે. આથી કરીને તેનો પક્ષ લેનારા ઘણા હતા. એ બધાનું ભેગું નામ "વૉર વ્હૂપ લીગ" હતું અને તેઓ જ્યાં ભેગા મળતા તે મકાન કસાઇખાનાંની બહારની બાજુએ પણ ઘણું નજીકમાંજ આવેલું હતું. આખા શિકાગો નગરની કોઇ પણ મંડળીના મકાન કરતાં ચઢી જાય એવું એ મકાન હતું અને એ મંડળી પણ સૌથી મોટામાં મોટી ગણાતી હતી. ત્યાં કોઇ વાર ઇનામી કુસ્તીનાં દંગલ થતાં, કોઇ વાર મરઘાની તો કોઇ વાર કૂતરાઓની સાઠમારીઓ થતી. આખા જિલ્લાની પોલિસના તમામ અમલદારો અને સિપાઇઓ આ મંડળીના સભાસદો હતા અને આવાં દંગલો અટકાવવાને બદલે તેમના તરફથી સામું ઉત્તેજન આપવામાં આવતું હતું. ઘણી વાર તો આવી

સાઠમારીઓ જોવાની ફીની ટિકિટો પોલિસના સિપાઇઓજ વેચવા નીકળી પડતા. જર્ગિસને પ્રજાસત્તાક રાજ્યના વતની તરીકેના હક મેળવવાની અરજી નોંધાવવા જે માણસ તેડી ગયો હતો તે પણ આ ટોળીનો સભાસદ હતો. ચૂંટણીને દહાડે તો આવા સેંકડો માણસો ગજવામાં નોટોના થોકડાના થોકડા ભરીને અને મરજીમાં આવે તે પીઠા-માં પેસીને પીવાય તેટલો દારૂ પીને ઘેર જતા. લોકોમાં એવી પણ વાતો થતી હતી કે, જિલ્લામાં જેટલી દારૂની દુકાનો છે તે તમામ દુકા-નોના માલિકોને પણ આ ટોળીમાં સામેલ થવું પડતું અને ટોળીના ગુંડાઓને દારૂ પાઇને રાજી રાખવા પડતા. તેમ ન કરે તો તેઓ રવિ-વારે ગેરકાયદે દારૂનું વેચાણ કરતા અને પોતાનાં પીઠાંમાં જુગારખાનાં ચલવીને પૈસો પેદા કરતા તે બધું બંધજ કરી દેવું પડે. એજ પ્રમાણે શહેરના બંબા ખાતાની તમામ નાની મોટી જગ્યાઓ પૂરવાની સત્તા સ્કૂલીના હાથમાં હતી અને આખા જિલ્લાના વહીવટમાં જ્યાં જ્યાંથી પૈસા મારી ખવાય એવાં લાંચ-રૂશ્વતનાં તમામ બારાં તેના હાથમાં હતાં. આ ઉપરાંત એશલેન્ડ એવેન્યુ નામના લત્તામાં તેણે એક મજ-લાનાં ઘરના ગાળા બંધાવવા માંડ્યા હતા. જે માણસ એ ઘરોના બાંધકામના ઉપર દેખરેખ રાખતો હતો તેનો પગાર શહેરની ગટરોના ઇન્સ્પેકટર તરીકે સુધરાઈ ખાતામાં ચઢતો હતો અને ત્યાંથીજ તેને દર મહિને પગાર મળ્યા કરતો હતો. શહેરના પાણીના નળનો એક ઇન્સ્પેકટર ઘણાં વરસથી મરી પરવાર્યો છે, પણ તેનો પગાર આજ દિન સુધી કોઇ લીધાજ કરે છે. શહેરના ફુટપાથનો ઇન્સ્પેકટર "વૉર વ્હૂપ કાફે" નામની દારૂની દુકાનનો માલિક હતો. આજે ફુટપાથના ઇન્સ્પેકટર તરીકે તેના હાથમાં ખૂબ સત્તા હતી. કોઇ દુકાનદાર સ્કૂ-લીની સાથે બગાડે અથવા તેના સામા પક્ષમાં જોડાય તો તેને આ ઇન્સ્પેકટર હરેક બહાને સતાવ્યા વગર રહેજ નહિ.

બીજા બધા તો ઠીક, પણ કસાઇખાનાના માતબર માલિકો પણ સ્કૂલીની ધાકે ધ્રૂજી ઉઠતા હતા. આ વાત ખરી હોય કે ખોટી, પણ કામદારોની તો આવી સામાન્ય માન્યતા હતી. વાત છેક ખોટી પણ નહિ હોય; કારણ કે ચૂંટણીને દહાડે પોતે માલિકોનો નહિ પણ મજૂ-રોનો હિતેચ્છુ છે એવી ખુલ્લે છોગે તે બડાઇ મારતો ફરતો હતો અને પોતાની ઉમેદવારી પ્રજાકીય પક્ષના ઉમેદવાર તરીકે નોંધાવીને હરિફાઇમાં ઉભો રહેતો હતો. એ વાતથી મજૂરવર્ગને ઘણો સંતોષ થતો હતો. કસાઇખાનાંના માલિકોને તેની ઘણાં કામોમાં ગરજ પડતી હતી. દાખલા તરીકે ઍશલૅન્ડ એવેન્યુમાં એક નાળા ઉપર

બંધાવવાની જરૂર હતી; પણ તેઓ એક વાર સ્કૂલીને મળી આવ્યા પછીજ તેમની અરજી મંજૂર થઇ અને તેમની ઇચ્છા પ્રમાણે પૂલ પણ બંધાઇ ગયો. ત્યાર પછી કસાઇખાનાંનું મેલું પાણી બહાર કાઢી નાખવાની એક ખાડી હતી, જે લોકોમાં 'બબલી ક્રીક' (પરપોટાવાળી ખાડી)ના નામથી જાણીતી થઇ હતી તેને પૂરી નંખાવવાનો શહેરની મ્યુનિસિપાલિટીએ કસાઇખાનાંવાળાઓને હુકમ કર્યો હતો અને 'અમુક મુદતની અંદર નહિ પુરાવી દો તો તમારા ઉપર નુકસાનીનો દાવો માંડીશું' એવી ધમકી પણ આપી હતી; પણ સ્કૂલી તેમની મદદે ઉભો રહ્યો એટલે મ્યુનિસિપાલિટીનું કાંઇ ચાલ્યું નહિ અને ધમકીની નોટિસ હવાઇ ગઈ. એ 'બબલી ક્રીક'નો મહિમા જાણવા લાયક છે. એ જાણે શિકાગો નદીની એક ખાડી છે અને કસાઇખાનાંના પરગણાની દક્ષિણ દિશાની હદ એ ખાડીએ ખાડીએ ચાલી આવે છે. કસાઇખાનાંનાં કારખાનાં જે કેટલાએ ચોરસમાઇલના વિસ્તારમાં ફેલાઇ ગયાં છે તેમની તમામ મોરીઓનું મેલું પાણી વહી વહીને આ ખાડીમાં ઠલવાય છે. આનો અર્થ એ થયો કે, એ ખાડી એક રીતે સો બસો ફુટ પહોળી મેલા પાણીની ખુલ્લી મોરીજ થઇ. વાત આટલેથીજ નથી અટકતી. એ ખાડીની પણ પાછી બીજી એક પેટાખાડી છે અને તેનું મોઢું બંધ છે. મતલબ કે, એ પેટાખાડીનું મેલું પાણી કોઈ નદીમાં વહી જતું નથી, પણ ત્યાંની આસપાસની જમીનમાંજ પચી જાય છે અને આ પ્રમાણે યુગના યુગ થયાં એ જગ્યાએ ગંદકીનો સંચય થતોજ જાય છે. એ ગંદકીની સાથે સાથે કારખાનાંમાં વપરાતાં રાસાયનિક દ્રવ્યો, ચરબી અને બીજી તરેહ તરેહની સામગ્રીઓ કારખાનાંનાં રસોડાંની મોરીઓમાંથી ચાલી આવે છે. અહીં આવ્યા પછી તેમના ઉપર થતી રાસાયનિક ક્રિયાઓ તો ચાલુ ને ચાલુજ રહે છે, જેને પરિણામે તેમાં સેંકડો પ્રકારના ફેરફાર થાય છે અને તેમાંથી નાના પ્રકારના પદાર્થોની ઉત્પત્તિ થયા કરે છે. એ પદાર્થો રાત-દિવસ ખદબદ્યા કરે છે; જાણે ખાડીની અંદર મોટાં મોટાં માછલાં અથવા મગરમચ્છ ક્રીડા કરતાં હોય તેમ અંદરથી બહાર આવવાને જોર કરતા રાસાયનિક વાયુના ધક્કાથી તેમાંનું પાણી હંમશાં હાલ હાલ થયાજ કરે છે અને કાર્બોનિક એસિડ નામના વાયુના પરપોટા ઉત્પન્ન થાય છે અને ફટાફટ ફાટે છે તથા તેમના ધક્કાથી બબ્બે ત્રણ ત્રણ ફુટ પહોળાં કુંડાળાં થાય છે. એને લીધેજ લોકોએ એનું નામ 'બબલી ક્રીક' અથવા પરપોટાવાળી ખાડી પાડયું છે. કોઇ કોઇ જગ્યાએ ગંદકી અને ચરબી સુકાઇ ગઇ છે અને તેના નક્કર પોપડા

બની ગયા છે તે જાણે હોલવાઈ ગએલા જ્વાળામુખીના લાવાના ઠરી ગએલા થરના જેવા દેખાય છે. મરઘડાં તેના ઉપર દોડાદોડ કરે છે, અને માંહે ચાંચો મારી મારીને તેમને મનભાવતી ખાવા લાયક વસ્તુઓ વીણી ખાય છે. કોઇ કોઇ ઠેકાણે એ પોપડાનો થર પાતળો અને પોચો છે તેથી તેને ઓળંગવા જતાં અજાણ્યા લોકો ઘણી વાર અંદર ગરકી જાય છે અને કોઇ તેમને બહાર ખેંચી કાઢે ત્યાં સુધી આ નરકસરિતામાં સ્નાન કરવાનો લહાવો લે છે. કારખાનાંવાળાઓ તો આ ખાડી તરફ લક્ષજ આપતા ન હતા. કોઇ કોઇ વાર તેમાંથી સળગી ઉઠે એવા વાયુ પણ ઉત્પન્ન થતા અને તેમાંથી ભડકા નીકળતા. એક વાર એવો ભડકો થયો કે આખી ખાડીની ઉપરની સપાટી ઉપર આગ ફેલાઇ ગઇ અને ભયંકર દેખાવ થઇ રહ્યો. જ્યારે જ્યારે આવું થતું, ત્યારે નાછૂટકે બંબાવાળાઓને આગ હોલવવા આવવું પડતું. એમ કરતાં કરતાં એક દિવસ આ ખાડીને જોવા આવનારાઓમાંથી એક જણે અક્કલ દોડાવી. તે આ ગંદકી હોડીઓમાં ભરાવી ભરાવીને લઇ જવા લાગ્યો. એની યોજના એમાંથી ‘લાડ’ નામની ચરબીની એક જાતની બનાવટ તૈયાર કરવાની હતી. કસાઈખાનાંવાળાઓ આથી ચેતી ગયા. તેમણે પેલા માણસ ઉપર મનાઇહુકમ કઢાવીને તેને ગંદકી લઇ જતો અટકાવ્યો અને પછી તેમણે પોતેજ એ ગંદકીનો પેલા માણસની રીતે ઉપયોગ કરવા માંડ્યો. વળી એ ખાડીને કિનારે કિનારે જાનવરના વાળ અને રૂંવાટીનો ઘાડો થર જામતો હતો. કસાઈખાનાં-વાળાઓ એ વાળને પણ સાંભરી લેવડાવતા અને તેમને સાફસૂફ કરાવીને બ્રશ વગેરેની બનાવટમાં ઠેકાણે પાડી દેતા.

લોકોમાં વાતો થતી તે બધી સાચી હોય તો કસાઈખાનાંવાળા-ઓનાં પરાક્રમ તો આથીયે વધારે વિચિત્ર અને આશ્ચર્યજનક હતાં. એ લોકોએ શહેરનાં પાણીનાં ભૂંગળાંઓની સાથે પોતાનાં ખાનગી છૂપાં ભૂંગળાં જોડી દીધાં હતાં. એ રીતે તેઓ દર વર્ષે કરોડો અબજો ગૅલન પાણી ચોરી લેતા હતા અને મ્યુનિસિપાલિટિના પાણીના કર-માંથી છટકી જતા હતા. આ વાત લોકોમાં ચેવાઇ અને એમ કરતાં આખરે છાપાંવાળાઓએ ઉપાડી લીધી. છાપાંઓમાં અવારનવાર આ બાબતનાં ચર્ચાપત્રો આવ્યાજ કરતાં. ત્યાર પછી જ્યારે વાત ઘણી વધી ગઇ, ત્યારે એ બાબત ખુલ્લી તપાસ કરવાનું નક્કી થયું. તપાસ થઇ અને પેલાં છૂપાં ભૂંગળાં ખોદાવી પણ કાઢ્યાં. એ બધું થયું ખરૂં, પણ કોઇને સજા થઇ નહિ અને કસાઇખાનાંવાળાઓએ એનો એજ ધંધો પાછો ચાલુ કર્યો. આ બધાથી હરામખોરીમાં ટેવી જાય

એવો એ લોકોનો સડેલા માંસનો વેપાર હતો. તેની વીગતમાં ઉંડા ઉતરીએ તો રૂંવાટાં ઉભાં થઇ જાય. એક વાર શિકાગો શહેરના લોકોનું પ્રતિનિધિ મંડળ પૅકિંગ્ટાઉનના સરકારી તંદુરસ્તી ખાતાના ઈન્સ્પેક્ટરો પાસે જઈ આવ્યું. ઇન્સ્પેક્ટરોએ તેમને વિશ્વાસ આપ્યો કે, તમારા ખોરાકમાં રોગથી મરી ગએલાં અથવા રોગી જાનવરનું માંસ આવે છે એવી કોઇએ કદી શંકાજ લાવવી નહિ; કારણકે અમે એ બાબતમાં પૂરતી કાળજી રાખીએ છીએ. પણ ખરી વાતથી અ-જાણ્યા લોકોને ખબર ન હતી કે, એકસો ને ત્રેસઠ સરકારી ઇન્સ્પે-કટરોની નિમણુક કસાઇખાનાંના માલિકોની માગણી ઉપરથીજ કર-વામાં આવી હતી અને તે એટલા માટેજ કે, સરકારી ઇન્સ્પેક્ટરો પોતાનાં સર્ટિફિકેટ વડે લોકોને ખાત્રી આપે કે, રોગી ઢોરનું માંસ બજારમાં વેચાવા આવતુંજ નથી. આથી વિશેષ કાંઈ પણ પગલું ભરવાની તેમને સત્તા ન હતી. હવે સાચી વાત એવી હતી કે, જે માંસ બજારમાં વેચાવા આવતું અથવા સરકારી લશ્કરના રસોડામાં વપરાતું તે ખાવાને યોગ્ય છે કે નહિ તેની પરીક્ષા કરવાને માત્ર ત્રણજ અમ-લદારોની નિમણુંક થઇ હતી અને તે ત્રણે ત્રણ જણા એક સ્થાનિક રાજકીય પક્ષના બગલબચ્ચાઓજ હતા. પણ એક દિવસ વાત વંકી ગઇ. એ ત્રણમાંનો એક ડૉકટર હતો, તેને તપાસ કરતાં માલૂમ પડયું કે, જે વાછડાઓ તથા આખલાઓને ટયૂબરક્યુલોસિસ નામનો જીવ-લેણ રોગ લાગુ પડેલો હોવાથી સરકારી ઇન્સ્પેક્ટરોએ તેમની લાશોને નાપાસ કરી હતી તેમાંનુંજ માંસ એક ખુલ્લા ચોતરા ઉપર ઉઘાડું પડયું હતું. તેમાં ટયૂબરક્યુલોસિસના ઝેરી જંતુઓ હતા અને ટોમેન નામનું પ્રાણનાશક વિષ પણ હતું. છતાં તેને ગાડામાં ભરી ભરીને શહેરનાં બજારોમાં લઇ જવાની તૈયારી થઇ રહી હતી. આ જોતાની સાથેજ તે ડૉકટરે હુકમ કર્યો કે, હમણાં ને હમણાંજ એ માંસના ઉપર ઘાસલેટની પીચકારીઓ લગાવો. બસ, એજ અઠવાડીઆની અંદર તે ડૉકટરને ઘેર બેસવું પડયું. કસાઇખાનાંના માલિકો એટલા બધા છેડાઇ પડયા હતા કે તેમને એટલાથી સંતોષ ન થયો, પણ મ્યુનિ-સિપાલિટીના મેયરના ઉપર દબાણ કરીને તેમણે એ ડાકટરોની કમિટી રદ કરાવી ત્યારેજ જંપ્યા. બસ, ત્યાર પછી તો તેમને રોકનાર કોઇ રહ્યુંજ નહિ એટલે તેમણે મરજીમાં આવે તેમ કાળાંધોળાં કરવા માંડ્યાં. અત્યાર સુધી તો તેમના માલની પરીક્ષા કરવાનો અમસ્તો દેખાવ કરનારા ડાકટરો હતા તે પણ નીકળી ગયા, એટલે પછી કસાઇખાનાં-વાળા મોતીડે ચોક પૂરેજ કેની ? એમ કહેવાય છે કે, ટયૂબરકયુલ-

સના રોગવાળા આખલાઓને પાસ કરવાને માટે દર અઠવાડીએ સરકારી ઇન્સ્પેક્ટરોને બે હજાર ડૉલર પાનસોપારીના મળે છે. આગગાડીઓમાં ભરાઇને આવતાં રસ્તામાં કૉલેરાથી મરી ગએલાં ડુક્કરોને પાસ કરવા માટે બીજી એટલીજ રકમ ઇન્સ્પેક્ટરોનાં ગજવાંમાં જાય છે. એ ડુક્કરોનું શું થાય છે તે જાણવું હોય તો કોઈ પણ દહાડો તમારે જાતે ગૂડ્સ યાર્ડમાં જઇને જોઇ આવવું. એમાંની એક પણ લાશ નકામી જતી નથી. બંધ ડબ્બામાં ભરાઇ ભરાઇને ઇન્ડિયાના જિલ્લામાં ગ્લોબ નામનું એક ગામ છે ત્યાં રવાના થઇ જાય છે અને ત્યાંનાં કારખાનાંમાં તેમાંથી ઉંચા પ્રકારની ફેન્સી 'લાર્ડ' તૈયાર થઇને પાછી બજારમાં ચાલી આવે છે.

આ બધાં કારસ્તાન જે જે કામદારોની મારફતે થતાં હતાં તેમને મોઢેથીજ આ બધી વાતો જર્ગિસે કકડે કકડે સાંભળી. કોઇ પણ અજાણ્યા વિભાગનો એકાદ કામદાર તેને મળી ગયો એટલે તે માણસ તેના ખાતામાં થતી હરામખોરીના અને નીચતાના કિસ્સાની કથા કહી સંભળાવ્યા વિના રહેજ નહિ. દરેક ખાતામાં થતાં કારસ્તાનોની વીગત તદ્દન જુદીજ જાતની. દાખલા તરીકે જે કારખાનામાં મેરિજા કામ કરતી હતી, તેજ કારખાનામાં એક લિથુઆનિયન ખાટકી પણ નોકરી કરતો હતો. તેનું કામ ફક્ત ખાસ ડબ્બાઓમાં ભરવાના માંસને માટે જનાવરોને હલાલ કરવાનું હતું. એ માણસ જ્યારે પોતાના ખાતામાં થતાં કાળાં કૃત્યોની કથા કહેવા બેસતો, ત્યારે તો એમજ થાય કે રૌરવ નરકની અંદર પણ આવી બીભત્સતા તો નહિજ હોય. દાંતે અને ઝોલા નામના કવિઓએ નરકનાં વર્ણન તો કર્યાં છે, પણ તેમણે આ માણસની કથા સાંભળી હોત તો તેઓ પણ કાનપટ્ટી પકડીને કબૂલ કરત કે આની આગળ અમારૂં નરકનું વર્ણન કશાજ હિસાબમાં નથી. વાતનો સારાંશ એવો હતો કે, આ કારખાનાવાળાઓએ આખા દેશમાં જિલ્લે જિલ્લે પોતાના દલાલો રાખ્યા હતા. જ્યાંથી મળી આવે ત્યાંથી લંગડાં, લૂલાં, ઘરડાં અને રોગી ઢોર સસ્તામાં સસ્તી કિંમતે ખરીદીને અહીં મોકલી દેવાં, એ તેમનું કામ હતું. પછી આ કારખાનામાં એ જાનવરનુ માંસ ફેન્સી લેબલવાળા ડબ્બાઓમાં ભરાઇને બજારોમાં વેચાવા જતું. ત્યાર પછી એવાં પણ ઘણાં ઢોર પેલા દલાલોને મળી આવતાં કે જેમને દારૂ ગાળવાની ભટ્ઠીઓમાંથી દારૂ ગાળ્યા પછી ફેંકી દીધેલો સડેલા જવનો મેલજ ખાવા મળતો હતો. આવા ખોરાકને લીધે તેમને આખે શરીરે ગંધાતા પરૂથી પચપચી ગએલાં ગૂમડાં થઇ આવતાં. આ ઢોરને

મારવાનું કામ નરકયાતના કરતાં પણ વધારે ભૂંડું હતું. કારણ કે જ્યાં તેમના શરીરના કોઇ પણ ભાગમાં છરાનો ઘા કર્યો એટલે પેલાં ગૂમડાં ફાટતાં અને તેમાંથી છ મહિનાનું ખાવેલું ઓકી કઢાવે એવા ગંધાતા પરૂની પિચકારી ઉડતી અને મારનારના મોઢા ઉપર તેનો છંટકાવ થતો. જ્યારે તેના હાથ આખા ને આખા લોહીથી ખરડાઇ ચૂકયા હોય અને પહેરેલા પહેરણની બાંયો ઉપર પણ જોઇએ તેટલું લોહી વળગ્યું હોય ત્યારે આવી હાલતમાં પેલાએ આંખો અને મોઢા ઉપરથી પરૂ લૂછવું કેવી રીતે અને લૂછે નહિ ત્યાં સુધી તેને આંખે સૂઝે પણ નહિ. કારણ કે આંખો સુદ્ધાં પરૂથી ઢંકાઈ ગઈ હોય! આવા માંસના ડબ્બા ભરાતા અને સંયુક્ત રાજ્યના લશ્કરના વપરાશને માટે કોમીસેરિયટ ખાતા તરફથી તેની ખરીદી થતી, જે ખાવાથી એટલા બધા સિપાઇઓ મરણ પામતા કે તેટલા તો દુશ્મનની ગોળીઓથી પણ નહિ મરતા હોય. એક તો આવાં રોગી જાનવરનું માંસ અને તે પણ ડબ્બામાં ભરાય ત્યાર પહેલાં કેટલાએ વખત સુધી કારખાનાનાં ભોંયરાંમાં એમનું એમ પડયું હોય તે માંસ સિપાઇઓને માટે ખાસ ઍરટાઇટ અને જંતુ પાકે નહિ એવા ડબ્બામાં ભરાઇને તૈયાર થાય!

એક દહાડો રવિવારની રજા હતી. જર્ગિસ રસોડામાં સગડીની પાસે બેઠો બેઠો તંબાકુ પીતો હતો અને જોનાસ તેના એક ભાઇબંધને ઘેર તેડી લાવ્યો હતો તેની સાથે વાતો પણ કરતો જતો હતો. એ માણસ ડરહામ કંપનીમાં નોકરી કરતો હતો. તેની મારફતે એ કંપનીના દરવાજા પાછળ શું શું થાય છે અને ડરહામ કંપનીની જગવિખ્યાત અને એકલી એ કંપનીનીજ જે ખાસ બનાવટો કહેવાય છે તે કેવી રીતે તૈયાર થાય છે તે પણ જર્ગિસે થોડું થોડું જાણી લીધું. એ કંપનીએ તો પોતાના કારખાનામાં ખાસ નિષ્ણાત રસાયનશાસ્ત્રીઓનેજ રાખ્યા હતા. છાપાંઓમાં જાહેરખબરો છપાતી કે, ડરહામ કંપનીએ શોખીન પ્રજાની લાંબા વખતની માગણી પૂરી પાડવાને સારૂ અમુક ખાદ્ય વસ્તુ તૈયાર કરીને બજારમાં મોકલી દીધી છે. દાખલા તરીકે તેમણે બિલાડીના ટોપના રસાદાર શાકની જાહેર ખબર આપી, પણ જેમણે એ શાક તૈયાર કરીને તેના ડબ્બા ભર્યા તેમણે બિલાડીના ટોપ કદી દીઠા પણ ન હતા! અને તે કેવા થાય છે તે જાણતા પણ ન હતા. એજ પ્રમાણે "પૉટેડ ચિકન"–ડબ્બામાં ભરેલું મરઘીનું માંસ! એમાં મરઘીના માંસનો એક છાંટો પણ જો હોય તો પછી ડરહામ કંપની શાની? એ કંપનીએ પગાર આપીને ખેલા રસાયનશાસ્ત્રીઓ રાસાયનિક રીતે મરઘીઓને ઉત્પન્ન કરતા

હશે કે પછી કોણ જાણે શું એ કરતા હશે ? પણ જે ચીજ મરઘીના નામથી વેચાતી હતી તેમાં સોગંદ ખાવા પૂરતો પણ મરઘીનો અંશ ન હતો એ વાત તદ્દન સાચી. કોઇ પૂછે કે, ત્યારે એમાં હતું શું શું ? બળદની હોજરીના ટૂકડા, ડુક્કરની ચરબી, વાછરડાંના ગુરદાના ટૂકડા, વાછરડાનાં હૃદયની કચૂમર અને છેવટે ગાય બળદ વાછરડા વગેરેનાં માંસમાંથી જે કાંઇ નકામો ભાગ વધ્યો હોય તે બધું સાંભરીને એકઠું કરીને તેમાંથી આ અફલાતુન વાની તૈયાર થતી હતી. એ પણ એક જાતની નહિ પણ પહેલા, બીજા અને ત્રીજા નંબરની ચઢતા ઉતરતા પ્રકારની અને ચઢતી ઉતરતી કિંમતની; પણ ખરૂં જોતાં એ ત્રણે નંબરના ડબ્બામાં મૂળ વસ્તુ તો એકની એકજ. તફાવત માત્ર ડબ્બાના લેબલમાં અને કિંમતમાં. એવું ને એવુંજ બીજી બધી વસ્તુઓનું સમજવું. નામ શોધી શોધીને સારામાં સારાં પાડે, પણ જો અંદર જોયું હોય તો માંસનો કચરા જેવો તદ્દન રદ્દી ભાગ, માંસ કાપવાના સંચામાં પણ આવે નહિ એવી માંસની ઝીણી ઝીણી કરચો, બટાટા, બટાટાની છાલ, જાનવરનાં શરીરમાંથી માંસ કાઢી લીધા પછી વધેલા નહિ ખાઇ શકાય એવા પણ ગળાના કાકડા અને એવાજ બીજા શરીરના ભાગ, એ બધાંની કચુંબર કરીને તેમાં મઘમઘતા મસાલા નાખીને તેમાંથી જીભને સ્વાદ આપે એવી વસ્તુઓ તૈયાર થતી અને અસલ વસ્તુના રંગને બરાબર મળતો આવે એવો કૃત્રિમ રંગ નાખીને એ રંગના ઓથા નીચે ખરી વસ્તુ કયી છે તે ઓળખાયજ નહિ એવા રૂપમાં આ બધી બનાવટો જુદે જુદે નામે વેચાતી. કોઇએ કાંઇ નવી કૃત્રિમ વસ્તુ બનાવવાની રીત શોધી કાઢી એટલે ડરહામ કંપની તેની પેટંટ ખરીદી લેવાને તૈયારજ હોય અને પેલો માણસ ન્યાલ થઇ જાય એટલું નાણું ગણી આપતાં પણ એ કંપની વાર ન લગાડે. પણ જે ઠેકાણે આટલાં બધાં વરસથી અક્કલબાજ માણસો નવી નવી વસ્તુઓ બનાવવાની યુક્તિઓ ખોળવાજ મંડયા હોય, ત્યાં પછી હવે બાકીજ શું રહ્યું હોય ? માણસની બુદ્ધિ વડે જે કાંઇ થઇ શકે તે બધુંજ ડરહામ કંપનીએ પોતાના વૈજ્ઞાનિકોના મંડળની મારફતે સિદ્ધ કરાવી લીધું હતું. પણ તે છતાં તેમનો પ્રયાસ તો જારીજ હતો તેથી હવે તેઓ શું શોધી કઢાવશે તેની તો કદાચ બ્રહ્માને પણ ખબર નહિ હોય. એમનાં પરાક્રમો તે કાંઇ જેવાં તેવાં છે ? ઢોરને ટયૂબરકયુલોસિસનો રોગ થવાથી તેઓ ખૂબ માતે છે એ વાત માલૂમ પડી ત્યારથી કંપનીએ ઢોરની અમુક સંખ્યાને એ રોગની રસી મુકાવી અને તેમને પોતાને ખર્ચે ખવડાવીને જીવતાં

રહેવા દીધાં, કે જેથી કરીને તેઓ એક વાર ખૂબ માતે અને માત્યા પછી કપાય તો તેમનાં શરીરમાંથી માંસ અને ચરબી વધારે નીકળે. એ રોગવાળાં ઢોરનું માંસ ખાનાર માણસોને એ રોગ થશે કે નહિ તેની ચિંતામાં કંપનીને શા માટે ઉતરવું પડે ? ત્યાર પછી કોઇએ ખોરા બગડી ગએલા માખણને પુનર્જન્મ આપીને નવું તાજું માખણ બનાવવાની યુક્તિ શોધી કાઢી. એટલે તો ડરહામ કંપનીએ આખા અમેરિકા ખંડના મોદીઓની દુકાનોમાં પડી રહેલા વાસી ખોરાખાતર જેવા માખણના ડબ્બા શોધી શોધીને ખરીદવા માંડયા. કંપનીના કારખાનામાં એ માખણના ઉપર ચોક્કસ પ્રકારની વૈજ્ઞાનિક ક્રિયા કરીને તેનામાં ઑક્સીજનનો પ્રવેશ કરાવીને તેનું ખોરાપણું કાઢી નાખ્યું. પછી તેને તાજી છાશની સાથે મેળવીને ફરીથી વલોવી નાખ્યું અને તેની નવી તાજી ગોટીઓ બનાવીને પાછી બજારમાં વેચાવા મોકલાવી દીધી. આ વાર્તા લખાય છે ત્યાર પહેલાં શિકાગોનાં કસાઇખાનાંમાં બીજાં જાનવરોના ભેગા ઘોડાઓને પણ મારવાનો રિવાજ હતો; છેલ્લાં એક બે વરસથીજ એ રિવાજ બંધ થયો છે. ઘોડાઓને મારીને તેમનાં હાડમાંસનું ખાતર બનાવીએ છીએ એવું કોઇ પૂછે ત્યારે કંપનીવાળા કહેતા. પણ વર્તમાનપત્રોમાં જ્યારે લાગલાગટ ચર્ચાપત્રો છપાવા લાગ્યાં અને ઘણી મુદત સુધી ભારે ચકચાર થઇ ત્યારે જાહેર પ્રજાને ખબર પડી કે, ખાતર બનાવવાની વાત સાવ જૂઠી હતી અને ખરું જોતાં એ ઘોડાના માંસને પણ બીજાં જાનવરનાં માંસની સાથે ભેળવી દઇ ડબ્બાઓમાં ભરીને કંપની આજ સુધી વેચ્યાજ કરતી હતી. હવે તો કસાઇખાનામાં ઘોડાની હત્યા કરવી એ ગુનો છે, એવો કાયદો પસાર થયો છે અને તેથી જખ મારીને એ કાયદો પાળવાને કંપની બંધાઇ ચૂકી છે. લોકોને ઠગવાનો એક રસ્તો બંધ થયો ત્યારે કંપનીએ બીજો માર્ગ શોધી કાઢયો છે. આજે પણ કસાઈખાનામાં ઉભાં કરેલાં ઘેટાંનાં ટોળાંની અંદર ડોકિયું કરીને કોઇ જોઈ આવે તો ઘેટાંનાં ભેગાંભેગાં અણીદાર શિંગડીઓવાળાં અને લાંબા લાંબા વાળવાળાં ચોપગાં પ્રાણી તેના જોવામાં આવશે. હવે લોકો જે માંસને ઘેટાંનું માંસ ધારીને મોંઘી કિંમત આપીને ખરીદે છે તેનો મોટો ભાગ બકરાના સસ્તા માંસનો છે એ વાતની લોકોને ખાત્રી કરાવવી હોય તો કંપનીવાળાઓ સામે નવેસરથી ઝુંબેશજ ઉપાડવી પડે ને ?

આ તો જાણે વેપારના દગાની વાત થઇ. પરંતુ આ કારખા-નાંમાં કામ કરનારા મજૂરોને જાત જાતનાં દર્દ લાગુ પડતાં તેની તપાસમાં કોઇ ઉંડો ઉતરે અને જુદા જુદા રોગના આંકડા તૈયાર

કરે તો તે પણ સમાજશાસ્ત્રના અભ્યાસીને ઘણાજ ઉપયોગના થઇ પડે. આ રોગ પણ કામદારોની બેદરકારી કે કસૂરને લીધે નહિ, પણ અહીંનાં કામકાજને અંગેજ થતા હતા, એ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે. જર્ગિસ જ્યારે પહેલે દિવસે ઝેડવિલાસની સાથે કસાઇખાનાં જોવા આવ્યો ત્યારે જાનવરનાં મુડદાંમાંથી અહીં કેવી કેવી તરેહ તરેહની વસ્તુઓ બને છે અને કસાઇખાનાંની મારફતે કયા કયા પેટા-ઉદ્યોગોને પોષણ મળે છે તેનું વર્ણન સાંભળીને ખૂબ આશ્ચર્ય પામ્યો હતો. પણ હવે આટલા દિવસના અનુભવ પછી તેને ખબર પડી કે, આ અકેકે પેટાઉદ્યોગનું કારખાનું એ અકેકું સ્વતંત્ર જીવતું જાગતું નરકજ હતું. પશુઓની જ્યાં હત્યા થતી હતી અને જેના દ્વારા આ દરેક જુદાં જુદાં નરકની ઉત્પત્તિ અને સ્થિતિ થતી હતી તેની ભયંકરતા અને બીભત્સતાના કરતાં આ નાનાં પેટા નરકસ્થાનોની ભયંકરતા અને બીભત્સતા કોઇ રીતે ઉતરે એવી ન હતી. આ પ્રત્યેક પેટા નરકના કામદારોને તે તે સ્થાનના વિશેષ રોગ લાગુ પડતા હતા અને તે એવા કે તેમનાં શરીર ઉપરથી તેઓ કયા વિભાગમાં કામ કરે છે તેનું ચોક્કસ અનુમાન થઇ શકે. કસાઇખાનાંવાળાઓ માલમાં કેવા કેવા દગા કરે છે, કામદારોને પગાર આપવામાં કેવી કેવી રીતે મૂડે છે, એ બધી બાબતો કદાચ અજાણ્યા પ્રેક્ષકના ધ્યાન ઉપર ન આવે અને તેને કોઈ કહે તો કદાચ તે વિશ્વાસ પણ ન કરે, પણ આ રોગનો પુરાવો તો દરેક કામદાર પોતાના શરીર ઉપર ધારણ કરીને ફરતો હતો અને તે તો આંધળાને પણ સૂઝે એવો ચોખ્ખો હતો. ઘણી વાર તો તે પોતાનો હાથજ જરાક લાંબો કરે એટલે બસ.

દાખલા તરીકે જ્યાં ઘરડો એન્ટેનાસ તેનો જીવલેણ રોગ લઇને ઘેર આવ્યો હતો તે અથાણાંના ઓરડાઓમાં શું થાય છે તે જોઇએ. એ આખા વિભાગમાં કામ કરનારા માણસોમાંથી સોગંદ ખાવા પૂરતો એક પણ કામદાર એવો ન હતો કે જેના શરીરના કોઇ પણ ભાગમાં એકાદ ભયંકર ચાંદું કે ઘારૂં ન હોય. માંસના ટૂકડા તેજાબ અને બીજા કેટલાય ઉગ્ર રાસાયનિક પદાર્થોમાં અથાતા હતા. એ ટૂકડાથી ભરેલી ઠેલણગાડીમાંથી ચારે બાજુએ અંદરનો પ્રવાહી પદાર્થ છલકાઇને તે ગાડી ઠેલનારના હાથ ઉપર પડયા વગર રહેજ નહિ. તે વખતે જો ભોગજોગે તેને જરાક ચળ આવી અને તેણે જરાક ખજવાળ્યુ તો ત્યાં આગળ એવું ચાંદું થઇ આવશે કે તેનો જીવ લેશે ત્યારેજ તેનો કેડો મૂકશે. તેની આંગળીઓનાં તમામ વેઢાં ધીમે ધીમે તેજાબથી ખવાતાં જશે અને છેવટે પતીઆંઓના જેવાં હાથનાં ઠૂઠાંજ રહી જશે અને તે

પણ સડશે અને દૂઝશે. ઢોરને હલાલ કરનારા ખાટકીઓ, માંસને છૂટું પાડનારા, માંસના ટૂકડા કરનારા—ટૂંકામાં છરાનો ઉપયોગ કરનારા તમામ કામદારોમાંથી તમને એક પણ એવો માણસ ભાગ્યેજ મળી આવશે કે જેનો અંગુઠો સાજો સમો હોય. કામ કરતાં કરતાં અંગુઠા ઉપર કેટલીય વાર છરાના ઝટકા પડે અને એમ કરતાં આખરે નાનું સરખુ માંસનું ટોચકુંજ બાકી રહે અને તેના વડે તે બિચારો કાપવાની વસ્તુને જેમ તેમ કરીને દબાવીને તેનું કામ કરતો જાય. તેમના હાથનાં પાંચાં ઉપર છરાના એટલા બધા આડાઉભા અવળા-સવળી કાપ પડયા હોય કે તે જોતાં તમે તે કાપને ગણવાનો વિચારજ માંડી વાળો. નખ તો કોઈની આંગળી ઉપર રહ્યાજ ન હોય. ઢોરનાં ચામડાં ઉખેડી ઉખેડીને બધાજ ધડમૂળથી ઘસાઇ ગયા હોય. આંગળીઓનાં વેઢાં એટલાં સૂજી ગયાં હોય કે પાંચે આંગળીઓ મળીને ખાસ્સી પંખાની આકૃતિ બની ગએલી હોય. હવે જરા રસોડામાં નજર કરી આવીએ. ત્યાં સૂરજનું અજવાળું તો હોયજ નહિ તેથી વીજળીની બત્તીના અજવાળામાં વરાળના ગોટેગોટા અને મગજ ફેરવી નાખે એવી બદબોની વચમાં રહીને ત્યાંના કામદારોને કામ કરવાનું. આવા સંજોગોમાં ટ્યૂબરક્યુલોસિસનાં જંતુઓ બબ્બે વરસ સુધી જીવતા રહે એમાં નવાઇજ નહિ. પણ તેમની સંખ્યામાં પાછો દર કલાકે નવો નવો ઉમેરો થતો જાય. પાંચ પાંચ મણ માંસથી ભરેલા મોટા મોટા ડબ્બા ઉંચકી ઉંચકીને ઠંડી બરફવાળી ગાડીઓમાં ચઢાવી આવનારા મજૂરોને માથે કામનો એટલો સખત બોજો હોય છે કે થોડાંજ વરસમાં લોખંડ જેવા મજબૂત બાંધાના માણસની કાયાના પણ કટકા થઇ જાય અને પછી તે કોઇ પણ કામને લાયક રહેજ નહિ. ઠંડા ઓરડાઓમાં જ્યાં માંસને ઠારવા સારૂ રાખી મેલે છે ત્યાં જેઓ કામ કરે છે તેમને ખાસ કરીને સંધિવાનો રોગ લાગુ પડે છે. એ ખાતામાં કોઇ પણ માણસ ઘણામાં ઘણાં પાંચ વરસ સુધીજ કામ કરી શકે છે. પછી સંધિવાથી તેના હાથ-પગ જકડાઇ જાય છે એટલે એ પાંચ વરસ પછી તેનું શું થશે તેની કલ્પના કરી લેવી. કેટલાક મજૂરોને માથે ઘેટાંનાં ચામડાં ઉપરથી ઊન ખેંચી કાઢવાનું કામ આવે છે. ઊન જલદી છૂટું પડે તેટલા વાસ્તે વાળના મૂળમાં થોડો થોડો તેજાબ લગાડવામાં આવે છે. એ તેજાબને લીધે ઊન તોડી લેનારના હાથનાં આંગળાં અથાણાંવાળાઓના કરતાં વધારે જલદી ખરી પડે છે. ઊન તોડવાનું કામ તો ઉઘાડે હાથેજ કરવાનું રહ્યું અને વાળેવાળે તેજાબ લગાડેલો એટલે તેજાબથી ધીરે ધીરે આંગળાં ખવાઇ જાય અને હાથનાં

ઢૂંઢાંજ બાકી રહે એમાં કાંઇ નવાઇ છે ? માંસને ભરવાના ડબ્બા બનાવવાનું એક ખાતું છે. ત્યાંના મજૂરોના હાથ ઉપર આડા–ઉભા સંખ્યાબંધ કાપ પડેલાજ હોય અને અકકેક કાપમાં થઇને લોહીમાં ઝેર દાખલ થવાનો અને ધનુર્વા થવાનો ભય તો ખરોજ. કેટલાક મજૂરોને ભાગે ડબ્બા ઉપર ટ્રેડમાર્કની અને બીજી કેટલીક જાતની છાપો મારવાનું કામ આવે છે. ત્યાં કલાકના આટલા ડબ્બા છપાઈ જવાજ જોઇએ, એ નક્કી કરી રાખેલું હોય છે. એ ધોરણ એટલું બધું આકરૂં છે કે મજૂરોને અતિશય ઝડપથી કામ કર્યા વગર છૂટકોજ થતો નથી. એમ કરતાં કોઇ વાર ડબ્બાને બદલે તેમના હાથ ઉપરજ છાપવાનો સંચો દબાઇ જાય છે એટલે તેના હાથના તેટલા ભાગનું ગાપચું નીકળી જાય છે. જાનવર મૂડદું થઇને જમીન ઉપર પડયું હોય તેને ઉંચકીને ઠેલણગાડીમાં નાખવાને માટે જે યંત્ર ગોઠવેલું હોય છે તેને ગતિમાં મૂકવાને વાસ્તે અમુક માણસો તેનો દાંડો ઉંચકવાનું કામ કરે છે. આ દાંડા ઘણે ઉંચે આવેલા હોય છે તેથી કરીને તેમના ઉપર કામ કરનારાઓને વરાળનાં વાદળાં અને ભીની હવામાં થઇને જેમ તેમ કરીને પોતાનો રસ્તો ખોળતાં ખોળતાં એક ભારવટીઆ ઉપર રહીને જાવ–આવ કરવી પડે છે. ડરહામ કંપનીના ઇજનેરોએ જ્યારે તેના કારખાનાનો નકશો તૈયાર કર્યો ત્યારે તેમણે આ દાંડાને ઉંચો કરનારા મજૂરોની સગવડ–અગવડનો વિચાર કર્યો ન હતો. તેથી મકાન બાંધવાની બીજી સગવડને લક્ષમાં રાખીને બાંધનારાઓએ આ ભારવટીઆના માથા ઉપરજ દરેક ચાર પાંચ ફુટને છેટે બીજા આડા ભારવટીઆ નખાવ્યા હતા. આથી કરીને એ ભારવટીઆઓની સાથે પોતાનાં માથાં ન ભટકાય તેટલા વાસ્તે પેલા મજૂરોને નીચા વળીને ચાલવાની ફરજ પડે છે. નીચેના અને ઉપરના ભારવટીઆની વચ્ચે આશરે ચાર ફુટનુંજ અંતર રાખ્યું છે અને ચાર ચાર–પાંચ પાંચ ફુટને છેટે આવો અકકેકો ભારવટીઓ માથા ઉપર આડો પડેલો હોયજ એટલે પેલા લોકોને બધો વખત નીચા નમી નમીનેજ ચાલવું પડે છે. આખો દિવસ આમ ને આમજ ચાલવાનું થાય એટલે તેમને હમેશાં એ પ્રમાણેજ ચાલવાની આદત પડી જાય છે. તેથી કરીને થોડાં વરસની અંદરજ તેઓ બધા માણસની ચાલે નહિ, પણ ચિમ્પાન્ઝી નામના વાંદરની ચાલે ખૂંધા વળીને ચાલતા જોવામાં આવે છે. સૌથી ભૂંડામાં ભૂંડી દુર્દશા તો હાડકાંનું ખાતર બનાવવાના વિભાગમાં કામ કરનારા મજૂરોની થાય છે, અને તેમનાથી બીજે નંબરે રસોડાંના નોકરોની હોય છે. ખાતર વિભાગના મજૂરના શરીરના છિદ્રેછિદ્રમાંથી એવી દુર્ગંધ નીકળે છે કે કોઇ પ

પ્રેક્ષકને ભૂલેચૂકે પણ આ ખાતાના મજૂરોની પાસે તેડી જવાયજ નહિ. જેનાં નાક આ દુર્ગંધથી ટેવાયાં ન હોય એવા સાધારણ પ્રેક્ષકો આવા મજૂરથી સો વારને છેટેથી નાકે રૂમાલના ડૂચા દેવા માંડે છે. આ દુર્ગંધ એ ભાગ્યહીન મજૂરોનાં શરીરની રચનાનું એક અંગ બની જાય છે અને તેઓ ખાતર વિભાગમાં નોકરી કરે છે એવી જાહેરખબર તેઓ જ્યાં જાય ત્યાં પોતાની આગળ આગળ ફેલાવતા રહે છે. ત્યાર પછી જાનવરનાં મૂડદાંને ડૂબાડવાને માટે બનાવેલી ખદખદતા પાણીની મોટી મોટી ટાંકીઓ જ્યાં હોય છે ત્યાં વરાળનાં ધાડાં વાદળાંને લીધે ધૂમકોટ થઇ રહે છે. કેટલીક ટાંકીઓ તો ઉઘાડા મોઢાની અને તેમની સપાટી ભોંયની લગોલગજ હોય છે. ત્યાં કામ કરનારા મજૂરોની મુશ્કેલી એ છે કે, અંધારાને લીધે પોતાનો રસ્તો ચૂકીને ટાંકીની અંદર સફ્લી પડે છે. જીવતા નીકળવાની તો આશાજ નહિ. પણ તેમનાં મૂડદાંને જ્યારે બહાર ઉંચકી આણે છે ત્યારે તેમના એવા હાલહવાલ થયા હોય છે કે કોઇની તેમના ઉપર નજર ન પડે તો સારૂં એવુંજ માની લેવું પડે છે. કોઇ કોઇ વાર તો ટાંકીમાં કોઇ પડી ગયું છે કે નહિ તેની કેટલાક દહાડા સુધી ખબરજ પડતી નથી. ઉકળતા પાણીમાં બફાતાં બફાતાં તેમના શરીરનાં ફક્ત હાડકાંજ બાકી રહે છે. બીજું બધું ડરહામ કંપનીની શુદ્ધ લાર્ડની સાથે મળી જઇને લાર્ડના ભેગાભેગું ડબ્બાઓમાં ભરાઇને દેશાવરનાં બજારોમાં વેચાવા ચાલ્યું જાય છે.





# પ્રકરણ ૧૦ મું

શિયાળાના શરૂઆતના એક બે મહિના સુધી તો આ કુટું-બનો વ્યવહાર ઠીક ઠીક ચાલ્યો. ઘરખરચ કાઢતાં તેમણે પોતાની આવકમાંથી થોડીક રકમ બચાવીને તેના વડે તેમના માથા ઉપરનું થોડુંક કરજ પણ તેમણે ધોઇ નાખ્યું. પણ આગળ જતાં વસમા દહાડા આવ્યા. જર્ગિસની સરેરાશ કમાણી દર અઠવાડીએ નવથી દશ ડૉલરની હતી તે ઘટતાં ઘટતાં પાંચ છ ડૉલરની થઇ ગઇ. તેથી તેમનો ઘરખરચજ જ્યાં માંડ માંડ નીભે ત્યાં દેવું ધોવાની તો વાત-જ શી કરવી ? એમ કરતાં આખરે શિયાળો પૂરો થયો અને વસંત ઋતુ આવી તો પણ તેઓ તો 'બનીઆ ! આટા તોલ ઠીકરી જલ-તી હય' એવી અવસ્થામાંજ રહ્યાં. જેટલી આવક તેટલો ખરચ એ રીતે તેઓ એક પછી એક દિવસ પસાર કરતાં હતાં. અચાનક કાંઇ વિપત્તિ આવી પડે તો તેમને એકજ મહિનાના ચઢેલા પગારનોજ માત્ર આધાર હતો. તેટલો વપરાઇ જાય એટલે પછી તેમની અને ભૂખમરાની વચ્ચે એક આંગળનું પણ છેટું રહે નહિ. મેરિજાની આશા અને ધીરજ બેઉ ખૂટવા આવ્યાં હતાં. કારણ કે પેલું માંસના ડબ્બા ભરવાનું કારખાનું પાછું ક્યારે ચાલતું થશે તેનું કશું ઠેકાણું-જ ન હતું. આ સંજોગોમાં પરણવાનો વિચાર તો તેને છોડીજ દેવો પડયો. ઘરનાંને પણ તેની મદદ વગર ચાલે એવું ન હતું—જો કે અત્યારે તો તે પોતાના બચાવેલા પૈસામાંથી આ લોકોને મદદ કરતી, પણ એમ કરતાં એક દિવસ તેની સીલક ખલાસ થઇ જશે ત્યારે તેનું ચઢેલું દેવું વાળવા માટે તેને જ્યારે મફત ખવરાવવાનો વખત આવશે ત્યારે તે લોકોને મેરિજા મદદરૂપ નહિ પણ બોજારૂપ થઇ પડશે, એ વાત પણ તેટલીજ સાચી હતી. આથી કરીને ઓના, જ-ર્ગિસ અને ટીટા એલ્ઝબિટા ત્રણ જણાં મોડી રાત સુધી જાગતાં બેસીને ભૂખે ન મરવું પડે અને ચાલુ આવકમાંથી ઘરખરચ ચાલ્યા કરે એવી ઘરખરચની ત્રેવડ શી રીતે કરવી તેના આંકડા મૂકીને

સરવાળા બાદબાકી કર્યાંજ કરતાં.

તેમનાં જીવનતું નિયમન કરનારા કાયદાઓ એટલા આકરા અને નિષ્ઠુર હતા કે તેમને એક ક્ષણવારને માટે ચિંતામાંથી રાહત મળી શકતીજ ન હતી. જગત જાણે તેમને કહેતું હોય કે, તમારે જો જીવવુંજ હોય તો તમારે અમારી બતાવેલી શરતો પ્રમાણેજ જીવવું પડશે. એ શરતે જીવવું હોય તો જીવો ને નહિ તો મરો. એક પળવાર પણ એવી જતી ન હતી કે જેમાં તેમને કાલે શું ખાઇશું તેનો વિચાર આવ્યો ન હોય અથવા અમુક જરૂરી ખરચને માટે પૈસા ક્યાંથી લાવીશું તેની ફિકર થતી ન હોય. એક મુસીબતને તેઓ અણધારી રીતે ઓળંગી જાય એટલે બીજી નવી મુશીબત તેમની સામે ડોળા ઘૂરકાવતી આવીને ઉભીજ હોય. શારીરિક વિટંબણાઓ તો તેમના નસીબમાં જાણે સરજાએલી હતી, પણ તે ઉપરાંત તેમનાં મગજ ઉપર ચિંતાનો ચાલુ બોજો હતો તેને લીધે તેમના પ્રાણ શોષાઈ જતા હતા. દિવસ અને રાત બધો વખત ફિકર, ભય અને ભવિષ્યમાં આપણું શું થશે તેની ચિંતાનાં ભૂત તેમની આગળ ભમ્યાજ કરતાં અને તેમનું લોહી બાળીને ખાક કરી નાખતાં. આવી રીતે જીવવું એ જીવ્યુંજ ન કહેવાય. આ તો જીવન પણ નહિ અને મૃત્યુએ નહિ એવી વિચિત્ર દુઃખદાયક અવસ્થા નહિ તો બીજું શું ? અને આવું જીવન ટકાવી રાખવાને માટે તેઓને હદથી જાદે ભોગ આપવો પડે છે તેનું તેમને ક્ષણે ક્ષણે ભાન થતું હતું. તેઓ બધાંજ મહેનત કરી છૂટવાને ખુશી હતાં; કામનાં કાયર ન હતાં; પણ પોતાનાથી થાય તેટલી મહેનત કરી છૂટયા પછી જીવન ટકાવી રાખવા જેટલો પગાર માગવાનો તેમનો હક ખરો કે નહિ ?

રોજ રોજ નવી નવી વસ્તુઓની જરૂર પડતીજ જાય. આજે તેઓ એમ ધારે કે, હવે તો અઠવાડીઆમાં કશુંજ લેવું નહિ પડે, પણ બીજેજ દહાડે અણધારી વસ્તુનો ખપ ઉભો થાય અને તેમની બધી ગણત્રી ઉંધી વાળી નાખે. કેટલીક વાર તો આવો બનાવ બનશે અને ખરચના ખાડામાં ઉતારશે તેની તેમણે કદી કલ્પના પણ કરી ન હોય અને છતાં તેવા બનાવ અણધાર્યા ઉભા થઇ જાય. એક દિવસ એટલી ટાઢ પડી કે ઠંડીને લીધે નળમાંનું પાણી ઠરીને બરફ બની ગયું. પાણીના કરતાં બરફને જગ્યા વધારે જોઇએ તેથી નળ તડોતડ તૂટી ગયા. હવે શું કરવું ? વધારામાં તેમણે મોટી ભૂલ એ કરી કે, ગરમી લગાડીને બરફને ઓગાળી નાખ્યું. એટલે જમીનની

અંદરનાં ભૂંગળાંમાંનું પાણી જે ઠર્યું ન હતું તેનો ધોધ છૂટયો અને આખા ઘરમાં જાણે નદી રેલાઇ હોય એમ બધે પાણી પાણી થઇ ગયું. આ ધોધને બંધ કરવો કેવી રીતે? અધૂરામાં પૂરું આ અકસ્માત થયો ત્યારે પુરુષવર્ગમાંથી કોઇ ઘેર હતુંજ નહિ. ટીટા એલ્ઝબિટા તો બાવરીની પેઠે બહાર નીકળીને બૂમાબૂમ કરવા લાગી કે, કોઇ આવીને મદદ કરો. પાણી તો ધોધમાર ઘરમાં ચાલ્યુંજ આવતું હતું. તેને શી રીતે અટકાવવું તે તેને કે બીજા કોઇને આવડે નહિ. તેને તો એમજ થયું કે, આ રેલસંકટમાં અમે પાયમાલ થઇ જવાનાં. પરિણામે થયું પણ લગભગ એવુંજ. પાડોશીએ તેને નળ બેસાડવાનો ધંધો કરનાર પ્લંબરને તેડી લાવવાની સલાહ આપી. પ્લંબરે તેની પાસે કલાકના ૭૫ સેન્ટ (રૂ ૨-૫-૬) ના હિસાબે મહેનતાણું માગ્યું. તે પોતાની સાથે એક બીજા માણસને તેડતો આવ્યો. તેણે તો શેકયો પાપડ પણ ભાંગ્યો ન હતો, ઉભો ઉભો બધું જોયાજ કરતો હતો. તેનો પણ એજ દરે પગાર ગણી લીધો. બેઉ જણ તેમને ઘેરથી આવ્યા અને પાછા ગયા તેટલા રસ્તાના વખતનો પણ પગાર ગણી લીધો. આ ઉપરાંત સમારકામમાં વપરાયલી ચીજોનો ભાવ તેમણે જેટલો માગ્યો તેટલો આપવોજ પડયો. ત્યાર પછી જ્યારે તેઓ જાનેવારી મહિનાનો ઘરનો હપ્તો ભરવા ગયાં ત્યારે દલાલે તેમની આગળ બોમ્બ ફોડયો કે, હજી તમે તમારા ઘરનો આગનો વીમો કેમ ઉતરાવતાં નથી? તેમણે કહ્યું કે, વીમો વળી કેવો? એટલે પેલાએ ચટ લઇને દસ્તાવેજ કાઢીને તેમાંની એક શરત વાંચી બતાવી. તેમાં લખ્યું હતું કે, સદરહુ ઘરનો વીમો ઉતરાવેલો છે તેની મુદત પૂરી થાય કે તરતજ અમારે ખરચે એક હજાર ડૉલરનો વીમો ઉતરાવવા અમે બંધાઇએ છીએ. તેણે એટલું ઉમેર્યું કે, એ મુદત હવે તો થોડાજ દિવસમાં ખલાસ થાય છે, માટે તમારે હવે નવો વીમો ઉતરાવવો પડશે. ગરીબ બિચારી એલ્ઝબિટાના માથા ઉપર આ બીજો વજ્રપાત થયો. તેણે પૂછયું કે, વીમાનું શું આપવું પડશે? દલાલે કહ્યું કે "ફક્ત સાતજ ડૉલર." સાંજે જર્ગિસ ઘેર આવ્યો ત્યારે તેણે આ નવી આફતના સમાચાર સાંભળ્યા. તે હવે મરણીઓ બનીને દલાલની પાસે ગયો અને જતાં વારનેજ તેને સીધો પ્રશ્ન પૂછયો કે, અમારે આ ઘર પેટે શાં શાં ખરચ કરવાં પડશે તે તું એક વારકો કહી નાખ કે પછી મૂઓ વર ને બળી જાન, એમ ગણીને અમે મન વાળીએ. આ દેશના જીવનના આટલા દિવસના પરિચય પછી તે તીવ્ર અને કટુ વ[illegible] કરતાં શીખી ગયો હતો. તેનો ઉ

યોગ કરીને તેણે દલાલને કહ્યું કે, અમે દસ્તાવેજના ઉપર અમારાં કાંડાં કાપી આપ્યાં છે તેથી તમારે હવે કશી વાત છુપાવવાની જરૂરજ રહી નથી. દલાલ પણ સમજતો હતો કે, હવે આ લોકોને ખુલ્લેખુલ્લું કહી દેવાથી કશું નુકસાન થવાનું નથી અને કહેવાથી કશો ખાસ ફાયદો પણ નથી. જર્ગિસ તેના તરફ આંખો તાકીનેજ બેઠો હતો એટલે તેણે પણ કશો ખોટો વિવેક ન કરતાં દસ્તાવેજ કાઢીને વાંચી બતાવ્યો. વાતનો સાર એ નીકળ્યો કે, તેમણે વરસોવરસ ઘરનો વીમો ઉતરાવવાનો અને સાત ડૉલરનું વાર્ષિક પ્રીમિયમ ભરવાનું. બીજું ઘર ઉપરનો સરકારી કર પણ તેમણેજ આપવાનો, જેના બધું મળીને લગભગ દશ ડૉલર થાય. ત્યાર પછી પાણીના નળનો કર વાર્ષિક ૭ ડૉલર. (આ સાંભળીને જર્ગિસે મનમાં નિશ્ચય કર્યો કે, હમણાંજ ઘેર જઇને નળનો મિટરજ બંધ કરી દઇશ). માસિક હપ્તા અને બાકી લેણી રકમનું વ્યાજ તો જાણે ખરૂંજ. કદાચ શહેરની મ્યુનિસિપાલિટી ઘરની આગળ પાકી મોરી બનાવવાનો ને ફુટપાથ બંધાવવાનો ઠરાવ કરે તો તેથી તમારા ઘરવેરામાં વધારો થશે તે પણ તમારે માથે. તમારે મોરી ન જોઇતી હોય અથવા તમને ફુટપાથથી ફાયદો હોય કે ન હોય પણ મ્યુનિસિપાલિટીને કરાવવાંજ હોય તો તેમાં તમારૂં કાંઇ ન ચાલે અને તમારે ખરચમાં હિસ્સો આપવોજ પડે. પાકી મોરીના તમને જાણે બાવીસ ડૉલરને આશરે ખરચ થશે અને ફુટપાથ જો લાકડાનો હશે તો તેના પંદર ડૉલર અને સીમેંટનો હશે તો પચીસ ડૉલર બેસશે.

આ બધું સમજી લઇને જર્ગિસ ઘેર આવ્યો. સાચી હકીકત ગમે તેટલી ખરાબ હોય તો પણ એક વાર જાણી લીધી એટલે પછી રોજ ઉઠીને નવી નવી માગણીઓના લોહીઉકાળા તો નહિજ ને ? ઘર વેચનારાઓએ આપણને ખાસ્સાં લૂંટી લીધાં છે, એ વાતની હવે તેને પાકી સમજણ પડી ગઇ. પણ લૂંટાયાં તે નહિ લૂંટાયાં થનાર નથી. હવે તો દસ્તાવેજના કરાર પ્રમાણે જે આપવું પડે તે આપી છૂટયા સિવાય બીજો રસ્તોજ ન હતો. હવે તેમને માટે માત્ર એકજ માર્ગ ખુલ્લો હતો—જીવનસંગ્રામમાં ટકી રહેવાને પ્રાણપણે પરિશ્રમ કરવો અને ગમે તેમ કરીને મુશ્કેલીઓને જીતીને જીવન ટકાવી રાખવું; કારણ કે હતાશ થઇને હથીઆર હેઠાં મૂકવાનો વિચાર કરવાનું તો પાલવે એવું હતુંજ નહિ.

વસંત ઋતુ બેઠી એટલે ઠંડીના ત્રાસમાંથી તો તેઓ છૂટયાં.

એટલી રાહત મળી તે પણ કાંઇ જેવી તેવી રાહત ન કહેવાય. તેમને કોલસાની પાછળ અત્યાર સુધી ખરચ કરવો પડતો હતો તે વસંત ઋતુ આવતાં ઓછો થઇ ગયો અને તેમણે ધાર્યું કે, હવે ઘરખરચનો બોજો કાંઇક ઓછો થશે, પણ 'સાત સાંધે ત્યારે તેર તૂટે' એ ન્યાયે એજ અરસામાં મેરિજાની સીલક ખલાસ થઇ ગઇ તેથી કરીને તે પોતાના ભોજનખરચ પેટે મહિને મહિને જે રકમ આપતી હતી તે હવે મળતી બંધ થઇ ગઈ. વળી ગરમ ઋતુ બેઠી એટલે તે પોતાની સાથે પોતાની ખાસ મુશીબતો લેતી આવી. બધી ઋતુઓના અનુભવ લીધા પછી તેમને માલૂમ પડયું કે, દરેક ઋતુમાં કાંઇ ને કાંઇ અડચણ તો વેઠવીજ પડે છે. એકે ઋતુ એવી નહિ કે જેમાં તેઓ સુખપૂર્વક દહાડા કાઢી શકે. વસંત ઋતુ આવી એટલે તેની સાથે વરસાદની ઝડી વરસવા લાગી. એટલું પાણી વરસે કે તેમનાં ઘરની આસપાસના રસ્તા પાણીથી ભરાઇ જાય અને આડી ઉભી નહેરો અને ખાબોચીઆંની વચમાં તેમનાં ઘર ટાપુ જેવાં હોય એવો દેખાવ થઈ જાય. રસ્તામાં એટલો બધો કાદવ થઇ જાય કે ગાડાંનાં પૈડાં અડધોઅડધ ગરકી જાય, તેથી કરીને છ છ ઘોડા જોડતાં પણ ચોંટી ગએલાં ગાડાં ખસેજ નહિ. આવા રસ્તા ઉપર થઇને કોરે પગે કારખાનામાં જવાની તો આશાજ ક્યાંથી રખાય ? ભાયડાઓને શરીરે પૂરતાં કપડાં અને પગે સાજા જોડા ન હોય તો પછી સ્ત્રીઓ અને છોકરાંની અવદશાની વાતજ શી કરવી ? ઢીંચણપૂર કાદવમાં થઇને કારખાનામાં જવું અને એવીજ રીતે પાછું રાત્રે ઘેર આવવું અને માથા ઉપર મૂશળધાર વરસાદની ઝડીઓ વરસતી હોય, એ મુશીબત તેમણે રોજ રોજ વેઠવીજ રહી. ત્યારપછી ભરઉનાળો બેઠો. ગરમી એવી પડે કે પ્રાણ રૂંધાઇ જાય. આખા જગતે કુંભક પ્રાણાયામ કર્યો હોય એવી હવા સ્થિર થઇ જાય. આવી અવસ્થા જ્યારે બહાર ખુલ્લી જગ્યામાં હોય ત્યારે ડરહામ કંપનીનાં કસાઇખાનાં જ્યાં બારીઓ કે જાળીઆંનું દીવાળું હતું, તે તો સાક્ષાત્ નરકજ બની જાય ને ? એક વાર એકજ દિવસમાં ત્રણ જણા ગરમીથી બેશુદ્ધ થઇ ગયા અને પડતાની સાથેજ તેમના પ્રાણ નીકળી ગયા. જે ઓરડાઓમાં પશુની કતલ થતી હતી ત્યાં લોહીની નદીઓ આખો દિવસ વહ્યાજ કરતી હોય, તેના ઉપર સૂરજની ગરમી પડે અને હવા તદ્દન સ્થિર થઇ ગઇ હોય, એટલે પછી એવા ગંધના બોર ઉડે કે મજબૂત બાંધાના માણસને પણ તમ્મર આવી જાય. જમાનાઓ થયાં દબાઇને પડી રહેલી ગંદકી ગરમીને લીધે બહાર પ્રકટી નીકળે; કારણ કે કારખાનું બંધાયું ત્યારથી ?

સુધીમાં તેની દિવાલો, થાંભલા અને ભારવટીઆઓ ઉપર કોઇએ કદી પાણીનો હાથ ફેરવ્યોજ ન હતો, અને તેથી સૂકાઇ ગએલા લોહીના પોપડા અને બીજી તરેહ તરેહની ગંદકીના થરના થર તેમના ઉપર જમાનાઓ થયાં જામ્યા કરતા હતા. આવા નર્યા દોઝખમાં કામ કરનારાઓનાં શરીરનાં છિદ્રેછિદ્રમાં આ ગંદકી પ્રવેશ કરી ચૂકી હતી. અને તે એટલે સુધી કે પચાસ ફુટને છેટેથી સારા માણસને તેના શરીરમાંથી નીકળતી દુર્ગંધની ખબર પડી જતી. સ્વચ્છતા, સુઘડતા, એ બે ગુણોને તો અહીં ભૂલી ગયા વગર છૂટકોજ ન હતો. ગમે તેટલી કાળજી અને ચોકસાઈ રાખવા છતાં પણ અહીં કામ કરનાર માણસ થોડા વખતમાં ભૂત જેવોજ બની જતો. એમ થતાં ગંદકીથી ટેવાઇ જતો. નિરાશ થઇને સ્વચ્છતા જાળવવાનો પ્રયત્ન કરવાનુંજ તે છોડી દેતો અને ગંદકીને પરણ્યો હોય તેમ તે રાતદહાડો ગંદકીમાં ને ગંદકીમાંજ સબડયા કરતો. કામદારને તેના હાથ ધોવા જેટલી સગવડ પણ કારખાનાંવાળાઓએ કરી આપી ન હતી. ખાવાનો વખત થાય ત્યારે તેમને લોહીથી ખરડાએલા હાથેજ ખાવું પડતું; તેથી કરીને તેઓ જેટલો ખોરાક ખાતા તેટલુંજ કાચું લોહી પણ તેમના પેટમાં જતું. કામ કરતી વખતે તો તેમને તેમનાં મોઢાં લૂછવાનો પણ વખત મળતો ન હતો. એક પળ વાર પણ હાથ નવરો પડે ત્યારે મોઢાં લૂછે કેની? આ બાબતમાં તેમની અવસ્થા છેક નાનાં ધાવણાં બાળકોના જેવી હતી. કોઈ કહેશે કે, એમાં શું? પણ ગળા ઉપરથી પરસેવાના રેલા ઉતરે તેનો સળવળાટ તો થતોજ હોય તેમાં પાછી નખ્ખોદ ગએલી એકાદ માખી આવીને ચોંટે તે વખતે જીવને એટલી અણખત થાય કે આના કરતાં તો જીવતાં બળી મરવું પડે તો સારૂં. એટલી બધી માખીઓ પાકતી ક્યાંથી તે તો રામ જાણે. કોઇ કહે કે, કતલખાનાંની ગંદકીને લીધે. કોઈ કહે કે, નજીકમાંજ શહેરનો કચરોપૂંજો દટાય છે તેને લીધે. કારણ ગમે તે હોય, પણ જ્યાં ઉનાળો બેઠો એટલે આખા પૅકિંગ્ટાઉન ઉપર માખીઓ કેર વર્તાવી મૂકતી. એટલી માખી—એટલી માખી કે ઘરની ભીંતો કાળી કાળી થઈ જાય. માખીઓના ત્રાસમાંથી ઉગરવાનો કોઇ ઇલાજજ ન હતો. તમે ભલેને તમારા ઘરનાં બારીબારણાં ઉપર પડદા ટાંગો કે ઝીણા તારની જાળી જડાવો, પણ તમારા ઘરની ચારે બાજુએ મધપૂડાની માખીઓની માફક આ દુષ્ટ માખીઓનાં ટોળાં ગણગણ્યાજ કરે અને જરાક બારણું ઉઘાડયું કે સુઙુઙુઙુ કરતી હજારો લાખો માખી ઘરમાં ધસી આવે અને ઘરમાં એક વાર પેઠી એટલે પછી પેઠીજ.

વસંત ઋતુ અને ઉનાળો એ શબ્દો સાંભળીને રસિક વાચકોની કલ્પનાશક્તિ સતેજ થતી હશે અને તેઓ તેમનાં માનસચક્ષુ આગળ લીલાંછમ ખેતરો, કૂણાં પાંદડાંની ટીશીઓ, ખુશબોદાર મ્હોરના ઝૂમખા, કોયલના ટહૂકાર, ગોવાળીઆઓની વાંસળીઓ વડે ગાજી ઉઠતી વનસ્થલી, એ બધાં સ્વપ્ન રચતા હશે. બહારના જગતમાં ઉપર કહ્યું તેવું હશે ખરૂં, પણ અહીં કસાઇખાનાંમાં વસંત ઋતુ અને ઉનાળો એ શબ્દોનો તદ્દન જુદોજ અર્થ થાય છે. કોયલના ટૌકા અને લીલીછમ વૃક્ષલતાઓનો વિચાર કસાઇખાનાના કામદારોએ મનમાંથી કાઢીજ નાખવો. કસાઇખાનાનું યંત્ર તેમને નિર્દયપણે પીસ્યાજ કરતું. ત્યાંનાં સ્ત્રીપુરુષો અને બાળકોનાં કિસ્મતમાં લીલી વસ્તુ તો શું પણ એકાદ ફૂલ જોવાનું પણ લખાયું ન હતું. કસાઇખાનાથી ચાર કે પાંચ માઇલને છેટે પૂર્વ દિશાએ મિશિગનનું સુંદર ભૂરૂં વિશાળ સરોવર હતું. પણ તે આ અભાગીઆ મજૂરોને શા ખપનું? તેમને મન તો તે સેંકડો માઇલને છેટે આવેલા પ્રશાન્ત મહાસાગર જેટલુંજ આઘે હતું. તેમને અઠવાડીઆમાં એક વાર રવિવારનીજ છુટ્ટી મળતી; પણ ૭ દિવસ વહીતરૂં કરીને તેઓ એવાં થાકી જતાં કે તેમને ફરવા જવાની ઇચ્છા પણ થતી ન હતી. તેઓ તો તેમની જિંદગીની છેલ્લામાં છેલ્લી ઘડી સુધી માંસના વિરાટ કારખાનાંનાં ચક્કરોની સાથે સદાને માટે જકડાએલાં અને જકડાએલાંજ રહેવાનાં હતાં. એજ કારખાનાના વ્યવસ્થાપકો, નિરીક્ષકો, કારકૂનો વગેરે નોકરો તો ખરાજ, પણ તેમનામાં અને આ મજૂરોમાં મોટો ફેર એ હતો કે, તેઓ મજૂરોના કરતાં ચઢીઆતી શ્રેણીના હતા. મજૂરોને તો (હિંદુસ્તાનના અત્યંજોની માફક) પેઢી દર પેઢી સુધી ચોક્કસ હલકી શ્રેણીનાજ ગણવા એવું ઠરી ચૂકયું હતું. તેમને તો શું પણ તેમનાં છોકરાંઓને પણ કારકૂનની અથવા એવી બીજી આબરૂદાર જગ્યાએ નજ રખાય એવું કસાઇખાનાંના માલિકોની સ્મૃતિઓનું વિધાન હતું. ભલે તેઓ ગમે તેટલું ભણ્યાં હોય, કારકૂની કરવાની યોગ્યતા તેમણે મેળવી હોય, પણ મજૂરી કરવાનેજ સરજાએલી કોમમાં જન્મેલાંને વળી કારકૂની કેવી? તેને વળી કાને કલમ ખોસીને ખુરશી ઉપર બેસવાનું કેવું? આથી કરીને મજૂરી કરનાર અને મજૂરી નહિ કરનાર એવા બે કૃત્રિમ વર્ગની ઉત્પત્તિ થઇ હતી અને મજૂરી નહિ કરનાર વર્ગના લોકો, ભલે તેઓ પોતાની શ્રેણીમાં ગમે તેટલા હલકા અને તિરસ્કારને પાત્ર ગણાતા હોય, તોપણ તેઓ મજૂરી કરનાર લોકોના તરફ ભારે તિરસ્કાર અને ઘૃણાની નજરથી જોતા હતા. ભૂખડી બારશ જેવા

કારકૂન અથવા ડરહામ કંપનીમાં નામું લખનાર મહેતાજી જે છેલ્લાં વીસ વરસ થયાં અઠવાડીઆના ફક્ત ૭ ડૉલરને પગારે ઓચી ઉપર કાંકરો મૂકીને કલમ ઘસ્યાજ કરે છે અને બીજાં વીસ વરસ પછી પણ જેના પગારમાં એક દમડીનો પણ વધારો થવાનો સંભવ નથી એવા તુચ્છ અને દરિદ્ર માણસો પણ મનમાં ફાંકો રાખીને ફરતા કે, અમે આબરૂદાર ગૃહસ્થો છીએ અને કસાઇખાનામાં પશુઓની કતલ કરવાનાં તથા બીજાં કામો કરનાર મજૂર ગમે તેવો કુશળ કારીગર હોય, તેને અમારા કરતાં ભલે બમણો કે ત્રણગણો પગાર મળતો હોય તો પણ તે નીચ તે નીચ અને અમે ઉંચા તે ઉંચાજ. તેઓ કપડાં પહેરે તે પણ મજૂરોના કરતાં જુદાજ પ્રકારનાં પહેરે, તેમને રહેવાનાં ઘર પણ મજૂરોના મહોલ્લાઓમાં નહિ પણ જુદાજ ભાગમાં, તેમને નોકરી ઉપર હાજર થવાનો અને ઘેર જવાનો વખત પણ જુદો કે જેથી કરીને તેમની અને મજૂરીઆત લોકોની વચ્ચે કશું સામાન્ય તત્ત્વ હોયજ નહિ. રસ્તામાં અથવા ટ્રામ ગાડીઓમાં પણ તેમને અને મજૂરોને અડોઅડ ચાલવાનો કે બેસવાનો વખત આવેજ નહિ. પૅકિંગ્ટાઉનમાં વર્ણભેદે અથવા જાતિભેદે આવું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. હિંદુસ્તાનમાં ઉચ્ચ વર્ણના હિંદુઓ અને અત્યંજો વચ્ચે જે ભેદ જોવામાં આવે છે, તેની બીજી આવૃત્તિજ અહીં થઇ હતી; પણ ફેર એટલોજ કે હિંદુસ્તાનમાં આ અધર્મ ને ધર્મનાં જૂઠાં બહાનાં બતાવીને ટકાવી રાખવામાં આવે છે ત્યારે અહીં આ ભેદભાવને અને ધર્મને કશો સંબંધ ન હતો. અહીં તો એક વર્ગને સદાને માટે પોતાના પગ તળે રાખવાની રાક્ષસી વૃત્તિમાંથીજ આ ભેદભાવની ઉત્પત્તિ અને સ્થિતિ થતી હતી. કસાઇખાનામાં મજૂરી કરનાર લોકોનું કામ ગંદુ અને સૂગ આણે એવું હતું તેને લીધે પણ આ ભેદભાવને વધારે પુષ્ટિ મળતી હોય. ગમે તેમ હોય, પણ જેઓ કલમ વડે નહિ પણ હાથ-પગ હલાવીને રોટલો પેદા કરતા તેમનો એક જુદોજ અસ્પૃશ્ય વર્ગ ઉભો થયો હતો અને તેઓ અસ્પૃશ્ય વર્ગના છે એ વાતનું તેમને હમેશ સ્મરણ રહે એવોજ વ્યવહાર બીજા વર્ગના લોકો તેમની સાથે રાખતા હતા.

વસંત ઋતુ અધવારી ગયા પછી મેરિજાવાળું માંસના ડબ્બા ભરવાનું કારખાનું પાછું ચાલતું થયું અને તેને નોકરી પણ મળી ગઇ. નોકરી મળી એટલે તે પાછી પહેલાંની પેઠે ગાતી થઇ અને ટેમોઝિયસનાં પ્રેમગીતોમાં પણ કરુણ રસના સૂર જરાક ઓછા થયા. પણ એ તો ચાર દહાડાનું ચાંદરણું નીવડ્યું: એકાદ બે મહિના પૂરા

વીત્યા નહિ હોય અને એટલામાં તો મેરિજાના માથા ઉપર પાછી બીજી વારની વિપત્તિ તૂટી પડી. તે તો વળી અગાઉની વિપત્તિ કરતાં પણ વધારે ભયંકર અને ત્રાસદાયક હતી. તેને ડબ્બા રંગવાનું કામ આવડયા પછી બરાબર એક વરસ અને ત્રીજે દહાડે તેને નોકરી ઉપરથી કાઢી મૂકી.

આ વાતનો આખો ઇતિહાસ જરાક લાંબો છે. મેરિજાનું કહેવું એવું હતું કે, મજૂરસંઘની સભાઓમાં હું ભાગ લઉં છું અને સંઘના તરફથી કામદારોમાં પ્રચારકાર્ય કરૂં છું તેને લીધે કારખાનાંવાળાઓએ મારા ઉપર દ્વેષભાવ રાખીને મારો રોટલો છીનવી લીધો છે. કારખાનાંવાળાઓએ એકેકએક સંઘમાં પોતાના છુપા જાસૂસો ઘૂસાડી દીધા હતા અને તે જાસૂસો સંઘના સભાસદો બનીને સંઘની તમામ હિલચાલોથી તેમના માલિકોને વાકેફ કરતા હતા એટલી વાત તો સાચીજ હતી. એ ઉપરાંત મજૂરસંઘના કાર્યકર્તાઓને પણ લાંચ–રૂશ્વત આપીને તેઓ ફોડતા હતા. બધાને નહિ તો જે વખતે જેટલાને ફોડવાની તેમને જરૂર લાગે તેટલાને તો તેઓ ફોડતાજ હતા. મજૂરસંઘ શું શું કરે છે અને કરનાર છે તેનો વિગતવાર હેવાલ તેમને દર અઠવાડીએ મળ્યાજ કરતો. એટલે સુધી કે સંઘના સભાસદો જાણે તે પહેલાં કારખાનાંવાળાઓને અમુક અમુક બાબતના તાર પહોંચી જતા; કારણ કે જ્યાં સંઘના કાર્યકર્તાઓજ ફૂટેલા ત્યાં પછી સંઘની વાતો છૂપી રહેજ શી રીતે? કારખાનાંના માલિકોની શનિની દૃષ્ટિ જેના ઉપર પડી તેના ઉપર તેના મુકાદમ, નિરીક્ષક અને સુપરિન્ટેન્ડેન્ટ બધાનીજ કરડી આંખ થવાની. મેરિજા ઉપર વાદળી આવી પડી તેનું કારણ એવું હતું કે, પરદેશી મજૂરોની અંદર ફરી ફરીને તેમને સંઘનો ઉદ્દેશ સમજાવવામાં મેરિજા ખૂબ અગત્યનો ભાગ ભજવતી હતી. એ બધું ગમે તેમ હોય, પણ જે વાત સૌ જાણતાં હતાં તે તો એટલીજ હતી કે, મેરિજાવાળું કારખાનું બંધ થયું તે પહેલાં થોડાંક અઠવાડીઆંની વાત ઉપર. મેરિજાને માલૂમ પડયું કે તેના પગારનો હિસાબ કરતી વખતે ત્રણસો ડબ્બા રંગવાનું મહેનતાણું જાણી જોઇને હિસાબમાં ગણ્યું ન હતું. ડબ્બા રંગવાનું કામ કરનારી છોકરીઓ એક સળંગ લાંબા ટેબલ ઉપર ડબ્બા મૂકીને રંગતી હતી અને એક સ્ત્રી હાથમાં પેન્સીલ અને નોટબૂક લઇને દરેક જણી જેમ જેમ ડબ્બા રંગીને તૈયાર કરતી જાય, તેમ તેમ સંખ્યાની નોંધ કર્યે જતી હતી. માણસમાત્રની ભૂલ થાય તેમ આ સ્ત્રી પણ ગણવામાં ભૂલ કરી બેસે એ બનવા જોગ છે. પણ જ્યારે આવી ભૂલ થાય ત્યારે તેને

કદી પણ સુધારી શકાયજ નહિ, એવો જે કારખાનાનો કાયદો હતો તે ઘણોજ ગેરવાજબી કહેવાય. શનિવારે સાંજે સૌના પગારનો હિસાબ ચૂકતે થાય તે વખતે કોઇને પોતાના ધાર્યા કરતાં ઓછો આંકડો મળે તો તેણે મૂંગે મોઢે ખમી લેવુંજ જોઇએ. એ વિષે ઉપરિ અધિકારીને ફરિયાદ કરવા જવાયજ નહિ અને કોઈ જાય તો તે ખાસડાંજ ખાય. પણ મેરિજા કહે કે, એમ થાયજ શા માટે ? તેને ઓછો પગાર મળ્યો એટલે લાગલોજ તેણે તો શોરબકોર મચાવી મૂક્યો. તેને લિથુઆનિયન અને પોલિશ, એ બે ભાષાઓજ બોલતાં આવડતી હોત તો પછી એ ભાષાઓમાં તે ફાવે તેમ બોલે તો પણ તેથી તેને કશું નુકસાન થવાનું ન હતું. તેનો બકબકાટ સાંભળીને બીજા બધા દાંત કાઢત અને તેથી મેરિજા ઉલટી વધારે ખીજવાત અને છેવટે રડીને ટાઢી પડત. પણ હવે તો તે અંગ્રેજીમાં પણ થોડીક ગાળો દેતાં શીખી ગઈ હતી. તેણે અંગ્રેજીમાં ગાળો દીધી એટલે જેણે તેના હિસાબમાં ગોટાળો કર્યો હતો તેને અને મેરિજાને તે દિવસથી બીયાબારું થયું. મેરિજા કહેતી કે, તે દહાડાથી તેણે મારા હિસાબમાં જાણી જોઇને ગરબડ ગોટાળા કરવા માંડયા હતા. કારણ ગમે તે હોય પણ હિસાબ ખોટો હતો એટલી વાત તો સાચી હતી. જ્યારે ત્રીજી વાર એવું થયું ત્યારે મેરિજાએ તેની સામે બાખડી બાંધી અને પહેલાં તો પોતાના વિભાગની મુકાદમ આગળ જઇને ફરિયાદ કરી. તેની આગળથી કશી દાદ ન મળી ત્યારે મેરિજા સુપરિન્ટેન્ડેન્ટ પાસે ગઇ. આવી ઉદ્ધતાઇ આજ સુધી કોઇએ કદી કરી ન હતી; કોઇએ કાને પણ સાંભળી ન હતી. સુપરિન્ટેન્ડેન્ટે મેરિજાની કેફિયત સાંભળી અને તે વખતે તો "ઠીક છે, જોઇશું" એટલોજ જવાબ આપ્યો. તે ઉપરથી મેરિજાએ એવું માની લીધું કે, હવે સુપરિન્ટેન્ડેન્ટ તપાસ કરશે અને મને મારા હકના પૈસા અપાવશે. તેણે ત્રણ દિવસ રાહ જોઈ અને ફરીવારકી સુપરિન્ટેન્ડેન્ટ પાસે ગઈ. આ વખતે તેણે મેરિજાની સામે ઘૂરકિયું કર્યું અને કહ્યું કે 'હમણાં ચાલી જા, મને હજી તપાસ કરવાનો વખત મળ્યો નથી.' પછી જ્યારે મેરિજા તેની પાસે ત્રીજી વાર જવા તૈયાર થઇ ત્યારે દરેક જણે કહ્યું કે, અમારૂં કહ્યું માનીને આ વાત અહીંથીજ પડતી મૂક, નહિ તો ખત્તા ખાઇશ. પણ તેણે કોઇની સલાહ અને ચેતવણીને ગણકારી નહિ. તેને ત્રીજી વાર આવેલી જોઇને સુપરિન્ટેન્ડેન્ટ ખૂબ ખીજવાયો અને તેને કહ્યું કે, વધારે પંચાત કર્યા વગર સીધી સીધી તારી જગ્યાએ ચાલી જા. ત્યાર પછી તેણે શું શું કર્યું તેની મેરિજાને પૂરી ખબર ન હતી. પણ એક દિવસ સાંજને

વખતે મુકાદમે તેને કહ્યું કે, તારી નોકરીની અમારે જરૂર નથી માટે કાલથી તારે અહીં આવવું નહિ. મુકાદમે તેના માથા ઉપર લાકડીનો ઘા કર્યો હોત તો મેરિજાને જેટલો આ હુકમથી ધક્કો લાગ્યો તેટલો લાકડીના તે ઘાથી ન લાગત. સાંભળતાની સાથે તેની અક્કલજ ગૂમ થઇ ગઈ. તેને તે વખતે એવું થઇ આવ્યું કે, શું હું આ ખરૂં સાંભળું છું ? આવું બનેજ કેમ ? તે ધુંવાં પુંવાં થઇ ગઈ અને બોલી કે, કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે મને કાઢી મૂકે ? હું તો કાલે આવવાની અને ફરી આવવાની. મારી જગ્યા હું નહિ છોડું. આ પ્રમાણે ખૂબ બબડી ફફડીને તે થાકી ત્યારે ભોંય પર ફસડાઈ પડી અને રાગડો તાણીને રોવા લાગી.

અલબત્ત, તેને સજા તો ઘણી સખત થઇ હતી એની ના નહિ, પણ તે એવી માથાની ફરેલી અને જીદ્દી હતી કે તેણે કોઇની શિખામણ માનીજ નહિ. બીજું નહિ તો તેના પોતાના કરતાં જેમને કારખાનાના કારોબારનો વધારે અનુભવ હતો તેમનું કહ્યું તો કાને ધરવું જોઇતું હતું. મુકાદમ બોલી કે હવે તારો બરો ઉતરશે અને માથામાં રાઇ રાખીને ફરે છે તે બધી કાઢી નાખવી પડશે. સાંજ પડી એટલે મેરિજ ઘેર ગઇ. તેની વાત સાંભળીને ઘરખરચના જમા-ઉધારના આંકડા કેવી રીતે સરખા કરવા અને ભૂખમરામાંથી કેવી રીતે ઉગરી જવું, એ પ્રશ્ન પાછો ઘરનાં માણસોની સામે આવીને ઉભો રહ્યો.

મેરિજાની નોકરી જવાથી ખાસ ગૂંચવણ ઉભી થવાનું બીજું કારણ એ હતું કે, ઓનાની થોડા વખતમાં સુવાવડ આવવાની હતી અને તેને માટે જર્ગિસ ગમે તેમ કરીને પૈસા બચાવી બચાવીને એકઠા કરવા મંડયો હતો. પૅકિંગ્ટાઉનની દાયણોનાં કૃત્યોની ભયંકર વાતો તેને કાને આવી હતી અને એવી દાયણો તો આખા શહેરમાં મહોલ્લે મહોલ્લે અને ગલીએ ગલીએ માંકડ ચાંચડની પેઠે થોકે ને થોકે વસતી હતી. પણ ઓનાની સુવાવડ આવી કોઇ અણઘડ સુયાણી પાસે ન કરાવતાં કોઇ પાસ થએલા સારા પુરુષ ડૉક્ટરની પાસે કરાવવાનો જર્ગિસે દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો. આખા ઘરમાં જર્ગિસ કર્તાકારવતા હતો એટલે તેને જીદ કરવાનું પરવડતું હતું. ઘણી વાર તે મનનું ધાર્યું કરતો અને બીજાંઓની પાસે પણ પોતાનું ધાર્યું કરાવતો, પણ આ બાબતમાં તેની જીદને લીધે ઘરના સ્ત્રીવર્ગમાં ભારે ક્ષોભ થયો. સુવાવડમાં વળી ડૉક્ટર કેવો ? સ્ત્રીઓના અભિપ્રાય મુજબ એ ઘણુંજ અમર્યાદ કહેવાય. વળી સુવાવડના કામમાં ભાયડાઓ સમજે-

જ શું ? અને એ વાતમાં તેમને કાંઇ બોલવાનું હોયજ નહિ. એ તો બૈરાંનું કામ બૈરાંજ જાણે. બીજી બાજુએ ઘરના સ્ત્રીવર્ગની આવી જીદ હતી. બીજું સસ્તામાં સસ્તો ડૉક્ટર પણ પંદર ડૉલર કરતાં ઓછી ફી નહિ માગે અને જ્યારે છેવટનો હિસાબ કરશે ત્યારે બીજી ત્રીજી ઘણી પરચુરણ વાતોનો મોટો આંકડો કરીને આપશે, એ વાત પણ વિચારવા જેવી હતી. પણ જર્ગિસ કહેતો કે, તે જે માગશે તે આપીશ, પણ સુવાવડમાં ડૉક્ટરને લાવ્યા વગર રહેનાર નથી. થોડા દિવસ લાંઘણ કરવી પડશે તો લાંઘણ કરીને પણ ડૉક્ટરની ફી જોગા પૈસા બચાવીશ, પણ ઓનાની સુવાવડ કથળવા નહિ દઉં.

મેરિજાને ખાતે હવે બેન્કમાં આશરે ૨૫ ડૉલર બાકી રહ્યા હતા. દરરોજ સવાર પડે એટલે તે નોકરીની શોધમાં નીકળી પડતી. નાનાં મોટાં બધાં માંસનાં કારખાનાંઓમાં નોકરી–નોકરી કરતી તે ફરી વળી, પણ આ વખતે તેને કોઇએ પણ કોઠું આપ્યુંજ નહિ. તે શરીરે એટલી જોરાવર હતી કે કામ કરવામાં ગમે તેવા બળવાન મરદની પણ બરોબરી કરી શકે; પણ તે તો તેના મનને સુખ અને નિરાંત હોય તોજ. પણ તે જ્યાં ગઇ ત્યાં તેને સૌએ નન્નોજ સંભળાવ્યો તેથી નિરાશાને લીધે સપાટાબંધ તેનું લોહી સૂકાતું ગયું અને તેનું શરીર પણ ગળાતું ગયું. રાત્રે ઘેર આવતી ત્યારે તેનું મોઢું એવું દયામણું થઇ ગએલું હોય કે ઘરનાં માણસોનો તેના મોઢા સામે જોવાનો જીવ પણ ચાલતો ન હતો. આ વખતે તેણે મન સાથે ગાંઠ વાળીને કાનપટ્ટી પકડીને સોગંદ ખાધા કે, હવે બીજી વાર નોકરી મળે તો આવું નહિ કરૂં. કુદરતે તેને આ નવો પાઠ શીખવ્યો અને દશ દશ વાર ગોખાવીને એવો સજ્જડ શીખવ્યો કે ફરીથી આખી જિંદગીમાં કોઇ વાર તે ભૂલેજ નહિ—કે જો પેકિંગ્ટાઉનમાં એક વાર નોકરી હાથ લાગી તો જેમ થવાનું હોય તેમ થાઓ, પણ નોકરીને તો જીવ જતાં પણ છોડવીજ નહિ.

નોકરી શોધતાં શોધતાં મેરિજાને ચાર અઠવાડીઆં નીકળી ગયાં અને પાંચમું અઠવાડિયું અધવારવા આવ્યું, પણ નોકરીની ભાળ લાગી નહિ. તે ઘેર બેઠી તે દિવસથી તેણે મજૂર સંઘનું માસિક લવાજમ ભરવાનું તો બંધજ કર્યું હતું. હવે સંઘની પ્રવૃત્તિઓમાંથી પણ તેનો બધો રસ ઉડી ગયો. તે તો ઉલટી મનમાં પશ્ચાત્તાપ કરવા લાગી કે; મારા શા ભોગ લાગેલા કે, હું વળી મજૂર સંઘની જાળમાં ..પડાઇ ? આવું થશે એમ પહેલેથી જાણ્યું હોત તો હું એને છાંયડે

પણ ઉભી રહેત નહિ. એમ કરતાં કરતાં તેણે નોકરીની આશાજ છોડી દીધી અને તેના મનમાં એવુંજ વસી ગયું કે, હવે હું રવડી મરવાની. એવામાં એક જણે તેને નોકરીની ભાળ બતાવી. તે તરતજ ત્યાં દોડી ગઇ. આ વખતે માંસ અને હાડકાં બેઉને અલગ અલગ કરવાનું કામ તેને મળ્યું. તેને આ નોકરી મળી તેનું કારણ એ હતું કે, તે વિભાગના નિરીક્ષકે મેરિજાના હાથની મજબૂત માંસપેશીઓ જોઇ લીધી હતી. મેરિજા હતી તો સ્ત્રીજાતિ, પણ તેના શરીરની માંસપેશીઓ કસાએલા ભાયડાના જેટલીજ મોટી અને કઠણ હતી તે જોઇ લીધા પછી નિરીક્ષકે એક પુરુષને કાઢી મૂક્યો અને તેની જગ્યાએ મેરિજાને બેસાડી દીધી. તેણે એવી ગણત્રી કરી હતી કે, મેરિજા કામ તો મરદના જેટલુંજ કરશે અને પગાર તો તેને મરદના કરતાં અડધો અથવા તેથી કાંઇક વધારે આપીશું તો ચાલી રહેશે; એટલે થોડે પગારે પહેલાંના જેટલુંજ કામ થશે.

આ કામ ઘણું ગંદુ હતું. મેરિજા પહેલવહેલી પેકિંગટાઉનમાં રહેવા આવી તે વખતે તેને કોઇએ આ નોકરી બતાવી હોત તો તે અભિમાનથી મોઢું મચકોડ્યા વિના રહેતજ નહિ. તેને માથે માંસને હાડકાંથી છૂટું પાડવાનું કામ આવ્યું હતું; પણ તે માંસ જો નીરોગી જાનવરોનું હોત તો મેરિજા મન વાળત, પણ આ તો રોગી અથવા રોગથી મરી ગએલાં ઢોરનું માંસ! આવું કામ જ્યાં થતું હોય તે ઓરડો ચારે બાજુએથી ખુલ્લો હવા અજવાળાવાળો તો હોઇ શકેજ ક્યાંથી? જે ઓરડામાં ઉભાં ઉભાં મેરિજાને આખો દિવસ ગંદા અને સડેલા માંસને છોલી કાઢવાનું કામ થતું હતું તેમાં સૂર્યનો પ્રકાશ ભાગ્યેજ પ્રવેશ કરી શકતો. બીજી આફત એ હતી કે, એ ઓરડાની નીચેના માળમાં માંસને ઠારવાના ખાસ બરફથી ભરેલા ઓરડાઓ હતા અને ઉપરના માળમાં રસોડાંની ભઠ્ઠીઓ ભડભડતી હતી. એટલે આ ઓરડામાં જેઓ કામ કરતા હોય તેમના પગ નીચે ઠંડો હીમાળો અને માથા ઉપર બળતો જ્વાળામુખી એ બેની વચ્ચે રહીને તેમણે જીવવાનું અને કામ કરતા રહેવાનું. નીચેની ઠંડીથી તેમના પગ ઠરીને અકડાઇ જતા ત્યારે માથા ઉપરની ગરમીને લીધે માથું એટલું ગરમ થઇ જતું કે શ્વાસ પણ લઇ શકાતો ન હતો. આવી હાલતમાં સવારના છેક પરોઢીએથી તે મોડી રાત સુધી ઉભાં ઉભાં હાડકાંને ચોંટેલું માંસ છોલી કાઢવાનું અને તે પણ થોડું ઘણું નહિ, દરેક કામદારને ભાગ સો સો રતલ માંસ આવે અને તેટલું તેણે પૂરું કરી આપવું જોઇએ. ઓરડાનું ભોંયતળિયું પુષ્કળ ભીનાશવાળું, કોઇ કોઇ ઠે

તો પાણીનાં ખાસ્સાં ખાબોચીઆંજ ભરાઇ ગયાં હોય. તેના ઉપર પાણીથી પચપચી ગએલા ભારે તળીઆંવાળા જોડા પહેરીને બધો દહાડો હાથમાં છરો લઇને કામ કરવાનું એટલે સાવધાન ન રહે તો ફટ છરો હાથ ઉપર પડે અને આસપાસની ગંદકીને લીધે જખમ પાક્યા વગર રહેજ નહિ. છરો પણ ચીકણો ચીકણો થઇ ગયો હોય તેથી હાથમાંથી લપસી જાય અને ધારેલી જગ્યાએ ન પડતાં હાથ ઉપરજ આવીને પડે. આ બધા ઉપરાંત માંસના બજારમાં ક્યારે મંદી થશે અને ઘેર બેસવું પડશે તેનો કશો ભરોસોજ નહિ; તેથી રખેને ઘેર બેસવું પડે તેની ફિકરની હોળી તો કામદારોનાં હૈયાંમાં સદાએ ધીકતીજ હોય. બજારમાં તેજી આવી હોય તેથી કરીને વેપારીઓની તિજોરી ભલે સભ્ભર થાય, પણ કામદારોનો તો તેમાંએ મરો; કારણ કે એવા તેજીના દહાડામાં રોજના કરતાં વધારે કલાક કામ કરવું પડે. આવા સંજોગોમાં કામ કરનારાઓના હાથ ધ્રૂજ્યા વગર રહેજ નહિ અને જરાક હાથ ધ્રૂજ્યો એટલે છરાનો કાપ પડયોજ જાણવો. આ બધુંજ મેરિજા જાણતી હતી. છતાં આ બધી વિપત્તિઓને હસી કાઢીને તેણે નોકરી લીધી; કારણકે તે હતી તો સ્ત્રી પણ તેનામાં જોર ઘોડાના જેટલું હતું. તેને તો એટલુંજ જોઇતું હતું કે, કાંઇ કરતાં હું કમાઉં, ઘરખરચમાં મારે ભાગે પડતો હિસ્સો આપું, જેથી કરીને ઘરનાં માણસોને મારે લીધે તણાવું ન પડે. નોકરી મળી એટલે આ સવાલ તો ઉકલીજ ગયો. હવે રહ્યો ટેમોઝિયસને પરણી જવાનો સવાલ. આ બાબતમાં તેમણે મન વાળ્યું કે, આટલા દિવસ આપણે ધીરજ રાખી તો વળી થોડો વખત વધારે. તેમણે વિચાર કર્યો કે, મેરિજા નોકરી ન કરે તો એકલા ટેમોઝિયસના પગાર વડે તેમનો ઘરસંસાર ન ચાલે. વળી આ લોકોને પણ હાલ તો તેની મદદની જરૂર હતી. મેરિજા પરણીને જુદી થઇ જાય તો ઘરનાં માણસોને તેટલી તંગી પડે. આ બધો વિચાર કરીને મેરિજા અને ટેમોઝિયસે હાલ તરતને માટે પરણવાનું મુલતવી રાખ્યું; તેમ છતાં તે મેરિજાને મળવા આવતો ત્યારે રસોડાના એકાદ ખુણામાં તેનો હાથ પકડીને બેસતો અને એટલાથીજ તેને સંતોષ માની લેવો પડતો. પણ જેમ જેમ દહાડા જતા ગયા, તેમ તેમ ટેમોઝિયસના જિગરની વેદના વધતી ગઇ અને તેની સારંગીના સૂરમાં તેની વેદનાના સૂર ઉમેરાવા લાગ્યા. તેથી કરીને તેનું સંગીત તીવ્ર મનોવેગથી ભરપૂર અને અત્યંત શોકગંભીર સ્વરૂપ ધારણ કરવા લાગ્યું. મેરિજાના હૃદય ઉપર પણ એ કરુણ સ્વરલહરિના આઘાત થતા. તે પણ બેઉ હાથની હથેળીઓ એક બીજાને

સાથે દાબીને, હોઠ પીસીને બેસી રહેતી. તેનાં આંસુ તેના ગાલને પલાળીને નીચે દદડી જતાં અને તેનું આખું શરીર કંપાયમાન થઇ જતું. ટેમોઝિયસના કરુણ શોકપૂર્ણ સૂરમાં પોતાની અત્યાર સુધી અતૃપ્ત રહેલી પણ તૃપ્તિને માટે પોકાર કરતી માતૃત્વની અભિલાષાના અને તેને પેટે જન્મ લેવાને ઉત્કંઠિત થએલી માનવજાતિના કરુણ હૃદયદ્રાવક વિલાપના સૂર મેરિજા સાંભળતી હતી.

મેરિજાને સજા થઇ તે ઉપરથી ઓના એવીજ ભૂલ કરતી કરતી સહેજમાં બચી ગઇ. તે પણ તેના કામથી છેકજ કંટાળી ગઇ હતી અને તેની ફરિયાદ મેરિજાના કરતાં વધારે સાચી હતી. તેને જે કંઇ સહન કરવું પડતું હતું તેની આઠ આની જેટલી વાત પણ તે ઘરનાં માણસોને કહેતી ન હતી; આવી વાતો સાંભળીને જર્ગિસના જીવને ઘણો સંતાપ થશે અને કદાચ તે ક્રોધના આવેશમાં આવી જઇને નવાજૂની કરી બેસે એ બીકથી તે બધુંજ ધીરજ રાખીને સહન કરી લેતી હતી. તેના વિભાગની મુકાદમ મિસ હેન્ડરસનની આંખમાં પોતે ખૂંચતી હતી, એ વાતની તેને ઘણો વખત થયાં ખબર પડી ગઇ હતી. પણ એ અપ્રીતિનું ખરૂં કારણ તેને ઘણા દિવસ પછી સમજાયું. પહેલાં તો ઓના એમ સમજતી હતી કે, મેં મારા લગ્નને દહાડે એક દિવસની રજા માગી તેથી એ મારા ઉપર નારાજ થઇ અને ત્યારની એ મારા ઉપર દાઝે બળે છે. ત્યાર પછી તેણે એવું અનુમાન કર્યું કે, બીજી છોકરીઓની પેઠે હું તેને અવાર નવાર કશું આપતી કરતી નથી તેથી એ રીસે બળતી હશે. મિસ હેન્ડરસનને તેના હાથ નીચે કામ કરનારી છોકરીઓ પાસેથી નજરાણું લેવાની ટેવ હતી અને જેઓ તેને વખતોવખત કાંઇ ને કાંઇ આપીને રાજી રાખતી તેમના ઉપર તે ખાસ મહેરબાની રાખતી એ વાત ખરી હતી. પણ આખરે ઓનાને માલૂમ પડયું કે, તેનાં આ બેઉ અનુમાન ખોટાં હતાં અને ખરૂં કારણ તો જુદુંજ અને પેલા બેઉ કરતાં વધારે ખરાબ હતું. મિસ હેન્ડરસનને આ કારખાનામાં આવ્યે ઝાઝો વખત થયો ન હતો. તે અહીં નોકરીએ રહી ત્યાર પછી કેટલેક વખતે તેનો ખરો ઇતિહાસ લોકોની જાણમાં આવતો ગયો. પહેલાં તો લોકો એકબીજાના કાનમાં કાંઇ કાંઇ કહેવા લાગ્યા. પછી ખરી વાત બહાર પડી કે, તે તો આજ મકાનના એક વિભાગના સુપરિન્ટેન્ડેન્ટની એક વારની રખાત હતી. તે તેનો ફજેતો ન કરે એટલા માટે તેણે પોતાની લાગવગથી તેને અહીં નોકરીએ રખાવી આપી હતી. પણ આવું કરતાં પણ તે છેક ફાવ્યો ન હતો; કારણ કે તેઓ એક બે વાર સૌના

દેખતાં લડયાં હતાં. તેનો સ્વભાવ વરૂના જેવો હતો અને તે આવી ત્યારથી તેના હાથ નીચેનું આખું ખાતું ચાડીચૂગલી અને વેરઝેરથી ખદબદતું બની ગયું. મજૂરી કરનારી છોકરીઓમાંથી કેટલીક તો તેના જેવુંજ જીવન ગુજારનારી હતી. તેમણે તેની નીચ ખુશામત કરવા માંડી અને તે જે કહે તે હાજી હા કહીને તેનું કહ્યું કરવા લાગી. તેમના આવા ભ્રષ્ટ જીવનમાં જેઓ સામેલ થઇ નહિ તેમને વિષે તેમણે હલકી નિંદા કરવા માંડી અને તરેહ તરેહની કુત્સિત વાતોનો તેમણે ફેલાવો કરવા માંડયો. એટલે તો પછી આખા ખાતામાં કલહ, કંકાસ અને વેર–વિદ્વેષનાં પગરણ મંડાયાં. સૌથી ખરાબ બીના તો વળી એવી હતી કે, એ મિસ હેન્ડરસન, શહેરને બીજે છેડે આવેલા એક કુટ્ટણખાનામાંજ રહેતી હતી. ત્યાં તે એકલી રહેતી ન હતી, પણ આજ કારખાનાના બહારના વિભાગમાં માલ ચઢાવનાર ઉતારનાર મજૂરોના ઉપર દેખરેખ રાખનાર કોનોર નામનો માંકડા જેવા રાતાચોળ મોઢાવાળો એક આઇરિશ અમલદાર હતો તેની રખાત તરીકે રહેતી હતી. એ માણસ અત્યંત દુષ્ટ અને એટલો બધો બહેકી ગયો હતો કે કારખાનામાં જતી આવતી છોકરીઓની સાથે અણઘટતી છૂટ લેતો હતો. કારખાનામાં જ્યારે કામની મંદી હોય ત્યારે કેટલીક છોકરીઓ મિસ હેન્ડરસનની સાથે તેને ઘેર પણ જઈ આવતી. તે પોતાનું કુટ્ટણખાનું અને તેને બ્રાઉન કંપનીએ સોંપેલું અમુક ખાતું, એ બેનો કારોબાર એકબીજાના સહકારથી ચલાવતી હતી એમ કહીએ તો કશુંજ ગેરવાજબી કહેવાય નહિ. કુટ્ટણખાનામાં રહેનારી અને હલકો ધંધો કરનારી કેટલીક સ્ત્રીઓને તે પોતાના ખાતામાં સારી આબરૂદાર છોકરીઓની સાથે સાથે કામે વળગાડી દેતી. કોઇ વાર તેમને માટે ખાલી જગ્યા ન હોય તો સારી નીતિમાન છોકરીઓને કાઢી મૂકાવીને પણ પેલી નઠારી સ્ત્રીઓને માટે તે જગ્યા કરી આપતી. તે સ્ત્રીઓ આખો દિવસ ભલે કામ કરતી ખરી, પણ કામ કરતાં કરતાં પણ પેલા કુટ્ટણખાનાની જિંદગીના વિચારો તો તેમના મનમાંથી કદી ખસતાજ ન હતા. જેમ પેકિંગ્ટાઉનના હાડકાંમાંથી ખાતર બનાવવાના વિભાગમાંથી રાત્રે દુર્ગંધના ગોટા હવાની સાથે ચાલ્યા આવતા, તેમ આ સ્ત્રીઓનાં મોઢાંમાંથી પણ ગંદી હલકી બીભત્સ વાતોના ઉદ્દગાર અવાર નવાર નીકળ્યાજ કરતા. એક જણી બીજીની કૂખમાં ગોદો મારીને હસી હસીને તેના કાનમાં અમુક વાત કહે; તે બીજીને કહે, એમ તે વાત ઝટ બધે ફેલાઈ જતી. કેટલીક તો તે સાંભળતા પહેલાંજ સમજી જતી અને એકબીજીને આંખોના ઇસારાથી સમજાવી

દેતી. આવી ગંદી વાતોમાં જેમને રસ પડતો ન હતો તેમના સિવાય બીજી બધી ખિલખિલાટ મચાવી મૂકતી. આવા મલિન વાતાવરણમાં એોના એક દિવસ પણ પડી રહે એવી ન હતી. પણ પડી ન રહે તો જાય ક્યાં? નોકરી મૂકી દીધી એટલે ભૂખમરો જાણે ઘરના બારણા આગળજ આવીને ઉભો છે એમજ માની લેવું, તેમ છતાં પણ તેને દરરોજ મનમાં એવું થતું કે, આજે તો હું અહીં કામ કરૂં છું, પણ આવતી કાલે શું થશે તે કાંઇ કહેવાય નહિ. હું પરણેલી અને નીતિમાન છું એજ કારણને લીધે મિસ હેન્ડરસન મારા ઉપર દાઝે બળે છે, એ સાચી વાત હવે તેના જાણ્યામાં આવી. તેની ખુશામત કરનારીઓ અને ચૂગલીખોર છોકરીઓ ઓનાને ધિક્કારતી હતી તેનું પણ એજ કારણ હતું. તેમની ભ્રષ્ટ વાતોમાં રસ લેતી ન હતી તેથીજ તેઓ તેને પજવતી હતી અને તેના જીવનને દુઃખરૂપ બનાવવા માટે તેમનાથી થાય તેટલું કર્યા વિના રહેતી ન હતી.

પણ જેને આવી વાતોનો કંટાળો હોય અને આવી વાતો કરનારી સ્ત્રીઓથી જે દૂર રહેવાનું પસંદ કરતી હોય એવી સ્ત્રીને માટે આખા પેકિંગ્ટાઉનના કોઇ પણ કારખાનામાં સ્થાનજ ન હતું. કારણ કે બધેજ આવી ને આવીજ મ્હોકાણ હતી. આખા પેકિંગ્ટાઉનમાં એવું એક પણ કારખાનું સોગંદ ખાવાને પણ ન હતું કે જ્યાં કોઈ નીતિમાન સ્ત્રીના કરતાં વેશ્યાને કામ અને પગારની બાબતમાં સુગમતા ન મળતી હોય અને આબરૂદાર સ્ત્રીના કરતાં હલકો ધંધો કરનારી સ્ત્રી બીજી બધી રીતે વધારે સહેલાઇથી ફાવી જતી ન હોય. એનું કારણ શું? કારણ એજ કે અહીં હલકા સંસ્કારવાળા અને દેશપરદેશથી આવેલા લોકોનીજ વસ્તી છે; તેઓ હમેશાં ભૂખમરાના સીમાડા ઉપરજ જેમ તેમ કરીને ટકી રહે છે, અને જિંદગીમાં આગળ વધવાને માટે તેમને અસલના ગુલામોના માલિકોના જેવાજ દુષ્ટ, પાશવી પ્રકૃતિના અને કોઇ પણ કામ કરતાં જેમને આંચકો ન લાગે એવા રીઢા પાપી લોકોના મનના તરંગોના ઉપરજ આધાર રાખવો પડે છે. આવી સ્થિતિમાં અનીતિનો ફેલાવો ન થાય તો બીજું થાય પણ શું? જે જમાનામાં ગુલામો ભરબજારમાં વેચાતા હતા તે જમાનામાં ગુલામોનાં જીવન જેટલાં કલુષિત હતાં તેટલાંજ આ કારખાનાંના મજૂરોનાં પણ છે. કારખાનાંઓમાં રોજ ને રોજ એવા એવા કિસ્સા થયાજ કરે છે, કે જેમનો સભ્ય મંડળીમાં ઇસારો પણ ન કરી શકાય, અને એ તો રોજની બીના છે, એવું સૌ કોઇએ માની લીધેલુંજ છે. અસલની ગુલામીના જમાનામાં ગુલામ કાળા અને તેના માલિક ગોરા હોવાથી ગુલામ સ્ત્રીઓ

પેઠે જન્મ લેતી સંતતિના વર્ણ ઉપરથી અનીતિનું પ્રમાણ માલૂમ પડી આવતું અને અહીં બેઉ ગોરી જાતિનાં હોવાથી તેટલું ઉઘાડું પડી શકતું નથી.

ત્યાર પછી એક દિવસ ઓનાથી કારખાનામાં કામે ન જવાયું. જર્ગિસે તેના મનનો ફાંકો અમલમાં મૂક્યો અને ડૉકટરને તેડી લાવ્યો. તે દહાડે ઓનાએ વગર અડચણે એક રૂપાળા છોકરાને જન્મ આપ્યો. ઓના તો પાતળી સળેકડી જેવી અને નાના કદની હતી, પરંતુ આ છોકરો તો બીજાં બધાં છોકરાંને ટપી જાય એવો રાક્ષસી કદનો હતો. જર્ગિસ કારખાનામાંથી ઘેર આવ્યા પછી કલાકના કલાક સુધી ઉભો ઉભો આ નવા અતિથિનું મોઢું જોયાજ કરતો અને પોતે છોકરાનો બાપ થયો એ વાત હજી તેનાથી પૂરી માની શકાતી ન હતી.

પણ એટલી વાત તો સાચી હતી કે, આ છોકરાએ અવતરતાની વારનેજ જર્ગિસના જીવનનું ઘડતર ઘડવામાં મોટામાં મોટો ભાગ ભજવ્યો. તે અવતર્યો તે દિવસથી જર્ગિસ પોતે ભલો અને પોતાનું ઘર ભલું એવું માનતો થઈ ગયો. તેને ઘર બહાર રવડવાની ટેવ તો પહેલેથીજ ઘણી નહિ જેવી હતી, પણ તેનો જે કાંઇ થોડો ઘણો અંશ હતો તે આ છોકરાએ આવતાની વારનેજ તેના બાપના મનમાંથી ધકેલી કાઢયો. જર્ગિસ જેવો કારખાનામાંથી છૂટો થતો તેવોજ સીધો સીધો ઘેર ચાલ્યો આવતો અને સાંજના ફરવા જવાનું, ભાઇબંધોની સાથે વાતોના તડાકા મારવાનું કે દારૂના પીઠામાં જઇને ત્યાંનાં ગામ-ગપાટાં સાંભળી આવવાનું તે નામજ લેતો ન હતો. હવે તો ઘેર આ-વીને પોતાના નાનકડા વંશરક્ષકનું મોઢું જોયા કરવામાંજ તેને ઘણામાં ઘણો રસ પડતો તેથી બીજી ત્રીજી બાબત તરફ તેનું ચિત્ત જતુંજ નહિ. આવો ફેરફાર તેનામાં એકાએક શાથી થયો એ ઘણું નવાઈ જેવું તો હતુંજ. કારણ કે તેને અત્યાર સુધી તો છોકરાં રમાડવાં ગમતાં ન હતાં, છતાં આજે તેને એકાએક નાનાં છોકરાંમાં રસ પડયો-જ શાથી? કદાચ એમ પણ હોય કે, ઓનાએ જે છોકરાને જન્મ આપ્યો હતો તે તેના જેવડાં બીજાં છોકરાંના જેવો ન હતો, પણ ઘણોજ અસાધારણ છોકરો હતો. તેના જેવી કાળી આંખની કીકીઓ, તેના જેવી વાંકડીઆ વાંકડીઆ વાળની લટો બીજા કોઇ છોકરાને હતીજ નહિ. અને વળી નખથી તે શિખ સુધી તેના બાપનોજ બીજો નમૂનો—આબેહૂબ જાણે બીજો જર્ગિસજ. ઘરનાં બધાં એની એજ વાત કરતાં. આ બીનાએ તેના મન ઉપર ઘણીજ અસર કરી. આવડું

નાનું સરખું પ્રાણી આવા વિચિત્ર સંજોગોમાં—આવી વિચિત્ર રીતે—આ દુનિયામાં આવી પડયુંજ કેમ અને તે વળી જાણે તેના બાપના ચાળા પાડતું હોય તેમ બરાબર તેના બાપના જેવુંજ નાક લઈને આવ્યું, એ બધું શાથી બન્યું હશે તેનો વિચાર કરતાં કરતાં જર્ગિસ ખૂબ ગૂંચવાઇ જતો.

પછી તેણે પોતાના મન સાથે એવું સમાધાન કરી લીધું કે એ મારાજ પેટનો છોકરો છે તેની સાબિતી તરીકે કુદરતે તેના નાકનો એવો ઘાટ ઘડયો હશે. તે મારો અને મારી ઓનાનો છોકરો—અમારાં લગ્નનું, અમારા પ્રેમનું ફળ—હવે તે જીવતો રહે ત્યાંસુધી તેનું જતન કરવું એજ અમારો બેઉનો ધર્મ. જર્ગિસની પાસે અત્યારસુધી આવું રસપ્રદ રમકડું હતુંજ નહિ, પણ હવે તેને સાંપડયું હતું. વિચાર કરવા જઇએ તો અલબત્ત બાળક એક અતિ અદ્ભુત સંપત્તિ છે. તે બાળકનું બાળક નહિજ રહે, પણ જતે દહાડે મોટો ભાયડો થશે. તે પૂર્ણ અને સ્વતંત્ર વ્યક્તિત્વયુક્ત આત્મા છે અને તેની પોતાની સ્વતંત્ર ઇચ્છાશક્તિ લઇનેજ અહીં અવતર્યો છે. જર્ગિસ જ્યારે તેના છોકરાના મોઢા સામે જોયા કરતો ત્યારે હમેશાં તેને હમણાં કહ્યા તેવા વિચારો આવતા અને તેથી અનેક વાર તેના મનમાં ઘણી વિચિત્ર અને નહિ સહન થઈ શકે એવી લાગણીઓ ઉછળી આવતી. એનું નામ તેણે પોતાના બાપના નામ ઉપરથી એન્ટેનાસ પાડયું. એ નાનકડા એન્ટેનાસને જોઇને તે ગાંડો ઘેલો થઇ જતો અને ‘મારે વળી આવો દીકરો’ એમ જાણીને ફૂલાયા કરતો. બહારથી ઘેર આવે કે તરતજ ‘એન્ટેનાસને આજે નવડાવ્યો હતો કે’ ‘એને લૂગડાં પહેરાવ્યાં છે કે’ ‘એને એની માએ વખતસર ધવડાવ્યો હતો કે’ ‘એ આજે પૂરતું ઉંઘ્યો હતો કે’ ‘એને કોઇએ રડાવ્યો હતો કે’ એવા એવા હસવા જેવા વિચિત્ર સવાલ પૂછી વળતો. તેના હિસાબ પ્રમાણે એ છોકરાના શરીરના કદના પ્રમાણમાં તેના પગ ઘણાજ નાના દેખાતા હતા, તે ઉપરથી તેના મનમાં જે બીક પેસી ગઇ હતી તેને નીકળી જતાં ઘણો વખત લાગ્યો.

પણ આ છોકરા ઉપર તેનો આટલો બધો મોહ હતો તે છતાં તેને જોવાની તક તેને માત્ર ક્વચિતજ મળતી. તેને તેની પરાધીનતાની બેડી જો ઘણામાં ઘણી ખૂંચતી હોય તો ખાસ કરીને આ કારણને લીધેજ. તે રાત્રે મોડો ઘેર આવે ત્યારે ઘણું કરીને એન્ટેનાસ તો ઘોડીઆમાં ઉંઘતોજ હોય અને જર્ગિસ પોતે સૂવા જાય તે પહેલાં જો વળી તે ઉંઘમાંથી જાગી ઉઠે તો જર્ગિસનું મોટું નસીબ. પણ

ઘણી વાર એવું બનતુંજ નહિ. સવારમાં પોતાના કારખાનામાં વખતસર હાજર થઇ જવાની ઉતાવળમાં તેને છોકરાની સામે જોવાનો વખતજ ક્યાંથી હોય ? આથી કરીને રવિવાર સિવાય તેને છોકરાને પેટ ભરીને રમાડવાનો વખતજ મળતો ન હતો. તેના કરતાં ઓનાની હાલત તો આથીએ વધારે દયાપાત્ર હતી. ડૉકટર કહેતો ગયો હતો કે, તેણે હમણાં થોડા વખત સુધી કામે નહિ જવું, પણ ઘેર રહીને છોકરાનું જતન કરવું. એમ કરવાથી તેનું અને છોકરાનું બેઉનું આરોગ્ય જળવાઇ રહેશે. પણ આ ગરીબ લોકોની સ્ત્રીઓને ઘેર રહીને છોકરાને ધવરાવીને ઉછેરવાનું પાલવેજ કેવી રીતે ? જેમને બિચારાંને દમડી દમડીનો હિસાબ ગણવો પડતો હોય તેમને સુવાવડનો દોઢ મહિનો પણ આરામ લેવાનું પરવડેજ કેમ ? એટલે બન્યું એમ કે, ઓનાને તેની પ્રસૂતિ પછી આઠમે દહાડેજ કારખાનામાં જઇને નોકરી ઉપર હાજર થવું પડયું અને તેના નવા જન્મેલા છોકરાને ટીટા એલ્ઝબિટા બજારૂ દૂધ પાઇને ઉછેરવા લાગી. ખરૂં જોતાં તે દૂધજ ન હતું, પણ કોઇ ફિક્કા ભૂરા રંગની ઝેરી પ્રવાહી વસ્તુ હતી અને તે દૂધને નામે બજારમાં દૂધવાળાની દુકાને વેચાતી હતી. ઓનાએ પોતાની સુવાવડ ખાતે માત્ર એકજ અઠવાડીઆનો પગાર ગુમાવ્યો. એક સોમવાર ગયો અને બીજે સોમવારે તો તે પોતાની જગ્યાએ કામ કરતી થઇ ગઈ. જર્ગિસે ઘણી જિદ કરી ત્યારે એટલું થયું કે, ઓના પગે ચાલીને નહિ પણ ટ્રામ ગાડીમાં બેસીને જવા કબૂલ થઇ. જર્ગિસ તેને ટ્રામ ગાડીમાં બેસાડીને પોતે ટ્રામની પાછળ પાછળ દોડતો અને બ્રાઉન કંપનીના કારખાના આગળ જ્યાં ટ્રામ ઉભી રહેતી ત્યાં પાછો ઓનાનો હાથ પકડીને તેને ટ્રામમાંથી ઉતારતો અને પછી પોતાને કામે જતો. ઓનાએ કહ્યું કે, હવે મારે કશી ખાસ અડચણ છેજ નહિ. ગાડીમાં બેસીને જાઉં છું અને ગાડીમાં બેસીને ઘેર આવું છું અને કારખાનામાં તો બેઠાં બેઠાં માંસનાં પડીકાં સીવવાનાંજ કેની ? એમાં તે શું મોટું ? એ તો સારૂંજ થયું કે, હું વખતસર મારી જગ્યાએ હાજર થઇ ગઈ, નહિ તો પેલી રાં... મુકાદમે મારી જગ્યાએ બીજી કોઇને રાખી લીધીજ હોત. આવું થયું હોત તો મારી નોકરી જાત. બીજી નોકરી વખતે મળે કે ન પણ મળે. હવે આપણને છોકરૂં થયું એટલે છોકરાનો વિચાર કરીને પહેલાંના કરતાં આપણે વધારે સાચવીને ચાલવાનું. આપણે જ્યારે છડેછડાં હતાં ત્યારે પણ આપણને ઘેર બેસવું પરવડતું ન હતું, ત્યારે હવે આપણને છોકરૂં થયું એટલે હવે જો નોકરી ગઇ તો મૂઆંજ પડયાં જાણવાં. ઓનાએ આવી આવી દલીલો કરીને જર્ગિસને

ટાઢો પાડયો. તેનું કહેવું પણ ખરૂં હતું. તેમણે ગમે તેમ કરીને પણ એ છોકરાને તો એવી રીતે ઉછેરવો જોઇએ અને તેને એવી કેળવણી આપવી જોઇએ કે જેથી કરીને તેને તેનાં માબાપની માફક દુઃખ વેઠવું ન પડે. એ છોકરો જન્મ્યો તે વખતે જર્ગિસના મનમાં જો કોઇ પણ વિચાર સૌથી પહેલવહેલો આવ્યો હોય તો તે આજ હતો. તેણે તે ક્ષણથીજ હાથની મુટ્ઠીઓ ભીડીને અને દાંત કચકચાવીને દૃઢ નિશ્ચય કર્યો કે, ગમે તેમ કરીને તે નાના જીવની ખાતર જીવનસંગ્રામમાં ટકી રહેવુંજ જોઇએ.

ઉપર કહ્યું તે પ્રમાણે ઓના પોતાની અધૂરી સુવાવડમાંથી ઉઠીને કામે વળગી અને તેમ કરીને તેણે પોતાની નોકરી તો જાળવી લીધી. પણ તેના બદલામાં સ્ત્રીજાતિને ગર્ભાશયની નાના પ્રકારની પીડાઓ થયા કરે છે તેમાંની કેટલીક પીડાને તેણે પોતાના શરીરમાં પ્રવેશ કરવાનું નિમંત્રણ કરી દીધું. ત્યાર પછી તે જેટલો વખત જીવતી રહી તે દરમ્યાન એક દિવસ પણ તે સાજીસમી રહી નહિ. દરરોજ કાંઈ ને કાંઈ પીડા તો ખરી ખરી ને ખરીજ. સ્ત્રીજાતિના ગુહ્ય અવયવોને લગતી બિમારીઓ જેને લાગુ પડે છે તે પોતાનું બાકીનું જીવન કેવી રીતે વીતાવે છે તે વર્ણન કરવું મુશ્કેલ છે. આવી ક્રૂર સજાની તુલનામાં ઓનાએ કરેલો અપરાધ નહિ જેવો હતો. પ્રસૂતિ પછી થોડા દિવસ આરામ લેવાને બદલે કારખાનામાં જઇને કામ કરવા લાગી એ તેનો ગુન્હો. પણ તેને થતી શારીરિક પીડાનું આજ કારણ છે અને બીજું કશુંજ નથી, એ તેના કે કોઇના સમજવામાં આવ્યુંજ નહિ. આવા સંજોગોમાં શ્રીમંતની સ્ત્રી ખાસ ડૉક્ટર પાસે જઇને તેની સલાહ પ્રમાણે ઉપચાર પણ કરાવી શકે અને જરૂર પડે તો શસ્ત્રક્રિયા કરાવીને પણ પીડામાંથી છૂટકારો મેળવે. પણ ડૉક્ટરની સલાહ, વૈદ્યકીય ઉપચાર, શસ્ત્રક્રિયા, એ શબ્દો ઓના જેવી નિર્ધન પુરુષની સ્ત્રીને માટે વન્ધ્યાપુત્રના જેવા અર્થ વગરના હતા. તેનું માથું દુખતું, કમ્મર ફાટ ફાટ થતી, આખે શરીરે અશક્તિ લાગતી અને કાળજામાં ચુંથારો થઇ આવતો. વરસાદ વરસતો હોય અને તેવે વખતે કારખાનામાં જવું થાય ત્યારે માથામાં શૂળો ભોંકાતી. પરંતુ તેમાં તે શું થઈ ગયું? એ તો સ્ત્રીમાત્રને થાય છે અને ઓનાને થાય એમાં નવાઇ શી? પેકિંગટાઉનની લગભગ બધીજ સ્ત્રીઓને આવાંજ કારણોને લીધે આવીજ પીડા થયા કરતી હતી. એમાં ડાકટરને બતાવવા જેવું હોયજ નહિ. બધી સ્ત્રીઓ આવી રીતે મન વાળતી અને ઓનાએ પણ

વાળ્યું. તેની બહેનપણીઓએ તેને જે જે બજારૂ દવાઓ ખાવાની સલાહ આપી તે બધીજ તેણે વારાફરતી અજમાવી જોઇ. એ બધી દવાઓમાં આલ્કોહોલ અથવા એવુંજ કોઇ માદક અને ઉત્તેજક દ્રવ્ય હતું તેથી થોડો વખત તેને ઠીક લાગતું; પણ પાછા એ ભગવાન એના એ. બજારૂ દવાઓ ખાઇને તે ખરા આરોગ્યને બદલે આરોગ્યના મિથ્યા પડછાયાની પાછળ દોડવા મથતી હતી, પણ તે બધો વખત ખરૂં આરોગ્ય તો તેનાથી દૂરનું દૂરજ રહેતું. જેવી ચિકિત્સા કરવી જોઇએ તેવી તે કરી શકતી ન હતી અને તેનું એકજ કારણ હતું કે, તે નિર્ધન હતી અને યોગ્ય ચિકિત્સા કરાવવાનું તેની પાસે સાધન ન હતું.





# प्रकरण ११ मुं

ઉનાળો બેસતાં કસાઈખાનાં અને માંસના ડબ્બા ભરવાનાં કારખાનાં પાછાં ધમધોકાર કામ કરતાં થઈ ગયાં અને જર્ગિસની કમાણી પણ તેટલા પ્રમાણમાં વધતી ગઈ. પરંતુ તેમ છતાં તે આગલા ઉનાળામાં જેટલા ડૉલરનો રોજ પાડતો હતો તેટલો આ ઉનાળામાં તેનાથી પડતો ન હતો. તેનું કારણ એ હતું કે, કસાઇખાનાંવાળાઓએ નવા મજૂરોની ભરતી કરી હતી તેથી સૌને ભાગ પહેલાંના કરતાં થોડા કલાકનું કામ આવતું હતું. એક અઠવાડિયું પૂરૂં થાય તે પહેલાં કારખાનામાં નવાં માણસો દાખલ થયાંજ હોય. આમાં કશું અસાધારણ ન હતું. કસાઇખાનાંવાળાઓની આ કાયમની નીતિજ હતી. આ સાલ તેમનાં કારખાનાંમાં જેઓ મજૂરી કરતા હોય તેમની સાથે હરિફાઇમાં ઉતરવા માટે નવા મજૂરો જ્યાંથી મળી શકે ત્યાંથી શોધી શોધીને ઘસડી લાવવા, એ કારખાનાંના માલિકોનો સદાનો કાર્યક્રમ હતો. વરસની આખરે જ્યારે બજારમાં મંદી થાય અને કારખાનાં-ઓનું કામ છેકજ ઘટી જાય તો પણ આ નવા મજૂરોને તેઓ રજા આપતા નહિ; પણ નોકરીમાં રહેવાજ દેતા, જેથી કરીને જ્યારે મજૂ-રોની કમાણી છેકજ ઓછી થઈ જાય ત્યારે તેવી ઓછી થએલી કમાણીમાંથી પણ આ નવા આવેલાઓ કાંઈક હિસ્સો પડાવી લે અને તેથી કરીને દરેકને ભાગ ઓછામાં ઓછોજ પગાર આવે અને તેઓ ગરીબાઇની ચક્કીમાં એવા પીસાયા કરે કે જેથી માલિકોની સામે કદી ઉંચી મૂંડી કરીજ ન શકે. આમ કરવામાં તેમની એક બીજી અને વધારે દુષ્ટ મતલબ એ હતી કે, આવું કરવાથી શિકાગોની અંદર જેટલા ફાલતુ મજૂરો હોય તે બધાજ કામ શીખી જાય. વળી આ યોજ-નાની અંદર ખરેખરી દુષ્ટતા અને બદમાસી તો એ હતી કે, કેળવા-એલા મજૂરોની સાથે સાથે નવા મજૂરોને કામે લગાડી દેવા અને જૂના મજૂરોની પાસેજ નવાઓને કામ શીખવવું, જેથી કરીને જૂના મજૂરો કોઇ વાર કામની હડતાલ પાડે ત્યારે તેમની હડતાલ ભાંગી

પાડવાને માટે આ નવાં માણસોનો ઉપયોગ કરી શકાય. એનો અર્થ એ થયો કે, પોતાનું ગળું કાપવાની છરી મજૂરોએ પોતાને હાથે સજીને પોતાના હરિફોના હાથમાં આપવી. મજૂરો કદી માથું ઉંચકે તો તેમને દાબી દેવાનો એક બાજુએ ઘાટ ઘડાતો હતો ત્યારે બીજી તરફથી તેમના ઉપર નાણાંની તંગીનું દબાણ ક્રમવાર વધતુંજ જાય એવી યોજનાઓ ઘડાતી હતી, જેથી કરીને એક તરફ ભૂખમરો અને બીજી તરફ હડતાલ પાડવાની અશકયતા એ બે ભયની વચ્ચે તેઓ લાગ-લાગટ દબાતાજ રહે.

કારખાનાંમાં મજૂરોની સંખ્યા વધી હતી અને ખરી રીતે જેટલા જોઇએ તે કરતાં પણ માલિકોએ જાણી જોઇને વધારે મજૂરો રાખ્યા હતા તે ઉપરથી કોઇએ એવું નહિ માની લેવું કે, તેમના ઉપર કામનો મારો ઓછો થયો હશે. કામ કરવાના વેગમાં ઘટાડાની આશા તો દૂર રહી, પણ અગાઉના કરતાં પણ વધારે નિર્દય ઝડપથી કામ લેવામાં આવતું હતું અને એ ઝડપમાં વધારો કરવાની નવી નવી યુક્તિઓ માલિકો શોધી કાઢતા હતા અને તેમને અમલમાં મૂકયે જતા હતા. માલિકોને મન મજૂરો એ કામ કરવાનાં નિર્જીવ યંત્રો હતાં. વરાળના અથવા વીજળીના યંત્રની ગતિમાં વધારો કરીને તેમની મારફતે દર કલાકે વધારે કામ લેવું એ જો વાજબી હોય તો પછી મનુષ્યરૂપી યંત્રની ગતિનો વેગ વધારીને તેની મારફતે વધારે કામ લેવામાં હરકત શી? એમાં નીતિ-અનીતિનો પ્રશ્નજ કયાં રહ્યો? અસલના વારામાં રાજ-કેદીઓને રીબાવી રીબાવીને મારવાનાં યંત્રો વપરાતાં હતાં. તે યંત્રો તો આજના સભ્ય જમાનામાં વપરાતાં નથી, પણ તેમની જગ્યાએ તેમના જેવાંજ ક્રૂર પણ આંખે નહિ દેખાય એવાં યંત્રો આજે માણસોને રીબા-વવાને માટે વપરાય છે. તેમાંનું એક યંત્ર આ કારખાનામાં મજૂરો-ની પાસે વધારે વધારે કામ લેવાની યુક્તિઓમાં રહેલું છે.

પહેલાં તો અમુક સશક્ત મજૂરોને બીજા મજૂરોના કરતાં થોડો વધારે પગાર આપવાનો કરીને તેમને એવાં કામો ઉપર ગોઠવી દેતા કે તેઓ જેટલી ઝડપથી તેમનું કામ કરે તેટલીજ ઝડપથી બીજા બધાને કર-વુંજ પડે. આ રીતે આખા કારખાનાના એકંદર કામમાં ખૂબ વધારો કરી શકાતો. વળી ડુક્કર તથા બીજાં પશુઓનાં મૂડદાંને એક માળ ઉપરથી તેની નીચેના માળ ઉપર લાવવાનાં તથા જુદી જુદી જગ્યાએ ખસેડવાનાં જે યંત્રો હતાં તેના મૂળ ચક્રની ગતિમાં માલિકો રોજ થોડો થોડો વધારો કર્યાજ કરતા હતા. એ વધારો એટલો થોડો કરતા

હતા કે તરત ને તરત તો કોઇને કશી ખબરજ ન પડે. જેટલી ઝડપથી મૂળ ચક્ર ફરે તેટલીજ ઝડપથી બીજાં યંત્રો પણ ચાલવા માંડે. તેથી કરીને મજૂરોની પાસે ચાલ્યાં આવતાં ઢોરનાં મૂડદાં દરરોજ જરા જરા વધારે ઝડપથી ચાલ્યાં આવે. એટલે તેમના ઉપર જેને જે ક્રિયા કરવાની હોય તેને તે ક્રિયા પણ જરાક વધારે ઝડપથી કરી લેવીજ પડે. તેમ ન કરે તો યંત્ર વડે ખસતું મૂડદું કાંઈ તેની પાસે ઉભું તો નજ રહે. એમ કરતાં કરતાં એટલી ઝડપથી કામને પહોંચી વળવાને માટે મજૂરોના હાથ ટેવાય એટલે વળી પાછો પેલા મૂળ ચક્રની ગતિમાં જરાક વધારો થયોજ હોય. એ પ્રમાણે દિવસે દિવસે રોજના કામના એકંદર સરવાળામાં ચાલુ વધારો થયાજ કરે અને તેને પહોંચી વળવાને માટે મજૂરોએ વધારે ચપળતાથી કામ કર્યેજ છૂટકો. ત્રીજી યુક્તિ વળી આથીએ વધારે નીચ હતી. કારખાનામાં કેટલાંક કામ ઉપર વખતને હિસાબે નહિ પણ કામને હિસાબે પગાર ચૂકવવાનો રિવાજ હતો. એવાં કામ કરી દેવાના વખતમાં માલિકો ઘટાડો કરતા એટલે કામદારો જો પહેલાંના કરતાં થોડા વખતમાં તેટલુંજ કામ કરી આપશે તો પગાર તે કામના ઉપર પહેલાં જેટલો મળતો હતો તેટલો ને તેટલોજ મળશે એવું કહેતા. થોડા વખતમાં વધારે પગાર કમાઇ લેવાની લાલચે કામદારો કામની ઝડપ વધારીને માલિકોએ ઠરાવેલા વખતમાં તેટલું કામ પૂરૂં કરી આપતા. પછી મજૂરોના હાથ વધારેલી ઝડપે કામ કરવાને ટેવાઈ ગયા છે એવી ખાત્રી થતાંજ માલિકો કહેતા કે, હવે અમુક કામ કરતાં તમને પહેલાંના કરતાં ઓછો વખત લાગે છે; માટે જેટલો વખત ઓછો લાગે છે તેના પ્રમાણમાં તમને પગાર પણ ઓછોજ મળશે! માંસના ડબ્બા ભરીને તૈયાર કરવાનાં કારખાનાંઓમાં માલિકોએ આ યુક્તિનો એટલી બધી વાર ઉપયોગ કર્યો કે ત્યાં કામ કરનારી મજૂરણો આખરે છૂત્ર ઉપર આવી ગઈ; કારણ કે છેલ્લાં બે વરસમાં તેમનો પગાર ધીમે ધીમે ઓછો થતાં થતાં આખરે તેના ઉપર ત્રીજા ભાગનો કાપ પડી ગયો અને અસંતોપની લાગણી એટલી બધી તીવ્ર બની ગઇ કે ક્યારે ઉત્પાત થશે તેનું કશું ઠેકાણુંજ નહિ. માલિકોની સામે કામદારોનો રોપ ધૂમાયા કરતો હતો અને કોઇ પણ વખતે એકાએક ભડકો થઈ બેસે એવી ચોક્કસ વકી હતી. મેરિજા માંસ છોલી કાઢવાના કામ ઉપર રહી ગઇ તેને એકાદ મહિનો ભાગ્યેજ થયો હશે એટલામાં તો જ્યાં તે પહેલાં કામ કરતી હતી તે કારખાનાના માલિકોએ નોટિસ આપી કે, હવેથી અમારે ત્યાં કામ કરનારી મજૂરણોને અડધે પગારે

કામ કરવું પડશે. આ ઉપરથી તેઓ એટલી હદ સુધી ઉશ્કેરાઇ ગઇ કે, માલિકો સાથે વાટાઘાટ કરવા એક પળવાર પણ ન ગુમાવતાં બધીજ મજૂરણો સામટી કારખાનાની બહાર નીકળી ગઇ અને બહાર ચોગાનમાં તેમણે સભા ભરી. તેમાંની એક છોકરીએ કોઇ જગ્યાએ એવું વાંચ્યું હશે કે, ઉત્પીડિત થએલા મજૂરોને માટે લાલ વાવટો એજ સાચામાં સાચું ચિહ્ન છે. તે ઉપરથી તેમણે સભામાં લાલ વાવટો ફરકાવ્યો અને તેને લઇને તેઓ ક્રોધના આવેશમાં ચીચીઆરીઓ પાડતી આખા કસાઇખાનામાં તમામ રસ્તાઓ ઉપર સરઘસના રૂપમાં ફરી. આ નવા ધડાકાનું ફળ એ થયું કે, મજૂરણોનો એક સંઘ સ્થપાયો, પણ અગાઉથી તૈયારી કર્યા વગર સંગઠનને અભાવે તેમની હડતાલ તો ત્રીજેજ દહાડે ભાગી પડી. કારણ કે માલિકોએ હડતાળીઆંઓની જગ્યાએ નવી મજૂરણોને કામે વળગાડી દીધી. તેમની પાસે તો ભૂખે મરતા બેકાર મજૂરોની ફોજ હરહમેશ તૈયાર ને તૈયારજ હોય છે. જે છોકરી લાલ વાવટો લઇને ફરી હતી તેનો તો પૂરેપુરો ફેસ્તો થયો. તેને કોઇ પણ કારખાનાવાળાએ રાખી નહિ તેથી તેને આખરે શહેરને છેક બીજે છેડે એક દુકાનમાં અઠવાડીઆના ફક્ત અઢી ડૉલરને પગારે નોકરીએ રહેવું પડયું.

આવી આવી વાતો જ્યારે ઓના અને જર્ગિસને કાને આવતી, ત્યારે તેમનાં કાળજાં ફફડી ઉઠતાં; કારણ કે તેમને પોતાને ઘેર બેસવાનો વખત કયારે આવશે તેનું શું કહી શકાય ? એક બે વાર એવી અફવા ઉડી હતી કે, એક મોટું કારખાનું તમામ અણકેળવાએલા મજૂરોના પગારમાં કાપ મૂકવાનું છે અને કલાકના સત્તર સેન્ટની જગ્યાએ તેમને દર કલાકે પંદર સેન્ટ લેખે પગાર ચૂકવવાનો વિચાર કરે છે. જર્ગિસ અણકેળવાએલા મજૂરમાં ગણાતો હતો તેથી જો આ અફવા સાચી પડે તો મારા પગારમાં કાપ પડશે તેના ભણકારા તેને વાગતાજ હતા. પેકિંગ્ટાઉનમાં કારખાનાં તો એક કરતાં અનેક હતાં, પણ તે બધાંને જુદાં જુદાં કહેવા કરતાં એક મોટી સંયુક્ત સંસ્થાજ કહેવી જોઇએ તેનાં કારણો હવે આટલા દિવસના અનુભવ પછી જર્ગિસ જાણી ગયો હતો. એ બધાં કારખાનાંના માલિકોનું એક સંગઠિત મંડળ હતું અને બધા એકબીજાની સાથે મળીને સંપૂર્ણ સહકારથી કામ લેતા હતા. અઠવાડીઆમાં એક વાર કારખાનાંના વ્યવસ્થાપકો એકઠા થતા, એક બીજાના અનુભવો કહેતા, ભવિષ્યમાં કયે ધોરણે કામ લેવું તેના સર્વાનુમતે ઠરાવો કરતા, મજૂરોના પગારના દર અને તેટલા પગારના બદલામાં તેમની પાસેથી કેટલું કામ લેવું

તે બધુંજ ભેગા મળીને નક્કી કરતા અને જાણે બધાં કારખાનાં એકજ તંત્ર નીચે ચાલતાં હોય એવી રીતે કામ કરતા. કોઇ પણ કારખાનાના વ્યવસ્થાપકની જેના ઉપર શનિની દૃષ્ટિ થઇ તે મૂઓજ. તેને બીજા કોઇ પણ કારખાનામાં નોકરી મળવાની આશાજ નહિ. એ ઉપરાંત ઢોરના વેપારીઓને ઢોરની આટલીજ કિંમત આપવી અને તે કરતાં કોઇએ વધારે કિંમત આપવીજ નહિ તે પણ નક્કી કરતા અને તેવીજ રીતે બજારમાં માંસની કિંમત કેટલી ઉપજાવવી તે પણ બધા ભેગા મળીને નક્કી કરતા. આ પ્રમાણે માંસના વેપારીઓએ તેમનું હિત જાળવવાને માટે સંગઠિત સુવ્યવસ્થિત તંત્ર રચી રાખ્યું હતું. આ બધી બાબતોમાં જર્ગિસને પૂરી સમજણ પડતી ન હતી અને થોડી ઘણી પડતી હતી તો પણ તેની તેને કશી પરવાય ન હતી.

પગારમાં કાપ પડવાની બીક જેને બિલકુલ લાગતીજ ન હોય એવી એકલી મેરિજાજ હતી. તે તો નફ્ટ થઇને કહેતી કે, મારા ખાતામાં થોડા વખત ઉપરજ કાપ પડી ચૂક્યો છે એટલે હાલ તરત તો બીજી વાર પડે એવો સંભવ નથી. વળી માંસ છોલવાના કામમાં પણ તે કુશળ થતી જતી હતી, તેથી તેનો સિતારો પાછો પહેલાંની પેઠે ચઢતો થવા લાગ્યો હતો. ઉનાળામાં અને ત્યારપછીની ઋતુમાં જર્ગિસ અને ઓનાએ પોતપોતાના પગારમાંથી બચાવી બચાવીને મેરિજાનું પાઇએ પાઇ દેવું અદા કરી નાખ્યું. એ પૈસા તેણે એક બૅન્કમાં જમા મૂક્યા. ટેમોઝિયસે પણ બૅન્કમાં પોતાના નામનું ખાતું ખોલ્યું અને કોણ વધારે પૈસા બૅન્કમાં મૂકે છે તેની બેઉ જણ ચડસા-ચડસી કરવા લાગ્યાં અને વળી પાછાં બેઉ જણ ભેગાં થઇને તેમના ભવિષ્યના ઘરસંસારના ખરચના આંકડા મૂકતાં થઈ ગયાં.

જેની પાસે જેમ પૈસો વધારે તેમ તેને જાળવવાની ચિંતા અને જવાબદારી પણ વધારે, એ સત્ય મેરિજાને પોતાના જાતિ અનુભવ વડે શીખી લેવું પડ્યું. તેની એક બહેનપણીના કહેવાથી તેણે પોતાની પૂંજી ઍશલેન્ડ એવેન્યુમાં આવેલી એક બૅન્કમાં જમા મૂકી હતી. બૅન્કોનો વહીવટ કેવી રીતે ચાલે છે, પોતાની પાસે આવેલી થાપણ વડે બૅન્કોવાળા કયા કયા વેપલા ખેડે છે, બૅન્કો શા શા કારણથી દીવાળાં કાઢે છે તે વિષે મેરિજા કાંઇજ જાણતી ન હતી. તેમ જે બૅન્કમાં તેણે પોતાની પૂંજી મૂકી હતી તેની કુલ થાપણ કેટલી છે, તેની વ્યવસ્થા કોણ કોણ કરે છે એ વિષે પણ તેણે કશીજ પૂછપરછ કરી ન હતી. તેણે તો બૅન્કનું મોટું ભપકાદાર મકાન અને પીતળના

ચકચકતા સળીઆ પાછળ ઉભા ઉભા નાણાં લેતા અને આપતા કારકૂનો, એટલાં બે વાનાંજ જોયાં હતાં. હાલના સભ્ય જમાનામાં નાણાંના જાદુગરો પારકે નાણે નાણાંની રમત માંડીને બેઠા હોય છે, રોજ નવી બૅન્કો સ્થપાય છે અને જૂનીના ચોપડા નાદારી કોર્ટમાં જાય છે, તેવે વખતે બૅન્કોની વ્યવસ્થા શા ધોરણે ચાલે છે તે એક પરદેશી મજૂરણ જાણી જાણીને કેટલુંક જાણવાની હતી? રખેને એ બૅન્ક ભાગી ન પડે એવી બીક તેના મનમાંથી એકે દિવસને માટે દૂર થઈ ન હતી. તેથી કરીને કોઇ કોઈ વાર કારખાને જતાં આવતાં જરાક આડી ફંટાઇને પણ પેલી બૅન્ક ચાલે છે કે નહિ તેની ખાત્રી કરી આવતી, તેણે બૅન્કમાં જમા મૂકતી વખતે રોકડા ડૉલર નહિ પણ નોટો આપી હતી. તેથી કરીને જો બૅન્કના મકાનને એકાએક આગ લાગશે તો મારી નોટોનાં કાગળીઆં તો ચટ લઇને બળી જશે, એ વાતની તેને સૌથી વધારે ફિકર થયા કરતી હતી. જર્ગિસ એક તો પુરુષ હતો અને મેરિજાના કરતાં મને વધારે જ્ઞાન છે એવો તેને ફાંકો પણ હતો. તેથી તે ઘણી વાર મેરિજાને બનાવતો અને કહેતો કે, તું ગભરાઇશ નહિ. બૅન્કમાં ફાયરપ્રૂફ તિજોરીઓ છે અને તારી નોટો બીજી લાખો ડૉલરના ભેગાભેગી મૂકી રાખી છે તેથી આગ લાગશે તોએ તારી નોટોને કશી અલવલ આવનાર નથી.

પોતાની બૅન્ક ચાલે છે કે ભાગી પડી તેની ખાત્રી કરવાને માટે મેરિજા તેની હમેશની ટેવ મુજબ ત્યાં રહીને એક દિવસ સવારના પહોરમાં જતી હતી એવામાં બૅન્કના દરવાજા આગળ લોકોનું મોટું ટોળું જોઇને તેનું કાળજું ખસી ગયું અને આંખે અંધારાં આવવા લાગ્યાં. લોકો પણ કાંઈ થોડા ઘણા ન હતા. બૅન્કના દરવાજાથી માંડીને તેની પાસેના મકાનનો અડધોઅડધ જેટલો સડકનો ભાગ લોકોથી ઠસ ઠસીને ભરાઇ ગયો હતો. મેરિજાના ગભરાટ અને ભયનો હવે પાર ન રહ્યો. તેના હોશકોશ ઉડી ગયા અને મોઢું ધોળું પૂણી જેવું થઇ ગયું. 'શું છે, શું છે' કરતી કરતી તે તો આઘેથીજ દોડતી આવી. તેના સવાલના જવાબમાં લોકો શું કહે છે તે સાંભળવા પણ ઉભી ન રહી અને જ્યાં આગળ લોકોની એટલી સજ્જડ ભીડ હતી કે તેને લીધે તેનાથી આગળ ધપાયુંજ નહિ ત્યાં આવી ત્યારે તે ઉભી રહી. ત્યાં જેઓ ઉભા હતા તેમણે તેને કહ્યું કે, બૅન્કના ઉપર દરોડો પડયો છે. પણ 'દરોડો' એટલે શું તે મેરિજા જાણે નહિ અને કોઇ તેનો અર્થ સમજાવે નહિ. તેણે પ્રથમ તો બૅન્કના છાપરા તરફ નજર કરી, પણ ત્યાં તો તેણે દરોડા જેવું કશુંજ દીઠું નહિ. તે તો ગાંડીની માફક

ઘડીમાં એકને અને ઘડીમાં બીજાને એમ વારાફરતી સૌને પૂછવા લાગી કે, દરોડો તે શું અને તે બૅન્કના ઉપર કયી જગ્યાએ પડયો છે અને દરોડો પડે ત્યારે બૅન્કનું શું થાય ? જેમ લોકો ખુલાસો કરતાં વાર લગાડે તેમ તેમ તેની બીક વધતી જાય કે, હાય ! મારા પૈસાનું શું થશે ? પછી તેણે પોતાનો સવાલ બદલ્યો અને લોકોને પૂછયું કે, બૅન્કના ઉપર કોઇ પ્રકારનું સંકટ આવી પડયું છે ? લોકો કહે કે તેની તો કોઇને ચોક્કસ ખબર નથી, પણ કાંઇક છે તો ખરૂં. તેણે ફરીથી કોઇને પૂછયું કે, મને મારા પૈસા મળશે કે નહિ ? પેલો માણસ કહે "તેનું શું કહેવાય ? આ બધા અહીં ઉભા છે તે પૈસા લેવાનેજ ઉભા છે ને ? કોઇ કહે છે કે વહેલા મોડા મળશે ને કોઇ કહે છે કે નહિ મળે. જેને જેમ ફાવે તેમ બોલે છે. બૅન્ક હજી ઉઘડી નથી અને ત્રણ કલાક પહેલાં ઉઘડવાની પણ નથી. એટલે બૅન્કવાળા લોકોનાં નાણાં ચૂકવવા માંડે છે કે નહિ તેનું અત્યારથી કશું કહી શકાય નહિ." આ ઉત્તર સાંભળીને મેરિજાની આંખે નિરાશાની આંધી આવી ગઇ અને ગાંડીની પેઠે લોકોને ધક્કા ઠેલા મારતી મારતી બૅન્કના દરવાજા તરફ પોતાનો રસ્તો કરતી કરતી આગળ વધી. ટોળામાં સ્ત્રીઓ, પુરુષો અને છોકરાંઓ પણ હતાં. બધાંજ મેરિજાના જેટલાંજ ઉશ્કેરાઇ ગયાં હતાં. ઘોંઘાટ, શોરબકોર અને ધમ્માચકડી મચી રહ્યાં હતાં. સ્ત્રીઓમાંથી કોઇ ચીચીઆરીઓ પાડતી હતી, કોઇ કપાળ કૂટતી હતી, કોઇને મૂર્ચ્છાની આંકડી આવતી હતી, કોઇ બૅન્કવાળાનાં છાજીયાં લેતી હતી અને દરેક જણ પોતાનાથી બોલાય તેટલે ઉંચે અવાજે બોલતી હતી. ભાયડાઓ અંદર અંદર ધમ્મંધમ્મા અને ઠેલંઠેલા કરતા હતા અને તેમના સપાટામાં જે આવે તેને છૂંદી મારતા હતા. આ ધક્કાધક્કીમાં મેરિજાને એકાએક સાંભરી આવ્યું કે, બૅન્કની બારી આગળ જઇને હું કરવાની શું હતી ? મારા ખાતાની ચોપડી તો હું લેતી આવી નથી ! ચોપડી નથી એટલે બારી આગળ જઇને ઉભી રહીશ તોપણ પૈસા તો મળવાનાજ નથી. આવો વિચાર આવતાંજ તે ધક્કા મારતી મારતી જેમ તે અંદર ઘૂસી હતી તેમ પાછી ધક્કા મારતી મારતી ટોળાની બહાર નીકળી અને ઘર તરફ દોડી ગઇ. તે નીકળી ગઇ તે સારૂંજ થયું; કારણકે તેના ગયા પછી થોડી વારે પોલિસના સિપાઇઓની એક પાર્ટી ત્યાં આવી પહોંચી એટલે ધક્કાધક્કી અને મારામારી બંધ થઈ ગયાં અને દરેક જણને સિપાઈ જ્યાં ઉભો રાખે ત્યાં તેણે ઉભા રહેવું પડયું.

અડધા કલાકની અંદર ટીટા એલ્ઝબિટાને તેડીને મેરિજા ત્યાં

આગળ પાછી આવી. આખે રસ્તે દોડવાથી બેઉને હાંફ ચઢી ગઈ હતી અને બીકને લીધે બેઉ મરવા જેવાં થઇ ગયાં હતાં. પણ હવે પહેલાંની પેઠે મેરિજાથી લોકોને ઠેલીને આગળ ધપાય એવું ન હતું. જેટલા લોકો પૈસા લેવા આવ્યા હતા તેમને સિપાઇઓએ એક લાંબી સળંગ હારમાં ઉભા રાખ્યા હતા અને નવા આવનારાઓને છેક છેલ્લે નંબરે ઉભા રહ્યા સિવાય છૂટકોજ ન હતો. હાર પણ એટલી લાંબી થઇ ગઇ હતી કે, બૅન્કના દરવાજા આગળથી તે પાડોશનાં કેટલાંક મકાનના છેડા સુધી પહોંચી ગઇ હતી. પચાસ પોલિસના સિપાઇઓએ હારને થોડે થોડે અંતરે ઘેરીને ઉભા હતા. એટલે પછી તો ટીટા એલ્ઝબિટા અને મેરિજાને લોકોની હારને છેક છેડે જઇને ઉભા રહેવું પડયું. નવ વાગ્યા એટલે બૅન્કની બારી ઉઘડી અને જે બારી આગળ આવીને ઉભો તેને પૈસા ગણી આપવા માંડયા. પણ તેથી મેરિજાના મનનો વસવસો ઓછો થયો નહિ; કારણકે તેની આગળ બીજા ત્રણ હજાર માણસો ઉભેલા હતા અને દરેક જણ પોતપોતાની રકમ ઉપાડી લેશે તો બૅન્કની બધીજ સીલક ખૂટી જશે અને મને કાંઇજ નહિ મળે એવું તેને થયા કરતું હતું.

ઘરણવેળા સાપ નીકળે તેમ અધૂરામાં પૂરો વરસાદ પણ ઝરમર ઝરમર વરસવા લાગ્યો. જેટલાં ઉભાં હતાં તે બધાંનાં કપડાં પલળીને લથબથ થઇ ગયાં. પણ આખી હારમાંથી કોઇએ પણ પોતાની જગ્યા છોડી નહિ. બૅન્કની બારી આગળ જેમ જેમ જગ્યા થતી જાય, તેમ તેમ પાછળ ઉભેલા લોકો તસુ તસુ કરીને આગળ ધપતા ગયા. એમ કરતાં કરતાં સાંજના ચાર વાગવા આવ્યા, બૅન્ક બંધ થવાનો વખત થયો. જેઓ હજી રસ્તામાંજ ઉભાં હતાં તેમને શરીરનો થાક અને મનનો સંતાપ, એ બેને લીધે વર્ણવી ન શકાય એવી મૂંઝવણ થવા લાગી. મેરિજાએ તો મનમાં પકકો ઠરાવ કર્યો હતો કે, રાત પણ અહીંની અહીંજ કાઢીશ, પણ જગ્યા છોડીશ નહિ. પણ આવો નિશ્ચય ત્યાં જેટલાં ઉભાં હતાં તે બધાંએ પણ કરીજ રાખ્યો હતો. રાત પડી, અંધારૂં થયું પણ ટોળું તેટલું ને તેટલુંજ. એક જણ પણ ઘેર ગયો નહિ. સૌ આખી રાત ટાઢમાં ને ટાઢમાં ઠૂંઠવાયાં, પણ જ્યાંનાં ત્યાંજ. વચમાં જગ્યા ખાલી થાય નહિ અને પાછળ ઉભેલાઓથી આગળ વધાય નહિ. સાંજે જર્ગિસ ઘેર આવ્યો ત્યારે છોકરાંઓને મોઢેથી તેણે બધી બીના જાણી. તે પોતાની સાથે એક બે ધાબળા અને થોડુંક ખાવાનું લેતો આવ્યો. પેલી બેઉ જણીઓએ ઉભાં ઉભાં ખાઇ લીધું અને ધાબળા ઓઢીને રાત પસાર કરી, પણ એટલું એટલુંએ

મળ્યું તો તેથી તેમને જરાક રાહત તો મળીજ.

સવાર પડી ન પડી એટલામાં તો આગલા દિવસના કરતાં પણ વધારે મોટું લોકોનું ટોળું ચાલ્યું આવ્યું અને તેમની સાથે બીજા વધારે પોલિસના સિપાઇઓ પણ આવી પહોંચ્યા. પણ મેરિજા તો ચંદનઘોની પેઠે પોતાની જગ્યાએ ચોંટી રહી. છેક સાંજ પડવા આવી ત્યારે બૅન્કની બારી આગળ જઇને ઉભા રહેવાનો તેનો વારો આવ્યો. તેનું નાણું પણ મળી ગયું. પણ બૅન્કવાળાએ તો નોટોને બદલે ચાંદીનાં ચકતાં આપ્યાં! મેરિજાએ તેને રૂમાલમાં બાંધ્યાં ત્યારે ખાસ્સી મોટી પોટલી થઇ. પૈસા તેના હાથમાં આવ્યા એટલે તેના મનમાં જે ભય હતો તે ભય જતો રહ્યો. તેની ખાત્રી થઈ કે, બૅન્ક ભાગી પડી નથી. ત્યારે આ નાણું ફરીથી પાછું બૅન્કમાં કાં ન મૂકવું? તેણે કહ્યું કે, મારે નાણું નથી જોઇતું—પાછું જમા મૂકવું છે. પણ બારી આગળ ઉભો ઉભો જે માણસ પૈસા ગણી આપતો હતો તે ખૂબ ખીજવાઇ ગયો હતો. તેણે કહ્યું કે, તારૂં નાણું અમારે નહિ જોઇએ. જેમણે જેમણે આજના દરોડામાં ભાગ લીધો છે અને પૈસા ઉપાડી લેવા આવ્યા છે તેમની સાથે હવે બૅન્ક વ્યવહાર રાખનાર નથી. એવા લોકોની થાપણ બૅન્ક કદી પણ નહિ રાખે. એટલે ડૉલરની પોટલી લઇને મેરિજાને ઘેર ગયા વગર છૂટકોજ ન થયો. રખેને કોઈ ડોંસો મારીને પોટલી ઝૂંટવી ન લે તે માટે તેને બેઉ હાથે છાતી સરસી દાબીને ડાબા જમણી નજર કરતી કરતી તે ઘેર પહોંચી. ઘેર ગઇ ખરી, પણ તેની ફિકર તો તેટલી ને તેટલીજ રહી. બીજી બૅન્ક જડે નહિ ત્યાં સુધી નાણાંની પોટલીને બિલાડીના બચ્ચાની પેઠે સાચવ સાચવ કરવાની. બૅન્કની તપાસ પણ રજાનો દિવસ આવે ત્યારેજ થાય ને? એટલે મેરિજાએ એ પોટલીના છેડાને પોતે પહેરેલાં કપડાંની અંદરની બાજુ સાથે સીવી લીધા અને ત્યાર પછીનું આખું અઠવાડિયું આટલી બધી ચાંદીનો બોજો ચોવીસે કલાક ઉપાડીને ફરી. કારખાનામાં કામ કરતી તે પણ એનાં એજ કપડાં પહેરીને અને રાત્રે સૂતી પણ એમ ને એમજ. જર્ગિસે પાછી તેને બીવડાવી હતી કે, રસ્તામાં કાદવ થયો છે અને આટલો બધો ભાર લઇને તું જાય છે તો ખરી, પણ કદાચ ગરકી જઇશ તો તારો પત્તોએ નહિ લાગે. આથી કાદવ આવતો ત્યારે તે ઉંચો શ્વાસ લઇ લઇને ચાલતી. બૅન્ક ઉપર લોકોએ દરોડો પાડયો તેને બીજે દહાડે રોકડ નાણાનો બોજો ઉપાડીને તે કારખાને ગઇ ત્યારે તેના મનમાં બીક હતી કે, બે દિવસ વગર રજાએ ગેરહાજર રહી છું તેથી ઘણું કરીને મારી જગ્યા પુરાઇ

ગઈ હશે અને મારે વ્હીલે મોઢે ઘેર જવું પડશે. પરંતુ સારે નસીબે પેકિંગ્ટાઉનના કામદારોમાંથી સેંકડે દસ જણે એજ બૅન્કમાં તેમના પૈસા જમા મૂક્યા હતા તેથી એટલાં બધાં માણસોને એકસામટાં કાઢી મૂકવાની કારખાનાંના માલિકોની હિંમત ચાલી નહિ. આગળ જતાં સૌના જાણવામાં આવ્યું કે, બૅન્કના ઉપર ધૂળ જેવા કારણને લીધે દરોડો પડયો હતો અને તેને ને બૅન્કનો કશોજ સંબંધ ન હતો. બૅન્કની પાસેનાજ મકાનમાં દારૂની દુકાન હતી. ત્યાં આગળ એક માણસ દારૂ પીને તોફાને ચઢયો. પોલિસના સિપાઇ તેને પકડવા ગયા તેથી ત્યાં લોકોનું ટોળું ભેગું થઇ ગયું. લોકોમાંથી કોઇએ ગપ મારી કે, બૅન્કે દીવાળું કાઢયું છે તેની આ બધી ધમાલ છે. આ વાત તે રસ્તે થઇને જતા કામદારોમાંથી કેટલાકે સાંભળી એટલે લોકોમાં ગભરાટ ફેલાઇ ગયો અને વાત વધી ગઇ.

આજ અરસામાં જર્ગિસ અને ઓનાએ પણ પોતપોતાનું બૅન્કનું ખાતું ખોલ્યું હતું. જોનાસ અને મેરિજાને તેમણે તેમની લેણી રકમ ભરપાઇ કરી દીધી અને તે ઉપરાંત ઘરના રાચરચીલાને પેટે તેમને જે કરજ હતું તેમાંનું પણ ઘણુંખરૂં તેમણે પતાવી દીધું અને તેમ છતાં તેમની પાસે થોડી બચત થઇ હતી. બેઉ જણને જ્યાંસુધી દર અઠવાડીએ નવથી દસ ડૉલરનો પગાર મળ્યા કર્યો ત્યાં સુધી તો તેમનો વ્યવહાર ઠીક ઠીક ચાલ્યો. પરંતુ ત્યાર પછી વળી પાછો ચૂંટણીનો વારો આવ્યો એટલે તેમાંથી પણ જર્ગિસને અઠવાડીઆના અડધો અડધ પગારના જેટલી રકમ પાન સોપારી પેટે મળી. તે તો દેખીતો ચોખ્ખો નફોજ કહેવાય ને ? આ સાલ ચૂંટણીમાં ભારે રસાકસી થઇ હતી અને યુદ્ધના પડઘા ઠેઠ પેકિંગ્ટાઉન સુધી આવીને અથડાયા હતા. બેઉ પક્ષના ઉજળા ઠગ, જેઓ ઉમેદવાર તરીકે બહાર પડયા હતા તેમણે પોતપોતાના ખરચે જાહેર હોલ ભાડે રાખેલા હતા અને ત્યાં મતદારોના મનનું રંજન કરવાને સારૂ આતશબાજીની ગોઠવણ રાખી હતી. તેમણે મતદારોની આગળ ભાષણો પણ કર્યાં અને ચૂંટણીમાં લોકો રસ લેતા થાય તે માટે થાય તેટલું બધુંજ કર્યું. જર્ગિસને આ બધામાં પૂરી સમજણ તો પડતી ન હતી. તે એટલું સમજી ગયો હતો કે, પૈસાની ખાતર ગમે તે ઉમેદવારને મત આપવો એ સારૂં નહિ. પણ બધાજ તેથી ઉલટું કરતા હતા તેથી તેણે વિચાર કર્યો કે, હું એકલો ડાહ્યો થઇશ તો પણ પરિણામ તો જે આવવાનું છે તેજ આવશે અને મારા ગજવામાં બે પાંચ ડૉલર આવે છે તે હું ગુમાવીશ. ત્યારે મારે એકલાએ શા માટે મારી આવક જતી

કરવી ? એમ સમજીને તેણે પણ વધુમાં વધુ લાંચ આપનારના લાભ-માં પોતાનો મત નોંધાવ્યો.

હવે શરદ્ ઋતુ પૂરી થવા આવી. વળી ઠંડા પવનના ઝપાટા અને રોજ રોજ ટૂંકા થતા દિવસ જગતને ચેતવણી આપવા લાગ્યા કે, હુંશિયાર થઇ જાઓ, શિયાળો ચાલ્યો આવે છે. ઠંડીના ત્રાસ-માંથી થોડા મહિનાની તેમને રાહત મળી તે બહુજ ટૂંકી મુદ્દતની હતી અને શિયાળાને માટે હજી જેવી જોઇએ તેવી તૈયારી થઇ શકી નથી એવું સૌના મનને થતું હતું. પણ તેમણે તૈયારી કરી હોય કે ન કરી હોય, પણ શિયાળો થોડોજ તેમને માટે થોભવાનો હતો ? તે તો આવ્યોજ—આખા જગત ઉપર તેની નિર્દય હાક વગાડતો ચાલ્યો આવ્યો. શિયાળો આવે છે એવું જાણતાની સાથેજ બિચારો સ્ટેનિસ્લોવાસ પાછો શિકારીઓના ભયથી ધ્રૂજી ઉઠેલા પશુની પેઠે બહાવરી બહાવરી નજરે જોતો થઇ ગયો. આ વખતે ઓનાથી ઠંડો પવન અને બરફની વૃષ્ટિ ખમી શકાવાની નથી, એ જાણીને જર્ગિ-સને કાળજે પણ ફાળ પડી. ધારો કે, કારખાનામાં જતી વખતેજ બરફ વરસ્યું અને ભોગજોગે તે દહાડે ટ્રામનો વહેવાર પણ બંધ થઇ ગયો તો પછી ઓનાથી તો હાજર થવાયજ નહિ અને એક દિવસ-ની ગેરહાજરી પછી બીજે દહાડે તે જાય અને તેની મુકાદમ તેને કહે કે તારૂં અમારે કામ નથી, અમે તારી જગ્યાએ બીજીને રાખી લીધી છે. તેનું ઘર કારખાનાની નજીક હોવાથી બરફ વરસે કે બરફ-નો બાપ વરસે તો પણ તે તો વખતસર આવી શકે છે, તો પછી નોકરી વગર કરવું શું અને ગુજારો કરવો કેવી રીતે ?

નાતાલને એકજ અઠવાડિયું બાકી રહ્યું અને બરફનું પહેલ-વહેલું ભયંકર તોફાન શરૂ થયું. જર્ગિસે તે જોઇ લીધું અને જાણ્યું કે, હવે કુદરતની સામે યુદ્ધ કરવાનો અવસર આવી પહોંચ્યો. સૂતેલો સિંહ કેશવાળી ખંખેરીને બેઠો થાય તેમ તે ટટાર થઇ ગયો અને તેનામાં દબાઈ રહેલો જુસ્સો એકદમ ભભૂકી ઉઠયો. એ અરસામાં ટ્રામનો વ્યવહાર પણ બરફને લીધે અટકી પડયો હતો. ઍશલેન્ડ એવે-ન્યુથી આવતી ટ્રામગાડીઓ છેલ્લા ચાર દિવસથી તેમના તબેલામાં હવા ખાતી હતી. ખરેખરી મુશીબત કોને કહેવાય તે જર્ગિસે તેની જિંદગીમાં સૌથી પહેલી વાર આજ વખતે દીઠી. અત્યાર સુધી તે કશાને લેખવતો ન હતો. પણ આજે તેની સામે કુદરત મોરચો માંડીને બેઠી હતી. તેની તાકાતની આજે પરીક્ષા થવાની હતી. અત્યાર સુધી

ગઈ હશે અને મારે વ્હીલે મોઢે ઘેર જવું પડશે. પરંતુ સારે નસીબે પેકિંગ્ટાઉનના કામદારોમાંથી સેંકડે દસ જણે એજ બૅન્કમાં તેમના પૈસા જમા મૂકયા હતા તેથી એટલાં બધાં માણસોને એકસામટાં કાઢી મૂકવાની કારખાનાંના માલિકોની હિંમત ચાલી નહિ. આગળ જતાં સૌના જાણવામાં આવ્યું કે, બૅન્કના ઉપર ધૂળ જેવા કારણને લીધે દરોડો પડયો હતો અને તેને ને બૅન્કનો કશોજ સંબંધ ન હતો. બૅન્કની પાસેનાજ મકાનમાં દારૂની દુકાન હતી. ત્યાં આગળ એક માણસ દારૂ પીને તોફાને ચઢયો. પોલિસના સિપાઇ તેને પકડવા ગયા તેથી ત્યાં લોકોનું ટોળું ભેગું થઇ ગયું. લોકોમાંથી કોઇએ ગપ મારી કે, બૅન્કે દીવાળું કાઢયું છે તેની આ બધી ધમાલ છે. આ વાત તે રસ્તે થઇને જતા કામદારોમાંથી કેટલાકે સાંભળી એટલે લોકોમાં ગભરાટ ફેલાઇ ગયો અને વાત વધી ગઇ.

આજ અરસામાં જર્ગિસ અને ઓનાએ પણ પોતપોતાનું બૅન્કનું ખાતું ખોલ્યું હતું. જોનાસ અને મેરિજાને તેમણે તેમની લેણી રકમ ભરપાઇ કરી દીધી અને તે ઉપરાંત ઘરના રાચરચીલાને પેટે તેમને જે કરજ હતું તેમાંનું પણ ઘણુંખરૂં તેમણે પતાવી દીધું અને તેમ છતાં તેમની પાસે થોડી બચત થઇ હતી. બેઉ જણને જ્યાં-સુધી દર અઠવાડીએ નવથી દસ ડૉલરનો પગાર મળ્યા કર્યો ત્યાં સુધી તો તેમનો વ્યવહાર ઠીક ઠીક ચાલ્યો. પરંતુ ત્યાર પછી વળી પાછો ચૂંટણીનો વારો આવ્યો એટલે તેમાંથી પણ જર્ગિસને અઠવાડીઆના અડધો અડધ પગારના જેટલી રકમ પાન સોપારી પેટે મળી. તે તો દેખીતો ચોખ્ખો નફોજ કહેવાય ને ? આ સાલ ચૂંટણીમાં ભારે રસાકસી થઇ હતી અને યુદ્ધના પડઘા ઠેઠ પેકિંગ્ટાઉન સુધી આવીને અથડાયા હતા. બેઉ પક્ષના ઉજળા ઠગ, જેઓ ઉમેદવાર તરીકે બહાર પડયા હતા તેમણે પોતપોતાના ખરચે જાહેર હોલ ભાડે રાખેલા હતા અને ત્યાં મતદારોના મનનું રંજન કરવાને સારૂ આતશબાજીની ગોઠવણ રાખી હતી. તેમણે મતદારોની આગળ ભાષણો પણ કર્યાં અને ચૂંટણીમાં લોકો રસ લેતા થાય તે માટે થાય તેટલું બધુંજ કર્યું. જર્ગિસને આ બધામાં પૂરી સમજણ તો પડતી ન હતી. તે એટલું સમજી ગયો હતો કે, પૈસાની ખાતર ગમે તે ઉમેદવારને મત આપવો એ સારૂં નહિ. પણ બધાજ તેથી ઉલટું કરતા હતા તેથી તેણે વિચાર કર્યો કે, હું એકલો ડાહ્યો થઇશ તો પણ પરિણામ તો જે આવવાનું છે તેજ આવશે અને મારા ગજવામાં બે પાંચ ડૉલર આવે છે તે હું ગુમાવીશ. ત્યારે મારે એકલાએ શા માટે મારી આવક જતી

કરવી ? એમ સમજીને તેણે પણ વધુમાં વધુ લાંચ આપનારના લાભમાં પોતાનો મત નોંધાવ્યો.

હવે શરદ્ ઋતુ પૂરી થવા આવી. વળી ઠંડા પવનના ઝપાટા અને રોજ રોજ ટૂંકા થતા દિવસ જગતને ચેતવણી આપવા લાગ્યા કે, હુંશિયાર થઇ જાઓ, શિયાળો ચાલ્યો આવે છે. ઠંડીના ત્રાસમાંથી થોડા મહિનાની તેમને રાહત મળી તે બહુજ ટૂંકી મુદતની હતી અને શિયાળાને માટે હજી જેવી જોઇએ તેવી તૈયારી થઇ શકી નથી એવું સૌના મનને થતું હતું. પણ તેમણે તૈયારી કરી હોય કે ન કરી હોય, પણ શિયાળો થોડોજ તેમને માટે થોભવાનો હતો ? તે તો આવ્યોજ—આખા જગત ઉપર તેની નિર્દય હાક વગાડતો ચાલ્યો આવ્યો. શિયાળો આવે છે એવું જાણતાની સાથેજ બિચારો સ્ટેનિસ્લોવાસ પાછો શિકારીઓના ભયથી ધ્રૂજી ઉઠેલા પશુની પેઠે બહાવરી બહાવરી નજરે જોતો થઇ ગયો. આ વખતે ઓનાથી ઠંડો પવન અને બરફની વૃષ્ટિ ખમી શકાવાની નથી, એ જાણીને જર્ગિસને કાળજે પણ ફાળ પડી. ધારો કે, કારખાનામાં જતી વખતેજ બરફ વરસ્યું અને ભોગજોગે તે દહાડે ટ્રામનો વહેવાર પણ બંધ થઇ ગયો તો પછી ઓનાથી તો હાજર થવાયજ નહિ અને એક દિવસની ગેરહાજરી પછી બીજે દહાડે તે જાય અને તેની મુકાદમ તેને કહે કે તારૂં અમારે કામ નથી, અમે તારી જગ્યાએ બીજીને રાખી લીધી છે. તેનું ઘર કારખાનાની નજીક હોવાથી બરફ વરસે કે બરફનો બાપ વરસે તો પણ તે તો વખતસર આવી શકે છે, તો પછી નોકરી વગર કરવું શું અને ગુજારો કરવો કેવી રીતે ?

નાતાલને એકજ અઠવાડિયું બાકી રહ્યું અને બરફનું પહેલવહેલું ભયંકર તોફાન શરૂ થયું. જર્ગિસે તે જોઇ લીધું અને જાણ્યું કે, હવે કુદરતની સામે યુદ્ધ કરવાનો અવસર આવી પહોંચ્યો. સૂતેલો સિંહ કેશવાળી ખંખેરીને બેઠો થાય તેમ તે ટટાર થઇ ગયો અને તેનામાં દબાઈ રહેલો જુસ્સો એકદમ ભભૂકી ઉઠયો. એ અરસામાં ટ્રામનો વ્યવહાર પણ બરફને લીધે અટકી પડયો હતો. ઍશલેન્ડ એવેન્યુથી આવતી ટ્રામગાડીઓ છેલ્લા ચાર દિવસથી તેમના તબેલામાં હવા ખાતી હતી. ખરેખરી મુશીબત કોને કહેવાય તે જર્ગિસે તેની જિંદગીમાં સૌથી પહેલી વાર આજ વખતે દીઠી. અત્યાર સુધી તે કશાને લેખવતો ન હતો. પણ આજે તેની સામે કુદરત મોરચો માંડીને બેઠી હતી. તેની તાકાતની આજે પરીક્ષા થવાની હતી. અત્યાર સુધી

તેણે વેઠેલાં જોખમ આજના જોખમની તુલનામાં નાનાં છોકરાંની રમત જેવાં હતાં. આજનું યુદ્ધ તેને માટે જીવસટોસટનું યુદ્ધ હતું. તે સતેજ થઇ ગયો. તેના શરીરનું તમામ બળ, તેના હૃદયનો તમામ જુસ્સો આજે કામમાં આવી જવાનાં છે, એમ જાણીને તે મરણીઓ બની ગયો. પહેલે દહાડે તો તે સવાર થાય તે પહેલાં પૂરા બે કલાક અગાઉથી ઘેરથી ચાલી નીકળ્યો. ઓનાને આખે શરીરે કામળા, ધાબળા જે કાંઈ ઘરમાં હતું તે વડે ખૂબ ઢાંકીને તેને પોતાની ખાંધ ઉપર બેસાડી. સ્ટેનિસ્લોવાસને પણ દીઠે ઓળખાય નહિ એવી રીતે ખૂબ કપડાં ઓઢાડયાં અને તેને કહ્યું કે, તું મારા ડગલાનો છેડો પકડીને મારી સાથે સાથે ચાલ્યા કરજે. આવે વેશે જર્ગિસ ઓનાને લઇને કારખાને જવા નીકળ્યો. બરફનાં ગાભલાંનાં ગાભલાં આકાશમાંથી વરસતાં હતાં. પવન પણ બરછીના ઘા જેવો શરીરની આરપાર નીકળી જાય એવો વાતો હતો. ઉષ્ણુતામાપક યંત્રની નળીમાંનો પારો શૂન્યથી પણ નીચે ઉતરી ગયો હતો. રસ્તામાં કોઈ પણ ઠેકાણે બરફ ઢીંચણથી તો ઓછું હતુંજ નહિ અને કોઇ કોઇ જગ્યાએ તો વધી વધીને લગભગ બગલ સુધી આવી જતું હતું. બરફનો થર જર્ગિસના પગની આસપાસ લપટાઇ જતો અને તે પડું પડું થઇ જતો. તેને આગળ વધતો અટકાવવાને તેની આગળ આગળ બરફ નક્કર દિવાલની માફક ખડકાઈ જતું. સાઠમારીના મેદાનમાં ઘાયલ થએલો પાડો જેમ ફૂંફાડા મારતો અને કરાંજતો ને કરાંજતો તેના શત્રુઓના ટોળામાં ઘૂસે, તેમ મરણીઓ બનેલો જર્ગિસ બરફના ઢગલાને પગની ઠોકરે વીખેરતો વીખેરતો આગળ ધપતોજ ગયો. આટલું આટલું જોર કરતાં પણ તે માત્ર ડગલું ડગલુંજ આગળ વધી શકતો. એમ કરતાં આખરે ડરહામ કંપનીનો દરવાજો આવ્યો તે વખતે તે એટલો થાકી ગયો હતો અને તેની આંખો બરફથી એવી ઢંકાઇ ગઈ હતી કે, તેને લથડિયું આવ્યું અને એક થાંભલો તેના હાથમાં આવ્યો ન હોત તો તે પડી પણ જાત. આટલું છતાં પણ તે મોડો તો થયોજ હોત, પણ તે દહાડે હત્યાગૃહમાં ઢોરજ મોડાં આવેલાં તેથી કોઇએ તેને ઠપકો ન આપ્યો. સાંજે પાછાં ઘેર જતી વખતે આવું ને આવું મલ્લયુદ્ધ કરતાં કરતાંજ ઘેર જવાનું. ઓનાને તેના કારખાનામાંથી રજા મળે તે વખતે જર્ગિસ ઘેર જવાને છૂટો થાય કે નહિ તેનો કશો ભરોસોજ નહિ. કદાચ તેને ઘણું મોડું પણ થઇ જાય. ત્યારે ઓના એકલી ઘેર જાયજ કેવી રીતે ? આવો વિચાર કરીને જર્ગિસે એક દારૂની દુકાનવાળાની ખુશામત કરીને એવી ગોઠવણ કરી કે, હું આવું ત્યાંસુધી તું

મારી બૈરીને તારી દુકાનના એક ખૂણામાં બેસી રહેવા દેજે. એક દહાડો તો જર્ગિસને છેક રાતના અગીઆર વાગે રજા મળી. ત્યાર પછી તે એનાને ખાંધે બેસાડીને ઘેર જવા નીકળ્યો. રાત તો એવી અંધારી કે મોઢે મોઢું સૂઝે નહિ. પણ છતાં બેઉ જણ ઘરભેગાં તો થયાં.

આ તોફાને ઘણા કામદારોની રોજી છીનવી લીધી. રસ્તે ચાલતાં જેઓ બરફમાં ઘેરાઇ ગયા તેમનાથી કારખાનામાં હાજર ન થવાયું. કારખાનાંના માલિકોને એવી શી ગરજ કે, અમુક કામદાર આજે કેમ ગેરહાજર રહ્યો છે તેની તપાસ કરાવે અથવા તેને સારૂ એકાદ બે દિવસ રાહ જુએ ? અને વળી તેમના કારખાનાના દરવાજા આગળજ ' નોકરી આપો, ' ' નોકરી આપો, ' એવી બૂમો પાડતા ઉમેદવારો સવાર થઇ કે આવીને ઉભાજ હોય. વિશેષ ખુબી એ હતી કે, જેમ જેમ ઠંડીનું જોર વધતું હતું, તેમ તેમ આ ઉમેદવારોની સંખ્યા પણ તેટલાજ પ્રમાણમાં વધતી હતી. ચાર દહાડા બાદ તોફાન શમ્યું ત્યારે જર્ગિસનું જિગર તેણે મેળવેલા વિજયના આનંદને લીધે નાચી ઉઠયું. જે બળવાન શત્રુએ બીજા ઘણાને જમીનદોસ્ત કરી નાખ્યા તેની સામે પોતે સફળતા સહિત ટક્કર લીધી છે અને યુદ્ધમાં અંતે મારી જિત થઇ છે એમ જાણીને તેનો આત્મવિશ્વાસ ખૂબ વધી ગયો. હવે હું કોઇ કાળે હારનાર નથી એવું જાણીને તે મનમાં ને મનમાં ખૂબ ફૂલાયો; પરંતુ કેટલીક વાર એવું બને છે કે, વનરાજ પોતાના તમામ શત્રુઓને ખુલ્લા દ્વંદ્વ યુદ્ધમાં પરાસ્ત કરે છે ખરો, પણ ત્યાર પછી થોડી વારમાંજ કોઇએ તેને પકડવાને પાથરેલી ક્ષુદ્ર જાળમાં અંધારાને લીધે ફસાઇ પડે છે અને તેથી સદાને માટે તેને પાંજરામાં પુરાઇ રહેવું પડે છે. જર્ગિસની બાબતમાં પણ આવુંજ બન્યું.

જે ઓરડામાં ઢોરની કતલ॰ થાય છે ત્યાં કામ કરનારાઓને માથે મોતની ખરેખરી ઘાંટી ત્યારે આવે છે કે જ્યારે એકાદ જુવાન સાંઢ કે વાછરડો મરણીઓ થઇને નાસાનાસ કરી મૂકે છે. કામદારો પાસે એટલી ઝડપથી કામ લેવામાં આવે છે કે તેઓ કોઇ કોઇ વાર જાનવર પૂરેપુરૂં બેશુદ્ધ થયું છે કે નહિ તેની પક્કી ખાત્રી કર્યા વગર તેને અધકચરી હાલતમાં ઠેલણગાડીમાં ચઢાવીને નીચેના માળમાં કતલ કરવાને મોકલી દે છે. અહીં આવ્યા પછી તે એકાએક પાછું શુદ્ધિમાં આવી જાય છે અને ઉભું થતાની સાથેજ જીવ લઇને નાસવા માંડે છે. કયી બાજુએ જવું અને કઇ બાજુએ ન જવું તેનું કશું તેને ભાન હોતું નથી. તે તો ગાંડાની પેઠે ગમે તે દિશાએ આડું અવળું ચારેગમ

દોડાદોડ કરી મૂકે છે. તેની અડફટમાં કોઈ આવી ગયો અને આટલા બધામાંથી કોઇ ને કોઇ તો આવી જાયજ તો તેનાં તો સોએ વરસ ત્યાંનાં ત્યાંજ પૂરાં થઇ જાય ને ? સાંઢ નાસવા માંડે એટલે તરતજ સૌને સાવધાન કરી દેવાને માટે મજૂરો ચીસો અને ચીચીઆરીઓ પાડે છે. તે સાંભળતાંની સાથેજ દરેક જણુ પોતપોતાના હાથમાંનાં હથીઆર ફેંકી દઇને સૌથી નજદીકના થાંભલાને ઓથે ભરાઇ જવા માટે દોડાદોડ કરી મૂકે છે. ભોંયતળીઆ ઉપર લોહીનાં અથવા પાણીનાં ખાબોચીઆં હોયજ અને યુગના યુગ થયાં કદી પણ નહિ ધોવાએલું ભોંયતળિયું ચીકણું પણ ખરૂંજ. તેથી દોડતાં દોડતાં કેટલાક લપસી પડે છે અને એકબીજાના ઉપર ગોઠીમડાં ખાઇ જાય છે. ઉનાળામાં તો હવા ચોખ્ખી હોવાથી સૌ પોતાની આસપાસ ઘણે આઘે સુધી જોઇ શકે છે તેવે વખતે પણ નાસવામાં જોખમ તો હોય છેજ; પણ શિયાળામાં એ જોખમ એટલું ભયંકર હોય છે કે તેની તમે કલ્પના કરો તો તમારાં રૂંવાડાં ઉભાં થઇ જાય. આખો ઓરડો વરાળના ધૂમકોટથી એવો ભરાઈ ગયો હોય કે કોઇને પણ પોતાનાથી પાંચજ ફુટને છેટે શું છે તે દેખાયજ નહિ. 'સાંઢ છૂટયો છે, નાસજો, ભાગજો,' એવી બૂમો તો સંભળાય, પણ તે દુષ્ટ કયી તરફથી આવે છે તે દેખાયજ નહિ. તે જાનવર પણ મોતના મોઢામાંથી છૂટેલું એટલે તેને આંખે પૂરૂં દેખાય નહિ અને બહાવરૂં બહાવરૂં થઇ ગયું હોય. કોઇને છૂંદી મારવાનો તેનો ખાસ ઇરાદો તો નથીજ હોતો, પણ તેથી શું થઈ ગયું ? એ ઓરડામાં લગભગ દરેક જણુના હાથમાં તીક્ષ્ણ ધારવાળા છરા તો હોય છેજ. દોડાદોડી કરતાં એ છરાની અણીના ઉપરજ જઇ પડવાનો સંભવ પણ કેટલો બધો તેનોજ વિચાર કરો. આટલી આફત જાણે થોડી હોય તેમ તે ખાતાનો ઉપરિ અમલદાર હાથમાં ભરી બંદુક લઇને દોડયો આવે અને ફડાફડ બાર કરવા મંડી જાય !

એક દહાડો આવીજ ધમ્માચકડી કરતાં જર્ગિસ, પેલા સિંહની માફક જાળમાં ભેરવાઇ પડયો. આને માટે 'જાળ' અથવા 'છટકિયું' એ શબ્દોજ યોગ્ય છે; કારણ કે તેમાં જાળના જેટલીજ નિર્દયતા છે અને જાળની પેઠેજ અદૃશ્ય રહીને સપડાવી દે છે. દોડાદોડી કરતાં એક દિવસ જર્ગિસનો પગ લપસ્યો. આ નજીવી ઇજા ઉપર તેણે લક્ષજ ન આપ્યું અથવા તેને કાંઇક ઇજા થઇ છે તેની તેને શરૂઆતમાં ખબરજ ન પડી. સાંઢની અડફટમાંથી બચી જવાને માટે તેણે છલંગ મારી અને તેમ કરતાં તેના પગની ઘૂંટી જરાક મોચવાઇ ગઇ. પગમાં જરાક દર્દ થયું—એક તીવ્ર ખટકો લાગ્યો. પણ એવા તો

કેટલાય ખટકા તેણે ઘોળી પીધા હતા. તેણે તેની દરકારજ ન કરી. સાંજે ચાલીને ઘેર આવતાં તેને ખબર પડી કે, આ કાંઇ સાધારણ પીડા નથી; છતાં તેવો તેવો તે ચાલીને ઘેર આવ્યો. સવાર પડી ત્યારે તો તેની ઘૂંટીને સૂજીને ઢમઢોલ થઈ ગએલી દીઠી. જોડાની અંદર પગ ખોસી શકાયોજ નહિ. આટલું થયું તો પણ તેણે ઝાઝી કનવા ન કરતાં પગને એક બે ભજનિયાં સંભળાવ્યાં અને પગે જોડાને ઠેકાણે ચીંથરાંનો પાટો વીંટીને ટ્રામગાડી ઉભી રહેતી ત્યાં સુધી ખોડંગતો ખોડંગતો ગયો. ભોગજોગે તેજ દહાડે ડરહામ કંપનીના કારખાનામાં કામની પાર વિનાની ધમાલ હતી. બપોર થયા ત્યાં લગી તો દુખતે પગે લંગડાતે લંગડાતે તેણે પોતાનું કામ કર્યું. બપોરની રજા પછી પીડા એટલી બધી વધી ગઇ કે દર્દને લીધે કદાચ હું અહીંનો અહીંજ બેભાન થઇને પડી જઇશ એવું તેને લાગ્યું. છતાં તેણે ધીરજ રાખીને બીજા બે કલાક તો કામ કર્યું. ત્યાર પછી તેના હાથ હેઠા પડયા અને આખરે હારીને તેણે નિરીક્ષકની પાસે જઇને ફરિયાદ કરી. કંપની તરફથી એક ડૉક્ટર રાખેલો હોય છે તેણે આવીને જર્ગિસનો પગ તપાસ્યો અને કહ્યું કે, ઘેર જઇને સૂઇ જા. વધારામાં તે એવું પણ કહેતો ગયો કે, તેં મૂર્ખાઇ કરીને બે–ત્રણ મહિનાનો મંદવાડ વહોરી લીધો છે. હવે જર્ગિસને થએલી ઇજાને માટે ડરહામ કંપની તો કોઇ પણ રીતે જવાબદાર ગણાયજ નહિ. એટલે ડૉક્ટરને તો આ બાબતમાં બીજું કાંઇ કરવાનું હતુંજ નહિ. તે આવ્યો, પગ તપાસ્યો અને અભિપ્રાય આપ્યો. બસ, બાબત આટલેથીજ પતી ગઇ.

જર્ગિસ ગમે તેમ કરીને ઘેર ગયો. પગમાં એટલી બધી પીડા થતી હતી કે તેનાથી આંખ પણ પૂરી ઉઘાડી શકાતી ન હતી અને તે ઉપરાંત નોકરીનું શું થશે તેની હોળી તેના હૈયામાં ભડભડતી હતી તે તો જુદી. એલ્ઝબિટાએ પથારી આપી અને તેને સૂવાડી દીધો: ઉપચાર બીજો શો થાય ? પગે ભીના પાણીનો પાટો બાંધ્યો. જર્ગિસને થએલા અકસ્માતથી તેને કાળજે પણ ધ્રાસ્કો પડયો છતાં મન મારીને તેણે પોતાનો ગભરાટ પ્રકટ ન કર્યો. ઘરનાં બીજાં બધાં જ્યારે કારખાનેથી આવ્યાં ત્યારે તેણે તેમને બહારનાં બહાર ઉભાં રાખીને જે બન્યું હતું તે સૌને કહ્યું. તેમણે પણ વખત વિચારી જઇને બહારથી હસતાં મોઢાં રાખ્યાં અને કહ્યું કે, એકાદ અઠવાડીઆમાં મટી જશે અને તેટલા દિવસ તો અમે કશી તકલીફ નહિ પડવા દઇએ.

આવો દિલાસો આપી કરીને સૌએ જર્ગિસને સૂવાડી દી

પણ તે જ્યારે ઉંઘી ગયો ત્યારે બધાં સગડી સળગાવીને તાપવા બેઠાં અને હવે શું કરવું તે વિષે અતિ ચિંતાતુર મને ઘુસપુસ ઘુસપુસ વાતો કરવા લાગ્યાં. હવે આપણું કુટુંબ ચારે તરફથી વિપત્તિનાં વાદળાંમાં ઘેરાઇ ગયું છે, એ વાત તો દીવા જેવી સ્પષ્ટ હતી. જર્গિસને ખાતે બૅન્કમાં આશરે સાઠજ ડૉલર જમા હતા અને મંદીની મોસમ તો હવે આવીજ. જોનાસ અને મેરિજા બહુ જોર મારે તો પણ તેમના ખાધાખરચ જેટલુંજ કમાઇ શકે; કુટુંબના નિભાવને માટે તેમની કમાણીમાંથી વધારાની રકમની આશા રાખવી એ ફોકટ છે. ત્યારે હવે રહી એકલી ઓનાની કમાણી અને પેલો છોકરો જે થોડું ઘણું કમાઇ લાવે તે. તેમાંથી અગીઆર જણનો રોટલાખરચ કાઢવાનો અને તે ઉપરાંત ઘર તથા રાચરચીલાના હપ્તા ભરવાના. ઘરના વીમાનો હપ્તો પણ માથા ઉપર આવીને ઉભોજ હતો અને શિયાળાની ઋતુ હતી તેથી દર મહિને કોલસાની ગુણોની ગુણો બળી જતી. જાનેવારી મહિનો ચાલતો હતો. શિયાળો તો હજી અડધોઅડધ બાકી હતો. આવે વખતે પૈસાની તંગી પડે તેના કરતાં વધારે ભયંકર દશા બીજી શી હોય ? બરફનું એક તોફાન જે હમણાં થોડા દિવસ ઉપરજ શમ્યું હતું તેવાં બીજાં પણ થવાનાંજ. હવે ઓનાને ખાંધે બેસાડીને કારખાના સુધી કોણ ઉંચકી જશે ? ઓનાથી કારખાને ન જવાયું તો તેનો પણ ઘેર બેસવાનો વખત આવશે. એક દિવસની ગેરહાજરી થઇ એટલે ઓનાની નોકરી તો ગઇજ જાણવી. ત્યાર પછી રહ્યો સ્ટેનિસ્લોવાસ. તે તો ટાઢનું નામ સાંભળીને છળી ઉઠતો હતો. જર્ગિસ તેને પોતાની આંગળીએ વળગાડીને તેડી જાય તોજ તે જાય. જર્ગિસ તો પથારીવશ થયો હતો. તે સાજો થઇને કયારે ઉભો થશે તેનું કશું ઠેકાણું ન હતું. સ્ટેનિસ્લોવાસ તો અત્યારથીજ 'નહિ જાઉં, નહિ જાઉં' એવું બડબડવા લાગ્યો.

આ એક સાધારણ અકસ્માતજ હતો. કોઇ પણ માણસ ગમે તેટલો સાવધાન રહે તો પણ તેને કોઇ વાર આવું તો થઇ બેસે; પણ આવા સામાન્ય અકસ્માતમાંથી ઉપર કહી તેવી અનેક દુઃખની પરંપરાઓ ઉત્પન્ન થાય અને આ કુટુંબને દુઃખી દુઃખી કરી મૂકે એ કાંઇ થોડું ખેદજનક છે ? આ બધાં દુઃખોમાં સૌથી તીવ્ર અને અસહ્ય દુઃખ તો એ હતું કે, આ મંદવાડમાં પોતાના ખાવાપીવા પાછળ થતો ખરચ જર્ગિસને ખૂંચતો હતો. ઘરનાં માણસો ખરી વસ્તુસ્થિતિને છુપાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ જર્ગિસને કશી વાત અજાણી હતી કે તે છેતરાય ? ઘરનાં માણસોને તેમની હાલતની જેટલી ખબર

હતી તેટલી જર્ગિસને પણ હતી. તે સારી પેઠે સમજી ગયો હતો કે, ઘરનાં માણસોને ટાંટીઆ ઘસીને મરવાનો વખત હવે આવી પહોંચ્યો છે. મંદવાડથી તેનું લોહી જેટલું ન સૂકાયું તેટલું ચિંતાથી સૂકાઇ ગયું. ચિંતાએ તેને શોષીજ નાખ્યો. એ કે ત્રણ દિવસની અંદર તે છ મહિનાનો માંદો હોય તેવો બની ગયો. તેના જેવો જોરાવર માણસ, જેના શરીરમાં જોર તો માતું ન હતું, ગમે તેની સાથે લડવું હોય તો જે હમેશાં તૈયાર ને તૈયારજ, તેને આજે નિર્માલ્ય કંગાલની માફક પથારીમાં પડી રહેવું પડે અને બીજા પોતાના લોહીનું પાણી કરીને કમાઇ લાવે તેમાંથી પથારીમાં પડયાં પડયાં ખાવું પડે, એ વિચારથીજ તેનું લોહી બળીને ખાક થઇ જતું હતું. કોઇ મદોન્મત્ત જોરાવર જોદ્ધાને હાથે-પગે બાંધીને બંદીખાને નાખ્યો હોય તેના જેવી તેની દશા હતી. સવારથી સાંજ સુધી તે પથારીમાં પડયો પડયો માત્ર વિચારજ કર્યા કરતો. અત્યારે વિચાર કરવા સિવાય તે બીજું કશું કરી શકે એવું હતુંજ નહિ. જિંદગીમાં અગાઉ કદી પણ ન આવ્યા હોય એવા વિચારો અને વિચારમૂર્તિઓ તેની આગળ ભયંકર ભૂતાવળની માફક ખડાં થઈ જતાં. અત્યાર સુધીમાં જે જે પ્રસંગો તેની સામે આવીને ઉભા હતા તેમનો તેણે નિર્ભયપણે પ્રસન્ન મનથી મુકાબલો કર્યો હતો. કેટલાક વસમા પ્રસંગો પણ આવ્યા હતા, પણ એવો તો એકકે ન હતો કે જેની સામે તે હિમ્મત હારીને ઢીલોઢસ થઇ ગયો હોય; પણ અત્યારે, રાતને વખતે તે પોતાની પથારીમાં એકલો પડયો પડયો ઘડીમાં એક બાજુએ અને ઘડીમાં બીજી બાજુએ ગડથોલાં ખાયા કરતો હતો તે વખતે કોઇ ભયંકર અને જોતામાંજ ચીતળી ચઢે એવી બીભત્સ આકૃતિને તે પોતાની સામે ઉભેલી અને દાંત કચકચાવતી જોતો. આહ ! તે ભીષણ આકૃતિને જોતાંજ તેને આખે શરીરે કંપારીઓ વછૂટતી, તેના શરીરની માંસપેશીઓ સંકોડાઈ જતી અને રૂંવેરૂંવાં ઉભાં થઇ જતાં. જાણે આખું જગત તેના પગ તળેથી સરી જતું હોય અને કોઇ ગેબી હાથ તેને પકડીને અતળ પાતાળમાં, કાળી ઘોર નિરાશાની અગાધ ઉંડી ખોગાં ઘસડી જતો હોય એવું તેને લાગતું. તે મનમાં વિચાર કરતો કે, મનુષ્ય ગમે તેટલો બળવાન હોય, સાવધ હોય, ચતુર હોય પણ જગતનાં કેટલાંક બળ એવાં છે કે ગમે તેવાંને પણ આંટવી નાખે અને માણસનું તેમની આગળ કાંઇજ ન ચાલે એવું કેટલાક લોકો કહે છે તે આજે મને સાચું લાગે છે. માણસ ફાવે તેવો પુરુષાર્થ કરે, ઘણામાં ઘણો પરિશ્રમ કરે, પરંતુ આખરે તે હારવાનો, જમીન પર પછડાવાનો અ

છુંદાઈ મરવાનો. આવો વિચાર આવતાંજ જાણે કોઇએ તેની છાતી ઉપર મોટું બરફનું ગચ્છીયું મૂક્યું હોય એમ તેનું હૃદય ઠરી જતું અને તેની નસોમાં વહેતા લોહીનું ટીપેટીપું જ્યાંનું ત્યાં સ્થિર થઇ જતું. હાય ! હું અને મારાં પ્રિયજનો, મારી સ્ત્રી અને મારો બાળક–બધાંજ હવે ખોરાક વગર ભૂખે ટળવળવાનાં, વસ્ત્ર વગર ટાઢમાં ઠરી જવાનાં અને એમ કરતાં કરતાં પારાવાર યાતના વેઠતાં વેઠતાં આ ગોઝારા ઘરમાં મૃત્યુના મોઢામાં જઇ પડવાનાં. અને તે વખતે આ વિશાળ જગતમાં, આ લાખો માણસોથી ભરચક થએલા નગરમાં નથી કોઇ તેમનો પોકાર સાંભળનાર કે નથી કોઇ તેમના મોઢામાં અન્નનો દાણો કે પાણીનું ટીપું મૂકનાર. અમે ઉજ્જડ વગડામાં મરી જઇએ કે આ વસ્તીવાળા શહેરમાં મરી જઇએ એ બધું સરખુંજ. માનવજાતિની અસભ્યતાના યુગમાં જ્યારે માનવપ્રાણીઓ ગુફાઓમાં અને પહાડ–પર્વતની કંદરાઓમાં ભરાઇ રહેતાં તે વખતે તેઓ જેમ પ્રકૃતિના કોપથી ટપોટપ મરી જતાં, બરાબર તેજ પ્રમાણે, આજે કહેવાતી સભ્યતાના યુગમાં, દોલતના ઢગલાઓ અને સામાજિક વ્યવસ્થાની વચ્ચોવચ્ચ પ્રકૃતિની પાશવી શક્તિઓ અમારો શિકાર કરે છે, અમારો સર્વતઃ વિનાશ કરે છે અને છતાં આ સભ્યતા, આ ધનના ઢગલા, સમાજની વ્યવસ્થા અમારી મદદે આવતી નથી !

ઓના હવે દર મહિને સરેરાશ ત્રીસ ડૉલરનો પગાર લાવતી થઇ હતી અને સ્ટેનિસ્લોવાસનો પગાર પણ લગભગ તેર ડૉલરનો થવા જતો હતો. મેરિજા અને જોનાસ બેઉ મળીને તેમના ભોજનખરચ પેટે ૪૫ ડૉલર આપતાં હતાં. એ ત્રણ રકમના સરવાળામાંથી ઘરનો હપ્તો, વ્યાજ, રાચરચીલાંનો હપ્તો—એ બધી રકમો બાદ કરતાં તેમની પાસે સાઠ ડૉલર બાકી રહે અને તેમાંથી વળી કોલસાના દશ ડૉલર બાદ જાય એટલે ખાધાખરચને માટે તથા ઘરના બીજા પરચુરણ ખરચને માટે પચાસ ડૉલર બાકી વધે અને તેટલા વડે નાનાં મોટાં અગીઆર જણનાં પેટ ભરવાનાં રહ્યાં. માણસને જે જે વસ્તુ વગર ચાલી શકે તે તે તમામ વસ્તુઓ તેમણે તે દિવસથી છોડી દીધી. જેમનાં કપડાં ફાટવા આવ્યાં હતાં તેમણે નવાં લેવાનો વિચાર માંડી વાળ્યો અને જૂનાંને જેમ તેમ સાંધી કરીને શરીર ઢાંક્યાં. કપડાં ઘસાઇ ગએલાં તેથી ટાઢ વાય તો વાય, પણ એ કપડાંની જ્યાંસુધી એધાણી રહે ત્યાંસુધી એનાં એજ પહેરીને ચલાવી લેવાનો તેમણે સંકલ્પ કર્યો. છોકરાંના જોડા ઘસાઇ ગયા અને તળીઆં છૂટાં થઇ જવા આવ્યાં ત્યારે તેમને દોરી વડે બાંધીને એના એજ જોડા તેમને પહેરાવ્યા.

ઓના સુવાવડમાંથી ઉઠી ત્યારથી અડધી માંદી તો હતીજ. તેનામાં અસલની શક્તિ આવી ન હતી અને આ હાલતમાં હવે આવવાની પણ ન હતી. એવી હાલતમાં પણ તેણે ટ્રામમાં બેસવાનું છોડી દીધું. વરસાદ વરસતો હોય અને ટાઢ કહેતી કે મારૂંજ કામ. છતાં ઓના કારખાનામાં ચાલતી જતી અને ચાલતી ઘેર આવતી. બજારમાંથી તો તેઓ માત્ર ખોરાકીની વસ્તુઓ સિવાય બીજું કશું વેચાતું લેતાંજ નહિ. પણ આમ છતાંએ જો તેમને વાજબી ભાવે ચોખ્ખો માલ મળતો હોત તો તો તેઓ ચલાવી લેત અથવા તો શું લેવા જેવું છે અને શું લેવા જેવું નથી એટલું તેઓ બરાબર જાણતાં હોત અને હરકોઇને તેમના ઉપર દયા આવે એવાં મૂર્ખ અને અજ્ઞાન ન હોત તો તો તેમનું ગાડું ગબડયા કરત. પણ ખરી વાત એ હતી કે, તેઓ એવા અજાણ્યા દેશમાં રહેવા આવ્યા હતા કે જે તેમના અસલ વતનથી બધીજ બાબતમાં તદ્દન જુદા પ્રકારનો હતો. લિથુઆનિયાનાં બજારની અને અમેરિકાનાં બજારની પરિસ્થિતિમાં આસમાન જમીન જેટલું અંતર હતું. પેલો ગામડાનો અને ખેતીવાડીનો મુલક ત્યારે આ શહેર કારખાનાં અને આંટીઘૂંટીવાળા વાણિજ્યનો મુલક. એકના એક નામથી ઓળખાતી વસ્તુ તેમના દેશમાં જેવી મળતી તેવી આ દેશમાં મળેજ નહિ. આ તફાવત તેમણે આવતા વારનેજ જાણી લેવો જોઇતો હતો. પણ તેઓ ભોળાં, મૂર્ખ અને અજ્ઞાન હતાં. આ તો અમેરિકાનાં બજાર છે અને લિથુઆનિયાનાં નથી એટલું જાણતાં તેમને ઘણી વાર લાગી અને તેટલા વખતમાં તેમના પૈસાનું પાણી થઈ ગયું અને પૈસા ખરચતાં પણ સારી ચોખ્ખી વસ્તુ ખાવા ન પામ્યાં તે તો જુદું. દાખલા તરીકે તેમને તેમના અસલ વતનમાં અમુક વસ્તુ ખાવાની ટેવ હતી. અમેરિકાનાં બજારમાં પણ એવાજ નામની અને એવાજ દેખાવની વસ્તુ મળતી તો હતી, પણ તે પેલી વસ્તુ નહિ. તેનો રંગ અસલ વસ્તુના જેવો ખરો, પણ તે તો રાસાયનિક પદાર્થોની મેળવણી કરીને બનાવેલો કૃત્રિમ રંગ હતો. તેની વાસ પણ અસલ વસ્તુના જેવીજ આવતી, પણ એ ગંધ ખરી નહિ પરંતુ તે પણ રસાયનશાસ્ત્રીઓએ તેમના હુન્નરને બળે ઉત્પન્ન કરેલી કૃત્રિમ ગંધ હતી, અને અંદર તો "બટાટાનો આટો"જ હતો. "બટાટાનો આટો" એ પણ એક જાણવા જેવી ચીજ છે. બટાટામાંથી સ્ટાર્ચ અને આલ્કોહોલ, એ બે પદાર્થો પ્રથમ રાસાયનિક રીતે ખેંચી લીધા પછી જે નકામો સત્ત્વ વગરનો કૂચો વધે તે "બટાટાનો આટો" એ નામે ઓળખાય છે. ખાદ્ય ખોરાકીની વસ્તુઓની સાથે એની

મેળવણી કરવાનું બહુ સહેલું થઇ પડે છે. યુરોપનાં બજારોમાં પ્રથમ રાંધેલો ખોરાક વેચનારાઓ આવો દગો કરતા. ત્યાર પછી યુરોપનાં ઘણાંખરાં રાજ્યોની ધારાસભાઓએ કાયદો ઘડયો કે, ખોરાક તરીકે વપરાતી કોઇ પણ ચીજમાં બટાટાના આટાની મેળવણી કરનારને ફોજદારી કાયદા પ્રમાણે ગુનેગાર ગણીને તેને રાજ્યના કાયદા મુજબ અમુક સજા કરવી ત્યારથી યુરોપમાં તેનો વપરાશ ઘણો ઓછો થઈ ગયો. એમાં ખોરાક જેવું કશું છેજ નહિ, એ માત્ર કાર્બનનો—સૂકા લાકડાનો—ભૂકોજ છે. યુરોપમાં એનું વેચાણ ઓછું થઈ ગયું ત્યારથી એની થોડી ઘણી નહિ પણ હજારો ખાંડી દર વરસે અમેરિકાનાં બંદરે ઉતરવા લાગી. એનાથી ખાનારનું પેટ ભરાય પણ તરતજ પાછી ભૂખની ભૂખ. જ્યાં બજારમાં વેચાતા ખોરાકમાં આવી ચીજની મેળવણી હોય ત્યાં અગીઆર ભૂખ્યાં ડાંસ જેવાં માણસોનાં પેટ ભરવા માટે કેટલાગણો સામાન વપરાઈ જતો હશે તેનો હિસાબ કરવા જઇએ તો આંખોના ડોળા ઉંચા ચઢી જાય. રોજનો એક ડૉલર અને પાંસઠ સેન્ટ ખરચતાં પણ તેમનાં પેટ પૂરાં ભરાતાં ન હતાં એટલે પછી તો તેમણે તેમની માસિક કમાણીમાંથીજ ઘરખરચ નીભાવવાની આશા છોડી દીધી અને આગળ જતાં પડશે તેવા દેવાશે એમ કહીને ઓનાના નહિ જેવા બેંકના ખાતામાંથી તેમણે દર અઠવાડીએ ઉપાડ કરવા માંડયો. બૅન્કનું ખાતું તેના પોતાનાજ નામનું હતું. તેથી કરીને આ વાતની તેણે પોતાના ધણીને ખબર પડવા દીધી નહિ અને એમાંથી થતો પરિતાપ તેણે એકલીએજ વેઠયા કર્યો અને મનમાં ને મનમાં ડસડસીને બેસી રહી.

આના કરતાં તો જર્ગિસ ખરેખરો માંદોજ પડયો હોત તો એક રીતે વધારે સારૂં થાત; કેમકે તેનું મગજ વિચાર કરતું બંધ થઇ જાત. પૈસે–ટકે સુખી માણસો પથારીવશ થાય છે ત્યારે તેમની પાસે તો મનને વિનોદ કરાવવાનાં અનેક પ્રકારનાં સાધન હોય છે; પરંતુ જર્ગિસ પાસે તો એમાંનું કાંઇજ ન હતું તેથી એક બાજુએ સૂતાં પાસું તપે ત્યારે બીજી બાજુએ ફરીને સૂએ અને તે પાસું તપે ત્યારે પાછો તેની અવળી બાજુએ ફરી જાય. આ સિવાય તેનાથી બીજું કશુંજ થાય એવું ન હતું. બીજું કરે પણ શું ? તે પડયો પડયો ઘણો અકળાતો ત્યારે પોતાની જાતને તથા કોઇ વાર ઘરનાંને પણ ગાળો દેતો. કોઇ વાર તેની અધીરાઇ બહુજ વધી જતી ત્યારે ઉઠીને ઉભો થવાનો પ્રયત્ન કરતો. આ વખતે ઘરમાં એકલી ટીટા એલ્ઝ-બિટાજ હોય. તે તેને ખૂબ સમજાવી પટાવીને પાછો સૂવડાવી દે.

ઘરનાં બીજાં બધાં તો તેમને કામે ગયાં હોય તેથી જર્ગિસની પથારી પાસે બેસનાર તે એકલીજ. ઘરનું કામકાજ ઝટપટ આટોપી લઇને મોટે ભાગે તે તેની પાસે ને પાસેજ બેસી રહેતી. તેને માથે હાથ ફેરવતી અને તેને આડી અવળી વાતોમાં નાખીને તેને પોતાના મંદવાડના તેમજ પૈસાની સંકડામણના વિચાર કરવા દેતી ન હતી. કોઇ દિવસ બહુજ ટાઢ હોય ત્યારે નાનાં છોકરાંથી નિશાળે જઈ શકાય નહિ. જર્ગિસની પથારી રસોડામાંજ પાથરી હતી; કારણ કે આખા ઘરમાં એજ ઓરડો સૌથી ઓછો ઠંડો હોય. છોકરાં પણ ઘેર હોય ત્યારે એજ કારણને લીધે રસોડામાંજ રમવાનું પસંદ કરે. માંદાં માણસ ચીડીઆં થઇ જાય છે તેમ જર્ગિસ પણ થયો હતો. પણ તે જ્યારે વિફરેલા રીંછની માફક છોકરાંને કરડવા દોડતો ત્યારે તો તે હદજ કરી નાખતો. તેનોય વાંક શો કાઢવો ? તેને માથે ચિંતાનો બોજો કાંઇ ઓછો ન હતો. તે છતાં જ્યારે તેને મહામુસીબતે ઉંઘનું ઝોકું આવે ત્યારે પેલાં જગવાં કીકીઆરીઓ કરીને તેને જગાડે અને આપસઆપસમાં લડાલડી કરીને ધીંગાણું મચાવી મૂકે.

આવે વખતે જર્ગિસને શાંત કરવાનું ટીટા એલ્ઝબિટા પાસે ફક્ત એકજ સાધન હતું અને તે નાનકડો એન્ટેનાસ. એ છોકરો ન હોત તો આ મંદવાડમાં જર્ગિસને શાંત રાખવાનું બની શકતજ નહિ. તે માંદો થવાથી ઘેર બેઠો હતો. રોજનો પગાર કપાતો હતો. સાજો થઇને ઉઠશે ત્યારે તેની જગ્યા તેને પાછી મળશે કે નહિ તેની કશી ખાત્રીજ ન હતી. ઉલટી નહિ મળે એવી વધારે વકી હતી; છતાં આટલી બધી ચિન્તામાં તેને એક વાતનું આશ્વાસન મળતું હતું કે, એ તો બધું જેમ થશે તેમ, પણ અત્યારે તો મને મારા છોકરાને જોવાનો, તેને પેટ ભરીને રમાડવાનો લ્હાવો તો મળે છેજ. ટીટા એલ્ઝબિટા એક ટોપલીમાં લૂગડાં પાથરીને તેમાં તે છોકરાને સૂવાડતી અને પછી તે ટોપલી જર્ગિસની પથારી પાસે મૂકતી. જર્ગિસ એક કોણીનો ટેકો દઇને સૂતો સૂતો તે નાના છોકરાને જોયા કરતો અને મનમાં અનેક પ્રકારની કલ્પનાની સૃષ્ટિ રચતો. વચમાં કોઇ કોઇ વાર તે છોકરો આંખો ઉઘાડીને જોતો. હવે પોતાની આસપાસ શું થાય છે તે લક્ષમાં લેવા જેટલી તેની બુદ્ધિ ઉઘડી હતી. મારો બાપ મને જોઈ રહ્યો છે એમ જાણીને તે મોઢું મલકાવતો અને તેનું મોઢું જ્યારે મલક મલક થતું અને તે પોતાના નાનકડા હાથપગ હલાવતો ત્યારે જર્ગિસના જિગરમાં અમૃતની–સુખની ધારા રેડતો. જર્ગિસને તેનું તમામ દુઃખ વિસારે પડતું. તેને તેટલો વખત જગત સુખમય લાગતું. કારણ કે જે

જગતમાં એન્ટેનાસના જેવું મધુર અને સુંદર બાળક હોય તે જગત સુંદર અને સુખમય લાગ્યા વિના નજ રહે. જગત ભલે બહારથી દુઃખરૂપ દેખાતું હોય, પણ જ્યાં સુધી જગતમાં આવાં બાળકનું નિર્મળ હાસ્ય છે ત્યાં સુધી એ બધાં દુઃખની પાછળ સુખની કોઇ છૂપી અમી-ઝરણી હોવી જોઇએ એવો વિશ્વાસ તેના હૃદયમાં જાગ્રત થતો. તે જેમ જેમ મોટો થતો જાય છે, તેમ તેમ તેની આકૃતિમાં તેના બાપના શરીરનાં લક્ષણ વધારે ને વધારે પ્રકટ થતાં જાય છે એવું એલ્ઝબિટા કહેતી અને એવું એક બે વાર નહિ પણ દહાડામાં વારંવાર કહ્યા કરતી. આવું કહેવાનું ખાસ કારણ તો એ હતું કે, જર્ગિસને એ વાત સાંભળવી ઘણી ગમે છે એવું તે જાણી ગઇ હતી. ચિંતાથી જર્જરિત થઇ ગએલી તે ભાગ્યહીન સ્ત્રી તેની બરદાસ્ત નીચે સૂતેલા તેના રાક્ષસી દેહવાળા, માંદગીને લીધે બંદીવાન બનેલા જમાઇને રાજી રાખવાને રાતદહાડો વિચાર કરી કરીને નવી નવી યુક્તિઓ લડાવતી. સ્ત્રીજાતિની સ્વભાવસિદ્ધ અને સૃષ્ટિના આરંભકાળથી ચાલી આવેલી ખોટાં પાખંડ કરવાની કુશળતાથી સાવ અજાણ્યો જર્ગિસ સહેલાઇથી છેતરાઇ જતો અને આનંદમાં આવી જઇને મોઢું પહોળું કરીને હસી પડતો. પછી તે પોતાની એક આંગળી એન્ટેનાસની આંખોની આગળ ધરીને ડાબા જમણી વારાફરતી હલાવતો અને છોકરો જ્યારે તેની આંગળીની પાછળ પાછળ તેની આંખની કીકીઓ ફેરવતો ત્યારે તે આવો માંદો હોવા છતાં નાના છોકરાની પેઠે ખડખડ હસી પડતો અને એ ખેલ જોવાને તેની સાસુને બોલાવતો. નાના બાળકના જેવું મનોરંજક રમકડું આખી સૃષ્ટિમાં બીજું એકકે નથી. કોઇ કોઇ વાર તે નાનો છોકરો ટોપલીમાં પડયો પડયો વિચિત્ર ભેદભરેલી ગંભીર મુખમુદ્રા કરીને તેના બાપની સામે જોઇ રહેતો ત્યારે જર્ગિસ તેની સાસુને બૂમ પાડીને કહેતોઃ "બા ! બા ! જુઓ તો ખરાં, હરામખોર લુચ્ચો એના બાપને કેવો ઓળખે છે ?"





# प्रकरण १२ मुं

જર્ગિંસ પગ મોચવીને કારખાનેથી ઘેર આવ્યો ત્યાર પછીથી ત્રણ અઠવાડીઆં સુધી તો તે પથારીમાં ને પથારીમાંજ રહ્યો. પગ તો એવો મોચવાઇ ગએલો કે જેની હદે કસર નહિ. આટઆટલા દિવસ થયા પણ ન સોજો ઉતરે તેમ ન દુખાવો નરમ પડે. આટલા દિવસ પથારીમાં પડ્યાં પડ્યાં કાઢ્યા પછી તેની ધીરજ ખૂટી ગઇ અને રોજ થોડું થોડું ચાલવા લાગ્યો. હું સારો થઇ ગયો છું એવું પોતાના મન ઉપર ઠસાવતો પણ ગયો. ઘરનાં માણસો ગમે તેટલું કહે પણ તે કાને ધરેજ નહિ. આ પ્રમાણે ત્રણ ચાર દિવસ કાઢ્યા પછી તેણે કહ્યું કે, આજે તો હું કામ ઉપર જઇશ. તે લંગડો લંગડો ચાલીને ટ્રામ સુધી ગયો અને ટ્રામમાં બેસીને કારખાના આગળ ઉતર્યો. અંદર જતાં તેને ખબર પડી કે તેના ખાતાના ઉપરીએ તેની જગ્યા પૂરી નાખી નથી, એનો અર્થ એટલોજ કે, જે અભાગીઆ માણસને જર્ગિંસની જગ્યાએ તેણે કામચલાઉ રાખી લીધો હતો તેને પાછો તેણે બરફની વૃષ્ટિમાં ઉભા ઉભા ઉમેદવારી કરવા માટે કારખાનાની બહાર મોકલાવી દીધો અને જર્ગિંસને તેની જગ્યાએ કામ કરવા બેસાડી દીધો. તે કામે તો વળગ્યો, પણ વારંવાર તેના પગમાં એવા સળકા નાખતા હતા કે તેટલી વાર તે નાછૂટકે હાથમાંનું કામ હેઠું મૂકી દેતો. પણ તે છતાં સાંજ પડવાને એકાદ કલાક બાકી રહ્યો ત્યાં સુધી તો તેણે કામ છોડ્યું નહિ અને કઠણ હૈયું કરીને કામ કરતોજ ગયો. ત્યાર પછી તે સમજી ગયો કે, હવે જો વધારે વાર કામ કરવા જઇશ તો નક્કી હું બેહોશ થઇને પડી જઇશ. હું કામ કરવાને અશક્ત છું એમ કહેવું એ તો તેને મરવા જેવું થઇ પડ્યું. તે એક થાંભલાની સાથે અઢંગીને ઉભો રહ્યો અને નાના છોકરાની પેઠે રડવા લાગ્યો. તેના બે જોડીદારોએ તેને ખભેથી પકડીને ટ્રામમાં બેસાડ્યો. પણ ટ્રામમાંથી ઉતર્યા પછી ચાલીને ઘેર જવાનું તેનાથી બની શક્યું નહિ તેથી કોઈ જાણીતો માણસ આવી પહોંચ્યો ત્યાં સુધી તે માથા ઉપર વરસતા

બરફની નીચે બેસી રહ્યો.

ઘેર પહોંચ્યો એટલે વળી પાછો તેને પથારીમાં સૂવડાવ્યો; પણ આ વખતે તો તેમણે ડૉકટરને તેડાવ્યો. આ કામ તેમણે પહેલેજ દહાડે કરવું જોઇતું હતું. તેમ કર્યું હોત તો જર્ગિસનો મંદવાડ આટલો લંબાત નહિ. ડૉકટરે આવીને પગ તપાસ્યો અને કહ્યું કે પગની ઘૂંટી આગળનો એક બંધીઓ અમળાઇને તેની જગ્યાએથી ખસી ગયો છે તેથી ડૉકટરી સારવાર વગર પગ કદી પણ સારો થાતજ નહિ. પછી તેણે જર્ગિસનો પગ બે હાથ વચ્ચે દબાવીને ખેંચ્યો અને જે જગ્યાએ સોજો આવ્યો હતો ત્યાં આગળ પગને અવળી દિશામાં મરડી આપ્યો તેટલો વખત જર્ગિસ જોરથી દાંત પીસીને ખાટલાની ઇસ પકડીને બેસી રહ્યો. તેણે મોઢેથી ચીસ તો ન પાડી, પણ વેદનાને લીધે તેનું મોઢું ફીકું ફસ પડી ગયું. ડૉકટર જતાં જતાં કહેતો ગયો કે, બે મહિના સુધી પથારીમાં સૂઇજ રહેજે અને તે પહેલાં જો ઉઠીને કામે વળગીશ તો મરતા સુધી કદાચ લંગડો ને લંગડોજ રહીશ.

આ બીનાને ત્રણજ દિવસ થયા અને ચોથે દહાડે બરફનું બીજું ભારે તોફાન શરૂ થયું. સવાર થાય તે પહેલાં એક કલાક અગાઉથી જોનાસ, મેરિજા, ઓના અને સ્ટેનિસ્લોવાસ કારખાને જવા નીકળ્યાં તો ખરાં, પણ બારેક વાગ્યાને શુમારે ઓના અને સ્ટેનિસ્લોવાસ બેઉ ઘેર પાછાં આવ્યાં. તેમાં તે છોકરાને તો કાંઇક એવી પીડા થતી હતી કે તે દુઃખનો માર્યો ચીસેચીસ પાડતો હતો. તેની આંગળીઓ પૂરેપુરી ઠરી ગઇ હતી એટલી વાત તો દેખીતીજ હતી. રસ્તે જતાં તેઓ બેઉ જણ બરફમાં ઘેરાઇ ગયાં અને એવાં આંધળાં ભીંત બની ગયાં કે કારખાના સુધી પહોંચવાની આશાજ છોડી દેવી પડી. વધારે વાર ભટક્યાં હોત તો કદાચ જીવતાં ઘેર પણ ન આવત. સ્ટેનિસ્લોવાસની આંગળીઓ ઠરી ગઇ તેનો તેમને એકજ ઇલાજ કરતાં આવડતો હતો. તેમણે તેનો હાથ પકડીને થોડી વાર સુધી આગ પાસે ધરી રાખ્યો. તેથી તેની વેદના જરા પણ ઓછી થઇ નહિ અને તે દિવસનો મોટો ભાગ તેણે વેદનાના માર્યા કૂદાકૂદ કરીને વીતાડવા માંડયો. પણ આખરે જર્ગિસનો પિત્તો હાથથી ગયો, અને ગાંડાની માફક મોઢામાંથી બે ચાર ભજનિયાં સંભળાવી દઇને પેલા છોકરાને તેણે ધમકાવ્યો કે, હમણાં ને હમણાં ચૂપ રહી જા, નહિ તો જાનથી મારી નાખીશ. બીજી બાજુએ આખો દિવસ અને રાત ઘરનાં બીજાં બધાં ચિંતાથી ગાંડાં ગાંડાં બની ગયાં કે ભોગજોગે ઓના અને સ્ટેનિસ્લો-

વાસને જો નોકરી ઉપરથી કાઢી મૂક્યાં તો આપણે તો ઝેર ખાઇને મરવા વખત આવશે. બીજે દહાડે સવાર થતા પહેલાં તેઓ આગલા દિવસના કરતાંએ જરાક વધારે વહેલાં ઘેરથી નીકળ્યાં. પણ તે પહેલાં જર્ગિસે લાકડી લઇને સ્ટેનિસ્લોવાસને મેથીપાક જમાડયો ત્યારેજ તેણે ઘરમાંથી બહાર ડગલું મૂક્યું. છોકરો 'કામ ઉપર નહિ જાઉં' એવી હઠ લઇને બેસે તે કેમ ચાલે? તેમાં વળી અત્યારે તો તેમની સામે જીવન-મરણનો સવાલ આવીને ઉભો રહ્યો હતો તેવે વખતે છોકરો અડીએલ થઇને બેસે તે કેમ ચલાવી લેવાય? બીજી બાજુએ છોકરાનોય શો વાંક કાઢવો? બરફમાં દટાઇને મરવું પડે તો મરવું ભલું, પણ નોકરી જાય એ ખોટું; એ વાતનો પૂરેપુરો અર્થ તેના જેવડા છોકરાની સમજમાં આવે પણ કેવી રીતે? ઓનાને તો સોએ સો ટકા ખાત્રી હતી કે, આજે મને પાણીચુંજ મળશે. કારખાના આગળ પહોંચી તેટલી વારમાં તો તેની હિમ્મત છેકજ છૂટી ગઇ. પણ થયું હતું એવું કે, આગલે દહાડે પેલી મુકાદમ પોતેજ આવી શકી ન હતી તેથી તેનાથી કશું બોલાયું નહિ.

બરફનું તોફાન તો આવ્યું અને પાછું ચાલ્યું પણ ગયું. પણ તે પોતાની પાછળ કેટલાંક કાયમનાં પરિણામ મૂકતું ગયું. એક તો એ કે, પેલા છોકરાના હાથની ત્રણ આંગળીઓનાં આગલાં વેઢાં હમેશને માટે નકામાં બની ગયાં. તે ઉપરાંત તેને એવી આદત પડી ગઈ કે, જ્યારે જ્યારે બરફ વરસે ત્યારે ત્યારે તે સારી પેઠે માર ખાધા પહેલાં કારખાને જવા તૈયાર થાયજ નહિ. મારવાનું કામ તો જર્ગિસ વિના બીજું કરે પણ કોણ? તેને પથારીમાંથી ઉઠીને મારવા જતાં પગે દુઃખ થતું તેથી મારતી વખતે તે ખીજે ભરાઇને ખૂબ મારતો. માર્યા પછી પણ તેના મનની દાઝ પૂરેપુરી હોલવાતી ન હતી અને તેનો ચીઢીઓ સ્વભાવ ઓછો ચીઢીઓ થતો ન હતો. લોકોમાં કહેવાય છે કે, સારામાં સારા સ્વભાવવાળા કૂતરાને પણ બધો વખત બાંધ્યો ને બાંધ્યોજ રાખવાથી તે પણ કરડકણો થઇ જાય છે. જેવું કૂતરાનું તેવુંજ માણસનું પણ સમજવું. આખો દિવસ પથારીમાં પડ્યા રહેવું અને પોતાના કમનસીબના વિચાર કર્યા કરવા એ સિવાય તેનાથી બીજું કામ થાય એવું હતુંજ નહિ. બધો વખત નિરાશા ને નિરાશાના વિચાર કર્યા કરવાથી તેના માનસ ઉપર કાળો પડદો ફરી વળ્યો. તેને આખું જગત કાળું કાળું દેખાવા લાગ્યું અને પોતાના કમનસીબને ગાળો દેતાં દેતાં તે બધાંને અને બધી ચીજોને ગાળોજ જોખતો થયો.

પણ તે છતાં તેનો ધૂંધવાટ ઝાઝો વખત ટકતો નહિ; કારણ કે ઓનાની આંખોમાં તેણે આંસુ દીઠાં એટલે તરતજ તે ચૂપ થઇ જતો, તેનો બધોજ ગુસ્સો ઉતરી જતો. તેના શરીરનો દેખાવ પણ હવે આટલા વખતના મંદવાડને લીધે છેકજ બદલાઇ ગયો હતો. તેના ગાલે ખાડા પડયા હતા અને ઓળ્યા વગરનાં તેનાં લાંબાં ઝૂલ્ફાં તેની આંખોમાં પેસી જતાં હતાં. આંખો પણ ઉંડી ઉતરી ગઇ હતી અને એક વાર જે જોબન અને તંદુરસ્તીના નમૂના જેવો હતો તે આજે ભૂત જેવો દેખાતો હતો. તેના હાથ–પગની માંસપેસીઓ ગળાતી જતી હતી અને જે હજી રહી હતી તે પોચી અને ઢીલી ઢીલી થઈ ગઇ હતી. અન્ન ઉપરથી તેને કેટલાએ વખતથી અરુચિ થઇ ગઇ હતી અને તેના જેવા માંદા માણસને પણ ખાવાનું મન થાય એવી સ્વાદિષ્ટ વસ્તુઓ તેની આગળ લાવીને ધરવાનું તો તેમને પરવડે એવું હતુંજ ક્યારે ? તે કહેતો કે, મારાથી નથી ખવાતું તે એક રીતે સારૂંજ થાય છે; કેમકે ઘરખરચમાં તેટલો ઉગારો પડે છે. એમ કરતાં કરતાં માર્ચ મહિનો પણ પૂરો થવા આવ્યો. એવામાં એક દિવસ ઓનાના બૅન્કના ખાતાની ચોપડી તેને હાથ ચઢી ગઈ. તેણે ઉઘાડીને જોયું તો હવે તેને ખાતે માત્ર ત્રણજ ડૉલર બાકી રહ્યા હતા અને એજ આ સંસારમાં તેમની કુલ પૂંજી હતી.

પણ જર્ગિસના લાંબા મંદવાડનું સૌથી ખરાબમાં ખરાબ ફળ તો એ આવ્યું કે, તેને લીધે તેમના કુટુંબનો એક માણસ ઓછો થયો. એક દહાડો શનિવારે જોનાસ ઘેરથી કારખાને જવા નીકળ્યો તેજ નીકળ્યો. રાત પડી તો પણ તે ઘેર આવ્યો નહિ. તેનું શું થયું, તે ક્યાં ચાલ્યો ગયો તેની ઘરનાં માણસોએ ઘણીએ તપાસ કરી, પણ કાંઇજ વળ્યું નહિ. તે જીવતો છે કે મરી ગયો તેની પણ કશી ખાત્રીપૂર્વક ખબર મળી નહિ. તેના ખાતાના ઉપરીએ તો માત્ર એટલીજ ખબર આપી કે, પગાર ચૂકવાયો ત્યાં સુધી તે અહીં હતો. તે પગાર લઇને અહીંથી ગયો છે તે ગયો છે. આ વાત સાચી ન પણ હોય. જ્યારે જ્યારે કોઇ પણ કામદારનું અકસ્માતથી મરણ થતું ત્યારે તેની લાશને કારખાનાવાળા ગમે ત્યાં ઠેકાણે કરી દેતા અને કોઇ પૂછે ત્યારે કહેતા કે, અમે શું જાણીએ ? અમારે ત્યાંથી તો પગાર લઇને ગયો છે. કામદારના મોત ઉપર ઢાંકપિછોડો કરવાની અને ત્યાર પછીની બીજી તમામ ખટપટમાંથી બચી જવાની આ એકજ સારામાં સારી યુક્તિ હતી. કામદાર શું કરતાં મરી ગયો, તેના મોતમાં કંપનીની જવાબદારી કેટલી, એવા એવા અનેક સવાલો ઉભા થાય અને તેના

મોતને માટે કંપની દોષિત ઠરે તો વધારે નહિ તો ઓછામાં ઓછું મરનારના કુટુંબીઓને કાયદા પ્રમાણે કાંઇક ઉચ્ચક રકમ આપવી પણ પડે. આ બધી ઉપાધિમાંથી આબાદ છટકી જવાની સારામાં સારી એકજ રીત કે, કાને હાથ દઇને કહેવું કે અમે કાંઈ જાણતા નથી, અમારે ત્યાંથી તો સાજો સમો ગયો છે. આ રહી પગારપત્રક ઉપર તેના હાથની સહી. દાખલા તરીકે કોઇ કામદાર ઉકળતા પાણીની ટાંકીમાંજ લપસી પડયો અને તેના શરીરનાં શુદ્ધ 'લાડ' અને અદ્વિતીય ઉમદા ખાતર બની ગયાં. હવે પછી કરવું શું ? આ રોમાંચકારી વાત કહીને તેનાં કુટુંબીઓને દુઃખી કરવાં એ કાંઇ સારૂં કહેવાય ? પણ જોનાસની બાબતમાં વધારે બનવાજોગ બીના એ હતી કે, તે મરી ગયો ન હતો, પણ જાણી જોઇને ઘરનાં માણસોને છોડીને સુખશાંતિની શોધમાં મન ફાવે ત્યાં ભટકવા નીકળી પડયો હતો. ઘણા વખતથી ઘરનાં માણસોની સાથે તેને ઉંચું મન થયું હતું અને તેમ થાય એવું હતું પણ ખરૂં. તે પોતાની કમાણીમાંથી ઘરખરચ પેટે ભાગ આપતો અને તે રકમ એટલી ભારે હતી કે, તેના બદલામાં તે સારા ખોરાકની આશા રાખે. પણ અહીં તો ઘરનાં બીજાં બધાંના ભેગાભેગું તેને પણ રોજ અડધા ભૂખ્યા ઉઠવું પડતું હતું. તેથી તેને એમજ થાય કે, પૈસાના પૈસા આપવા અને છતાં ભૂખે મરવું એ કેમ પરવડે ? વળી આવા સંકડામણના વખતમાં મેરિજા પોતાનો આખો પગાર કુટુંબના નિભાવને માટે આપી દેતી તેથી જોનાસને પણ એમ થાયને કે હું નહિ આપું તો મારૂં ખોટું દેખાશે ? તેથી તેની આપવાની મરજી તો ન હતી, છતાં તણાઇને પોતાનો આખો પગારજ આપી દેવો પડતો. ઘરમાં છોકરાં ટીટીઆરૂં મચાવી મૂકતાં અને બીજી તરેહ તરેહની આપદા હતી. કારખાનામાંથી ઘેર આવ્યા પછી એક પળવાર પણ જીવને સુખચેન તો મળેજ નહિ, કાંઇ ને કાંઇ દુગ્ધા તો ખરી ખરી ને ખરીજ. આવી અવસ્થામાં કોઇ સંતોષ રાખીને બબડયા ફફડયા વગર દહાડા કાઢે તો તેને ખરેખરો દૃઢ મનનો વીર પુરુષ કહેવો જોઇએ; પણ જોનાસ કાંઈ એવો વીર પુરુષ તો હતોજ નહિ. તે તો મનમોજી ઉડતા પંખી જેવો જીવ હતો. તેને બે વાંનાં જોઇતાં હતાં: એક તો મોઢે સ્વાદ લાગે એવું પેટ ભરીને ખાવાનું અને બીજું સૂતા પહેલાં સગડી પાસે બેસીને નિરાંતે તંબાકુની ચુંગી પીવાનું. હવે અહીં તો જેવું ઘરનાં બીજાં બધાં ખાય તેવું તેને ખાવું પડતું અને સગડીની પાસે બેસવાની પૂરી જગ્યાજ ન હતી. આખો શિયાળો ગયો તોપણ બધાંએ નિરાંતે તાપીને

ટાઢ ઉરાડી હોય અને સૂતા પછી પણ ઓરડાની હવા ગરમ ગરમ રહી હોય એવો એક દિવસ પણ ગયો ન હતો. હવે શિયાળો વીતી જવા આવ્યો હતો અને રળીઆમણી વસંતનાં પગરણ મંડાયાં હતાં. એક ગામથી બીજે ગામ રવડતાં ફરવું હોય તોપણ ઝાઝી અડચણ પડે એવું ન હતું. આવા સંજોગોમાં ઘર છોડીને નાસી જવાનું તેના જેવાને કૌતુક થઇ આવે એમાં કાંઇ આશ્ચર્ય ન કહેવાય. છેલ્લાં બબ્બે વરસથી ડરહામ કંપનીનાં ભોંયરાંમાં તેને અડધા ટન જેટલા વજનની ઠેલણગાડીની સાથે ઘોડાની પેઠે જોડીને તેની પાસેથી કામ લીધું હતું. રવિવારને દહાડે અને આખા વરસમાં બીજી ચાર દહાડાની છુટ્ટી મળે તેટલા દિવસ બાદ કરતાં આરામનો તો વિચાર પણ નહિ કરવાનો. બાકીના દિવસમાં કામ કામ ને કામ અને કામ કરતાં પણ કારખાનાંવાળાઓની કે ઉપરી અમલદારની મીઠી નજર નહિ અથવા 'તેં આજે ઠીક કામ કર્યું' એટલો ઉત્તેજનનો એક બોલ પણ નહિ. ઉલટી ગાળો, ધપ્પા અને લાતો. આવો માર તો કોઇ જાતવાન કૂતરો હોય તો તે પણ સહન ન કરે તો પછી માણસની તો વાતજ શી? ઘરમાં પણ સુખ નહિ, નિરાંત નહિ અને પેટ ભરીને ખાવાનું નહિ. શિયાળો પૂરો થયો હતો અને વસંતના વાયરા વાવા લાગ્યા હતા એટલે ફક્ત એકજ દિવસની મજલ કરીને હરકોઇ માણસ પેકિંગ્ટાઉનના ધૂમાડાથી ભરેલા વાતાવરણમાંથી સદાને માટે બહાર નીકળી જાય અને પંખીની પેઠે લીલાંછમ ખેતરો અને રંગબેરંગી ફૂલોથી લચી પડતાં વાડી-બગીચાઓમાં કલ્લોલ કરતો રવડયાજ કરે.

જોનાસના જવાથી આ કુટુંબની આર્થિક સ્થિતિ હતી તે કરતાં વધારે ખરાબ થઇ. તેમની આવકમાં ત્રીજા ભાગનો કાપ પડયો અને ખાનાર માણસોમાં માત્ર એકજ જણ ઓછો થયો. એટલે તેમની સંકડામણ ઘટવાને બદલે ઉલટી વધી. મેરિજા પાસેથી પણ તેમને નાણું ઉછીનું લેવું પડતું હતું અને એ રીતે તેના બૅન્કના ખાતાનું પણ તળિયું નીકળવા આવ્યું. મેરિજાએ પરણીને ઘરસંસાર માંડવાને માટે બૅન્કમાં સાચવી મૂકેલી રકમ ઉડી ગઇ; તેની સાથે પરણીને સુખી થવાની તેની આશાનાં સ્વપ્ન પણ ઉડી ગયાં. આ વખતે તો તેમણે બિચારા ટેમોઝિયસને પણ છોડયો નહિ અને તેણે જે રકમ બચાવી હતી તેને પણ ખલાસ કરી નાખી. ટેમોઝિયસને કુટુંબીઓની જંજાળ ન હતી. એકલી જાતે હતો અને પાછો ગાવા વગાડવામાં કુશળ હતો. એટલે તેની આવક પણ એને હતી. આમ બેવડી કમાઇવાળા છડા માણસની પાસે પાંચ પૈસા બચવાજ જોઇએ. તેણે એ પૈસા સાચવી

રાખ્યા હોત તો આગળ જતાં પૈસેટકે સુખી થાત; પણ મૂર્ખો પ્રેમમાં પડીને એક દરિદ્ર કુટુંબની સાથે ભેરવાઈ પડયો. તેમણે તેને પણ પોતાની સાથે ગરીબાઇના ખાડામાં ઘસડી પાડયો.

આટલું કરતાં પણ ઘરખરચને પહોંચી વળાતું ન હતું. તેથી સૌએ મળીને ઠરાવ કર્યો કે, છોકરાંઓમાંથી બે જણે નિશાળેથી ઉઠી જવું અને કમાતાં થઇ જવું. સ્ટેનિસ્લોવાસથી ઉમ્મરમાં બીજે નંબરે કોટ્રિના હતી. તે તેનાથી બે વરસે નાની હતી. સ્ટેનિસ્લોવાસ પંદર વરસનો હતો તેથી તે તેરની હોવી જોઇએ. તેનાથી નાના બીજા બે છોકરા હતાઃ એક હતો અગીઆર વરસનો અને બીજો દસનો. એકનું નામ હતું વિલિમસ અને બીજાનું નિકાલોજુસ. બેઉ છોકરાઓ હુંશિયાર હતા. તેમના જેવડા જેવડા હજારો છોકરાઓ રોજ ઓછામાં ઓછું પોતાના ખાધાખરચ જેટલું તો કમાઇ લાવે છે તો પછી આ બે છોકરાઓ પણ કમાઇને પોતાના કુટુંબના ખરચનો બોજો શા માટે ઓછો ન કરે ? એટલે હાલ કોટ્રિનાને નહિ તો પણ આ બે છોકરાઓને તો ધંધે વળગાડીજ દેવા પડશે એવો ઘરનાંએ મળીને ઠરાવ કર્યો. કારખાનાંમાં તો એવડી નાની ઉમ્મરના છોકરાઓને કોઈ દાખલ કરે નહિ. તેથી તેમણે શહેરમાં જઇને છાપાં વેચવાનો ધંધો શીખી લેવો એવું નક્કી થયું. બીજેજ દહાડે સવારના પહોરમાં તેમને બેઉ જણને વેપાર શરૂ કરવાના ભંડોળ તરીકે પા પા ડૉલરની રોકડ અને ભાથામાં અકેકેક રોટલો અને થોડુંક માંસ, એટલું આપીને ઘેરથી વળાવ્યા. શું શું કરવું અને શું શું ન કરવું તેની તેમને એટલી બધી એકસામટી શિખામણો દીધી કે તેમનાં કુમળાં મગજ ભારે ભારે થઇ ગયાં. બસ, પછી તેઓ બેઉ ભાઈ પોતાનાં પ્રારબ્ધ અજમાવવા અથવા ઘડવા શહેર તરફ ચાલતા થયા. મોડી રાત્રે તેઓ બેઉ રડતા રડતા ઘેર પાછા આવ્યા. તેમણે કહ્યું કે, અમે શહેરમાં ને શહેરમાં પાંચ છ માઇલ રવડયા ત્યાર પછી અમને એક જણ મળ્યો. તેણે કહ્યું કે ચાલો, જ્યાં છાપાં વેચાતાં મળે છે ત્યાં હું તમને તેડી જાઉં. એક દુકાન આવી એટલે કહે કે લાવો મને પૈસા આપો, એટલે હું તમારે સારૂ છાપાં લઇ આવું. અમારી કનેથી પૈસા લઇને તે દુકાનની અંદર પેઠો અને પાછો આવ્યોજ નહિ. છોકરાઓએ મૂર્ખાઈ કરીને પૈસા ગુમાવ્યા તેના બદલામાં તેમને માર પડયો અને બીજે દહાડે પાછો બીજો પા પા ડૉલર આપીને તેમને શહેરમાં મોકલ્યા. આ વખતે તેમણે જાતેજ છાપાં વેચાતાં લેવાની જગ્યા ખોળી કાઢી અને ત્યાંથી છાપાં ખરીદ્યાં. ત્યાર પછી બપોર થતા સુધી "તાજા

સમાચાર" "તાજા સમાચાર" કરતા કરતા બેઉ ભાઇ ખૂબ ભટકયા, જે દીઠા તેમને "છાપું લેશો કે?" એવો સવાલ પૂછી વળ્યા. બપોર પછી તેમને એક મોટા લઠ્ઠ જેવા છાપાં વેચનારનો ભેટો થઇ ગયો. 'આ લત્તામાં તો છાપાં વેચવાનો મારો એકલાનોજ હક છે, ત્યાં તમે કેમ ઘૂસી ગયા' એમ કહીને તેણે બેઉ ભાઇઓને ખૂબ ઝપેટયા અને તેમની પાસે જેટલાં છાપાં હતાં તે બધાં ઝૂંટવી લીધાં. પણ એટલું સારૂં થયું કે, તેમણે બપોર સુધીમાં થોડાંક છાપાં વેચ્યાં હતાં તેથી તેમના ગજવામાં તેમની અસલ મૂડીના જેટલી રકમ એકઠી થવા પામી હતી તેથી ઘેર બીજી વખત માર ન પડયો.

આ પ્રમાણે બીજા આઠેક દહાડા સુધી તરેહ તરેહના કડવા અનુભવોનો સ્વાદ ચાખ્યા પછી બેઉ છોકરાઓને તેમના ધંધાની કાંઇક ગમ પડી ગઇ. જુદાં જુદાં વર્તમાનપત્રોનાં નામ તેમને આવડી ગયાં; કોની કેટલી નકલ ખરીદવી, કયા લોકોની આગળ કયી જાતનું છાપું ધરવું, ક્યાં જવું અને ક્યાં મુદ્દલે જવુંજ નહિ, તે બધું તેઓ શીખી ગયા. ત્યાર પછી તેઓ દરરોજ સવારના ચાર વાગે ઘેરથી નીકળી પડતા. પહેલાં તો સવારનાં છાપાંની નકલો લઇને શેરીએ શેરીએ દોડી વળતા. પછી સાંજનાં છાપાં બહાર પડે એટલે તેના થોકડા હાથમાં લઇને પાછા બધે ઘૂમી વળતા. એમ કરીને તેઓ રાત્રે મોડા ઘેર પાછા આવતા અને રોજ વીસથી ત્રીસ સેન્ટનો તેમને નફો થતો તે માના હાથમાં મૂકતા. કોઇ કોઇ વાર ચાલીસ ચાલીસ સેન્ટ જેટલું પણ કમાઇ લાવતા. શહેર ઘણું આઘે હતું એટલે તેમને જવા આવવાનું ટ્રામનું ભાડું રોજ ખરચવું પડતું. પણ થોડા દિવસમાં તેમણે પોતાનાજ જેવા બીજા છોકરાઓની સાથે ભાઇબંધી બાંધી. તેમની પાસેથી તેઓ ઘણું નવું નવું શીખી ગયા. તેમાં વગર ટિકિટે ટ્રામમાં કેવી રીતે ચઢી બેસવું, એ કળાનો પણ સમાવેશ થતો હતો. એ કળામાં તેઓ પાવરધા થઇ ગયા ત્યાર પછી તેમને ભાગ્યેજ કોઇ વાર ટ્રામના ભાડા ખાતે પૈસા ખરચવા પડયા હશે. ટ્રામ કન્ડકટરનું લક્ષ એક તરફ હોય ત્યારે તેથી ઉલટી દિશાએથી તેઓ ટ્રામ ઉપર ચઢી જતા અને જ્યાં ઘણી ભીડ હોય ત્યાં દબાઇને બેસી જતા અથવા ઉભા રહેતા. આથી કરીને દર ચાર ફેરામાંથી ત્રણ ફેરા તો કન્ડકટર તેમની પાસે ભાડું માગવા આવતોજ નહિ. ઘણી વાર તો તેની નજરજ તેમના ઉપર પડતી નહિ અથવા કોઇ વાર નજર પડી જતી તો તે એમ માની લેતો કે, તેમની પાસે ટિકિટ હશેજ. એમ કરતાં કોઇ વાર કન્ડકટર તેમની પાસે આવીને ટિકિટ માગતો ત્યારે તેઓ પોતાનાં

ગજવાં વારાફરતી ફંફોસી વળતા અને પૈસા નથી એમ કહીને રડવાનો ઢોંગ કરતા. આથી કોઇ વાર કાં તો કોઈ ડોસીમાને તેમના ઉપર દયા આવતી અને તે તેમને ટિકિટ લઇ આપતી અથવા કોઇ વાર કન્ડકટર તેમને ઉતારી પાડતો ત્યારે ઉતરી જતા અને પાછો એનો એજ અખતરો તેના પછીની ટ્રામમાં અજમાવતા. આમાં કશુંજ ખોટું નથી, એવું કહીને તેઓ તેમના મનનું સમાધાન કરતા. કામધંધા-વાળા લોકો તેમને કામે જતા હોય અથવા રાત્રે કામ કરીને ઘેર પાછા ફરતા હોય તે વખતે ટ્રામમાં કુદરતી રીતે પુષ્કળ ભીડ હોય અને તેથી કન્ડકટર કેટલાકને ટિકિટ આપવાનું ભૂલી જાય તેમાં વાંક કોનો ? અમારો તો નહિજ ને ? વળી ચોરને ઘેરથી ચોરી કરવી એ ગુન્હો ન કહેવાય. લોકો કહે છે કે, કંપનીવાળા પણ ચોર છે; લુચ્ચા, સ્વાર્થ-સાધુ, રાજનીતિના ક્ષેત્રમાં દાખલ થઇને પોતાનાંજ કામ કાઢી લેનાર ઉજળા ઠગોની સાથે મળી જઇને કંપનીઓવાળા પણ લોકોના મતા-ધિકારની ચોરીજ કરે છે ને ? તો પછી તેમને ઠગવામાં પાપ શાનું ? આવી દલીલો કરવાનું પણ તે છોકરાઓ શીખી ગયા હતા.

એમ કરતાં શિયાળાની ઋતુના છેલ્લામાં છેલ્લા દહાડા પણ વીતી ગયા. હવે બરફ વરસવાનો જરાએ સંભવ રહ્યો ન હતો. કોલ-સાનો ખરચ પણ ઘણો ઓછો થઇ ગયો. ઠંડી નહિ એટલે નાનાં છોકરાંને રસોડામાં બેસાડી રાખવાની જરૂર ન રહી તેથી જ્યારે જર્ગિ-સને ઉંઘી જવું હોય ત્યારે તેઓ બીજા ઓરડામાં બેસીને રમી શકતાં. એક બાજુએ ખરચ ઓછો થયો અને બીજી બાજુએ પેલા બે છોકરા-ઓએ કુટુંબની આવકમાં વધારો કર્યો તેથી હવે તેમની પાસે જો કે કાંઈ બચતું તો ન હતું, પણ તે છતાં અઠવાડીઆની આખરે ખૂટકો પણ પડતો ન હતો. આથી કરીને જર્ગિસનો ચીઢીઓ સ્વભાવ પણ દહાડે દહાડે સુધરતો ગયો અને વાત વાતમાં ખીજવાઇને સૌને ગભ-રાવી મૂકતો તેવું કરવાનું હવે જરા ઓછું થયું. માણસ ગમે તેવી ખરાબ અવસ્થામાં હોય, પણ એની એ અવસ્થામાં ઝાઝો વખત રહે-વાનું થાય તો તેનાથી તે ટેવાઇ જાય છે અને પહેલાંના જેટલું તેના મનને દુઃખ થતું નથી. આ નિયમ મુજબ જર્ગિસને પણ બધો વખત પથારીમાં પડી રહેવાની ટેવ પડી ગઇ. ઓના એ બધું જાણતી હતી, તેથી કરીને તેની આગળ પોતાનું દુઃખ રડીને તેને કાયર કરતી ન હતી અને જે કાંઇ વીતતું તે બધું સહન કરીને શમશમીને બેસી રહેતી. વસંત ઋતુ આવી એટલે તેની સાથે એ મોસમનો વરસાદ પણ શરૂ થયો. ટ્રામનું ભાડું ભારે તો પડતું હતું તો પણ લાચાર થઇને ઓના

ટ્રામમાં બેસીને કારખાને જતી; છતાં તે દરરોજ વધારે વધારે નબળી અને ફીકી થતી જતી હતી. પોતાના શરીરમાં થતો આ ફેરફાર જર્ગિસની નજરે ન પડે તો સારૂં એવું તે મનમાં ઘણું ય ઇચ્છતી હતી અને તેની આંખ આગળથી છુપાવવાના સંકલ્પ પણ કરતી હતી પરંતુ તે ગમે તેવી તો પણ સ્ત્રીજાતિ. તેથી કરીને હું આટઆટલું દુઃખ વેઠું છું છતાં તે મારા વરના લક્ષમાંજ નથી આવતું, એમ જાણીને તેના મનને દુઃખ પણ થતું. તે જેટલું દુઃખ વેઠે છે તેટલું બધું ભલે વેઠે. એથી પણ વધારે વેઠવું પડે તો વેઠી લે, પણ તેના બદલામાં તે તેના ધણીને મોઢેથી સાંત્વનના અમસ્તા બે મીઠા બોલ સાંભળવાની આશા રાખતી. સ્ત્રીઓનો એવો જાતિસુલભ સ્વભાવજ હોય છે. પણ તેનું દુઃખ જર્ગિસના જાણવામાં આવતું ન હતું તેથી કે પછી ગરીબાઇનો ચાલુ માર વેઠી વેઠીને તેનું હૃદય જરાક વધારે ભાવનાહીન થઇ ગયું હતું; ગમે તે કારણ હોય પણ ઓનાને તેને મોઢેથી પ્રેમના મીઠા બોલ સાંભળવાની ભૂખ હતી તે ભૂખ તે નજ ભાંગી શકયો. મારા ઉપર પહેલાં તેની જેટલી પ્રીતિ હતી તેટલી આજે રહી નથી અને ચાલુ દુઃખના મારથી તેનો પ્રેમ પણ ઘસાઇ ગયો છે, એવું પણ તેને ઘણી વાર મનમાં લાગી આવતું. તેમને ભેગાં રહેવાનો વખત પણ બહુજ થોડો મળતો. દહાડે તો બેઉ જણ પોતપોતાના કારખાનામાં જાય અને પોતાના ભાગનું દુઃખ પોતે જાતેજ વેઠી લે. સાંજે ઘેર આવતાં ત્યારે બેઉ જણ એવાં થાકીને લોથપોથ થઇ ગયાં હોય કે કોઇ વાર ખાઇને તરત અથવા કોઇ વાર તો ખાધા વગરજ ઉંઘી જતાં. કદાચ તેમને વાત કરવાનો વખત મળે તો પણ આવી હાલતમાં તરતની પરણેલી વરવહુની જોડી જેવી પ્રેમની રસિક વાતો કરે તેવી વાતો, ઓના અને જર્ગિસનાં દુઃખના તાપથી ધીકી ઉઠેલાં હૈયાંમાંથી નીકળવાની હતી ? તેઓ વાતો કરે તે પણ પોતપોતાના દુઃખની, વિટંબણાની, પોતાના ઉપર વીતતાં વીતકની— બીજી શી હોય ? આવા વાતાવરણમાં કોમળ ભાવનાના અંકુર જીવતા રહીજ કેમ શકે ? આ દુઃખની જ્વાલાને ઓના પોતાના હૈયામાં ભારી રાખવાનો ખૂબજ પ્રયત્ન કરતી, છતાં તેનો ભડકો કોઇ કોઇ વાર અચાનક રીતે બહાર પ્રકટી નીકળતો. રાત્રે એકદમ પોતાના પડછંદ જેવી કાયાવાળા ધણીને તે વળગી પડતી અને ઠૂઠવા મૂકીને રડતી અને પૂછતી કે 'મારા ઉપર તમારી પહેલાંના જેવી પ્રીતિ છે કે નહિ ?' સાચી વાત એ હતી કે, જર્ગિસની પ્રીતિ તો હતી તેવી ને તેવીજ હતી, પણ પૈસાની તંગીના પાર વિનાના દબાણને લીધે તેનામાં ભાવુ-

કતાનું તત્ત્વ ઘણું ઓછું થઇ ગયું હતું અને વાસ્તવિકતાનું પ્રમાણ વધી ગયું હતું. સ્ત્રીના આવા પ્રશ્નનો શો અર્થ કરવો અને તેને શો જવાબ દેવો તેની તેને સુઝ પડે નહિ તેથી પોતે તેના ઉપર છેલ્લામાં છેલ્લો ક્યારે ખીજવાયો હતો અને તેનું શું કારણ હતું તે સંભારી કાઢવાનો પ્રયત્ન કરે. એટલે પછી ઓના પણ તેને છેવટે માફ કરે અને તેની સોડમાં રડતી રડતી ઉંઘી જાય.

એપ્રિલ મહિનો અધવાર્યાં પછી જર્ગિસ પાછો પેલા ડૉક્ટરને પગ બતાવી આવ્યો. તેણે તેની ઘૂંટીની આસપાસ બાંધી રાખવાનો પાટો તૈયાર કરી આપ્યો અને કહ્યું કે, હવે તારે કામે ચઢવાની ઇચ્છા હોય તો હરકત જેવું નથી. પણ કામ પર ચઢવાની ડૉક્ટર રજા આપે તેટલાથી શું વળે ? ડૉક્ટરની રજા મળી તેથી કાંઇ કામ થોડુંજ મળવાનું હતું ? જર્ગિસ જ્યારે પોતાની જગ્યાએ હાજર થવા ગયો ત્યારે તેને મુકાદમે કહ્યું કે, આટલા બધા દિવસ તું ગેરહાજર રહ્યો તેથી તારી જગ્યા અમે પૂરી દીધી છે. પહેલાં તેણે જગ્યા ખાલી રાખી હતી અને આ વખતે ન રાખી તેનું કારણ શું ? કારણ એજ કે, જર્ગિસના જેટલું કામ આપે એવો માણસ તેને તે વખતે મળ્યો ન હતો અને આ વખતે મળી આવ્યો તેથી હવે તેને એની એજ ગોઠવણ ચાલુ રહેવા દેવી છે અને ફેરબદલી કરવાની કડાકૂટમાં ઉતરવાની તેની મરજી નથી. બસ, આ જવાબ સાંભળીને જર્ગિસ વીલે મોઢે દરવાજા આગળ ઉભો રહ્યો અને પોતાના ભાઇબંધો કામ કરતા હતા તે ઉભો ઉભો જોવા લાગ્યો. જાણે સૌએ મળીને તેને નાતબહાર મૂક્યો હોય એટલું બધું તેના મનને હલકું લાગ્યું. હવે કારખાનાના ચોગાનમાં જ્યાં બેકાર મવાલીઓનું ટોળું ઉભું હતું તેના ભેગા ઉભા રહ્યા સિવાય જર્ગિસને માટે બીજો કોઇ રસ્તોજ ન હતો.

એક વાર જર્ગિસ એજ ટોળામાં ઉભો હતો પણ તેની તે વખતની હાલતમાં અને આજની હાલતમાં આસમાન જમીન જેટલો ફેર હતો. તે વખતે તે નોકરીને માટે ઉમેદવાર હતો, આજે તેને નોકરી ઉપરથી કાઢી મૂક્યો હતો. તે વખતે 'મને નોકરી મળવીજ જોઇએ' એવો તેને દૃઢ આત્મવિશ્વાસ હતો જેની જગ્યાએ આજે તેના મનમાં ગ્લાનિ આવી ગઇ હતી; પરંતુ એ બધા કરતાં પણ વધારે મોટી વાત એ હતી કે, તે દહાડે જર્ગિસ સો માણસમાંથી ઓળખાઇ આવે એવો તંદુરસ્ત અને બળવાન હતો, ત્યારે આજે તે ફીકો, નબળો અને માલ વગરનો થઇ ગયો હતો. નિરાશા અને ગરીબાઇથી ઘેરાઇ ગએલા

કમનસીબ માણસના જેવો તેના શરીરનો અને કપડાંનો દેખાવ થઇ ગયો હતો. આવો કાંઈ તે એકલો ન હતો. પેકિંગ્ટાઉનનાં કારખાનાંઓમાં એક વાર નોકરીએ રહ્યા પછી કોઇ ને કોઇ કારણસર જેની નોકરી છૂટી ગઈ હોય અને નોકરીની શોધમાં જ્યાં ત્યાં ભટકતા થઇ ગયા હોય એવા સેંકડો અભાગીઆ કામદારો હતા. તેમનો દેખાવ જર્ગિસના જેવોજ હતો. તેમની મનોદશા પણ તેના જેવીજ હતી. જે વખત જતો હતો તે તેને માટે ઘણોજ અણીનો હતો. આના આજ સંજોગોમાં જર્ગિસના કરતાં નબળા મનનો માણસ હોય તો તે નિરાશ થઇ જાય અને મવાલી થઇને મવાલીઓના ભેગો ભળી જાય. દરેક કારખાના આગળ રોજ સવાર થાય ને આ અભાગીઆ લોકોનું ટોળું આવીને ઉભુંજ રહે અને પોલિસના સિપાઇ દંડા મારી મારીને કાઢી મૂકે ત્યારેજ ત્યાંથી ખસે અને ખસીને બીજે કયાં જાય ? કારખાનાંની નજીકમાં સેંકડો દારૂની દુકાનો હતી તેમાં થોડા થોડા કરીને પેસી જાય. કારખાનાની અંદર જ્યાં જુદાં જુદાં ખાતાંના ઉપરી અમલદારો બેઠા હોય ત્યાં જઇને તેવા દરેક અમલદારને મળવું, તેમને મોઢેથી નન્નો સાંભળવો, કોઈ વાર ધૂરકીઆં કરી બેસે, અપમાન પણ કરે તો તે સહન કરવા જેટલી હિમ્મત અને દઢતા બધા માણસોમાં નથી હોતાં. સવાર થતાંજ કારખાના આગળ ઉભા રહેવું અને એમ કરતાં નસીબ ઉઘડી જાય અને નોકરી મળી જાય તો ઠીક છે ને નહિ તો દારૂની દુકાનોની આસપાસ આખો દિવસ રઝળ્યા કરવું અને ઘર ન હોય ત્યારે તો રાત પણ અહીંની અહીંજ કાઢવાની. આ જાણે બધા નોકરીધંધા વગરના સાધારણ રખડતા લોકોનો કાર્યક્રમ હતો. આવી અધોગતિમાંથી તો જર્ગિસ તેને સારે નસીબે ઉગરી ગયો. તેનું એક કારણ એ હતું કે, તે જ્યારે નોકરી વગરનો થઇ ગયો ત્યારે શિયાળો ઉતરી ગયો હતો તેથી આખો દિવસ બહારના બહાર ફરવામાં કશું જોખમ જેવું ન હતું અને બીજું તેનાથીય વધારે સબળ કારણ તો એ હતું કે, તેની આંખો આગળ તેની સ્ત્રીનો દયામણો ચહેરો આખો વખત તરવર્યા કરતો હતો. નોકરી ધંધા વગરના બીજા બેકાર માણસો જે રીતે તેમની શારીરિક અને નૈતિક અવનતિ કરતા તે રસ્તે જર્ગિસ ખાસ કરીને તો તેની સ્ત્રીને ખાતર ન વળ્યો. કોઇ પણ ભોગે, ગમે તેમ કરીને, એક ઠેકાણે નહિ તો બીજે ઠેકાણે પણ મારે નોકરી તો ખોળી કાઢવીજ જોઇએ. આ મંત્ર તેનું હૃદય રાત-દિવસ રટયાજ કરતું હતું. નિરાશ થઇને હથીઆર હેઠાં નાખી દઇશ તો મારી સ્ત્રીનું શું થશે, એવું વારંવાર તેના કાનમાં કોઇ કહ્યાજ કરતું હતું. નિરા-

શાની સામે યુદ્ધ કરીને પ્રયત્ન કર્યાજ કરવો, નોકરી ખોળી કાઢવી, કામે ચઢી જવું અને બીજો શિયાળો આવે તે પહેલાં ઠંડીની સામે ટકાવ કરવા માટે જરૂરના પૈસાનો સંગ્રહ કરવો એવો તેણે દૃઢ નિશ્ચય કરી નાખ્યો હતો અને કોઇ પણ પ્રતિકૂળતાથી તે ઢીલો પડે તેમ ન હતો.

પણ તેને માટે કામજ ક્યાં હતું? મજૂરસંઘના સભાસદોમાંથી વારાફરતી સૌની પાસે જઇ જઇને તેમની આગળ પોતાની મુશીબતની વાત કહી આવ્યો અને તેમને સૌને વિનંતિ કરી કે, મારે માટે કાંઇક કરો, કાંઇક જીભ પણ હલાવો. ઘરખરચની આટઆટલી તાણ પડતી હતી તોપણ મજૂરસંઘનું લવાજમ તો તે નિયમિત રીતે ભર્યાજ કરતો હતો. ત્યાર પછી તેના જે જે મિત્રો અને ઓળખીતા હતા તેમને બધાને કહી આવ્યો કે, તેમનાં કારખાનાંમાં અથવા બીજે કોઇ પણ ઠેકાણે તેઓ તપાસ કરતા રહે અને કોઇ પણ જગ્યા ખાલી પડે તો તરત ખબર કરી દે. આટલું કરીને પણ તે જંપ્યો નહિ. જેટલાં કારખાનાં હતાં તે બધાંના એકે એક વિભાગમાં ફરી વળ્યો, જેમને મળવા જેવું હતું તેમને મળી આવ્યો. એમ કરવામાં એકાદ–બે અઠવાડીઆં નીકળી ગયાં. તે દરમ્યાન જ્યાં જ્યાં ઘૂસી શકાય તેમ હતું એવો એક ઓરડો પણ તેણે છોડયો ન હતો. હાલ નોકરી ખાલી નથી એવો એકસરખો જવાબ તેણે દરેક જગ્યાએથી સાંભળ્યો. બધાં કારખાનાંઓનું એક ચક્કર પૂરૂં થયું ત્યારે તેણે પાછો દરેક ઠેકાણે બીજી વારનો આંટો મારવા માંડયો. તે એમ સમજતો હતો કે, છેલ્લા પંદર દિવસમાં વખતે કોઇ કારખાનામાં માણસોની ફેરબદલી થઇ હોય અને પહેલાં જ્યાં ખાલી જગ્યા ન હતી ત્યાં હમણાં કોઇ જગ્યા ખાલી પડી પણ હોય. એમ કરતાં તો આખરે ચોકીદારો અને કંપનીઓએ રાખેલા છુપા બાતમીદારો પણ તેને સિક્કલ ઉપરથી ઓળખતા થઇ ગયા અને તે જ્યાં ઘૂસવા ગયો ત્યાંથી તેને ધૂતકારીને કાઢી મૂક્યો અને ફરી આવીશ તો ભામટા તરીકે પોલિસને હવાલે કરી દઇશું, એવી ધમકી પણ આપી. ત્યારે હવે તો તેને માટે બીજું કશુંજ કરવા જેવું ન રહ્યું. રોજ સવાર થાય એટલે કોઇ પણ કારખાના આગળ ઉભા રહેલા બેકાર મવાલીઓના ટોળામાં ભળી જવું, ગમે તેમ કરીને સૌથી પહેલી હારમાં ઉભા રહેવાય એવો પ્રયત્ન કરવો, પોતે નોકરી કરવા ઘણો આતુર છે એવો મોઢા ઉપરથી દેખાવ કરવો અને આટલું કરતાં કામ ન મળે તો ઘેર જઇને કોટ્રના અને પોતાનો નાનો છોકરો, એ બેની જોડે રમવું એટલુંજ હવે તેણે કરવાનું રહ્યું.

આ અવસ્થાનું આગળ જતાં શું પરિણામ આવશે તેનો જર્ગિસને ઘણોજ સ્પષ્ટ ખ્યાલ હતો તેથી કરીને તેની માઠી દશા વધારે માઠી બની જતી હતી અને તેના કમનસીબે જે વિષનો પ્યાલો તેને મોઢે ધર્યો હતો તેની કટુતા હતી તે કરતાં પણ વધી જતી હતી. તે આ દેશમાં પહેલવહેલો નોકરી ખોળતો આવ્યો ત્યારે તેના હૈયામાં હોંસ હતી અને શરીરમાં બળ હતું. અહીંના મજૂરોની દુર્દશાનો અનુભવ નહિ હોવાથી તેના માનસ ઉપર કાળા પડછાયા પડયા ન હતા. તે આશા-ઉમેદભર્યો આવ્યો અને આવ્યો તેજ દહાડે તેને નોકરી પણ મળી ગઇ; પણ આજે તે બે અઢી વરસ પહેલાંનો જર્ગિસ ન હતો. આજે તો તે વાસી માલના જેવો, ઘસાઇને રદ્દી થઇ ગએલા યંત્ર જેવો, એક જણને હાથે વપરાઇને ઉતરી ગએલી સેકન્ડ-હેન્ડ વસ્તુના જેવોજ ગણાતો હતો અને કારખાનાંવાળાઓને એવા માણસનું કામ પણ ન હતું. તેમણે તેના શરીરનો રસકસ ચૂસી લીધો, તેની પાસે ઘણામાં ઘણું કામ કરાવીને તેની કાયાના બંધ તોડી નાખ્યા, ઘણામાં ઘણી ઝડપથી અને તે પણ ક્રમવાર વધતી જતી ઝડપથી કામ લઇને અને મજૂરોની અગવડો તરફ સંપૂર્ણ બેદરકાર રહીને તેમણે તેને નોકરી કરવાને નકામો કરી મૂકયો અને રસ ચૂસી લીધા પછી છોડાં-ગોટલાને ફેંકી દે તેમ હવે તેને ફેંકી દીધો. તે હવે નવરો પડયો હતો અને તેના જેવા બીજા કામધંધા વગરના રખડતા મજૂરોની સાથે ઓળખાણ કરવાનો હવે તેને પૂરતો વખત હતો. એ બધાની કથા એની પોતાની કથાના જેવીજ હતી. એમાંના કેટલાક બીજાં ગામ કે શહેરોમાંથી ભટકતા ભટકતા અહીં આવી ચઢયા હતા, કેટલાક અહીંનાંજ જુદાં જુદાં કારખાનાંઓમાં અને મીલોમાં દળાઇ પીસાઇ-વટાઇને નકામા થઇને બહાર રવડતા થયા હતા, કેટલાક તેમની પોતાની કોઇ કસૂરને કારણે નોકરી ચાકરી વગરના બની ગયા હતા —જેમકે કેટલાક એવા હતા કે જેમનાથી દારૂ પીધા વગર તેમના કામનો જીવલેણ ઘસારો સહન થાય નહિ અને દારૂ પીવાના પૈસા હોય નહિ તેથી કામ કરવાને અશક્ત ઠરી ચૂકયા હતા. પણ મોટે ભાગે તો પેકિંગટાઉનનાં નિર્દય અને રાક્ષસી યંત્રોનાં ઘસાઇ ઘસાઇને નકામાં થઈ ગએલાં અને તેથી કારખાનાંવાળાઓએ ફેંકી દીધેલાં દાંતા અને ચક્કરો જેવા હતા. તેઓ અગાઉ અહીંના કોઈ કારખાનામાં કામ કરતા હતા, માલિકો જેટલી ઝડપથી કામ કરાવે તેટલી ઝડપથી કામ કરી છૂટતા હતા, કેટલાકે તો થોડાં ઘણાં નહિ પણ દશ અથવા તેથી પણ વધારે-વીસ વીસ વરસ સુધી એકના એકજ

કારખાનામાં નોકરી કરેલી પણ એમ કરતાં કરતાં આખરે તેમની કાયામાં કૌવત રહ્યું નહિ, માલિકોને સંતોષ થાય તેટલું કામ આપવાનું તેમનાથી બની શક્યું નહિ એટલે પછી બિચારા માલિકો તેમને રાખીને શું કરે? તેમને મન તો મજૂરોમાં અને તેમનાંજ કારખાનાંના નિર્જીવ યંત્રોનાં ચક્કરોમાં કશોજ તફાવત ન હતો. કારખાનાંના સંચાઓના જે જે ભાગ ઘસાઇ ગયા હોય તેમને કાઢી નાખીને તેમની જગ્યાએ જેમ નવા ભાગ મૂકવા પડે છે, તેમ કામદારોમાંથી પણ જેઓ ઘરડા અથવા નબળા થઈ ગયા હોય તેમને કાઢી મૂકીને તેમની જગ્યાએ બીજા જુવાન અને સબળા મજૂરો રાખવાજ જોઇએ. કોઈ કોઇને તો તેમના માલિકોએ ચોખ્ખેચોખ્ખું કહી દીધેલું કે, હવે તમે ઘરડા થઈ ચૂક્યા છો, માટે તમે હવે ઘેરજ જાઓ અને બીજા જુવાન માણસને માટે તમારી જગ્યા ખાલી કરો. કેટલાકે પોતાની કોઇ કસૂરને લીધે અથવા અણઆવડતને લીધે નોકરી ગુમાવેલી એ વાત પણ ખરી. પણ ઘણાખરા તો જર્ગિસની પેઠેજ કારખાનામાંજ નડેલા અકસ્માતને કારણે નકામા થએલા અને તેથી તેમને એક અથવા બીજે બહાને વીણી કાઢીને ફેંકી દીધેલા. પહેલાં તો તેમણે ઘણા વખત સુધી ટુંકા પગારને લીધે આછા પાતળા ખોરાકથી પેટ ભરીને હદ ઉપરાંત મજૂરી કરેલી તેથી તેમનાં શરીર ઘસાઇ ઘસાઇને કમજોર તો થઇજ ગએલાં. શરીર નબળાં પડે એટલે તેમના ઉપર કોઇ કોઈ રોગનો હુમલો થાય અને ખાટલે પડે; અથવા હાથમાં છરો વાગી બેસે, તે પાકે અને મહિનાઓ સુધી પીલાયા કરે અને કોઈ કોઇ વાર તો છેવટે એક હાથ કાપી પણ નાખવો પડે; અથવા જર્ગિસને થયો હતો તેવો અકસ્માત થાય અને અમુક વખત સુધી માંદગી ભોગવે. આવા માણસો જ્યારે સાજા થઇને પાછા આવે ત્યારે તેમના ઉપર તેમના ખાતાના ઉપરી અમલદારની ખાસ કૃપા હોય તો તેમને તેમની જગ્યાએ બહાલ રાખે અને નહિ તો જર્ગિસને જે પ્રમાણેનો જવાબ મળ્યો તેવો જવાબ સાંભળીને તેમને ઘેર બેસવું પડે. આ જાણે તમામ કારખાનાંનો એકસરખો નિયમ. એમાં અપવાદ માત્ર એકજ કે, જ્યારે મજૂરને કોઇ એવો અકસ્માત નડયો હોય કે જેને માટે કંપનીને જવાબદાર ગણ્યા વિના છૂટકોજ ન થાય. એવું થાય ત્યારે કંપની તરફથી એકાદ ચાલાક અને ખંધો વકીલ તે મજૂરની પાસે જાય અને તેને અષ્ટંપષ્ટં સમજાવીને એવું લખાવી લે કે, મને જે ઇજા થઈ છે તે બદલ મારે કંપનીની સામે કશો દાવો કરવો નથી. પણ પેલો માણસ છેક એવો સૂંવાળો સૂંઢનો ન હોય અને

સીસામાં ન ઉતરે તો તેને અને તેનાં ઘરનાં બીજાં માણસોને નોકરીએ રાખવા કંપની બંધાય; અને કંપની બરાબર બે વરસ સુધી તો આ કરારનું અક્ષરશઃ પાલન કરે. પરંતુ જ્યાં બે વરસ પૂરાં થયાં એટલે કંપની કહેશે કે, હવે અમારે ને તમારે કશી લેવા દેવા નથી; કારણ કે કાયદા મુજબ મજૂર પોતાને થએલી ઇજાનો નુકસાની દાવો ઇજા થયા પછી ફક્ત બે વરસની અંદરજ માંડી શકે. બે વરસ પૂરાં થાય એટલે પછી કાયદા પ્રમાણે તેનાથી દાદ ફરિયાદ થાય નહિ અને કરે તો કોઇ સાંભળે પણ નહિ.

ઉપર કહ્યાં તેવાં કારણોથી જેમને ઘેર બેસવું પડે તેમનું ત્યાર પછી શું શું થાય તેનો આધાર તેના પોતાના સંજોગો ઉપર હોય છે. જો તે ઘણાજ કુશળ કારીગરમાં ગણાય એવો હોય તો કદાચ બાકીના વખતમાં બેદાં બેદાં ખાવા જેટલી રકમ તેણે બચાવી પણ હોય. આખા કારખાનામાં સાથી ભારેમાં ભારે પગાર ઢોરને ગળે ચીરો પાડવાના કામમાં જેઓ નિષ્ણાત ગણાતા હોય તેમને મળે છે. તેમને કલાકના પચાસ સેન્ટ મળે એટલે સાંજને છેડે તેજીની મોસમમાં પાંચથી છ ડૉલરનો અને મંદીની મોસમમાં એક અથવા બે ડૉલરનો તેઓ રોજ પાડે. આટલી આવકમાંથી તેઓ ઘરખરચ બાદ કરતાં કાંઇક બચાવે પણ ખરા. પણ એવા નિષ્ણાતો હતા માત્ર ઇન મીન ને સાડેતીન; દરેક કારખાનામાં છ કરતાં વધારે હતાજ નહિ. એમાંના એકની સાથે જર્ગિસને પરિચય હતો. તેને કુલ બાવીસ છોકરાં હતાં. તેમાંથી જે છોકરા હતા તેઓ બધાજ તેમના બાપના જેવા ઉસ્તાદ ગળું ચીરનારા થઈ જવાની ઉમેદ રાખતા હતા. એ પ્રમાણે બીજા બધાનું પણ હશે. આટલા બધા ઉસ્તાદોને તેઓ ધારતા હતા તેટલો પગાર આગળ જતાં મળવાનો સંભવ બહુ થોડો હતો. આ તો ઉસ્તાદ કારીગરની વાત થઈ. પણ જેઓ સાધારણ અથવા અણઘડ મજૂરમાં ગણાય એવા હતા તેમને તો તેજીની મોસમમાં અઠવાડીઆના દશ ડૉલરનો અને મંદીની મોસમ આવે ત્યારે તો અઠવાડીઆના ફક્ત પાંચજ ડૉલરનો પગાર હતો. તેઓ તેમના કુટુંબનો ખરચ કાઢતાં કાંઇક બચાવી શકે કે નહિ અને બચાવે તો કેટલું બચાવી શકે તેનો આધાર કમાનારની ઉમ્મરના ઉપર અને તેની પાછળ ઘરમાં કેટલાં ખાનારાં છે તેમની સંખ્યા ઉપર રહે. સાધારણ રીતે એટલું કહી શકાય કે, જો તે પરણવાની લપમાં ન પડે અને દારૂને છાંયડે ન જાય અને એ બધા ઉપરાંત જો તે તદ્દન એકલપેટો હોય—એવો એકલપેટો અને કઠણ હૈયાનો હોય કે તેને ઉછેરીને

મોટો કરનાર ઘરડાં માબાપ કેમ દહાડા કાઢે છે તેનો વિચાર પણ ન કરે, નાનાં ભાઈ-બહેનોને કોઈ દહાડો રાતી પાઈ પણ ન પરખાવે, તેમને તંગી પડતી હોય કે ન પડતી હોય તો પણ કોઈ દહાડો તેમનો ભાવ ન પૂછે; બીજાં સગાંવહાલાંને મદદ કરવાની વાત તો જાણે આઘી રહી પણ છેક નજીકનાં કુટુંબીઓની પણ કોઈ દહાડો ભીડ ન ભાગે, મજૂરસંઘ કે એવાં તેવાં મંડળોના સભાસદ થવાની વાતજ ન કરે, ભાઈબંધ દોસ્તદારોને કોઈ દહાડો ચાહનો પ્યાલો પાવાના કે બે પાંચ રૂપીઆ ઉછીના આપવાના અખાડા કરે, પોતાની પાસેનાજ ઘરનાં છોકરાં ભૂખે ટળવળતાં હોય કે ટાઢે ઠરી જતાં હોય પણ તેમને એક કોડીની પણ મદદ ન કરે એવા માણસની પાસે કાંઈક પૂંજી એકઠી થઈ હોય તો તેની ના નહિ, બાકી ઉપર ગણાવ્યાં તેમાંનું એક પણ લક્ષણ જેનામાં હોય તે તો બિચારો સાત સાંધે ત્યારે તેર તૂટે એમ કરીને દહાડા કાઢે.





# પ્રકરણ ૧૩ મું

જર્જિસ નોકરી ખોળતો ફરતો હતો એજ અરસામાં તેના ઘરમાં એક નાના છોકરાનું મરણ થયું. ટીટા એલ્ઝબિટાના સૌથી નાના બે છોકરાઓ અપંગ હતા. એક તો જન્મ્યો ત્યારથીજ અપંગ જન્મ્યો હતો. તેના એક સાથળનું હાડકું સાંધામાંથી ખસી ગયું હતું અને તેથી તે મોટો થયો તો પણ તેનાથી ચલાતું ન હતું. બીજો છોકરો ગાડી તળે આવી ગએલો તેથી તેનો એક પગ કપાઇ ગયો હતો. એમ આ બેઉ છોકરાઓ—એક જન્મથી અને બીજો નાનપણમાંથી—અપંગ થઇ ચૂક્યા હતા. જે છોકરો પગની ખોડ લઇને અવતર્યો હતો તે ટીટા એલ્ઝબિટાનો સૌથી છેલ્લો છોકરો હતો. તેને આવો ઘડીને જાણે કુદરતેજ તેની માને ચેતવણી આપી હોય કે હવે બસ કર, તેં પૂરતાં છોકરાં જણ્યાં છે. એક તો આવો ખોડીલો હતોજ અને તેની સાથે તે એવો અભાગીઓ કે અવતર્યો ત્યારથી માંદો માંદો ને માંદો અને ઉમ્મરના પ્રમાણમાં શરીરે વધ્યોજ નહિ. તેનાં હાડકાં પોચાં હતાં, વાંસે ખૂંધ નીકળી હતી, પેટ મોટું નગારી જેવું હતું, હાંફતો ત્યારે શરીરની નસેનસ દેખાતી હતી અને ત્રણ વરસનો થયો તોપણ સાધારણ બાંધાના એક વરસના છોકરા કરતાં પણ લગારે મોટો ન હતો. મોટો થયો તો પણ તેના નસીબમાં તો ટાંટીઆ ઘસીને ચાલવાનુંજ સરજાયું હતું. ફસેલીએ ફસેલીએ તે બધા ઘરમાં રવડતો તેથી પહેરેલાં કપડાં મેલાં ઘાંચીની ઘાણી જેવાં કરી મૂકતો. તેનાં કપડાં બદલવાની કોઇને ફૂરસદ હતી નહિ અને હોય તો પણ તે જેટલાં મેલાં કરે તેટલાં કપડાં ઘરમાં હોય નહિ; એટલે મેલાં બાળોતીઆં જેવાં કપડાં પહેરીને એ છોકરો આખા ઘરમાં રીંખતો અને ચીઢાતો ત્યારે રડીને ટીટીઆરૂં મચાવી મૂકતો. ટાઢા હીમ જેવા પવનના સૂસવાટા ઘરમાં સીધા ચાલ્યા આવતા તેથી મૂઆને શરદી લાગતી અને તેના નાકમાંથી લીંટના શેઢા વહ્યાજ કરતા. મેલું શરીર, ગંદાં કપડાં અને નાકમાં લીંટના લપકા, એથી કરીને એ છોકરો સૌને કંટાળારૂપ

લાગતો હતો. એને રમાડવાનું તો કોઇને મન થાયજ નહિ. ઉલટું, જેની પાસે એ જાય તે એને આઘો ને આઘો રાખવા ઇચ્છે. એની માને એ બરછીના ઘા જેવું લાગે અને તેથી કુટુંબમાં ઘણી વાર ચડભડાટ થાય. એ છોકરાને માટે એની માને ઘણોજ વિચિત્ર અને દુરાગ્રહભરેલો પક્ષપાત હતો. તેનાં તમામ છોકરાંઓમાં આ લૂલીઓજ તેને ઘણામાં ઘણો વહાલો હતો. મારા લૂલીઆને માટે આ ને મારા લૂલીઆને માટે પેલું, એમ બધો વખત તેની પાછળ નકામી નકામી ધમાલ કરી મૂકતી. તે જે કરે તે તેને કરવા દેતી, ભાંગે ફોડે તો ભાંગવા દેતી, કોઇ તેને જરાક આંખ બતાવે તો છણછણી ઉઠતી. છોકરો હઠ ઉપર આવે અને રડી રડીને ઘરમાં ટીટીઆરૂં મચાવે ત્યારે જર્ગિસ ખીજવાય; એલ્ઝબિટા બીજાની સામે તો શીંગડી રંગે, પણ જર્ગિસને કશું કહેવાય નહિ તેથી આખરે રડી પડે.

હવે આ છોકરો મરી ગયો. શાથી એકાએક મરી ગયો તે તો રામ જાણે. ખાસ માંદો તો ન હતો. તેની માએ બજારમાંથી વેચાતા આણેલા તૈયાર રાંધેલા ડુક્કરના માંસમાંથી તેને એક કટકો ખાવા આપ્યો હતો. ટ્યૂબરક્યુલોસિસ નામનો રોગ થએલો હોવાથી જે ડુક્કરનાં મુડદાંને સરકારી ઇન્સપેક્ટરોએ નાપાસ કરેલાં તેમનાં માંસને પણ ચોરી છૂપીને કારખાનાંવાળાઓ સારા માંસના ભેગાભેગું ડબ્બામાં ભરી મારે છે તેવું માંસ કદાચ તે છોકરાના મોતનું કારણ હોય તો ના પણ ન કહેવાય; પણ બન્યું એમ કે, ખાધા પછી એક કલાકની અંદરજ તેને કાંઇક દર્દ થવા લાગ્યું. ક્યાં દુઃખે છે તે તો મૂંગો શી રીતે કહે? પણ પેટે હાથ દઇને કોળેકોળ ખાઇને રડતો ગયો. બીજો એક કલાક વીતતા પહેલાં તો તે ભોંય ઉપર આળોટીને પછાડા મારવા મંડયો. આ વખતે ઘરમાં તેર વર્ષની કૉટ્રીના વગર બીજું કોઇ હતું નહિ. તે ચીસેચીસ પાડતી પાડતી બહાર દોડી ગઇ. ડૉક્ટર પણ આવી પહોંચ્યો, પણ તે પહેલાં તો પેલો છોકરો તેની છેલ્લી ચીસ પાડીને ઠંડો થઇ ચૂક્યો હતો. આ છોકરાના મોતથી આખા ઘરમાં કોઇને કાંઇજ લાગણી થઇ નહિ. સૌના મનમાં એમજ હશે કે, એ મરી ગયો તો બાપડો છૂટયો. એલ્ઝબિટાના શોકનો તો આડો આંકજ ન હતો. તેમાં વળી જર્ગિસે સાફસાફ કહી નાખ્યું કે, તેને રીતસર દફન કરવાની ક્રિયાનો ખર્ચ કરવાના પૈસા મારી પાસે તો નથી. જેને એ ખર્ચ કરવો હોય તે પોતાની ગાંઠના પૈસામાંથી ભલે કરે; પણ મને જો પૂછતાં હો તો હું કહું છું કે, ગરીબ લોકોનાં મૂડદાંને મ્યુનિસિપાલિટિ પોતાને ખર્ચે દટાવે છે તેવું એનું પણ કરવું. આ ધડાકો સાંભળતાં

વારને એલ્ઝબિટા માથું અને છાતી કૂટવા લાગી. દુઃખ, શોક, ગુસ્સો, નિરાશા એવી અનેક લાગણીઓ તેના દુઃખથી જર્જરિત થઈ ગએલા જિગરને ચારે બાજુએથી વલોવી નાખવા લાગી. તે દિવાની જેવી થઇ ગઇ. મારા દીકરાને અનાથ કંગાલ લોકોના ભેગો દાટવાનો મારો વખત આવ્યો ? હાય! તે પહેલાં મારૂં મોત કેમ ન આવ્યું ? આવું તેવું કાંઇક તે વારંવાર લવવા લાગી. તેને સૌથી વધારે લાગતું હતું તે એ કે, જમાઇ તો પરાયા ઘરનો તે તો જાણે ગમે તેમ બોલે, પણ મારી સાવકી દીકરી ઓના ઉભી ઉભી સાંભળ્યાજ કરે છે અને તેના વરને કશું કહેતીજ નથી! ઓનાના બાપને આ વાતની ખબર પડે તો તે તેની કબરમાંથી ઉઠીને ઉભો થઈ જાય અને તેને વઢે! જો તમારે સૌને આવુંજ કરવું હોય તો ઘરને લગાડો દીવાસળી અને ચાલો આપણે બધાં ભેગાંજ દટાઇ જઇએ! × × × × આવું તેવું મનમાં આવે તેવું લવીને તે પોતાના હૈયાની વરાળ બહાર કાઢતી ગઈ. આખરે મેરિજાથી રહેવાયું નહિ. તેણે કહ્યું કે "જાઓ, હું દશ ડૉલર ઉછીના આપીશ." પણ જર્ગિસે તો તેનો કક્કો છોડયોજ નહિ. તે તો કહે કે, મારે તો કોઇનું કરજ કરવુંજ નથી, ત્યારે એલ્ઝબિટા રડતી રડતી બહાર ચાલી ગઇ અને પાડોશીઓ આગળ ભીખ માગીને કાંઇક લઇ આવી અને તે પૈસામાંથી તે છોકરાની લાશને સફેદ કલગીઓવાળી પેટીમાં સૂવડાવીને કબ્રસ્તાનમાં લઇ ગયાં. તેની કબરને માટે નાનો જમીનનો ટૂકડો વેચાતો લીધો, તેને દાટયાની નિશાની તરીકે ત્યાં આગળ લાકડાનો ક્રૉસ મુકાવ્યો અને મંદિરમાં જઇને તેની અંત્યેષ્ઠિ ક્રિયા પણ કરાવી. છોકરો મરી ગયો, તેને દાટયો કર્યો, બધું પતી ગયું; પણ તેની માને કલેજે લાગેલો જખમ કેટલાય મહિના સુધી સાલ્યાજ કર્યો. તે જ્યાં આગળ ફસેલીએ ફસેલીએ ચાલતો હતો તે જગ્યા જોતાને વારમાંજ તેની માની આંખોમાં આંસુ ભરાઇ આવે. તે કહેતી કે "તેને બિચારાને બીજા છોકરાંઓના જેવી મોટાં અને હુશીઆર થવાની તકજ ન મળી. બાપડો જન્મ્યો ત્યારથી ગજે ઘંટીતું પડ લઇનેજ જન્મ્યો. એક મોટો નામીચો ડૉક્ટર શિકાગોમાં આવી ચઢયો હતો પણ તેની મને વખતસર ખબરજ ન પડી, નહિ તો હું ગમે તેમ કરીને તેની પાસે લઇ જાત અને સારો કરાવત! × × × ×" આ છેલ્લી વાતનો સાર એટલોજ હતો કે, કોઇ કરોડપતિ શેઠીઆની નાની છોકરીને આ છોકરાના જેવીજ જન્મખોડ હતી. તેને સારી કરવાને સારૂ તે શેઠીઆએ ડૉક્ટરને ન્યાલ કરી નાખે એટલી ફી આપવાનું ઠરાવીને તેને પોતાને ઘેર તેડાવ્યો હતો.

પણ આવી જન્મખોડવાળાં છોકરાંને સારી રીતે હાલતાં ચાલતાં કરી શકાય છે એવું તેણે પ્રથમ સાબિત કરવું જોઇએ ને ? શેઠીઆની આગળ તેણે પોતાની શસ્ત્રક્રિયાની સફળતા સિદ્ધ કરી બતાવવી જોઇએ ને ? એટલા માટે તે ડૉક્ટરે જાહેર ખબર છપાવી કે, હું આવી જન્મખોડવાળાં ગરીબોનાં છોકરાંની મફત સારવાર કરીશ. તેની આવી ભારે ઉદારતાને (?) માટે છાપાંવાળાઓએ તેને વખાણી વખાણીને છાપરે ચઢાવ્યો. કમનસીબે એલ્ઝબિટા છાપાં વાંચતી ન હતી અને જેઓ વાંચતાં હતાં તેમણે તેને ખબરજ ન આપી. તેથી તે છોકરાને પેલા નામાંકિત ડૉક્ટરની સારવારનો લાભ ન અપાયો. એ પણ એક રીતે ઠીકજ થયું કે, એલ્ઝબિટાને આ વાતની ખબર ન પડી; કારણ કે છોકરાને રોજ રોજ ડૉક્ટરની પાસે લઇ જવાને એક જણનો ટ્રામના ભાડાનો ખરચ થાય તેટલા પૈસા પણ તે વખતે તેમની પાસે ન હતા અને ઉછીના પાછીના કરીને પૈસા લાવે તો ઘરમાંથી કોઇને પણ એટલી નવરાશ ન હતી કે રોજ તેને લઇને ડૉક્ટરની પાસે જાય.

આ ઘટના બની તેટલો વખત જર્ગિસ નોકરીને માટે ફાંફાં મારતોજ ફરતો હતો. તેના રસ્તામાં કોઇ જંગલી ફાડી ખાનારૂં પશુ જાણે તેના ઉપર તરાપ મારવાને તાકીને બેઠું હોય અને તે રસ્તે થઇને ગયા વગર તેને છૂટકોજ ન હોય એવા સકંજામાં તે સપડાઇ ગયો હતો. કોઇ ક્રૂર અદૃશ્ય શક્તિ તેના બીજા બધા રસ્તા બંધ કરીને તેને એકજ બાજુ તરફ ધકેલી રહી હતી અને તે શક્તિનો કાળો પડછાયો તે જોતો પણ હતો. આગળ ઉપર તેણે ક્યાં જવાનું છે અને ત્યાં તેનું શું થવાનું છે તે બધું જર્ગિસ મનમાં સમજતો હતો અને છતાં તે ચોક્કસ સ્થાન તરફ ગયા વગર બીજો એકકે ઇલાજ રહ્યો ન હતો. વળી તે કરે પણ શું ? તે જગ્યા તરફજ તેના ટાંટીઆ ઘસડાતા હતા અથવા કોઇ છૂપી શક્તિ તેના પગને ઘસડી જતી હતી. પેકિંગ્ટાઉનમાં બેકારી એકસરખી નહિ પણ કેટલીક ચઢતા ઉતરતી પાયરીઓવાળી હોય છે. એમાંની છેલ્લામાં છેલ્લી પાયરીએ પહોંચી જવાની ભયંકર શક્યતાના ઓળા તે આઘેથી જોઇ શકતો હતો અને છતાં તે તરફ ઘસડાતો હતો. જેને કોઇ પણ ઠેકાણે નોકરી ચાકરી નજ મળે અને કદી મળવાની પણ ન હોય તેવા માણસને એક ઠેકાણે તો છેવટે નોકરી મળીજ રહે છે—હાડકાંનું ખાતર બનાવવાના કારખાનામાં.

એ કારખાનાં વિષે કોઇ વાર જ્યારે પણ બેકાર મજૂરો અંદર અંદર વાતો કરે ત્યારે કોઇ ભયાનક દાનવી વસ્તુને વિષે વાત કરતા

હોય એમ ધીરે ધીરે અવાજે બ્હી બ્હીને કમકમાટીઓ ખાતાં જઇને વાત કરતા. કામધંધા વગર રખડતા માણસોમાંથી સેંકડે દસ ટકા જેટલા માણસોએજ એ કારખાનામાં જઇને જાતિ અનુભવ મેળવેલો હોય છે. બાકીના નેવુ ટકા તો ફક્ત બીજાઓને મોઢેથી વાતો સાંભળીને અથવા ઘણું તો તેના બારણા આગળ ઉભા ઉભા અંદર જરાક ડોકિયું કરીનેજ સંતોષ માની લે છે. ત્યાં કામ કરવા જવું તે કરતાં તો ટાંટીઆ ઘસીને મરવું પડે તો તે સારૂં, એવો ઘણાનો અભિપ્રાય હતો. કોઇ કોઇ જર્ગિસને પૂછતા પણ ખરા કે, તું ત્યાં કોઇ વાર નોકરી કરી આવ્યો છે કે નહિ? તે ના કહેતો ત્યારે તેઓ વળી પૂછતા કે, ત્યાં જવાનો વિચાર થાય છે? તે જવાબ આપતો ન હતો, પણ જવું કે ન જવું તેની મનમાં ભાંજગડ તો કર્યા કરતો હતો. તેના ઘરનાં માણસો સાવ કંગાલ હાલતમાં દહાડા કાઢતાં હતાં એમાં તો કાંઇ શક હતોજ નહિ. દરેક જણ—નાના છોકરાઓ સુદ્ધાં—પોતાનાથી અપાય તેટલો ઘણામાં ઘણો ભોગ આપી ચૂક્યાં હતાં. પોતે એકલોજ બાકી હતો. હાડકાંના ખાતરના કારખાનામાં તો તે જ્યારે જાય ત્યારે તેને નોકરી તો મળે. ત્યાંનું કામ ઘણુંજ ભયંકર, નરકમાં સબડવા કરતાં પણ વધારે ખરાબ, પણ જ્યારે ઘરનાં માણસોની આવી અવસ્થા હોય ત્યારે આ કામ જેવું હોય તેવું પણ મારે કરવુંજ જોઇએ અને નથી કરતો તેથી હું દોષિત ઠરૂં છું, આવી રીતે તે પોતાના મનને સમજાવતો અને ત્યાં નોકરી કરવાને માટે મનને તૈયાર કરતો. બિચારી ઓનાના શરીરમાં કૌવત નથી, મોઢા ઉપર લોહીનો છાંટો નથી, તેનું માથું દુખે છે, તેની કમ્મરના કકડા થઇ જાય છે, તેવી તેવી પણ તે કારખાનામાં જઇને કામ કરે છે. તે રોટલો કમાઇ લાવે અને મારે બેઠાં બેઠાં ખાવું એ બનેજ કેમ? પ્રયત્ન કરતાં પણ નોકરી ન મળે તે વાત જુદી, પણ આ ઠેકાણે મને નોકરી તો ચોકકસ મળે છે. ફક્ત તે કામ કરવા જેટલું મારે મારા મનને દૃઢ કરવાનુંજ બાકી રહે છે. આટલું જો હું ન કરૂં તો હું મર્દ શાનો? આવા ને આવા વિચાર તે ભલે આખો દિવસ કરે ખરો, પણ જ્યાં તે કારખાનાની બહાર ઉભો રહીને અંદર એક ડોકિયુંજ કરે એટલે તેના બધાજ દૃઢ સંકલ્પ ઓગળી જાય અને તે કમકમાટીઓ અને ઉબકા ખાતો ખાતો પાછો ફરે. પણ તેમ છતાં અંતે તેની દૃઢતાએ અને તેના કુટુંબપ્રેમે વિજય મેળવ્યો. તે એક દિવસ દૃઢ મન કરીને અંદર ઘૂસ્યો, કારખાનાના વડા અમલદારની પાસે જઇને નોકરીને માટે અરજ કરી. જે કૂતરાએ વારંવાર માર ખાધો હોય છે તે બધાથી અમસ્તો અમસ્તો પણ

ખ્હીતોજ ફરે છે, તેમ અત્યાર સુધી જર્ગિસને જ્યાં ગયો ત્યાં ધપ્પાજ લાગેલા તેથી અહીં પણ તેવું થશે કે શું એવું તેના મનમાં હચુપચુ તો થયાજ કરતું હતું.

ડરહામ કંપનીનું હાડકાંનું ખાતર બનાવવાનું કારખાનું ગામના અંત્યજવાડાની માફક કંપનીનાં બીજાં બધાં મકાનોથી ખૂબ આઘે છેક છેવાડે આવેલું છે. જેઓ કારખાનાં જોવા આવે છે તેઓમાંથી પણ ઘણાજ થોડા માણસો આટલે આઘે સુધી ચાલીને આ કારખાનું જોવાની તસ્દી લે છે, અને જે રડયા ખડયા પ્રેક્ષકો ત્યાં લગી જઇને જોઈ આવે છે તેમની અવસ્થા નરકના સ્વપ્નદર્શન પછી દાંતે કવિની જેવી થઇ હતી તેવીજ થએલી હોય છે. દાંતેનું મોઢું જોઇને તેના ગામના ખેડૂતોએ કહેલું કે, આ માણસ નક્કી નરક જોઇ આવ્યો છે. તેજ પ્રમાણે આ લોકોને માટે પણ કોઈ કહે તો આશ્ચર્ય પામવાનું નથી. ડરહામ કંપનીનાં જુદી જુદી વસ્તુઓનાં જેટલાં કારખાનાં છે ત્યાં ત્યાંથી તમામ કચરો, મેલું, નિરુપયોગી ઠરેલી ઉકરડે નાખવા જેવી વસ્તુઓ, જાનવરનું માંસ ચરબી તથા તેના શરીરનો જે જે અંશ કામમાં લેવાય તે બધા કામમાં લીધા પછી વધેલા તેના શરીરના નકામા અવશેષ, રસોડાં અને અથાણાંનાં ભોંયરાંનું કોહવાણ, એ બધાને છેવટે આ જગ્યાએ આશ્રય મળતો. શરીરનો તમામ કચરો જેમ ખેંચાઇ ખેંચાઇને છેવટે મલદ્વાર આગળ આવીને ઠરે, તેમ ડરહામ કંપનીનાં તમામ ખાતાંઓએ ફેંકી દીધેલી વસ્તુઓ છેવટે આ ઠેકાણે આવીને એકઠી થતી. ઢોરનાં હાડકાંના તો અહીં ગંજના ગંજ ખડકાયા હતા અને તડકામાં સૂકાઇને કોરાં થતાં હતાં. માણસ તાજી હવા વગર ગૂંગળાઇને મરી જાય એવાં આ કારખાનાનાં ભોંયરાંમાં, જ્યાં સૂર્યના પ્રકાશની તો કદી પેસવાની હિંમત ચાલતીજ ન હતી ત્યાં સ્ત્રીઓ પુરુષો અને નાનાં છોકરાંઓ પણ ઘરરરરર ફરરરરર કરતાં વીજળીથી ચાલતાં જાતજાતની આકૃતિઓનાં કરવતો આગળ નીચાં નમીને હાડકાંના કટકા કરતાં, વેરતાં, તેમાંથી તરેહ તરેહના આકારના કટકા કાપી કાઢતાં અને તેમ કરતાં આખો દિવસ તેમના શ્વાસની સાથે હાડકાંની ઝીણી રજ તેમના ફેફસાંમાં જતી. આનું પરિણામ શું થશે તે તો કોઇને પૂછવું પડે એવું હતુંજ નહિ. દરેક જણે અમુક મુદ્દતની અંદર મરવુંજ જોઇશે એવું બ્રહ્માના અક્ષરે લખાઇ ચૂક્યું હતું. એમાં અપવાદને માટે અવકાશજ ન હતો. આજ કારખાનાના એક વિભાગમાં જાનવરના લોહીમાંથી આલ્બ્યુમેન નામનો પદાર્થ તૈયાર થતો હતો તથા એવી બીજી ગંધાતી વસ્તુઓમાંથી તેથી પણ વધારે ગંધાતી ચીજો

બનતી હતી. અહીં બધેજ અંધારૂં તો એટલું કે અહીંના દાદરો અને ચાલીઓમાં ફરતાં ફરતાં અંધારી ગુફાઓમાં જેમ ભૂલાં પડી જવાય તેમ અહીં પણ ભૂલાં પડાતું. કારખાનાના દરવાજાનો ઉંબરો ઓળંગીને તમે અંદર પેસો અને જરાક આગળ વધો એટલે તમને એમજ થાય કે, આપણે એકદમ કોઇ જુદીજ સૃષ્ટિમાં દાખલ થઈ ચૂક્યા છીએ. અહીં વીજળીના દીવાથીજ કામ લેવાય છે, પણ હાડકાં દળવાની ચક્કીઓમાંથી ઉડતી હાડકાંની રજ, અને ગંધાતી વસ્તુઓથી ખદબદતી મોટી મોટી રાક્ષસી કઢાઇઓમાંથી નીકળતી રંગબેરંગી વરાળોના ગોટા આગળ વીજળીનો પ્રકાશ હારી જાય છે. થોડે થોડે છેટે મૂકેલા વીજળીના દીવા જાણે ઘણે ઘણે આઘે તારા ટમટમતા હોય એવા દેખાય છે. જે દીવાની પાસે જેવા રંગની સામગ્રી દળાતી હોય અથવા ઉકળતી હોય તે તે રંગ તે દીવા ધારણ કરતા હોવાથી કોઈ રાતા તો કોઇ લીલા, કોઇ ભૂરા અને કોઇ જાંબૂડીઆ રંગના તારાની માફક ચમકયા કરે છે. આ ઓરડાઓમાં એવી એવી ભાતભાતની, છ મહિનાનું ખાધેલું ઓકાવી નંખાવે એવી દુર્ગંધ ફેલાઇ ગઈ હતી કે તેમને માટે કદાચ બીજી ભાષાઓમાં શબ્દો હોય કે ન હોય પણ અંગ્રેજી ભાષામાં તો નથીજ. ટાઢા હીમ જેવા પાણીના કુંડમાં ભૂસ્કો મારતા પહેલાં માણસ જેમ ખંચાય, તેમ અહીં પેસતાં પણ સૌ કોઇ કુદરતી રીતે ખંચાતા; પછી જેને અંદર જવુંજ હોય તે મનને કઠણ કરીને જાય તો ભલે. પણ તેના પગ આગળ વધવાની ના પાડે અને મન પાછું હઠે. ઉંડા પાણીમાં ડૂબકી માર્યા પછી માણસ જેમ શ્વાસ ઘૂંટીને પાણીની અંદરનો અંદર આગળ વધે, તેમ આ બદબોથી અણટેવાએલો માણસ નાકે અને મોઢે રૂમાલનો ડૂચો દે તોજ આગળ એક ડગલું પણ દઇ શકે. આટલું કરે તો પણ તેને ઉબકા અને ઉધરસ આવે અને જાણે હમણાંજ ગૂંગળાઇ મરશે એવું થાય. આટલું વીત્યા પછી પણ જો તે હઠ પર આવીને આગળ વધે અથવા અંદરનો અંદર ઉભો રહે તો તેના માથામાં હથોડીઓના ઘા વાગવા માંડે, તેના કપાળની નસો ફૂલી જાય અને ફૂદકારા મારવા લાગે. છેવટે તેની એકએક ઇન્દ્રિયોને રૂંધી નાખે એવી આમોનિયા વાયુથી ભરેલી હવાનો ઝપાટો એવો લાગે કે તેના ટાંટીઆ પાછાજ ફરે, તે ત્યાંથી જીવ લઇને નાસવાજ માંડે અને બહાર નીકળે ત્યારે સાવ ચકભમ થઇ ગએલોજ હોય.

આ તો જાણે ભોંયતળીઆના ઓરડાઓનું વર્ણન થયું. પણ એનાથી એક માળ ઉપર જઇએ એટલે ટાંકીઓમાં સંઘરી રાખેલી સડે-

લી વિવિધ સામગ્રીઓને સૂકવવા પહોળી કરી રાખી હતી ત્યાં જઇને ઉભા રહીએ. જાનવરનાં મૃડદાંમાંથી પ્રથમ ખપનો ભાગ કાઢી લીધા પછી જે વધે તેમાંથી ચરબી, લાર્ડ, સરેશ વગેરે બને અને ત્યારપછી જે પીળચટી દોરીના આમળા જેવી ચીમળાએલી વસ્તુ વધે તે આ માળ ઉપર ચાલી આવે. અહીં સૂકાઇને કોરી થાય એટલે તેને ચક્કીઓમાં પીસીને ઝીણી લોટ જેવી કરી નાખે છે. ત્યાર પછી જેનું નામ કારખાનાંવાળાઓ ગુપ્ત રાખે છે પણ જેમાં સારો અથવા માઠો એકે ગુણ નથી એવી કોઇ નિર્ગુણ પીળી માટીનો ભૂકો તેની સાથે સારી પેઠે મેળવીને બેઉને એકરસ કરી દે છે. એવી માટીથી ભરેલા માલગાડીના સેંકડો ડબ્બા અહીં આવીને ઠલવાય છે. તેને પણ ખૂબ દળીને ઝીણી લોટ જેવી કરી દે છે કે જેથી કરીને બેઉ વસ્તુઓ બરાબર એકમેક બની જાય. આટલું કર્યા પછી આ ચમત્કારિક ચીજ કંપનીના માર્કાવાળા થેલાઓમાં ભરાઇને આખી દુનિયાનાં બજારોમાં સેંકડો ચઢતા ઉતરતી નંબરના તદ્દન હાડકાંમાંથી બનાવેલા આદર્શ ફૉસ્ફેટના નામે વેચાવા રવાના થઇ જાય છે. કાલિફોર્નિયા, ટેક્સાસ, મેઇન વગેરે પ્રાન્તોના ખેડૂતો પોતાનાં ખેતરોને ફળદ્રૂપ બનાવવા માટે આ ખાતર એક ટનના પચ્ચીસ ડૉલરની કિંમત આપીને ખરીદે છે અને વાવેતરની સાથે તેને પણ ખેતરમાં ઓરે છે. વાવેતર કર્યા પછી કેટલાક દહાડા સુધી તો આ ખેતરોમાંથી ગંધના ઘોર ઉડ્યા કરે છે. ખેડૂત, તેનાં ગાડાં અને ગાડાંને જોડેલા ઘોડા સુદ્ધાં થોડા દહાડા સુધી તો ગંધાયાજ કરે છે. ખેતરોની જ્યારે આવી અવસ્થા હોય ત્યારે કારખાનામાંથી કેવી દુર્ગંધ ઉડતી હશે તેની આટલા ઉપરથીજ કલ્પના કરી લેવી કે ખેતરોમાં જે ખાતર પાથરેલું તે તદ્દન હાડકાંનું ખાતર કહેવાય ખરૂં, પણ તેની અંદર તો અમુક પ્રમાણમાં—કેટલું તે તો કારખાનાવાળાજ જાણે—માટીની મેળવણી પણ ખરી. ત્યાર પછી એકાદ ટન જેટલુંજ ખાતર અમુક એકરના વિસ્તારમાં ખુલી હવામાં સૂર્યના તડકામાં થોડું થોડું ભભરાવેલું અને છતાં તેની દુર્ગંધ કેટલાક દહાડાઓ સુધી ખેતરમાંથી ખસે નહિ અને ગાડાં તથા ઘોડા સુદ્ધાં ગંધાઇ ઉઠે ત્યારે જ્યાં એક નહિ પણ હજારો ટન ખાતર એકજ મકાનમાં કોઠારની અંદર અનાજ ભરાય અથવા ખળામાં ઘાસની થપ્પીઓ ખડકાય તેમ જ્યાં એકની એક જગ્યાએ ભરી રાખ્યું હોય, જેમાં માટીનું નામ સરખું પણ ન હોય, જે તેના નામ પ્રમાણે શુદ્ધ હાડકાંનુંજ ખાતર હોય, ત્યાં કેવા ગંધના ઘોર ઉડતા હશે અને તેમાં વળી પવન છૂટે ત્યારે એ ખાતરની રજ ચારે દિશાએ ઉડીને આ

મકાનને, તેની આસપાસના ચોગાનને કેવી મહેકાવી મૂકતી હશે, એ રજવાળી હવા જેના નાકમાં જાય તેની કેવી દુર્દશા થતી હશે તેની સાચી કલ્પના કોઇ કરે તો નરક કેવું હશે તેનો સાક્ષાત્કાર તેને થાય.

જાણે કોઇ ગેબી હાથ તેને ખેંચી લાવતો હોય તેમ જર્ગિસ આ મકાન આગળ રોજ એક વાર આંટો મારી જતો. તે વખતે મે મહિનો જતો હતો પણ એ મહિનામાં વરસોવરસ જેટલી ગરમી પડતી તે કરતાં આ વરસે ઓછી હતી. હવામાં ઉલટી ઠંડી હતી એમ કહીંએ તોપણ ચાલે. જર્ગિસ મનમાં પ્રાર્થના કરતો હતો કે, છેવટે આ કારખાનામાં તો મને નોકરીએ વળગાડ. પણ તેની પ્રાર્થના વગરજ તેને અહીં આવવાનું સરજાયું હતું તેથી એક દિવસ જૂન માસના પહેલા અઠવાડીઆમાંજ અગાઉ કદી પણ પડયો ન હોય એટલો બધો તાપ પડયો અને ત્યાર પછી તરતજ ખાતરની મીલને દરવાજે નવા માણસોની જરૂર છે એવું પાટિયું લાગી ગયું.

જર્ગિસને તો એટલુંજ જોઇતું હતું. ચક્કીઓ ઉપર દેખરેખ રાખનાર અમલદાર તેને દીઠેથી ઓળખતો થયો હતો. તે રોજ રોજ આંટા મારતો હતો તે ઉપરથી તેણે મનમાં ધારી રાખ્યું હતું કે, હમણાં નહિ તો થોડા દિવસ પછી પણ આ માણસ નોકરી માગતો આવશે. તે દિવસે બપોરના બે વાગે જ્યારે ધોમ ધખી રહ્યો હતો, વાયુની એક ઝીણી લહરિ પણ હાલતી ન હતી તેવે કાળચોઘડીએ જર્ગિસ ચક્કીઓવાળા વિભાગના દરવાજા આગળ જઇને ઉભો રહ્યો. તે વખતે તેના માથાની અંદર કોઇએ ભાલો ઘોંચ્યો હોય એવી તીવ્ર વેદના તો તેને થઇ આવી, પણ તે ઉભો તેજ ઉભો. રોજની પેઠે પાછો ફરીને નાઠો નહિ. પેલા અમલદારે તેને આંગળીની ઇસારત કરીને અંદર બોલાવ્યો. બીજી દશ મિનિટ વીતી ન વીતી અને એટલામાં તો જર્ગિસે પોતાનો ડગલો અને ખમીસ કાઢી નાખ્યાં, મનને કઠણ કર્યું, દાંત પીસ્યા અને કામે વળગ્યો. અત્યાર સુધી તે અનેક મુશીબતોને પગ તળે દબાવીને જીવનસંગ્રામમાં ટકી રહ્યો હતો, ત્યારે આ એક વધારે એમ સમજીને તેણે યાહોમ કરીને ઝંપલાવ્યું.

તેને ભાગે જે કામ આવ્યું હતું તે શીખી લેતાં તો તેને ફક્ત એકજ મિનિટ લાગી. તેને જ્યાં ઉભો રાખ્યો હતો તેની બરાબર સામેજ હાડકાં વગેરે દળવાની ચક્કીનું બાકોરૂં હતું. એ બાકોરામાં થઇને જાણે કોઈ તપખીરીઆ રંગના પદાર્થની નદીજ વહી રહી હોય તેમ પેલા દળાએલા પદાર્થનો એક જબ્બર ધોધ તેને ઝીલવાને સારૂ

મૂકી રાખેલા પાત્રમાં અંદરની બાજુએથી આવીને ઠલવાતો હતો અને એ ધોધનો વેગ એટલો સખત હતો કે નદીના જળધોધની પેઠે આ પદાર્થની ઝીણી રજ ચારે બાજુએ ખૂબ જોરથી ઉડતી અને તેનાં હવામાં વાદળાં બની જતાં. આ જગ્યાએ જર્ગિસે અને તેના જેવા બીજા પાંચ છ જણાએ ફક્ત એકજ કામ ઉભા ઉભા કરવાનું હતું. પેલા પાત્રમાં ખાતરનો ભૂકો જેમ જેમ આવતો જાય, તેમ તેમ બીજી બાજુએથી તેને પાવડે પાવડે એકઠો કરતા જઇને ગાડી ભરી દેવાનું કામ તેમનું હતું. જર્ગિસ જ્યારે એ કામ કરવા ગયો ત્યારે તેને પાવડાના ખડખડાટથી, કામ કરનારાઓ અંદર અંદર કાંઇ બોલે તેનો અવાજ કાને જવાથી અને કોઇ કોઈ વાર તેઓ એકબીજાની સાથે ભટકાઇ પડતા તે ઉપરથી તે સમજ્યો કે, અહીં મારા જેવા બીજા પણ છે ખરા. બાકી તો એ જગ્યાએ કોઇ હોય કે ન હોય એ બધુંજ એક-સરખું હતું. રજ એટલા જોરથી ઉડતી હતી કે તેને લીધે ઓરડામાં ધૂમકોટ થઇ રહ્યો હતો. તેથી કરીને પોતાના મોઢાથી છ ફુટને છેટે શું છે તે જોવાનું તદ્દન અશક્યજ હતું, તે એટલે સુધી કે એક ગાડું ભરાઇ જાય ત્યાર પછી બીજું તેની જગ્યાએ આવીને ઉભું છે કે નહિ તે આંખે તો દેખાય નહિ તેથી આંધળાની પેઠે આગળ હાથ કરતા જઇને ખોળી કાઢવાનું રહ્યું, અને વખતે તેને આવતાં વાર લાગે તો તે આવે ત્યાં સુધી મજૂરે તો હાથ લાંબા કરીને ફાંફાં મા-ર્યાજ કરવાના; કારણ કે તે આવીને ઉભું રહે, પણ આંખે દેખાય નહિ તેથી જે કાંઇ જોવાનું કરવાનું તે બધું હાથ ફેરવીનેજ જોઇ લેવાનું. પાંચજ મિનિટ અહીં ઉભાં ઉભાં જર્ગિસે કામ કર્યું એટલી વારમાં તો તે માથાથી તે પગ સુધી તદ્દન ખાતરના હાલતા ચાલતા ઢગલા જેવો બની ગયો. દરેક મજૂરને તેના મોઢા આગળ બાંધવાને સારૂ અકકેકી વાદળી આપી હતી જેથી કરીને ખાતર તેના મોઢામાં અને નાકમાં જાય નહિ અને શ્વાસ લઇ શકાય. પણ તેટલાથી શું વળ્યું ? જ્યાં બધા મોઢા ઉપર ખાતરની રજ ઉડયાજ કરતી હોય અને તેથી આંખોના ખુણામાં, કાનમાં અને હોઠની આસપાસ ખાત-રના પોપડા બાઝી ગયા હોય તેનું શું ? તે જ્યારે સાંજે કારખાના-માંથી ઘેર જવા નીકળ્યો ત્યારે ખાસ્સો ભૂત જેવો થઇને નીકળ્યો. તેના માથાના વાળથી તે પગે પહેરેલાં પગરખાં સુધી આખે શરીરે જાણે ખાતરનીજ બનાવેલી આકૃતિ ચાલતી હોય એવો દેખાતો હતો. અહીં ખુબીજ એ હતી કે મજૂર, કારખાનાનું મકાન, મકાનની અંદરની એકકે એક ચીજ અને બહારની પણ સો સો વાર સુધીની

જમીન, એ બધાંજ એકરૂપ–ખાતરમય બની જતાં હતાં. જ્યારે પવન વાતો ત્યારે ખાતરની રજ ઉડી ઉડીને મકાનની દિવાલો ઉપર અને આસપાસની જમીન ઉપર ફેલાઇ જતી. મકાન તો ચારે બાજુએથી ઉઘાડુંજ રાખવું પડતું તેથી જ્યારે જ્યારે પવન છૂટતો ત્યારે ત્યારે ડરહામ કંપનીનું પુષ્કળ ખાતર હવામાં ઉડી જતું.

થર્મોમિટરનો પારો જ્યારે ૧૦૦ અંશ ઉપર ચઢી ચૂક્યો હતો તેવે વખતે પહેરણની બાંય ચઢાવીને કામ કરતાં કરતાં જર્ગિસની ત્વચાના છિદ્રેછિદ્રમાં ફોસ્ફેટની રજ ઘૂસી ગઇ. પાંચજ મિનિટની અંદર તેનું માથું દુખવા લાગ્યું અને બીજી પંદર મિનિટ પૂરી થતા પહેલાં તો તેનું માથું એવું ફરવા લાગ્યું કે તે લગભગ ચકભમ જેવો બની ગયો. પંજાબ મેલનું એન્જીન ધમધમતું હોય તેમ તેના મગજમાં લોહી ધબાકા લેતું લેતું દોડવા લાગ્યું. તેના માથાની ખોપરીના સૌથી ઉપલા ભાગમાં ચોક્કસ પ્રકારની વેદના થતી જણાઇ અને તેના હાથ ઉપરનો તેનો કાબુ ઓછો થતો ગયો. આટલું છતાં પણ પોતાના કુટુંબની અત્યારની સંકડામણ અને આગળ જતાં જ્યારે શિયાળો બેસે ત્યારે તો તેમના દુઃખમાં કાંઇ બાકીજ ન રહે તેનો વિચાર કરીને તેણે જીવ ઉપર આવીને આ જગ્યાએ ચોંટી રહેવાનો નિશ્ચય કર્યો હતો તેને તે ભયંકર દૃઢતાપૂર્વક વળગી રહ્યો. અડધા કલાક પછી તેને પહેલવહેલી ઉલટી થઇ અને એટલા જોરથી ઓક્યો કે તેનાં બધાં આંતરડાં અંદરથી કપાઇને કકડેકકડા થઇ જતાં હોવાં જોઇએ. તેના ઉપરી અમલદારે કહ્યુ કે, એમાં ગભરાઇ જવાનું કશુંજ કારણ નથી. માણસ જો મન દૃઢ કરે તો થોડા વખતમાં તે ખાતરની મીલથી ટેવાઈ જાય અને પછી આવું તેવું કશુંજ ન થાય. જર્ગિસે મન તો ક્યારનુંય દૃઢ કરી રાખ્યું હતું; અહીં તો તેની હોજરીને દૃઢ કરવાનો સવાલ આવીને ઉભો રહ્યો હતો.

તે ગોઝારો દહાડો આથમવા આવ્યો ત્યારે તો તેના પગ પણ જમીન ઉપર ઠરતા ન હતા. તેની આંખે અંધારાં આવી જતાં અને પડું પડું થઇ જતો ત્યારે થાંભલો, ભીંત અથવા જે કાંઇ હાથમાં આવી જાય તેનો આધાર લઇને કળ વળે ત્યાં લગી ઉભો રહેતો. આ મીલના લગભગ બધાજ કામદારો જેવા છૂટતા તેવા સીધાજ દારૂના પીઠા ભણી વળતા. ખાતર અને સાપનું ઝેર બેઉ તેમને મન બરાબર એકસરખાં હતાં અને દારૂ એ તે ઝેરનો એકજ ઉતાર મનાતો હતો. પણ જર્ગિસ તો એટલો બધો હેરાન થઇ ગયો હતો કે દારૂની એક

પ્યાલી પીવાનો પણ તેને ભાવ થતો ન હતો. તે તો લથડીઆં ખાતો ખાતો રસ્તા લગી ગયો અને ટ્રામ્ આવી ત્યારે તેમાં ચઢી બેઠો. આવા દુઃખમાં પણ તેનો ટીખળી સ્વભાવ છેક દબાઇ ગયો ન હતો. આગળ જતાં ખાતરની મીલથી તે ટેવાઇ ગયો ત્યાર પછી તો કોઇ કોઇ વાર ગમ્મત કરવાની ખાતરજ ટ્રામમાં બેસતો અને પછી પોતાની જગ્યાએ બેઠો બેઠો બધો તમાશો જોતો અને મનમાં ખૂબ હસતો. પણ આજે તો તે નવો હતો અને એટલો બધો કાયર કાયર થઇ ગયો હતો કે તે ટ્રામમાં જેવો પેઠો કે તરત ત્યાં બેઠેલા લોકોના ઉપર તેના આવ્યાની શી અસર થઇ તેની ગમ્મત તેનાથી જોવાઇજ નહિ. તે જેવો પેઠો તેવાજ અંદર બેઠેલા લોકો ચમક્યા, ઉંચા નીચા થવા લાગ્યા, સૌએ નાકે રૂમાલના ડૂચા દીધા, કેટલાક થૂંક્યા અને તેના તરફ ઘૂરકી ઘૂરકીને જોવા લાગ્યા. તે જેવો એક પાટલી ઉપર બેસવા ગયો તેવોજ તેની સામે બેઠેલો માણસ ઉઠીને ઉભો થયો અને તેને સારૂ જગ્યા ખાલી કરી આપી. અડધી મિનિટ પછી તેની બેઉ બાજુએ બેઠેલા બે જણ ઉભા થઇ ગયા અને બીજી એક મિનિટમાં તો ઠસઠસીને ભરાએલી ટ્રામ લગભગ ખાલી થઇ ગઇ. આધે ઉભા રહેવાની જેમને જગ્યા ન મળી તેમણે ઉતરી ઉતરીને ચાલવા માંડયું.

તે ઘેર ગયો ત્યાર પછી એક મિનિટમાંજ તેણે તેના ઘરને પણ નાની સરખી ખાતરની મીલના જેવું બનાવી દીધું. તેના શરીરનાં છિદ્રોમાં પેઠેલું ખાતર સો મણ સાબુ ચોળીને નાહતાં પણ ધોવાય એવું ન હતું. ચામડીની અંદર અડધા અડધા ઇંચ સુધી ખાતરની રજ ઘૂસી ગઇ હતી. તેનાં ફેફસાં, જઠર, આંતરડાં અને શરીરની અંદરનો એકે એક અવયવ તેનાથી ભરાઈ ગયો હતો. પછી તેની દુર્ગંધ દૂર કરાય કેવી રીતે ? આઠ દહાડા સુધી કદાચ ચોળી ચોળીને નાહ્ય અને ખૂબ કસરત કરીને પરસેવા વાટે અંદરનો મેલ કાઢી નાખે તો કદાચ એ દુર્ગંધ જાય તો જાય. તે હાલ જેવો હતો તે જોતાં તેને કયી વસ્તુની સાથે સરખાવવો એજ એક મોટો વિકટ પ્રશ્ન હતો. માણસ જે જે પદાર્થોનું જ્ઞાન ધરાવે છે તેમાંના કોઇ પણ પદાર્થની તેની સાથે સરખામણી કરાય એવું તો હતુંજ નહિ, સિવાય કે જેની ગંધની ઉત્પત્તિ કરવાની શક્તિ ક્ષીણ ન થાય અને છતાં અનંત કાળ સુધી પોતાનામાંથી દુર્ગંધતું વમન કર્યાજ કરે એવો કોઈ નવો પદાર્થ પ્રૌઢ પ્રતાપવાન વૈજ્ઞાનિકો ખોળી કાઢે ત્યારે તો ખરૂં. તે ખાવા બેઠો ત્યારે તેના શરીરમાંથી નીકળતી દુર્ગંધનાં રજકણ ખાવાની ચીજોમાં ઘૂસી ગયાં અને થોડી વારમાં તે બધી ગંધાઇ

ઉઠી જેથી કરીને તેના ઘરનું એકકે એક માણસ ઉઠી ઉઠીને ઓકવા લાગ્યું. જર્ગિસના પોતાના પેટમાં તો પૂરા ત્રણ દહાડા સુધી ખોરાક કે પ્રવાહી પદાર્થ, એમાંનું કશુંજ ટકયું નહિ. પેટમાં જતાંની સાથે તેને ઉબાળા આવતા અને બધું ઓકી કાઢતો ત્યારેજ તેના ઉબકા શમતા. તે ભલે હાથ સારા કરીને ધોઇ નાખે, ખાવાની ચીજોને હાથ પણ ન અડકાડે, છરી ચમચો અને કાંટો લઇને ખાય, પણ તેના મોઢામાં અને ગળાના કાકડામાં અને તેથીય આધે સુધી પેલી ઝેરી રજ ભરાઈ ગઇ હોય તેને કેમ કરીને દૂર કરાય ?

આટલું આટલું થયું છતાં જર્ગિસે ખાતરની મીલની નોકરી છોડી નહિ. તેનું માથું તો એવું તૂટી પડે કે જાણે હમણાંજ તેના કટકા થઇ જશે, છતાં તેવો તેવો લથડીઆં ખાતો ખાતો તે કારખાના સુધી જાય અને ખાતરની રજના વાદળાની અંદર ઉભો રહીને પાવડે પાવડે ઉસેડીને ખાતરનાં ગાડાં ભરી આપવાનું કામ કરે. આઠ દહાડા પછી તો તે ખાતરની મીલનો રીઢો મજૂર બની ગયો. એનો અર્થ એટલો કે, ખાતી વખતે અથવા ખાધા પછી તેને ઉલટી થતી તે બંધ થઇ ગઈ અને તેના પેટમાં ખાધેલું ટકવા લાગ્યું. એટલે સુધી તેની ઇંદ્રિયો અને ખાતરની દુર્ગંધની વચ્ચે મેળ થઇ ગયો. તેનું માથું તો ત્યાર પછી પણ દુખતું બંધ થયું નહિ, તો પણ દુખાવો એટલો સખત ન હતો કે તેના કામમાં વાંધો આવે.

એમ ને એમ આખો ઉનાળો તો નીકળી ગયો. તે વરસ પણ આખા દેશને માટે સારૂં નીવડયું હતું. ખેતીવાડી અને બીજા ધંધારોજગારમાં પણ જરાક તેજી આવી હતી અને બધા વર્ગના લોકોના હાથમાં પાંચ પૈસા એકઠા પણ થયા હતા. દેશમાં પૈસો વધ્યો એટલે તેની સાથે બ્રાઉન, ડરહામ વગેરે કંપનીઓની જુદી જુદી ખાવાની વસ્તુઓના ડબ્બાઓની માગણી પણ વધી એટલે ઘરના દરેક જણને ભાગે કામ પણ ઠીક ઠીક આવતુંજ ગયું. જો કે કારખાનાંવાળાઓએ તો નવા નવા મજૂરોની ભરતી કરીને મજૂરોની સંખ્યા જોઇએ તે કરતાં હમેશાં વધારે ને વધારેજ રાખ્યા કરતા હતા; તેમ છતાં પણ મજૂરોને પૂરતું કામ મળી રહેતું અને તેમના હાથમાં કામના પ્રમાણમાં પૈસા પણ આવતા ગયા. જર્ગિસના કુટુંબે એટલા વખતમાં તેમને માથે ચઢેલું કરજ ધોઇ નાખ્યું અને થોડુંક બચાવીને બૅન્કમાં પણ મૂકયું. પોતાની સ્થિતિનું સરવૈયું કાઢતાં તેમને એમ લાગ્યું કે, જર્ગિસની માંદગીને લીધે આપણને જે ભોગ આપવાની જરૂર પડી

હતી તે ચાલુ રાખવાની હવે જરૂર નથી. દાખલા તરીકે પેલા બે નાના છોકરાઓને નિશાળેથી ઉઠાડીને છાપાં વેચવાને ધંધે લગાડ્યા હતા એ ઘણુંજ નાપસંદ કરવા જેવું હતું. તે વખતે તેમ કર્યા વગર છૂટકો ન હતો પણ હવે તેમની હાલત પહેલાંના જેવી રહી ન હતી તો પછી છોકરાઓ શા માટે પાછા નિશાળે ભણવા ન જાય? તેમનું ભણતર તો બગડતુંજ હતું, પણ તેની સાથે આખો દિવસ તેમને નઠારા રખડેલ છોકરાઓની સાથે ને સાથે રહેવાનું હોવાથી તેઓ ઘણી નહિ શીખવા જેવી બાબતો શીખી ગયા હતા. ઘરનાં માણસો તેમને ગમે તેટલી શિખામણો દે, ચેતવણીઓ આપે પણ તેથી શું વળે? જ્યાં આખો દિવસ સોબતજ ખરાબમાં ખરાબ છોકરાઓની ત્યાં પછી નાની ઉંમરના છોકરાઓ ઉપર તેની અસર થયા વગર રહે કેવી રીતે? અંગ્રેજીમાં ફડાફડ ગાળો દેતાં તો તેમને આવડીજ ગયું હતું. રસ્તામાં પડેલાં સિગારેટનાં ઠૂંઠાં વીણી લઇને પીતાં પણ શીખી ગયા હતા. નવરા પડતા ત્યારે પાસા અથવા સિગારેટનાં ખોખાંમાં ચિત્રોવાળાં કાર્ડ આવે છે તે લઇને જુગાર રમતાં પણ શીખ્યા હતા. જુગારમાં મૂકવાની વધારે મોટી રકમ તો એવડા છોકરાઓ પાસે ક્યાંથી હોય, પણ પાઇઓ જેવા નાના સિક્કા શરતમાં મૂકતા અને તેના વડે હાર-જિતનો હિસાબ કરી લેતા. છાપાં વેચવા માટે તેમને શહેરના સારા નઠારા બધાજ લત્તાઓમાં ભટકવાનું થતું અને તેમ કરતાં કયા લત્તામાં ક્યાં ક્યાં ઘર વેશ્યાઓનાં છે તે પણ તેઓ જાણતા થઇ ગયા અને કોઇ પૂછે તો તેમનાં સૌનાં નામ પણ ક્રમવાર ગણાવી શકે એટલે સુધી તેઓ પાવરધા થઈ ગયા. વળી એમાંની કેટલીક વેશ્યાઓ વરસમાં અમુક અમુક દહાડે ભારે ઠાઠમાઠ સહિત ન્યાફ્તો આપતી અને તેમાં પોલિસ ખાતાના મોટા મોટા અમલદારોને તથા રાજનીતિના ક્ષેત્રમાં આગેવાનીભર્યો ભાગ લેનારાઓને નોતરાં મળતાં ત્યારે જોવા જેવો દેખાવ થઇ રહેતો, તે ન્યાફ્તો પણ કયી વેશ્યા કયે દહાડે આપે છે તે બધું આ છોકરાઓને મોઢે થઈ ગયું હતું. પ્રખ્યાત જુગારખાનાંઓ ક્યાં ક્યાં છે અને તે ક્યાં ક્યાં આવ્યાં તે બધાનીજ તેમને ખબર હતી. ગામડાનો કોઇ પૈસાનો પૂરો અને અક્કલનો અધૂરો માણસ જુગાર ખેલવાની હોંસ રાખીને શહેરમાં ચાલ્યો આવે અને અમુક જુગારખાનું ક્યાં આવ્યું એટલું તે જો પેલાં છોકરાંઓને પૂછે તો તેમને બતાવી દેતાં વારજ ન લાગે. એ તો જાણે ઠીક, પણ નામજાદા જુગારીઓ, ઠગ, બદમાસો, પોલિસને કાળે ચોપડે જેમનાં નામ ચઢી ચૂક્યાં હોય અને એ જુગારીઓનાં ઘરોમાંજ છુપાતા ફરતા હોય તે

બધાંનાં નામઠામની ડિરેક્ટરી એ છોકરાઓને મોઢે હતી. આથી પણ વધારે ખરાબ બાબત તો એ હતી કે, રાત્રે ઘેર આવવુંજ જોઇએ એવું તેમને કહી રાખ્યું હતું પણ હવે તેઓ કોઇ કોઇ દહાડો વહેલા મોડા આવતા તો કોઈ કોઇ દહાડો મુદ્દલે આવતાજ નહિ. ઘરનાં પૂછે ત્યારે તેઓ કહેતા કે "રાત્રે ઘેર આવીને કરવાનું શું ? ફક્ત આવીને સૂઇ રહેવાનું એટલુંજ કેની ? અને તેટલા માટે જવા આવવામાં કેટલો બધો વખત ગુમાવવો, તકલીફ વેઠવી અને ટ્રામવાળાની આંખ-ચોરીએ વગર ટિકિટે ટ્રામમાં ચઢી ન બેસાયું તો પૈસા બગાડવા તે કરતાં અમે ગમે ત્યાં પડી રહીએ અને રાત કાઢી નાખીએ તે શું ખોટું ? ઉનાળાની ઋતુ છે એટલે ઠંડીનો ભો તો છેજ નહિ. કોઇની ચાલીમાં, કોઇના દાદરાના ખૂણામાં અથવા કોઇ મોટર લૉરીની તળે ભરાઇને સૂઇ રહીએ એટલે જેવી ઘેર ઊંઘ આવે તેવી ત્યાં પણ આવે. પછી ઘેર આવીને કામ શું ? અમે રોજનો અડધો ડૉલર કમાઇને તમને આપીએ છીએ કે નહિ ? રોજનો રોજ ન આપીએ અને બે ત્રણ દહાડાની કમાણી સામટી એકઠી કરીને આપીએ તોય બધું એકનું એકજ છે." જર્ગિસ કહેતો કે એમ કરતાં કરતાં કોઇ દહાડો તેઓ ઘેર આવતાંજ બંધ થઇ જશે અને જોનાસે કર્યું તેવું કરશે; કારણ કે કોઇ કોઇ વાર બબ્બે ત્રણ ત્રણ દિવસ તો કાઢી નાખે છેજ. હવે સામટા નાસી જવામાં માત્ર એકજ ડગલાનું છેટું રહ્યું છે અને તેટલું ભરતાં તેમને વાર નહિ લાગે. આ બધું લક્ષમાં લઇને ઘરનાં માણસોએ મળીને ઠરાવ કર્યો કે, બેઉ છોકરાંઓને પાછા નિશાળે ભણવા મોકલવા અને તેમ કરતાં જો પૈસાની તાણ પડે તો એલ્ઝબિટાએ નોકરીએ લાગી જવું અને તેના માથાનું ઘરકામ કૉટ્રિનાએ સંભાળી લેવું.

બિચારી કૉટ્રિના હતી તો ફક્ત તેરજ વરસની, પણ ઘણાંખરાં ગરીબ લોકોનાં છોકરાં નાની રમવા ખેલવા જેવડી ઉંમરમાંજ ઘરડાં માણસોના જેવાં ગંભીર અને ઠાવકાં બની જાય છે તેવી તે પણ થઈ ગઈ હતી. તેની મા જ્યારે નોકરી ખોળી કાઢે, ત્યારે ઘરકામની બધીજ જવાબદારી તેને માથે આવવાની: એક તો તેના નાના અપંગ ભાઇનું જતન કરવાનું; ઓનાના ધાવણા છોકરાને રમાડયા કરવાનું કામ પણ તેનું; તે ઉપરાંત રસોઈ કરવાની, વાસણ માંજવાનાં, પાણી છાણી ભરવાનું, ઘર સાફસૂફ રાખવાનું અને બધાં કામ ઉપરથી ઘેર પાછાં આવે તે પહેલાં તેમને માટે સાંજનું વાળુ રાંધીને તૈયાર રાખવાનું–આટલો બધો ઘરકામનો બોજો તેર વરસની નાની છોકરીને માથે આવી પડયો અને છતાં જરા પણ બડબડાટ કર્યા વગર તેણે ઉપાડી

લીધો. કૅાટ્રિનાએ ઘર સાચવવા માંડયું એટલે તેની મા નોકરી ખોળવા બહાર પડી. બે-ત્રણ દહાડા કસાઇખાનાનાં કારખાનાઓમાં માથાં મારી આવી એટલે તેને ડુક્કરના માંસનાં "સૉસેજ" બનાવવાના સંચાના તાબેદાર સેવકની જગ્યા મળી ગઇ.

એલ્ઝબિટા કામ કરવાને ટેવાએલી હતી પણ આ કામથી તે કાયર થઇ ગઇ; કારણ કે સવારના સાત વાગ્યાથી તે બપોરના સાડા-બાર સુધી અને એકથી સાંજના સાડાપાંચ વાગતા સુધી સંચાની પાસે હાલ્યા ચાલ્યા વિના ઉભા ને ઉભાજ રહેવાનું. એક તસુ પણ આઘા ખસાય નહિ અને આંગળાંની ચોક્કસ પ્રકારની હિલચાલ કરવા ઉપરાંત શરીરના બીજા તમામ અવયવોને તદ્દન ક્રિયારહિત કરી દેવા એ તે કાંઈ જેવી તેવી વાત છે ? નોકરીએ રહી ત્યાર પછી શરૂઆતના થોડા દિવસ તો તેને એવું થયું કે, મારાથી આ કસોટીમાંથી પાર ઉતરાશે કે કેમ ? ટૂંકામાં, ખાતરની મીલમાં કામ કરતાં જર્ગિસને જેટલું વીતેલું લગભગ તેટલુંજ એલ્ઝબિટાને પણ વીત્યું. તે સાંજે ઘેર આવતી ત્યારે તેનું માથું ફરતું અને માથે ચક્કર આવવાથી લથડીઆં ખાતી ખાતી આવતી. એક તો ખડે પગે એકની એક સ્થિતિમાં હાલ્યા ચાલ્યા વગર કામ કરવાનું અને બીજું તદ્દન અંધારીઆ ઓરડામાં વીજળીના દીવાના અજવાળામાં કામ કરવાનું. ભેજ પણ એવો કે કાંઇ કહ્યે કસર નહિ. પાણીનાં ખાબોચીઆં તો ભરેલાં ને ભરેલાંજ અને પાણીમાં બોળી રાખેલા માંસમાંથી માથું ફેરવી નાખે એવી દુર્ગંધ ઉડે. કુદરતનો એવો કાયદો છે કે, પ્રાણી જેવા જેવા સંજોગોની વચ્ચે રહે તેવા તેવા સંજોગો મુજબ તેના રૂપરંગમાં અને આકૃતિ-પ્રકૃતિમાં ફેરફાર થયા કરે છે. લીલાં પાંદડાંમાં રહેનારી ઇયળનો રંગ પાંદડાંના જેવોજ લીલો હોય છે ત્યારે એજ જાતની તેની સગી બહેન જેવી બીજી ઇયળ જો સૂકા ઘાસમાં રહેતી હોય તો તેનો રંગ પીળચટો થઇ જાય છે. વળી કાંટા કાંટાવાળાં ઝાડનાં પાંદડાંમાં લપાઇ રહેનારી ઇયળ પોતાના ડીલ પર બોરડીના જેવા કાંટા ઉગાડે છે. લીલા ઘાસની ખડમાંકડી લીલી અને સૂકા ઘાસની ખડમાંકડી બરાબર ઘાસનાં તૃણખલાંના જેવાજ આકારની અને પીળચટા રંગની બની જાય છે. ગરમ દેશનાં શિયાળ, વરૂ અને રીંછ અનુક્રમે તપખીરીઆ અને કાળા રંગનાં હોય છે ત્યારે બરફવાળા પ્રદેશનાં એજ જાનવરોનો રંગ બરફના જેવોજ સફેદ બની જાય છે. પ્રકૃતિના આ નિયમ મુજબ આ "સૉસેજ" બનાવવાના વિભાગમાં નોકરી કરનારાં સ્ત્રીઓ અને પુરુષો બેઉનો વર્ણ તેમનેજ

હાથે બનેલા "તાજા ફરમાસુ ગામઠી સીસેજ" ના રંગના જેવોજ બની ગયો હતો.

જે ઓરડામાં "સૉસેજ" બને છે તે બે ત્રણ મિનિટ સુધી ઉભા રહીને જોવા જેવી જગ્યા છે. માત્ર તમારે બે ત્રણ મિનિટથી વધારે વાર ઉભા ન રહેવું અને ત્યાં કામ કરનારાંઓની સામે પણ ન જોવું. જે જોવા લાયક છે તે તો "સૉસેજ" બનાવવાના સંચાઓ છે અને આવી ખુબીવાળા સંચા આખા કારખાનાના કોઇ પણ વિભાગમાં નથી. આ સાંચાઓની શોધ કોઇએ કરી તે પહેલાં ડુક્કરના માંસના હાથ વડે કટકા કરીને તેને ચીરીને અંદર મસાલો વગેરે જે કાંઇ ભરવું કરવું હોય તે બધી ક્રિયા હાથ વડેજ કરવી પડતી. હવે એ કામ સંચાએ લઇ લીધું તેથી કરીને તેની શોધ થયા પછી કેટલાંક માણસોની રોજી પડી ભાગી તેનો આંકડો જાણી લેવા જેવો છે. આ ઓરડાની એક બાજુએ વીજળીના બળથી ચાલતા સંચા ગોઠવી દીધા છે જેમાં ડુક્કરના માંસના જેવાં જોઇએ તેવા કટકા કરવાનું, ચીરવાનું અને તેમાં મસાલા વગેરે ભરવાનું કામ એક સાથેજ એની મેળે થઈ જાય છે. મજૂરનું કામ તો માત્ર એ સંચાના મોઢામાં માંસનાં અને મસાલાનાં ગાડાં ઠાલવતાજ જવાનાં. બાકીનું કામ એ સંચો પોતાની મેળેજ કરી લે છે અને તૈયાર થએલું સૉસેજ સંચાના બીજી બાજુના મોઢામાંથી બહાર પડે છે. એ સંચાની અંદરના ભાગમાં મોટાં મોટાં તાંસળાં જેવાં પાત્રો છે. એવા દરેક પાત્રમાં એક મિનિટની અંદર બે હજાર વાર ગોળ ગોળ ફરે એવા છરા મૂકેલા છે. એ છરા વડે માંસની કપાઇ કપાઇને બારીક ચૂરી બની જાય છે. ત્યાર પછી તેમાં બટાટાનો ભૂકો સારા પ્રમાણમાં ઉમેરાય છે અને બીજું જોઇએ તેટલું પાણી રેડીને ત્રણે વાનાં પાછાં સંચામાં ખૂબ વલોવાઇને એકરસ બની જાય છે. બધું બરાબર એકરસ બની ગયા પછી તમામ રસ સંચા વડેજ ધકેલાઇને એક બીજા સંચાની અંદર જઇ પડે છે. ત્યાં ગયા પછી એ રસ સંચાની મારફતે તેમાં ગોઠવી રાખેલી નાની નાની નળીઓમાં થઇને સેવના દોરાની પેઠે અથવા ટૂથપેસ્ટની શીશીમાંથી જેમ ટૂથપેસ્ટનો પાતળો વાટો નીકળે છે તેમ નીકળવા માંડે છે. હવે આ ઠેકાણે સ્ત્રીમજૂરોનો ખપ પડે છે. નળીના મોઢામાંથી "સૉસેજ"ની પાતળી દીવેટ જેવી બહાર નીકળે તેવોજ તેનો આગલો છેડો એક ચોક્કસ પ્રકારના પાતળા પડવાળા ખોખામાં એક સ્ત્રી ખોસતી જાય અને જેમ આપણે પગ ઉપર મોજું ચઢાવીએ છીએ તેમ તેમ એ "સૉસેજ" ના દોરા ઉપર પેલું ખોખું

ચઢાવતી જાય. કોઇ કોઇ વાર એવો દોરો વીસ અથવા ત્રીસ ત્રીસ ફૂટ જેટલો લાંબો ને લાંબો નીકળ્યાજ કરે છે; પણ આ કામની જેમને અટોપ આવી ગઇ હોય તે સ્ત્રી સપાટાબંધ તેના ઉપર ખોખાનું પડ ચઢાવી દે છે. એવાં ખોખાં એક પછી એક ચઢી ગયા પછી તે જેવી એક ચાંપ દબાવે કે તરત સૅાસેજની ધાર એવી જોરભેર બહાર નીકળવા માંડે છે કે, તેના જોરથી સૅાસેજનો દોરો ખોખા સહિત સંચાની નળીથી અલગ થઇ જાય છે. કોઇને આ ગમ્મત જોવી હોય તો જરાક વાર આ ચમત્કારિક સંચાની આગળ જઇને જરાક વાર ઉભો રહીને જુએ તો ખાસ્સો સાપના બચ્ચાના જેવો "સૅાસેજ"નો પાતળો વાટો સાપના જેવીજ રમણીય વાંકી ચૂંકી ગતિથી બહાર નીકળતો તેની નજરે પડશે. આટલો બધો લાંબો અને પાતળો વાટો તૂટયા વગર બહાર કેમ કરીને નીકળતો હશે તેથી જોનારને આશ્ચર્ય લાગશે; પણ એજ આ સંચાની ખુબી છે ને ? પેલા ખોખારૂપી બારિક વસ્ત્ર ધારણ કરીને આ સાપોલીઆં જેવાં જન્મે છે તેવાંજ નીચે મૂકી રાખેલા એક મોટા પાત્રમાં પકડાઇ જાય છે. તેની બેઉ બાજુએ અકકેક સ્ત્રી ઉભેલીજ હોય છે. ગુજરાતનાં બૈરાં જેમ મેંદાની સેવના તાંતણાને ગૂંથી ગૂંથીને તેમની સુંદર જાળી બનાવે છે, બરાબર એજ રીતે, પેલાં સાપોલીઆંના છેડાને આંગળીઓની વચ્ચે રાખીને આ સ્ત્રીઓ તેની સાંકળી ગૂંથી લે છે. આવી સુંદર સાંકળી ઝટ ઝટ કેમ ગૂંથાઈ જતી હશે તે અજાણ્યા માણસને તો ઘણું આશ્ચર્યકારક લાગે; પણ એમાં તો માત્ર કાંડાના મરોડનીજ ગરજ પડે છે. સાપોલીઆં જેમ જેમ આવતાં જાય, તેમ તેમ તેમને લાંબાં ને લાંબાં ન રાખતાં તેમના સુંદર સાંકળીદાર ઝૂમખા બનાવી દે છે. એ સ્ત્રીઓ એટલી ઝડપથી કામ કરતી હોય છે કે સાંકળી કેવી રીતે ગૂંથાય છે તે તો કોઈ ગમે તેટલી નજર માંડીને જુએ તોપણ જોવા પામેજ નહિ. જાદૂગરના ખેલના જેટલીજ ઝડપથી આ કામ થઇ જાય છે. જોનાર જોઇ શકે છે ફક્ત કાંડાનો વાંકોચૂંકો મરોડ અને ગૂંથાઇને તૈયાર થઇ ગએલી સાંકળી. એ બેની વચમાં શું થાય છે તેની ખબર જ પડતી નથી. કાંડાનો મરોડ પણ માંડ માંડજ દેખાય. ઝડપથી દોડતી ગાડીના પૈડાના આરાને ઠેકાણે કરોળીઆના જાળા જેવું દેખાય તેવુંજ ઝડપથી હિલચાલ કરતા કાંડાનું પણ સમજવું. સાંકળી ગૂંથનારી સ્ત્રીના કાંડા ઉપરથી જ્યારે તેના મોઢા ઉપર જોનારની નજર જાય ત્યારે તેના ફિક્કા અને ખાડા ખાડાવાળા ગાલ, અસંત એકાગ્રતાને લીધે કપાળ ઉપર પડી ગએલી બે ઉંડી ઉભી કરચલીઓ

અને ખૂબ ધ્યાન પરોવીને કામ કરવાનું હોવાથી જેની નસેનસ ખેંચાઈ ગઈ છે એવો પાતળો ચહેરો જુએ એટલે તેને એમજ થાય કે બસ, હવે ઘણું થયું, અહીંથી હવે જઈએ તો સારૂં. તે ભલે ચાલ્યો જાય, પણ પેલી સ્ત્રી ક્યાં જવાની હતી ? બસ, તે તો ત્યાંની ત્યાંજ કલાકના કલાક, દિવસના દિવસ અને વરસોનાં વરસ સુધી "સૉસેજ"ની સાંકળી ગૂંથતી જાય અને મૃત્યુની સાથે સ્પર્ધા કરતી જાય કે ચાલ આવી જા, તું મને પકડી કાઢે છે કે હું તને પકડી પાડું છું. આટલી બધી તીવ્ર એકાગ્રતાને લીધે તેના જ્ઞાનતંતુઓ ઉપર જે દબાણ થાય તેને લીધે તેનું અકાળ મૃત્યુ ન થાય તો બીજું થાય પણ શું ? તેના પગારનો હિસાબ વખત ઉપર નહિ પણ તેણે કરેલા કામના ઉપર થાય છે. તેને પોતાનાં છોકરાંને પોષવાં હોય એટલે તેના ગજા પ્રમાણે ઘણામાં ઘણું કામ કર્યેજ છૂટકો; અને પગારનું ધોરણ પણ એવું રાખ્યું હોય કે એટલું કામ ન કરે તો તેનું પૂરૂં પણ ન થાય. અર્થશાસ્ત્રના નિષ્ઠુર અને નિર્મમ કાયદાઓ કહેતા કે, તું આવી સંપૂર્ણ એકાગ્રતાથી અને હાથની આટલીજ ઝડપથી કામ કરીશ તોજ તું જીવનસંગ્રામમાં ઉભી રહી શકીશ. તારી એકાગ્રતા તૂટવી ન જોઈએ. મોંઘામાં મોંઘા વસ્ત્રાભૂષણથી બણી ઠણીને શ્રીમંત મહિલાઓ અને મહાશયો અહીં આવશે અને પાંજરામાં પુરાએલા જંગલી જાનવરને લોકો જુએ તેમ તારી સામે પણ જોશે; પણ ખબરદાર, તેં તેમની સામે આંખ પણ ઉંચી કરીને જોયું તો ! તારી એકાગ્રતા તૂટવીજ ન જોઇએ, તું અને આ તારો સૉસેજનો વાટો, એ સિવાય સંસારમાં ત્રીજી વસ્તુ જાણે છેજ નહિ.





# प्रकरण १४ मुं

હવે આ કુટુંબમાંથી એક જણ માંસના સીલબંધ ડબ્બા તૈયાર કરવાના કારખાનામાં અને બીજું "સૉસેજ"ના કારખાનામાં નોકરી કરતું હોવાથી પેકિંગ્ટાઉનના માંસના વેપારમાં થતા ઘણાખરા દગા-ફટકાનો તેમને અપરોક્ષ અનુભવ મળવા લાગ્યો. આજ સુધીમાં તેમણે કાને સાંભળેલી વાતોનાં પ્રત્યક્ષ ઉદાહરણ દીઠાં. તેમને પોતાના રોજના અનુભવ ઉપરથી માલૂમ પડ્યું કે, જ્યારે જ્યારે માંસ બગડી જાય, સડી જાય અથવા તો કોઇ પણ કારણસર બીજા બધા કામને માટે નકામું થઈ જાય ત્યારે કાં તો તેને સીલબંધ ડબ્બામાં ભરવું અથવા તેનાં "સૉસેજ" બનાવી દેવાં એ જાણે તમામ માંસનાં કારખાનાં-વાળાઓનો સર્વસામાન્ય નિયમ હતો. જોનાસની નોકરી માંસનાં અથાણાં બનાવવાના વિભાગમાં હતી. તેણે પોતાના જાતિ અનુભવની કેટલીક વિગતો ઘેર આવીને કહી હતી. તે બધી વાતોનો અને ત્યાર-પછી તેમણે મેળવેલી જાતમાહિતીનો સરવાળો કર્યાથી પેકિંગ્ટાઉનમાં સડી ગએલા માંસનો વેપાર કેવી રીતે ધમધોકાર ચાલી રહ્યો છે તેની છેક અંદરની, પડદા પાછળની આંટીઘૂંટીઓ તેમના સમજવામાં આવી ગઇ અને અહીંના લોકો મશ્કરીમાં વારેવારે કહેતા કે, કસાઇખાનાં-વાળાઓ, મરનાર જાનવરે મરતી વખતે પાડેલી બૂમના અવાજ સિવાય તેનું બીજું કાંઇજ નકામું જવા દેતા નથી તેનો વાસ્તવિક, ભયંકર અને રોમાંચકારી ભાવાર્થ તેમને પ્રત્યક્ષ થઇ ગયો.

જોનાસે તેમની આગળ એક વાર વાત કરી હતી કે, માંસને આથવાના રસમાં ડૂબાવી રાખેલું માંસ કોઇ કોઇ વાર ઘણુંજ ખાટું થઈ જાય છે ત્યારે તેની ખટાશ કાઢી નાખવાને માટે તેના ઉપર સોડાનો ભૂકો ઘસે છે અને પછી સસ્તા દરની વીશીઓવાળાને વેચી મારે છે. આખું રસાયનશાસ્ત્ર કારખાનાંવાળાઓની તહેનાતમાં સર્વદા હાજરજ હોય છે અને તેની મદદથી તેઓ કોઇ કોઇ વાર તો કમાલ કરે છે. કોઇ પણ જાતનું માંસ, આખું હોય કે કટકા કરેલું હોય,

આથેલું હોય કે વગર આથેલું હોય, સડાની ગમે તે અવસ્થાએ પહોંચી ગયું હોય પણ તે છતાં તેને કોઇ પણ જાતનો રંગ, કોઈ પણ જાતનો સ્વાદ અને કોઇ પણ જાતની ગંધ આપી દેતાં તેમને જરાય વાર લાગતી નથી. યંત્રશાસ્ત્ર પણ હાથ જોડીને તેમની સેવા કરવા સજ્જ થઇને ઉભેલુંજ હોય છે. ડુક્કરના માંસના કટકાને આથવાના વિભાગમાં તેમણે એક ઘણુંજ આશ્ચર્યકારક યંત્ર વસાવ્યું છે. તેનાથી થોડા વખતમાં અનેકગણું કામ લઈ શકાય છે. ડૉકટર લોકો દવાની રસી મૂકતી વખતે વાપરે છે તેવી પોલી સોય એક પંપની સાથે જોડી દીધેલી હોય છે અને તે પંપનો બીજો છેડો અમુક રસથી ભરેલા વાસણની સાથે જોડેલો હોય છે. એકજ મજૂર પેલી સોયની અણી માંસના કટકાની અંદર ઘોંચીને પેલો પંપ ચલાવે એટલે તે કટકામાં બરાબર જેટલો જોઇએ તેટલોજ રસ થોડીજ વારમાં આપોઆપ ભરાઇ જાય છે. આટલું છતાં પણ એ રસથી ભરીને આથી રાખેલાં માંસ કોઈ કોઇ વાર ખરાબ થઇ જાય છે અને કેટલાંક તો એવાં ગંધાઇ ઉઠે છે કે જે ઓરડામાં એવું સડી ગએલું અથાણું પડયું હોય ત્યાં કોઇથી ઉભાં પણ ન રહેવાય. હવે આ અથાણાંનું કરવું શું ? તેને ફેંકી તો દેવાયજ કેમ ? ત્યારે તેને વાસ્તે કારખાનાંવાળાઓએ રસાયનશાસ્ત્રીઓની પાસે એવો આકરી વાસવાળો રસ તૈયાર કરાવ્યો અને તે રસ પેલા પંપની મારફતે બગડી ગએલા માંસના કટકામાં દાખલ કરાવીને તેની બધીજ દુર્ગંધ કાઢી નાખી. આ ક્રિયાનું નામ મશ્કરીમાં મજૂરોએ "ત્રીસ ટકા આપવાની ક્રિયા" એવું પાડી રાખ્યું હતું. ત્યાર પછી વળી શેકયા પછી આથેલાં માંસનાં અથાણાં પણ કોઇ કોઇ વાર ખરાબ થઇ જતાં. અસલ એવાં બગડેલાં અથાણાં "ત્રીજા નંબરનાં અથાણાં" એવા નામથી બજારમાં વેચાતાં. પણ ત્યાર પછી કોઇક અક્કલવાળા માણસે એવી તદબીર શોધી કાઢી કે, બગડી ગએલા માંસની અંદરથી હાડકું ખેંચી કાઢીને તેની જગ્યાએ લાલ ધગધગતો નહિ પણ એથીએ વધારે ગરમ, જેમાંથી સફેદ પ્રકાશ નીકળે એટલો ગરમ કરેલો લોખંડનો ટૂકડો ખોસી દેવાય. સડેલો ભાગ ફક્ત હાડકાની આસપાસનોજ હોય છે તેથી તે હાડકાની સાથે સાથે બહાર નીકળી જાય છે. આ પ્રમાણે થવાથી હવે "પહેલા નંબરનું," "બીજા નંબરનું" અને "ત્રીજા નંબરનું" એવું વર્ગીકરણ કરવાની જરૂરજ ન રહી, બધુંજ "પહેલા નંબર"ના અથાણા તરીકે વેચાતું થઇ ગયું. કારખાનાંવાળાઓ તેમની અક્કલ દોડાવીને ગ્રાહકોને આકર્ષવાને માટે નવાં નવાં નામ શોધી કાઢતા અને એવાં

આકર્ષક નામોનો આશ્રય લઇને ખરાબમાં ખરાબ, નકામામાં નકામી અને ગટરમાં નાખી દેવા લાયક વસ્તુઓને ફેન્સી લેબલવાળા ડબ્બામાં ભરીને વેચતા અને તેની મનમાની કિમ્મત ઉપજાવતા. તેમાંની એકનું નામ "વગર હાડકાંનું અથાણું." આમાં બીજું કાંઇજ નહિ પણ કશા ખપમાં આવે નહિ એવી માંસની નાની નાની કરચરોને જ્યાંથી ત્યાંથી એકઠી કરીને અમુક રસમાં આથીને ડબ્બામાં ભરી દીધેલી. આ તો એકજ દૃષ્ટાંત આપ્યું, પણ બીજી એવી ઘણી નકામી ચીજોને નામ મોટાં અને દર્શન ખોટાં એવાં ભપકાદાર નામો આપીને તેઓ વેચતા અને અંદર શું બળ્યું છે તે જાણ્યા વગર લોકો લેતા અને તેમના આયુષ્યને હાનિ પહોંચાડતા.

"સૅાસેજ" બનાવવાના ખાતામાં એ એલ્ઝબિટા નોકરીએ રહી ત્યાર પછી તેને ખબર પડી ગઈ કે, ડુક્કરનું માંસ જ્યારે બગડી જાય છે અને બજારમાં વેચવા જેવું નથી રહેતું ત્યારેજ તે તેના વિભાગમાં આવે છે. એક મિનિટમાં બબ્બે હજાર આંટા ફરે એવા છરા ચારે બાજુએથી તેને કાપી કાપીને તેની બારીક ચટણી કરી દે અને પછી અડધોએક ટન જેટલા સારા માંસની સાથે તેની મેળવણી થઇ જાય એટલે તેની અસલની દુર્ગંધ એટલી બધી વહેંચાઇ જાય કે, કોઇને તેની ખબરજ પડે નહિ. આ ઉપરાંત સૅાસેજ બનાવવાની સામગ્રીમાં બીજી વસ્તુઓ પણ આવી જાય છે કે નહિ, તેના તરફ કોઇ લક્ષજ આપતું ન હતું. યુરોપનાં બજારોમાં વરસોનાં વરસથી પડી રહેલા ખોરા ખાતર જેવા વાસી સૅાસેજના ડબ્બા સ્ટીમરોમાં ભરાઇને અહીં સુધી ચાલ્યા આવે છે. તેમાં બરાસ અને ગ્લિસરિન ભેળીને તેની ખોરી ગંધ કાઢી નાખી વળી પાછા ફરીથી સંચામાં ઘૂમાવીને તેના નવેસરથી ડબ્બા ભરાય છે અને બીજી વાર સ્થાનિક બજારોમાં વેચાવા રવાના થઇ જાય છે. કારખાનાંમાં જ્યાં ત્યાં ભોંય પર માંસના કટકા પડયા હોય તે પણ જ્યારે બધું ભોંયતળિયું વાળીઝાડીને સાફ કરવાનો વારો આવે ત્યારે ઝાડુવાળાઓ તેમને સાવરણાથી સાંભરીને એકઠા કરે અને તે પણ સૅાસેજના ખાતામાં ચાલ્યા આવે. એ માંસના ઉપર કેટલી ધૂળ, કેટલો લાકડાનો વેર પડયાજ કરતો હોય, કામ કરનારા મજૂરો તેમના ગંદા પગ લઇને તેમના ઉપર ચાલ્યા હોય, તેમના ઉપર થૂંકયા પણ હોય અને તેમનાં થૂંકની સાથે તેમણે ક્ષયરોગના અબજો જંતુઓને પણ અંદર દાખલ કરી દીધા હોય, છતાં તેનો કોણ વિચાર કરે છે ? વખારોની અંદર માંસની મોટી મોટી થપ્પીઓ ખડકી હોય છે; છાપરામાંથી ચૂતું પાણી તેના ઉપર

ટપકયા કરે છે; સેંકડો હજારો ઉંદર ત્યાં હમેશાં દોડાદોડ કરતાજ હોય છે. એ વખારોમાં અજવાળું તો હોયજ નહિ તેથી ત્યાં શું શું છે તે તો પૂરૂં સૂઝે નહિ પણ રોજ એકાદ નોકર ત્યાં જઇને માંસની થપ્પી ઉપર હાથ ફેરવીને તેનાથી જેટલી કાઢી નંખાય તેટલી ઉંદરની સૂકી લીંડીઓ ખંખેરી કાઢે છે અને બાકીની રહી પણ જાય છે. વળી ઉંદરને મારી નાખવા સારૂ કારખાનાંવાળા ઝેર દીધેલા રોટલાના ટૂકડા પણ ખૂણેખોચરે ચારે ગમ વેરે છે. એ રોટલા ખાનારા બધા ઉંદર કાંઈ વખારની બહાર જઇને મરતા નથી. કેટલાક માંહેના માંહે પણ મરે છે. એ માંસ જ્યારે સૅાસેજવાળા વિભાગમાં જાય ત્યારે માંસના ભેગાં પેલા રોટલાના કટકા, મરી ગએલા ઉંદર અને તેમની લીંડીઓ બધુંજ સામટું ચાલ્યું આવે છે. અંધારાને લીધે તેમના પાવડાના ઝપાટામાં શું આવે છે અને શું નહિ તે મજૂરો જોઇ શકતા નથી. વખારોની અંદર જે કાંઇ પડયું હોય તે બધુંજ સામટું પેલા સંચાઓની અંદર વલોવાઇને એકરસ બની જાય છે. આમાં કશીજ અતિશયોક્તિ નથી અને કશુંજ વગરવિચાર્યે લખ્યું નથી. જે લખ્યું છે તે નગ્ન સત્ય છે. માંસને પાવડે પાવડે ઉસેડીને મજૂરો ગાડામાં ભરે ત્યારે એકાદ મરેલો ઉંદર તેમની નજરે પડે તો પણ તેને પકડીને વેગળો ફેંકી દેવાની તસ્દી તેઓ લેતાજ નથી. એ સિવાય સૅાસેજ બનાવવાની સામગ્રીમાં એવી એવી અફલાતુન ચીજો જાય છે, કે જેની સરખામણીમાં ઝેર ખાઇને મરી ગએલો ઉંદર તો ઘણોજ સારો! મજૂરોને બપોરના રોટલા ખાવાને અડધા કલાકની છુટ્ટી તો મળે છે પણ તેમને હાથમોઢાં ધોવાની કારખાનામાં સગવડજ નથી, અને કામથી મેલા થઇ ગએલા હાથ ધોવા તો જોઇએ. ત્યારે સૅાસેજમાં નાખવાના પાણીની ટાંકીઓ ભરી રાખેલી હોય તેમાં હાથ ન ધએ તો બીજે ધૂએ પણ કયાં? શેકેલા માંસના વધેલા આગળ પાછળના કટકા, અને આખા કારખાનાનાં તમામ ખાતાંઓમાં જુદી જુદી બનાવટો તૈયાર કરતાં વધેલા માંસની કચુંબર અને બીજું તમામ આચરકૂચર ભોંયરાંની અંદર જૂનાં પીપ મૂકી રાખેલાં હોય છે તેમાં લાવી લાવીને નાખવાનો રિવાજ છે. કારખાનાંવાળાઓએ પ્રવર્તાવેલા કરકસરના સખત કાયદાઓને લીધે કેટલાંક કામ દરરોજ કરાવવાનું તેમને પરવડતું નથી. તેથી કેટલાંક કામ તો અમુક અમુક દિવસોને આંતરેજ થાય છે. જૂનાં પીપને ખાલી કરીને ધોઇ નાખવાનું કામ પણ તેમાંનું એક છે. વરસમાં એક દહાડો વસંત ઋતુ બેસે ત્યાર પછી એ બધાં પીપ એક વાર ધોવાઇને સાફ થાય છે. તે વખતે એ પીપોની અંદર

જે પડયું હોય તે—મેલ, કચરો, બીડીઓનાં ઠૂંઠાં, ખીલીઓના કટકા, ગંધાતું પાણી—બધુંજ ગાડાંમાં ભરાઇ ભરાઇને સૅાસેજવાળા વિભાગમાં જાય છે. ત્યાં સારા માંસની સાથે સાથે પેલા સંચાઓમાં વલોવાય છે અને પછી ત્યાંથી ડબ્બામાં ભરાઇને લોકોની ક્ષુધાનું નિવારણ કરવા તેમની સેવામાં હાજર થઇ જાય છે. વળી આની આજ સામગ્રીમાંથી કારખાનાંવાળાએ ગરમીથી તૈયાર કરેલું સૅાસેજ પણ બનાવીને વેચે છે. પણ એમ ગરમી આપીને તૈયાર કરતાં તો ઘણી વાર લાગે અને મજૂરીનો ખરચ પણ વધી જાય તેથી કારખાનાંવાળા પોતાના પગારદાર રાસાયનિકોની મદદથી ગરમી આપ્યા વગર જાણે ગરમી આપીને તૈયાર કર્યું એવું સૅાસેજ ઉપજાવી કાઢે છે. માંહે બરાસ નાખીને તેને ઘણા વખત સુધી તેવું ને તેવુંજ રહે એવું બનાવી દે છે અને જીલેટિન નાખીને તેને તપખીરીઓ રંગ આપે છે. બધીજ જાતનું સૅાસેજ એકજ સંચામાંથી તૈયાર થઇને બહાર પડે છે, પણ કેટલાકના ડબ્બા ઉપર "સ્પેશ્યલ" એવી ફક્ત છાપજ મારી દે છે અને તેના શેર દીઠ બબ્બે સેન્ટ વધારે લે છે.

ટીટા એલ્ઝબિટા હવે ઉપર કહ્યા તેવા વાતાવરણમાં આવી પડી હતી અને જે જે કામો હમણાં ગણાવી ગયા તેમાંનાં કોઇ કોઇ તો તેને પોતાનેજ ભાગે આવતાં હતાં. તેનું રોજનું કામ પણ એવું હતું કે તેનાથી માણસની સૂક્ષ્મ ઇંદ્રિયો, બુદ્ધિ વગેરે બધાંજ બહેર મારી જાય અને કાં તો તે યંત્રના જેવો જડ થઇ જાય અને તેવો કદાચ ન થાય તો મનુષ્ય મટીને પશુ તો થઇજ જાય. એલ્ઝબિટા કારખાનામાં દાખલ થતાંની સાથેજ વિચાર કરનાર, લાગણીઓ ધરાવનાર માણસ મટી જતી અને જે યંત્ર આગળ બેસીને કામ કરવા લાગતી તે યંત્રનોજ એક ભાગ બની જતી. આ યંત્રની ક્રિયામાં તેની જેટલી માનસિક અને શારીરિક શક્તિઓનો ખપ પડતો હશે તેટલીજ શક્તિઓ રોજના વપરાશને લીધે ભવિષ્યમાં ટકી રહેશે, બાકીની બધી શક્તિઓનો ધીમે ધીમે ક્ષય થશે અને એમ કરતાં કરતાં લાંબી મુદત પછી સદંતર નષ્ટ થઇ જશે, એ વાત બિલકુલ શક વગરની હતી. આ યંત્ર ગમે તેવું દુષ્ટ હતું તો પણ તેનાથી એલ્ઝબિટાને એક વાતનું સુખ થયું હતું—તેના વડે તેની સુખદુઃખની લાગણીઓજ બહેરી બની ગઇ. એટલે પછી જ્યાં સુખ નહિ, દુઃખ નહિ, કોઇ પણ જાતનો વિચાર કરવાની શક્તિ કે વૃત્તિ નહિ એવી ઘોર જડતા તેને ઘેરી વળી. તેના સ્થૂલ દેહે તે જીવતી હતી, પણ તેના સ્થૂલ દેહ ઉપરાંત તેનામાં બીજું જે કાંઇ હતું તે બધું મરી પરવાર્યું હતું અથવા મરવાની

તૈયારી કરતું હતું. કારખાનામાંથી ઘેર જતાં ઘણી વાર તે, ઓના અને જર્ગિસ રસ્તામાં ભેગાં થઇ જતાં અને સાથે સાથે ઘર સુધી આવતાં; પણ ત્રણેમાંથી કોઈ કશું બોલતું નહિ. ચરીને પાછાં આવતાં ઢોર પણ આરડીને પોતાનાં મનની લાગણીઓ પ્રકટ કરે છે, પણ કસાઇખાનાંની નોકરીએ તેમને એવાં કરી મૂક્યાં હતાં કે બોલવા જેટલી અથવા પોતાને શું થાય છે તેનો પોતેજ વિચાર કરે એટલી વૃત્તિ પણ તેમનામાં રહી ન હતી. શસ્ત્રક્રિયા વડે પ્રાણીના અમુક અમુક અવયવ કાપી નાખ્યા પછી પણ તે પ્રાણી જીવતું રહે છે અને તેના બાકી રહેલા અવયવો તેમના ધર્મ બજાવતા રહે છે, તેવી રીતે શરીરને લગતી કેટલીક આવશ્યક ક્રિયાઓ કરવા ઉપરાંતની આ લોકોની તમામ શક્તિઓ અને વૃત્તિઓનું કસાઈખાનાંના ક્રૂર અને યંત્રવત્ જીવનને લીધે છેદન થઈ ગયું હતું અને તેમનાં શરીર તેમના માલિકોની સેવા કરવાને માટે થોડો વખત જીવતાં રહે તેટલા પૂરતા શારીરિક ધર્મ વગર વિચાર્યે એમ ને એમ કર્યે જવાની વૃત્તિઓજ માત્ર બાકી રહી હતી અને એટલાજ અર્થમાં તેઓ હવે જીવતાં હતાં. ઓના પોતે પણ દહાડે દહાડે અવાચક બનતી જતી હતી. જે એક વાર પંખિણીની પેઠે ગાતી ગાતી અને કલ્લોલ કરતી કરતી દોડતી ફરતી તેના હૈયા ઉપર જાણે સાડસાત મણના પથ્થરની ચાપટ આવીને પડી હોય એવી તે સૂનમૂન બની ગઇ હતી. તે ચાલતી ત્યારે ઘણી વાર ફાટે ડોળે બહાવરા ઢોરની માફક ચાલતી. ચાલવાની પણ તેનામાં શક્તિ રહી ન હતી. ચાલતી ત્યારે ટાંટીઆ ભોંય સાથે ઘસડી ઘસડીને જાણે હમણાં બેસી પડશે, હમણાં બેસી પડશે, એમ કરી કરીને ચાલતી. જાણે તેના જીવનમાંથી રસમાત્ર ઉડી ગયો હોય, જીવવાથીજ તે કંટાળી ગઇ હોય અને મરવાને આળસેજ જીવતી હોય એવી તે દેખાતી હતી. જેને વીસ વરસ પણ પૂરાં માંડ માંડ થયાં છે તેના શરીરની અને મનની આ દશા ! તેઓ ઘેર પહોંચ્યા પછી ઘરમાં જે કાંઇ ખાવાનું હોય તેના ચાર કોળીઆ ગળે ઉતારતાં અને ખાધા પછી જો વાતો કરવા બેસે તો તેમનાં દુઃખ સિવાય વાતચીતનો બીજો કોઇ વિષય તો તેમને જડેજ નહિ; ત્યારે દુઃખની વાતો કરવા કરતાં વાતોજ ન કરીએ તે શું ખોટું ? એમ સમજીને સૌ પોતપોતાની પથારીમાં ભરાઇ જતાં. નિદ્રા નહિ પણ એક જાતની ઘોર જડતા અથવા શૂન્યાવસ્થા તેમને ઘેરી વળતી અને એ અવસ્થામાં મળસ્કે ઉઠવાનો વખત થાય ત્યાંસુધી પડી રહેતાં. પથારીમાં પાસું પણ જવલ્લેજ બદલતાં. ઉઠતાં તે વખતે અંધારૂં તો હોયજ તેથી દીવાને અજવાળે કપડાં પહેરીને

પોતપોતાને કારખાને ચાલ્યાં જતાં. ઘરમાં પૂરતું ખાવાનું હોય કે ન હોય તો પણ તેમને ચાલી રહેતું; સમૂળગું ખાવાનું ન હોય તો તેથી પણ તેમને ઝાઝું દુઃખ થતું ન હતું. ખાવાની વૃત્તિ હોય અને ખાવાનું ન હોય ત્યારે દુઃખ થાય ને ? ઘરમાં અન્નનો અભાવ હોય તો તેથી જો કોઇ ખરેખર દુઃખી થતાં હોય અને ટેંટેં કરતાં હોય તો તે ફક્ત નાનાં છોકરાંજ, મોટાંમાંથી કોઇ નહિ.

આટલું આટલું થઇ ચૂક્યું હતું તે છતાં ઓનાનો આત્મા મરી પરવાર્યો ન હતો—તેમનામાંથી કોઇનો પણ આત્મા મરી ગયો ન હતો—ફક્ત દુઃખના ભાર નીચે ચંપાઈ ગયો હતો અથવા બેહોશ બની ગયો હતો. પણ તે છતાં કોઈ કોઇ વાર તે જાગી ઉઠતો ત્યારે તેમને જે દુઃખ થતું તેની કાંઇ કહેજ કસર નહિ. તેમના સંકેલાઈ ગએલા સ્મરણપટ ખુલ્લા થઇ જતા. અતીત કાળનાં સુખ અને આનંદનાં સ્મરણો, બાલ્યકાળમાં સેવેલાં આશાઓ અને સુખસ્વપ્નો તેમની આગળ આવીને ઉભાં રહેતાં અને તેમને કહેતાં કે, અહીં શું પડી રહ્યાં છો ? ચાલ્યાં આવો, સુખના સોનેરી પ્રદેશમાં. પણ તેમની છાતી ઉપર પડેલો અમાપ બોજો તેમને દબાવી રહ્યો હતો. તેઓ તેના ભારની નીચે સળવળતાં હતાં, પણ એ બોજો તેમનાથી ફગાવી દેવાતો નહિ, ઉલટું તેનું દબાણ હતું તે કરતાં પણ વધી જતું. મોઢાં ઉઘાડીને રડવા જેટલી શક્તિ પણ તેમનામાં રહી ન હતી, પણ મનમાં ને મનમાં ગૂંચવાઇ રહેલા દુઃખથી તેમને એવો સખત ડૂમો ભરાઈ આવતો કે તેની વેદના મરણની વેદના કરતાં પણ વધી જતી. એ દુઃખ કેવા પ્રકારનું છે તે વિષે આજ સુધીમાં કોઇએ કદી પણ એક શબ્દ સરખોય ઉચ્ચાર્યો નથી—એ વેદના જે વેઠે છે તે મનમાં ને મનમાંજ દબાવી રાખે છે. આખા જગતમાંથી કોઇએ પણ એ વેદનાનો જાહેરમાં સ્વીકાર કર્યો નથી; કેમકે તેમ કરવાથી પોતાનો અંતિમ પરાજય પણ સાથે સાથે કબૂલ કરવોજ પડે, જે કરવા જગત તૈયાર નથી. જગત દુઃખ વેઠે છે ખરૂં, પણ પોતે દુઃખ વેઠે છે એવું કબૂલ કરવા તૈયાર નથી. હારવામાં અને હું હાર્યો એવું કબૂલ કરવાની વચ્ચે જે તફાવત છે તે તફાવતના ઉપરજ જગત નભી રહ્યું છે.

આ આખું કુટુંબ જિંદગીની બાજી હારી ગયું હતું, એ વાત દીવા જેવી સ્પષ્ટ હતી. તેઓ આખી રમત હારી ગયાં હતાં. ફરીથી ઉથલો ખાવા જેવું પણ રહ્યું ન હતું. ચોપટ કે શેત્રંજની રમતમાં મરી ગએલી સોગઠીઓને રમનારાઓ બાજીની બહાર ફેંકી દે, તે

તેમને પણ દુનિયાએ એક બાજુએ ધકેલી કાઢયાં હતાં. આમાં સવાલ રૂપીઆ આના પાઇનો હતો, અથવા પગારનો, કણીઆના આંકડાનો કે ઘરભાડાની રકમનો હતો તે ઉપરથી આ બનાવની ગંભીરતા ઓછી થતી નથી; તેમજ તેમના સર્વતોમુખી વિનાશની કથામાંથી કરુણ રસનો અંશ ઓછો થતો નથી. તેઓ પોતાનું વતન છોડીને કેવી કેવી આશા અને ઉમેદભર્યાં અહીં આવીને વસ્યાં હતાં. 'અમેરિકા સ્વતંત્રતાની જન્મભૂમિ છે, ત્યાં જઇને અમે સ્વતંત્રતાનું સુખ ચાખીશું, અમારૂં જ્ઞાન વધારીશું, અમારી માનસિક અને નૈતિક ઉન્નતિ સાધીશું, અમે સ્વચ્છ સુઘડ અને આબરૂભર્યું જીવન ગુજારતાં થઇશું, અમારાં સંતાનને સારી રીતે કેળવીશું અને તેમને પણ ઉન્નતિને રસ્તે વાળીશું, એ બધીજ આશાઓ ભાંગીને ભૂકો થઇ ગઇ હતી. તેમાંની એક પણ આશા સફળ થાય એવો એક ખૂણે પણ સંભવ રહ્યો ન હતો. તેમણે આ બાજીમાં તેમનું સર્વસ્વ ઝુકાવી દીધું હતું. તે બધુંજ તેઓ હારી ગયાં હતાં અને હાથ ઘસતાં થઇ ગયાં હતાં. હજી બીજાં છ વરસ સુધી તેઓ અત્યારે જેવું વૈતરૂં કરે છે, તેમ પેટે પાટા બાંધીને રાત કે દહાડો જોયા વગર તન તોડીને સખત વૈતરૂં કરે તો કદાચ તેમના ઉપરનો બોજો જરાક હળવો થાય. છ વરસમાં ઘરના હપ્તા ભરાઇ જાય એટલે મહિનો થાય ને બાર બાર ડૉલર તેમને ગણી આપવા પડે છે તેટલું દબાણ ઓછું થાય, પણ જે જાતની જિંદગી તેમને અત્યારે ગાળવી પડે છે તે જોતાં તેઓ છ વરસ સુધી ટકી રહેશે એવી આશા રાખી શકાયજ શી રીતે ? છ વરસ વીતે તે પહેલાં તો તેમની કાયાના બંધ તૂટી જવાનાજ છે અને તેમનું અસ્તિત્વ પણ કદાચ નહિ રહે, એવું વિધિનું અતિ ક્રૂર ફરમાન છૂટી ચૂક્યું હતું. વળી ઓના તો મરવાજ પડી હતી—મરી ચૂકી હતી અને તેનું જે કાંઈ રહ્યું હતું તે તો અસલની સાચી ઓનાનો પડછાયોજ હતો. તેમને બચવાનો એકે આરો હવે રહ્યોજ ન હતો. તેઓ દહાડે દહાડે વધારે વધારે ડૂબતાં જતાં હતાં. તેમની ચારે બાજુએ અંધકારનાં, નિરાશાનાં, દારિદ્રનાં વાદળ ઘેરાતાં હતાં. તોફાની સમુદ્રમાં ડૂબતો માણસ ચારે બાજુએ નજર કરે અને જેમ તેને ગળી જવાને ચારે તરફથી ધસ્યાં આવતાં, ઉત્કટ પરિહાસ કરતાં મોજાંને જુએ, તેમ તેઓ પણ તેમને ઘેરી વળતી કંગાલિયતનો અપાર પારાવાર જોતાં હતાં. કોઇ મદદગાર ન હતો, કોઇ સાંત્વન દેનાર ન હતું. લક્ષાવધિ મનુષ્યોથી ઉભરાતા નગરમાં તેઓ એકલાં અને નિરાધાર હતાં. કોઇની સહાય ન હતી, કોઈની હૂંફ ન હતી, તેમ કોઇની મદદ મળશે એવી આશા

પણ ન હતી. તેમની આશાનો દીવો હોલવાઇ ગયો હતો અને પાછળ ઘોર અંધકાર મૂકતો ગયો હતો. નગરમાં રહેવા કરતાં તો તેઓ કોઇ ઉજ્જડ ખેટમાં, ઘોર જંગલમાં, સૂકા રણમાં રહ્યાં હોત અથવા જીવતાંજ કબરમાં દટાઇ ગયાં હોત તો તે વધારે સારૂં હતું. તેમની આસપાસ લાખો માણસો હતાં, પણ તે શા કામનાં? હોય અને ન હોય એ સૌ સરખુંજ. આવો ભાવ ઘણી વાર ઓનાના જિગરમાં ઉછળી આવતો, ખાસ કરીને રાતમાં જ્યારે તે એકાએક ઊંઘમાંથી જાગી ઉઠતી ત્યારે આ અવસ્થાનું મર્મવેધક સ્વરૂપ તેની આગળ પ્રત્યક્ષ થતું. તે બ્હી ઉઠતી, તેના પોતાના હૃદયનો થડકાર સાંભળીને પણ છળી જતી. કોઇ રાક્ષસ, અથવા મૂર્તિમાન ભય તેની સામે ઉભો રહીને તેના ધગધગતા અંગારા જેવી આંખોના ડોળા તગતગાવતો હોય એવું કાંઇક તે જોતી અને ભયજનિત પ્રસ્વેદથી ટાઢી હીમ થઇ જતી. એક વાર આવું થયું ત્યારે તો તે રડી પડી, તેથી જર્ગિસ જાગી ઉઠ્યો. તે થાકેલો તો હતોજ તેમાં વળી પાછો તેને બૈરીએ ઊંઘમાંથી જગાડ્યો તેથી તે ખીજવાઇ ગયો. તે દિવસ પછી જ્યારે આવું થતું ત્યારે ઓના ચુપચુપ ચુપચુપ રડી પડતી. હવે પતિ–પત્ની વચ્ચે સમવેદના જેવું બહુજ થોડું રહ્યું હતું. જાણે બેઉ જણ પોતપોતાની જુદીજુદી કબરમાં દટાઇ ગયા જેવી તેમની મનોદશા થઇ ગઇ હતી.

જર્ગિસ પુરુષ હતો તેથી પુરુષ તરીકે તેની વિટંબણાઓ ઓનાની વિટંબણાઓના કરતાં જુદી જાતની હતી. કોઇ જુદીજ જાતનો બ્રહ્મરાક્ષસ તેની પૂંઠે પડ્યો હતો. તેણે આ સંબંધી ઓનાને અથવા કોઇને પણ કશી વાત કરી ન હતી, તેમ કોઇ એ વિષે વાત કાઢે તે તેને પસંદ પણ ન હતું. આ ભૂત તેની પાછળ પડયું છે એવું પોતાના મનથી પણ કબૂલ કરવાને તે તૈયાર ન હતો. આ ભૂતની સાથે યુદ્ધ કરવાને તે પોતાના તમામ મનોબળથી મથતો હતો, પણ દરેક વાર તેની હાર થતી હતી અને દરેક પરાજય પછી તે હતો તે કરતાં વધારે કમજોર થતો હતો. તે બ્રહ્મરાક્ષસ દારૂ હતો. જર્ગિસ હવે દારૂ પીતાં શીખ્યો હતો.

તે જ્યાં મજૂરી કરતો હતો તે જગ્યા ખદબદતા નરકના જેવી તો હતીજ. ત્યાં નોકરીએ રહ્યે દિવસ પર દિવસ વીત્યા, અઠવાડીઆં અને મહિના વીતી ગયા, એમ કરતાં કરતાં તેના શરીરની અવસ્થા એવી થઈ ગઇ કે હાથ–પગ કે કોઇ પણ અવયવ જરા જેટલો હલાવતાં પણ તેને દુઃખ થતું; તેનું સારૂંય શરીર પાકા ગૂમડા જેવું થઇ ગયું હતું. તેના માથામાં રાત–દહાડો હથોડા વાગતા અથવા સમુદ્રનાં

મોજાંનો ઘૂઘવાટ થાય એવા અવાજ તેના માથામાં ધણધણ્યા કરતા. બધાં ઘર અને રસ્તા ચકડોળની પેઠે ચક્કર ચક્કર ફરતાં હોય એવું તેને દેખાતું. આ વ્યથા જેનો કોઇ દિવસ છેડો આવવાનોજ ન હતો તેમાંથી માત્ર એકજ વસ્તુ તેને જરાક રાહત આપી શકતી હતી. જો તે એ ચીજનો આશ્રય લે અને મનનું સમાધાન કરીને તેને પીએ તો તેની આ સઘળીજ પીડા શમી જાય. તે પોતાનું–શરીરનું અને મનનું–પણ દુઃખ ભૂલી જાય, તેના માથા ઉપરનો ભાર હળવો થઈ જાય, તેની આંખે અંધારાં આવે છે તે મટી જાય; તેનું મગજ, તેની વિચારશક્તિ, તેની ઇચ્છાશક્તિ પાછાં તેને સ્વાધીન થઈ જાય. આ બધું થાય, જો તે ફક્ત દારૂનું સેવન કરતો થાય તો. તેને વિશેષમાં એવું પણ થઇ આવ્યું કે, દારૂ પીધાથી મારો દબાઇ ચંપાઇ રહેલો આત્મા પાછો જાગ્રત થાય છે, મારા જિગરમાં આનંદની ઊર્મિઓ પાછી ઉછાળા મારે છે, મને મારા ભાઇબંધ દોસ્તદારો સાથે મજાક–મશ્કરી અને ટોળ ટીખળ કરીને ગમ્મત કરવાનું મન થાય છે–ટુંકામાં, પાછો હું તેના સાચા અર્થમાં મર્દ બનું છું અને મારા પોતાના ભાગ્યનો વિધાતા બની જાઉં છું.

એક કે બે પ્યાલા કરતાં વધારે દારૂ પીવાનું જર્ગિસને માટે છેક સહેલું પણ ન હતું. દારૂના પીઠામાં દારૂ પીનારને ખાવાનું પણ સાથે સાથે મફત મળતું હતું તેથી કરીને તેણે એવી ગણત્રી કરી કે, એક પ્યાલો પીશ તો તેની સાથે ખાવાનું પણ મળશે, એટલે એ એક જાતની કરકસરજ થઇને ? બીજી વાર દારૂ પીવા જઇશ તો પાછું બીજી વાર ખાવાનું મળશે; એટલે તે પણ લાભજ છે. પરંતુ એથી ત્રીજી વાર ખાવાની ઇચ્છા તો થાયજ નહિ. ખાવાનું મફત મળે પણ ખાવાની રુચિ હોય ત્યારે કેની ? અને દારૂ પીવાની ઇચ્છા તો થયાજ કરે, ક્રમવાર વધ્યાજ કરે. ત્રીજી વારનો દારૂ પીવા જતાં ખાવાનું તો ખવાય નહિ અને કોઇ ખાય કે ન ખાય તો પણ પીઠાવાળો તેની પાસેથી પૈસા તો તેટલા ને તેટલાજ લે તેથી ત્રીજી વાર દારૂ પીવા જવું એ તો ચોખ્ખું અક્ષમ્ય ઉડાઉપણુંજ કહેવાય. જર્ગિસના જેવી હાલતવાળા માણસથી એવું કરવાનો વિચાર પણ કરી ન શકાય. એવો વિચાર કરવો એનો અર્થ ક્ષુધાપીડિત પ્રાણીઓના સ્વાભાવિક સનાતન ધર્મની વિરુદ્ધ બળવો ઉઠવવા જેવો થાય. પણ એક દિવસ જર્ગિસે આંખો મીંચીને ભૂસકો માર્યો અને તેના ગજવામાં જેટલું નાણું હતું તે બધાજનો દારૂ પી ગયો અને ખાસ્સો ઘેંઘટ બનીને ઘેર આવ્યો. તે દહાડે તેના જીવને એટલું સુખ થતું હતું કે તેટલું છેલ્લા

આખા વરસમાં તેને કદી પણ થયું ન હતું. પણ આવી સુખની અવસ્થા ઝાઝો વખત ટકવાની નથી, એ વાતની પણ તેને ખબર હતી તેથી એ અવસ્થાનો અંત આણવામાં જેનો જેનો હિસ્સો હોય તે બધાં ઉપર—આખા માનવસમાજ ઉપર—તેની પોતાની જાત ઉપર પણ—તે વરૂની પેઠે ખીજવાતો હતો. એ ઉપરાંત તે પોતાની જાત આગળ પણ લજવાઇને હલકો પડતો હતો તે વાત પણ તેના હૃદયને ખૂંચતી હતી. વળી પોતાનાં કુટુંબીઓની આર્થિક સંકડામણનો અને તેમના માનસ ઉપર ફરી વળેલી ઘોર નિરાશાનો પણ તેને વિચાર તો આવતોજ હતો. જે પૈસા તેણે દારૂ પીને વેડફી નાખ્યા તેના વડે ઘરનાં માણસોની કેટલીય વર્તમાન જરૂરીઆતો પૂરી પડત તે પણ તે જાણતો હતો અને જાણ્યાથી તેને પાર વિનાની પશ્ચાત્તાપની પીડા થતી હતી. તેની આંખોમાંથી આંસુ રેલાવા લાગ્યાં અને ફરીથી પાછો પેલા બ્રહ્મરાક્ષસ સાથે નવેસરથી યુદ્ધ કરવા સજ્જ થઇ ગયો.

પણ તે યુદ્ધનો કદી છેડો આવતો ન હતો તેમ આવશે એવો સંભવ પણ ન હતો. દહાડે દહાડે તેનું હૃદયબળ ક્ષીણ થતું હતું. જર્ગિસને એ વાતનો સ્પષ્ટ ખ્યાલ ન હતો; કારણ કે ઝાઝા ઉંડા ઉતરીને વિચાર કરવાનો તેને મહાવરો ન હતો. હું રોજ રોજ આ ખૂરી ઇચ્છાની સામે યુદ્ધ કરૂં છું અને તેમાં હું ફાવતો નથી આટલુંજ તે જાણતો હતો. દારિદ્ર અને વિવિધ શારીરિક તથા માનસિક દુઃખોનો ભોગ થઇ પડેલો હોવાથી તે જેવો કારખાનામાંથી નીકળીને સરિયામ રસ્તા ઉપર આવીને ઉભો રહેતો કે તરતજ પેલા બ્રહ્મરાક્ષસના નાગપાશમાં સપડાઇ જતો. દારૂની દુકાનોની તો ત્યાં ખોટજ ન હતી. એક એક મકાનને ચારે ચાર ખૂણે અકેકી દુકાન તો ખરીજ. પણ ઘણે ઠેકાણે તો તે ઉપરાંત વચ્ચોવચ પણ એકાદ દુકાન આવેલીજ હોય. એવી દરેક દુકાનની બારીમાંથી બ્રહ્મરાક્ષસની માયા તેને વિવિધ પ્રકારે લલચાવતી હતી—દરેક દુકાનની કાંઇ ને કાંઈ વિશેપ ખુબી હતી—દરેક દુકાનવાળો ઘરાકને ખેંચવાને માટે પોતપોતાની અનોખી વિશેષતાની જાહેરાત કરતો હતો. સવારમાં સૂર્યોદય પહેલાં અને સાંજના સૂર્યાસ્ત પછી મજૂરો ત્યાં રહીને જતાં આવતાં જુએ કે સગડીઓ ભડભડાટ બળી રહી છે, દીવા ઝગમગી રહ્યા છે, ચૂલા ઉપર કાંઇ કાંઇ રંધાય છે, તેની સોડમ ચારે દિશાએ ફેલાય છે, એકાદ ગ્રામોફોન કે હાર્મોનિયમ વાગી રહ્યું છે, મિત્રોનાં કે કોઇ પરિચિત વ્યક્તિઓનાં મોઢાં પણ નજરે પડે છે, દુકાનનાં પગથીઆં ઉપર ચઢતાની સાથેજ આવકાર મળે છે, આટલું બધું આકર્પણ જ્યાં એકસામટું હોય ત્યાં

બિચારા દુ:ખી અને થાકીને લોથપોથ જેવા બની ગએલા મજૂરનું મન શી રીતે ઝાલ્યું રહે ? જ્યારે જ્યારે બજારમાં અથવા બીજે કોઇ ઠેકાણે ઓનાની જોડે બહાર જવાનું થતું ત્યારે હમેશાં જર્ગિસ તેના હાથમાં હાથ વીંટાળીને ચાલતો; એમ કરવાનું તેને ઘણું ગમતું. દારૂની દુકાન નજીક આવતી જાય તેમ તેમ તે ઓનાના હાથને વધારે જોરથી વળગીને ઉતાવળે પગલે ચાલવા માંડતો. હું દારૂ પીતો થયો છું તે જો ઓનાના જાણવામાં આવે ત્યારે તો મ્હોકાણજ મંડાઈ જાય ને ? રખેને તે જાણી જશે એ વિચારથીજ જર્ગિસ ગભરાઇ જતો. એ વાત પણ ઘણીજ ખરાબ કહેવાય; કારણ કે ઓનાએ દારૂનું એક ટીપું પણ કદી ચાખ્યું ન હતું. તેની આગળ દારૂના ફાયદા વખાણવામાં કશો અર્થ ન હતો. તેને એ વાતમાં સમજણ પડવીજ દોહ્યલી હતી. દારૂની લાલચનું તોફાન કોઇ વાર જ્યારે ઘણુંજ ભયંકર રૂપ ધારણ કરતું, ત્યારે તે એમ પણ મનથી ઇચ્છતો કે, ઓના પણ જો દારૂની ખુબી સમજતી થઈ જાય તો આજે મારે તેનાથી શરમાવું પડે છે તેવું પછી શરમાવુંજ ન પડે. આજે હું તેનાથી ચોરી છૂપીને પી આવું છું તેવું પછી કરવુંજ ન પડે—પછી તો અમે બેઉ જણ બેલડીએ બાઝીને દારૂની દુકાનમાં ચાલ્યાં જઇએ, ભેગાં બેસીને દારૂ પીએ, થોડા વખતને માટે તો અમારી તમામ વિટંબણાઓને વિસારે નાખીએ, પછી પરિણામ જે થવાનું હોય તે થાઓ.

આગળ જતાં જર્ગિસની અવસ્થા એવી થઇ ગઇ કે તેનો જેટલો વખત ઊંઘમાં જતો ન હતો તેટલો બધો વખત દારૂની તીવ્ર ઇચ્છાની સામે લડવામાંજ જતો. કોઇ કોઇ વાર તે અતિશય ખીજવાઇ જતો, સૌના ઉપર ચીઢીઆં કરતો, ઓના અને આખું કુટુંબ તેને ઘણાંજ અળખામણાં લાગતાં; કારણ કે તેના મનસ્વી જીવનમાં આ કુટુંબીઓજ આડે આવતાં હતાં. તે કહેતો કે, હું કેવો ગધેડો કે વળી લગ્નની જાળમાં સપડાયો, બૈરી અને કુટુંબની સાથે બંધાઇ બેઠો અથવા તેમને ગુલામીખત લખી આપીને જિંદગીભર પરાધીન થઇ ગયો ! આજે હું છડો હોત તો શા માટે આવી હાલતમાં પડી રહેત ? પરણીને કુટુંબની જંજાળમાં બંધાઇ ગયો છું તેથીજ મારાથી કસાઇખાનાની નોકરી ફગાવી દેવાતી નથી કેની ? એકલી જાતે હોત તો હું પણ જોનાસ ચાલ્યો ગયો તેમ ચાલ્યો જાત ને ? સા...કસાઇખાનાવાળાઓના મોઢા ઉપર લાત મારીને છૂટા થઈ જાત ને ? તેમાં વળી ખાતરની મીલમાં તો ગણ્યા ગાંઠ્યાજ કુંવારા મજૂરો છે અને તેઓ પણ નાસી છૂટવાનો લાગજ જોઇ રહ્યા છે અને અત્યારે મજૂરી કરે

છે તે પણ અહીંથી નાસી જવાને માટે જોઇતા પૈસા એકઠા કરવાને વાસ્તેજ. વળી મજૂરી કરતાં કરતાં પણ તેમને મનથી વિચાર્યાં કરવાનું તો કાંઇક ને કાંઇક હોય છે—કાં તો અહીંથી ક્યારે નાસી જઇએ તેના વિચાર કરે અથવા છેક છેલ્લો દારૂ ક્યારે પીધો હતો અને હવે પાછા ક્યારે પીશું તેના વિચાર કરે; પણ જર્ગિસને તો તેના પગારની પાઇએ પાઈ ઘેર લાવીને બૈરીને અથવા સાસુને આપી દેવી પડતી હતી. બપોરની અડધા કલાકની રજામાં તેના જોડીદારો પીઠામાં જઈ આવતા તેમની સાથે તે જઇ શકતો ન હતો. બીજા બધા જ્યારે દારૂની દુકાનમાં જઇને ભડભડતી સગડી પાસે બેસીને આરામથી ખાતા અને દારૂ પીતા, ત્યારે તેને તો હાડકાંની રજના ઢગલા ઉપર બેસીને ઘેરથી આણેલા રોટલાનો દાબડો ઉઘાડીને જે ભાવે તે ખાઇ લેવાનું.

અલબત્ત, આવા સ્વાર્થી વિચારો તેના મનમાં બધોજ વખત આવ્યા કરતા એમ તો નજ કહેવાય. ઓના તેને ઓના અતિશય વહાલી હતી. ઘરનાં બીજાં માણસોને પણ તે ઓના ખૂબ ચાહતો હતો, છતાં ઉપર કહ્યા તેવા સ્વાર્થી વિચારો તેના મન ઉપર હુમલો કરતા અને પોતે આવી ગયા તેની નિશાનીનો કાળો ડાઘો પાછળ રહેવા દઇને ચાલ્યા જતા. તેમાં વળી અત્યારે જે દહાડા વીતતા હતા તે તો ગમે તેવા માણસની ધીરજની પણ કસોટી કરી નાખે એવાજ જતા હતા. જર્ગિસને આટલા બધા દુઃખમાં, ખારા મહેરામણમાં મીઠી વીરડી જેવો એક તેનો નાનો છોકરો હતો. જર્ગિસ જ્યારે ઘેર આવતો ત્યારે તે છોકરો હમેશાં મોઢું મલકાવીને બાપને આવકાર આપતો અને ઘડી વારને માટે તેનું બધું દુઃખ ભુલાવી દેતો. પણ એ છોકરો આજે મોઢું મલકાવી શકતો ન હતો, આંખ પણ ઉઘાડી શકતો ન હતો. તેને ગોબરૂં નીકળ્યું હતું. આખે શરીરે રાતી રાતી ફોલ્લીઓ ફૂટી નીકળી હતી તેથી તે રાતા રતાળુ જેવો થઇ ગયો હતો. નાનાં છોકરાંને જેટલા રોગ થાય છે તે બધાજ તેને અત્યાર સુધીમાં થઈ ચૂક્યા હતા. ગોબરૂં નીકળવાનું બાકી હતું તેનો વારો પણ હવે આવી ગયો. સસણી, ઉટાંટીઉં, ગાલપચોળીઆં, રક્તજ્વર—આ બધાજ રોગ તેને પહેલા વરસમાં થઈ ગયા. હવે ગોબરૂં નીકળ્યું. શ્રીમંતનાં છોકરાંને ગોબરૂં નીકળે ત્યારે બબ્બે નોકર ડાબા જમણી બેસીને આઠે પહોર તેને પંખો કરે; પણ અહીં તો એકલી કૉટ્રિના સિવાય તેના તરફ કોઇ જોઇ શકતું પણ નહિ. છોકરો ભલે માંદો હોય તેથી કાંઇ તેની માને કપાતા પગારે પણ રજા મળવાની હતી? કારખાનાંની નિયમાવલિમાં માતાની લાગણીઓને વિષે કદી વિચાર કરવામાં આવતો નથી અથવા ગરીબ લોકોને

લાગણીજ નહિ હોય, એવું તેમના શ્રીમંત માલિકો માની લેતા હશે. ઘરનાં માણસો સવાર થાય એટલે મજૂરીએ જતાં તે છેક રાત્રે ઘેર આવતાં ત્યાં સુધી બિચારી કૅાટ્રિના ઘરકામ કરતી જતી અને એન્ટેનાસની ખબર લેતી જતી. ડૅાકટરને બોલાવવાનો અથવા દવા કરાવવાના તો તેમની પાસે પૈસાજ ન હતા. વળી ગોબરાના રોગથી છોકરાં મરી જતાં ન હતાં; કોઇ કોઇ કદાચ મરી જતાં હશે, પરંતુ એ રોગ જીવલેણ રોગમાં ગણાતો નથી. કૅાટ્રિના કોઇ કોઇ વાર તેની પથારી પાસે આવીને જરાક માથાં બતાવી જતી, બાકી બધો વખત તે છોકરો એકલોજ પડી રહેતો. નીચે ભોંયતળીઆ ઉપર તો પવનના એવા સૂસવાટા ચાલ્યા આવતા કે ત્યાં જો તેની પથારી કરે તો તેને શરદી લાગ્યા વગર રહેજ નહિ. શરદીમાંથી બીજા રોગ ઉત્પન્ન થાય અને છોકરો જીવથી જાય. તેથી તેને સળીઆવાળા પારણામાં સૂવાડવો પડતો હતો. રાત્રે તેને ઓઢાડયા પછી તેને અને તેને ઓઢાડેલાં લૂગડાંને કશા વડે બાંધી લેવાં પડતાં. તેમ ન કરે તો રાત્રે લાતો મારીને તે ઓઢાડેલું ફગાવી દે અને ઘરનાં તો થાકીને લોથ થઇ ગએલાં હોવાથી એવાં ઊંઘવા પડે કે કોઇ રાતમાં પાસું પણ બદલે નહિ ત્યારે છોકરો ઉઘાડો થઇ ગયો છે કે નહિ, તે શી રીતે જોવાનાં હતાં ? આખો દિવસ તેની પાસે બેસનાર કોઇજ નહિ, હસીને બોલાવનાર પણ કોઇ નહિ, તેમાં વળી ગોબરૂની ગરમી. તે પડયો પડયો ટીહા ટીહા કર્યો કરતો અને રડી રડીને ટાઢો હીમ થઈ જતો. છેક થાકી જતો ત્યારે જરાક છાનો રહી જતો અને ધીરે અવાજે ઉંઉંઉં ઉંઉંઉં કરીને પોતાનું દુઃખ જણાવતો. ગોબરાને લીધે આવેલો તાવ પણ તેના અંગમાં ધગ્યા કરતો. તેની આંખોમાં સુદ્ધાં ગોબરાને લીધે ફોલ્લીઓ થઈ આવી હતી અને તેમાંથી રસી ઝર્યાજ કરતી. તેના શરીરની હાલત તો આંખે જોવાય નહિ એવી થઇ ગઇ હતી. આખે શરીરે ફોલ્લીઓ ફોલ્લીઓ ફૂટી નીકળેલી હોવાથી તે હતો તે કરતાં ઘણો મોટો દેખાતો હતો, જાણે રાતા રતાળુની ગાંઠ !

આટલું છતાં પણ એ નાના બાળકના શરીરનો બાંધો અને તેનો સ્વભાવ જોતાં તે ઘરનાં બીજાં બધાં કરતાં ઓછો કમનસીબ હતો. આ બે કારણોને લીધે તેના મંદવાડનું દુઃખ તેને જેટલું થવું જોઇએ તેટલું થતું ન હતું. તેને આજ સુધીમાં જે જે રોગ થયા તે બધામાંથી તે પોતાની મેળેજ સાજો થઇ ગયો, અને તેના હાલના વ્યાધિમાંથી થોડા દિવસમાં સારો થઇને પાછો હસતો રમતો થઇ જવાનો ઘણો સંભવ હતો. તેના શરીર ઉપર જે જે દુઃખ આવી પડતું,

તે બધું સહેલાઇથી સહન કરવાનું પૂરતું બળ લઇનેજ તે અવતર્યો હતો અને તેને વારાફરતી મંદવાડ આવતા તે જાણે તેની રોગના હુમલાની સામે ટકી રહેવાની અસાધારણ શક્તિની સૌને ખાત્રી કરાવવને સારૂજ આવતા હોય એવું દેખાતું હતું. કારણ કે દરેક રોગના હુમલા પછી તરતજ પાછો તે હતો તેવો ને તેવો બની જતો. આટલા બધા અસાધારણ શરીરબળનું મૂળ ધન લઇને તે અવતર્યો હતો તેનું એક કારણ તો એ હતું કે, તેનાં માબાપની ભરજુવાની અને ઉલ્લાસના ફળરૂપે એનો જન્મ થયો હતો. તેના શરીરનો ખીલાવ પણ ઝટ ઝટ થતો હતો. લોકોક્તિ પ્રમાણે કહીએ તો તે દહાડે નહિ એટલો રાત્રે અને રાત્રે નહિ એટલો દહાડે વધતો હતો. વરસ દહાડો પૂરો થયો ન થયો એટલામાં તો તે ગડબડીઆં ખાતો ખાતો બધા ઘરમાં ચાલતો થઇ ગયો. વારે વારે ફરી ફરીને રસોડામાંજ જાય અને બોલાય નહિ તો પણ મોઢા ઉપરથી ખૂબ ભૂખ લાગી છે એવું બતાવે. તેનાં ઘરનાં માણસોની કમાણીના પ્રમાણમાં તેને ભાગ જે ખોરાક આવતો હતો તેટલાથી તેનું પેટ ભરાતું ન હતું; કારણ કે જેમ તેનું શરીર વધતું, તેમ તેમ તેની ભૂખ પણ વધતી જતી હતી. તેને જેટલું મળે તેટલું તે ખાઇ જતો અને વળી પાછું માગતો. ખાતાં કદી ધરાતોજ નહિ અને જે ચીજની હઠ લે તે લેતો ત્યારેજ ટાઢો પડતો. તે હજી એકજ વરસનો થયો હતો, પણ તેના બાપના સિવાય ઘરના બીજા કોઇને પણ પત કરતો ન હતો.

નવ મહિના તેની માતાના ગર્ભમાં રહ્યો તેટલા વખતમાં તે બિચારીનું બધુંજ કૌવત આ હરામખોરે ખેંચી લીધું હતું અને પોતાની પછી અવતરનાર બાળકને પોષવા માટે તેની માના શરીરમાં કશુંજ સત્ત્વ રહેવા દીધું ન હતું; છતાં એોનાને બીજી વારનો ગર્ભ તો રહ્યોજ. બીજી વારની સગર્ભા થયા પછી તેના શરીરની જે અવસ્થા થઇ ગઈ તેનો તો વિચાર કરતાં પણ કમકમાટી વછૂટે. અને એવાં એવાં છેક પ્રસૂતિ થતા સુધી તેણે મજૂરી કરવા તો જવુંજ પડે. જર્ગિસની બુદ્ધિ દુઃખ અને નિરાશાની ઝેરી અસરને લીધે ગમે તેટલી બહેર મારી ગઇ હતી, તેમ છતાં એોનાની આવી શારીરિક દુર્દશા તરફ તેનું લક્ષ પણ ખેંચાયુંજ હતું અને થોડાજ વખત પછી તેના માથા ઉપર તૂટી પડનારી દારુણ વિપત્તિનો કડાકો તે આજથીજ સાંભળવા લાગ્યો હતો. તે સમજી ગયો હતો કે, આજ સુધીમાં જેના ઝપાટા ઝીલ્યા નથી એવી કોઇ નવીન દુખ્ખાઓનું સૈન્ય તેના તરફ આવવા માટે નીકળી ચૂક્યું છે અને જ્યારે જ્યારે તેને એવા વિચાર આવતા ત્યારે

ત્યારે તે ધ્રુજી ઉઠતો હતો.

એોનાની કાયાના કટકા થઇ જતા હતા એની સાબિતીની હવે જરૂરજ રહી ન હતી. બુઢ્ઢા એન્ટેનાસનો જેનાથી જીવ ગયો હતો એવી નઠારી ઉધરસ તેને પણ હવે લાગુ પડી હતી. જે દહાડે દુષ્ટ ટ્રામ કંપનીએ તેને ટ્રામમાંથી ઉતારી પાડી અને તેથી તેને આખે રસ્તે વરસાદની હેલીમાં કારખાના સુધી ચાલીને જવું પડયું તે દહાડાથી આ જીવલેણ ઉધરસે તેના શરીરમાં પગપેસારો કર્યો હતો અને અવારનવાર તેને ખાંસી પણ આવ્યા કરતી હતી. પણ હવે તેણે ગંભીર રૂપ ધારણ કરવા માંડયું હતું અને ખાસ કરીને રાત્રે એટલા જોરથી આવતી કે તે ઊંઘમાંથી જાગી ઉઠતી. આ જાણે ખરાબ લક્ષણ તો કહેવાયજ, પણ તેના જ્ઞાનતંતુઓ કમજોર થઇ ગયા હતા, એ વળી એથીય વધારે ખરાબ અને ભયસૂચક લક્ષણ હતું. આથી કરીને તેને ઘણી વાર માથામાં સખત દુખાવો થઇ આવતો, તેમજ કોઈ કોઇ વાર હિસ્ટિરિયાની આંકડી આવી હોય તેમ ખાસ કારણ વગર એમ ને એમ રડવા લાગતી તે કયાં સુધી રડયાજ કરતી. કોઇ કોઈ વાર તો કારખાનામાંથીજ કંપારીઓ ખાતી ખાતી અને ઉંકારા કરતી કરતી તે ઘેર આવતી તથા આવતા વારનેજ પથારીમાં આળોટી પડતી અને ડસકે ને ડસકે રડતી. કોઇ કોઇ વાર તો તેનામાં હિસ્ટિરિયાનાં તમામ લક્ષણ દેખાતાં અને બેશુદ્ધ પણ થઇ જતી. આવું થતું ત્યારે જર્ગિસ પણ બીકનો માર્યો અડધો ગાંડો થઇ જતો. એલ્ઝબિટા તેને સાંત્વન દેતી કે, એવું તો બૈરાંની જાતને ઘણી વાર થઇ આવે છે; ખાસ કરીને સગર્ભા અવસ્થામાં. એનો કશો ઇલાજજ નથી; પણ જર્ગિસના મનનું સમાધાન થાય નહિ. ઓનાને આવું શાથી થતું હશે એવો એકનો એક સવાલ તે ફરી ફરીને પૂછતો. તે એવું પણ કહેતો કે, તેને પહેલાં તો કદી આવું થયું ન હતું ત્યારે આ વખતેજ વળી કયાંથી થઇ આવ્યું ? તે તેની સાસુની સામે દલીલ પણ કરતો કે, તમે કહો છો અથવા તમે ધારો છો તેના કરતાં મને કાંઇક જુદુંજ કારણ લાગે છે. એ કારણ ઘણુંજ ભયંકર, પૈશાચિક અને કમકમાટી ઉપજાવે એવું છે. ઓનાને જે જાતની જિંદગી ગુજારવી પડે છે, જે જાતનું કામ કરવું પડે છે તેનાથી એના જીવનતત્ત્વનો ક્ષણે ક્ષણે ચાલુ ક્ષય થયાજ કરે છે. આ કામ કરવાને માટે તેનું શરીર ઘડાયુંજ નથી. તેનું એકલીનુંજ નહિ, પણ કોઇ સ્ત્રીનું શરીર એવા કામને માટે લાયકજ નથી. જો આ સ્ત્રીઓને બીજી કોઇ રીતે જગત જીવાડી શકતું નજ હોય તો બહેતર છે કે, તેમને એકસામટી મારી નાખે એટલે

તેમનાં દુ:ખનો છેડો આવી જાય. પણ આ પ્રમાણે તેઓ રીબાઇ રીબાઇને મરે એ વધારે ક્રૂર છે. પહેલાં તો આવી સ્ત્રીઓએ પરણવુંજ ન જોઈએ. તેઓ બાળકની માતા થવીજ ન જોઇએ. ખરૂં જોતાં જેમને મજૂરી કરીનેજ પેટ ભરવું પડે છે એવા કોઈ પણ પુરુષે કે સ્ત્રીએ પરણવાનો વિચારજ માંડી વાળવો જોઇએ. સ્ત્રીઓની જિંદગીનો મને પહેલેથીજ આટલો પરિચય હોત તો હું કદી પરણતજ નહિ—સ્ત્રીના તરફ તેને પરણવાની ઇચ્છાથી હું જોઉં તે કરતાં હું મારી આંખોને મારે હાથેજ ફોડી નાખત, મારી આંખોના ડોળાને હું મારા નખ વડેજ ઉખાડીને ફેંકી દેત. તેને પોતાને પણ હિસ્ટિરિયા થયો હોય તેમ આવું ને આવું તે ક્યાંય સુધી લવ્યાજ કરતો. આવડો મોટો કદાવર શરીરનો ભાયડો આમ ગાંડાની પેઠે લવારો કરે એ પણ કેટલું બધું દયાજનક ! તેને આવું કરતો જોઇને ઓના ગમે તેમ કરીને પણ પોતાની સાનસુધ ઠેકાણે લાવતી અને તેને બેઉ હાથે વળગી પડીને તેને વિનવતી કે, હવે ઘણું થયું, જરા ટાઢા પડો, મને કાંઈ નથી થયું. મને હમણાં મટી જશે, એ તો અમસ્તો મને જરાક કાળજે ડચૂરો ભરાઇ આવ્યો હતો. તે ધણીના ખભા ઉપર માથું નાખી દઇને પડી પડી ડસકાં ખાતી અને થોડી વારે શાન્ત થઇ જતી તેટલી વાર, અદૃશ્ય દુશ્મનોનાં બાણથી ઘાયલ અસહાય પશુ જેમ જુએ તેમ જર્ગિસ તેની સામે જોઇ રહેતો. એક ઉંડો નિ:શ્વાસ મૂકીને પોતાના દુ:ખનો ભાર કાંઇક ઓછો કરવા જેટલું સામર્થ્ય પણ તેનામાં હવે રહ્યું ન હતું.





# ~प्रकरण १५ मुं~

પાછલા પ્રકરણમાં કહી તે વિપત્તિની શરૂઆત ઉનાળામાં થઇ અને ત્યાર પછી જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ તેનું સ્વરૂપ ઉત્તરોતર વધારે ચિન્તાજનક થતું ગયું. જ્યારે જ્યારે આવું થતું ત્યારે ત્યારે ઓના ભયભીત સ્વરે કહેતી કે, હવે આવું ફરીથી નહિ થાય. પણ તેનું કહેવું કદી સાચું પડતુંજ નહિ. જેમ જેમ ઓનાને હિસ્ટિરિયાની આંકડીઓ આવતી ગઇ, તેમ તેમ જર્ગિસની મનની બીક વધતી ગઇ. એલ્ઝબિટા તેને ગમે તેટલો સધીઆરો આપતી ને એવું તો સ્ત્રીમાત્રને થાય છે, એમાં કશુંજ ખાસ બ્હી જવા જેવું નથી. પણ તેનાં એવાં સાંત્વનનાં વચન પર જર્ગિસનો વિશ્વાસ દહાડે દહાડે ઓછો થતો ગયો. તેને હવે ઉંડો શક પેદા થયો હતો કે, આ બનાવની પાછળ કાંઇક એવું ભયંકર તત્ત્વ છુપાએલું છે કે જે મા-દીકરી બેઉ જણ તેની આગળથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે છે, અને બધી સ્ત્રીઓને આવું તો થાયજ એમ કહીને તને ઉઠાં ભણાવે છે. ઓનાને આંકડી આવી હોય એવી હાલતમાં એક બે વાર તેની આંખ ઉપર જર્ગિસની નજર પડી ગઇ. તેણે દીઠું કે, એ આંખ ઓનાની નહિ પણ શિકારીઓની આગળથી નાસી છૂટેલા બ્હાવરા પશુની એ આંખ હતી. તેનાં ડસકાં અને તૂટક તૂટક નીકળતા તેના ઉદ્ગારોની અંદર ઉંડી દબાવી રાખેલી અંતરની વેદનાના કોઇ કોઈ ભાગ્યાતૂટયા ઉદ્ગાર પણ તેને કાને પડયા. જર્ગિસની બુદ્ધિ નિરાશાને લીધે છેક બહેર મારી ગઇ હતી, તેથીજ આટલું બધું જોયા અને જાણ્યા છતાં તેણે આ વિષે વધારે ઉંડા ઉતરીને પૂછપરછ કરી નહિ અને વાત વિસારે નાખી દીધી. તે ભારવાહી ઢોરના જેવી જિંદગી ગુજારતો થયો હતો અને વર્તમાન સિવાય બીજા કશાનો વિચાર કરતો ન હતો, સિવાય કે તેની નજર આગળ કેટલાક એવા બનાવ બને કે જેને લીધે તેને ફરજિયાત રીતે ભવિષ્યનો વિચાર કરવોજ પડે.

વળી પાછો શિયાળો નજીક આવતો ગયો, અને આ વખતનો શિયાળો અગાઉનાં બધાં વરસ કરતાં વધારે ઉગ્ર અને વધારે ત્રાસદાયક નીવડયો. ઑક્ટોબર મહિનો બેઠો એટલે બજારમાં તેજી થવા લાગી. બજારમાં તેજી આવે એટલે કસાઇખાનાંનું કામ તેટલાજ પ્રમાણમાં વધે. નાતાલના તહેવાર જેમ જેમ નજીક આવતા ગયા, તેમ તેમ તહેવારને દહાડે લોકોને ખાવાની નાના પ્રકારની વાનીઓ તૈયાર કરીને તેમના ડબ્બા ભરવાનું અને માલગાડીઓ ભરી ભરીને દેશવિદેશ રવાના કરવાનું કામ પણ ધમધોકાર ચાલવા લાગ્યું. છેક મોડી રાત સુધી બધાંજ કસાઈખાનાં કામ કરતાં થઇ ગયાં. તેમાં કતલખાનાં કરતાં જ્યાં ફક્ત રાંધેલા અને આથેલા માંસના ડબ્બા ભરાતા હતા તેમના ઉપર તો કામની પુષ્કળ માગણી હતી. મેરિજા, એલ્ઝબિટા અને ઓના એ કારખાનાંનાં યંત્રોને ઠેકાણે હતાં તેથી તેમને આ વખતે કામને પહોંચી વળવા માટે રોજના પંદર પંદર અને સોળ સોળ કલાક કામ કરવાની ફરજ પડી. અમે ભલે થોડો પગાર લઇશું અને થોડું કામ કરીશું એવું કહે તો પણ ચાલેજ નહિ. અહીં થોડા કામનો કે વધારે કામનો સવાલજ ન હતો. અહીં તો માલિકો કહે એટલું કામ કરો, નહિ તો ચાલ્યાં જાઓ; એ બેમાંથી ગમે તે એક વાતની તેમને પસંદગી કરી લેવાની હતી. જો તમારે તમારી નોકરી સાચવીજ રાખવી હોય તો તમને જેટલું કામ અને જે કામ સોંપવામાં આવે તે બધું તમારે પૂરૂં કરવુંજ પડશે, આવી તેમના માલિકોની અવિચળ આજ્ઞા હતી. વળી એક બીજી વાત પણ એ હતી કે, વધારાનું કામ કરવાથી તેમની ટૂંકી આવકમાં વધારો પણ થતો હતો તેથી તેઓ ખેંચાઇને તણાઇને ગમેતેમ કરીને પણ કામ કરી છૂટતાં હતાં. દરરોજ સવારના સાત વાગે હમેશના નિયમ પ્રમાણે તેઓ પોતાના કામ ઉપર હાજર થાય, બપોરની રજામાં ઘેરથી બાંધી આણેલા રોટલા ખાય અને પછી જે કામ પર ચઢે તે કોઈ દહાડો રાતના દસ અને કોઈ કોઇ દહાડો તો છેક અગીઆર અગીઆર વાગતા સુધી કામ કર્યાજ કરવાનું. વચમાં દસ કે અગીઆર કલાક નીકળી જાય, પણ નહિ હાથમાંથી કામ હેઠે મૂકવાનું કે નહિ મોઢામાં અનાજનો એક કોળીઓ મૂકવાનો. જર્ગિસ જ્યાં કામ કરતો હતો તે હાડકાંના ખાતરની મીલમાં નાતાલના તહેવારને લીધે ખાસ વધારાનું કામ આવી શકે એમ ન હતું, તેથી તે તો મુકરર વખતે કામ પરથી છૂટો થતો. પેલી ત્રણે સ્ત્રીઓને સાચવીને ઘેર તેડી જવા સારૂ તેઓ આવે ત્યાં સુધી તે થોભવા ઇચ્છતો. પણ તે ક્યાં થોભે? દારૂની દુકાન સિવાય બીજી એકકે

જગ્યા ન હતી, તેથી કરીને તેઓ તેને કહેતી કે, અમારે સારૂ રાહ જોવી નહિ. અમે અમારી મેળે ઘેર આવીશું. ત્રણે જણી પોતપોતાનાં કારખાનામાંથી છૂટે ત્યારે અંધારામાં આથડીઆં ખાતી ખાતી રસ્તાના એક ખુણા આગળ આવીને ઉભી રહે અને જે પહેલી આવી હોય તે બીજી બેના આવવાની રાહ જુએ. પછી ત્રણે જણી ભેગી થઇને ટ્રામમાં ચઢી બેસે. કોઇ કોઇ વાર ત્રણમાંથી એકને અથવા બેને ઘણુંજ મોડું થઇ જાય તો પછી કોઇ કોઇને માટે રાહ ન જોતાં જે જેમ છૂટે તેમ ઘેર આવવા માટે ટ્રામમાં બેસે; પણ ભૂખ અને થાકને લીધે તેમની આંખો ઉપર એવો ભાર આવી જાય કે ટ્રામમાં ને ટ્રામમાં ઉંઘી ન જવાય અને ઉતરવાની જગ્યા આવે ત્યારે ઉતરી પડવાનું રહી ન જાય તે સારૂ ખૂબ પ્રયત્ન કરીને જાગતી ને જાગતી બેસી રહે તો પણ આંખો તો વારંવાર મીંચાઇજ જાય. પણ રખેને ઉતરી પડવાની જગ્યા આવી ગઇ હશે એવી બીકથી પાછી તરતજ બેબાકળી ચમકી ઉઠે. આવી હાલતમાં ટ્રામમાંથી ઉતર્યા પછી પાછું થોડુંક વળી ચાલે ત્યારે ઘર આવે. ઘેર પહોંચ્યા પછી તેમને કપડાં ઉતારવાનાજ હોશ ન રહ્યા હોય તો પછી ખવાય તો શું ધૂળ ? ઘરમાં પેસતાની વારમાંજ આંખમાં ઉંઘ એવી ભરાઇ ગઇ હોય કે સીધાં પથારીમાં જઇનેજ પડે. પગરખાં કાઢી નાખવા જેટલું પણ તેમનાથી થોભાય નહિ તેથી પગરખાં સુદ્ધાંજ પથારીમાં આળોટી પડે અને જાણે મરીજ ગયાં હોય એવાં ઉંઘે. સવાર પડવા આવે તે વખતે ઉઠવાનું મન તો ન થાય પણ શું કરે ? વખતસર હાજર નહિ થવાય તો કાઢી મૂકશે એ ધાકે આંખો ચોળતાં ચોળતાં અને બગાસાં ખાતાં ખાતાં ઉઠે. શિયાળાનાં પગલાં વાગી રહ્યાં હતાં, અને શિયાળો બેસશે ત્યારે મહિને દસ દસ ડૉલરના કોલસા બાળતાંય પાર નહિ આવે એવો વિચાર કરીને થાય તેટલી મહેનત કરીને કોલસા જોગા પૈસા સંઘરવાની ફિકરમાં પડયાં હતાં.

નાતાલના તહેવારને હવે થોડા દિવસનીજ વાર હતી એટલામાં એક દિવસ ઘણાંજ જોરથી બરફનું તોફાન શરૂ થયું. તે સમી સાંજથીજ બરફ વરસવા માંડયું તે રાત પડતા પહેલાં તો રસ્તા ઉપર બબ્બે ઇંચ જેટલો બરફનો થર જામી ગયો. જર્ગિસ પોતાના કારખાનામાંથી છૂટો થયા પછી થોડા વખત સુધી તો ઘરની સ્ત્રીઓની રાહ જોતો ઉભો રહ્યો. રસ્તામાં તો ઉભા રહેવાય નહિ તેથી દારૂની દુકાનમાં પેઠો અને શરીરમાં ગરમી લાવવાને વાસ્તે બે પ્યાલા તો પીજ ગયો તથા દારૂની પૈશાચિક લાલચ તેને વધારે પ્યાલા પીવા

ન લલચાવે તેટલા વાસ્તે દારૂની દુકાનમાંથી નીકળીને સીધોજ ઘર તરફ દોડી ગયો. ઘેર પહોંચ્યા પછી વળી થોડી વાર સુધી અમસ્તો પથારીમાં પડયો પડયો બૈરાંઓની આવવાની રાહ જોવા લાગ્યો; પણ તેની આંખ મળી ગઇ અને તે ઘસઘસાટ ઉંઘી ગયો. તે જાગ્યો ત્યારે તેને એવું લાગ્યું કે, હજી હું જાગ્યો નથી, પણ કોઇ વિચિત્ર અને ભયંકર ઓથાર તળે દબાઇ ગયો છું, તેણે જેવી આંખ ઉઘાડી તેવી તેની પહેલીજ નજર એલ્ઝબિટા ઉપર પડી; કારણ કે તે તેની પથારી પાસે ઉભી ઉભી તેને ઢંઢોળી રહી હતી. પહેલાં તો તે શું કહે છે તેનીજ જર્ગિસને સમજ પડી નહિ. તે બોલી કે, આજ રાત્રે ઓના ઘેર આવી નથી. જર્ગિસે પૂછયું કે, વાગ્યા છે કેટલા ? તે તો એમજ ધારતો હતો કે, હજી બહુ બહુ તો રાતના નવ દસ વાગ્યા હશે. એલ્ઝબિટા બોલી કે સવાર થવા આવી છે—આપણો રોજનો ઉઠવાનો વખત થયો છે. ઓના આજે ઘેર આવીજ નથી.

"ઓના ઘેર આવીજ નથી!" એ બોલ સાંભળીને જર્ગિસને કાળજે ફાળ પડી અને તે ચમકીને બેઠો થઇ ગયો. ઠંડીનો તો કાંઇ સુમારજ રહ્યો ન હતો અને રસ્તા ઉપર એક એક ફુટ જેટલો બરફનો ઘાડો થર જામી ગયો હતો. હવે કરવું શું ? ઓનાને શું થયું હશે એવી બીકથી એક બાજુએ મેરિજા રડતી હતી. બીજી બાજુએ નાનાં છોકરાં પણ મોટાંને રડતાં જોઇને રડવા લાગ્યાં હતાં. સ્ટેનિસ્લોવાસ તો બરફ પડે છે તે જાણીને તેના પોતાના દુઃખનો વિચાર કરીને રડતો હતો. હજી બરફનો ભય તેના મનમાંથી ખસ્યો ન હતો. કપડાંભેર ઉંઘી ગએલા જર્ગિસને પગરખાં અને ઓવરકોટ પહેરી લેવા સિવાય બહાર જવાને માટે બીજું કાંઇ કરવાનું હતુંજ નહિ; તેથી તે જાગ્યા પછી અડધીજ મિનિટની અંદર ઓનાની ખોળ કરવા સારૂ ઘરમાંથી બહાર નીકળ્યો. બહાર નીકળીને રસ્તા ઉપર ચાલવા માંડયા પછીજ તેને સમજાયું કે, આટલી બધી ઉતાવળ કરવાની કાંઈ જરૂર નથી; અને કરવાથી કશો લાભ પણ નથી. કારણ કે ઓનાને ખોળવા ક્યાં જવું તેનો હજી તેણે પૂરો વિચાર પણ કર્યો ન હતો. હજી જાણે મધરાત જતી હોય એવું રસ્તામાં અંધારૂં ઘોર હતું. આકાશમાંથી બરફનાં ગાભલાં ઉપરાઉપરી વરસ્યાજ કરતાં હતાં અને બધે એટલી બધી પ્રગાઢ શાન્તિ પથરાઇ હતી કે બરફનાં ગાભલાં વરસવાથી ઉત્પન્ન થતો ખરરરર ખરરરર ધ્વનિ પણ જર્ગિસ ચોખ્ખેચોખ્ખો સાંભળી શકતો હતો. ક્યાં જવું તેનો માત્ર થોડીક સેકન્ડ સુધી વિચાર કરતો તે રસ્તામાં ઉભો રહ્યો એટલામાં તો તે પોતેજ માથાથી તે

પગ સુધી ધોળો ધોળો થઇ ગયો.

પછી ત્યાંથી તેણે જે દોટ મૂકી તે દોડયો દોડયો ઠેઠ કસાઇખાના સુધી જઇ પહોંચ્યો. રસ્તામાં તેણે કેટલીક દારૂની દુકાનો ઉઘાડી દીઠી, તેમાં ઓના છે કે નહિ તેની તપાસ કરવા દરેક દુકાન આગળ તે જરા જરા થોભતો ગયો. અત્યારે તો તેણે બે અનુમાન કર્યાં હતાં: ઓનાને ઘેર આવતાં રસ્તામાં બરફનું તોફાન નડયું હોય અને તેની આગળ વધવાની હિમ્મત ન ચાલવાથી દારૂની દુકાનમાં અથવા ગમે ત્યાં તેણે આશરો લીધો હોય; અથવા તો ન કરે નારાયણ ને તેને કારખાનામાંજ કાંઇ અકસ્માત થયો હોય. જે વિભાગમાં ઓના કામ કરતી હતી ત્યાં જઇને તેણે ચૉકીદારને પૂછી જોયું. તેણે કહ્યું કે, મને ખબર છે ત્યાં સુધી તો ગઈ કાલે અહીં કોઇને કશો અકસ્માત થયોજ નથી. ત્યાંથી તે આગળ ચાલ્યો અને જ્યાં કામદારોના આવ્યા ગયાનો વખત નોંધાય છે તે ઑફિસ આજે આટલું બધું વહેલું છતાં તેણે ઉઘડેલી જોઇ. તેણે અંદર જઇને પૂછયું ત્યારે ત્યાંના કારકૂને તેને કહ્યું કે, ઓનાનો વખતનો બિલ્લો ઑફિસમાં જે જગ્યાએ હોવો જોઇએ તે જગ્યાએજ પડેલો છે. એના ઉપરથી એટલું સાબિત થાય છે કે, કારખાનું બંધ થયું ત્યાં સુધી તેણે કામ કર્યું હતું અને પછી તે ત્યાંથી ગઇ હતી.

ઑફિસમાંથી આના કરતાં વધારે ખબર મળવાનો સંભવ ન હતો, તેથી હવે તો સવાર થાય એટલે ઓના જ્યાં હોય ત્યાંથી આવે છે કે નહિ, તેની રાહ જોયા સિવાય જર્ગિસથી બીજું કાંઇજ થઇ શકે એવું ન હતું. ખાલી ઉભો રહે તો બરફમાં ઠરી જવાય તેથી કરીને તેણે કારખાનાના દરવાજા આગળ આંટા મારવા માંડયા. હજી સવાર થવાને થોડી વાર હતી તો પણ કારખાનામાં તો ક્યારની ય જાગૃતિ આવી ગઇ હતી. આઘે માલગાડીઓના ડબ્બામાંથી ઢોરને બહાર કાઢવાનું કામ ચાલી રહ્યું હતું. બીજી બાજુએ કૂલીઓ સવા ૭ ૭ મણના માંસના ડબ્બાથી ભરેલી પેટીઓ ખાંધે ઉપાડીને માલગાડીના ખાસ બરફવાળા ઠંડા ડબ્બાઓમાં ગોઠવતા હતા. આકાશમાં રતાશની પહેલ વહેલી રેખા પ્રકટી ન પ્રકટી એટલામાં તો ટાઢે થરથરતા મજૂરોનાં ટોળેટોળાં હાથમાં ભાથાના ડબ્બા હલાવતા હલાવતા ચારે દિશાએથી ઉતાવળી ચાલે આવતાં દેખાયાં. જર્ગિસે ધાર્યું કે, કદાચ એમાં ઓના હોય પણ ખરી. મજૂરોના આવ્યા—ગયાનો વખત નોંધવાની ઑફિસની બારી આગળજ મોઢેમોઢું જોઇ શકાય એટલું અજવાળું હતું

તેથી તે ત્યાંજ જઇને ઉભો રહ્યો; છતાં રખેને ઓના તેની નજરે પડયા વગર એમ ને એમ પસાર ન થઇ જાય તે સારૂ તે દરેક જણના મોઢાની સામે ખૂબ ધ્યાનથી નજર માંડીને જોતો ઉભો.

સાતનો ઘંટ થયો. કારખાનાંના તમામ વિભાગનું કામ શરૂ થઇ ગયું. દરેક કામદાર પોતપોતાની જગ્યાએ જઇને કામ પર ચઢી ગયો. જર્ગિસે પણ આ વખતે ખાતરની મીલમાં હાજર થઇ જવું જોઇતું હતું, પણ ઓનાનાનું શું થયું હશે તે જાણવાની તીવ્ર વેદના-ભરી ઉત્કંઠાને લીધે તે ત્યાંથી ખસ્યોજ નહિ.

ઘંટ વાગી ગયા પછી બીજી પંદર મિનિટ રાહ જોવામાં ગઇ. પછી બરફના પડદામાંથી એક આકૃતિ તેના તરફ આવતી દેખાઇ. નજીક આવતાંજ જર્ગિસના મોઢામાંથી એક ધીમી ચીસ નીકળી ગઈ. હા, તેજ, ઓનાજ, એમાં હવે કાંઇ શક રહ્યો નહિ. તે ઝડપથી ચાલી આવતી હતી. જર્ગિસને જોઇને તેના પગ જરાક લથડાયા અને તેને પકડી રાખવાને તેણે પહોળા કરેલા હાથની વચ્ચેજ તે આવી પડી અને તેના ખભા ઉપર તેણે પોતાનું માથું નાખી દીધું.

જર્ગિસે અત્યંત વ્યગ્રતા સહિત પૂછ્યું કે "તને શું થયું હતું? તું કાલે ક્યાં ગઇ હતી?"

તેને ચાલતાં હાંફ ચઢી ગઈ હતી તેથી થોડીક સેકન્ડ સુધી તો તે ઉત્તર આપી શકી નહિ. પછી તે બોલી: "મારાથી ઘેર નજ આવી શકાયું. બરફની મ્હોકાણ! ટ્રામ ગાડીઓ પણ ચાલતી ન હતી. શી રીતે આવું?"

"ત્યારે તું રાત ક્યાં રહી?" જર્ગિસે ઉતાવળમાં પૂછ્યું. "મારી એક બહેનપણી સાથે હું તેને ઘેર ગઈ, પેલી જેડ્વિગા." ઓના હાંફતી હાંફતી બોલી.

જર્ગિસે એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો. પણ ઓના ધ્રૂજતી હતી અને ડસકીઆં ખાતી હતી, તેને હિસ્ટીરિયા આવતો ત્યારે જેવું કરતી હતી તેવુંજ તે અત્યારે પણ કરતી હતી. જર્ગિસનું લક્ષ તેને થતા ગભરાટ તરફ ખેંચાયું. તેણે પૂછ્યું: "પણ તને થાય છે શું? મને બધું કહેતી કેમ નથી?"

ઓના બહાવરી બહાવરી તેને વધારે જોરથી વળગીને લવી: "ના, ના, કાંઇ નહિ. હું બ્હી ગઇ છું. મારા મનને ઘણા વખતથી

ગભરાટ થયાજ કરે છે."

તેઓ ઑફિસની બારી આગળજ ઉભાં હતાં અને ત્યાં ભેગા થએલા લોકો તેમની સામે તાકી તાકીને જોયા કરતા હતા. જર્ગિસ ઓનાનો હાથ પકડીને તેને એક બાજુએ લઇ ગયો. ઓનાના આવા જવાબથી તેની મૂંઝવણ ઘટવાને બદલે ઉલટી વધી. તેણે ફરીથી પૂછ્યું: "હવે મને ખરી વાત કહે; તને આવું થાય છે શાથી?"

ડસકાં ખાતી ખાતી ઓના બોલી: "હું બ્હી ગઇ હતી–બ્હી ગઈ હતી, બીજું કાંઇજ નથી. હું રાત ક્યાં રહી તેની તમને કોઇને ખબર ન હતી. કહેવડાવું પણ કેવી રીતે? મને એવું થયું કે વખતે તમે કાંઇ નવાજૂની કરી મૂકશો, તેથી હું ગભરાઇ ગઇ હતી. સાચું કહું છું, બીજું કાંઇજ નથી. મને હવે જવા દો. મેં ઘેર આવવાને ઘણાં ફાંફાં માર્યાં; પણ એવી થાકીને લોથ થઇ ગએલી કે મારાથી ચાલતાં ઘેર ન અવાયું ને તેમાં પાછું બરફ. બીજું કાંઇજ નથી. મનમાંથી વહેમ કાઢી નાખો."

આવી રીતે તે ગલ્લાં તલ્લાં કરવા લાગી; પણ ઓના તેને મળી તેથી જર્ગિસ એટલો બધો રાજી થયો હતો કે તેના શક પડે એવા જવાબ વિષે વધારે વિચાર કરવાનું તેનાથી તે વખતે બન્યુંજ નહિ. ઘેર ન અવાયું તેમાં તે આટલી બધી ગભરાઇ શાથી, એ વાત જો કે ઘણી વિચિત્ર તો હતી તો પણ જર્ગિસનું લક્ષ તે તરફ ન ગયું. તેનો ગભરાટ, તેનાં ડસકાં, તેનાં ત્રૂટક ત્રૂટક અને એકબીજાની સાથે જેમનો મેળજ ન ખાય એવાં વચન, એ બધાનો તેણે કશો વિચારજ ન કર્યો. તે તો ગૂમ થઇ ગએલી ઓના પાછી સાંપડી તેના હરખમાં તે બધુંજ ભૂલી ગયો હતો. તેણે તેને થોડીક વાર સુધી રડવા દીધી. એમ કરતાં લગભગ આઠ વાગવા આવ્યા. એક કલાકનો પગાર તો કપાયોજ હતો. વધારે વખત ગુમાવે તો વળી બીજો એક કલાક કપાય તેથી ધોળી પૂણી જેવી થઇ ગએલી અને બીકથી ફાટે ડોળે ચારે તરફ બ્હાવરી બ્હાવરી જોતી પોતાની સ્ત્રીને તેના ખાતાના દરવાજા આગળજ પડતી મૂકીને તે પોતાના કામ પર હાજર થવા ચાલતો થયો.

ત્યાર પછી વળી થોડાક દિવસ ઠીક ઠીક ગયા. નાતાલ તો હવે હાથવેંતમાં આવી ગઇ હતી. બરફ ઓછું થયું ન હતું અને ઠંડી શરીરની આરપાર નીકળી જાય એવી સખત હતી, તેથી દરરોજ સવારે કારખાનામાં જતી વખતે જર્ગિસ લગભગ અડધે રસ્તે પોતાની

સ્ત્રીને ખાંધે બેસાડીને અંધારામાં લથડીઆં ખાતો ખાતો લઇ જતો. એમ કરતાં એક રાત્રે વળી એક બીજો ધડાકો થયો અને તે આખરનોજ નીવડયો.

તે દહાડે નાતાલથી આગળનો ત્રીજોજ દિવસ હતો. એલ્ઝબિટા અને મેરિજા લગભગ મધરાત થવા આવી ત્યારે ઘેર આવ્યાં અને તેમણે ઓનાને ઘેર આવેલી ન દીઠી એટલે તેમને કાળજે ધ્રાસ્કો પડ્યો અને તેમણે બૂમરાણ કરી મૂકી. સવારમાં કારખાને જતી વખતે તેમણે ઓનાને કહ્યું હતું કે, તું અમારા પહેલાં છૂટી થાય તો અમુક જગ્યાએ ઉભી રહેજે, પછી આપણે ત્રણે જણ સાથે ઘેર આવીશું; અથવા તને મોડું થશે તો અમે ઉભાં રહીશું. આ ઠરાવ પ્રમાણે તેમણે ઓનાની રાહ જોઇ અને છેવટે જ્યારે તે નજ આવી ત્યારે તે જે ઓરડામાં કામ કરતી હતી ત્યાં તેની તપાસ કરવા એલ્ઝબિટા અને મેરિજા બેઉ ગયાં. ત્યાં તેમને માલૂમ પડયું કે, માંસનાં પડીકાં સીવનારી છોકરીઓને રજા મળ્યે એક કલાક થઇ ગયો. તે રાત્રે તો બરફ પણ કાંઇ ખાસ ન હતું અને ઠંડી પણ એવી સખત ન હતી અને છતાં ઓના ઘેર આવી નહિ ! તે ઘેર ન આવી તેનું કાંઇ ખાસ કારણ હોવું જોઇએ અને તે વળી પહેલાંના કરતાં પણ વધારે ગંભીર હોવું જોઇએ.

તેમણે જર્ગિસને જગાડયો. તે પથારીમાં બેઠો થયો અને તેમણે જે કહ્યું તે બધું તેણે ચીઢવાઇ ચીઢવાઇને સાંભળી લીધું અને કહ્યું કે "એમાં તમે આટલાં બધાં ગભરાઇ શા માટે જાઓ છો ? કામ કરીને થાકી ગઇ હશે તેથી જેડ્વિગાને ઘેર ગઇ હશે અને ત્યાંજ સૂઈ રહી હશે. કારખાનાના દરવાજાથી બરાબર ત્રીજુંજ ઘર તેનું છે. હું કહું છું કે, તેને કશુંજ થયું નથી અને કદાચ કાંઇ થયું પણ હોય તોય સવાર થતા સુધી આપણે કાંઇજ કરી શકવાનાં નથી." એમ કહીને જર્ગિસ ઝટ પાસું ફેરવીને સૂઈ ગયો અને પેલી બે જણીઓએ તેના ઓરડાનું બારણું બંધ કર્યું તે પહેલાં તો તેનાં નસ્કોરાં ઘરરરર ઘરરરર બોલવા લાગ્યાં.

તે છતાં તે રોજના કરતાં લગભગ એક કલાક વહેલો જાગી ઉઠયો અને ઓનાની શોધ કરવા માટે તરતજ બહાર નીકળી પડયો. જેડ્વિગા રહેતી હતી તે ઘર હૉલ્સ્ટેડ સ્ટ્રીટની પેલી બાજુએ કસાઇખાનાના પાછલા ભાગ તરફ આવેલું હતું. ત્યાં તે, તેની મા અને બહેનો એટલાં બધાં પ્રાણી એકજ ઘરના ભોંયતળીઆના એક ઓરડામાં ગુજારો કરતાં હતાં. જે જુવાનની સાથે જેડ્વિગાનો વિવાહ

થયો હતો તેને કામ કરતાં કરતાં છરાનો ઘા વાગ્યો અને છરો ઝેરી હોવાથી તેને પાક ચઢયો. સડો એટલી હદ સુધી વધી ગયો કે આખરે તેનો હાથ કાપીજ નાખવો પડયો. આ સંજોગોમાં જેડ્વિગા અને તેના વિવાહના કરાર હંમેશને માટે તોડી નાખવા પડયા. એ ઘરમાં પેસવાનું બારણું તેની પાછળની બાજુએ પડતું હતું. જર્ગિસે બહાર રહ્યા રહ્યા જોયું તો અંદર દીવો બળતો હતો, ઘરનાં માણસો જાગ્યાં હતાં અને ચૂલા ઉપર કાંઇક તળાતું હતું. તેણે બારણા ઉપર એક ટકોરો માર્યો. તે તો મનમાં એવું ધારતો હતો કે, ઓનાજ તેના ટકોરાનો જવાબ આપવા માટે બારણું ઉઘાડીને બહાર ડોકિયું કરશે.

પણ ત્યાં તો ઓનાની જગ્યાએ જેડ્વિગાની નાની બહેનોમાંની એક જણ આવી અને તેણે પણ બારણું ન ઉઘાડતાં કોણ બારણું ઠોકે છે તે બારણાની તડ આગળ ઉભી ઉભી જોવા લાગી. જર્ગિસે તેના જવાબની રાહ ન જોતાં પૂછ્યું: "ઓના કયાં છે?" આ સવાલ સાંભળીને તે છોકરી ગૂંચવણમાં પડી ગઇ. તેણે સામો સવાલ પૂછ્યો: "ઓના? અહીં ઓના કેવી?"

જર્ગિસ કહે: "કેમ? અહીં ઓના નથી આવી?"

છોકરી બોલી: "ના" જર્ગિસ ચોંકી ઉઠયો. બીજીજ પળે જેડ્વિગા પોતે તે તડ આગળ આવી અને પોતાનું મોઢું તેની બહેનના માથાથી જરાક ઉંચે રાખીને બહાર કોણ ઉભો છે તે તડમાં થઇને જોવા લાગી. તેણે જર્ગિસને ઓળખ્યો એટલે તે વહેલી વહેલી એક બાજુએ સરી ગઇ; કારણ કે તેણે પોતાના અંગ ઉપર પૂરતાં વસ્ત્ર પહેર્યાં ન હતાં. તેણે ખસતાં ખસતાં કહ્યું: "માફ કરજો, મારી મા ઘણી માંદી છે"—આટલું કહેતી કહેતી તે ખસી ગઇ અને જરાક ઓથું કરીને ઉભી.

પણ જર્ગિસના મનમાં હવે એટલી બધી ફાળ પડી ગઇ હતી કે જેડ્વિગાનું વાકય પણ તેણે પૂરૂં કરવા દીધું નહિ અને ફરીથી પૂછ્યું: "ત્યારે શું અહીં ઓના આવીજ નથી?"

જેડ્વિગા કહે: "ઓના કેવી અને વાત કેવી? તે અહીં આવી છે એવું તમે ધાર્યુંજ શાથી? તે અહીં આવવાની છે એવું તેણે તમને કહ્યું હતું?"

જર્ગિસ કહે: "ના, કહ્યું તો નથી. પણ કાલ રાતની તે ઘેર

નથી આવી તેથી મેં ધાર્યું કે થોડા દિવસની વાત ઉપર તે તમારે ઘેર રાત રહી હતી તેમ આજે પણ રહી હોય."

જેડ્‌વિગા બોલી: "શું કહો છો? થોડા દિવસ ઉપર મારે ત્યાં રાત રહેલી?" તે પણ ખૂબ વિચારમાં પડી ગઇ કે જર્ગિસ આવું શાથી કહેતો હશે?

જર્ગિસ બોલ્યો: "કેમ ભૂલી જાઓ છો? તમારે ઘેર એક વાર તે રાત્રે નહિ સૂઇ રહેલી?"

જેડ્‌વિગાએ તરતજ ઉત્તર આપ્યો: "તમારી ભારે ભૂલ થાય છે. ઓના કદી મારે ઘેર રાત રહીજ નથી."

આ જવાબ સાંભળીને જર્ગિસના દિલને એટલો આંચકો લાગ્યો કે જેડ્‌વિગાના કહેવાનો ભાવાર્થ પણ તે પૂરેપુરો સમજી શક્યો નહિ; તેણે ફરીથી કહ્યું: "તમે એવું કેમ બોલો છો? હું ફક્ત બેજ અઠ-વાડીઆં પહેલાંની વાત કરૂં છું. જે રાત્રે ખૂબ બરફ પડતું હતું—તે દહાડે તેનાથી ઘેર ન અવાયું તેથી તે તમારે ઘેરજ સૂઇ રહી'તી ને? તેણે તો મને એવું કહ્યું હતું."

તે છોકરીએ ફરીથી કહ્યું: "તમારી સાંભળવામાં ભૂલ થઈ હશે: ઓના તો અહીં આવીજ નથી."

હવે જર્ગિસની આંખે અંધારાં આવી ગયાં અને તેણે બાર-સાખનો આધાર લીધો ન હોત તો કદાચ તે પડી પણ જાત. જેડ્-વિગાના મનમાં પણ હવે ચિંતા થવા લાગી; કારણકે તેને અને ઓનાને બહેનપણાં હતાં. છાતી પર પહેરેલી ચોળીને જરાક ઠીક કરીને તેણે હવે બારણું ઉઘાડયું અને તે ચિન્તાપૂર્વક પૂછવા લાગી: "તમારી સાંભળવામાં કાંઇ ભૂલો તો નથી થતી? તમે ખાત્રીથી કહો છો કે, તેણે મારેજ ઘેર રહેવાનું કહ્યું હતું? સંભારી કાઢો, કોઇ બીજે ઠેકાણે રહેવાનું કહ્યું હશે."

જર્ગિસ કહે: "ના, ના, મને બરાબર યાદ છે. હું કહું છું તેવુંજ તે વખતે તેણે મને કહ્યું હતું. તમારી કેટલીય વાતો મને કહી, તમે અને તેણે શી શી વાતો કરી તે બધુંજ મને કહી સંભળાવેલું. તમે પોતેજ જરા સંભારી કાઢોને. મને લાગે છે કે, તમારીજ ભૂલ થાય છે. તમે તે દહાડે ઘેરજ હતાં ને?"

જેડ્‌વિગા બોલીઃ "મારી તો કાંઇએ ભૂલ થતી નથી." એટલામાં અંદરથી કોઇ ચીઢાએલી સ્ત્રીનો કર્કશ અવાજ આવ્યો: "જેડ્‌વિગા, બારણું ઉઘાડું મૂકીને વાતો કરે છે તે તું છોકરાને ટાઢે મારી નાખવા બેઠી છે; કર બારણું બંધ."

બારણાનાં પાટીઆંની વચ્ચે એક ઇંચના આઠમા ભાગ જેટલી પહોળી તડ હતી તેમાં આંખ ઘાલીને જર્ગિસે બીજી અડધી એક મિનિટ સુધી તૂટક તૂટક શબ્દોમાં જેડવિગાને પોતાની મૂંઝવણની વાત કરી અને પછી અહીં વધારે વાર થોભવાથી કશું વધારે કહેવાનું કે સાંભળવાનું તો છેજ નહિ, એમ ધારીને તેણે આપેલી તસ્દી માટે જેડ્‌વિગાની માફી માગી અને ત્યાંથી ચાલતો થયો.

તે ચાલતો તો થયો, પણ તેનું માથું હવે ફરવા લાગ્યું હતું, અને પોતે ક્યાં જતો હતો તેનું પણ તેને ભાન રહ્યું ન હતું. શું મને ઓનાએ ઠગ્યો ? મારી આગળ બધું જૂઠેજૂઠુંજ કહ્યું ? એમ કરવાની તેની મતલબ શી હશે ? તે દહાડે તે રાત ક્યાં રહી હતી ? આજે પણ તે ક્યાં હશે ? હજી પણ આમાં ખરી બીના શી છે તે તેના કલ્પનામાંજ આવતી ન હતી. આ કોયડો ઉકેલવાની તો તેને વૃત્તિ પણ થતી ન હતી. પણ હજારો ખોટી ખોટી, વિચિત્ર અને અર્થ વગરની અટકળો તે કરતો અને ભાંગી નાખતો. થોડાજ કલાકની અંદર તેના માથા ઉપર તૂટી પડનાર વિપત્તિના ભણકારા જાણે તેના હૈયામાં વાગતા હોય તેમ તે વિહ્વળ બનતો જતો હતો.

ઓનાની ભાળ કાઢવાની બાબતમાં હવે બીજું કશુંજ કરવા જેવું રહ્યું ન હતું, તેથી તે પહેલાંની પેઠે મજૂરોનો વખત નોંધવાની ઑફિસની બારી આગળ જઇને ઉભો રહ્યો. સાત વાગી ગયા, લગભગ આઠ થવા આવ્યા ત્યાં સુધી તે ઉભો, પણ ઓના આવી નહિ. ત્યારે જે ઓરડામાં તે કામ કરતી હતી તેમાં પેઠો અને તેના ખાતાની મુકાદમ કાંઇક ખબર આપશે એમ ધારીને તેણે મુકાદમની ખોળ કરવા માંડી. તપાસ કરતાં માલૂમ પડયું કે મુકાદમ પણ આજે તો આવી નથી. જ્યાં રહે છે ત્યાંથી આવનારી બધીજ ટ્રામગાડીઓ રસ્તામાં અટકી પડી છે. શા કારણથી અટકી પડી છે એમ પૂછતાં તેને કોઇએ કહ્યું કે, વીજળીના પાવરહાઉસ (ઉત્પત્તિસ્થાન) માં કાંઇક અકસ્માત થયો છે તેથી ગઇ કાલે રાતનોજ ટ્રામનો વ્યવહાર સદંતર અટકી પડયો છે. છતાં જે થોડી ઘણી છોકરીઓ ચાલતી આવી શકી હતી તેઓ માંસનાં પડીકાં સીવવા મંડી ગઇ હતી અને તેમના ઉપર દેખ-

રેખ રાખવાને માટે એક બીજી સ્ત્રી કામચલાઉ મુકાદમ તરીકે ગોઠવાઇ ગઇ હતી. જે છોકરીને જર્ગિસે પૂછવા માંડયું તેના હાથ નવરા ન હતા અને તે તેની સાથે વાત કરતાં કરતાં પણ રખેને મને કોઇ વાત કરતી જોઇ જશે એવી બીકથી ચારે તરફ નજર રાખીને જરા તરા જવાબ આપતી હતી. એવામાં ઠેલણગાડીને ધકેલી લઈ જનાર એક મજૂર ત્યાં આગળ આવી પહોંચ્યો. જર્ગિસ ઓનાનો વર થાય છે એટલું તે જાણતો હતો. તે હજી સુધી કેમ નથી આવી અને તેનો વર તેને કેમ ખોળતો આવ્યો છે તે જાણવા માટે તેનું મન પણ સળવળતું હતું.

તેણે વળી પોતાના તરફથી જરાક મમરો મૂક્યો: "ટ્રામ ગાડીઓ અટકી પડી છે તે પણ એક કારણ હોય;—કદાચ તે શહેરના જરાક આઘેના લત્તામાં પણ ગઇ હોય—"

જર્ગિસ કહે: "ત્યાં તે શું કરવા જાય? તે લત્તામાં તો તે કદી ગઇ નથી અને જવાનો સંભવ પણ નથી."

પેલો માણસ કહે: "ભલે ત્યારે, તું કહે છે તેમ હશે." પરંતુ આટલું કહેતાં કહેતાં પેલાએ જર્ગિસની પાસે ઉભેલી છોકરી તરફ જોઇને આંખનો મચકારો કર્યો તે જર્ગિસે જોઇ લીધું, તેથી તેણે તરતજ પૂછ્યું: "ત્યારે તું જે જાણે છે તે મને કહેતો કેમ નથી?"

પણ પોતાના ઉપર નિરીક્ષકની નજર પડી ગઈ છે તે પેલાએ જોઇ લીધું હતું તેથી તેણે ઠેલણગાડીને ધકેલીને આગળ ચાલવા માંડયું. જતાં જતાં જરાક પાછું જોઇને બોલ્યો કે "મને શી ખબર? તારી બૈરી ક્યાં ક્યાં જાય છે તે હું શું જાણું?"

જર્ગિસ ત્યાંથી નીકળીને વળી પાછો બહાર આવી ઉભો, અને ઑફિસના મકાન આગળ આંટા મારવા મંડયો. હવે દહાડો ચઢતો જતો હતો. તેની ખાતરની મીલમાં તેની ગેરહાજરી પુરાઈ ગઇ હતી અને એટલી કસૂરને માટે તે નોકરી પણ ગુમાવી બેસે; પરંતુ આજે જર્ગિસને ઓના સિવાય બીજા કશાનો વિચારજ આવતો ન હતો. એમ કરતાં તો બપોર દહાડો ચઢયો અને છતાં ઓના તો નજ આવી ત્યારે તે પોલિસની ચોકી ઉપર જઇને અરજી આપી આવ્યો કે, મારી સ્ત્રી ગઇ કાલની ગૂમ થઇ ગઈ છે તેની તપાસ કરો. એટલું કામ કરીને તે વળી પાછો મૂળ જગ્યાએ આવીને ઓનાના નામનો જપ જપતો બેઠો. છેવટે સાંજ પડવા આવી ત્યારે તે થાકીને ઘેર જવા નીકળ્યો.

જર્ગિસ ચાલતો ચાલતો એશલેન્ડ ઍવેન્યુને બીજે છેડે આવી પહોંચ્યો. એટલામાં તેણે ટ્રામનો વ્યવહાર ચાલુ થએલો દીઠો અને કેટલીક ટ્રામ ગાડીઓ તેની બાજુએ થઇને ચાલી ગઈ. ઘણા કલાક સુધી ટ્રામનો વ્યવહાર અટકી પડેલો તેથી તમામ ગાડીઓ ખીચોખીચ ભરાઇને આવતી હતી અને ટ્રામ પર ચઢવાનાં પગથીઆં ઉપર પણ લોકો ઉભા રહ્યા હતા. ટ્રામ ગાડીઓને જોઇ એટલે જર્ગિસને પેલા માણસનાં કટાક્ષવચન યાદ આવ્યાં અને તે કહેતો હતો તેમ જો ઓના શહેરના આઘેના ભાગમાં ગઇજ હોય તો આમાંની એકાદ ટ્રામમાં તે બેઠી હોવી જોઇએ એવો તેને શક ગયો. આવો વિચાર આવતાં ટ્રામ ગાડીઓમાં કોણ કોણ બેઠાં છે તે જોવાની તેની પોતાની ખાસ ઇચ્છા તો હતીજ નહિ, છતાં તેની દૃષ્ટિ તે તરફ ખેંચાઇ. આનું પરિણામ એ આવ્યું કે, એકાદ ટ્રામ તેની બાજુએ થઇને ચાલી ગઇ ત્યારે તેમાં બેઠેલી એક સ્ત્રીની આકૃતિ ઉપર તેની નજર પડી ગઇ અને નજર પડતાની સાથેજ તેના મોઢામાંથી આશ્ચર્યનો ઉદ્દગાર નીકળી ગયો અને તે આગળ ચાલતો એકદમ અટક્યો.

બીજીજ પળે તે ટ્રામની પાછળ દોડયો. સડક ઉપર આવેલું એક મોટું મકાન પસાર થઈ ગયું ત્યાં સુધી તો તે ટ્રામની બરાબર લગોલગ દોડયોજ ગયો. તેની અને ટ્રામની વચ્ચે થોડાક હાથનુંજ છેટું રહ્યું હતું. ગુલાબના ફૂલવાળી કાળી ટોપી પહેરીને બેઠેલી સ્ત્રી ઓના જેવી તો દેખાતી હતી, પણ વખતે તે કોઇ બીજી પણ હોય. છતાં તે ઘણું કરીને ઓનાજ હોવી જોઇએ એવો તેને પાકો શક ગયો હતો. તેણે મનમાં વિચાર કર્યો કે, જો તે ઓનાજ હશે તો ત્યાર પછીના ત્રીજા મકાન આગળ તે ઉતર્યા વગર નહિ રહે. ત્યારે શા માટે નકામો દોડી મરૂં? તે જો ટ્રામમાંથી ઉતરશે તો તે જેવી ઉતરશે તેવીજ હું તેને જોઇ શકીશ. આવો વિચાર કરીને તે ધીમો પડયો અને ટ્રામને આગળ ચાલી જવા દીધી.

તે ધારતો હતો તેવુંજ થયું. ટ્રામ જેવી ઉભી રહી તેવીજ ઓના તેમાંથી નીકળી. જર્ગિસે તેને આઘેથી દીઠી. ટ્રામમાંથી ઉતરીને ઓના એક બાજુની ગલીમાં પેઠી એટલે જર્ગિસ વળી તેની પાછળ દોડયો. હવે પોતાની સ્ત્રીના ઉપર તેને પાકો શક ગયો હતો તેથી તે કયાં જાય છે અને શું કરે છે તેની છૂપી રીતે તપાસ કરતાં તેનેજ શરમ આવવી જોઇએ તે ન આવી. તે તેની પાછળ પાછળ વચમાં થોડું થોડું છેટું રાખીને ચાલતો ગયો. ઓનાએ પાછું ફરીને જોયુંજ

નહિ. તે તેના ઘર આગળની ગલીમાં વળી, એટલે પાછો જર્ગિસ દોડયો. તેણે તેને પોતાના ઘરનાં પગથીઆં ચઢતી દીઠી એટલે તે પાછો ફર્યો અને પાંચેક મિનિટ સુધી તેણે રસ્તા ઉપર આંટા માર્યા. આ વખતે તેણે પોતાના હાથની મુઠ્ઠીઓ જોરથી ભીડી દીધી હતી અને હોઠ પણ એકબીજાની સાથે દાબી રાખ્યા હતા. તેના હૃદયમાં તુમુલ તોફાન મચ્યું હતું. આવી સ્થિતિમાં તે ઘર તરફ વળ્યો અને અંદર પેઠો.

ઉંબરા આગળજ તેને એલ્ઝબિટા મળી. તે પણ આજે ઓનાને શોધતી ફરતી હતી અને ભોગજોગે ઘેર આવી ચઢી હતી. પગલાંનો અવાજ ન થાય એવી રીતે તે પોતાના પગની આંગળીઓ ઉપર ધીમી ધીમી ચાલતી હતી અને હોઠે આંગળી દઈને જર્ગિસને ચૂપ રહેવાની વેગળેથી ઇસારત કરતી કરતી આવતી હતી.

તેણે ઘણેજ ધીમે અવાજે પણ ઉતાવળમાં કહ્યું કે "જરા પણ ગરબડ કે અવાજ નહિ કરતા."

"પણ છે શું?" જર્ગિસે પૂછ્યું.

એલ્ઝબિટા હાંફતી હાંફતી બોલી: "ઓના ઉંઘી ગઇ છે, તેના શરીરને ઠીક નથી, મને તો એવો શક જાય છે કે રખેને તે ગાંડી ન થઈ જાય. કાલે રાત્રે તે આખી રાત શેરીએ શેરીએ રવડી. ઘરનો રસ્તોજ તેને જડતો ન હતો. તેનું મગજ ઠેકાણે નહિ હોય ત્યારેજ આવું થાય ને? મેં તેને હમણાંજ મહામુશીબતે શાંત કરીને ઉંઘાડી છે."

"પણ તે ઘેર આવી કયારે?" જર્ગિસે સવાલ કર્યો.

"તમે ઘેરથી ગયા ને તરતજ તે આવી," એલ્ઝબિટા બોલી.

"ત્યાર પછી તે બહાર નીકળી હતી?"

"ના રે, શી રીતે બહાર નીકળે? એના શરીરમાં આજે ચાલવા જેટલું દૈવતજ કયાં છે? તે તો બિચારી—"

જર્ગિસે દાંત કચકચાવીને કહ્યું: "સાવ જૂઠી વાત. તમે બેઉ મળીને મને ઉઠાં ભણાવો છો, કેમ?"

એલ્ઝબિટા ચમકી. તેનો ચહેરો ફિક્કો થઈ ગયો. તે ગભરાતી ગભરાતી બોલી: "પણ તમને આ થયું છે શું? હું શામાટે જૂઠું બોલું?"

જર્ગિસે તેનો કશો જવાબજ ન આપ્યો; પણ તેને હડસેલીને ઘરની અંદરના ભાગમાં પેઠો અને મોટે મોટે ડગલે પોતાના સૂવાના

ઓરડા સુધી ગયો અને બારણું ઉઘાડયું.

ઓના તો ખાટલાના ઉપરજ બેઠી હતી. જર્ગિસને અંદર આવતો જોઇને તે પણ ચમકી. એલ્ઝબિટા તેની પાછળ પાછળ આવતી હતી, પણ તેની પરવા ન કરતાં જર્ગિસે ધમ દઇને બારણું વાસી દીધું અને પોતાની સ્ત્રીની પાસે જઈ ઉભો. "બોલ, કાલે કયાં ગઇ હતી?" તેણે રૂઆબથી પૂછયું.

ઓનાના હાથ તેના ખોળામાં હતા અને બેઉ હાથનાં આંગળાં તેણે જોરથી એક બીજાથી સાથે ગૂંથી દીધાં હતાં. તેનો ચહેરો ધોળો પૂણી જેવો થઇ ગયો હતો અને અંતરમાં થતી વેદનાને લીધે તેના ચહેરાની રગો ખેંચાતી હતી. તેણે જવાબ આપવા જતા પહેલાં એક બે ડચકીઆં ખાધાં. પછી ધણે ધીરે સાદે પણ ઉતાવળથી બોલવા લાગી કે "જર્ગિસ! હું—મારૂં મગજ—અત્યારે ઠેકાણે નથી, ગઇ કાલનુંજ મને એવું થઇ આવ્યું છે. કાલે હું ઘેર આવવા નીકળી પણ મગજ એવું ચકડોળે ચઢી ગયું કે ઘરનો રસ્તોજ ન જડયો. મેં ચાલ્યાજ કર્યું—આખી રાત ચાલ્યાજ કર્યું, પણ ઘરજ ન આવે. કોણ જાણે કયાં કયાં ભટકી હઇશ; છેક સવારેજ મને દૈવજોગે રસ્તો જડયો ત્યારે ઘેર આવી."

"પણ ત્યારે તારે ઘેર આવીને સૂઇ રહેવું હતું." જર્ગિસે ક્રૂર અવાજે કટાક્ષમાં કહ્યું: "તું પાછી બહાર શામાટે ગઇ?"

હવે તેણે ઓનાની આંખોની સામે બરાબર નજર માંડીને જોયું. તેના હૃદયમાં મચી રહેલો ગભરાટ, ક્ષોભ અને શો જવાબ દેવો તેની અનિશ્ચિતતા, એ ત્રણે વસ્તુઓનાં લક્ષણ તેણે તેની આંખોની અંદર સ્પષ્ટ રીતે જોઇ લીધાં. ઓના વળી એક ડચકિયું ખાઇને સંભળાય ન સંભળાય એટલા ધીમા અવાજે બોલી: "હું—મને—મારે જાણે બજારમાંથી કાંઈ લાવવાનું હતું. લાવ્યા વગર ચાલે એમ—"

"બિલકુલ જૂઠું બોલે છે." જર્ગિસ તડૂકયો.

પછી તો જોરથી મુઠ્ઠીઓ પીસીને તે ઓના તરફ એક ડગલું આગળ વધ્યો અને દાંતીઆં કરીને બોલ્યો કે "તું શા માટે મારી આગળ બધી જૂઠેજૂઠી વાત કરે છે? તેં એવા શા ધંધા કરવા માંડયા છે કે તારે મારી આગળ જૂઠુંજ બોલવું પડે છે?"

હવે ઓનાના મનમાં ખરેખરો ભય ઉત્પન્ન થયો. તે ચમકીને

ઉભી થઇ ગઇ અને પછી જેમ તેમ કરીને બોલી કે "જર્ગિંસ! તમારા મોઢામાંથી આવું વચન? તમે—"

તેણે મોટો ઘાંટો પાડીને કહ્યું: "જવા દે એ તારૂં બધું ડહાપણ! તેં મને જેટલું જેટલું કહ્યું છે તે બધુંજ હાડોહાડ જૂઠું છે. તેં આજ સુધી મને ઠગ્યો છે. તે દહાડે તું કહેતી હતી કે હું તો જેડ્વિગાને ઘેર સૂઇ રહી હતી, પણ તું ત્યાં ગઇજ ન હતી. જે ઠેકાણે તું ગઇ કાલે રાત્રે રહી હતી ત્યાંજ તું તે દહાડે પણ હતી. રસ્તો ન જડયો—મગજ ભમ્યું—એ બધાં તારાં સ્ત્રીચરિત્ર છે. તું શહેરના આઘેના ભાગમાં ગઇ હતી. મેં મારી આંખે તને ટ્રામમાંથી ઉતરતી દીઠી છે. બોલ, હવે કયાં ગઇ'તી તે સાચેસાચું ભસી મર."

જાણે જર્ગિંસે ઓનાના કાળજામાં કટારીનો ઘા કર્યો હોય એટલી આ વખતે તેને વેદના થઇ. કેળના ઝાડના મૂળમાં કોઇ કુહાડાનો ઝટકો મારે અને આખું ઝાડ લોથપોથ થઇને નીચે તૂટી પડવાની તૈયારી કરે, તેમ ઓના ચકરવકર આંખે જ્યાં ઉભી હતી ત્યાંજ ઉભી ઉભી કંપવા લાગી. ઘડીમાં એક બાજુ તરફ અને ઘડીમાં બીજી બાજુ તરફ તેની કાયા ઝોક ખાતી ગઇ. ભયભીત દૃષ્ટિએ તે જર્ગિંસની સામે એક પળ વાર જોઇ રહી અને પછી આકાશમાં ઉડતી પંખિણી બાણથી વિંધાઇને લોથપોથ થઇને ચીચીઆરી પાડતી જમીન ઉપર તૂટી પડે, તેમ તે પણ એક તીવ્ર વેદનાભરી ચીસ પાડીને તેના બેઉ હાથ પહોળા કરીને જાણે જર્ગિંસને વળગી પડવા જતી હોય તેમ તે ઉભી હતી ત્યાંથી એક લથડિયું ખાઇને તેના તરફ ઢળી પડી. પણ તે જાણી જોઇને એક ડગલું પાછો હઠી ગયો. ઓના પોતાના શરીરનો ભાર જર્ગિંસના ઉપર નાખી દેવાને નમી હતી, પણ તે ખસી ગયો તેથી તે જમીન ઉપર પછડાઇ. તેણે જાણી જોઇને તેને પડવા દીધી. પડતાં પડતાં તેણે ખાટલાની ઇસ પકડી લીધી તેથી તેને ઝાઝું વાગ્યું તો નહિ. તેણે ખાટલા પર પોતાનું માથું નાખી દીધું અને મોઢાને બેઉ હથેળીઓની વચ્ચે ઢાંકી દઇને રડવા લાગી અને ડસકે ચઢી.

પછી તો જેવી હિસ્ટીરિયાની આંકડીઓ તેને અત્યાર પહેલાં ઘણી વાર આવી હતી અને જેને જોઇને જર્ગિંસ મનમાં ઘણોજ મૂંઝાતો હતો તેવી પણ અગાઉના કરતાં વધારે સખત આંકડી આવી ગઇ. ઓના ડસકાં ભરતી ગઇ, રડતી ગઇ, તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો જેથી કરીને છૂટે મોઢે રડવાનું પણ તેનાથી ન બન્યું. તેને ડસકાં આવતાં ત્યારે તેનાં પાંસળેપાંસળાં ઉછળતાં હતાં, શ્વાસ રૂંધાવાથી કદાચ

તેનો પ્રાણ પણ નીકળી જાય એવી તેના શરીરની અવસ્થા થઇ ગઈ. ભય અને મનોવેદના, એ બે ભાવનો વેગ ક્રમવાર ચઢતોજ ગયો. પ્રચંડ વાવાઝોડું વીંઝાય ત્યારે જેમ જંગલનાં ઝાડ થડથી તે ટોચ સુધી કંપાયમાન થઇ જાય, તેમ લાગણીઓનું વાવાઝોડું તેના હૃદયમાં જોરથી વીંઝાવા લાગ્યું અને તેના આઘાતથી તે સર્વાંગે કંપાયમાન થવા લાગી. તેના દાંત કકડવા લાગ્યા અને શરીર ઉપર એક પછી એક કંપારીઓ આવતીજ ગઇ. તેણે આજ સુધી બળાત્કારે પોતાના હૃદયમાં દબાવી રાખેલું કોઇ ભયંકર બનાવનું સ્મરણ આજે તેના કાબુમાંથી છટકી જઇને તેને પોતાનેજ દબાવી દેતું હોય, તેના શરીરની રગેરગને તોડી નાખતું હોય, તેના હૃદયને વલોવી નાખતું હોય, અને તેને ક્રૂરપણે રીબાવતું હોય એવું તેનાં અશ્રુ, કંપ, ડસકાં અને રુદન ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું. આવું તેને કાંઈ આજેજ થયું હતું એમ તો હતુંજ નહિ. પહેલાં પણ કેટલીક વાર થઇ ચૂકેલું, પણ તે વખતે એોનાનું દુઃખ જોઇને જર્ગિસ આકળ વિકળ થઇ ગએલો. પણ આજે તેણે જે થાય તે જોયાં કર્યું. તેના મનને ક્ષોભ થયો નહિ, દયા આવી નહિ પણ ઉલટો હોઠ પીસીને અને જોરથી મુઠ્ઠીઓ ભીડીને ધીરપણે જે થાય તે જોતો ઉભો રહ્યો. ભલે એોના રડી રડીને બેભાન થઇ જાય અથવા રડતી રડતીજ મરી જાય, તો પણ આ વખતે તેને માટે મને કાંઇજ થવાનું નથી, હું ઉભો છું ત્યાંથી જરા પણ ખસવાનો નથી—એક તસુ—એક તલ માત્ર પણ ખસવાનો નથી, આવું તે પોતાના મનને કહેતો ગયો અને આજે પોતાના કઠણ થઇ ગએલા કાળજાને વધારે કઠણ કરવા લાગ્યો. પણ તે છતાં એોનાનાં ડસકીઆંના અવાજ તેની નાડીઓમાં વહેતા રુધિરના પ્રવાહને ધીમો અને ઠંડો કરી દેતાં હતાં અને તે ગમે તેટલા જોરથી હોઠ પીસતો તો પણ તેના હોઠ જરા જરા કંપતાજ હતા. તેથી કરીને ભયને લીધે ફિક્કી ફસ થઇ ગએલી એલ્ઝબિટા જ્યારે બારણું ઉઘાડીને અંદર ચાલી આવી ત્યારે તેના નિશ્ચયમાં ભંગ પડવાથી તે એક રીતે રાજી તો થયો, તો પણ તે પાછો પોતાના મૂળ નિશ્ચય ઉપર આવી ગયો. તેના મોઢામાંથી એકાદ બે ગાળ પણ નીકળી ગઇ અને "હમણાં ને હમણાં બહાર ચાલી જા" એવું તેણે ધાંટો પાડીને કહ્યું. છતાં એલ્ઝબિટા ગઈ નહિ, પણ ઉભીજ રહી અને વળી કાંઇક કહેવા પણ જતી હતી એટલે તો જર્ગિસે તેનો હાથ પકડીને એવી હડસેલે ચઢાવી કે તે ઓરડાની બહાર જઇ પડી. પછી તેની પાછળજ ધમ દઇને બારણું વાસી દીધું અને તે બીજી વાર ન આવે તે માટે બારણાને અડતું એક ટેબલ આડું મૂકી દીધું. આટલું

કરીને વળી પાછો તે ઓનાની પાસે જઇ ઉભો અને આ વખતે વધુ મોટો ઘાંટો પાડીને બોલ્યોઃ "ચાલ, હવે કહી નાખ, કાલે ક્યાં ગઇ'તી ?"

પણ તેના બોલ ઓના સાંભળી શકીજ નહિ—તે હજી તેના હૃદયને રૂંધી નાખનારી પિશાચિનીના દાબ નીચે દબાઈ ગઇ હતી. તે ઘડીમાં હાથ લાંબા કરતી, ઘડીમાં ધ્રૂજતી, ઘડીમાં કંપારીઓ ખાતી, સનેપાતનો ચાળો થઇ આવ્યો હોય એવી રીતે પથારી ઉપર ગમે તેમ હાથ ફેરવતી, ઘડીમાં એક અથવા ઘડીમાં બીજી ચીજને પકડવાનાં ફાંફાં મારતી અર્ધમૂર્ચ્છિત હાલતમાં વિવશ બનીને તરફડીઆં મારતી હતી. આ બધું જર્ગિસ ઉભો ઉભો જોઇ રહ્યો હતો. તેને હેડકીઓ ઉપર હેડકીઓ આવતી અને કંપારીઓની લહર તેના હૃદયદેશ આગળથી નીકળીને થરેરાટ કરતી સર્વાંગે ફેલાઇ જતી તે બધાનો મૂંગો સાક્ષી બનીને તે ઉભો હતો. તે ડસકાં ભરતી હતી, ઘણી વાર સુધી તેનો શ્વાસ પણ રૂંધાઈ જતો હતો; જાણે સમુદ્રની ભરતી ચઢતી હોય અને એક પછી એક ઉછળતાં મોજાંની હારની હાર વેગભેર ચાલી આવે તેમ તેના ગળામાંથી એક ઉપર એક, એક ઉપર એક એમ હેડકીઓની પરંપરા ઉત્પન્ન થયાજ કરતી અને એટલી સાંકડી જગ્યામાં એટલા બધા અવાજનો સંભાર સમાઇ શકતો ન હોય તેમ તેની શ્વાસનલિકા ફાટું ફાટું થઇ રહી હતી. ત્યાર પછી તેના અવાજે કોઇ રીતે રસ્તો કાઢ્યો. થોડા થોડા વખતને અંતરે લાંબી અને તીણી ચીચીઆરીઓ તેના મોઢામાંથી નીકળતી ગઇ અને એક એક કરતાં વધારે લાંબી અને વધારે તીણી બનતી ગઇ. એ ચીચીઆરીઓમાંથી ભયંકર અને રોમાંચકારી, ઉન્માદનાં તમામ લક્ષણોવાળું અટ્ટહાસ્ય નીકળવા લાગ્યું. આખરે જર્ગિસની ધીરજ ખૂટી. આ ક્રૂર તમાશો જોઇને આખરે તે અકળાયો. તેણે વાઘની માફક એક કૂદકો માર્યો, ઓનાના બેઉ ખભા બે હાથે જોરથી પકડ્યા અને તેને ખૂબ નિર્દયપણે હલાવીને તેના કાનમાં મોઢું રાખીને બરાડ્યોઃ " હવે જવા દે તારાં આ બધાં પાખંડ ! હમણાં ને હમણાંજ ચૂપ થઇ જા ! બસ, એકદમ ચૂપ થઇ જા. "

તેને આટલી બધી અસહ્ય વેદના થતી હતી છતાં તેણે એક વાર તેની સામે જોયું. તેની દૃષ્ટિમાં દયા અને સહાનુભૂતિને માટે મૂંગો પોકાર હતો. માત્ર એકજ વાર તેની સામે જોઇને તે તેના પગ આગળ ઢળી પડી. તેના બેઉ પગ તેણે પકડી લીધા. જર્ગિસ પાછો હઠી જવા ગયો તોપણ તેના પગ ઓનાના હાથમાં આવી ગયા. એકાદ મિનિટ તે આ પ્રમાણે તેના પગને જોરથી પકડી રાખીને ઊંધે મોઢે

પડી રહી. તેના શરીરનો એક પણ અવયવ હાલતો ન હતો. તેના મોઢામાંથી લેશમાત્ર પણ અવાજ નીકળતો ન હતો. એકાએક જર્ગિસને ધ્રાસ્કો પડયો કે રખેને તેનો જીવ તો નહિ નીકળી ગયો હોય! ટાઢીઓ તાવ આવ્યો હોય એવી એક કંપારી તેને આખા શરીર ઉપરથી પસાર થઈ ગઇ. તે ખરેખર ભયભીત થઇ ગયો. એટલામાં "જર્ગિસ! ઓ જર્ગિસ!" એવો ઘણોજ ધીરો અવાજ તેના ગળામાંથી પાછો નીકળ્યો. "પણ છે શું, તે કેમ બોલતી નથી?" તેણે પાછો સવાલ કર્યો.

આ વખતે મોઢું ઉંચું કરવા જેટલી પણ ઓનાના શરીરમાં તાકાત રહી ન હતી તેથી તે શું બોલે છે તે બરાબર સાંભળવા માટે જર્ગિસ પોતે નીચો નમ્યો. તે પરાણે પરાણે એક એક શબ્દ મોઢામાંથી કાઢવા લાગી. તેના તૂટક તૂટક શબ્દોની મતલબ એટલીજ નીકળી કે "હું જે કહું છું તે સાચું માનો! મારા ચારિત્ર્યમાં વિશ્વાસ રાખો!"

"પણ મારે શું સાચું માનવું?" તે બરાડયો.

"હું તમને ચાહું છું–હું તમારીજ છું. હું જે કરૂં છું તે–આપણા સારા માટેજ કરૂં છું. મેં શું કર્યું–હું કયાં ગઇ હતી તે કશુંજ મને ન પૂછો. ચોળીને ચીકણું ન કરો. મને કાંઇજ ન પૂછો. મહેરબાની કરીને–મારા ઉપર દયા લાવીને મારૂં આટલું માની જાઓ. જે થયું છે તે આપણા બેઉના ભલાને માટેજ થયું છે. જર્ગિસ! ઓ જર્ગિસ! હું તમને કરગરી કરગરીને કહું છું કે મને વધારે ન પૂછો. એ બધું—"

જર્ગિસ કાંઇક વચમાં બોલવા ગયો પણ ઓનાએ તેને બોલવાનો વખતજ ન આપ્યો. તે ઉપરાઉપરી એક પછી એક વાકયો ગાંડીની માફક લવતીજ ગઇ. "મારૂં આટલું કહ્યું માની જાઓ–બસ એટલુંજ–હું જે કહું છું તે ખરૂંજ કહું છું–શુભ દાનતથીજ કહું છું એટલું માની લો. મારો એમાં કાંઈજ વાંક નથી—હું તદ્દન નિર્દોષ છું–એવું કર્યા વગર મારો છૂટકોજ ન હતો—આગળ જતાં બધુંજ ઠીક થઇ જશે–એમાં કાંઇજ ખોટું નથી–એમાં કાંઇજ દમ જેવું નથી. મારી આટલી આજીજી ધ્યાન પર લાવો. મારા ઉપર દયા કરીને–આપણા બેઉના ભલાની ખાતર–આટલુંજ, બસ, આટલુંજ માની જાઓ. વધારે નથી કહેતી."

હજી તેણે જર્ગિસના પગ છોડયા ન હતા અને તેના પગનો આધાર લઇને તેનું મોઢું જોવા માટે તે પોતાનું માથું ઉંચું કરવા ફાંફાં મારતી હતી. જર્ગિસ તેના હાથમાં થતા કંપનો અનુભવ કરતો

હતો. તેના પગની સાથે સજજડ દબાવી દીધેલી તેની છાતી લાગણીઓના વેગને લીધે જોરથી ઉછળતી હતી તે પણ તે જાણતો હતો. વળી તેણે ગમે તેમ કરીને પોતાનો એક હાથ છૂટો કરીને જર્ગિસનો હાથ પકડી લીધો. અને સનેપાતવાળો માણસ જેમ કોઈ ચીજને જોરથી ઝાલી રાખે, તેમ તેણે જર્ગિસના હાથને પોતાના હાથમાં જોરથી દબાવી રાખ્યો. જરાક વધારે ખેંચીને પોતાને મોઢે લગાડ્યો અને ઉનાં ઉનાં આંસુથી નવડાવી દીધો. આ બધો વખત "મારૂં માનો, હું કહું છું તે ખરૂંજ છે એટલો વિશ્વાસ રાખો," એ પ્રમાણે ગાંડીની પેઠે લવતીજ ગઈ, પણ જર્ગિસ ક્રોધાવિષ્ટ થઇને બરાડ્યો, "નહિ માનું, નહિ માનું."

પણ ઓના તો તેને પગે વળગીજ રહી અને હવે નિરાશ થઇને છૂટે મોઢે હૈયાફાટ રડવા લાગી. તે રડતી ગઇ અને બોલતી ગઇ કે "જર્ગિસ ! જે કરો તે વિચારીને કરો–આનું પરિણામ સારૂં નહિ આવે–આપણે બધાંજ માર્યાં જઇશું, રવડી મરીશું–કોઇ ઠેકાણે ઉભા રહેવાનો પણ આશરો નહિ મળે–જિંદગીમાંથી ઉખડી જઇશું. મારૂં માની જાઓ. કશુંજ ઉતાવળું કામ કરી બેસતા નહિ–નહિ તો હું ગાંડી બની જઇશ–મારા સમ–હું જીવેથી જઇશ. કશુંજ બગડી ગયું નથી, મેં કશુંજ ખરાબ કામ કર્યું નથી.–હું કયાં ગઇ હતી તે તમારે જાણવાની જરૂર નથી–તમે ન જાણો તે સારૂં છે–હજી આપણે જીવતાં રહીશું તો સુખી થઇશું–આપણો પ્રેમ હજી જેવો ને તેવો છે–આગળ સારા દહાડા આવશે–તમે ન માનો તો મારા સમ–તમારી ઓનાના સમ–મારૂં માની જાઓ !"

તેના આવા લવારાથી આખરે જર્ગિસનું મગજ ફરી ગયું. તેણે એક આંચકો મારીને તેના હાથમાંથી પોતાના હાથ છૂટા કર્યા અને ઝેરી સાપણને ફેંકી દે એમ તેને ધડીમ લઇને જમીન પર આઘે ફેંકી દીધી. દાંતીઆં કરીને પાછો બરાડ્યો: "તારૂં ડહાપણ જાય જહન્નમની ખાડીમાં. સીધી સીધી મારા સવાલનો જવાબ આપ."

ઓના હવે ભોંય પર લાંબી થઇને પડી પડી દયામણે અવાજે રડવા લાગી. તેના રુદનમાં કોઈ પતિત આત્માના પાપના એકરારનો રણકો હતો. જર્ગિસનો પિત્તો હવે ઝાલ્યો રહ્યો નહિ. ટેબલના ઉપર જોરથી હાથ પછાડીને તે વળી બરાડ્યો: "હું પૂછું છું તેનો જવાબ દે."

હવે તો કોઇ પશુને ગળે ફાંસો આવી ગયો હોય ત્યારે તે જેમ

બરાડે બરાડ પાડે તેમ તે બરાડા પાડવા લાગી કે "મારાથી નહિ કહેવાય, રે! નહિ કહેવાય!"

"કેમ નહિ કહેવાય?" જર્ગિસે ઘાંટો પાડીને પૂછ્યું.

"શું કહેવું ને કેમ કહેવું તે મને નથી આવડતું."

હવે જર્ગિસ કૂદીને તેની પાસે ગયો, તેનો એક હાથ પકડયો, તેને ભોંય પરથી ઉંચી કરીને તેના મોઢાની સામે ધગધગતા અંગારા જેવી આંખે તાકીને કહ્યું: "કાલે રાત્રે ક્યાં હતી તે કહી નાખ. ચાલ બોલ, ઝટ કહી નાખ."

હવે ઓના એક એક શબ્દ કરીને અત્યંત ધીમા અવાજે બોલી: "હું શહેરના આઘેના ભાગમાં એક જણને ઘેર ગઇ હતી."

"કોને ઘેર? ચાલ. બોલી નાખ, બધું જે હોય તે."

તે પોતાનું મોઢું ખસેડી લેવા ગઇ, પણ જર્ગિસે તેનું માથું જોરથી ઝાલી રાખ્યું. આખરે એક ડચકિયું ખાઇને તે બોલી: "મિસ હેન્ડરસનને ઘેર."

મિસ હેન્ડરસન કોણ તેની જર્ગિસને ખબર ન હતી તેથી તેને સમજ પડી નહિ. "મિસ હેન્ડરસેનને ઘેર? તે વળી કોણ મોઈ છે?" તેણે ઉતાવળે પૂછ્યું. પણ તરતજ જાણે તેના મગજમાં એકાએક બૉમ્બનો ધડાકો થયો હોય તેમ બધી વાતનો ભેદ એકદમ તેની સામે ખુલ્લો થઇ ગયો અને તેમ થતાંની સાથે તેનાથી એક બૂમ પડાઇ ગઈ, તેને ચક્કર આવવા લાગ્યા અને લથડિયું ખાઇને તે જરાક પાછો હઠી ગયો. પડતાં પડતાં તેણે ભીંતને હાથ દઇ દીધો. તેનું મગજ ધમધમી ઉઠયું હતું. કપાળે હાથ દાબીને "હે પ્રભુ! ઓ પરમેશ્વર!" એવા ઉદ્‌ગાર કાઢતો ફાટે ડોળે જોઈ રહ્યો.

બીજીજ પળે તે ઓનાના શરીર ઉપર ગાંડા વાઘની માફક ફાળ ભરીને ધસી ગયો. તે તો શિથિલ થઇને તેના પગ આગળજ હજી આળોટતી પડી રહી હતી. એક હાથે તેનું ગળું જોરથી પકડયું અને ફાટી ગએલા કર્કશ અવાજે બરાડયો: "ત્યાં તને કોણ તેડી ગયું? બોલ, બોલ, ઝટ જે હોય તે બોલી નાખ."

લાકડી નીચે દબાઇ ગએલો સાપ છૂટો થવાને માટે સળવળે, તેમ ઓના આમ તેમ સળવળવા લાગી. જર્ગિસે જાણ્યું કે તે બીકને

લીધે અથવા મેં તેનું ગળું દબાવી રાખ્યું છે તેની પીડાને લીધે સળવળતી હશે; પણ પોતાના શુદ્ધ ચારિત્ર્યના ઉપર લાગેલા કલંકથી ઉપજેલી શરમને લીધે તે સળવળતી હતી તે તેના સમજવામાં આવ્યું નહિ અને એક હાથે ગળું જોરથી દબાવીને "બોલ! બોલ!" એવું ફરી ફરીને બરાડતોજ ગયો.

આખરે ઓના બોલી: "કોનોર."

"કોનોર? વળી તે કોણ મુઓ છે?" જર્ગિસે પૂછ્યું.

"એક ખાતાનો ઉપરી છે–તેણે મને–"

ઓનાના ગળા ઉપર તેના હાથનું દબાણ વધારે આકરૂં થતું જાય છે તેનું જર્ગિસને ક્રોધાવેશમાં ભાન રહ્યું નહિ. છેવટે જ્યારે તેની આંખોનાં પોપચાં બીડાઇ જવા લાગ્યાં ત્યારે તેને ભાન આવ્યું કે જરા વાર મોડો ચેત્યો હોત તો હું તેને ગૂંગળાવીને મારી નાખત. તેણે આંગળાં ઢીલાં કર્યાં અને ઓના ફરીથી શુદ્ધિમાં આવે તેની રાહ જોતો તેની પાસેજ સંકોડાઇને બેઠો. થોડી વાર પછી તેની આંખોનાં પોપચાં કંપ્યાં અને ધીરે ધીરે ઉઘડયાં. જર્ગિસે તેનું માથું એટલું નીચું નમાવ્યું હતું કે તેના મોઢામાંથી નીકળતો ઊનો ઊનો શ્વાસ ઓનાના મોઢા ઉપર જોરથી અથડાતો હતો.

હવે આ વખતે તેણે ખૂબ ધીરે રહીને પૂછ્યું: "બધી વાત માંડીને કહે: શું શું થયું?"

તે તદ્દન નિશ્ચેષ્ટ હાલતમાં પડી રહી હતી, અને એટલું ધીમેથી બોલતી હતી કે તેના શબ્દો સાંભળવાને માટે જર્ગિસને તેની શ્વસનક્રિયા પણ બંધ રાખવી પડી. તે બોલી: "મારે નહોતું કરવું—મારે એવું નહોતું કરવું. હું તેનાથી છૂટવાને ઘણુંય મથી. તમને, મને અને આખા ઘરને આફતમાંથી બચાવવાને માટેજ હું ત્યાં જવા કબૂલ થઇ. આપણે બધાં જીવતાં રહીએ તેને માટે એ એકલોજ ઉપાય હતો, નહિ તો આપણું આવી બનત."

વળી થોડી વાર સુધી જર્ગિસના શ્વાસપ્રશ્વાસની ધમણના સિવાય બીજું તે ઓરડામાં કાંઇજ સંભળાયું નહિ. હવે ઓનાએ આંખો મીંચી દીધી અને ત્યાર પછી તેણે આંખો મીંચીનેજ બોલવા માંડયું: "તેણે કહ્યું કે હું તને નોકરીમાંથી કાઢી મુકાવીશ—તેણે એવી ધમકી આપી. મને–તમને—અને બધાંને કાઢી મુકાવીશ અને ફરીથી કોઈ

પણ કારખાનામાં તમને કોઇને નોકરી નહિ મળે એવું કરી મૂકીશ, આવી તે મને વારેવારે ધમકી આપવા લાગ્યો. તે તેની ધમકી સાચી પાડે એવો છે—પછી આપણી શી વલે થાત ?"

જર્ગિસનું શરીર એટલું બધું કંપતું હતું કે તેનાથી એકની એક જગ્યાએ બેસી રહેવાતું પણ મુશ્કેલ થઈ પડયું હતું; તેથી તે ઘડીમાં એક બાજુએ તો ઘડીકમાં બીજી બાજુએ ઝોક ખાયા કરતો હતો. ઓનાને જેટલું કહેવું હતું તેટલું બધું તેણે કહી નાખ્યું ત્યારે જાર્ગસે ફરીથી પૂછ્યું: " આવું થયું ક્યારથી ?"

ઓના જાણે હવે મૂર્ચ્છિત અવસ્થામાં રહી રહી વાત કરતી હોય એમ બોલતી હતી. તેણે કહ્યું: "પહેલેથીજ—હું નોકરીએ રહી ત્યારથીજ. એ બધુંજ તેમનું—કોનોર અને મિસ હેન્ડરસનનું કાવતરૂં હતું. મિસ હેન્ડરસન મને મનથી ખૂબ ધિક્કારતી હતી અને પેલો મને પોતાના કબજામાં લેવા માગતો હતો. પહેલાં તો તેણે બોલચાલનો સંબંધ બાંધ્યો. હું કારખાનામાંથી બહાર નીકળતી હોઉં તે વખતે મારી સાથે વાતો કરતો. પહેલાં તો અમસ્તી અમસ્તી વાતો કરતો. પછી એમ કરતાં કરતાં હું તને ખૂબ ચાહું છું, તારા ઉપર આસક્ત થયો છું એવું એવું મને કહેવા લાગ્યો. તે કહેતો કે તારે જેટલા પૈસા જોઇએ તેટલા મારી પાસેથી માગી લે. તે મારા પ્રેમને માટે મારા ખૂબ કાલાવાલા કરતો અને મારા ઉપર તેનો કેટલો બધો પ્રેમ છે તેનું વર્ણન કરતો. પણ હું તેને તરછોડી કાઢતી. આવું કરતાં જ્યારે હું તેના હાથમાં ન આવી ત્યારે તે મને ધમકીઓ આપતો થયો. તે આપણને એકકે એકને ઓળખે છે. આપણા ઘરનાં કોણ ક્યાં કામ કરે છે તે બધું એ જાણે છે. તેણે કહ્યું કે, જો તું મારૂં કહેણ નહિ માને તો હું તમને બધાંને—એકકે એકને કાઢી મુકાવીશ. આપણી નોકરી જાય તો આપણી પાસે ખાવાનું કશું ન રહે અને આપણે ભૂખે મરીએ તેની તેને ખબર હતી. તે તમારા ખાતાના ઉપરીને ઓળખે છે, મેરિજાના અને મારી બાના ઉપરીઓને પણ તે ઓળખે છે. તેણે કહ્યું કે, હું બધાંને ઘેર બેસાડી દઇશ અને તેટલાથીય છોડીશ નહિ. હું તમારો સૌનો એવો પીછો પકડીશ કે તમને રાતદહાડો ઠરીને રહેવા નહિ દઉં, તમને હરેક રીતે પજવીને તોબા તોબા પોકરાવીશ. તે એવું પણ કહેતો જતો કે, જો હું—હું—તો આપણને બધાંને નોકરીમાંથી કોઇ કદી પણ કાઢી મૂકશેજ નહિ—આપણને કામ વગર ભૂખે મરવાનો વખત નહિ આવે. પછી એક દહાડો તેણે મને પકડી રાખી—

એવી પકડી રાખી કે મારાથી છૂટાયુંજ નહિ, અને તેણે—તેણે મને—"

" ક્યાં આગળ ? " જર્ગિસે વચમાં પૂછ્યું.

" રાત્રે—મારા ઓરડામાંથી નીકળતાં જે ઓસરી જેવું આવે છે ત્યાં—તે વખતે ત્યાં કોઇ ન હતું—બધી છોકરીઓ ચાલી ગઇ હતી. હું ત્યાં આગળ એકલી શું કરૂં ? વળી મેં તમારી નોકરીનો વિચાર કર્યો—આપણા બાળકનો વિચાર કર્યો—માનો અને ઘરનાં છોકરાંનો વિચાર કર્યો—વળી હું તેનાથી એટલી બ્હી ગઇ હતી કે મારાથી બૂમ પણ ન પડાઇ. બૂમ પાડવા જતાંય મને બીક લાગી."

થોડીજ ક્ષણ પહેલાં તેનો ચહેરો ધોળી પૂણી જેવો હતો તેના ઉપર આ વખતે રતાશ પથરાઇ ગઇ. તેનો શ્વાસ પણ વધારે વેગથી ચાલવા લાગ્યો. જર્ગિસ પણ સ્તબ્ધ થઇને ચૂપ બેસી રહ્યો હતો. તેનો શ્વાસ પણ લગભગ થંભી ગયો હતો.

ઓનાએ પોતાની વાત આગળ ચલાવીઃ—

" આ બીના બન્યાને બે મહિના થયા. ત્યાર પછી તેણે મને કહ્યું કે, તું પેલે ઘેર ચાલી આવ. તે કહે કે, તારે શું કામ નોકરી કરવી પડે ? તું અને તારા બધા ઘરનાં માણસો ત્યાંજ આવીને રહો. તમારે કોઇને કશી મહેનત–મજૂરી કરવાની જરૂરજ નથી. ત્યાર પછી તે મને દરરોજ સાંજના પેલે ઘેર લઈ જતો. હું ન જાઉં તો ધમકી દેતો. તેથી હું નાછૂટકે જતી. કોઇ કોઇ દહાડો ત્યાંથી પાછાં આવતાં મને મોડું થતું—ત્યારે તમને કહેતી કે, મને કારખાનામાંજ મોડું થયું. આ પ્રમાણે બે મહિના ચાલ્યું. પછી તે દહાડે બરફ વરસ્યું. ટ્રામ બંધ થઇ ગઇ. હવે શી રીતે ઘેર અવાય ? હું ત્યાંની ત્યાં સપડાઇ ગઇ. કાલે રાત્રે પાછી ટ્રામ ચાલતી અટકી પડી. જર્ગિસ ! તે જરા જેટલો બનાવ આપણને પાયમાલ કરી નાખશે—આપણને જિંદગીમાંથી ઉખાડી નાખશે. મેં આખે રસ્તે ચાલતાં આવવાનો વિચાર કર્યો, પણ મારાથી ચાલ્યું ગયું નહિ. મારે આ સઘળી મારા દુઃખની, મારી શરમની વાત તમારાથી છાની રાખવી હતી. તમારાથી છાની રહી હોત તો કશું બગડી જવાનું ન હતું. તમે તેમાંનું કાંઇ જાણત નહિ અને આપણા દહાડા આમ ને આમ નીકળી જાત. તમને આ વાતની કશી ખબરજ ન પડત—કોઇ દહાડો ન પડત. તે પોતેજ હવે મારાથી કંટાળી ગયો છે એટલે તે તેની મેળેજ મને છોડી દેવાનો હતો. મને છઠ્ઠો મહિનો જાય છે. હવે તેને ગમું એવી હું રહી નથી. હું વરવી

બનતી જાઉં છું. 'હવે તું મને નથી ગમતી' એવું તે મને કહ્યા કરે છે. કાલે રાત્રે તેણે બે વખત એવું કહ્યું હતું. કાલે તો તેણે—મને લાત પણ મારી. હવે તમે તેનું ખૂન કરવાના—હું જાણું છું તમે તેનું ખૂન કર્યા વગર રહેનારજ નથી—અને—અને તમે આપણને સૌને મારી નાખવાના. આપણને બધાંને ભૂખે મરવા વારો આવશે."

આ બધું તે યંત્રની માફક, ડચકિયાં ખાધા વગર, શરીરના ઉપર જરા પણ કંપારી આણ્યા વગર એમ ને એમ બોલી ગઇ. તેને જેટલું કહેવાનું હતું તે બધું કહી રહ્યા પછી તે મૂડદાની પેઠે પડી રહી, તેની આંખનાં પોપચાં પણ હાલતાં ન હતાં. જર્ગિસ પણ એક શબ્દ બોલ્યો નહિ. પછી તે ખાટલાની ઇસ ઉપર ભીંસ દઇને ઉભો થયો અને એના તરફ નજર પણ નાખ્યા વગર બારણા ભણી ગયો અને બારણું ઉઘાડયું. ટીટા એલ્ઝબિટા આ આખોય કાંડ જોઇને એક ખુણામાં ભયથી થરથર કંપતી લપાઇને બેઠી હતી. તેને પણ તેણે દીઠી નહિ. તે માથા ઉપર ટોપી મૂકવા પણ થોભ્યો નહિ. ઘરનો આગલો દરવાજો ઉઘાડીને બહાર નીકળ્યો. જતાં જતાં બારણું બંધ કરવા પણ ઉભો રહ્યો નહિ, અને જ્યાં શેરીમાં આવ્યો એટલે તો તેણે દોટજ મૂકી.

તેને જાણે ભૂત કે બ્રહ્મરાક્ષસ વળગ્યો હોય તેમ તે દોડયો—ઉઘાડી આંખે પણ કશુંજ જોયા વગર, ડાબા જમણી કોઇ પણ બાજુએ નજર પણ નાખ્યા વગર ઉન્મત્તની માફક મોટી મોટી છલંગો ભરતો ભરતો વેગભેર આખે રસ્તે દોડતોજ ગયો. એશલેન્ડ એવેન્યુ આગળ આવી લાગ્યો ત્યારે બીજા કશા કારણથી નહિ પણ ખૂબ થાકી જવાથી તે જરાક ધીરો પડયો. એટલામાં તેણે એક ટ્રામ ગાડી આવતી દીઠી. દીઠી તેવી વળી તેણે દોટ મૂકી અને ચાલતી ટ્રામે ઉપર ચઢી ગયો. તેની આંખોમાં ઉન્માદનાં બધાંજ લક્ષણ હતાં, તેના માથાના વાળ વેરણ ખેરણ થઇને ઉડાઉડ કરતા હતા અને ઘાયલ થએલા સાંઢની માફક તેના શ્વાસોચ્છ્વાસની ધમણ જોરથી ચાલતી હતી. પણ ટ્રામમાં બેઠેલા લોકોનું લક્ષ તેની આવી હાલત તરફ ખેંચાયુંજ નહિ. આ માણસ આવો કેમ થઈ ગયો હશે એવી શંકા કોઇને થઇજ નહિ. તેમને એમજ થયું કે, જેના શરીરમાંથી આટલી બધી દુર્ગંધ આવતી હોય—અને જર્ગિસના શરીરમાંથી દુર્ગન્ધ તો આવતીજ હતી—તે માણસનો દેખાવ, તેનાં મોઢાનાં લક્ષણ, તેની આંખો ઉપરનો ભાવ, સ્વાભાવિક રીતેજ જર્ગિસના જેવાજ હોય. આવું થવાથી તેમને કોઇને

કશી નવાઈજ લાગી નહિ. ફક્ત તેમણે એટલું કર્યું કે, જર્ગિસ બેસવા ગયો કે તરતજ ત્યાં બેઠેલા લોકો ઉઠી ગયા. તે જ્યારે જ્યારે ટ્રામમાં બેસવા જતો, ત્યારે હમેશાં આવુંજ બનતું. તેણે કન્ડક્ટરને ભાડાના પૈસા આપ્યા તે પણ તેણે સુગાઇ સુગાઇને લીધા, લેતાં લેતાં પણ જર્ગિસના હાથને ઓછામાં ઓછો સ્પર્શ થાય એવી રીતે લીધા, પોતાની આંગળીઓના છેડા તેના હાથને અડક્યા તેટલો સ્પર્શ પણ તેણે નાછૂટકે સહન કર્યો. એમાંના કશા તરફ જર્ગિસે તો લક્ષ આપ્યુંજ નહિ. તેના વિચાર તેને ઘણે આઘે ઘસડી ગયા હતા. તેના હૃદયમાં વાવાઝોડું વીંઝાતું હતું, તેનો આત્મા ધગધગતી ભઠ્ઠીની માફક ધગી રહ્યો હતો. તે બેઠો હતો પણ પોતાના શિકાર ઉપર કૂદકો મારવાને દીપડો શરીરને સંકોડીને બેસે તેમ તે બેઠો હતો. શત્રુ ઉપર કૂદી પડવાને માટે તેના શરીરની રગેરગ ખેંચાઇ રહી હતી.

ટ્રામ કસાઇખાનામાં પેસવાના દરવાજા લગી આવી પહોંચી ત્યાં સુધીમાં તેને ચઢેલી હાંફ નરમ પડવા આવી હતી તેથી કરીને તે ઝટ લઇને ટ્રામમાંથી કૂદી પડ્યો અને પાછો પૂર ઝડપથી દોડતો થઈ ગયો. જે જે લોકોએ તેને આમ દોડતો દીઠો, તે બધા તેમનાં ડોકાં ફેરવીને આંખો ફાડીને તેની પાછળ જોઇજ રહ્યા કે આ ગાંડો જાય છે ક્યાં ? કોઇનું ખૂન બૂન તો નહિ કરી બેસે કે શું ? પણ તે પોતે તો કોઇને દેખતોજ ન હતો. કારખાનાનો અંદરનો દરવાજો આવ્યો. તે ઘૂસ્યો અંદર અને દાદરના બબ્બે ત્રણ ત્રણ પગથીઆં ઠેકતો ને કૂદતો આગળ વધ્યો. ઓના કયા ઓરડામાં કામ કરતી હતી તેની તેને ખબર હતી. લૉરીઓ ભરનારા મજૂરોના ઉપરી કોનોરને પણ તે ઓળખતોજ હતો. કોઇને કશું પૂછવા જેવું હતુંજ નહિ. તે તો અંદર જઇને પોતાના શિકારનેજ ખોળવા લાગ્યો.

લૉરીઓમાં માંસના ડબ્બાં ચઢાવનારા મજૂરો ધમાધમ કામ કરી રહ્યા હતા. ભારે ભારે પેટીઓ અને પીપ માથા ઉપર ચઢાવીને લૉરીઓમાં ભરવા ચાલ્યા આવતા હતા અને લૉરીઓ ઉપર ઉભેલા બીજા મજૂરો તેમના માથા ઉપરના દાગીના ઉતારીને લૉરીઓમાં ગોઠવ્યે જતા હતા. એ આખા ઓટલાને એક છેડેથી બીજા છેડા સુધી જર્ગિસે એક લાંબી નજર નાખીને જોઈ લીધો—તેનો શિકાર ત્યાં ન હતો. એટલામાં ઓશરીમાંથી કોઈના ગળાનો અવાજ તેને કાને આવ્યો અને આવતાની સાથે તેણે છલંગ મારી. બીજીજ ક્ષણે તે અને કોનોર મોઢામોઢ આવી ગયા.

તે એક લાંબો પહોળો અને ભારે કાયાવાળો માણસ હતો. તેનું મોઢું માંકડાના જેવું રાતું રાતું હતું અને ચહેરો ઘણોજ ક્રૂર હતો. તેના મોઢામાંથી દારૂની છાક પણ આવતી હતી. જર્ગિસે જેવો ઓસરીના ઉંબરા ઉપર પગ મૂક્યો તેવોજ કોનોરે તેને દીઠો, અને તેને જોતાની સાથેજ તેના હોશકોશ ઉડી ગયા. જાણે ત્યાંથી નાસી જવાનો વિચાર કરતો હોય તેમ એકાદ ક્ષણ તેણે આમ તેમ જોયું. પણ નાસેજ ક્યાં ? બીજીજ પળે જર્ગિસ તેના ઉપર ખીજવાએલા વાઘની પેઠે તૂટી પડયો. તેનો લોખંડી મુક્કો કોનોરના કપાળની સામેજ તેણે તાક્યો હતો, તેમાંથી પોતાના મોઢાને સાચવી લેવા તેણે હાથ આડા તો ધર્યા, પણ જર્ગિસે તેના હાથનું બધુંજ જોર અને શરીરનું બધુંજ વજન શત્રુના ઉપર નાખી દીધું અને બરાબર તેની બે આંખોની વચ્ચોવચ એવો મુક્કો લગાવી દીધો કે તે ધમ દઇને ચત્તોપાટ પડી ગયો. તે પડયો તેવોજ જર્ગિસ તેની છાતી ઉપર ચઢી બેઠો અને તેનાં આંગળાં તેના ગળાની અંદર ખૂંપી ગયાં.

જર્ગિસને આ માણસનું શરીર, તેનું આખું અસ્તિત્વ તેણે કરેલા મહાપાપની બદબોથી ગંધાઇ ઉઠેલું દેખાતું હતું. તેના શરીરનો સ્પર્શ કરવો એટલે જર્ગિસને માટે તો ગાંડા થઇ જવા બરોબર હતું. તેના શરીરનું આખું નાડીમંડળ થરથર કંપાયમાન થઇ રહ્યું હતું, અને તેનો રાક્ષસભાવ પૂરબહારમાં ભભૂકી ઉઠયો હતો. 'સા– દૈત્ય ! પિશાચ ! ભૂંડ ! ઓનાને ધમકાવીને દબડાવીને ફસાવી ! લેતો જા, લેતો જા ! હવે આજે તારો વારો આવ્યો છે.' તેની આંખોમાં ખૂન ખૂન તરી આવ્યું. તેને આંખે બધુંજ લોહીથી રંગાએલું દેખાયું. તે ઝનૂનમાં આવી ગયો. દુઃશાસનની છાતી ઉપર ચઢી બેઠેલા ભીમની માફક બરાડા પાડતો ગયો અને કોનોરના માથાને ઉંચકી ઉંચકીને જમીન સાથે કૂટતો ગયો.

બધે હાહાકાર મચી ગયો. બૂમાબૂમ અને ચીસાચીસ મચી રહ્યાં; સ્ત્રીઓ ચીચીઆરીઓ પાડવા લાગી અને કોઈ કોઇને તો મૂર્ચ્છા પણ આવી ગઈ. ભાયડાઓ અંદર દોડી આવ્યા. જર્ગિસ તો તેના કામમાં એટલો બધો એકચિત્ત બની ગયો હતો કે પોતાની આસપાસ શું થાય છે અને કેટલા બધા લોકો ભેગા થઇ ગયા છે તેની તેને કશી ખબરજ પડી નહિ. લોકો તેના હાથપગ ઝાલીને તેને કોનોરથી છૂટો પાડવા ખેંચતાણ કરે છે તે પણ તેણે થોડી વાર સુધી તો જાણ્યુંજ નહિ. આખરે તેના ઉપર છ સાત જબરા જબરા મજૂરો તૂટી પડયા.

કોઇએ તેના ટાંટીઆ પકડયા, કોઇએ હાથ તો કોઇએ તેના ખભા પકડયા અને બધાએ ભેગા મળીને તેને જોરથી ખેંચવા માંડયો ત્યારે તે સમજ્યો કે હવે મારો શિકાર મારા હાથમાંથી જતોજ રહેવાનો. ઝટ લઇને તેણે પોતાનું મોઢું નીચું નમાવ્યું અને બીજીજ પળે તેના દાંત કોનોરના ગાલની અંદર ખૂંપી ગયા, અને છેવટે જ્યારે બધાએ મળીને તેને કોનોરના શરીર ઉપરથી ખેંચી કાઢ્યો ત્યારે પેલાના ગાલ-નો તેટલો ભાગ તોડીનેજ તે છૂટો થયો. તે વખતે તેના મોઢામાંથી લોહીનાં ટીપાં ટપકતાં હતાં અને કોનોરના ગાલની ચામડીના રેસા તેના મોઢામાંથી લબડતા હતા.

તેમણે સૌએ મળીને ગમે તેમ કરીને કોનોરના શરીર ઉપરથી તેને ઢસડીને ભોંય ઉપર ખેંચી પાડયો અને ત્યાંનો ત્યાંજ દાબી રાખ્યો, કોઇએ તેના હાથ તો કોઇએ તેના પગ ચપસીને પકડી રાખ્યા; છતાં જર્ગિસ એટલું જોર કરે, એટલા પછાડા મારે કે આટલા બધા તેને વળગી પડયા હતા છતાં તેમને ગાંઠે નહિ. ખીજવાએલા વાઘના જેવા ઝનૂનથી તે સૌની સાથે લડતો ગયો. પોતાના શરીરને વાળીને આમ-ળીને આટલા બધાને ફગાવી દઇને લગભગ છૂટો પણ થઇ ગયો અને તેનો શત્રુ જ્યાં આગળ બેભાન થઇને પડયો હતો તે તરફ ધસી જવાને ફાળ મારવા લાગ્યો. પણ બીજા વધારે મજૂરો તેને વળગી પડયા અને તેમણે તેને ચારે બાજુએથી, ખૂણે ખૂણેથી ઢાંકી નાખ્યો અને તે તેમની તળે રહ્યો રહ્યો જોર કરી કરીને તેમને સૌને ફગાવી દેવા હજી ખેંચતાણ તો કર્યાજ કરતો હતો તેથી કરીને કોઇના હાથ, કોઇની ગરદન, કોઇના વાંસા, કોઇનાં માથાં, એ બધાં મળીને જર્ગિ-સના શરીર ઉપર નાનો સરખો પહાડ બની ગયો અને તે અમળાતાં અને ખેંચાતાં માણસોના શરીરનો પર્વત ઉછળતો ને ગબડતો અને નાના પ્રકારની આકૃતિઓ ધારણ કરતો કરતો ઓરડાની એક બાજુ-એથી બીજી બાજુએ અને બીજી બાજુએથી ત્રીજી બાજુ તરફ ઝીંકાતો ગયો. અંતે સૌએ મળીને તેમનાં શરીરના સામટા વજનથીજ જર્ગિ-સને દાબી વાલ્યો; આટલા બધા વખત સુધી એકલે હાથે તેના કરતાં અનેકગણાં માણસોની સામે લડતાં લડતાં આખરે તે હાંફી ગયો અને તેનાથી વધારે વાર દમ ઘૂંટી શકાયો નહિ. તેના ધમપછાડા નરમ પડયા એટલે સૌ તેને પકડીને કારખાનાની અંદર આવેલી પોલિસની ચોકી ઉપર લઇ ગયા અને તેને થાણામાં લઇ જવાને સારૂ સરકારી ગાડી આવી પહોંચી ત્યાંસુધી તે ત્યાં આગળ ચુપચૂપ બેસીજ રહ્યો.



# प्रकरण १६ मुं

જર્ગિસ બેઠો હતો ત્યાંથી તેને જ્યારે ઉઠાડયો ત્યારે જરા પણ તોફાન કર્યા વગર તેને જ્યાં લઇ ગયા ત્યાં સુલેહ–શાન્તિપૂર્વક ગયો. તેનું કારણ એક તો તે થાકીને ઢીલોઢસ બની ગયો હતો અને બીજું ભૂરા ડગલા અને કેડે દંડુકાવાળા પોલિસના સિપાઇઓને પણ તેણે જોઈ લીધા હતા. તેને ગાડીમાં બેસાડીને પોલિસ થાણામાં લઇ જતી વખતે છ લઠ્ઠ જેવા સિપાઇઓ તેના ઉપર આંખો તાકીને બેઠા હતા; પણ તેના શરીરમાંથી હાડકાંના ખાતરની દુર્ગંધ આવતી હતી તેથી ગાડીમાં ને ગાડીમાં તેનાથી જેટલે છેટે બેસી શકાય તેટલે છેટે તેના ઉપર નજર રાખીને બેઠા હતા. થાણામાં પ્રવેશ કરાવતા પહેલાં તેને એક પોલિસ સાર્જ્યન્ટની આગળ ખડો કર્યો. તેણે તેનું નામ અને સરનામું લખી લીધાં અને તેના નામની સામેના આરોપના ખાનામાં "હુમલો અને શારીરિક ઇજા" એવા બે તહોમતનાં નામ લખ્યાં. આટલો જરૂરનો વિધિ થઇ રહ્યો ત્યારે તે પોલિસ થાણામાં પેસવા લાયક ગણાયો. તેને કોટડીમાં લઇ જતાં જતાં એક જાડા ભૂંડ જેવા સિપાઇએ તેને ગાળ દીધી. તેનો ગુન્હો માત્ર એટલોજ કે, કયાં પગથીઆં ઉપર થઇને નીચે ઉતરવાનું છે તેની તેને ખબર નહિ હોવાથી તે ખોટે રસ્તે વળ્યો હતો. ત્યારપછી તે સિપાઇને સંતોષ થાય એટલી ઉતાવળથી નહિ ચાલવા માટે તેના શરીરના પાછલા ભાગમાં તેણે એક લાત ચોઢી કાઢી. આટલું બધું થયું છતાં પણ જર્ગિસે નીચેથી ઉંચી નજર પણ ન કરી; કારણ કે પેકિંગ્ટાઉનમાં બે અઢી વરસ રહીને ત્યાંની પોલિસ કેવી છે તેનાથી તે સારી રીતે જાણીતો થઇ ગયો હતો. તેમનો ક્રોધ વહોરી લેવામાં હમેશાં જોખમ તો રહેલુંજ છે; પણ આ જગ્યા તો તેમની ઉંડામાં ઉંડી બોડ હતી. ત્યાં જઇને તેમને છંછેડવા એટલે તો જિંદગીનો સટ્ટો કરવા જેવું થઇ પડે. આ ઠેકાણે જર્ગિસ જો જરાક ઉંચી નજર કરે તો દસ–બાર દૈત્ય જેવા

સિપાઇઓ તેના ઉપર તૂટી પડે અને મારી મારીને તેનો કૂચો કાઢી નાખે ત્યારેજ છોડે. એની દાદ-ફરિયાદ કોઈ સાંભળેજ નહિ; કારણ કે માર મારનાર પોલિસ અને ફરિયાદ સાંભળનાર પણ એની એજ પોલિસ ત્યાં દાદ મળેજ શાની ? કદાચ ધમ્માચકડીમાં કોઇ સિપાઇનો દંડૂકો જરાક વધારે જોરથી વાગી ગયો અને તેની ખોપરી ફૂટી ગઈ તોય પોલિસને કોણ પૂછવાનું હતું ? તેઓ તરતજ રિપોર્ટમાં લખી મારે કે કેદી પુષ્કળ દારૂ પીને આવ્યો હતો તેથી દાદરો ઉતરતાં પોતાની મેળે પડી ગયો અને નીચે પથ્થર હતો તેની સાથે અફળાવાથી તેનું માથું ફૂટી ગયું. આ રિપોર્ટ સાચો છે કે જૂઠો તેની કોણ તપાસ કરવાનું હતું ! વળી પોતાની મેળે પડી જવાથી માથું ફૂટે અને કોઇની લાકડીના ઝપેટાથી માથું ફૂટે એ બે જુદી જુદી રીતે થએલા ઘાની વચ્ચે જે ફરક હોય છે તેને ધ્યાનમાં લઇને માથું ફૂટવાનું ખરૂં કારણ શું છે તેની તપાસ કરવાની દરકારજ કોને હોય ?

સિપાઇએ જર્ગિસને એક હડસેલો મારીને કોટડીની અંદર ધકેલી દીધો અને મોટા મોટા લોખંડી સળીઆવાળું બારણું ધમમમ કરતું બંધ કરીને તે ચાલતો થયો. ત્યાં એક લાકડાની બેન્ચ પડી હતી, તેના ઉપર તે બેઠો અને બેઉ હાથની વચ્ચે માથું ઢાંકી દઇને એમનો એમ બેસીજ રહ્યો. કોટડીમાં તે એકલોજ હતો. સાંજ પડી અને આખી રાત પણ નીકળી ગઈ તોય એ કોટડીના ભોગવટામાં ભાગ પડાવવા બીજો કોઇ ભાગ્યશાળી આવ્યો નહિ.

શરૂઆતમાં તો પોતાના શિકારને માર્યા પછી જંગલી પશુના મનને જે જાતનો સંતોષ થાય છે તેવું તેને પણ થયું. વૈરની તૃપ્તિમાંથી ઉત્પન્ન થએલી એક પ્રકારની આછી મૂર્ચ્છિત અવસ્થામાં તેણે કેટલોક વખત પસાર કર્યો. પેલા હરામખોર બદમાસને તેણે ઠીક સ્વાદ ચખાડયો હતો—જો કે બીજી એકજ મિનિટ જેટલો વધારે વખત તેને મળ્યો હોત તો તો એથી પણ વધારે સ્વાદ ચખાડત. તોપણ જેટલું તે કરી શકયો હતો તેટલું પણ કાંઇ છેક થોડું તો નજ કહેવાય. તે દુષ્ટના ગળાની અંદર ખૂંપી ગએલી તેની આંગળીઓના છેડામાં હજી તેનું લોહી ફૂદકારા મારતું હતું. વળી તે થાકી પણ ગયો હતો. તેથી જેમ જેમ આસ્તે આસ્તે તેના શરીરનું ક્ષીણ થએલું બળ પાછું આવતું ગયું અને તેની બીડાઇ ગએલી જ્ઞાનેંદ્રિયો ધીમે ધીમે ઉઘડતી ગઇ, તેમ તેમ તેને થએલી ક્ષણિક પરિતૃપ્તિના કરતાં કાંઇક વધારે આવેગના પરિણામના વિચાર તેને આવવા લાગ્યા. હવે તેને સમજાયું

કે, મેં તે દુષ્ટ અમલદારને મરણતોલ કરી નાખ્યો હતો તેને બદલે જો મેં તેને ત્યાંનો ત્યાં મારીજ નાખ્યો હોત તોપણ તેથી તેણે ઓના ઉપર ગુજારેલા જુલમનું વેર વળત નહિ. છેલ્લા કેટલાક મહિનાથી જે ભય અને ત્રાસની વચ્ચે ઓનાએ દહાડા કાઢયા હતા તેનો યોગ્ય બદલો તો તેને આપી શકાતજ નહિ અને તેના ચારિત્ર્ય ઉપર લાગેલા લાંછનનું સ્મરણ તેના સ્મૃતિપટ ઉપરથી ભૂંસી શકાત પણ નહિ. વળી ઓના અને તેના ધાવણા બાળકનું પોષણ કરવામાં પણ તેનું આ કૃત્ય મદદગાર નહિં, પણ ઉલટું વિઘ્નકર્તા થઇ પડશે તે પણ તેને હવે સમજાઇ ગયું. આવતી કાલથી ઓનાની નોકરી જવાની એ તો કબીરૂજીએજ કહી રાખ્યું હતું અને ભવિષ્યમાં મારૂં શું થશે અને શું શું સહન કરવું પડશે તે તો રામ જાણે ! આવા આવા વિચાર હવે જર્ગિસને આવવા લાગ્યા.

ઊંઘ તો તેને માટે હવે હતીજ નહિ. છેક મધરાત થવા આવી ત્યાં સુધી પ્રાણ રૂંધી નાખે એવા વિચાર અને શંકાઓની સામે તે પોતાના મનથી લડતો ગયો અને કોટડીમાં આંટા મારતો ગયો. એમ કરતાં જ્યારે તે છેકજ થાકી ગયો ત્યારે તે જરાક આડો પડ્યો અને આંખો મીંચીને ઊંઘી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પણ તેનું મગજ તેને કેમે કર્યું જંપવા દે એવું છેજ નહિ અને તેના મન ઉપર તેનો જરા જેટલો પણ કાબુ નથી, એ તેને આટલે વરસે આજેજ સમજાઇ ગયું. તેની એક બાજુની કોટડીમાં જેને કેદ કર્યો હતો તે અઠંગ દારૂડીઓ હતો અને પોતાની બૈરીને ખૂબ માર મારવાને ટેવાઇ ગએલો હતો. તેનાથી ત્રીજી કોટડીમાં એક ગાંડો હતો અને તે મોટેથી ચીચીઆરીઓ પાડયાજ કરતો હતો. મધરાત થઇ ત્યારે પોલિસના સિપાઇઓએ તેમના સ્ટેશનહાઉસની ફાટક ઉઘાડી અને તે ક્યારે ઉઘડે તેની વાટ જોતા ટાઢે ધ્રજતા અને હુંઠવાતા ઘરબાર વગરના મવાલીઓનું ટોળું ત્યાં ઉભું રહ્યું હતું તેમને અંદર આવવા દીધા અને કોટડીઓની બહારની બાજુએ ખાલી ઓસરી હતી તેમાં પડી રહેવાની સિપાઇઓએ તેમને રજા આપી. તેમાંના કોઇ કોઇ તો આવ્યા તેવાજ ઓસરીના ભોંયતળીઆ ઉપર પથ્થરની લાદીઓ જડી હતી તેના ઉપરજ લાંબા થઇને સૂતા અને સૂતાની સાથેજ ઘરરર ઘરરર ઘોરવા મંડયા. બીજા કેટલાકને ઊંઘવાની દાનત ન હતી, તેમાંના કેટલાક હસાહસ કરવા લાગ્યા, કેટલાક વાતોના તડાકા મારવા લાગ્યા અને કેટલાક અંદર અંદર ગાળાગાળી અને લડાલડી કરવા લાગ્યા. તેમના ગંધાતા શ્વાસથી ત્યાંની હવા ગંધાઈ તો ઉઠીજ હતી, છતાં તેઓમાંના

કોઇ કોઇને જર્ગિસની ગંધ આવી અને તેમણે તેના ઉપર ગાળોનો અને અભિશાપનો વરસાદ વરસાવ્યો. તેણે સામો ઉત્તર ન આપ્યો, પણ પોતાની કોટડીના સૌથી આઘેના એક ખૂણામાં પડયો પડયો પોતાના મગજમાં ઉછળતા લોહીના ધબકારા ગણવા લાગ્યો.

એક સિપાઇ તેને સારૂ ખાવાનું મૂકી ગયો હતો. તેમાં પાઉં રોટીના સુકાઇ ગએલા કટકા અને કૉફી એટલાં બે વાનાંજ હતાં. કૉફીની અંદર એવી દવા નાખી હતી કે તે પીધાથી કેદીને ઊંઘ આવે અને તેથી તે રાતમાં તોફાન મસ્તી ન કરે. જર્ગિસને આ વાતની ખબર હોત તો તે બધી કૉફી પી જાત. રોટી ખાવાનું તો તેને મન હતુંજ નહિ; પણ ઊંઘવાની ઘણીજ ઇચ્છા હતી અને ક્રોધ તથા ખેદને લીધે તેના જ્ઞાનતંતુઓ એવા ધમધમી ગયા હતા કે કેમે કરતાં ઊંઘ આવવાનો સંભવજ ન હતો. તે તો કૉફી અને રોટી એ બેમાંથી એકકેને અડકયોજ નહિ. છેક પરોઢિયું થવા આવ્યું ત્યારે પેલા મવાલીઓ જંપ્યા અને બધું ટાઢું ટપ થઇ ગયું. એટલે વળી પાછો તે ઉઠીને ઉભો થયો અને કોટડીમાં આંટા મારવા મંડયો. તેના હૃદયના ઉંડાણમાંથી કોઇ લાલચોળ ધગધગતા અંગારા જેવી આંખોવાળો ક્રૂર દૈત્ય પેદા થયો હતો અને તે તેના જિગરના એકેએક તંતુને ખેંચી ખેંચીને તોડી નાખવા મંડયો હતો.

તેના જીવને અત્યારે જે સંતાપ થતો હતો તે તેની પોતાની જાતને માટે ન હતો—ડરહામ કંપનીની ખાતરની મીલમાં મજૂરી કરવાનો જેને વખત આવ્યો તેને હવે આખી દુનિયા કરી કરીને કરી શું નાખવાની હતી? એના કરતાં વધારે ખરાબ અને ત્રાસદાયક જગ્યા તો હતીજ નહિ! કોઈ પણ પ્રકારની શારીરિક સજા ખાતરની મીલના કરતાં વધારે કષ્ટદાયક હોઇ શકેજ નહિ. પછી તેને ભય શાનો રહ્યો? પણ જે ક્રૂર નિર્દય પ્રસંગો તેણે હમણાં હમણાં થોડા વખતથી અનુભવ્યા હતા તેનું સ્મરણ તેને સર્વાંગે દાહ ઉત્પન્ન કરતું હતું. તે શિકાગો આવ્યો ત્યારનો તેના જીવનનો આખો ઇતિહાસ તેની નજર આગળ ખડો થતો હતો. એ અઢી વરસના બધા પ્રસંગો આજે જીવંત રૂપ ધારણ કરીને તેની સામે ઉભા રહ્યા હતા. તેમનું વિલોપન કોટિ ઉપાયે થઇ શકતું ન હતું અને એવા એકેએક પ્રસંગનું સ્મરણ તાતા તીરની માફક તેના કાળજાને કોરી નાખતું હતું. એ વેદનાની આગળ બંદીખાનાનો ત્રાસ કશા હિસાબમાંજ ન હતો. જે થવાનું હતું તે થઇ ચૂકયું હતું, હવે તેમાં કશો સુધારો થાય એવું હતુંજ

નહિ. હવે તો જે ક્રૂર સંજોગોએ તેને આ છેવટના દુઃખદ પરિણામ તરફ ઘસડી આણ્યો હતો તેમને સંભારવા અને પશ્ચાત્તાપ કરવો એ એ સિવાય ત્રીજું તેને માટે હવે રહ્યું ન હતું. એ પરિણામની કલ્પનાજ એટલી ભયંકર હતી કે તેનો વિચાર આવતાં તે ભયથી કંપી ઉઠતો, વેદનાથી ગાંડો ગાંડો થઇ જતો. તેણે ઉંચા હાથ કરીને ઈશ્વરને પોકાર કર્યો કે, તું મને આ દારુણ વિપત્તિમાંથી છોડાવ—પણ કાં તો ઈશ્વરે તેના પોકાર સાંભળ્યા નહિ કે પછી કોણ જાણે શું થયું પણ કોઇએ તેની વહાર કરી નહિ—કોઇએ તેનું દુઃખ ફેડયું નહિ. કદાચ ભૂતકાળને ભૂંસી નાખવાનું ઈશ્વરને માટે પણ શક્ય નહિ હોય. ભૂતકાળનાં સંસ્મરણોએ ભેગાં થઇને એવા બ્રહ્મરાક્ષસનું સ્વરૂપ ધારણ કર્યું હતું કે કોઇ પણ મંત્રપ્રયોગથી તેનું ઉપશમન થાય એવું હતુંજ નહિ. તેણે હવે તેનો પીછો લીધો હતો, તે જ્યાં જાય ત્યાં રાતદિવસ તેની પાછળ પાછળ આવ્યાજ કરવાનો હતો, તેની છાતી ઉપર ચઢી બેસીને તેના લોહીના ઘૂંટડા પીવાનો હતો અને તેના મોઢામાંથી છેલ્લો શ્વાસ નીકળી જશે ત્યાં સુધી તેને છોડવાનો ન હતો. તેને હવે પશ્ચાત્તાપ થવા લાગ્યો કે "અરે! હું કેવો બેવકૂફ કે આવું પરિણામ આવશે તે હું સમજી શક્યોજ નહિ! જો મેં આવું જાણ્યું હોત—" પણ તેણે જાણવું જોઇતુંજ હતું. એ તો તદ્દન બે ને બે ચાર જેવી વાત હતી. તે મૂર્ખ હતો, બેવકૂફ હતો તેથીજ આ પરિણામ તેની નજર આગળ તેણે દીઠું નહિ. હવે તે પોતાનું કપાળ કૂટવા લાગ્યો કે "અરે! મારી અક્કલ ક્યાં ગએલી કે મેં વળી ઓનાને કારખાનામાં મજૂરી કરવા જવાની રજા આપી! આવા બનાવો કારખાનાંઓમાં તો રોજના રોજ બન્યાજ કરે છે એ હું જાણતો હતો, છતાં મારી ઓના તેમાંથી બચી જશે એવું મેં શાથી માની લીધું? હાય! એના કરતાં તો શિકાગો નગરની શેરીએ શેરીએ હાથમાં તાંસરૂં લઇને અમે બધાં ભિખ માગવા નીકળ્યાં હોત અથવા શહેરની ગટરોમાં પડયાં પડયાં અમને સૌને ટાંટીઆ ઘસીને મરવાવારો આવ્યો હોત તો તે પણ આના કરતાં તો વધારે સારૂં થાત! અરે! મને આ શું સૂઝયું! શું આ બીના ખરેખર બનીજ હશે? અથવા હું કોઇ ભયંકર સ્વપ્ન તો નહિ જોતો હોઉં? ના, ના, એ સાચું હોયજ નહિ! આવી ભયંકર, આવી નારકી, આવી રાક્ષસી ઘટના આ જગતમાં તો બની શકેજ નહિ! મને ભયંકર સ્વપ્ન આવ્યું હશે!"

તેની સામે આવીને ઉભું રહેલું પરિણામ એટલું વિકટ હતું કે તેની કલ્પના કરતાં પણ તે કંપી ઉઠતો હતો તો પછી તેની સામે

ટક્કર ઝીલવાનું તો તેનું ગજુંજ ક્યાંથી હોય? આ બોજો તેનાથી સહન થાય એવો હતોજ નહિ, તેને છાતી ઉપર લઇને જીવવાનું પણ શક્ય ન હતું. ઓનાને માટે તો હવે જીવવાનું કાંઇ પ્રયોજન જેવું પણ રહ્યું ન હતું. હવે તેણે જીવીને શું કરવું? તેણે કરેલી ભૂલને માટે જર્ગિસ તેને ક્ષમા આપે—અરે! તેને પગે પડીને ઉલટી તેની માફી માગે પણ તેથી કરીને તેના સતીત્વ ઉપર લાગેલું લાંછન કાંઈ ભૂંસાવાનું હતું? તેના જીવનમાં રેડાએલું વિષ કેમે કરતાં રેડાયું ન રેડાયું થવાનું હતું? હવે તે પહેલાંની માફક તેના વરની સામે વગર સંકોચે કદી જોઈ શકવાની હતી? હવે હું તમારી સદાની ધર્મપત્ની છું એવો દાવો તેનાથી થવાનો હતો? તેને લાગેલા લાંછનની જ્વાલા તે પોતેજ ખમી શકનાર નથી—હવે તેને માટે મૃત્યુ સિવાય બીજો એક પણ ઉપાય રહ્યો નથી. જો તે મરીજ જાય તો તેને માટે એ સારામાં સારું છે.

આ દલીલ તદ્દન ભૂલ વગરની અને સ્પષ્ટ હતી અને તેમાં સૂચવેલું પરિણામ આવવુંજ જોઇએ, એ વાત પણ નિઃસંદેહ હતી. પણ તે છતાં માણસનું મન એવું વિચિત્ર છે કે પરસ્પર વિરુદ્ધ અને જેમનો મેળ કદી પણ થઇ શકેજ નહિ એવી તદ્દન અસંબદ્ધ વાતોની તે કલ્પના કરી શકે છે. ઓના ભલે હવે મરી જાય એવું એક તરફથી જર્ગિસ ઇચ્છતો પણ હતો, પરંતુ ત્યાર પછી તરતજ તેના મનમાં બીજો વિચાર આવતો કે હું તો કેદખાનામાં પુરાયો છું અને હવે મારી ઓનાને અન્ન વિના ટળવળવાનો વારો આવશે! આ બેઉ પરસ્પર અસંબદ્ધ પણ એકસરખી રીતે દુઃખદાયક વિચારોના બે દાંતાની વચ્ચે તે પીસાતો હતો અને અસહ્ય મનોવેદનાનો ભોગ થઇ પડયો હતો. એ દુષ્ટ લોકોએ મને કેદ કરાવ્યો છે, કોણ જાણે મને કયાં સુધી અહીંનો અહીં બાંધી રાખશે? વખતે બે પાંચ વરસની પણ ટીપ મારે તેનું શું કહેવાય? ઓનાને કાળજે એટલો કારી જખમ લાગી ગયો છે કે તેનામાં ઉઠીને ઉભા થવાની શક્તિ રહી નહિ હોય તો પછી કારખાને જઇને કામ કરવાની તો વાતજ શી? પેલો દુષ્ટ રાક્ષસ કોનોર ધારશે તો મેરિજા અને એલ્ઝબિટાને પણ કાઢી મુકાવશે અને આખા કુંટુબને ખાખાવીખી કરી દેશે. અને ધારો કે છેક તેવું ન થયું તો પણ મેરિજા અને એલ્ઝબિટા બે જણીઓથી આખા કુટુંબનો નિભાવ થઇ શકવાનો નથી. છોકરાઓને નિશાળે ભણવા બેસાડયા છે તેમને ઉઠાડી લેતાં પણ ઓનાની કમાણી વગર ઘરખરચ નભવો મુસ્કેલ છે તો પછી ઘરના માસિક હપ્તા, મ્યુનિસિ-

પાલિટિના કર, આગનો વીમો—એ બધાં લેણાં ચૂકતે કરવાની તો આશાજ શી ? તેમની પાસે હવે માત્ર ગણ્યા ગાંઠ્યા ડૉલર સીલકમાં છે. ઘરનો હપ્તો ગયે અઠવાડીએજ ભર્યો હતો અને તે પણ તેની લેણાતારીખ પછી પંદર દહાડે એટલે હવે આઠજ દહાડામાં બીજો હપ્તો આવીને ઉભો રહેશે તે તેઓ ક્યાંથી લાવીને ભરવાનાં હતાં ? કોઈ ઉછીના આપે એવું તો છે નહિ. ઘરનો હપ્તો નહિ ભરાય એટલે તેમને ઘર ખાલી કરવું પડશે અને આટલા વખત સુધી દાંતે દોરડી લઈને હપ્તા ભર્યા અને ત્રણસો ડૉલરની પોટલી સામટી ગણી આપી તે બધુંજ પાણીમાં જશે. એ ઘરની પાછળ તેમને થોડો લોહીઉકાળો થયો હતો ? ભૂખે મરીને, ટાઢે ઠૂંઠવાઈને, લૂગડે થીંગડાં મારીને તેમણે ઘરનો હપ્તો ભરવા માટે પૈસા બચાવ્યા હતા, તે બધી મહેનત, તે બધો ભોગ નિષ્ફળ જવાનાં અને ઘર હાથમાંથી ચાલ્યું જવાનું. પેલા દલાલે ત્રણ ત્રણ વખત ચેતવણી આપી છે કે હવે તમે હપ્તો ભરવામાં ઢીલ કરશો તે નહિ ચાલે. હવે ઢીલ કરી તો તમારે ઘરમાંથી નીકળી જવું પડશે એ નક્કી જાણી લેજો. એટલે હવે આ શિયાળાની કડકડતી ઠંડીમાં તેઓ ઘર વિનાનાં થઈ જવાનાં અને ક્યાં દહાડા ગુજારશે તે તો રામ જાણે ! ઘર હાથમાંથી જતું રહે તેથી જે નુકસાન થાય તેના કરતાં વધારે આકરી અને શબ્દોથી વર્ણવી ન શકાય એવી ગંભીર વિપત્તિના વિચાર તો તેના મનને એક ક્ષણ વાર પણ ઠરીને ઠામ બેસી રહેવા દે એવા ન હતા, છતાં તે વિચાર પડતા મૂકીને ઘરના જેવી ક્ષુદ્ર બાબતનો તે વિચાર કરવા લાગ્યો એ તેણે સારૂં તો નહોતુંજ કર્યું; પણ તેણે પોતે અને તેના આખા કુટુંબે, નાનેથી મોટે સુધી એ ઘરની ખાતર કેટલું સહન કર્યું હતું તે જોતાં તેને ક્ષમા આપવી ઘટે. તેમણે દોહ્યલા દહાડા કાઢીને જેટલા પૈસા બચાવ્યા તે બધા તેમણે આ ઘરની પાછળજ હોમી દીધા હતા. પારાવાર દુઃખમાં પણ તેમને સુખની આશા આપે એવી કોઇ પણ વસ્તુ જો હોય તો તે આ ઘર હતું. દુઃખમાં તો દુઃખમાં પણ આપણા પોતાના ઘરના છાપરા નીચે તો સૂતાં છીએ, એટલું તેમને સાંત્વન હતું. એટલા સાંત્વનને ખાતર તેમણે તેમના સર્વસ્વનો ભોગ આપી દીધો હતો. એ ભોગ કાંઇ જેવો તેવો ન હતો. તેમના જેવાં ગરીબ મજૂર, રોજ કમાય અને રોજ ખાય એટલીજ જેમની આવક, એક દહાડો કામ કરવા ન જાય તો તેટલી ખોટ ક્યાંથી કાઢવી તેની મોટી ફિકર—તેવા લોકોને મન તો પૈસો એજ તેમનું બળ, એજ તેમના જીવનનો આધાર, એજ તેમનું શરીર અને એજ તેમનો આત્મા,

એના વડેજ તેઓ જીવતાં રહેતાં હતાં અને એ ખૂટી જતાં તેમને મરવુંજ પડે, તે પૈસો ખરચીને સંપાડેલા ઘરની સાથે જર્ગિસના હૃદયના તંતુઓ ગૂંથાઇ ગયા હતા.

બસ, આજ સુધી મહિને મહિને ભરેલા હપ્તા પાણીમાં ગયા. તેમનું ઘર ગયું અને ઘર ગયું એટલે તેમનું સર્વસ્વજ ગયું. પેલો દલાલ તેમની કાનપટ્ટી પકડીને ઘરમાંથી કાઢી મૂક્યા વગર છોડનાર નથી. પછી તેઓ ક્યાં દહાડા કાઢશે ? કોઇના ગમે તેવા કાતારીઆમાં જ્યાં વરસાદની ઋતુમાં વરસાદ અને ઠંડીની ઋતુમાં બરફ અંદર ચાલ્યાં આવે ત્યાં તેઓ ટૂંટીઆં વાળીને પડી રહેશે, અને એવી હાલતમાં જીવાય ત્યાંસુધી જીવશે અને નહિ જીવાય ત્યારે વારાફરતી મરી જશે; બીજું શું થાય ? પૈસા તો છે નહિ, કોઇની પાસેથી ઉછીના મળે તેમ પણ નથી. મહેનત મજૂરી કરીને જેઓ ઘેર પૈસો લાવતાં તેમની રોજી પડી ભાગી એટલે પછી તેઓ ખાશે પણ શું ? ઘરનું રાચરચીલું વેચી નાખતાં પણ કેટલા દિવસની ભૂખ ભાગે ? દુકાનવાળા કદાચ માલ ઉધાર આપશે, પરંતુ તે પણ કેટલા દિવસ ? આગલો હિસાબ નહિ ચૂકવાય એટલે તેઓ ઝટ લઇને ઉધાર આપવાની ના પાડશે. ઝેડવિલાસને અને તેની સ્ત્રીને દયા આવે તો કદાચ તેની પાસેથી નાની સરખી રકમ ઉછીની મળે. પણ તેની હાલત હવે પહેલાંના જેવી રહી ન હતી. તેની દુકાન ભાગી પડવા જેવી થઈ ગઇ છે, એટલે તે માણસ આપી આપીને કેટલી મદદ આપવાનો હતો ? પાડોશીઓને દયા આવે અને તેઓ કાંઇક મદદ કરે. પણ આભ ફાટયો ત્યાં ક્યાં હાથ દેવાય ? ભલી બિચારી જેડવિગા ! જાતે તો બારે મહિના સાજી માંદીજ રહે છે, પણ તેનું હૈયું એવું દયાળુ છે કે તેનાથી કોઇનું દુઃખ જોયું જતું નથી. તે પાઇ પાઇ કરીને પૈસા એકઠા કરી મૂકે છે અને કોઇની ખરી અણીને વખતે, જ્યારે તેને ભૂખે મરવાનો વખત આવ્યો હોય ત્યારે એ પૈસામાંથી હંમેશાં મદદ કરતી રહે છે. તે જેડ્વિગા વળી પાઇ પૈસો, આની બે આનીઓ આપીને તેમને એકાદ બે દહાડા ટકાવી રાખે. હવે બાકી રહ્યો ટેમોઝિયસ. તે કદાચ એકાદ જલસાની આવક તેમને લાવીને આપશે. આ પ્રમાણે હું જેલમાંથી છૂટીશ ત્યાં સુધી કદાચ તેઓ દોહ્યલા દહાડા કાઢીને જીવશે તો ખરાં; પણ હું જેલમાં છું તે તેઓ જાણશેજ કેવી રીતે ? મારી ખબર તેમને કહેશેજ કોણ ? હું ક્યાં છું તેની ભાળ તેમને મળે કે ન પણ મળે ? અને મળે તોપણ જેલવાળા તેમને મારી મુલાકાત લેવા દે તેનોય શો ભરોસો ? અથવા મારાં કુટુંબીઓની ખરી હાલતથી મને અજ્ઞાન રાખવો એ પણ મને કરેલી

સજાનું એક અંગ ગણી લઇને મારે કાને તેમની હકીકત પહોંચવાજ ન દે?

આ પ્રમાણે ઘરનાં માણસો ઉપર આવી પડનારી વિટંબણાઓની કલ્પના કરતાં કરતાં તેમની ખરાબમાં ખરાબ અવસ્થાનો ચિતાર તેની આંખ આગળ આવીને ઉભો રહ્યો. તેણે ઓનાને ખાટલે પડેલી અને ખૂબ દુઃખી હાલતમાં દીઠી. મેરિજાને નોકરી ચાકરી વગરની બેકાર હાલતમાં દીઠી. સ્ટેનિસ્લોવાસ કહેવા લાગ્યો કે, બરફમાં થઇને હું એકલો કારખાને નહિ જાઉં; એટલે તેની નોકરી પણ જાણે ગઇ. ત્યાર પછી ઘરનો હપ્તો નહિ ભરાયો એટલે કંપનીએ ઘર ખાલી કરાવ્યું અને ઘરનાં બધાં નાનાં મોટાં શેરીએ શેરીએ રવડતાં થઈ ગયાં. આ છેલ્લો વિચાર આવતાં જર્ગિસ ધ્રૂજી ઉઠયો. ભલા ભગવાન! તેમનો ભૂખે મરવાનો વખત આવ્યો અને તે પણ ઘરમાં નહિ? રસ્તા વચ્ચે અનાથ કંગાલ લોકોની પેઠે ટાંટીઆ ઘસીને મરવાનો વખત આવ્યો! શું કોઈ તેમને મદદ નહિ કરે? કોઇ આશરો નહિ આપે? શું તેમણે શેરીએ શેરીએ રવડવું અને બરફમાં ઠરી જઇને ન ચલાય ત્યારે ઠૂંઠવાઇને મરી જવું? રસ્તા વચ્ચે મરી ગએલાં માણસને તો જર્ગિસે કદી દીઠાં ન હતાં; પણ જેમની નોકરી ચાકરી છૂટી ગઈ હોય, જેમને ગુજરાન ચલાવવાનું કશું સાધન રહ્યું ન હોય, પડી રહેવા જેટલી જગ્યા પણ જેમની પાસે ન હોય એવા માણસોના કિસ્સા તેણે સાંભળ્યા હતા. તેઓ ક્યાંક ચાલ્યા ગયા એવું કહેવાતું હતું. ક્યાં જતા હશે તે તો કોઈજ ચોક્કસપણે કહેતું નહિ. શહેરમાં અનાથાલયો હતાં, નિરાશ્રિતોને નિભાવવાને માટે સ્થપાએલી મંડળીઓ હતી; પણ જર્ગિસને તેમના અસ્તિત્વની ખબર ન હતી. એ અનાથાલયો અને મંડળીઓ પોતાનાં કામની જાહેરાત કરતી ન હતી. કારણ કે વગર જાહેરાત કર્યે પણ તેમની પાસે મદદને માટે એટલી અરજીઓ આવતી કે તેટલીને પહોંચી વળવાને માટે તેમની પાસે પૂરતાં નાણાંજ ન હતાં.

આ પ્રમાણે સવાર થતા સુધી તે પોતાની વિચારમાળાના મણકા ગોઠવતોજ ગયો. સવાર થઇ એટલે વળી તેને સરકારી ગાડીમાં બેસીને એક વાર ફરી આવવાની તક મળી. આ વખતે ગાડીમાં ગઇ કાલની પેઠે તે એકલો ન હતો, પણ સારા સારા સોબતીઓનો તેને સંગાથ થયો હતો. એક તો પેલો દારૂડીઓ અને બૈરીમારૂ, બીજો પેલો ગાંડો એક ઘરફાડુ, દારૂની દુકાનમાં મારામારી કરવાના આરોપસર પકડાએલા થોડાક પહેલા નંબરના દાદાઓ, થોડાક છાકટા અને બીજા બે જણા જે કસાઇઓનાંના માંસના ડબ્બા ભરવાના વિભાગમાંથી

માંસ ચોરતાં પકડાયા હતા તે, એમ બધા મળીને દસ પંદર સદ્‌ગૃહસ્થો હતા. એ બધાને એક ગાડીમાં બેસાડીને પોલિસના સિપાઇ એક મકાન આગળ તેડી લાવ્યા. તે ચૂનેથી ધોળેલું હતું અને જૂનાં મકાનમાં ઘણી વાર જેવી વાસ આવે છે તેવી તેમાંથી પણ આવતી હતી. કેદીઓ આવ્યા તે વખતે ત્યાં લોકો પણ ઘણા એકઠા થયા હતા. ત્યાં એક ઓટલા જેવી ઉંચી બેઠક હતી. તેના આગલા ભાગમાં સળીઆનો કઠેરો કરી લીધો હતો. એ કઠેરાની પાછળ એક જાડો, રાતાચોળ મોઢાવાળો એક માણસ બેઠો હતો. તેના નાક ઉપર કોઇ રાતા અને કોઇ ભૂરા રંગના પુષ્કળ ડાઘા ડાઘા હતા.

મારા ઉપર હવે કેસ ચાલશે એવી જર્ગિસને ઝાંખી ઝાંખી સમજ પડી ગઇ. પણ મારા ઉપર શાનો આરોપ મૂકશે—મારામારીનો કે ખૂનનો—તે વિષે તો તે હજી પૂરેપુરો અંધારામાંજ હતો. જેને તેણે માર્યો હતો તે મૂઓ છે કે જીવતો તેની તેને કશી ખબરજ ન હતી. એટલે પછી કેટલી સજા થશે તેની તો તે અટકળ કરી શકેજ શી રીતે? વળી તેનું કાયદાનું જ્ઞાન ઉઠાં સુધીનું હતું. એટલે મને ફાંસીએ ચઢાવશે કે ચાબુક વડે મારી મારીને મારી નાખશે, કે બીજું કાંઇ કરશે તેની તેને કાંઇજ સૂઝ પડતી ન હતી તેથી તેને કદાચ કોઇએ ફાંસીનો હુકમ કર્યો હોત તો પણ તેને તેમાં કશું આશ્ચર્ય થાત નહિ. પણ અત્યાર સુધી ગામગપાટા સાંભળી સાંભળીને તેણે જે માહિતી મેળવી હતી તે ઉપરથી હવે તે સમજી ગયો કે, જે મોટા ઘાંટાવાળો માણસ મારી સામે માજીસ્ટ્રેટની ખુરશી ઉપર ચોંટયો છે તે કેલહન માજીસ્ટ્રેટજ હશે. એ કેલહનનો કરપ એટલો બધો હતો કે પૅકિંગ્ટાઉનના લોકો તેને વિષે કાંઇ વાત કરતા તે પણ બ્હી બ્હીને કરતા.

તે માજીસ્ટ્રેટ થયો તે પહેલાં તે પૅટ કેલહન કહેવાતો હતો. "ગ્રાઉલર" (ઘુરકીઆં કરનારો) એવું તેનું એક ઉપનામ હતું. કોઈ ખાટકીને ઘેર નોકર રહીને તેણે પોતાની કારકિર્દીની શરૂઆત કરી હતી, અને મારામારી કરવામાં, માથાં ફોડવા ફોડાવવામાં તેણે સારી આબરૂ મેળવી હતી. એમ કહેવાય છે કે, તેને બોલતાં આવડયું ત્યારથીજ તેણે રાજનૈતિક ક્ષેત્રમાં ઝુકાવ્યું હતું અને મત આપવાને લાયક ઉમ્મરનો થયો તે પહેલાં તો તે બબ્બે હોદ્દાની ખુરશીઓ એકકે વખતે શોભાવતો થઇ ચૂક્યો હતો. જે અદૃશ્ય હાથ વડે કસાઇખાનાંના માલિકો તેમના કામદારોને અને આખા જિલ્લાના લોકોને દબાવી રાખતા હતા તે હાથના અંગૂઠાને ઠેકાણે જો માઇક સ્કૂલીને ગણીએ

તો તેજ હાથની પહેલી આંગળીને ઠેકાણે આ કેલહન માજીસ્ટ્રેટને ગણવો પડશે. આખા શિકાગો પરગણાના તમામ રાજ્યપ્રકરણી પુરુષોમાં તેને એકલાનેજ તેઓ સૌથી વિશેષ વિશ્વાસપાત્ર માનતા હતા. આવાં કામમાં તે ઘણા લાંબા વખતથી પલોટાઇ ગયો હતો. પહેલાં તો શિકાગોની શહેર સમિતિમાં માજી ડરહામ શેઠના વેપારી ખાતાના પ્રતિનિધિ તરીકે તે ઘૂસી ગયો. જે વખતે બજાર એટલાં બધાં અસ્થિર બની ગયાં હતાં અને આખા શિકાગો શહેરનું લીલાંઉથી વેચાણ થવાનો વખત આવી લાગ્યો હતો તે વખતે આ ડરહામ શેઠે એકલે હાથે, પોતાની વ્યાપારી કુનેહને જોરે મોટો વેપાર પોતાને હાથ કરી લીધો. આ પૅટ કેલહન તેમના કામમાં ખૂબ મદદગાર થઇ પડ્યો હતો અને તેને લીધે તેની લાગવગ હતી તે કરતાંય ઘણી વધી પડી. ત્યાર પછી ટુંક મુદતમાંજ એટલે કે તેના જાહેર જીવનના પ્રારંભમાંજ તેણે શહેર સમિતિની પોતાની બેઠકનું રાજીનામું આપી દીધું અને જે રાજકીય પક્ષ બળવાન હોય તેમાં સામેલ થઇ જઇને પોતાની લાગવગ વધારવા તરફજ તે લક્ષ આપવા લાગ્યો. રાજકીય પ્રવૃત્તિમાંથી જેટલો વખત ફાજલ પડતો તેટલો બધો વખત તે પોતાનાં કુટણખાનાં અને બીજા અનીતિના ધંધાઓની ખીલવણી કરવા પાછળ મંડ્યોજ રહેતો. હાલમાં કેટલાક વખતથી આવા ધંધાઓમાંથી તે ખસી ગયો છે; કેમકે તેને લાગ્યું કે હવે મારાં છોકરાં સમજણાં થવા આવ્યાં તેથી મારે હવે છોકરાંઓના ભલાનો વિચાર કરીને વધારે પ્રમાણિક અને ઇજ્જત આબરૂવાળા ધંધામાંજ પડવું જોઇએ. આવો વિચાર કરીને તેણે પોતાની પાછલી લાગવગને જોરે માજીસ્ટ્રેટનું આસન સંપાડી લીધું. આ પદને માટે તેના બે ગુણને લીધે તે ઘણોજ સુયોગ્ય હતો; એક તો તમામ વિદેશી લોકો પરની ઘૃણાને લીધે અને તેની રૂઢિચુસ્તતાને લીધે.

જર્ગિસને કેલહન માજીસ્ટ્રેટની કચેરીમાં પોલિસના સિપાઇઓએ લાવીને બેસાડી દીધો ત્યારપછી એક બે કલાક સુધી તો તેણે આમ તેમ જોયાજ કર્યું. તેના મનમાં એવી આશા હતી કે, મારાં ઘરનાં માણસોને મારા સમાચાર મળ્યા હશે તો ગમે તે એકાદ બે જણ આવશે તો ખરાં; પણ તેની એ આશા વ્યર્થ ગઇ. કોઇ આવ્યુંજ નહિ. ત્યારપછી માજિસ્ટ્રેટની આગળ ઉભા રહેવાનો તેનો વારો આવ્યો એટલે એક સિપાઇ તેનું બાવડું પકડીને તેને સાક્ષીના પાંજરા સુધી ખેંચી ગયો. ફરિયાદી તો હાજર ન હતો, પણ તેની જગ્યાએ કંપની તરફથી એક વકીલ આવ્યો હતો, તે જર્ગિસની સામેના મુકદ્દમામાં ફરિયાદીની જગ્યાએ ઉભો રહ્યા. તેણે માજિસ્ટ્રેટને નિવેદન કર્યું કે

"ફરિયાદી હાલ ડૉક્ટરની સારવાર નીચે છે તેથી જો કોર્ટ મહેરબાની કરીને આરોપીને આઠ દિવસ સુધી—" આ વાક્ય પૂરૂં થાય તે પહેલાં તો માજિસ્ટ્રેટે જર્ગિસની સામે જોઇને કહ્યું: "ત્રણસો ડૉલર."

જર્ગિસને તો આમાં કશી સમજણ પડીજ નહિ. તે તો બાઘા જેવો ઘડીમાં માજિસ્ટ્રેટના તરફ તો ઘડીમાં પેલા વકીલની તરફ વારાફરતી ટગર ટગર જોવા લાગ્યો. માજિસ્ટ્રેટે તેને ફરીથી કહ્યું: "કોઇ તારે માટે ત્રણસો ડૉલરની જામીનગીરી આપે એવું છે?" જર્ગિસને તો આમાંય સમજણ પડી નહિ ત્યારે એક કારકુન જે તેની એક બાજુએજ ઉભો હતો તેણે તેને સમજ પાડી કે, તારે માટે કોઇ આબરૂદાર માણસ ત્રણસો ડૉલરના જામીનખત ઉપર સહી કરી આપે તો તને હમણાં જામીન ઉપર છોડી મૂકીએ અને પછી તારો કેસ જે દહાડે નીકળવાનો હોય તે દહાડે તારે કચેરીમાં હાજર થવાનું. તેના જવાબમાં જર્ગિસે ફક્ત ડોકું હલાવ્યું એટલે તો પછી શું થાય છે તેની તેને ખબર પડે તે પહેલાં તો એક સિપાઇ તેનું બાવડું પકડીને તેને ત્યાંથી ખેંચી ગયો. કચેરીમાંથી લઈ જઇને તેને એક ઓરડામાં બેસાડી રાખ્યો. ત્યાં તેના જેવા બીજા કેટલાક કેદીઓ પણ બેઠા હતા. કચેરી બરખાસ્ત થઇ ત્યાં લગી બધાને એના એજ ઓરડામાં બેસી રહેવું પડયું. ત્યાર પછી વળી પાછું સરકારી ગાડીમાં સ્વાર થઇને તેમને એક વધુ સફર કરવાનો વખત થયો. આ વખતે ઠંડો પવન ખૂબ જોરથી વાતો હતો અને ટાઢ કહે કે મારૂંજ કામ. જર્ગિસ તો આગલે દહાડે ઘેરથી સૂતેલોજ ઉઠીને નીકળી પડેલો તેથી પોતાનો ઓવરકોટ પહેરી લેવાનું પણ ભૂલી ગયો હતો. આ વખતની તેમની મુસાફરી જરાક વધારે આઘેની હતી. ગાડી ચાલી ચાલી પરગણાની જેલના દરવાજા આગળ આવીને ઉભી રહી. એ જેલ શિકાગો શહેરની ઉત્તર દિશાએ અને કસાઇખાનાંથી આઠ દસ માઇલને છેટે આવેલી હતી.

અહીં જર્ગિસની ઝડતી લેવાઇ. તેના ગજવામાંથી કુલ પંદર સેન્ટ જેટલું પરચૂરણ નીકળ્યું તેટલું જેલવાળાઓએ તેની પાસે રહેવા દીધું. બાકીનું બીજું બધું લઇ લીધું. પહેલાં તો તેને એક ઓરડીમાં લઇ ગયા, ત્યાં તેણે પહેરેલાં બધાંજ કપડાં કઢાવી નાખ્યાં અને તેને નાહી લેવાનો હુકમ કર્યો. તે નાહીને બહાર આવ્યો એટલે તેને એક લાંબી ને લાંબી ગૅલેરી ઉપર થઇને સિપાઇઓ તેને પૂરવાની કોટડી સુધી લઇ ગયા. એ ગૅલેરી લોખંડી સળીઆવાળી કોટડીઓનાં બારણાં આગળ પડતી હતી. જર્ગિસ એ કોટડીઓ આગળ થઇને તદ્દન નગ્ન

હાલતમાં પસાર થવા લાગ્યો ત્યારે તે કોટડીઓની અંદર પુરાએલા કેદીઓ આજે કોણ કોણ નવા પરોણાઓ આવ્યા છે તે જોવાને સળીઆમાં થઇને ડોકીઆં કરવા લાગ્યા. જર્ગિસ અને તેની સાથે આવેલા નવા કેદીઓ જેઓ બધા તેની પેઠે નાગા નાગા ચાલતા હતા તેમને જોઇને જૂના કેદીઓને ખૂબ ગમ્મત પડી અને દરેક જણે અંદર રહ્યાં રહ્યાં તરેહ તરેહની રમૂજી ટીકાઓ પણ કરી. જર્ગિસના શરીરમાંથી હાડકાંના ખાતરમાં રહેલા ફોસ્ફેટ અને તેજાબની ગંધ આવતી હતી. તે ગંધ નાહ્વાથી નીકળી જશે એમ ધારીને સિપાઇઓએ તેને બીજાઓના કરતાં નાહવામાં વધારે વખત લેવા દીધો. પણ એ ગંધ તો તે નવો અવતાર લે ત્યારેજ તેને છોડે એવી હતી. કેદીઓને એક એક કોટડીમાં બબ્બે બબ્બે પૂરી દીધા. એમ કરતાં એક કેદી વધ્યો. તેને એકલાને આખી કોટડી રહેવા મળી. એ ભાગ્યવંત કેદી તે આપણો મિત્ર જર્ગિસજ હતો.

આ બધી કોટડીઓ હારબંધ આવેલી હતી અને દરેકનું બારણું ગૅલેરીમાં પડતું હતું. જે કોટડીમાં જર્ગિસને પૂર્યો હતો તે પાંચ ફુટ પહોળી અને સાત ફુટ લાંબી હતી. તેના ભોંયતળીઆ ઉપર પથ્થરની લાદીઓ જડી દીધી હતી અને કેદીને સૂવાને સારૂ લાકડાની એક ઉપર એક એવી બે લાકડાની બેન્ચો થોડે થોડે છેટે ભીંતની સાથેજ ચણી લીધી હતી, જેના ઉપર એકેકો કેદી સૂઇ શકે. કેદખાનાંમાં સરસામાનની મજબૂતી ઉપર ખૂબ ધ્યાન અપાતું હતું તેથી તે બેન્ચોનું પાટિયું એટલું જાડું પસંદ કરેલું હતું કે સેંકડો વરસ સુધી વપરાય તો પણ ઘસાય એવું ન હતું. કોટડીની અંદર બારી કે જાળી જેવું કાંઇજ ન હતું. પણ એક બાજુની ભીંત અને છાપરાની વચ્ચે સળીઆની જાળી હતી તેમાંથી થોડું ઘણું અજવાળું આવી શકતું હતું. સૂવાની બેન્ચોના ઉપર ઘાસની ભરેલી એક એક ગોદડી અને બબ્બે ભૂરા કામળા મૂકી રાખ્યાં હતાં. ઘણા વરસથી કેદીઓનો પરસેવો ચૂસી ચૂસીને બેઉ કામળા જાણે લાકડાંનાં પાટીઆંજ હોય એવા એવા અક્કડ બની ગયા હતા અને તેમાં ચાંચડ, માંકડ અને જૂ પાર વગરનાં પાકયાં હતાં. કામળાને હાથ અડકાડતાને વારમાંજ ચાંચડ તો હાથ ઉપર ચઢી જઇને કૂદાકૂદ કરવા મંડી જતા હતા. જર્ગિસે ગોદડી ઉંચી કરી તો તેની નીચેથી વાંદાનું એક મોટું કુટુંબ નીકળ્યું. વાંદાને જોઇને જેટલો તે ચમક્યો તેટલાજ તેને જોઇને વાંદા પણ ચમકયા અને નાસાનાસ કરવા લાગ્યા.

સાંજ પડી એટલે વળી તેને સારૂ પાઉં રોટીના સૂકા ટૂકડા અને ઉંઘ આવે એવી દવાવાળી કૉફીનું ભોજન આવ્યું. આ વખતે વધારામાં વળી થોડોક માંસનો રસો પણ આવ્યો હતો. ઘણા ખરા કાચી સજાવાળા કેદીઓ પોતપોતાને ખર્ચે વીશીઓમાંથી ખાવાનું મંગાવીને ખાતા હતા. પણ જર્ગિસની પાસે તેટલા પૈસા હતા નહિ તેથી તેને તો સરકારની મહેમાનગીરીના ઉપરજ આધાર રાખવો પડયો. કેદીઓ વળી પોતાને ખરચે વાંચવાની ચોપડીઓ, રમવાને સારૂ ગંજીફા અને રાત્રે બાળવાને માટે મીણબત્તીઓ પણ મંગાવતા હતા. પણ જર્ગિસની પાસે તો પૈસાનાજ વાંધા હતા તેથી તેને તો રાત્રે અંધારામાં પડી રહેવું પડયું. કોટડીમાં એકલોજ હતો તેથી તેની સાથે વાત કરનાર પણ કોઈ નહિ. આજે પણ તેને ઉંઘ ન આવી. આગલી રાત્રે જે જે વિચારોનાં ભૂત તેની આંખો આગળ આવી આવીને નાચ્યાં હતાં અને તેના આળા થઇ ગએલા જિગર ઉપર નિર્દયપણે તેમની ક્રૂર ચાબુકના ફટકા મારી ગયાં હતાં તે બધાં પાછાં આજે પણ તેને સતાવવા લાગ્યાં. રાત પડી પણ તે તો પાંજરામાં પુરાએલું કોઇ જંગલી પશુ પાંજરામાં આંટા મારતું જાય અને લોખંડના સળીઆની સાથે દાંત અને નખ ઘસતુંજ જાય તેમ તે પણ કોટડીમાં આંટા મારતોજ ગયો અને હૈયામાં ઘણોજ વેગ ચઢી આવતો ત્યારે ધડાક લઇને ભીંતની સાથે પોતાના શરીરને અફાળવા લાગ્યો. કોઇ વાર હાથ તો કોઇ વાર માથું પથ્થરની દિવાલની સાથે ઝીંકતો ગયો. તેના હાથ છોલાઇ ગયા, માથે ઢીમણાં થઇ આવ્યાં; પણ આ કેદખાનાંની દિવાલોને બંધાવનાર માણસોના જેવાજ એ દિવાલના પથ્થર પણ નિષ્ઠુર સાબીત થયા.

જેલથી કેટલેક અંતરે એક દેવળ હતું. દેવળના મિનારા ઉપર ગોઠવેલા ઘડીઆળના દર કલાકે ટકોરા વાગતા હતા તે જર્ગિસ સાંભળતો હતો. એમ કરતાં મધરાત થઇ. તે વખતે તે પોતાના હાથની વચ્ચે માથું ઢાંકીને ભોંય ઉપર આડો પડયો હતો. એટલામાં એક, બે, ત્રણ એમ બાર ટકોરા વાગ્યા, પણ બારમા ટકોરા પછી ઘંટનો ધ્વનિ બંધ ન થયો, પરંતુ ઘણી વાર સુધી ઘંટનાદ ચાલુ ને ચાલુજ રહ્યો. જર્ગિસે માથું ઉંચું કરીને કાન માંડયા. અરે ! આ ઘંટનાદ શાનો ? જેલમાં આગ તો નહિ લાગી હોય ? ભલા ભગવાન ! જેલમાં એકાએક આગ લાગી હોય તો—? ના, ના, પણ આ તો ભયસૂચક ઘંટનાદ નથી—આની અંદર તો સૂર પૂરાય છે, એક જાતનું સંગીત છે. એ તો આનંદમંગલસૂચક ધ્વનિ છે. આખા શહેરની વસ્તીને

જગાડવાને માટે ઘંટનાદ થાય છે! આ શું? એક નહિ, બે નહિ, પણ ચારે દિશાએથી આઘેથી તેમજ નજીકમાંથી મંગલ ઘંટનાદની રમઝટ મચી રહી છે! બરાબર એક મિનિટ સુધી જર્ગિસે કાન માંડીને સાંભળ્યાજ કર્યું અને આ બધાનું કારણ શું તે તેને કેમે કર્યું સમજાયજ નહિ. પછી એકદમ તેના મગજમાં વીજળીનો ઝબકારો થયો, તેને ખરૂં કારણ સમજાઇ ગયું—અરે! હા, ખરી વાત! આજ તો પવિત્ર નાતાલની રાત્રિ! જગતના તારણહાર ઇસુના જન્મોત્સવની મંગલરાત્રિ! આખા જગતને પ્રેમ અને શુભેચ્છાનો સંદેશ સંભળાવનાર પયગંબરનો જન્મોત્સવ ઉજવવા આજે ખ્રિસ્તી આલમ તૈયાર થઈ છે!

નાતાલ! ખરેખર, એ વાત તો જર્ગિસ સાવ ભૂલીજ ગયો હતો! હવે તેને નાતાલનું સ્મરણ થયું અને તેની સાથેજ તેના મગજમાં દબાઇ રહેલાં ભૂતકાળનાં સંસ્મરણોના પ્રવાહની ફાટક એકદમ ફડાક લઇને ઉઘડી ગઇ અને પછી તો તેના હૃદયમાં તદ્દન જુદીજ જાતની મનોવેદનાઓની અને સંસ્મરણોની ઝડી મચી રહી. આજ નાતાલના તહેવાર તેણે પોતાના વતનમાં–લિથુઆનિયામાં—એક વાર ઉજવ્યા હતા. પોતે તે વખતે છેક નાનો હતો, તેનો બાપ પણ તે વખતે જીવતો હતો, તેનો મોટો ભાઇ જેનો આજે ઘણાં વરસથી પત્તો નથી તે પણ ઘેર હતો. આખુંય કુટુંબ લિથુઆનિયાના જંગલમાં લાકડાંનાં પાટીઆંના બનાવેલા તેમના નાનકડા ઘરમાં રહેતું હતું. આસપાસ ગાઢું, કાળું, ઘનઘોર જંગલ હતું. આખો દિવસ અને રાત બરફની અખંડ ઝડી વરસતી હતી. તેમનો અને બાકીના આખા સંસારનો સંબંધ તૂટી ગયો હતો, છતાં આખા ખ્રિસ્તી જગતના આનંદોત્સવમાં તેમણે પણ તેમનો સૂર સામેલ કર્યો હતો. જગતમાં પ્રેમનું અમીવર્ષણ કરવાને જન્મ લેનાર ઇસુના દિવ્ય અવતારનું માનસદર્શન તેમણે તેમના ક્ષુદ્ર ઝૂંપડામાં રહીને પણ કર્યું હતું. એ વતન છોડીને તેઓ બધાં પેકિંગ્ટાઉનનાં કસાઇખાનાં આગળ વસ્યાં તોપણ તેઓ તેમની રીતે નાતાલનો ઉત્સવ કરવાનું ભૂલ્યાં ન હતાં. અહીંના કલુષિત જીવનની કાળરાત્રિને અજવાળવા પૂરતી એ એક સંપત્તિ તેમણે સાચવી રાખી હતી. ગયે વરસે પણ નાતાલના તહેવાર દરમ્યાન જર્ગિસે આખો દિવસ ઢોરનાં લોહી અને આંતરડાં ઉસેડયાં હતાં અને ઓનાએ માંસનાં પડીકાંને ટેભા માર્યા હતા. પણ તે છતાં સાંજે ઘેર આવ્યા પછી છોકરાંઓને લઇને તેઓ બહાર ફરવા નીકળી પડયાં હતાં. વીજળીની રંગબેરંગી રોશની વડે દુકાનો

ઝળહળી રહી હતી અને નાતાલની ખાસ મિઠાઇઓના ગંજના ગંજ ખડકાઇ ગયા હતા. રમકડાંની દુકાનોની શોભાની તો આજે સીમાજ ન હતી. ગુલાબી ફ્રૉક અને સોનેરી વાળનાં ઝુલ્ફાંવાળી ઢીંગલીઓ, સુંવાળા રેશમ જેવા નીમાળાવાળા કૂતરા અને રીંછ, સસલાં તથા ખિસ્કોલીઓ, મોઢેથી વગાડવાનાં વાજાં અને નાની નાની પડઘમો, આગગાડીઓ અને મોટર ગાડીઓ—એ બધાં જાતજાતનાં રમકડાં જોઇ જોઇને છોકરાં ગાંડાં ગાંડાં થઇ ગએલાં. જર્ગિસે તેમને બધે ફેરવી ફેરવીને બતાવ્યું અને ઘેર જતી વખતે સૌને પોતાની શક્તિ પ્રમાણે થોડું ઘણું અપાવ્યું પણ હતું. કોઇને ઢીંગલી, કોઇને રમકડું દરેકને કાંઇ કાંઇ અપાવીને છોકરાંનાં મન રાજી કર્યાં હતાં. ઘરમાં રાંધવાને વાસ્તે પણ તહેવારને દહાડે ખાવા જેવી વસ્તુઓ ખરીદી હતી.

જર્ગિસે ખાતરની મીલમાં અને એલ્ઝબિટાએ "સૉસેજ" બનાવવાના સંચા આગળ છ છ મહિના કાઢ્યા તે છતાં તેઓ હજી એટલાં જડ નહોતાં થયાં કે તેમના મનમાંથી નાતાલના તહેવાર ઉજવવાનો ઉમંગજ સાવ મરી જાય. પછી જે રાત્રે ઓના પહેલી વારની ઘેર નહોતી આવી તે રાતનો પ્રસંગ તેને યાદ આવ્યો અને તે યાદ આવતાં તેને કાળજે ડચૂરો ભરાઇ આવ્યો. તેજ દહાડે એલ્ઝબિટા ફક્ત ત્રણજ સેન્ટ આપીને એક જૂનું ચિત્ર વેચાતું લાવી હતી. તેના ઉપરના રંગ ઉડી જતાં જતાં પણ થોડાક રહી ગયા હતા. એલ્ઝબિટાએ તેના ઉપરના તમામ ડાઘાડૂઘી લૂછીને કાઢી નાખ્યાં અને પછી કહેવા લાગી કે તેને એવી જગ્યાએ ટાંગીશ કે છોકરાં જોઇ જોઇને ખુશ થાય. ગરીબાઈની ઘાણીમાં આટઆટલાં પીસાયાં હતાં છતાં હજી તેમની સ્વભાવસુલભ ઉચ્ચ વૃત્તિઓ મરી ગઇ ન હતી. આ બધું યાદ આવતાં જર્ગિસ મોટાં મોટાં ડૂસકાં ભરીને રડવા લાગ્યો: "હાય! આ વરસની નાતાલ અમારે માટે એવી નીવડી કે આજે એમને રહેવાને ઘર નહિ હોય, ખાવાને સૂકોપાકો રોટલો નહિ હોય અને શરીર ઢાંકવા પૂરતાં વસ્ત્ર નહિ હોય. હું કેદખાનામાં છું અને ઘરનાં બીજાં બધાં કંગાલિયતમાં અને ભિખારી હાલતમાં સબડતાં નાતાલના દિવસ પસાર કરતાં હશે! ઓના માંદીજ હશે, છોકરાં રોકકળ કરી રહ્યાં હશે, ઘરમાં તંગી, ભૂખમરો અને વિપત્તિ તેમના સોટા બજાવતાં હશે! અને છતાં બાકીનું જગત આજે નાતાલનો ઉત્સવ ઉજવવા નીકળ્યું છે! અને અમે કેવો આનંદ માણીએ છીએ તેનું મને સ્મરણ કરાવવા ઘંટ બજાવવા લાગ્યું છે! અરે! કેદખાનામાં પણ ક્રૂર નિર્દય જગત મારો પીછો છોડતું નથી. કેદખાનામાં

પણ મને એકલો પડી રહેવા દેતું નથી—તેમણે સૌએ મળીને મને કેદખાનામાં તો ખોસી દીધો અને હવે દાઝયા ઉપર ડામ દેવા મારા કાન આગળ તેમના ઉત્સવના મંગલ ઘંટનાદ સંભળાવે છે !”

પણ આ ઘંટનાદનો તેને માટે કશો અર્થ ન હતો—નાતાલ તેને માટે અને તેનાં જેવાંઓને માટે તો છેજ નહિ. જેઓ નાતાલના તહેવાર ઉજવવા નીકળ્યાં છે તેમને મનથી જર્ગિસ આ સંસારમાં છેજ નહિ. તેમને મનથી તેના જીવનનું કશું મૂલ્ય રહ્યુંજ નથી. તેમણે તેને મરી ગએલા ઢોરની લાસની પેઠે ફેંકી દીધો છે, તેમના સમાજમાંથી બહાર ધકેલી કાઢયો છે. આહ ! એ કેટલું ભયંકર છે ! કેટલું શરમથી નીચું જોવરાવે એવું છે ! તેની સ્ત્રી મરવા પડી હશે, તેનો નાનો ધાવણો છોકરો ભૂખે ટળવળતો હશે, લેણદારોએ તેમને ઘરમાંથી કાઢી મૂક્યાં હશે અને આ કારમી ટંડીમાં તેઓ મરી જતાં હશે, અને તેજ વખતે બાકીની દુનિયા નાતાલનો ઉત્સવ ઉજવવા અને મંગલ ઘંટનાદ બજાવવા નીકળી છે ! તેઓ કહે છે કે “અમારા પ્રભુ ઇસુનો આજે જન્મદિવસ છે ! જેણે અમને પ્રેમ અને બંધુભાવના પાઠ શીખવ્યા અને શીખવતાં શીખવતાં જેણે પોતાના પ્રાણનું બલિદાન દીધું તે પ્રેમાવતાર ઇસુનો જન્મદિવસ અમે ઉજવવા નીકળ્યાં છીએ !” જેઓ પોતાને ધર્મિષ્ઠ કહેવરાવતાં હોય તેમણે તો શરમાઇને મરી જવું જોઇએ. એક બાજુએ આટલી જીવલેણ કંગાલિયત, પાપ, હત્યાઓ, ક્લેશ અને પરિતાપ અને બીજી બાજુએ આવાં દુઃખીઆરાં માનવીઓની સામેજ તમારા ઉત્સવ ! અને તે પણ ધર્મને નામે ! લ્યાનત હોજો એ તમારા ધર્મ ઉપર અને બંધુભાવના તમારા જૂઠા દંભી દાવા ઉપર ! ભલે તમે નાચો, કૂદો અને તમારી મરજીમાં આવે તે કરો પણ ધર્મને નામે ન કરો. તમે ધર્મની હડહડતી મશ્કરી કરો છો, તેનું ઘોર અપમાન કરો છો.

વળી ખુબી તો જુઓ ! જગતનો ન્યાય તો જુઓ ! અને તેમની ગુન્હેગારને સજા કરવાની રીત તો જુઓ ! એક જણે અપરાધ કર્યો એટલે તેનાં કુટુંબીઓને અને તેના ધાવણા છોકરાને સુદ્ધાં ભૂખે અને ટાઢે મારી નાખવાં એ પણ તેને કરેલી સજાનું એક અંગ ! ગુન્હેગારનાં ઘરનાં માણસોને રીબાવી રીબાવીને મારી નાખવાં અને ગુન્હો કરનારને કહેવું કે તું જીવતો રહે અને તારાં ઘરનાં કેવાં રીબાઇ રીબાઇને મરે છે તે તું જો, એ તેમની ગુન્હેગારને સજા કરવાની રીત ! વાસ્તવમાં થયું છે પણ એવુંજ. તેમણે જર્ગિસને એવી સુરક્ષિત કોટડીમાં પૂર્યો છે કે બહાર ગમે તેટલું બરફ વરસે પણ તે કોટડીમાં બરફની

એક કણી પણ ન પેસી શકે, બહારની ઠંડી હવા તેની ચામડીને કોચતી કોચતી ઠેઠ તેનાં હાડકાં સુધી તો નજ પહોંચી જાય. વળી તેઓ તેને ભૂખે પણ નથી મારતા, ખાવા પીવાનું પણ વખતસર તેની આગળ આવીને મૂકી જાય છે. તો પછી તેમણે તેને સજા કયી રીતે કરી? તેનાં ઘરનાં માણસોને ભૂખ અને ટાઢે રીબાવી રીબાવીને માર્યાં એજ કે બીજું? ત્યારે કાયદાના દેવતાઓને જો આવુંજ કરવું હતું તો તેમણે તેની જગ્યાએ તેનાં ઘરનાં માણસોને શા માટે બંદીખાનામાં ખોસી ન દીધાં? એક ગુન્હેગાર આસામીને સજા કરવાની દુનિયાને આ સિવાય બીજી એકકે રીતજ ન જડી કે તેમણે તેને સજા કરવા જતાં સાથે સાથે ત્રણ અસહાય અબળાઓને અને છ નાનાં નાનાં નિર્દોષ રંક છોકરાંઓને ભૂખ અને ઠંડીના મોઢામાં હોમી દીધાં અને એ રીતે તેમને એકકે ઝટકે નહિ પણ રીબાવી રીબાવીને મારી નાખ્યાં!

પણ આજે તો આવાજ તેમના કાયદા છે અને આવીજ તેમની ઇન્સાફ કરવાની પદ્ધતિ છે. જર્ગિસ ફડાક લઇને ઉભો થઇ ગયો, લાગણીઓના આવેશથી સર્વાંગે થરથર કંપવા લાગ્યો, તેણે જોરથી મુઠ્ઠીઓ ભીડીને હાથ ઉંચા કર્યા, અને તેનો આત્મા, તેનું હૃદય, પ્રબળ તિરસ્કારના આવેશથી, તેના અને તેનાં પ્રિયજનો ઉપર ગુજરેલા અન્યાયને સંભારીને ઉત્પન્ન થતા રોષથી પ્રજ્જવળી ઉઠયાં. આખું જગત તેને પોતાના અંગત શત્રુ જેવું દેખાયું. આખી સભ્ય માનવજાતિ પ્રતિ તેને ઘોર વૈરભાવ જાગ્યો. પોતાને સભ્ય કહેનારા માનવસમાજના ઉપર અને તેમણે ઘડેલા કાયદાઓ ઉપર તે હજારો અભિશાપ વરસાવવા લાગ્યો. આ તેમનો કાયદો? આ તેમની ઇન્સાફ કરવાની રીત? એ હડહડતો દંભ છે, પાખંડ છે, જૂઠાણું છે—કાળું ઘોર ભયંકર જૂઠાણું છે—કોઇ પણ માનવી દુનિયામાં આવું સંભવેજ નહિ. ભયંકર પ્રાણશોષક સ્વપ્નોની સૃષ્ટિમાં કદાચ આવું હોય તો હોય. એ ન્યાય નથી પણ ન્યાયની હડહડતી મશ્કરી છે, ધર્મ નથી પણ ધર્મનું હાસ્યાસ્પદ ફારસ છે, ન્યાયનું અને ધર્મનું ઘોર અપમાન કરવા બરાબર છે. એમનાં ન્યાયમંદિરોમાં ધર્મનો, મનુષ્યના કુદરતી હક્કનો વિચારજ કોણ કરે છે? એ ન્યાયમંદિરોજ નથી પણ ન્યાયને નામે ગરીબોને રેંસી નાખવાનાં કતલખાનાં છે, જ્યાં બળીઆઓ, વગવસીલાવાળા શ્રીમંતો નિર્બળ-રાંક-અસહાય-નિર્ધનને પોતાની મરજીમાં આવે તેમ છૂંદી મારે છે, જ્યાં એક માણસ બીજા માણસને પોતાના પશુબળ વડે કેટલી હદ સુધી હેરાન કરી શકે તેનું ઉઘાડું પ્રદર્શન છે, જ્યાં એક પક્ષ પોતાના હાથમાં આવેલી સત્તા વડે બીજાને

પોતાની ઈચ્છા મુજબ કેવી રીતે નિર્દયપણે સ્વચ્છન્દે કચરી છૂંદીને પાયમાલ કરી શકે છે તેનું ચોખ્ખું નિદર્શન છે. તેમણે શું શું નથી કર્યું ? તેમણે તેમની ઘાણીઓમાં ઘાલીને તેને પીસાય તેટલો પીસ્યો, તેનામાં જે કાંઇ સત્ત્વ હતું તે બધું ટીપેટીપું નીચોવી લીધું, તેના ઘરડા બાપનું ખૂન કર્યું. તેની સ્ત્રીની જિંદગી બરબાદ કરી નાખી, તેના નિષ્કલંક ચારિત્ર્યને ભ્રષ્ટ કર્યું, તેના આખા કુટુંબ ઉપર ભય અને ત્રાસ વર્તાવીને તેમને બધાંને નરમ ઘેંસ જેવાં દીનહીન કંગાલ બનાવી દીધાં અને આટલું કરતાં પણ જાણે તેઓ ધરાયા ન હોય તેમ તે દરિદ્ર કુટુંબના પાલકને, રક્ષકને બંદીખાનાના પાંજરામાં પૂર્યો. તેણે શો અપરાધ કર્યો હતો ? અપરાધ માત્ર એટલોજ કે હવે તે નીચોવાઇ નીચોવાઇને સાવ નકામો થઈ ગયો હતો. હવે તેના માલિકોને તે કશા ખપનો રહ્યો ન હતો. હવે તેના માલિકોના મનથી તે ગટરમાં ફેંકી દેવા લાયક થઈ ગયો હતો. તેમાં વળી તેણે પોતાના ઉપર જુલમ કરનારની સામે હાથ ઉપાડયો ! તેમની સ્વચ્છન્દી વર્તણુકની સામે થયો ! ત્યારે લે હવે તેનો સ્વાદ તું ચાખ. તેમણે તેને પકડીને બંદીખાનામાં ખોસી દીધો. તે જાણે કોઇ જંગલી પશુ હોય, તેને પોતાને કશો અધિકાર ન હોય, કશી લાગણી ન હોય, કશી વિચારશક્તિ ન હોય, પોતાની ઈજ્જતનું ભાન ન હોય, કુટુંબપ્રીતિ ન હોય અને તેના ઉપર મરજીમાં આવે તેવો જુલમ કરવાનો સૌને હક હોય તેમ તેને દબાવીને ગૂંગળાવીને બંદીખાનામાં ખોસી દીધો. જંગલી જાનવરની સાથે પણ આવું વર્તન તો ન ચલાવાય. કોઇ પારધિ પણ એવો ક્રર તો નજ હોય કે જંગલી જાનવરને તેની બોડમાંથી પકડી લાવે અને તેનાં નાનાં ધાવણાં બચ્ચાંને મા વગર એકલાં ટળવળતાં મૂકીને ચાલ્યો જાય ! પરંતુ સભ્ય સમાજે જર્ગિસના પ્રત્યે આવુંજ વર્તન કર્યું હતું. કોઇ કહેશે કે પોતાની સ્ત્રીના ઉપર થએલા જુલમને માટે તેણે કાયદેસર ફરિયાદ કરવી હતી. અરે ઓ કાયદાના હિમાયતીઓ ! તમે છાતી ઉપર હાથ રાખીને કહી શકો છો કે, તમારી અદાલતોમાં બળવાનની સામેના મુકદ્દમામાં ગરીબને, નિર્બળને કદી ન્યાય મળ્યો છે ? નિર્ધન પોતાની સાચી હકીકતને જોરે જીત્યો હોય અને ધનવાન હાર્યો હોય એવા દાખલા તમે કેટલા બતાવી શકો છો ?

જર્ગિસના જેવા ઉત્તમ હૃદયવાળા માણસને આવા વિચાર આવે અને તે પણ મધરાતે બંદીખાનાની કોટડીમાં તો તેથી તેની અસર ઘણીજ માઠી થયા વગર ન રહે. સમાજની સામે તેણે થોડા વખત પછી બંડ ઉઠાવ્યું. તે એક રીતે બહારવટીઓ બની ગયો, માણસ-

જાતનો દુશ્મ ન થયો, એ બધાનું બીજારોપણ અહીં, આ વખતેજ થયું હતું. સમાજની અંદર ચાલી રહેલાં અનેક પાપાચરણનું અને સમાજનો એક ભાગ બીજા ભાગ ઉપર જે જુલમ કરી રહ્યો હતો તેનું મૂળ કારણ શોધી કાઢવા જેટલું તેને જ્ઞાન ન હતું. એ અત્યાચારને માટે અમુક વ્યક્તિ નહિ પણ સમાજની વ્યવસ્થા કરવાની પ્રથાજ દોષિત છે અને એ પ્રથાજ એવી છે કે મનુષ્યને ઇચ્છાએ કે અનિચ્છાએ પણ તેના ભાઇ ઉપર અન્યાય કર્યા વગર ચાલતુંજ નથી, એ વાત સમજવા જેટલી તેની બુદ્ધિ ખીલી ન હતી. એ દુષ્ટ રાક્ષસી પ્રથા તેની છાતી ઉપર ચઢી બેસીને તેનું લોહી ચૂસી રહી હતી. એ પ્રથા કયી ? એ મૂડીવાદની પ્રથા કે જેના જોરથી કારખાનાંના માલિકો; માતબર જમીનદારો, શરાફો અને વેપારીઓ આખા રાજ્યના કાયદાને, રાજ્યના સૈન્યબળને, પત્રકારોને, ધર્મગુરુઓને, રાજનૈતિક આગેવાનોને, સૌને ખરીદી લેતા હતા અને તેમની પાસે પોતાનુંજ ધાર્યું કરાવતા હતા. તે રાક્ષસી પ્રથાને જર્ગિસ ઓળખતો થયો ન હતો. તે તો હજી એમજ જાણતો હતો કે મારા ઉપર માનવસમાજે જુલમ કર્યો છે; કાયદો, કાયદાનો અમલ કરનારાઓ, માનવસમાજ અને તેનાં વિવિધ અંગો મારી સાથે શત્રુભાવ દાખવી રહ્યાં છે. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તેની બુદ્ધિ ઉપર વૈર અને ધિક્કારનું કાળું આવરણ જામતું ગયું અને વેર લેવાનાં તથા પોતાનો જગત પ્રત્યેનો રોષ કાઢવાના નવા નવા ઘાટ મનમાં ઘડતોજ ગયો.

એક કવિએ યોગ્યજ કહ્યું છે કે:

"કેદખાનાંનાં ઝેરી વાતાવરણમાં ઝેરી વેલાઓની પેઠે પાપી સંકલ્પો ખૂબ ફાલે ફૂલે છે. મનુષ્યની અંદર જે કાંઇ શુભ છે, જે કાંઈ પવિત્ર છે, તે બધું અહીં ચીમળાઇ જાય છે અને દહાડે દહાડે તેનો ક્ષય થતો જાય છે."

એક બીજો કવિ જેણે જગતની અદાલતોના ઇન્સાફનો અનુભવ લીધો છે તે લખે છે:—

"કાયદાઓ ખરા છે કે ખોટા તે તો હું નથી કહી શકતો, પણ અમને કેદીઓને એક વાત બરાબર સમજાઇ ગઇ છે કે કેદખાનાંની દિવાલો મજબૂત છે.

"કેદખાનાંની દિવાલો મજબૂત છે એટલું સારૂં છે; કેમકે એ દિવાલોની પાછળ રોજ રોજ થતાં કાળાં કૃત્યોના સમાચાર બહાર નથી આવતા. ત્યાં શું શું થાય છે એ જો જાહેર થાય તો તેથી ઇશ્વરને અને ધર્મપ્રવર્તકોને, સૌને નીચું જોવું પડે."



# પ્રકરણ ૧૭ મું

બીજે દહાડે સવારના સાત વાગ્યા એટલે તેની કોટડી ધોઈ નાખવાને સારૂ પાણી ભરી લાવવાને માટે જર્ગિસને બહાર કાઢયો. આ કામ કરવામાં ઘણા ખરા કેદીઓ કોચવાયા કરતા હતા અને તેઓ પોતાની કોટડીઓને એવી ગંદી હાલતમાં રાખતા હતા કે આખરે સિપાઇઓ બળજબરાઇથી તેમની પાસે કોટડીઓ ધોવરાવતા ત્યારેજ ધોતા. પણ જર્ગિસને કોટડી ધોઇ નાખવાનું કહ્યું એટલે તરત તેણે તે કામ ઘણીજ કાળજીપૂર્વક કર્યું. ત્યાર પછી તેને માટે પાછો આગલા દિવસના જેવો પાઉંરોટી અને દવાવાળી કૉફીનો નાસ્તો આવ્યો. નાસ્તો કરી રહ્યા પછી તેને ત્રણ કલાક સુધી જેલના આંગણામાં હરવા ફરવાની રજા મળી. આંગણામાં સીમેન્ટની છો દીધી હતી અને ઉપર કાચનું છાપરૂં હતું. આ વખતે અહીં કેદખાનાના બધાજ રહેવાસીઓનો એક મેળો જામ્યો હતો. એજ આંગણાના એક છેડા ઉપર કેદીઓને મળવા આવનારાઓને સારૂ ઉભા રહેવાની જગ્યા હતી. તેની અને જ્યાં કેદીઓ ફરતા હતા તે જગ્યાની વચ્ચે એક એક ફુટને છેટે તારની બે જાળીઓ ભરી લીધી હતી, જેથી કરીને મુલાકાત લેવા આવનારાઓમાંથી કોઇ કેદીને કાંઇ આપી ન શકે. જર્ગિસે એ જાળીની પેલી બાજુએ ઘણી વાર સુધી આતુરતાથી જોયાજ કર્યું, પણ કોઇ તેની મુલાકાત લેવા આવ્યું નહિ.

તે પોતાની કોટડીમાં પાછો ગયો ત્યાર પછી થોડી વારે એક વૉર્ડરે આવીને તેની કોટડીનું બારણું ઉઘાડયું અને બીજા એક નવા કેદીને તેમાં દાખલ કર્યો. તે ટાપટીપવાળો, ફાંકડો, ચંચળ જુવાન હતો. તેના હોઠ ઉપર આછા તપખીરીઆ રંગની મૂછના દોરા ફૂટયા હતા, આંખો ભૂરી હતી અને તેની આકૃતિ પણ સુશોભિત અને સામાનું મન હરણ કરી લે એવી હતી. તેણે આવતા વારનેજ જર્ગિસની સામે જોઇને જરાક માથું નમાવ્યું અને બારણે તાળું દઇને વૉર્ડર ચાલ્યો ગયો એટલે કોટડીમાં શું શું છે તે બધું ધારી ધારીને જોવા લાગ્યો.

તેની નજર જર્ગિંસ ઉપર ફરી વાર પડી ત્યારે તો તે બોલ્યો: "સાહેબજી, બિરાદર!"

જર્ગિંસે કહ્યું: "સાહેબજી."

"કેમ? નાતાલનો તહેવાર અને આપણું કેદખાનામાં આવવું એઉ સા......સાથેજ આવ્યાં, હેં?" તેણે પૂછ્યું. જવાબમાં જર્ગિંસે ફક્ત પોતાનું ડોકુંજ હલાવ્યું.

પછી પેલો માણસ જ્યાં આગળ સૂવાની પાટલીઓ ભીંતમાં જડી હતી ત્યાં ગયો અને ધાબળા જોવા લાગ્યો. તેણે ગોદડી ઉપાડીને જોઇ, પાછી તરતજ હેઠે મૂકી દીધી અને અચંબો પામીને બોલી ઉઠ્યો: "બાપ રે! આ તો વળી પેલાના કરતાંય વધારે ભૂંડું દેખું!"

આટલું કહીને તેણે વળી પાછી જર્ગિંસના ઉપર એક નજર નાખી, અને પૂછ્યું: "આ પથારી જોતાં મને લાગે છે કે કાલે રાત્રે એના ઉપર કોઇ સૂતુંજ નથી! આવી નઠારી પથારીમાં તમને સૂવાનું મનજ ન થયું, ખરી વાત?"

જર્ગિંસે જવાબ દીધો: "મારે કાલે ઊંઘવાનો વિચારજ ન હતો."

"આવેલા ક્યારના?"

"ગઇ કાલનો."

પેલા માણસે ફરીથી એક વાર ચારે તરફ નજર ફેરવી અને નાકનું ટીચકું ચઢાવતાં ચઢાવતાં કહ્યું: "સા......અહીં ગંધ શેની આવતી હશે? ઉંહુંહુંહું! શાની ગંધ હશે?"

"એ તો હું ગંધાઉં છું." જર્ગિંસ બોલ્યો.

"તમે?"

"હા, હા, એ તો મારીજ ગંધ છે," જર્ગિંસે કહ્યું:

"તમને એ લોકોએ નાહવા-ધોવાની રજા નહિ આપેલી?"

"પણ આ ગંધ તો સો મણ સાબુથી ધોતાંય જાય એવી નથી!" જર્ગિંસે કહ્યું.

"એટલે? એ છે શું?"

"હા-ડ-કાનું-ખા-ત-ર," જર્ગિંસ એકકેકો અક્ષર ભાર દઇ દઇને બોલ્યો.

"હાડકાંનું ખાતર ? ડૅમ બ્લડી ! ત્યારે તું ધંધો શો કરે છે ?" પેલો હવે 'તમે'માંથી 'તું' ઉપર આવી ગયો.

"હું કસાઇખાનામાં મજૂરી કરૂં છું-અથવા અહીં આવવાનું થયું ત્યાં સુધી તો મજૂરી કરતો હતો-હાડકાંનું ખાતર બનાવવાની મીલમાં મારી નોકરી છે તેથી હાડકાંની રજ મારાં લૂગડાંમાં અને શરીરમાં પેસી ગઇ છે."

પેલો માણસ બોલ્યો: "ચાલ, ત્યારે તું મને વળી એક નવો દોસ્ત આવી મળ્યો. હું તો એવું ધારતો હતો કે મેં બધી જાતના લોકો જોઇ નાખ્યા, પણ તું એકલો બાકી રહી ગએલો. વારૂ, તું અહીં શામાં આવ્યો છે ?"×

"મારા ઉપરીને માર્યો તેથી."

"બસ ? એટલુંજ. તેણે તારૂં શું બગાડેલું ?"

"તે મારા તરફ ઘણો નીચપણે વર્ત્યો હતો."

"ઠીકઠીક. ત્યારે તું તો પ્રમાણિકપણે રોટલો રળી ખાનારો મજૂર છે, એમ ?"

હવે જર્ગિસે પૂછ્યું: "ત્યારે તું શો ધંધો કરે છે ?"

પેલો જરાક હસી પડયો, અને પછી બોલ્યો: "હું એવો ધંધો કરૂં છું કે જેથી લોકોએ મારૂં નામ 'ભાંગ-ફોડીઓ' પાડયું છે."

"એ વળી કયો ધંધો ?" જર્ગિસે પૂછ્યું.

'તીજોરીઓ, પેટીઓ, કોઇનાં માથાં અને એવું તેવું ભાંગવા ફોડવાનો." પેલાએ જવાબ આપ્યો.

જર્ગિસને ઘણીજ નવાઇ લાગી અને થોડી વાર સુધી તો પેલા માણસ તરફ સભય દૃષ્ટિથી જોઇજ રહ્યો. પછી બીતાં બીતાં તેણે પૂછ્યું: "તે શું તમે-એ બધું-તોડો છો ? તમે-તમે-"

પેલો તો હસતો હસતો બોલ્યો: "હા, હા, લોકો તો એવુંજ કહે છે."

---

× "શામાં આવ્યો છે" એટલે કયો ગુન્હો કરીને જેલમાં આવ્યો છે ? આપણે ત્યાંની જેલોમાં કોઇ નવો કેદી આવે ત્યારે જૂના કેદી તેને આવોજ સવાલ પૂછે છે; 'શેમાં આયા સો ? કેટલી લાયા સો ?' (કેટલી સજા લઇને આવ્યા છો ?) —અનુવાદક

તેને બાવીસ કે ત્રેવીસ કરતાં વધારે વરસ થયાં હોય એવું તેના મોઢા ઉપરથી તો નહોતું લાગતું. જર્ગિસને પાછળથી ખબર પડી કે તે તો ત્રીસ વરસનો મુઓ હતો. તેના ઉચ્ચાર, બોલવાની ઢબ, ભાષા-ની શુદ્ધિ અને સંસ્કારિતા જોતાં તે સુશિક્ષિત અને લોકો ‘ સદ્‌ગૃહસ્થ ’-માં ગણે એવો દેખાતો હતો.

જર્ગિસે તેને ફરીથી પૂછ્યું: “ ત્યારે તમે હમણાં જે જે કામ ગણાવી ગયા તેમાંનું એકાદ કામ કરીને અહીં આવી ચઢયા છો ? ”

પેલો બોલ્યો: “ ના, ના, બરાબર તેવું તો નથી. હમણાં મારા ઉપર ફક્ત હુલ્લડ તોફાન મચાવવાનોજ આરોપ મૂક્યો છે. સા…ઓની પાસે પુરાવો બુરાવો કાંઇ છે નહિ તેથી છણછણી ઉઠ્યા છે. ”

જર્ગિસે તેનું નામ પૂછ્યું:

“ મારૂં નામ ? ” પેલાએ જરાક વાર થોભ્યા પછી બોલવા માંડયું “ મારૂં નામ ડ્યૂએન અથવા જૅક ડ્યૂએન છે. મારાં નામ તો એકંદર એક ડઝન કરતાંય વધારે છે, પણ આ નામથી જાણે મારી આખી ટોળી મને ઓળખે. ” આટલું કહીને તે ભીંતે અઢેલીને પગ ઉપર પગ ચઢાવીને બેઠો અને પછી બેધડક પોતાનો ઇતિહાસ કહેવા મંડ્યો. થોડીજ વારમાં તેણે જર્ગિસની સાથે ભાઇબંધી બાંધી દીધી. તે દુનિ-યામાં ફરેલો અને ખૂબ ઘડાએલો માણસ દેખાતો હતો અને જે વખતે જે મળી આવે તેની સાથે મળી જાય એવો તેનો સ્વભાવ હતો. આથી કરીને જર્ગિસ જેવા ક્ષુદ્ર મજૂરની સાથે વાતે વળગતાં તેના મનને સંકોચ ન લાગ્યો. તેણે જર્ગિસની આગળથી તેની બધી વાત કઢાવી લીધી. માત્ર એકજ વાત જે કોઇને પણ કહેવા જેવી ન હતી તે એકલી બાદ કરતાં બાકીનો પોતાની જિંદગીનો આખો ઇતિહાસ જર્ગિસે તેની આગળ કહી નાખ્યો અને તેના બદલામાં પેલા માણસે પણ પોતાના જીવનના પ્રસંગો તેને કહ્યા. વાતો કહેવામાં તે ભારે ઉસ્તાદ જણાતો હતો, પણ તેની વાતોમાંની કેટલીક તો બહુ સારી ન હતી. કેટલીક તો અશ્લીલ પણ હતી. પોતે જેલમાં પુરાયો હતો પણ તેથી તેના આનંદી સ્વભાવના ઉપર કશીજ અસર થઇ ન હતી. તેની આ સાથે જેલની ત્રીજી વારની મુલાકાત હતી અને પહેલી બે મુલાકાતની માફક આ ત્રીજીને પણ તે હસતાં હસતાં વધાવી લેતો હતો. તેને મનથી જેલમાં જવું એ સાસરે જવા જેવુંજ થઇ ગયું હતું. વળી દારૂ, વેશ્યાઓ, તેના પોતાના ધંધાને અંગે રાખવી પડતી સાવધાની, નવા નવા પ્રસંગોને લીધે મનને થતી ચાલુ ઉત્તેજના–એ બધામાંથી

નિવૃત્ત થઇને થોડો થોડો વખત આરામ પણ લેવોજ જોઇએ ને? જેટલો વખત જેલમાં જાય છે તેટલો વખત ઉપર ગણાવેલી ઉપાધિઓમાંથી તેને જરૂરી આરામ મળી રહે છે એવો તેનો અભિપ્રાય હતો.

આ રમકડા જેવો સોબતી આવી મળ્યો ત્યારથી જર્ગિસના જેલજીવનમાં સ્વાભાવિક રીતે ફેરફાર થઇ ગયો. હવે તેનાથી ભીંત ભણીનું મોઢું કરીને બેસી રહેવાનું અને પોતાના દુ:ખના વિચારોને ઘૂંટયા કરવાનું તેનાથી બની શક્યું નહિ. પેલો માણસ તેને વારે ઘડીએ બોલાવ બોલાવ કરે એટલે તેને જવાબ દેવા પૂરતું પણ બોલવું પડે. વળી કેળવાએલા માણસની સાથે વાતચીત કરવાનો પ્રસંગ તેને જિંદગીમાં સૌથી પહેલી વાર આજેજ મળ્યો તેથી તેને ડ્યૂએનની વાતોમાં અનિવાર્ય રીતે રસ પણ પડતો હતો. દાખલા તરીકે પેલા ભાઇ પોતે મધરાતે ખેડેલાં સાહસની, જીવસટોસટનાં જોખમમાંથી પોતે કેવી રીતે બચી ગએલો તેની, એક એક રાતની અંદર દારૂ અને વેશ્યાઓની સોબત પાછળ લાખો રૂપીઆની દોલતનો તેણે કેવી રીતે ધૂમાડો કરી નાખેલો તેની વાતો કહેવા માંડે ત્યારે જર્ગિસને તેમાં રસ કેમ ન પડે? જર્ગિસે મૂંગે મોઢે અત્યાર સુધી ગધેડાની પેઠે વૈતરું જ વહ્યા કર્યું તેથી તેને માટે પેલા સાહેબના મનમાં જરાક રમૂજ ભરેલો તિરસ્કારનો ભાવ પેદા થયો હતો, સંસારમાં ચાલી રહેલો અન્યાય જર્ગિસની પેઠે તેને પણ સાલ્યો હતો; પણ ભારવાહી ઢોરની પેઠે સહન ન કરતાં "થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ" એ કહેવત પ્રમાણે તે તો સામો પ્રહાર કરતો હતો અને પ્રહાર એવા કરતો કે દુનિયાને પણ ખબર પડે. જર્ગિસ જ્યારે શ્રીમંત લોકોને વધારે શ્રીમંત બનાવવા માટે મહેનત કરીને પોતાની કાયાના કટકા કરી રહ્યો હતો, ત્યારે આ ભાઇએ જેની પાસે વધારાના પૈસા હોય તેની પાસેથી ખંખેરી લઇને તેનો ભાર હલકો કરવાનો ધંધો માંડયો હતો. ટૂંકામાં તે ચોર, લૂંટારો અને ખીસાકાતરૂ બની ગયો હતો. તે બધો વખત ફાવી જતો હતો એવું તો નજ બને, પણ પરાજય પામવા છતાં તે હિમ્મત હારતો નહિ, દુનિયાને નમ્યું આપતો નહિ અને આ ધંધા ઉપરથી હાથ ઉઠાવતો નહિ, એટલુંજ નહિ પણ એ ધંધામાં તે ખૂબ રસ લેતો હતો.

તે આનંદી સ્વભાવનો અને એકંદર રીતે ભલો માણસ હતો અથવા ઘણોજ ભલો અને ભડભડીઓ હતો, એવું તેના વર્તન ઉપરથી તો જણાતું હતું. તેના ઇતિહાસનું ખરેખરૂં પ્રકરણ પહેલે દહાડે

નહિ, બીજે દહાડે પણ નહિ, પરંતુ જ્યારે તેમને બેઉને વાતો કરવા સિવાય બીજું કશું કરવાનું રહ્યુંજ ન હતું અને કંટાળાભરેલો વખત કેમે કર્યો જતોજ નથી એવું તેને લાગ્યું તે વખતે તેના હૈયાના ઉંડાણમાંથી તેના જીવનની ખરેખરી અગત્યની ઘટના નીકળી પડી. જૅક ડ્યૂએન સંયુક્ત રાજ્યોના પૂર્વ ભાગમાં જન્મ્યો હતો. કોઇ કૉલેજમાં ઇલેક્ટ્રિકલ એન્જીનિયરિંગનું કામ શીખતો હતો. એવામાં તેના બાપે વેપારમાં ધક્કો લાગવાથી આપઘાત કર્યો તેથી ડ્યૂએનને તેની મા, એક નાનો ભાઇ અને એક નાની બહેનના સંરક્ષણનો ભાર ઉપાડી લેવો પડ્યો. ડ્યૂએન ભારે અક્કલવાળો માણસ હતો. વિદ્યાર્થી અવસ્થામાંજ તેણે એક યંત્રની શોધ કરી હતી. એ યંત્રની વિગતમાં તો જર્ગિસને સમજ ક્યાંથીજ પડે, પણ ડ્યૂએનની વાતનો સાર એટલો નીકળ્યો કે તેણે ટેલિગ્રાફને લગતાં ચાલુ યંત્રોમાં એવો કાંઇક સુધારો કર્યો હતો કે જેમાંથી તેને બે પાંચ લાખની નહિ, પણ કરોડો ડૉલરની કમાણી થવાનો સંભવ હતો. પણ એક મોટી માતબર કંપનીએ તેણે કરેલી શોધનું પરિણામ ચોરી લીધું, એટલુંજ નહિ પણ તેના ઉપર એવો ખોટો દાવો માંડ્યો કે જેનો ફેંસલો થાય તે પહેલાં તો તેની પાસે જેટલી પૂંજી હતી તે બધીજ ધોવાઇ ગઈ. ત્યાર પછી ઘોડાની શરતમાં ઇનામ જીતી જવાની ગુપ્ત ચાવી તેને કોઇએ બતાવી, તેને આધારે પોતે જેટલું ખોઇ બેઠો હતો તેટલું પાછું પારકે પૈસે કમાઇ લેવાનો તેણે એક વાર પ્રયત્ન કરી જોયો. આ કામમાં તે એવો સપડાઇ ગયો કે નાસી છૂટ્યો તેથીજ જેલમાં જતો બચી ગયો. આ એકજ બનાવમાંથી તેની જિંદગીએ પલટો ખાધો અને હાલ તે જે રસ્તે હતો તે રસ્તા ઉપર વળ્યો. તીજોરીઓ ફોડવાનો ધંધો જર્ગિસને ઘણોજ ભયભરેલો અને અતિ સાહસિક લાગ્યો તેથી તેણે પૂછ્યું કે ‘તમે આ ધંધા તરફ કેવી રીતે વળ્યા ?’ પેલાએ કહ્યું કે એક “ચોરીમાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી, અને એમ કરતાં કરતાં હું આ ધંધામાં ટેવાઇ ગયો. પહેલાં તો એક જણની સોબતે સોબતે આવાં કામ કરવા માંડ્યાં. એક વાર એ રસ્તે ચઢ્યા પછી પાછા વળાતુંજ નથી, એક કામ કર્યું એટલે તેની પાછળ બીજું કરવુંજ પડે છે.” પછી જર્ગિસે તેને પૂછ્યું કે “તમને તમારૂં કુટુંબ નથી સાંભરતું ? તેઓ શું કરતાં હશે તેનો કદી વિચાર નથી આવતો ?” તેના જવાબમાં ડ્યૂએન બોલ્યો કે “હું તેમને સંભારૂં તેથી કાંઇ તેમને ફાયદો થનાર નથી એવું જાણીને હું તેમને યાદજ નથી કરતો. આ દુનિયાજ એવી છે કે માણસને કુટુંબની લપ રાખવી પરવડેજ નહિ.”

તેણે જર્ગિસને એમ પણ કહ્યું કે તને પણ વહેલી મોડી આ વાત સમજાઇ જશે ત્યારે તું પણ તારા કુટુંબને માટે ઘસડબોળો કરવાનું પડતું મૂકીશ અને તારૂં એકલાનુંજ ફોડી લઇશ."

જર્ગિસનું હૃદય અતિશય સરળ અને પારદર્શક કાચ જેવું હતું; અને દંભ કે પાખંડનું તો તેનામાં નામનિશાન પણ ન હતું; તેથી તેનો સોબતી પણ તેની સાથે નાના બાળકના જેવી સરળતાથી વર્તતો થઇ ગયો. ડયૂએનનાં પરાક્રમોની વાતો સાંભળવામાં તેને ખૂબ ગમ્મત પડતી; કારણ કે તેમાં સાહસ અને આશ્ચર્યનું પ્રમાણ ઘણુંજ હતું અને વળી આ દેશમાં શું શું ચાલી રહ્યું છે તેનાથી જર્ગિસ સાવ અજાણ્યો હતો. ડયૂએન જ્યારે તેને પોતાનાં અકકેકાં પરાક્રમની વાત કહેતો ત્યારે તે માણસોનાં અને જગ્યાઓનાં નામ પણ તેના આગળથી છુપાવતો ન હતો. તેણે તેને પોતાનો લગભગ બધોજ ઇતિહાસ કહી નાખ્યો. તેણે મેળવેલા વિજયોની, નડેલા અકસ્માત અને પરાજયની વાતો કહી, તેણે કોની કોની સાથે પ્રેમ અને મૈત્રી કરેલાં અને તેમાં તેને કેવું કેવું સોસવું પડેલું તે બધું રામાયણ તેની આગળ છોડી મૂક્યું. આજ કેદખાનામાં તેના ઘણા મિત્રો અને ઓળખીતાઓ હતાં; લગભગ અડધા કેદીઓનાં નામ પણ તેને મોઢે હતાં; તેમની સાથે તેણે જર્ગિસનું ઓળખાણ કરાવી દીધું. સૌએ મળીને જર્ગિસનું "ગંધાતો" એવું નામ પાડયું તેમાં તિરસ્કારનો ભાવ લગારે ન હતો. જર્ગિસે પોતે પણ ગુસ્સે થયા વગર વિનોદમાં મોઢું મચકોડીને એ નામ સ્વીકારી લીધું.

સભ્ય સમાજના જે ગંધાતા ખાળકૂવાના ઉપર જર્ગિસ રહેતો હતો તેની દુર્ગંધ તેનો નાકે અવારનવાર આવી આવીને અથડાતી તો હતી, પણ તેના કાદવનો છંટકાવ તેના અંગ ઉપર કદી થયો ન હતો તે અહીં જેલમાં આવ્યા પછી થયો. શહેરમાં જેટલી જેટલી જાતના ગુન્હેગારો રહેતા હતા તે બધાના એક એક બબ્બે નમૂના કોઇ પણ વખતે જઇને જુઓ તો આ જેલમાં ખરાજ ખરા. ખરૂં જોતાં શહેરના ગુન્હેગારોનું અહીં સંપૂર્ણ સંગ્રહસ્થાન બન્યું હતું. જે જે ગુન્હેગારો શહેરની વસ્તીમાં છૂટા છવાયા રવડતા ફરતા હતા તે બધાના પ્રતિનિધિઓ અહીં આવીને બિરાજ્યા હતા. તેમનામાં ખૂનીઓ હતા, શકદાર આસામીઓ હતા, ધાડપાડુઓ હતા, સરકારી પૈસા ખાઇ જનારા હતા, ખોટા સિક્કા પાડનારાઓ હતા, બનાવટી દસ્તાવેજ લખનારાઓ હતા, પરણેલી સ્ત્રીઓને ભગાડી લાવનારા હતા, ભીંત-

ફોડા હતા, નાની નાની ચોરીઓ કરનારા હતા, ખીસાકાતરૂ હતા, વગર પરવાને દારૂ ગાળનારા હતા, અફીણ કૅાકેન વગેરે કેફી ચીજોને છાનામાના વેચી મારનારા હતા, વેશ્યાઓની દલાલી કરનારા હતા, જુગારીઓ હતા, મારામારી કરનારાઓ હતા, ધંધા વગરના અને ચોક્કસ રહેઠાણ વગરના રખડેલ ભામટાઓ હતા, દારૂડીઆ હતા, કૂટણખાનાં રાખીને અનીતિનો ધંધો કરાવનારા હતા, ભિખારીઓ હતા, ટૂંકામાં પૃથ્વી ઉપર જે જે જાતના ગુના થાય છે તેમાંના દરેકના ઉસ્તાદો અહીં એકઠા થયા હતા. તે પાછા એકજ કોમના કે એકજ દેશના નહિ, પણ ગુનેગારોની કૅાસ્મોપૉલિટન (આંતરજાતીય) મંડળીજ અહીં એકત્ર થઇ હતી. તેમાં કાળા હતા, ગોરા હતા, જુવાન હતા, ઘરડા હતા, અમેરિકાના વતનીઓ હતા, એટલુંજ નહિ પણ આખી દુનિયાના એકેકએક દેશના અને એકેકએક જાતિના પ્રતિનિધિઓ હતા એમ કહીએ તો ચાલે. એમાં રીઢા, ઘણીવાર કેદખાનામાં આવીને ઘડાઈ ગએલા, પાવરધા, નફ્ફટ ગુનેગારો હતા અને જેમનો કોઇ જામીન ન થાય એવા નિર્દોષ અને ગરીબ માણસો પણ હતા. કેટલાક મરવા ભોંય સૂંઘે એવા ઘરડા હતા અને કેટલાક દસ અને વીસ વરસની વચ્ચેના જુવાન છોકરાઓ પણ હતા. માનવસમાજને થએલાં ચાંદાં અને ઘારાંમાંથી ઝમતું કોહેલું ગંધાતું પરૂજ અહીં એકઠું થયું હતું. આ દશ્ય એટલું બીભત્સ હતું કે તેની સામે ન જોઇ શકાય, એટલું ભયંકર અને કમકમાટી ઉપજાવે એવું હતું કે તેની કલ્પના પણ ન કરી શકાય અને એટલું ગંદુ અને સડેલું હતું કે તેની નજીક જતાં જીવ ચૂંથાયા વગર રહેજ નહિ. આ લોકોનું સમગ્ર જીવન પાપ અને ગંદકીથી ખદબદી રહ્યું હતું, તેમનું મનુષ્યત્વ સડીને કોહીને ગંધાઇ ઉઠયું હતું. પ્રેમને ઠેકાણે નરી પશુતા આવી ગઇ હતી. તેઓ ગુના કરવાની યુક્તિઓ શોધવામાંજ પોતાની બુદ્ધિનો અને ગાળો દેવામાંજ ઇશ્વરનો ઉપયોગ કરતા હતા. મનુષ્યમાં જે કાંઇ શુભ, પવિત્ર અને ઉન્નત અંશો હોવા જોઇએ તે બધાનોજ તેમનાં જીવનમાંથી નાશ થઇ ગયો હતો. બાકી જે કાંઇ રહ્યું હતું તે અધમતાનું, પશુતાનું અને રાક્ષસીપણાનું મિશ્રણ હતું. તેઓ પશુ પણ નહિ, માણસ પણ નહિ અને રાક્ષસ પણ નહિ એવી કોઇ વિચિત્ર જાતિનાં પ્રાણી બની ગયા હતા. ત્રણ કલાક સુધી બધા કેદીઓને પોતાની મરજીમાં આવે તે પ્રમાણે જેલના આંગણામાં ફરવાની છૂટ હતી તેટલો વખત આ બધા અહીં તહીં ભમતા હતા અને તેઓ અંદર અંદર વાતો કરતા હતા તેમાં જર્ગિસ ભાગ તો નહોતો લેતો,

પણ સાંભળતો તો ખરો. પેલા બધાની સરખામણીમાં તે મૂર્ખ હતો, બાઘો હતો અને અજ્ઞાન હતો. તેઓ હુંશિયાર હતા અને બધી વાતે પાવરધા હતા. તેમણે ખૂબ દુનિયા જોઇ હતી અને લગભગ દરેકે દરેક ધંધા અને દરેક હીકમતો અજમાવી નાખી હતી. તેમને પૂછો તો તેઓ પોતાના અકકેકા અનુભવની એવી એવી રોમાંચકારી અને તિરસ્કાર વછૂટે એવી કથાઓ કહે કે તે સાંભળીને તમારી અક્કલ ગૂમ થઇ જાય. સભ્ય સમાજમાં થતાં પાપાચરણ અને પશુતાના ઉપર માણસે જે ઓછાડ ઓઢાડયો છે તે ઓછાડ ઉઘાડી નાખીને સભ્ય સમાજનો આત્મા કેટલી હદ સુધી સડી ગયો છે તેનું તમારી આગળ તાદશ ચિત્ર ખડું કરી દે. ન્યાય અને આબરૂનાં કેવાં હાટ મંડાય છે, સ્ત્રીજાતિના શરીરનું અને પુરુષોના આત્માનું કેવું જાહેર લીલાઉ થાય છે અને માણસો એક બીજાના અંગને છૂંદતા, કચરતા ભૂખ્યા ડાંસ જેવા વરુની માફક અંદર અંદર કેવા બચકાબચકી આવી જાય છે, પાશવી વાસનાઓની કેવી હોળીઓ ભડભડી રહી છે અને જેમાં માણસો લાકડાંને ઠેકાણે હોમાઇ જાય છે, તે બધું તમને અંદરના પડદા પાછળની વીગતો સહિત સમજાવી દે અને તે સાંભળીને તમારી ખાત્રી થાય કે આખો માનવસમાજ તેનાં પોતાનાંજ પાપ અને પશુતાના કાદવમાં ડુક્કરની માફક આળોટી રહ્યો છે અને તે કાદવથી સર્વાંગે લદબદ બની ગયો છે. ઉપર કહ્યું તે રીતે જે સમાજમાં માણસો રાની પશુઓની માફક એક બીજાને ગળે બચકાં ભરી રહ્યાં છે તે સમાજમાં આ અભાગીઆં ગુનેગાર માનવપ્રાણીઓને કોઇએ તેમની ઇચ્છા વગર, તેમની સંમતિ લીધા વગર પોતાની વિષયવાસનાની તૃપ્તિને પરિણામે જન્મ આપ્યો. જંગલી પશુઓની લડાઇઓમાં એમણે પણ ભાગ લીધો, કેમકે તેમ કરવાની તેમના સંજોગોએ તેમને ફરજ પાડી હતી, તેમ કર્યા વગર તેમને છૂટકોજ ન હતો. તેઓ ગુનેગાર માબાપને પેટે અને ગુનેગાર સમાજમાં જન્મ્યા એમજ તેમનો અપરાધ. પછી તેમના પોતાના સંજોગોએજ તેમને ગુનેગારનું જીવન ગાળવાની ફરજ પાડી. તેને પરિણામે તેઓ આજે કારાવાસ ભોગવે છે. એમાં તેમને લાંછન નથી લાગતું, શરમ નથી આવતી. શી રીતે આવે ? તેઓ જન્મ્યા ત્યારથીજ તેમની સામે તમામ પ્રકારની પ્રતિકૂળતાઓના ડુંગર ખડકાઇ ગયા હતા. જીવનસંગ્રામની વ્યૂહરચનાજ એવી હતી કે તેઓ ગમે તેટલો પુરુષાર્થ કરે પણ તેમના પુરુષાર્થનો બધો લાભ તો તેમના સામાવાળાઓજ લઈ જાય. લડાઇ તદ્દન એકતરફી હતી. તેમણે ચોરીઓ કરી હશે, લોકોનાં ખીસાં

કાતર્યાં હશે, દગાઇ કરી હશે, પણ એ તો બધી નાની નાની ચોરીઓ અને નાની નાની દગાઇઓ. લાખો કરોડો રૂપીઆની મોટા પાયા ઉપર દગાઈ કરનારા માતબર શેઠ શાહુકારોએ તેમની નાની નાની ચોરીઓ પકડી અને તેમને જેલમાં ઠોકી ઘાલ્યા; પણ પેલા કરોડો રૂપીઆની દગાઈ કરનારાઓને કોઇ પૂછતું નથી, કારણ કે આખું રાજ્યજ તેમના બાપનું છે. કાયદા ઘડનારાઓએ કાયદા ઘડયા છે તે પણ એ મોટા પાયા ઉપરની દગાઇ કરનારાઓના લાભને માટે ઘડયા છે. કાયદાનો અમલ થાય છે તે પણ એ લોકોનાજ હિતંના રક્ષણને માટે થાય છે. પેલા ભાગ્યહીન લોકોને શા કારણથી ચોરી કરવી પડી, શા કારણથી ખીસાકાતરૂનો ધંધો કરવો પડયો તેનાં કારણ શોધવાની કોઇને ગરજ નથી.

જર્ગિસ તેમની બધાની વચ્ચે હરતો ફરતો હતો, પણ તેમની વાતો જેટલી ઓછી સાંભળવી પડે એવું કરતો હતો. તેઓ ખીજવાઇને તેની મશ્કરીઓ કરતા, તેનો તિરસ્કાર કરતા અને ડરાવતા પણ ખરા. તે કાચી કેદમાં રહ્યા. તેટલો બધો વખત તેને પોતાનાં કુટુંબીઓનાજ વિચાર આવતા; તેનું ચિત્ત ફરી ફરીને તેના ઘર તરફજ ખેંચાતું અને તેને કાને તેનાં પ્રિયજનોના દુઃખાર્ત્ત પોકારના ભણકારા સંભળાતા. કોઇ કોઈ વાર તે બીજા વિષયમાં મન પરોવવાનું કરતો, પણ પાછા તેના વિચાર ફરી ફરીને ઘર તરફ ને ઘર તરફજ દોડી જતા, તેની આંખો ભરાઇ આવતી અને તેના સોબતીઓ ખૂબ હસીને મજાક મશ્કરી કરીને તેને બનાવતા ત્યારે પોતે કયાં છે અને શાના વિચાર કરે છે તેનું તેને ભાન આવતું.

આવી સોબતમાં અને આવા વાતાવરણમાં તેણે પૂરૂં એક અઠવાડિયું વીતાવ્યું, પણ તે દરમ્યાન તેના ઘરના કશાજ સમાચાર મળ્યા નહિ. એક કાગળ સરખો આવ્યો નહિ. તેની પાસે પંદર સેન્ટ હતા તેમાંથી એક સેન્ટ ખરચીને તેણે એક પોસ્ટ કાર્ડ મંગાવ્યું અને એક જણની પાસે ઘેર કાગળ લખાવ્યો. પોતે કયી જેલમાં છે અને કેસ કયી તારીખે ચાલવાનો છે તે પણ લખાવ્યું. એ કાગળનો પણ કશો જવાબ આવ્યો નહિ. બેસતા વરસને પહેલે દહાડે તેનો કેસ નીકળવાનો હતો તેથી તે દહાડે જર્ગિસે પોતાના નવા મિત્ર જૅક ડયૂએનની વિદાય લીધી. ડયૂએને તેને પોતાના રહેઠાણનું અથવા તેની એક રખાત હતી તેનું સરનામું લખી આપ્યું અને તેને કહ્યું કે, જ્યારે બની શકે ત્યારે ત્યાં જવાનું ભૂલીશ નહિ અને તેની પાસે ત્યાં આવવાનું વચન પણ લીધું. વળી તેણે એવું પણ કહ્યું કે, તારાથી છૂટા પડતાં મને દુઃખ

થાય છે અને તું જો મારે ત્યાં આવી ચઢીશ તો તને આ વિટંબણામાંથી છૂટા થવાનો રસ્તો પણ બતાવીશ. ત્યાર પછી જર્ગિસ જેલની ગાડીમાં બેસીને કૅલહન માજિસ્ટ્રેટની કચેરીમાં જવા નીકળ્યો.

કચેરીમાં દાખલ થતાંજ તેની સૌથી પહેલી નજર ટીટા એલ્ઝબિટા અને નાની કૅાટ્રિના ઉપર પડી. તે બેઉ ભયભીત અને ધોળાં પૂણી જેવાં દેખાતાં હતાં અને કચેરીના સૌથી પાછલા ભાગમાં દબાઇને બેઠાં હતાં. તેમને જોઇને તેના હૈયામાં ધબાકા થવા લાગ્યા, પણ તેમની સામે જોઇને ઇસારત કરવાની તેની હિંમત ન ચાલી. તેઓ પણ કાંઇ બોલ્યાં નહિ, તેમ તેની સાથે વાત કરવાને કોઇની રજા પણ તેમણે માગી નહિ. જર્ગિસ તો આરોપીના પાંજરામાં જઇને બેઠો અને ત્યાં બેઠો બેઠો તેમના તરફ દર્દભરી નજરે જોવા લાગ્યો અને 'તમારા દુઃખમાં હું કાંઇજ કામ આવી શકતો નથી' એવો ભાવ પોતાની આંખો વડે બતાવવા લાગ્યો. ઓના તેમની સાથે આવવી જોઇતી હતી, પણ તે ન આવી તેથી તેનું શું થયું હશે તેને વિષે તેના મનમાં જાતજાતની માઠી શંકાઓ આવવા લાગી. અડધોએક કલાક તો તે આમનો આમજ વિચાર કરતો બેસી રહ્યો, પણ એકાએક ટટાર થઇ ગયો અને લાગણીના જોસને લીધે તેના મોઢા ઉપર લોહી ચઢી આવ્યું. તેનું કારણ એ હતું કે, તે વખતે એક જણ કચેરીમાં દાખલ થયો હતો. તેનું મોઢું તો જર્ગિસથી બરાબર જોવાય એવી હાલતમાં ન હતું; કારણ કે તેના ઉપર આડા ઉભા પાટા બાંધ્યા હતા, પણ તેના જાડા બેડોળ શરીર ઉપરથી જર્ગિસે તેને તરત ઓળખી કાઢયો. તે તો પેલો કોનોર હતો! તેને આખે શરીરે કંપારી આવી ગઇ અને જાણે હમણાંજ તેના ઉપર છલંગ મારવાની તૈયારી કરતો હોય એમ તેના હાથ–પગ સંકોચાયા અને મોઢા ઉપર ખુન્નસ આવી ગઇ. પણ એટલામાં પાછળથી કોઇએ તેના કોટનો કૅાલર પકડયો અને કહ્યું: "બેસી જા, ગ......ના!"

જર્ગિસ નરમ થઇને બેસી તો ગયો, પણ તેની આંખો તો તેના શત્રુના ઉપરથી ખસીજ નહિ. હરામખોર હજી જીવતો મુઓ છે તે જાણીને જર્ગિસ એક રીતે નિરાશ થયો. પછી તે અને કંપનીનો પગારદાર વકીલ બેઉ જણ માજિસ્ટ્રેટના કઠેરાની અંદર ખુરશીઓ નાખીને બેઠા. ત્યાર પછી એકાદ મિનિટ બાદ કચેરીના કારકૂને જર્ગિસનું નામ પોકાર્યું એટલે એક સિપાઇએ તેને આંચકો મારીને ઉઠાડયો અને માજિસ્ટ્રેટની આગળ ઉભો કર્યો. તે ફરીવારનો કોનોરના

ઉપર કૂદકો ન મારી બેસે એટલા વાસ્તે તે સિપાઇએ તેનો હાથ જોરથી પકડી રાખ્યો.

પછી કોનોર સાક્ષીના પાંજરામાં આવ્યો: "હું ઇશ્વરને હાજર જાણીને સાચેસાચું કહીશ" એવા સોગંદ લીધા અને પોતાની કેફીઅત કહી સંભળાવી તે બધું જર્ગિસે જોયું અને સાંભળ્યું. કોનોરે પોતાની કેફીઅતમાં કહ્યું કે "આરોપીની સ્ત્રી મારા ખાતાની નજીકના એક વિભાગમાં નોકરી કરતી હતી. તેણે મારી સાથે ઉદ્ધતાઇભરેલું વર્તન કર્યું તેથી તેને તેની નોકરી ઉપરથી કાઢી મૂકેલી. આ વાત બન્યાને અડધોજ કલાક થયો હશે એટલામાં આરોપીએ આવીને મારા ઉપર હુમલો કર્યો, મને ભોંય પર પાડી નાખ્યો, મારી ગળચી દાબી અને મને લગભગ ગૂંગળાવી માર્યો. હું મારા સાક્ષીઓ લાવ્યો છું અને તેઓ કોર્ટમાં—"

માજિસ્ટ્રેટ બોલ્યા: "સાક્ષીઓને તપાસવાની કદાચ જરૂરજ નહિ પડે." આટલું કહીને તેમણે જર્ગિસની સામે જોઇને તેને પૂછ્યું: "ફરિયાદીના ઉપર તેં હુમલો કર્યો તે તું કબૂલ કરે છે કે નહિ ?"

કોનોરના તરફ આંગળી કરીને જર્ગિસ બોલ્યો: "એને ?"

"હા, હા, એને, એને," માજિસ્ટ્રેટ બોલ્યા.

"સાહેબ, મેં એને માર્યો હતો એ હું કબૂલ કરૂં છું." જર્ગિસે જવાબ આપ્યો.

એક અમલદારે તેના હાથમાં જોરથી ચીમટો દઇને તેને કહ્યું:

"સાહેબ નહિ કહેવાય, 'નામદાર' કહે."

"હા, નામદાર !" જર્ગિસે પોતાની ભૂલ સુધારીને કહ્યું.

"વારૂ, તેં એમની ગળચી દાબેલી ?"

"હા, સાહેબ—નામદાર."

"અગાઉ કોઇ વાર તારા ઉપર કામ ચાલેલું ?"

"ના, સાહેબ-(સુધારીને) નામદાર."

"બોલ, હવે તારે તારા બચાવમાં શું કહેવું છે ?"

જર્ગિસ બોલવા ગયો, પણ અચકાઈ ગયો. હવે અહીં મારે શું કહેવું અને શું ન કહેવું તેની ગૂંચવણમાં પડયો. અઢી વરસમાં તે

કામચલાઉ અંગ્રેજી તો શીખી ગયો હતો, પણ તેનો શબ્દોનો ભંડોળ ઘણોજ થોડો હતો અને ફરિયાદીએ મારી સ્ત્રીને ધમકી આપીને તેને અનીતિને રસ્તે દોરવી અને તેની સાથે વ્યભિચાર કર્યો એ બધી હકીકત માજિસ્ટ્રેટને સમજાવવાને વાસ્તે જે જે શબ્દો આવડવા જોઇએ તે શબ્દોથી તે અજાણ હતો. તેણે બોલવાનાં ફાંફાં માર્યાં, થોડુંક તૂટક તૂટક બોલ્યો પણ ખરો. માજિસ્ટ્રેટને તેમાં સમજણ ન પડવાથી અને ખાસ કરીને તેના શરીરમાંથી નીકળતી હાડકાંના ખાતરની દુર્ગંધથી તે ખીજવાયા પણ ખરા. છેવટે જર્ગિસ પોતાની ભાગીતૂટી અંગ્રેજી ભાષામાં માજિસ્ટ્રેટને એટલું સમજાવી શક્યો કે, મારે જે કહેવાનું છે તે હું અંગ્રેજીમાં જેવું જોઇએ તેવું નથી કહી શકતો; કારણ કે મને પૂરતા અંગ્રેજી શબ્દો આવડતા નથી. એટલે મૂછો ઉપર ચીકટવાળો પદાર્થ લગાડીને તેના આંકડા ચઢાવીને આવેલો એક ચબરાક જુવાન તરતજ આગળ આવ્યો અને બોલ્યો કે, તારે જે ભાષામાં બોલવું હોય તે ભાષામાં બોલવાની તને છૂટ છે.

એટલે પછી જર્ગિસે પોતાની લિથુઆનિયન ભાષામાં બોલવા માંડ્યું. તે એમ ધારતો હતો કે, મારે જે કાંઈ કહેવાનું છે તે બધું પૂરેપુરૂં કહી નાખવાનો મને પૂરતો વખત મળશે, એમ ધારીને તેણે છેક આરંભથી કહેવા માંડ્યું. તેણે કહ્યું કે, ફરિયાદી મારી સ્ત્રીની પરાધીન અવસ્થાનો ગેરલાભ લઇને તેની આગળ પ્રેમની માગણીઓ કરવા લાગ્યો. એમ કરતાં તે ફાવ્યો નહિ ત્યારે તેને નોકરી ઉપરથી કાઢી મુકાવવાની ધમકી આપવા લાગ્યો. તે આટલું બોલી રહ્યો એટલે કચેરીના દુભાષીઆએ તેની કેફીઅતનો અંગ્રેજી તરજૂમો માજિસ્ટ્રેટને કહી સંભળાવ્યો. માજિસ્ટ્રેટને આજે ઘણા મુકદ્દમાનો જલદી જલદી નિકાલ કરી નાખવાનો હતો. તે ઉપરાંત તેને બીજાં પણ કેટલાંક જરૂરી કામો હતાં. અમુક કલાકે પોતાની મોટરગાડી કૉર્ટના આંગણામાં આણીને તૈયાર રાખવાની તેણે પોતાના શૉફરને વરદી પણ આપી રાખી હતી. એટલે તેણે આટલું જ્યાં સાંભળી લીધું કે તરત જર્ગિસને આગળ બોલતો અટકાવ્યો અને કહ્યું: "ઠીક, ઠીક, હું સમજ્યો. ફરિયાદીએ તારી સ્ત્રી આગળ પ્રેમની માગણી કરી એવું તું કહે છે ત્યારે તેણે સુપરિન્ટેન્ડેન્ટની આગળ ફરિયાદ કેમ ન કરી અથવા નોકરી છોડીને ચાલી કેમ ન ગઈ?"

આવો સામો સવાલ સાંભળવાની જર્ગિસે વકીજ રાખી ન હતી તેથી તે ગૂંચવણમાં પડી ગયો અને આનો શો જવાબ આપવો તે તેને

ઝટ લઇને સૂઝયું નહિ. પછી તેણે જવાબ ગોઠવી કાઢીને માજિસ્ટ્રેટને કહેવા માંડયું કે "શું કરીએ સાહેબ! અમે ગરીબ છીએ—નોકરી છોડી દઇએ તો ખાઇએ શું? એક તો નોકરી મળવીજ મુશ્કેલ છે, તેમાં વળી—"

"ઠીક, તારી મતલબ હું સમજી ગયો" ન્યાયમૂર્તિ વચમાંજ બોલી ઉઠયા "તારી સ્ત્રીની પાસે નોકરી છોડાવવાને બદલે તેં તેના ઉપરીને માર્યો તેને પાડી નાખ્યો, તેની છાતી ઉપર તું ચઢી બેઠો અને તેની ગળચી દબાવી. તને આ રસ્તો વધારે સારો લાગ્યો ખરૂં ને?" પછી તેમણે ફરિયાદીને પૂછ્યું: "મિસ્ટર કોનોર! આરોપી હમણાં જે કહી ગયો તેમાં કેટલું સાચું છે?"

કોનોરે જવાબ આપ્યો: "નામદાર! એક અક્ષર પણ સાચો નથી. અમારા લોકોની સ્થિતિ બહુજ કફોડી છે—જ્યારે જ્યારે કોઇ મજૂરણને તેની કસૂરને માટે અમારે કાઢી મૂકવી પડે છે ત્યારે ત્યારે તેઓ હમેશાં આવાં ને આવાંજ આળ અમારે શિર ચઢાવે છે. તેમને સજા ન કરીએ તો કારખાનાની વ્યવસ્થા બગડે છે અને સજા કરીએ છીએ તો આવાં ખોટાં આળ ચઢે છે. અમારી સ્થિતિ—"

ન્યાયમૂર્તિ બોલી ઉઠયા: "હા, હા, ખરૂં છે. આવી વાતો મારે કાને પણ આવી છે. એણે તમારા પર હાથ પણ ઠીક ઠીક ચલાવેલો લાગે છે. ખરચ સાથે ત્રીસ દિવસ.ચલાવ,એના પછીનો કેસ કોનો છે?"

જર્ગિસે માજિસ્ટ્રેટના મોઢાનું છેલ્લું વાક્ય સાંભળ્યું તો ખરૂં, પણ તેનો ભાવાર્થ તેનાથી સમજાયો નહિ અને "ત્રીસ દિવસ—" એટલે શું તેનો વિચાર કરતો તે તો ઉભોજ રહ્યો હતો એટલામાં એક સિપાઇ તેનું બાવડું પકડીને તેને ત્યાંથી ખેંચીને બીજી જગ્યાએ લઇ જવા લાગ્યો ત્યારેજ તેને ભાન આવ્યું કે, એ તો ચુકાદો અપાયો. પહેલાં તો તે બાઘા જેવો ચારે બાજુએ જોવા લાગ્યો. પછી તે ચાલતો અટક્યો અને માજિસ્ટ્રેટ તરફ ફરીને બકવા મંડયો: "ત્રીસ દિવસ!" તેને ગળે ડચૂરો બાઝવાથી જરાક વાર અટક્યા પછી પાછો બોલ્યો: "ત્રીસ દહાડા સુધી મારૂં કુટુંબ ખાશે શું? અરે સાહેબ! મારે સ્ત્રી છે, નાનું છોકરૂં છે, ત્રીસ દહાડા સુધી તેઓ જીવશેજ કેવી રીતે? અમારી પાસે પૈસા તો છે નહિ—રોજ કમાઇએ છીએ અને રોજ ખાઇએ છીએ. ભલા ભગવાન! એમને સૌને અન્ન વગર રૂળવળીને મરી જવાનો વખત આવી લાગ્યો રે મારા બાપ!"

"પણ તેં ફરિયાદી પર હુમલો કર્યો તે પહેલાં તારે આ બધી બાબતોનો વિચાર કરી લેવો જોઇતો હતો," આવો સૂકો ને સટ જવાબ આપીને માજિસ્ટ્રેટ બીજા આરોપીનો કેસ સાંભળવા મંડી ગયા.

આના ઉત્તરમાં જર્ગિસ કાંઈક કહેવા જતો હતો પણ એટલામાં તો પોલિસનો સિપાઇ તેના કોટનો કૉલર પકડીને તેને આમળવા લાગ્યો અને બીજો સિપાઇ વળી ક્રોધનો વધારે સ્પષ્ટ ભાવ બતાવીને તેના પશુબળનો સ્વાદ ચખાડવાને માટે નજીક આવવાની તૈયારી કરીજ રહ્યો હતો તે જોઇને જર્ગિસ વધારે ન બોલતાં પેલો સિપાઇ તેને જ્યાં ખેંચી ગયો ત્યાં જવા લાગ્યો. કચેરીમાંથી બહાર નીકળતાં એજ ઓરડાની બાજુએ લપાઇને બેસી રહેલાં એલ્ઝબિટાને અને કૉટ્રિનાને તેણે જોયાં. તેને આવતો જોઇને તેઓ ઉભાં થયાં. તેમની પાસે જવાને તેણે એક વધુ પ્રયત્ન કરી જોયો, પણ તેના કોટનો કૉલર પકડનાર સિપાઇએ બીજી વાર વધારે જોરથી કૉલરને આમળીને ખેંચ્યો તેથી તેણે માથું નમાવી દીધું અને પોતાનાં ઘરનાં માણસો સાથે વાત કરવાનો વિચાર તેણે નિરાશ થઇને પડતો મૂક્યો. સિપાઇઓ તેને એક નાનકડી કોટડીમાં ઘસડી ગયા. ત્યાં બીજા કેદીઓ પણ બેઠા હતા. કચેરી બરખાસ્ત થતા સુધી તેમને બધાને ત્યાંના ત્યાંજ બેસાડી રાખ્યા. પછી જેલની ગાડીમાં બધાને ભરીને તેમને જે કેદખાનામાં રાખવાના હતા તે તરફ ગાડી હાંકી મૂકી.

આ વખતે જર્ગિસને બ્રાઇડ્‌વેલની જેલમાં રહેવાનું નક્કી થયું હતું. કૂક પરગણાના કેદીઓ તેમની સજા આજ જેલમાં ભોગવતા હતા. પેલી જેલના કરતાં આ તો વળી વધારે ગંદી હતી અને તેમાં કેદીઓને પણ સજડાસજડી ઠેસી ઠેસીને ભર્યા હતા. શહેરની જેલમાંના તમામ નાના નાના ગુન્હેગારોને અહીં લાવીને પૂરી દીધા હતા. નાની નાની ચોરીઓ કરનારા, ઠગ, મારામારી કરનારા અને રખડતા ભામટાઓ, એવા હલકા ગુન્હા કરનારા અને થોડી થોડી સજાવાળા કેદીઓને આ જેલમાં રાખવાનો રિવાજ હતો. જે કોટડીમાં જર્ગિસને ગોંધ્યો હતો તેમાં એક ઇટલિનો ફળ વેચનારો પુરાયો હતો. કોઇ પોલિસના સિપાઇને તેણે લાંચ આપવાની ના કહેલી તેથી તેણે અદાવત રાખીને મોટો છરો રાખવાના ગુન્હાના આરોપસર તેને પકડાવ્યો. તેને અંગ્રેજી ભાષાનો એક શબ્દ પણ આવડતો ન હતો તેથી તે જ્યારે એ કોટડીમાંથી ગયો ત્યારે જર્ગિસ ઘણો રાજી થયો. તેની જગ્યા નોર્વેના એક ખારવાએ લીધી. દારૂ પીને મારામારી કરતાં

તેના એક કાનનો અડધોઅડધ ભાગ કપાઇ ગયો હતો. તે સ્વભાવે પણ કજીઆખોર હતો એવું માલૂમ પડયું. જર્ગિસ તેના ઉપરની પાટલી ઉપર સૂતો હતો. તે પાસું બદલતો ત્યારે તેની પાટલીએ વળગેલાં વાંદાં નીચે ખરી પડતાં અને પેલા ભાઇના શરીર ઉપર પડતાં તેથી તે તેને રાત્રે ઘણી વાર ગાળોથી નવાજી નાખતો. આવા પશુની સાથે બધો વખત ગોંધાઇ રહેવું પડે ત્યારે તો અસહ્યજ થઇ પડે; પણ એટલું સારૂં હતું કે દહાડે બધા કેદીઓને પથ્થર ફોડવામાટે સિપાઇઓ બહાર લઇ જતા હતા.

જર્ગિસને ત્રીસ દહાડાની સજા થએલી તેમાંના દશ દિવસ તો આ પ્રમાણે વીતી ગયા. તે દરમ્યાન તેને ઘેરથી કશાજ સમાચાર મળ્યા નહિ, કાગળનો કટકો પણ કોઇએ લખ્યો નહિ. અગીઆરમે દહાડે વૉર્ડરે આવીને તેને ખબર કરી કે, તને કોઈ મળવા આવ્યું છે. આ સાંભળીને તે ફીકો ફ્સ થઇ ગયો અને તેના પગ એવા ભાંગી ગયા કે કોટડીની બહાર નીકળતાં નીકળતાં તેને ત્રાણ તોબા થઇ ગઇ.

વૉર્ડર તેને ઓસરીમાં થઇને એક જીના આગળ લઇ ગયો. તે જીનાનાં પગથીઆં ચઢીને તે ચોગરદમ લોખંડના સળીઆવાળી એક નાની ઓરડીમાં પેઠો. આ સળીઆવાળી ઓરડીની અંદર કેદી પોતાને મળવા આવેલાની સાથે વાતચીત કરી શકતો હતો. કોટડીમાં પેસતા પહેલાં સળીઆમાં થઇને જર્ગિસે દીઠું કે કોઇ માણસ સામેની એક ખુરશી ઉપર બેઠો છે. તે ઓરડીમાં પેઠો એટલે પેલો ખુરશી ઉપર બેઠેલો માણસ ઉઠીને ઉભો થયો. તે નાનો સ્ટેનિસ્લોવાસ નીકળ્યો. પોતાના ઘરનાં માણસોમાંથી એક જણને જોઇને જર્ગિસને ભારે ક્ષોભ થયો. તે સર્વાંગે ધ્રૂજવા લાગ્યો અને તેને માથે ચક્કર આવવા લાગ્યા. તેણે એક હાથે પાસે પડેલી ખુરશી પકડી લીધી અને તેને ટેકો દીધો ત્યારેજ તે ઉભો રહી શક્યો. બીજો હાથ તેણે પોતાના કપાળની સાથે દાબી રાખ્યો, કે જેથી કરીને તેની આંખે આવેલાં અંધારાં નરમ પડી જાય. થોડીક વારે જરાક સ્વસ્થ થયા પછી તેણે પૂછયું: "કહે, ભાઇ! શી ખબર લાવ્યો છે?"

સ્ટેનિસ્લોવાસ પણ ધ્રુજી ઉઠયો હતો, અને એટલો બધો હેબતાઇ ગયો હતો કે હવે શું બોલવું તે તેને ક્યાંયસુધી તો સૂઝયુંજ નહિ. પછી કાળજે બાઝેલો લોચો ગળી જઇને તે પરાણે પરાણે બોલ્યો: "બધાંએ મને—છે તે—એવું કહેવા મોકલ્યો છે કે—જાણે—બધાં—"

"પણ શું કહેવા?" જર્ગિસે અધીરાઇથી પૂછયું.

એક સિપાઇ પાસે ઉભો ઉભો તેમની વાતચીત સાંભળતો હતો તેના તરફ સ્ટેનિસ્લોવાસ ફરી ફરીને શંકિત નજરે જોતો હતો તે પરથી જર્ગિસે તેને કહ્યું: "એ ભલે સાંભળે, પણ પહેલાં તો તું મને તમારાં બધાંના સમાચાર કહે. તમે બધાં કેવી હાલતમાં છો તે કહી નાખ."

"ઓના માંદી છે ને અમે બધાં લગભગ ભૂખેજ મરીએ છીએ. અમારી પાસે ખરચનું કશું સાધન છેજ નહિ. અમારે જીવવુંજ કેવી રીતે ? અમે તો એમ ધારતાં હતાં કે તમે અમને કાંઇક મોકલાવશો."

જર્ગિસે ફરીથી ખુરશી જોરથી પકડી લીધી; તેના કપાળ ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝી આવ્યાં અને તેના હાથ થરથર કંપવા લાગ્યા. તેણે કહ્યું: "હું—હું શી રીતે મોકલાવું ? મારાથી તો હાલ કાંઇ બને એમ નથી."

તે છોકરાએ આગળ કહેવા માંડયું: "ઓના તો માંદી ને માંદીજ રહે છે અને સૂઈ સૂઇને દહાડો કાઢે છે. કશું ખાતીય નથી અને આખો વખત રડ રડજ કરે છે. તેને શું થાય છે તે કહેતી પણ નથી અને કામ કરવા પણ જતી નથી. ઘણા દહાડાની વાત ઉપર એક જણ ઘરના હપ્તાની ઉઘરાણી કરવા આવ્યો હતો. તે ખૂબ ખીજવાઇને ગયો. વળી પાછો તે ગયે અઠવાડીએ પણ આવી ગયો અને કહેતો ગયો છે કે, તમને બધાંને ઘરમાંથી કાઢી મૂકીશ. તેમાં પાછો મેરિજાનો—"

આટલું કહેતાં કહેતાં સ્ટેનિસ્લોવાસને ગળે ડચકિયું આવી ગયું તેથી તે બોલતો અટકયો. જર્ગિસે પૂછયું: "મેરિજાનું શું કહેતો હતો ?"

છોકરો બોલ્યો: "તેનો હાથ કપાઈ ગયો છે અને ઘા પાકયો છે તથા દહાડે દહાડે સોજો વધતોજ જાય છે. તેનાથી કામ તો થઇ શકતુંજ નથી, પણ વધારે ખરાબ વાત તો એ છે કે, જ્યાં આગળ જખમ થયો છે તેટલો ભાગ લીલો કચ થઈ ગયો છે. કારખાનાનો ડૉકટર તો કહે છે કે, વખતે કદાચ તેટલો હાથ કાપી પણ નાખવો પડે. તેથી તે પણ બધો વખત રડયાજ કરે છે. તેના જેટલા પૈસા જમા હતા તે બધાય પૂરા થઇ ગયા. હવે ઘરનો અને વ્યાજનો હપ્તો તો આપણા માથા ઉપર ઉભોજ છે, ઘરખરચનાજ સાંસા ત્યાં પછી હપ્તા તો અમારાથી ભરાયજ કેવી રીતે ? ઘરમાં બાળવાને કોલસા નથી અને અનાજનો દાણો નથી. રોકડ પૈસામાં તો કાંઇ મળેજ નહિ. જ્યાંથી આપણે સોદો લાવીએ છીએ તે દુકાનવાળો કહે છે કે હવેથી—"

વળી પાછો તે છોકરો બોલતાં બોલતાં અચકાઇ પડયો અને

તતપપ કરવા લાગ્યો. જર્ગિસ ખીજવાયોઃ "બોલી નાખને, જે હોય તે બોલી નાખ, અચકાય છે શાનો ?"

તે બ્હીતો બ્હીતો બોલ્યોઃ "કહું છું-કહું છું. અમે બધાં રાત ને દહાડો ટાઢે ઠૂંઠવાઇ જઇએ છીએ, તેમાં ગયે રવિવારે તો પાછું બરફ વરસ્યું. રસ્તા ઉપર બધે બરફ બરફ થઇ ગયું—પગ આખો ને આખોજ ગરકી જાય એટલું બધું ધાડું બરફ છવાઇ ગયું. હું પણ-હું પણ મારા કારખાનામાં ન જઇ શક્યો."

"સત્યાનાશ વળી ગયું!" જર્ગિસના મોઢામાંથી આવી બૂમ નીકળી ગઇ અને તેના સ્વાભાવ પ્રમાણે તે છોકરા તરફ એક ડગલું આગળ ધપ્યો. બરફને લીધે બેઉની વચ્ચે એક પ્રકારની દુશ્મનાવટ ઉભી થઈ હતી. ગયે વરસે બરફ વરસ્યું તે દહાડે કારખાને જતાં તે છોકરાની આંગળીઓ ઠરી ગઇ ત્યારનો તેને અને જર્ગિસને માત્ર બરફનીજ બાબતમાં પાડાખાર પડી ગયો હતો અને છોકરાને પણ એવી આદત પડી ગઇ હતી કે, જર્ગિસના હાથનો માર ખાય ત્યારેજ કારખાનામાં જવા માટે ઘર બહાર ટાંટીઓ મૂકે. તેને માર ખાવાની અને જર્ગિસને માર મારવાની ટેવ પડી ગઇ હતી. તે જૂની ટેવને અનુસરીને અત્યારે કેદખાનામાં પણ જર્ગિસ તેના તરફ મુક્કો ઉગામીને તેને મારવા દોડ્યો. બેઉની વચમાં લોખંડના સળીઆની જાળી હતી, પણ જર્ગિસ એવો ધસ્યો કે જાણે હમણાં સળીઆને ભાંગી તોડીને છોકરાને મારશે કે શું ? તે બરાડ્યોઃ "હરામખોર ! ચંડાળ ! તારે જવુંજ નહિ હોય ! જવાય છે કે નહિ તેની તેં જરાક અજમાયશ પણ નહિ કરી જોઇ હોય. હરામખોર ! ખોટા હાડકાના !"

જાણે હમણાંજ મને જર્ગિસ મારશે, એવી ધાકને લીધે તે સંકોડાઇ ગયો, પાછો હઠી ગયો અને રડતો રડતો બોલ્યોઃ "ના—ના—મેં ઘણાંય ફાંફાં માર્યાં. બે દહાડા સુધી પ્રયત્ન કરી જોયો. મેં એકલાએ નહિ પણ બાએ સુદ્ધાં. તેનાથી પણ ન જઈ શકાયું. એટલું ધાડું બરફ જામી ગએલું કે અમને તો એવું થયું કે આખાં ને આખાં તો અંદર નહિ ગરકી જઇએ ? અને ઘરમાં ખાવાનું તો નામ ન હતું. ટાઢે ઠૂંઠવાઇ મરીએ તે તો વધારામાં. ત્રીજે દહાડે મેં ફરી પાછો પ્રયત્ન કરી જોયો. તે દહાડે તો ઓના મારી સાથે આવેલી."

"ઓના ! કેવી રીતે ?"

"હા, હા, તે પણ જેમ તેમ કરીને કારખાના સુધી જવાય

તો જવાને તૈયાર થઇ. શું કરીએ ? તેને શરીરે સારૂં તો ન હતું, પણ તેવાં તેવાં પણ જવું પડયું. અમને બધાંનેજ કડાકા થયા હતા. તે ગઇ તો ખરી, પણ તેને રાખી નહિ; તેની જગ્યા પૂરી દીધી હતી.

જર્ગિસની આંખે ફરીથી અંધારાં આવી ગયાં. તેણે "આટલું બધું થયું તોય એના પાછી ત્યાં ગઇ !" તે ક્રોધથી બરાડી ઉઠયો.

સ્ટેનિસ્લોવાસ જર્ગિસના હૈયાના ઉકળાટનું ખરૂં કારણ જાણતો ન હતો તેથી તેણે ગૂંચવાઇને પૂછયું: "કેમ શું છે તે ત્યાં ન જવાય ?"

જર્ગિસે તેના સવાલનો જવાબ આપ્યો નહિ. તેણે ત્રણ–ચાર વાર જોરથી શ્વાસ લીધો અને કહ્યું: "તારી વાત પૂરી કરી નાખ."

તે બોલ્યો: "હું પણ તેની સાથે ને સાથે તેના કારખાના સુધી ગયો હતો, પણ મિસ હેન્ડરસને કહ્યું કે હું તને દાખલ નહિ કરૂં. એવામાં ત્યાં કોનોર આવ્યો અને તેણે તેને ગાળો દીધી. એણે આખે મોઢે પાટા બાંધ્યા હતા; પણ જર્ગિસ ! તમે તેને શું કામ મારેલો ? (તે છોકરાના મનમાં ઉંડો શક ગયો હતો કે આમાં કાંઇક જાણવા જેવો ભેદ તો છેજ. પણ તે શો તે તેને કોઇ કહેતું ન હતું અને પૂછવા માટે તેની જીભ પણ ઉપડતી ન હતી.)

જર્ગિસની વાચા તો સાવ બંધજ થઇ ગઇ હતી. તે ફાટા ડોળા કરીને ટગર ટગર જોયાજ કરવા લાગ્યો.

પછી તે છોકરાએ પોતાની વાત આગળ ચલાવી. તે બોલ્યો: "એના બીજે કોઇ ઠેકાણે નોકરી મેળવવાનો પ્રયત્ન તો કરે છે; પણ તે એવી લેવાઇ ગઇ છે કે તેનામાં ખરૂં પૂછાવો તો ઉઠીને ઉભા થવા જેટલું પણ જોર છે નહિ, ત્યાં કામ કરવાની તો વાત શી ? તેને કદાચ નોકરી મળે તો પણ તેનાથી કામ નહિજ થાય તેથી નોકરી મળે કે ન મળે એ આગળ જતાં સરખુંજ થઇ રહે એમ છે. મારો ઉપરી મને પણ હવે રાખવાની ના કહે છે. એનાનું કહેવું એવું છે કે, મારો ઉપરી કોનોરને ઓળખે છે. મને નોકરી પર નહિ રાખવામાં એ કોનોરનોજ હાથ છે. એ બધા લોકોને આપણા ઉપર કોણ જાણે શાથી પણ ભારે અદાવત છે. એટલે પછી મારે પણ મારા ભાઇઓ અને કૉટ્રનાની સાથે શહેરમાં છાપાં વેચવા જવું પડે છે. છાપાં વેચીને–"

કૉટ્રનાનું નામ સાંભળીને જર્ગિસ ચોંકી ઉઠયો: "કૉટ્રિના ! છાપાં વેચવા–?" આવું તેનાથી એકાએક બોલી જવાયું.

સ્ટેનિસ્લોવાસે તેનો સવાલ ઉપાડી લેતાં કહ્યું: "હા, હા, તે પણ અમારી સાથે છાપાં વેચવા આવે છે અને તે અમારા સૌના કરતાં વધારે છાપાં વેચી શકે છે; કારણ કે તે છોકરી હોવાથી અમારા કરતાં તેની પાસેથી લોકો વધારે લે છે. પણ સાંજે ઘેર આવતાં અમારો જીવ જવોજ બાકી રહે છે. એવી ટાઢ વાય છે—એવી ટાઢ વાય છે કે કાંઇ કહેજ કસર નહિ. પણ તેવાં તેવાં અમારે ઘેર આવ્યા વગર કાંઇ છૂટકો થવાનો હતો? વળી છાપાં વેચતાં વેચતાં અમે એક-બીજાંથી છૂટાં પડી જઇએ છીએ. કોઇ કોઈ દહાડો તો મુદ્દલે ઘેર જઇ શકાતુંજ નથી. રાત્રે મોડું થઈ જાય છે અને આપણું ઘર એટલું બધું વેગળું એટલે કરીએ પણ શું? ગઈ કાલનાં અમે એવાં વિખૂટાં પડી ગયાં છીએ કે કોણ ક્યાં છે તેનો પત્તોજ નથી. આજે ગમે તેમ કરીને મારે એ ત્રણે જણને ખોળી કાઢવાંજ પડશે અને બધાંને એકઠાં કરીને કોઇ પણ એક જગ્યાએ ભેગાં રાત કાઢીશું અથવા બની શકશે તો મોડાં મોડાં પણ ઘેર જઈશું. આજે તમારા-વાળી જેલ ખોળતાં મને નવ નેજા પાણી ઉતર્યું—આઘું ઘણું અને પાછો રસ્તો પણ કોઇ દહાડો દીઠેલો નહિ. હવે પાછી અહીંથી શહે-રમાં જવા માટે પણ એની એજ પીડા. હું તો આવવાનોય નહોતો, પણ બાએ કહ્યું કે ના, તારે જવુંજ પડશે. કારણ કે એક તો તમને પણ અમારા સમાચાર જાણવાની તાલાવેલી હોયજ અને બીજું તમને જેમણે જેલમાં પૂર્યા અને કામધંધો કરતાં અટકાવ્યા તેઓ કદાચ તમારા કહેવાથી તમારાં ઘરનાંને કાંઇક મદદ કરે, એમ ધારીને બાએ મને કહ્યું કે તું જા, જા ને જા. આખો દિવસ રવડ્યો ત્યારે છેવટે હું આવી શક્યો છું. મારી પાસે ખાવાનુંય કાંઇ ન હતું; રોટલાનો એક કટકો હતો. જર્ગિસ! ભૂખ તો એવી લાગી છે! બા પણ ઘેર બેઠી છે. તેનું સૉસેજવાળું કારખાનું પણ બંધ થઈ ગયું છે અને બીજી નોકરી હાથ લાગતી નથી. તે રોજ હાથમાં ટોપલી લઇને ઘેરઘેર ભીખ માગવા નીકળે છે અને દયા લાવીને લોકો કટકો ટોર જે કાંઇ આપે તે ખાઇને અમે દહાડા કાઢીએ છીએ. ગઈ કાલે તેને ઘણુંજ થોડું મળ્યું હતું. આજે તો તે હજી ઘરથી બહાર નીકળીજ નથી. ટાઢથી તેની આંગળીઓ ઠરી ગઇ છે, અતિશય દુઃખ થાય છે અને તેથી તે બધો વખત રડ રડજ કર્યા કરે છે—"

આ પ્રમાણે સ્ટેનિસ્લોવાસ રડતો ગયો, ડસકાં ભરતો ગયો અને ઘરનાં માણસોના સંકટની કથા કહેતો ગયો, તેટલો બધો વખત જર્ગિસે ખુરશીના હાથાને જોરથી પકડી રાખ્યો અને સઘળી વાત

સાંભળી લીધી. વચમાં એક શબ્દ પણ બોલ્યો નહિ, તેમ સવાલ પૂછીને સ્ટેનિસ્લોવાસની વાતનો તાર તોડયો નહિ. પણ તેને એવું થયું કે, જાણે હમણાંજ મારૂં માથું ફાટી પડશે. સ્ટેનિસ્લોવાસને મોઢેથી તે જેમ જેમ એક એક વીગત સાંભળતો ગયો, તેમ તેમ જાણે તેના માથા ઉપર એક એક ભારે વજનનું કાટલું ગોઠવાતું હોય એવું તેને થયું. એ પ્રમાણે એક એક વીગતનો એક એક બોજો તેના માથા ઉપર ખડકાતો ગયો. અંતે તેમનું દબાણ એટલું બધું અસહ્ય થઇ પડયું કે જાણે તેમના ભારથી દબાઇને તેનો પ્રાણ હમણાંજ બહાર નીકળી જશે. કોઇ માણસ, ભયંકર અને પ્રાણને રૂંધી નાખે એવા ઓથારની નીચે દબાઇ ગયો હોય; મોઢું ઉઘાડવાને, શ્વાસ લેવાને, માથું અથવા હાથ હલાવવાને અથવા બૂમ પાડવાને ગમે તેટલું જોર કરે, પણ મોઢું ઉઘડે નહિ, શ્વાસ લેવાય નહિ, શરીરનો કોઈ પણ અવયવ લાંબો ટૂંકો થાય નહિ તેમ મોઢામાંથી એક ઉંકારો સરખો પણ નીકળે નહિ અને જીવ નીકળું નીકળું થાય, બરાબર એવીજ અવસ્થા આ વૃત્તાન્ત સાંભળતાં સાંભળતાં જર્ગિસની પણ થઇ ગઇ. તેણે આ ઓથારના દબાણમાંથી છૂટા થવાને પોતાનાથી થાય તેટલું જોર કર્યું, પણ કાંઇ વળ્યું નહિ. રખેને હું ગાંડો ન થઇ જાઉં એવું પણ તેને લાગ્યું. તેના મગજમાં ભઠ્ઠી ધમધમી રહી હતી. પછી તો તેની એવી અવસ્થા થઇ ગઈ કે તેના મગજમાં સ્ટેનિસ્લોવાસે ઘોચવા માંડેલા ગિરમીટનો એકજ આંટો વધારે કરશે તો બસ તેનું આવીજ બન્યું, બરાબર તેજ વખતે તેની કથાનો છેડો આવી ગયો અને "ત્યારે જર્ગિસ! તમારી પાસેથી અમને કાંઇજ મદદ નહિ મળે?" એટલો સવાલ પૂછીને તે છોકરો બોલતો અટકયો.

જર્ગિસે ફક્ત માથુંજ ધૂણાવ્યું.

"જેલખાનાવાળા તમને કાંઇજ નથી આપતા?"

જર્ગિસે ફરીથી માથું ધુણાવ્યું.

"ત્યારે તમે છૂટવાના કે દહાડે?"

"હજી તો ત્રણ અઠવાડીઆં બાકી છે."

હવે અહીં વધારે વાર ઉભાં રહીને શું કરવું તેની જાણે તેને સૂઝ ન પડતી હોય તેમ એક વાર તો તેણે ચારે દિશાએ અમસ્તી અમસ્તી નજર નાખી. પછી તે બોલ્યો: "ત્યારે હવે જાઉં? બીજું શું?"

જર્ગિસે ડોકું હલાવીને હા કહી. પછી જાણે એકાએક તેને કાંઇક સાંભરી આવ્યું હોય તેમ તેણે પોતાના ગજવામાં હાથ નાખ્યો અને ધ્રૂજતે હાથે તેમાંથી પેલા બાકી રહેલા ૧૪ સેન્ટ બહાર કાઢયા અને કહ્યું: "લે, આટલું લેતો જા. મારી પાસે આથી વધારે કાંઇજ નથી. એટલું તેમને આપજે."

સ્ટેનિસ્લોવાસે તેટલા પૈસા લીધા. જરાક વાર સુધી જાઉં કે ન જાઉં તેનો વિચાર કરતો ઉભો અને પછી દરવાજા તરફ વળ્યો. જતાં જતાં એટલું બોલતો ગયો કે "હવે ત્યારે રામ રામ! જર્ગિસ!" તે ગયો, જર્ગિસ તેની પૂંઠ જોતો ઉભો રહ્યો. તેણે જોયું કે ચાલતાં ચાલતાં તે છોકરાના પગ લથડાતા હતા.

એકાદ મિનિટ સુધી તો જર્ગિસ પણ બારણાને ટેકો દઇને ઉભો થઇ રહ્યો. તેનું મગજ હજી ભમતું હતું અને આમ તેમ ડોલતો હતો. તેના વોર્ડરે જ્યારે તેનો હાથ પકડીને તેને સાવધાન કર્યો ત્યારે તે તેની સાથે પથ્થર ફોડવા ચાલતો થયો.





# પ્રકરણ ૧૮ મું

જર્ગિસ મનમાં ધારતો હતો કે, એક મહિનો થશે એટલે મને છૂટો કરશે, પણ તેવું બન્યું નહિ. તેના ચુકાદામાં "ત્રીસ દહાડાની કેદ અને દોઢ ડૉલરનો કૉર્ટનો ખરચ" એવાં બે વાનાં લખેલાં હતાં. તેને પોતાને કેદખાનામાં ખોસી ઘાલવાને માટે સરકારને મહેનત પડેલી ને ખરચ થએલો તે બધો તેણે વાળી આપવો જોઇએ ને? હવે તેની પાસે તો પૈસા હતા નહિ. તેથી ત્રણ દિવસ વધારે મજૂરી કરીને-તેટલી કિંમતના વધારે પથ્થર ફોડીને તેટલું વળતર વાળી આપ્યા પહેલાં તેનો કેદખાનામાંથી છૂટકારો શી રીતે થાય? પણ આટલી વાતની તેને સમજણ પાડવાની પણ કોઇએ તસ્દી લીધી નહિ. જર્ગિસ તો રોજરોજ છૂટવાના દહાડા ગણતો હતો અને જેમ જેમ દિવસો પાસે આવતા ગયા, તેમ તેમ તેની અધીરાઈ વધતી જતી હતી. એમ કરતાં કરતાં ત્રીસમા દિવસની સાંજ પડી. તેણે એવું ધાર્યું કે હવે આજની રાતજ આડી છે, કાલે તો હું છૂટો થઈ જઇશ. પણ બીજે દહાડે સવારે તેને છૂટો કરવાને બદલે વૉર્ડર તેને પથ્થર ફોડનાર કેદીઓની સાથે પથ્થર ફોડવાની જગ્યાએ તેડી જવા આવ્યો. જર્ગિસે પૂછ્યું કે, આજે કેવા પથ્થર ફોડવાના? આજે તો મારી સજાની મુદત પૂરી થઇ. ત્યારે તે માણસ ફક્ત હસ્યોજ. આ ઉપરથી જર્ગિસ એવું સમજ્યો કે, મારી ગણવામાં ભૂલચૂક થઇ હશે. આજે નહિ તો આવતી કાલે તો મને કરશેજ. પણ જ્યારે બીજો દહાડો પણ જેલમાં ને જેલમાંજ પૂરો થયો ત્યારે તેને એવી નિરાશા ઉપજી કે, હવે તો ઇશ્વર છોડાવે ત્યારે ખરૂં. આવી રીતે નિરાશાની અંધારી કાળીમસ ગુફામાં તે આથડીઆં ખાતો હતો એવામાં ચોથે દહાડે સવારનો નાસ્તો કર્યા પછી પથ્થર ફોડવા જવાને વખતે વૉર્ડર તેને તેડવા આવ્યો કે ચાલ, આજે હવે તને છોડી મૂકીશું. એટલે તરતજ તેણે પોતાનાં કેદીનાં કપડાં અંગ ઉપરથી ઉતારી નાખ્યાં. પોતાનાં અસલનાં હાડકાંના ખાતરથી મઘમઘતાં કપડાં પાછાં પહેરી લીધાં, જેલના લોખંડી દર-

હવે ઋતુમાં જરાતરા ફેરફાર થવા લાગ્યો હતો. અત્યાર સુધી જમીન ઉપર જામેલો બરફનો થાડો થર જરા જરા પીગળવા લાગ્યો હતો. એક બાજુએ જોસભેર પવન વાતો હતો અને તેનાથી ધસડાઇ આવેલા વરસાદનું ઝાપટું કકડાવીને તૂટી પડયું હતું. પવન તો જર્ગિસના શરીરમાં સોંસરો પેસી જતો હતો. તે કોનોરને મારવા દોડ્યો ત્યારે ક્રોધના આવેશમાં શરીર ઉપર ઓવર કોટ નાખી લેવાનું પણ તે ભૂલી ગયો હતો. સરકારી જેલની ગાડીમાં બેસીને તેણે જેટલી વાર જાવ-આવ કરી તેટલી વાર તેને ટાઢથી ઘણુંજ સહન કરવું પડયું હતું. તેના અંગ ઉપરનાં કપડાં મૂળે સારાં તો હતાંજ નહિ. હતાં તે પણ નર્યાં સુતરાઉ હતાં અને તે પણ જૂનાં, અને ઘસાઈ ઘસાઇને જીજરાં થઇ ગએલાં હતાં. વરસાદના ઝાપટાને અંગ ઉપર ઝીલતો ઝીલતો તે થોડીક વાર ચાલ્યો હશે એટલામાં તો તેનાં કપડાં તળેથી તે ઉપર સુધી તરબોળ થઇ ગયાં. પગ રસ્તા ઉપર છ છ ઇંચ ઉંડાં પાણીનાં ખાબોચીઆં ભરાઇ ગયાં હતાં તેથી કરીને તેણે પગે પહેરેલા જોડા કાણાં કાણાંવાળા ન હોત તો પણ તેમની અંદર પાણી પેસી જાત ત્યારે તેના જોડા તો નર્યાં કાણા હતા તેથી તે પહેર્યા ન પહેર્યા સૌ સરખુંજ હતું.

જર્ગિસને જેલમાં ખોરાક તો પેટ ભરાય એટલો મળતો હતો અને કામ પણ એવું હતું કે આવું ઓછામાં ઓછી મહેનતનું અને ઓછામાં ઓછો ત્રાસ આપે એવું કામ તો તે શિકાગો શહેરમાં ર આવ્યો ત્યારથી આજ સુધીમાં તેને કદી મળ્યુંજ ન હતું.

જોતાં એક મહિનાના કારાવાસથી તેનું શરીર કાંઇક ભરાયું હોત, પણ પોતાનાં ઘરનાં માણસ કેવા દહાડા કાઢતાં હશે તેની ચિંતા અને શોકને લીધે તેનું ખાધું પીધું બધું બળીને ખાક થઈ ગયું અને તે છૂટયો ત્યારે પહેલાંના કરતાં પણ વધારે ખરાબ હાલતમાં બહાર નીકળ્યો. હવે આવે નબળે શરીરે તે વરસાદની સખત ઝડીને પોતાના અંગ ઉપર ઝીલતો ચાલ્યો જતો હતો. તેને આખે શરીરે ટાઢનાં કમકમાટાં આવતાં હતાં, પણ ચાલ્યા વગર તેનો છૂટકો ન હતો. ગજવામાં હાથ ખોસીને અને શરીરને સંકોડી લેવાય તેટલું સંકોડીને તે પોતાનો લાંબો રસ્તો કાપવા લાગ્યો. રસ્તો કેટલો લાંબો હશે તેનો પણ તેને ચોખ્ખો ખ્યાલ ન હતો. બ્રાઈડ્વેલ જેલ શિકાગો શહેરને છેક સીમાડે આવેલી હતી અને તેની આસપાસ ઘણે આઘે સુધી વસ્તી જેવું કાંઇ હતુંજ નહિ. રસ્તાની આસપાસ ચારે બાજુએ નર્યો ઉજ્જડ પ્રદેશ પડયો હતો. ફક્ત એક બાજુએ શહેરના ગંદા પાણીની એક મોટી નહેર હતી અને બીજી બાજુએ રેલ્વેના આડા ઉભા સંખ્યાબંધ પાટાની ખાસ્સી જાળી બની ગઈ હતી. બાકીનું બધું ચારેગમથી ખુલ્લું મેદાન હતું એટલે પવનના ઝપાટાને ખાળનાર કોઇ હતુંજ નહિ.

તે થોડુંક ચાલ્યો હશે એટલામાં તેને ગંદાં અને ફાટાં તૂટાં કપડાંવાળો એક છોકરો મળ્યો. તેણે તેને કહ્યું: " દીકરા ! જરા ઉભો રહે તો."

પેલા છોકરાએ એક આંખ બંધ કરી બીજી આંખે તેની સામે જોયું અને તેના બોડેલા માથા ઉપરથી તે છોકરો સમજી ગયો કે, આ ભાઇ હમણાંજ જેલમાંથી છૂટીને જતા લાગે છે. તેણે પૂછ્યું કે "તમારે મારૂં શું કામ છે વળી ?"

જર્ગિસે તેને હવે પૂછ્યું: " કસાઇખાના તરફ જવું હોય તો તું કયે રસ્તે જાય ?"

છોકરાએ કહ્યું: " મારે જાય બલારાત ! મારે શું કામ કસાઈખાનામાં જવું પડે ?"

આવો તોછડો જવાબ સાંભળીને જર્ગિસ જરા ભોંઠો પડી ગયો, પણ તરતજ તેણે પોતાનો સવાલ ફેરવીને પૂછ્યું: "કોઇને ત્યાં જવું હોય તો રસ્તો કયો એટલું તો કહીશ ને ?"

પેલો છોકરો બોલ્યો: " ત્યારે પહેલેથીજ એવું કહેવું હતું ને ?" આટલું કહીને તેણે રેલ્વેના પાટાની પેલી બાજુએ વાયવ્ય ખુણા તરફ આંગળી કરીને કહ્યું: " એ રસ્તે જવાશે."

"કેટલું વેગળું જવાનું હશે?" જર્ગિસે તેને પૂછ્યું.

પેલો બોલ્યો: "મને ખબર નથી. હશેસ્તો વીસેક માઇલ."

"વીસ માઈલ!" જર્ગિસ ચમકીને બોલી ઉઠ્યો. વીસ માઇલનું નામ સાંભળીને તેનું મોઢું લેવાઈ ગયું. વીસ માઇલનો રસ્તો આવા વરસાદમાં તેને કાપવાનો ઠર્યો! આખે રસ્તેજ પગપાળા જવાનું! કારણ કે જેલવાળાઓએ તો તેને વાટખરચીને માટે એક પાઇ પણ આપ્યા વગર એમનો એમજ જેલમાંથી ધકેલી મૂક્યો હતો.

તે અત્યાર સુધી એટલો ઉતાવળો ચાલ્યો હતો કે પરિશ્રમને લીધે તેના લોહીમાં ગરમી આવી ગઇ હતી અને ચાલવાની ધૂનમાં ને ધૂનમાં પોતાના મનના સંતાપને કાંઇક ભૂલી જવા આવ્યો હતો. પણ આ છોકરાનો જવાબ સાંભળ્યા પછી જે ભયંકર વિચારો તેને તેની જેલની કોટડીમાં સતાવતા હતા તેમણે તેના ઉપર પાછું ફરીથી એક વાર ભયંકર આક્રમણ કર્યું. તેણે પોતાના મનને સમજાવ્યું કે, જે થવાનું હતું તે તો હવે આજ સુધીમાં થઇજ ચૂક્યું હશે. હું તેને સુધારી શકવાનો તો છુંજ નહિ. માત્ર હવે તો ઘેર જઇને શું થયું તે જાણવાનુંજ મારે માટે બાકી રહ્યું છે. આવી રીતે પોતાના મનને સમજાવીને તેણે જોરથી મુઠ્ઠીઓ વાળીને બેઉ હાથ ગજવામાં ખોસી દીધા અને મોટે મોટે ડગલે ચાલવા માંડયું. તેના વિચારો ઝપાટાબંધ તેની આગળ આગળ દોડયા જતા હતા અને તે પણ તેનાથી બની શકે તેટલી ઝડપથી તેના વિચારોની પૂંઠે દોડતો હોય તેટલી ઝડપથી રસ્તો કાપવા લાગ્યો. મારી ઓના—મારો બાળક—મારાં કુટુંબીઓ—મારૂં ઘર—એ બધાંનું આટલા દિવસમાં શું થયું હશે, તે ક્યારે ઘેર જાઉં અને જાણું એવા એકજ વિચારથી ઉન્મત્ત બનીને તે દોડયો જતો હતો. તે પોતાના મનમાં એવું પણ ધારતો હતો કે 'હવે હું છૂટો થયો છું અને તેમની સૌની વહારે દોડયો આવું છું. મારા હાથ હજી સલામત છે. હું ધરતી અને આકાશ એક કરીશ, જરૂર પડશે તો એકલે હાથે આખી આલમની સાથે લડીશ, પણ હું છતાં મારાં પ્રિયજનોને દુઃખી નહિ થવા દઉં.'

આ પ્રમાણે ધૂનમાં ને ધૂનમાં તે એકાદ કલાકને આશરે ચાલ્યો હશે એટલામાં તેણે પોતાની આસપાસ નજર ફેરવીને જોયું તો તેને એવુંજ લાગ્યું કે, હું શહેરની નજીક જવાને બદલે ઉલટો હું તો વધારે દૂરનો દૂર ચાલ્યો જાઉં છું. જે સડક ઉપર થઇને તે જતો હતો તે

હવે સડક મટીને ગામડાંમાં હોય છે તેવી ગાડાંની ચીલાવાટ બની ગઈ હતી. તેની ચારે બાજુએ બરફથી ઢંકાએલાં ખેતરો સિવાય બીજું કાંઇજ નજરે પડતું ન હતું. એટલામાં એક ખેડૂત ઘાસનું ભરેલું બે ઘોડાનું ગાડું હાંકતો હાંકતો તે જગ્યાએ આવી લાગ્યો. તેને ઉભો રાખીને જર્ગિસે પૂછ્યું: "કસાઇખાનાં તરફ જવાનો રસ્તો આ કે?"

પેલો ખેડૂત માથું ખજવાળીને બોલ્યો: "કસાઈખાનાં ક્યાં આવ્યાં તે તો હું નહિ જાણું; એટલું જાણું કે તે ગમે ત્યાં પણ શહેરની અંદર છે, શહેર બહાર નથી અને તું જે રસ્તે જાય છે તે રસ્તો તો શહેરથી ઉલટીજ દિશાએ જાય છે."

જર્ગિસ તો આભો બની ગયો. "મને તો આ રસ્તો બતાવેલો તેનું શું?" તે કાંઇક ગૂંચવાઇને બોલ્યો.

"કોણે બતાવેલો?" ખેડૂતે પૂછ્યું.

"એક છોકરો મળ્યો હતો તેણે."

"તેણે તારી મશ્કરી કરવા તને અવળે રસ્તેજ ચઢાવી દીધેલો લાગે છે. હવે તો તું જે રસ્તે થઇ આવ્યો તે રસ્તેજ પાછો વળ અને શહેર આવે ત્યારે પોલિસના સિપાઇનેજ રસ્તો પૂછજે. એક તો હું ઘણે આઘેથી આવું છું અને ગાડામાં ભાર પણ ઘણો ભર્યો છે, નહિ તો હું તને મારા ગાડામાં બેસાડી લેત. ચાલ, હવે જોયા શું કરે છે? ચાલવા માંડ."

જર્ગિસ તે ઉપરથી પાછો ફર્યો અને ગાડાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. બપોર થવા આવ્યા ત્યારે તેણે શિકાગોનાં ઘર દીઠાં. બસ, પાછાં એનાં એ બબ્બે મજલાનાં લાકડાંના ખપાટીઆનાં બનાવેલાં પાર વગરનાં ઘર તેના રસ્તાની બેઉ બાજુએ આવતાંજ ગયાં. એના એજ લાકડાંના ફુટપાથ આવ્યા, વચમાં વળી મેલા પાણીને માટે બાકોરાં મૂક્યાં હતાં જેમાં ભૂલમાં પણ પગ પડે તો વટેમાર્ગુ પગ વગરનોજ થાય. થોડાં થોડાં ઘર ઓળંગીએ એટલે આગગાડીનું ક્રૉસિંગ આવ્યુંજ હોય અને તે પણ ધોરી રસ્તાની સપાટી ઉપરજ. જો વટેમાર્ગુ સાવધાન ન રહે તો આવતી કે જતી ગાડીના ઝપાટામાં આવીજ જાય. લાંબી ને લાંબી માલગાડીઓ ખડખડાટ કરતી ચાલી જતી હોય. અધૂરામાં પૂરૂં વળી જો શન્ટિંગ કરતી હોય તો આમથી તેમ અને તેમથી આમ આવ-જા કર્યાજ કરે અને કેમે કર્યો રસ્તો છોડેજ નહિ. ક્રૉસિંગ આગળ ઉત્કંઠાથી ધબકતે હૈયે માલગાડી ક્યારે

ટળે તેની રાહ જોતો જર્ગિસ કેટલીય વાર સુધી ઉભોજ રહે. માલ-ગાડી વળી વચમાં કોઇ કોઇ વાર થોડી થોડી મિનિટનો થાકલો ખાવા ઉભી રહે ત્યારે ક્રૉસિંગના ઝાંપા આગળ ગાડાંવાળાઓ, મોટર લૉરી હાંકનારાઓ, રાહદારીઓ, ઘોડાગાડીવાળાઓ—એ બધાં જેમ જેમ આવતાં જાય, તેમ તેમ એકઠાં થતાંજ જાય અને આગગાડી ખસે નહિ ત્યાં સુધી તેમને તપ કરતાં ઉભા રહેવું પડે. ઘણી વાર લાગે એટલે દરેક જણને ઝાંપાના મોઢા આગળ સૌથી પહેલી જગ્યા લેવાની ઇચ્છા થાય એટલે પછી તેમાંથી ધક્કાધક્કી અને ગાળાગાળી ચાલે. વરસાદનું ઝાપટું આવે ત્યારે લોકો છત્રીઓ ઉઘાડીને તેની નીચે આશરો લેતા ઉભા રહે. આવે વખતે જર્ગિસનું મન ઝાલ્યું રહેતું નહિ. તે તો ડબ્બાઓની વચમાં ઘૂસી જઇને હથેળીમાં માથું રાખીને પેલી પાર નીકળી જતો.

આગળ જતાં ફરીને નક્કર બરફ જેવી બની ગએલી અને ઉપર મેલના થર જામેલી એક નદી આવી. તેના ઉપર લાંબો પૂલ હતો. એ જગ્યા કોલસાની રજ અને ધૂમાડાથી એટલી કાળી કાળી બની ગઇ હતી કે ત્યાં પડેલા બરફનો રંગ પણ ધોળો રહ્યો ન હતો. જે જગ્યાએ નદીનો કિનારો લાગતો તે કિનારા આગળનું બરફ પણ ધોળું દેખાતું ન હતું. વરસાદ પડતો ત્યારે ત્યાં થઇને વરસાદના પાણીના નાના મોટા વોકળા વહેતા તે પણ નર્યા કાળા કાળા પદાર્થથી ભરેલા વહેતા. એટલી વારમાં જર્ગિસનું મોઢું અને હાથ કાળાં કાળાં બની ગયાં. આ કૃષ્ણલોકને પાર કરીને તે આગળ ચાલ્યો એટલે એક બજાર આવ્યું. ત્યાંની ગટરોમાં પણ કાળું કાળું સાહી જેવું પાણી વહેતું હતું. બજારમાં કાદવ થયો હતો. ઘોડાગાડીઓએ જોડેલા ઘોડામાંથી કોઇ ચમકતા હતા, કોઇ લપસતા હતા અને રસ્તે ચાલતાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકો બીકનાં માર્યાં એકબીજાનાં અંગ ઉપર ઢગલો થઇને પડતાં હતાં. તેની બેઉ બાજુએ આવેલાં આકાશ લગી પહોંચે એટલાં ઉંચાં અને કાળાં કાળાં મકાનોરૂપી ભેખડોની વચમાંથી કોરી કાઢેલી ખુલ્લી ટનેલ જેવો આ રસ્તો દેખાતો હતો. ઘોડાગાડીઓ તેમજ બીજાં વાહનો હાંકનારની બૂમો, જતી-આવતી ટ્રામગાડીઓના ઘંટ-નાદ, કીડીઓની પેઠે ઉભરાતા રાહદારીઓના કોલાહલ, ફેરીઆઓની તીણી ચીચીઆરીઓ–એ બધા મિશ્ર ધ્વનિથી આખો રાજમાર્ગ ગાજી ઉઠ્યો હતો અને બાજુનાં મકાનોમાંથી તેના પડછન્દા આવતા હતા. આ બધી ભીડમાં થઇને રાહદારીઓ એકબીજાની સામે તથા આડું અવળું જોયા વગર સીધી નજરે ચાલ્યા જતા હતા. અહીં

કોઇને કોઇની દરકારજ ન હતી. કોઇ પરદેશી વટેમાર્ગુ વરસાદથી પલળીને તરબોળ બની ગયો હોય, રસ્તો ભૂલ્યો હોય, ચારે દિશાએ બહાવરો બહાવરો જોતો હોય પણ તેના તરફ નજર કરવાની ફુરસદજ કોને હોય ? આટલી મોટી અસંખ્ય જનતા વચ્ચે પણ તે એકલો અને અટૂલોજ હતો. હજાર હજાર માઇલ જેટલા વિસ્તારવાળા ઘનઘોર અરણ્યની અંદર તે ભૂલો પડયો હોય અને જો ત્યાં તેને રસ્તો બતાવનાર કોઇ મળી આવે તો અહીં પણ મળી આવે !

જર્ગિસે બીજા કોઇને ન પૂછતાં પોલિસના સિપાઇનેજ રસ્તો પૂછ્યો. તેણે કહ્યું કે, હજી તારે બીજા પાંચ માઇલ જવાનું બાકી રહ્યું છે. તેણે બતાવેલે રસ્તે જર્ગિસ આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં આખરે દારૂનાં પીઠાં, સસ્તા માલની દુકાનો, ગંદા ગલીચ મહોલ્લા, લાંબી ને લાંબી ધુમાડીઆ રંગનાં કારખાનાંનાં મકાનોની હાર, કોલસા ભરવાની વખારો, આગગાડીના આડા ઉભા પાટા—એ બધાં આવ્યાં ત્યારે જર્ગિસે જરાક માથું ઉંચું કરીને એક બે વાર હવામાં શાની ગંધ આવે છે તે સૂંઘી જોઇ. તે ગંધ ઉપરથીજ તેને ખબર પડી ગઇ કે, એ તો મારા ઘરની પૂર્વપરિચિત ગંધ ! પણ તે હજી ઘણે દૂરથી આછી આછી આવતી હતી. એ ગંધ વડે તેને એટલી ખાત્રી થઈ કે, હું હવે ખોટે રસ્તે જતો નથી તેમ ઘર ઝાઝું દૂર પણ નથી. આ વખતે સાંજ પડવાને થોડી વાર હતી. જર્ગિસને ભૂખ તો લાગીજ હતી અને રસ્તાની બેઉ બાજુએ આવેલી દારૂની દુકાનો ઉપર નાના પ્રકારની ખાદ્ય વસ્તુઓનાં પાટીઆં લાગી ગયાં હતાં, અને પ્રવાસીને પોતાની ભાષામાં આવકાર આપી રહ્યાં હતાં, પણ આજે એમાંની કોઇ પણ ચીજ તરફ જર્ગિસનું ચિત્ત જઇ શક્યુંજ નહિ.

આગળ ચાલતો ચાલતો પોતાના અસલ પ્રદેશ આગળ આવી પહોંચ્યો. જાણે જ્વાળામુખી પર્વત ફાટયો હોય એવા કાળા કાળા ધૂમાડાનાં ઘન વાદળાં, હજારો પશુઓનાં એકસામટાં આરડવાનો મિશ્ર કોલાહલ અને દુર્ગંધ, એ ત્રણ દેવતાઓની ત્રિપુટી જે સ્થાનમાં નિવાસ કરતી હતી તેમાં હવે જર્ગિસે પગ મૂકયો. એટલામાં માણસોથી ખીચોખીચ ભરાઇ ગએલી ટ્રામગાડી તેની બાજુમાંજ આવીને ઉભી રહી. વહેલા વહેલા ઘરભેગા થવાની તેની અધીરાઇ એટલી બધી વધી ગઇ હતી કે તેણે ન્યાય-અન્યાયનો લેશ માત્ર વિચાર કરવા થોભ્યા વગર એકદમ ટ્રામ ઉપરજ કૂદકો માર્યો અને કન્ડકટરની તેના ઉપર આંખ ન પડે તેટલા વાસ્તે એક માણસને ઓથે લપાઇને ઉભો

રહ્યો અને ત્યારપછી બીજી દશ મિનિટમાં તેને ઘેર જવાની ગલી આવી લાગી અને તેનું પ્રિય ઘર પણ આવી પહોંચ્યું.

ગલીમાં દાખલ થઇને ઘરના ચોકમાં પેસવાના રસ્તા ઉપર વાંકું વળવાનું હતું ત્યાં સુધી તો લગભગ દોડયો દોડયોજ ગયો. હવે તેનું પોતાનું ઘર બરાબર તેની સામેજ હતું–અલબત્ત, ઘર તો એજ–પણ જર્ગિંસ તો ત્યાંનો ત્યાં ઠરીજ ગયો અને ફાટે ડોળે ઘરની સામે તાકી તાકીને જોતો ઉભો રહ્યો. અરે! આ મારા ઘરને એકાએક થયું શું?

તેણે એક વાર નહિ પણ બે વાર ઘરને ધારી ધારીને જોયું અને તેમ તેમ તેના મનનો ગૂંચવાડો ઘટવાને બદલે સામો વધતોજ ગયો. તેને એમ થયું કે "હું ભૂલો તો નહિ પડયો હોઉં? કોઇ બીજી શેરીમાં તો નહિ પેસી ગયો હોઉં? ત્યાર પછી ખાત્રી કરવાને સારૂ તેણે પોતાની પાડોશના ઘર તરફ નજર કરી, તેની પેલી બાજુનું બીજું એક ઘર નિહાળ્યું–એઉ ઘર તો પહેલાં જેવાં હતાં તેવાં ને તેવાંજ આજે પણ છે. ત્યાર પછી તે ગલીના ખુણા આગળ દારૂની દુકાન હતી તે પણ એની એજ. ત્યારે હું મારા ઘરની ગલી તો નથીજ ભૂલ્યો. હા! એજ ગલી! ઘર પણ એજ! મેં ભૂલ તો નથીજ કરી! તો પછી મારા ઘરમાં આ ફેરફાર થયો શાથી? તેનો આવો રંગ તો કદી હતોજ નહિ! જાણે કોઇએ નવેસરથી રંગાવ્યું હોય એવું દેખાય છે. એ ફેરફાર કોણે કરાવ્યો હશે?"

વળી તે બે ત્રણ ડગલાં આગળ આવીને પોતાના ઘરને ધારી ધારીને જોવા લાગ્યો. મારી આંખ મને ભુલાવો તો નથીજ ખવરાવતી. મારા ઘરનો રંગ ભૂરો હતો અને આજે એકદમ તેનો પીળો રંગ થયોજ શાથી? બારીઓની બારસાખો અને છાજલીઓનો રંગ રાતો હતો, તેને ઠેકાણે આજે હું લીલો રંગ કેમ જોઉં છું? અલ્યા! રંગ પણ તાજોજ છે, જાણે હમણાં થોડા દિવસ પહેલાંજ રંગાવ્યું હોય એવો! આ શું કહેવાય? ઘર રંગાવ્યું કોણે?

વળી તે થોડાંક ડગલાં આગળ આવ્યો, પણ ઘરની લગોલગ નહિ પણ તેની સામેની બાજુની સડકની એક કોરે ઉભાં ઉભાં તેણે ફરીથી એક વાર પોતાના ઘર તરફ નજર નાખી અને એકાએક જાણે તેની છાતીમાં સણસણાટ કરતી બંદુકની ગોળી આવીને વાગી હોય એવો તેના હૈયાને આંચકો લાગ્યો—કોઇ અતિ દારુણ ભયંકર ઘટનાના ભણકારા તેણે સાંભળ્યા–તે ભયભીત થઇ ગયો, વિહ્વળ બની ગયો.

તેના ઢીંચણ એકબીજાની સાથે અથડાવા લાગ્યા, માથું ફરવા લાગ્યું, તેના કાનમાં નાના પ્રકારના અવાજ સંભળાવા લાગ્યા અને આખું જગત તેની આંખ આગળ ચગડોળે ચઢીને ચક્કર ચક્કર ફરતું દેખાયું ઘરની ભીંતો ઉપર લગાડેલો નવો તાજો રંગ, નવી છાજલીઓ, સડી ગએલાં વાછંટીઆંનાં પાટીઆં કાઢી નખાવીને તેમની જગ્યાએ બેસાડેલાં નવાં પાટીઆં—આ બધું બતાવી આપે છે કે, ઘર મારા હાથમાંથી ચાલ્યુંજ ગયું અને પેલા દુષ્ટ દલાલે મારા ઘરનાં માણસોને ઘરમાંથી ખંખેરી કઢાવ્યાં ! બીજું શું હોય ? હરામખોર બદમાસ ! છાપરાના પકવાસા સડીને ખરાબ થઇ ગએલા, નેવધાર પાણી તેમાં થઇને અંદર ચાલ્યું આવતું અને છેલ્લા છ મહિના થયાં હું અને મારા ઘરનાં માણસો તેને લીધે કાયર કાયર થઇ જતાં, નવા પકવાસા જડાવવા માટે મારી પાસે પૈસા નહોતા અને વખત પણ નહોતો. એક ઠેકાણે પાણી ચૂએ ત્યારે હાંલ્લાં ઠોબરાં બીજી બાજુએ લઇ જતાં અને ત્યાં ચૂએ ત્યારે ત્રીજે ઠેકાણે લઇ જતાં; એમ કરી કરીને વરસાદના દહાડામાં અમે બધાં હેરાન હેરાન થઇ ગએલાં. જ્યાં પાણી વધારે ગળતું ત્યાં પાણી ઝીલવાને વાસ્તે વાસણ મૂકતાં અને તે પણ થોડી વારમાં ભરાઇ જઇને તેમાંથી પાણી છલકાઇ જતું, ભીંતો પાણીથી પલળતી અને તેથી તેના ચૂનાના પોપડા ખરતા, આ બધું દુઃખ અમે સૌએ વેઠ્યું અને આજે આટલે દહાડે આ સમારકામ કરાવ્યું કોણે ? બારીઓના કાચ ભાગી ગએલા તે બધા પાછા કઢાવીને તેમની જગ્યાએ નવા કાચ જડાવ્યા છે, અને બારીએ બારીએ નવા, સફેદ ઝાલરદાર, રૂપાળા પડદા ઝૂલી રહ્યા છે !

એટલામાં એ ઘરનું આગલું બારણું કોઇએ ઉઘાડયું. બારણામાંથી કોણ ડોકાય છે તે જોવા જર્ગિસ શ્વાસ રૂંધીને ઉભો રહ્યો; પણ તેને એટલી હાંફ ચઢી હતી કે શ્વાસને રૂંધવા જતાં તેની છાતી ફૂલીને ફાટું ફાટું થવા લાગી. અરે ! આ શું ? ઘરમાંથી એક અજાણ્યો છોકરો બહાર નીકળ્યો ! એ કોણ હશે ? ખાસ્સો જાડો, માતેલો રાતા રાતા ગાલવાળો છોકરો ! એ મારા ઘરમાં કયાંથી આવ્યો ? એને તો મેં અગાઉ કોઈ વાર દીઠો પણ નથી. એને ને મારા ઘરને શી લેવાદેવા ?

તે છોકરાને જોઇને જર્ગિસના મનમાં ઉપર કહ્યા તેવા વિચાર સપાટાબંધ એક પછી એક આવી ગયા, અને તે સ્તબ્ધ થઇને છોકરાની સામે ટગર ટગર જોતો ઉભો રહ્યો. છોકરો મોઢેથી સીસોટી

વગાડતો વગાડતો ઓટલા ઉપરથી નીચે ઉતર્યો અને આંગણામાં વેરાએલા બરફની કણીઓને ઠોકરો મારવા લાગ્યો. વળી તે જરાક થોભ્યો. તેણે નીચા વળીને થોડુંક બરફ સાંભરી લીધું અને કઠેરાને અઢેલીને બરફને બે હથેળીની વચ્ચે દબાવીને તેનો લાડુના જેવો ગોળો બનાવવા માંડયો. ત્યાર પછી એકાદ ક્ષણ વીતી ન વીતી અને એટલામાં પોતાના ઘરના આંગણામાં ઉભેલા જર્ગિસના ઉપર તેની નજર પડી. બેઉની આંખેઆંખ મળી. છોકરાના મનમાં વહેમ આવ્યો કે, રખેને આ માણસ મારો બરફનો લાડુ ઝૂંટવી ન લે તેથી તેણે તેના તરફ અપ્રસન્ન દૃષ્ટિથી જોયું. તેટલા વખતમાં રસ્તાની સામી બાજુએથી જર્ગિસ તેના ભણી ચાલ્યો આવ્યો. છોકરાએ એક વાર તો ચારે તરફ નજર કરી, પાછા હઠીને ઘરમાં પેસી જવાનો વિચાર પણ તેના મનમાં એક વાર આવી ગયો; પણ જોઉં તો ખરો કે, આ માણસ શું કરે છે એવો નિશ્ચય કરીને તે ઉભો હતો ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો.

જર્ગિસે એક પગ પગથીઆ ઉપર મૂકયો અને એક હાથે કઠેરાનો આધાર લઇને ઉભો રહ્યો; કારણ કે હજી તેના પગ ધ્રૂજતા હતા અને જમીન ઉપર સ્થિર રહેતા ન હતા. જરાક વાર પછી તેણે જેમ તેમ કરીને એક ડચકિયું ખાઇને પેલા છોકરાને પૂછ્યું: " તું-તું અહીં શું કરવા આવ્યો છે ? "

છોકરો બોલ્યો: " તેની તારે શી પંચાત ? તું તારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા ને. "

પણ હજી જર્ગિસ ખરી પરિસ્થિતિ પૂરેપુરી સમજ્યો ન હતો. તેણે ફરીથી પૂછ્યું: " તું અહીં આવ્યો છેજ શા માટે ? "

છોકરો હવે જરાક ખીજવાઇને બોલ્યો: " હું ? હું આ ઘરમાંજ રહું છું. "

જર્ગિસનું ડાચું વલ્લું થઇ ગયું. તેણે વળી એક બીજું ડચકિયું ખાઇને પૂછ્યું: " તું આ ઘરમાં રહે છે ! " તેનો ચહેરો આ વખતે ધોળો પૂણી જેવો થઈ ગયો અને વખતે પડી જવાશે એવી બીકથી તેણે કઠેરાના સળીઆ જોરથી પકડી રાખ્યા. તે પાછો બોલ્યો: "તું અહીં રહે છે ત્યારે મારા ઘરનાં બધાં ગયાં કયાં ? "

છોકરો વિસ્મય પામ્યો. તેણે ઉદ્‌ગાર કાઢયો: " તારા ઘરનાં ! એટલે ? "

જર્ગિસ પણ તેની સામે ફાટે ડોળે જોતો ઉભો રહ્યો. પછી તેણે વધારે ખુલાસો કરતાં કહ્યું, " હું—આ ઘર તો મારૂં છે. "

" જા, જા, ઘરવાળા ! " તે છોકરો બોલી ઉઠયો. એટલામાં ઉપલા માળનું બારણું કોઇએ અંદરથી ઉઘાડયું એટલે તે બોલ્યોઃ " ઓ બા ! આ કોઈ આવ્યો છે તે કહે છે કે આ ઘર તો મારૂં છે. "

એક જાડી આઇરિશ સ્ત્રી હવે બારણા આગળ આવી પહોંચી. " કેમ આ શી ધાંધલ છે ? " તેણે રૂઆબભેર પૂછ્યું.

જર્ગિસે તેના તરફ મોઢું ફેરવ્યું અને ગાંડા માણસની પેઠે બોલવા લાગ્યોઃ " મારા ઘરનાં માણસો કયાં છે ? આ ઘર તો મારૂં છે ! હું ગયો ત્યારે તેમને બધાંને આ ઘરમાંજ મૂકીને ગયો હતો ! તમે મારા ઘરમાં શું કરવા આવ્યાં છે ? "

પેલી સ્ત્રી જર્ગિસની સામે કાંઇક ભય અને કાંઈક વિસ્મયથી થોડી વાર સુધી તો જોઇજ રહી. તેને એમજ થયું કે, કોઇ ગાંડો માણસ મારી સામે આવીને ઉભો રહ્યો છે—જર્ગિસ એવો દેખાતો પણ હતો. તે બોલીઃ " તારૂં ઘર ! "

જર્ગિસે હવે તો ચીસ પાડીને કહ્યુંઃ " હા, હા, મારૂં ઘર, મારૂં; આ ઘર મારૂં છે—હું અહીંજ રહેતો હતો. "

પેલી સ્ત્રી બોલીઃ " તારી કાંઇક ભૂલ થાય છે. આ ઘર તો તદ્દન નવું નકકોર હમણાંજ બંધાયું છે, તેમાં કોઇ રહ્યું હોયજ કેવી રીતે ? તદ્દન નવું ઘર—એ લોકોએ અમને તો એવુંજ કહ્યું હતું—પેલો ઘરવાળાનો દલાલ—"

પણ જર્ગિસે તો ફરીથી ગાંડાની માફક બૂમ પાડીને કહ્યુંઃ " પણ ત્યારે તેમણે મારાં ઘરનાં માણસોને લઇ જઇને કયાં નાખ્યાં ? "

હવે એક વાત પેલી સ્ત્રીના સમજવામાં જરા તરા આવવા લાગી. આ ઘર તદ્દન નવુંજ બનાવેલું છે, એવું કહેનારાઓ ઉપર તેને પહેલેથી વહેમ તો હતોજ; તે વહેમને હવે ઉત્તેજન મળ્યું. તે બોલીઃ " તમારાં ઘરનાં કયાં ગયાં અને તેમનું શું થયું તેની મને શી ખબર ? આ ઘર મેં વેચાતું લીધાને ફક્ત ત્રણજ દિવસ થયા છે. અમે અહીં રહેવા આવ્યાં ત્યારે તો આ ઘરમાં કોઇજ ન હતું, અને અમને એવું પણ કહ્યું હતું કે, ઘર તો હમણાંજ બંધાયું છે. નવું કોરૂંજ છે. તમે આ ઘર અગાઉ ભાડે રાખેલું એવું તમે કહેો છો, એમ ? "

જર્ગિસ હાંફતો હાંફતો બોલ્યો: "અરે ! ભાડે કેવું, વેચાતું રાખેલું ! આ ઘરનો માલિકજ હું છું ! મારી પાસે એનું વેચાણખત છે ! મેં એના પૈસા ગણી આપ્યા છે ! અને છતાં તેમણે મારાં ઘરનાં માણસોને—પણ તે બધાં ગયાં ક્યાં તે તમે મને નહિ કહી શકો ?"

પેલી સ્ત્રીએ તેને ધીરજથી સમજાવ્યું કે "તમારાં ઘરનાંની બાબતમાં હું કાંઇજ જાણતી નથી. પણ જર્ગિસનું મગજ એટલું બધું ભમી ગયું હતું કે આટલું આટલું તેને કહ્યું છતાં હજી ખરી વસ્તુસ્થિતિ તે સમજી શક્યો નહિ. તેને ઘડીમાં એવો વિચાર આવતો કે મારાં ઘરનાં માણસો આ સંસારમાંથી સામટાંજ અદૃશ્ય થઇ ગયાં કે શું ? ઘડીમાં વળી એવું થતું કે, હું અને તેઓ એકત્ર રહેતાં હતાં તે કોઇ સ્વપ્નની બિના તો નહિ હોય ? કદી પણ ન ભૂલી શકાય એવું જબ્બર સ્વપ્ન તો મને નહિ આવ્યું હોય; અને મારી સ્ત્રી, મારો છોકરો વગેરે જેઓ વાસ્તવમાં કદી હતાંજ નહિ તેમને હવે હું ગાંડાની પેઠે નહિ શોધતો ફરતો હોઉં ? આવી આવી વિચિત્ર શંકાઓમાં તે ગૂંચવાઇ પડ્યો—એવામાં આખા પરગણાનો ઇતિહાસ જેમની જીભને ટેરવે હતો તે ડોસીમા તેને સાંભરી આવ્યાં. તેનું ઘર ઝાઝું દૂર ન હતું. તે પાસેનાજ ગાળામાં રહેતાં હતાં. બસ, હવે તો તેને જઇને પૂછું, એમ ધારીને ત્યાંથી ડોસીમાને ઘેર જવા દોડ્યો.

પણ ડોસીમા પોતેજ તેને દોડતો જોઇને બહાર આવ્યાં. જર્ગિસને થરથર કંપતો અને ગાંડા માણસના જેવા ફાટા ડોળા લઇને આવતો જોઇને તેના મોઢામાંથી એક ચીસ નીકળી ગઇ. પણ તે છતાં તેણે જર્ગિસને બધી વાત માંડીને કહી—તેના ઘરનાંને ઘર છોડવું પડ્યું—તેમનાથી માસિક હપ્તો ભરાયો નહિ તેથી ઘરવાળાએ તેમને ઘર બહાર બરફની ઝડીમાં કાઢી મૂક્યાં—ઘરને પાછું ફરી વારનું રંગાવ્યું અને નવું કહીને બીજા કુટુંબને વેચી માર્યું. તેઓ બધાં હવે એનિલિ ડોશીના ઘરમાં રહેવા ગયાં છે. હમણાં તેમની શી સ્થિતિ છે તેની તો તેને કશી ખબર ન હતી. પણ આટલી વીગત જર્ગિસને આ ડોસીમાની પાસેથી મળી. તેણે એવું પણ કહ્યું કે, મારા ઘરમાં આવ અને જરાવાર બેસ—જે થયું તે ઘણુંજ માઠું થયું—તારે જેલમાં જવું ન પડ્યું હોત તો છેક આવું ન થાત—વગેરે વગેરે ડોસીમાએ તેના સ્વભાવ પ્રમાણે લવી નાખ્યું.

હવે ત્યાંથી જર્ગિસ લથડતી ચાલે એનિલિ ડોસીના ઘર તરફ જવા નીકળ્યો. એજ એનિલિના ઘરમાં તેઓ શિકાગોમાં પહેલવહેલાં

આવ્યાં ત્યારે સાત દિવસ રહ્યાં હતાં. આજે અઢી વરસ સુધી કાયાના કટકા કરીને ઘરના હપ્તા ભર્યા પછી પાછો એજ એનિલિના ઘરનો આશરો લેવાનો વખત આવ્યો ! જર્ગિસે ચાલવા તો માંડયું, પણ તેનાથી ઝાઝું ચાલી શકાયુંજ નહિ. ગલીને છેડે પહોંચ્યો તે પહેલાં તો તેનું બધુંજ બળ હરાઈ ગયું અને એક દારૂની દુકાનનાં પગથીઆં ઉપર બેસી પડયો. તેણે પોતાની બે હથેળીઓની વચ્ચે મોઢું ઢાંકી દીધું—મોઢામાંથી અવાજ નીકળે નહિ અને આંખમાંથી આંસુનું ટીપું પડે નહિ અને છતાં આખું શરીર વલોવાઇ જાય એવી પ્રાણરોધક વેદનાના આઘાતથી તે ફક્ત લૂખાં ડસકાંજ ભરવા લાગ્યો.

"ઓ બાપ રે ! આ શું થયું ! મારૂં ઘર ! મારૂં ઘર ! અમારા સૌના લોહીનું મૂલ્ય આપીને ખરીદેલું મહામોંઘું ઘર ! આજે અમારા હાથમાંથી ચાલ્યું ગયું !" શોક, કાળી ઘોર નિરાશા, ક્રોધ–એ બધાંએ મળીને તેને ઘેરી લીધો, વિહ્વળ કરી મૂક્યો. વાચક જર્ગિસના દુઃખની ગમે તેટલી કલ્પના કરે પણ તેના પ્રાણશોષક, હૃદયવિદારક, સર્વાંગદાહક શોકનો એક જરા જેટલો અંશ પણ તેઓ નહિ કલ્પી શકે. એ શોકની કલ્પના અને એનો સાક્ષાત્કાર, એ બેની વચમાં અમાપ અંતર છે. હાય રે ! મારૂં ઘર ! આજે એજ ઘરમાં પરાયાં માણસો આવીને ભરાયાં છે અને આ ઘર તો અમારૂં એવું કહેતાં થયાં છે. તેમણે પોતાના પડદા મારા ઘરની બારીઓ ઉપર લટકાવ્યા છે, અને હું—એ ઘરનો અસલ માલિક—તે જાણે કોઇ ચોર હોય એમ મારી સામે શત્રુતાભરેલી નજરે જુએ છે ! આ આખી બીનાંજ રાક્ષસી છે, કલ્પનાતીત છે—ના, ના, એવું બનેજ કેમ ?—એ સાચું હોયજ કેમ ? પણ એ સત્યજ છે— એ ક્રૂર સત્ય અત્યારે મારી સામે દાંતીઆં કરતું ઉભું છે. એ ઘરને માટે મેં અને મારાં ઘરનાં એકેએક જણે થોડું દુઃખ વેઠયું છે ? એનો કબજો જાળવી રાખવાને માટે કાંઇ થોડા ભોગ આપ્યા છે ? આવા આવા દુઃખદ વિચારો જર્ગિસના હૃદયને ચીરીને છિન્નભિન્ન કરવા લાગ્યા.

એ ઘરની સાથે સંબંધ ધરાવતા પાછલાં બધાજ અનુભવો આજે પાછા તાજા થઇ ગયા. એ ઘર ખરીદતી વખતે તેમણે બધાંએ મળીને શરૂઆતમાં કેવા કેવા ભોગ આપ્યા હતા ? દેશથી ગાંઠે બાંધીને આણેલા ત્રણસો ડૉલર તો સૌથી પહેલાજ એ ઘર લેવાને માટે ગણી આપ્યા હતા. એ ત્રણસો ડૉલર તો આ સંસારમાં તેમની કુલ પૂંજી હતી અને પાઇ પૈસો કરી કરીને એકઠા કર્યા હતા અને આફતની

વખતે તેમને ભૂખમરામાંથી ઉગરવાનું કોઈ સાધન હોય તો એ ફક્ત ત્રણસો ડૉલરજ હતા! તે મહામોંઘા ત્રણસો ડૉલરની રકમ તેમણે એ ઘરને ખાતર અકારી કરી, તે બધું આજે પાણીમાં ગયું! નાણાંનું નાણું ગયું અને ઘરનું ઘર ગયું તથા પાછાં હતાં તેવાં ને તેવાં મવાલીઓની પેઠે કાં તો એનિલિ ડોસીના ઘરમાં અથવા જાહેર રસ્તા ઉપર દહાડા કાઢવાનો વખત આવી લાગ્યો. વળી એ ત્રણસો ડૉલર ભરીને ઘરનો કબજો લીધા પછી મહિને મહિને ઘરના હપ્તાના બાર બાર ડૉલર ફાજલ પાડવાને માટે કાંઇ થોડા લોહીઉકાળા કરેલા? ત્યાર પછી પાછું વ્યાજ, સરકારી કર, ઘરની મરામત અને બીજો કેટલોય પરચૂરણ ખરચ થઈ ગએલો! એક મહિને એક વાનું તો બીજે મહિને બીજું, એમ દર મહિને કાંઇ નહિ ને કાંઈક તો ખરૂંજ. ઘરનાં એકેએક જણે એ ઘરની પાછળ જાત ઘસી નાખી અને તનમનનું જેટલું બળ હતું તે બધુંય એ ઘરનો કબજો જાળવી રાખવાને સારૂ વેડફી નાખ્યું. આંસુ વડે, કાયાના પરસેવા વડે, અરે! કલેજાના લોહી વડે એ ઘરના દામ ભર્યાં, એ ઘરને માટેજ પૈસો કમાતાં કમાતાં ઘરડો એન્ટેનાસ રીબાઈ રીબાઇને મૂઓ. ડરહામ કંપનીનાં ભેજવાળાં ભોંયરાંમાં મજૂરી કરવાની તેને ફરજ પડી ન હોત તો આજે એ ડોસો ઘણું કરીને જીવતો અને સાજો સમો હોત. એને આટલી ઘરડી ઉમ્મરે શા માટે મજૂરી કરવા જવું પડયું? ઘરને લીધેજ. એ ઘરને લીધેજ ઓનાને કાચી સુવાવડે પોતાના અને પોતાના પુત્રના આરોગ્યને જોખમમાં નાખીને મજૂરી કરવા જવું પડયું, અને તેમાંથી તો આખા કુટુંબની બધી રીતે પાયમાલી થઇ ગઇ, ઓનાની તો આખી જિંદગી ધૂળધાણી થઇ ગઇ! તેના ચારિત્ર્યના ઉપર કલંકની કાલિમા ચઢી અને તેની ખીલતી જુવાની ધૂળમાં, કાદવમાં રગદોળાઇ ગઈ. અને જર્ગિસ પોતે ક્યાં ઓછો દુઃખી થયો હતો? ફક્ત ત્રણજ વરસની વાત ઉપર જેની કાયા પહાડ જેવી કદાવર અને વજ્ર જેવી મજબૂત હતી તે આજે કમજોર, ભૂખેમરતો, દીન હીન કંગાલ સરખો બની ગયો છે; લોકોનાં અપમાન–ટૂંકારા સાંભળી રહે છે, તેનું જુવાનીનું જોમ બધું વણસી ગયું છે, અંગ ઉપર પૂરતાં વસ્ત્ર પણ નથી અને આજે ઉપર આભ અને નીચે ધરતી—એવી નિરાધાર અવસ્થામાં સપડાઇ જઇને નાના છોકરાની પેઠે અથવા હિસ્ટિરિયાના રોગીની માફક રસ્તા વચ્ચે રડતો બેઠો છે. હાય હાય રે! એમણે એ ઘરની પાછળ તેમની પાસે જે કાંઇ હતું તે બધાનોજ વીમો કર્યો અને આજે બધુંજ હારીને બેઠાં હતાં. અઢી અઢી વરસ સુધી ભરેલા હપ્તા, વ્યાજ

અને બીજો જે કાંઇ ખરચ કરેલો તે બધુંજ પાઇએ પાઇ વ્યર્થ ગયું અને ઘર હાથમાંથી ચાલ્યું ગયું તથા આજે તેઓ અઢી વરસ ઉપર હતાં તેવાં—અરે! તેથીય વધારે ખરાબ અવસ્થામાં—એનિલિ ડોસીનું ઘર શોધતાં ગયાં! તે વખતે તો તેમની પાસે ત્રણસો ડૉલરની પૂંજી હતી, તંદુરસ્તી હતી, બળ હતું, આશા હતી, ઉમેદ હતી. આજે તો તેમાંનું કાંઇજ રહ્યું નથી. આજે તો બધી રીતે કચરાએલાં, છૂંદાએલાં, પીસાએલાં, શરમ અને અપમાનથી જર્જરિત થઇ ગએલાં ઘોર નિરાશાથી નિર્બળ અને નિસ્તેજ થઇ ગએલાં રસ્તામાં રવડતા ભિખારીની હાલતમાં ભૂખ અને ટંડીથી મરવાનીજ રાહ જોઇ રહ્યાં છે.

આ બધી બીનાઓની પાછળ તેમના કારણરૂપ જે સત્ય હકીકત હતી તે હવે જર્ગિસ પૂરેપુરી સમજી ગયો. હવે તેને ખબર પડી ગઇ કે, તેની આવી દુર્દશા થવાનું કારણ તેની પોતાની કોઇ કસૂર કે ગફલત ન હતી; પણ તેના આવા હાલ થયા તેનું ખરૂં કારણ તો થોડાક સ્વાર્થપરાયણ માણસખાઉ રાક્ષસોની ક્રૂર નીતિ હતી. એ રાક્ષસોએ તેને તેના મૂળ વતન લિથુઆનિયામાંથી શોધી કાઢીને અહીં ખેંચી આણ્યો. એ દૈત્યોએ તેમના વાણિજ્યનાં, નાણાંનાં યંત્રોજ એવી રીતે ગોઠવી રાખ્યાં છે કે તેમના જોરે તેને અહીં સુધી ખેંચાઇને ચાલ્યા આવવુંજ પડયું. તેમણે ગરીબાઇ અને બેકારીની સાંકળો વડે તેને અમેરિકામાં ઘસડી આણ્યો અને પછી એ ગીધડાંઓ ચાંચો અને નખ વડે તેનાં મર્મસ્થલ તોડી તોડીને ખાઇ ગયા અને હવે તે જ્યારે ખાલી ખોખા જેવો બની ગયો ત્યારે તેને ઉકરડે ફગાવી દીધો. એ દૈત્યોએ તેને પીસ્યો, છૂંદ્યો, પીલી પીલીને તેનું તેલ કાઢી લીધું અને તેમ છતાં જાણે દાઝયા ઉપર ડામ દેતા હોય તેમ તેમના ક્રર, અમાનુષી, અકુદરતી કાયદાઓનું ફારસ ભજવીને આજે એ માનવ-રાક્ષસો તેની ઠેકડી કરતા ઉભા રહ્યા છે. એ થોડા મુઠ્ઠીભર શ્રીમંતો જર્ગિસના જેવા લાખો કરોડો નિર્દોષોનાં શબ ઉપર આસન માંડીને તેમના પૈશાચિક ઉત્સવો ઉજવે છે, ગરીબોનાં રુધિરની ઉજાણીઓ ઉડાવે છે, ધૂળમાં રોળાઇ ગએલા હતભાગી જીવોની ચીચીઆરીઓ એ તેમનું પાશવી સંગીત છે. ઓ ઇશ્વર! તું જીવે છે કે નહિ? જીવે છે તો આ રાક્ષસોની ભયંકર પિશાચલીલા તું કેમ મૂંગે મોઢે જોઇ રહે છે? જર્ગિસ અને તેની સ્ત્રીએ, તેના ધાવણા બાળકે શો અપરાધ કર્યો? તેઓ ગરીબ હતાં, ભોળાં હતાં, નિર્બળ હતાં, અ-સહાય હતાં એજ તેમનો અપરાધ કેની? તેઓ જાતમહેનત કરીને, આછું પાતળું ખાઇને જીવવા મથતાં હતાં, જીવવાનો તેમને અધિકાર

હતો. પણ તેમનાં લોહીમાંસના ભૂખ્યા દૈત્યોએ તેમની ચારે બાજુએ એવી એવી અદૃશ્ય જાળો પાથરી મૂકી હતી કે તેમાં તેમના ટાંટીઆ ગૂંચવાઇ ગયા અને તે ભૂખ્યાં વરૂઓએ તેમના ઉપર તૂટી પડીને તેમને ફ્રાડી ખાધાં. સસ્તી કિમ્મતનાં મકાનો બંધાવીને તેનો વેપાર કરનારી સોનેરી ટોળીએ છપાવીને લોકોમાં વહેંચેલું તદ્દન જૂઠ્ઠેજૂઠ્ઠું પેલું હેન્ડબિલ, જે વાંચીને આ ભોળાં માણસો ઘર ખરીદવાને લલચાયાં એ તેમને પકડવાની એક જાળ. પેલો મીઠી જીભવાળો, લુચ્ચો, દગાબાજ દલાલ એ તેમના શિકારીઓની ટોળીમાંનો એક હતો. ઘરની બાકી રકમ ઉપરનું વ્યાજ, ઘરનો વીમો, સરકારી કર—એ બધું ભરવાની તેમની ગુંજાસ નથી તેની પેલા દલાલને સારી રીતે ખબર હતી તેથી તો તેણે એ છટકીઆં તેમની આગળથી ગુપ્ત રાખ્યાં, દસ્તાવેજ ઉપર સહી કરતી વખતે બધી વાતની ફ્રોડ ન કરી અને પાછળથી રહી રહીને મગમાંથી પગ કાઢ્યા. બાર ડૉલરના હપ્તા ઉપરાંત આટલું બધું આપવું પડશે એવું તેમને પહેલેથી કહ્યું હોત તો તેઓ ઘર રાખતજ નહિ અને આટલાં દુઃખી દુઃખી થયાં તે થાતજ નહિ, પણ તેઓ એક વાર દસ્તાવેજ ઉપર સહી કરીને કાંડાં કાપી આપે અને પછી તેમનાથી વાયદાસર હપ્તા ભરાય નહિ એટલે આપણે તેમને ઘરમાંથી ખંખેરી કાઢીશું અને જેટલા હપ્તા ભરાયા હશે તે બધા આપણે હોઇઆં કરી જઇશું, એવી મૂળથીજ જેમની બદદાનત હતી તેઓ તેમને ખરી વાત કહેજ શાના ? આ તો જાણે તેમને બાંધી લેવાની એક જાળની વાત થઈ. પણ દુનિયામાં ગરીબાઇ અને બેકારીનો ફેલાવો કરીને દુનિયાને ખુણે ખુણેથી સસ્તામાં સસ્તા મજૂરોને શોધી શોધીને પોતાનાં કારખાનાંમાં ઘસડી લાવનાર પૂંજીપતિઓએ પાથરેલી જાળો તો એથીય વધારે કુશળતાપૂર્વક બિછાવેલી હતી. કસાઈખાનાંના માલિકોની તરેહ તરેહની યુક્તિઓ, એ બિચારા મજૂરોનું રક્ત ચૂસવાને માટે તેમનાં શરીરે લગાડેલી નાની મોટી જળો હોય તેમ તેમને ચૂસી ચૂસીને ખોખાં બનાવી દેતી હતી. પેલી રાક્ષસી વેગવર્ધક ક્રિયા થોડામાં થોડા વખતમાં ઓછામાં ઓછા પગારના બદલામાં મજૂરોની પાસેથી ઘણામાં ઘણું કામ લેવાની યુક્તિઓ, માલિકોને ફાવતું આવે ત્યારે કારખાનાં બંધ કરે અને ફાવતું આવે ત્યારે ઉઘાડે, કારખાનાં ચાલતાં હોય ત્યારે પણ ફાવે તેટલા કલાક કામદારોને નવરા બેસાડી રાખે—એ બધાની પાછળ રહેલી માલિકોની કૂટ નીતિ, કામ કરવાનો અનિયમિત સમય, પગારમાં કાપ અને કૃત્રિમ રીતે વધારી મૂકેલા બજારના ભાવ, એ બધાં ગરીબોને ફેલી

ખાવાનાં સાધનોનો યથેચ્છ ઉપયોગ કરવામાં કારખાનાંના માલિકો કચાશ રાખતા ન હતા. ઘર વેચનારી કંપનીનેજ અંતે લાભ થાય અને આ બિચારાં હપ્તા ભરે ભરે તો પણ આખરે હાથ ઘસતાં થઇ જાય, એવું પરિણામ નીપજાવવાને માટે ઉપર કહ્યાં તે બધાંજ કારણો કામ કરી રહ્યાં હતાં. કંપનીએ તો ઘર વેચતી વખતેજ જાણ્યું હતું કે વરસે, બે વરસે ગમે ત્યારે પણ આ લોકો બાજી હારવાનાંજ છે અને તેઓ જેટલાં મોડાં હારશે તેટલો આપણને તો ફાયદોજ છે, એમ ધારીને તેઓ તેમના ઉપર છેલ્લી તરાપ મારવાનો લાગ જોઇનેજ બેસી રહ્યા હતા. તેઓ જાણતાજ હતા કે, આ લોકો મહેનત કરીને જેટલો પૈસો બચાવે છે તે આપણે સારૂજ બચાવે છે. એક દિવસ તેઓ હારશે, થાકશે અને હપ્તા ભરી નહિ શકે એટલે આપણે તેમની પાસેથી ઘર પડાવી લઇશું અને પાછું એમના જેવાજ બીજા ગરજાઉ માણસને વેચી મારીશું. એ વખત ક્યારે આવે તેની તે લુચ્ચાઓ બેઠા બેઠા માળા ફેરવતા હતા. એ વખત અંતે હમણાં આવ્યો અને તેમણે તેમને બધાંને ગાંસડાં પોટલાં બંધાવીને ઘરમાંથી ખંખેરી કાઢયાં, ઘરનો કબજો લીધો અને પાછું બીજાને વેચી પણ દીધું! તેઓ કાયદાની કલમો વડે હાથે અને પગે એવાં બંધાઇ ગયાં છે કે તેઓ તેમની સામે કાંઇજ કરી શકે એમ નથી, જેટલા કાયદા છે તે બધાજ તેમના જુલમગારોની તરફેણમાં છે, સમાજરચનાનું આખું યંત્રજ તેમનો શિકાર કરનારાઓના હાથમાં આવી ગયું છે અને તેઓ તેને જેમ ફેરવે તેમ તે ફરે છે અને ગરીબોને પીલે છે. જર્ગિસ તેમની સામે એક આંગળી પણ ઉંચી કરે તો જે જંગલી પશુઓની બોડમાંથી તે હમણાંજ છૂટો થયો હતો, તેમાંજ પાછો તેને ખોસી ઘાલ્યા વિના છોડેજ નહિ.

હવે શું કરવું? કાંઇ પણ કર્યા વિના ચાલ્યા જવું અને પેલાં પરાયાં માણસોને પોતાના ઘરમાં રહેવા દેવાં એનો અર્થ એ થાય કે, જર્ગિસે પોતાનો પરાજય પોતાનેજ મોઢેથી કબૂલ કરવો; પણ ત્યારે બીજું થાય પણ શું? પોતાની હાર થઇ છે એવું કબૂલ કરવું પડે તે કરતાં તો જર્ગિસ ત્યાંનો ત્યાંજ ભૂખ્યો તરસ્યો ટાઢમાં ઠૂંઠવાઇને મરી જવાનું વધારે પસંદ કરત અને તે જ્યાં બેઠો હતો ત્યાં વરસાદમાં ધ્રૂજતો, થરથરતો, દાંત કકડાવતો બેસીજ રહેત. પણ મારાં ઘરનાં માણસો અત્યારે શું કરતાં હશે, એ વિચાર તેના મનમાં આવ્યો. અત્યાર સુધીમાં જે જે શોકસમાચાર મને મળી ચૂક્યા છે તેના કરતાંય વધારે દુઃખદ સમાચાર સાંભળવાનું પણ મારા નસીબમાં કાં ન

હોય, એમ ધારીને તેણે હૈયું કઠણ કર્યું, ઉઠીને ઉભો થયો અને તેનું માથું તો હજી ફરતું હતું તો પણ જેમ તેમ કરીને તે એનિલિ ડોસીના ઘર તરફ ચાલતો થયો.

એનિલિનું ઘર તો કસાઇખાનાંના પાછળના ભાગમાં અહીંથી પૂરા બે માઇલને છેટે હતું. પણ આજે તો એટલું અંતર જર્ગિસને સેંકડો યોજન જેટલું લાંબું લાગ્યું. છેવટે જ્યારે તેણે ઝાંખા ભૂરા રંગનાં દોદળાં બની ગએલાં જીર્ણ શીર્ણ લાકડાંનાં પાટીઆંનાં મકાનો દીઠાં ત્યારે તેનું હૃદય જોરથી ધબકવા મંડયું. ઠેકડો મારીને પગથીઆં ચઢી ગયો અને બારણા પર જોરથી ઉપરાઉપરી ટકોરા મારવા લાગ્યો.

બારણું ઉઘાડવાને માટે એનિલિ ડોસી પોતેજ આવી. તેને જર્ગિસે છેલ્લી દીઠી હતી ત્યાર પછીના તેના દિવસ સંધિવાને લીધે મંદવાડમાંજ વીત્યા હતા. તે અસલથી ચીમળાઇ ગએલી તો હતીજ ને તેમાં વળી આ છેલ્લા મંદવાડને લીધે વધારો થયો હતો. તેના મોઢા ઉપરની ચામડી પાતળા પીળા કાગળના પડ જેવી થઇ ગઈ હતી. તે બારણું ઉઘાડવા આવી હતી, પણ ચાલીને નહિ પણ બેઠી બેઠી ફસેલીએ ફસેલીએ ખસતી ખસતી આવી હતી. તેણે બારણું ઉઘાડ્યું અને જર્ગિસને જોઇને પહેલાં તો તે ચમકી. તે બોલે તે પહેલાં તો જર્ગિસે તેને પૂછ્યું: "ઓના તમારા ઘરમાં રહે છે કે?" તેનો શ્વાસ માતો ન હતો.

ડોસી બોલી: "હા, અહીં રહે છે."

"એને કેમ—" આવો સવાલ જર્ગિસના મોઢામાંથી નીકળ્યો ન નીકળ્યો અને એટલામાં તો જાણે તેનો પ્રાણ એકદમ રૂંધાઇ ગયો હોય તેમ તે બારણાનો ડટ્ટો ઝાલીને જડવત્ ઉભોજ થઇ ગયો. કારણકે ઘરના અંદરના ભાગમાંથી કોઇની તીવ્ર વેદનાથી ભરેલી, કારમી, ભયંકર, હૃદયવિદ્રારક ચીચીઆરી આવી અને તેણે સાંભળી. અરે! એ ચીસ તો ઓનાની!

તેના શબ્દો તો મોઢામાં ને મોઢામાંજ રહી ગયા. ભયના આઘાતથી તેને જાણે લકવો થયો હોય એવી અવસ્થા એક ક્ષણવારને માટે તો તેની થઇ ગઇ; પણ બીજીજ પળે એનિલિ ડોસીની બાજુમાં થઇને એક છલંગ મારીને તે ઘરમાં ઘૂસી ગયો.

સામે મોઢે એનિલિનું રસોડું હતું. ત્યાં પાંચ–છ સ્ત્રીઓ ભયત્રસ્ત અને વિવર્ણ મોઢાં લઇને એક સગડીની ચારેકોર ઢગલો વળીને

બેઠી હતી. જર્ગિસને આવતો જોઇને તેમાંની એક જણી ઉઠીને ઉભી થઈ. તેનું મોઢું પણ ફીકું ફસ અને ધોળું ધબ બની ગયું હતું તથા મંદવાડને લીધે અથવા ચિન્તાને લીધે, ગમે તે એક અથવા બેઉ કારણને લીધે, તેનું શરીર પણ ખૂબજ ગળાઈ ગયું હતું. તેણે એક હાથે પાટા બાંધ્યા હતા. આ તે મેરિજા કે મેરિજાનું ભૂત? જર્ગિસ તેને ઝટ લઇને ઓળખી શક્યો નહિ અને તે મેરિજા હોય તોપણ અત્યારે તો તે એકલી ઓનાને ખોળતો આવ્યો હતો. પહેલાં તો તે બધી બાઇડીઓનાં મોઢાં જોઇ વળ્યો અને જ્યારે ઓનાને ન દીઠી ત્યારે તેમનાં સૌનાં મોઢાં સામે ટગરટગર જોતો ઉભો રહ્યો, એમ ધારીને કે ઓના ક્યાં છે તે આ સ્ત્રીઓમાંથીજ કોઇ કહેશે; પણ તેઓ પણ મૂઢ જેવી બેસી રહી અને તેની સામે ફાટે ડોળે જોવા લાગી. તેમનાં મોઢાં ઉપર ભય અને દુ:ખની છાપ ઉંડી અને સ્પષ્ટ પડી ગઇ હતી. એટલામાં હૈયાને આરપાર વીંધી નાખે એવી એક બીજી ચીસ સંભળાઈ.

અરે! એ ચીસ તો ઘરના પાછલા ભાગના માળ ઉપરથી આવતી હતી! જર્ગિસે તે તરફ છલંગ મારી, વચમાં એક ઓરડો હતો તેનું બારણું હડસેલીને ઉઘાડી નાખ્યું અને આગળ ધસ્યો. સામે એક નીસરણી હતી, તેના ઉપર એક ડોકાબારી જેવું નાનું બારણું હતું. તેમાં થઇને કાતરીઆમાં જવાતું હતું. જર્ગિસ નીસરણી સુધી પહોંચી ગયો અને તેના પગથીઆ ઉપર પગ મૂકીને ઉપર ચઢવા જતો હતો એટલામાં પાછળથી બૂમો પાડતી પાડતી મેરિજા દોડી આવી. તેનો એક હાથ સારો હતો તે હાથ વડે તેણે જર્ગિસના ડગલાની બાંય જોરથી પકડી રાખી અને ગાંડીની માફક હાંફતી હાંફતી બોલવા મંડી: "જર્ગિસ! અહીંજ ઉભા રહો, તમારે જવા જેવું નથી—બસ, નહિ–નહિ–આટલેજ ઉભા રહો."

"પણ છે શું?"

"તમારે ઉપર નથી જવાનું—તમારાથી ન જવાય."

જર્ગિસ તો આભોજ થઇ ગયો. તેની મૂંઝવણનો આડો આંક વળી ગયો; એક તરફ ઓના બરાડા બરાડ પાડે છે; અને બીજી તરફથી મેરિજા તેને કહે છે કે, તારાથી ઓનાની પાસે ન જવાય. એ હશે શું? અસ્પષ્ટ ભય અને મૂંઝવણથી જર્ગિસનું માથું ભમવા લાગ્યું.

તેણે બીજી વાર ધાંટો પાડીને પૂછ્યું: "પણ છે શું તે કેમ કહી

મરતી નથી ? બોલી નાખને."

પણ મેરિજાએ તો તેના ડગલાની બાંય પકડી તે છોડેજ નહિ. બીજી બાજુએ કાતરીઆમાંથી ઓનાના ઉંકારા આવ્યાજ કરતા હતા. જર્ગિસે તો પછી મેરિજાના જવાબની રાહ ન જોતાં ખેંચતાણ કરીને નીસરણી ઉપર ચઢી જવાનો પ્રયત્ન કરવા માંડયો; એટલે મેરિજા તેના કાલાવાલા ઉપર કાલાવાલા કરવા લાગી. તે બોલી: "તમારે ત્યાં જવા જેવું નથી. જરા તો અક્કલ રાખો. ના જવાય, કહું છું કે ના જવાય–ઓનાને છોકરૂં—"

"છોકરૂં ? એન્ટેનાસ ? તેનું શું છે ?" જર્ગિસે ઝપાટાબંધ ભભડી માર્યું.

તે એકલોજ સાંભળે એવી રીતે મેરિજાએ ધીમેથી કહ્યું: "ના, ના, એન્ટેનાસ નહિ, બીજું છોકરૂં."

આ ઉત્તર સાંભળીને જર્ગિસ ઢીલો ઢસ બની ગયો, અને પડી ન જવાય તેટલા વાસ્તે તેણે નીસરણીનો દાંડો જોરથી પકડી રાખ્યો. મેરિજાએ શું કહ્યું તેનો ભાવાર્થ હજી પણ તે પૂરેપુરો સમજી શકયો ન હતો તેથી તે જાણે મેરિજાજ ન હોય પણ કોઇ ભૂત અથવા પ્રેત હોય એમ તેની સામે આશ્ચર્યસહિત ટગર ટગર જોતો ઉભો રહ્યો. તેણે એક ડચકિયું ખાઇને પૂછયું: "બીજું છોકરૂં ? તે વળી અત્યારથી કેવું ? તેને આવવાને તો હજી ઘણી વાર છે." મેરિજા બોલી: "વાર તો હતી પણ તે આવવા તૈયાર થયું એટલે આપણે કરીએ પણ શું ?"

એટલામાં ઓનાની બીજી કારમી ચીસ સંભળાઇ અને તે જર્ગિસના મોઢા ઉપર જોરથી એક થપ્પડ મારીને ચાલી ગઇ હોય એવું તેને લાગ્યું. તે લજવાયો, સંકોચાયો અને ફિક્કો પડી ગયો. ચીચીઆરીનો અવાજ આવ્યો અને ચાલ્યો ગયો તથા તેની પાછળ ઓનાના પહેલાંના જેવા ધીમા, દર્દભર્યા ઉંકારા સંભળાતા ગયા. તે સાંભળીને જર્ગિસ બોલી ઉઠયો: "ઓ ઇશ્વર ! હવે તો મને મારી નાખ અને આ દુ:ખમાંથી છોડાવ." પણ રખેને તે પાછો નીસરણી ઉપર ચઢવા જાય તેટલા વાસ્તે મેરિજાએ તેના બેઉ હાથ વડે તેને પકડયો. "અહીં શું ઉભા રહ્યા છો ? આઘા ચાલ્યા જાઓ, અહીંથી ખસી જાઓ" એવી બૂમો પાડવા માંડી અને પોતાનાથી થાય તેટલું જોર કરીને તે જર્ગિસને ત્યાંથી આઘે ખેંચી લાવી. એમ કરવામાં તેને ઝાઝું મુસ્કેલ ન લાગ્યું; કારણ કે તે દુ:ખને લીધે ચીંથરા

જેવો નરમ બની ગયો હતો. આ વખતે જાણે તેના જીવનને ટકાવી રાખનારા એકેએક તંતુઓ તૂટી ગયા હોય અને આખા વિશ્વની વચ્ચે પોતાને એકલો, નિરાધાર અને ચારે બાજુએથી વિપત્તિનાં મોજાંથી ઢંકાઇ ગયો હોય એવું તેને લાગ્યું. તેના જિગરના ચીરા થઇ જતા હતા અથવા તો ડાયનેમાઇટ વડે જાણે તેના ભૂકેભૂકા થઈ જતા હોય એવો આઘાત તેને લાગ્યો હતો. તે ઓરડામાં એક ખાલી ખુરશી પડી હતી તેના ઉપર તે ફસડાઇ પડયો અને વાવાઝોડા વખતે ઝાડનાં પાંદડાં ધ્રૂજે તેમ તે સર્વાંગે થરથર ધ્રૂજવા લાગ્યો. મેરિજાએ હજી પણ તેને પકડી રાખ્યો હતો અને ત્યાં બેઠેલી બીજી સ્ત્રીઓ ભયને લીધે અવાક્ બનીને અનાથ પશુની માફક તેની સામે ફાટે ડોળે જોઇ રહી હતી.

વળી પાછી ઓનાએ એક તીણી ચીસ પાડી. આટલે છેટે રહ્યાં રહ્યાં પણ જર્ગિસે તે ચીસ લગભગ પહેલાંના જેટલીજ સ્પષ્ટ સાંભળી. તે લથડિયું ખાઇને ઉભો થઇ ગયો, અને હાંફતો હાંફતો બોલ્યો: “આવું કયારનું થવા લાગ્યું છે?”

મેરિજા બોલી: “બહુ વખત નથી થયો” એટલામાં એનિલિએ તેને ઇસારત કરી તેથી તે પહેલાંની માફક ઝટ ઝટ બોલવા મંડી કે “તમે હવે અહીંથી ચાલ્યા જાઓ–તમે અહીં રહેશો તો પણ કાંઈ કરી શકવાના નથી–બસ, ચાલ્યા જાઓ–થોડી વાર પછી આવજો–એ તો જરા વાર પછી શમી જશે–એ તો તેની પ્રસૂ–”

પણ તેનું વાકય પૂરું થાય તે પહેલાં તો જર્ગિસ વળી પાછો બોલી ઉઠયો: “એની સારવારમાં કોણ છે?” મેરિજા જવાબ આપતાં ગૂંચવાઇ તેથી તેણે ફરીથી એનો એજ સવાલ પૂછયો.

તે બોલી: “એલ્ઝબિટા–બીજું કોણ?–ઓનાની હાલત ગભરાવા જેવી નથી. હમણાં થોડી વારમાં—”

જર્ગિસ હાંફતો હાંફતો બોલ્યો: “એલ્ઝબિટાથી શું વળવાનું હતું? કોઈ ડૉકટરને તેડાવ્યો છે કે નહિ? કોઇ જાણકાર માણસ?”

તેણે મેરિજાનો એક હાથ જોરથી પકડયો, તે ધ્રૂજી ઉઠી અને માંડ માંડ સાંભળી શકાય એવે અત્યંત ધીમે અવાજે તે બોલી: “અમે–અમારી પાસે નાણું નથી–કાંઇજ નથી– ફૂટી બદામ પણ નથી.” આ જવાબ સાંભળીને જર્ગિસના મોઢા ઉપર જે ફેરફાર થયો તે જોઇને તે બ્હી ઉઠી, અને બોલી: “જર્ગિસ! જર્ગિસ! તમે એમાં

કાંઇજ સમજો નહિ. એ તો બધું એની મેળે મટી જશે–તમારૂં અહીં ઉભા રહેવાનું પ્રયોજનજ નથી–મહેરબાની કરીને અહીંથી ચાલ્યા જાઓ–ગમે ત્યાં ચાલ્યા જાઓ–તમે તે દહાડે બહુજ ઉતાવળિયું પગલું ભરી નાખ્યું–જરાક વાર ટાઢા પડીને આગળ પાછળનો વિચાર કર્યો હોત–જરાક વાર ગમ ખાઈ ગયા હોત તો—"

એટલામાં તો મેરિજાના શબ્દોને દબાવી દે એવી ઓનાની ચીચીઆરી સંભળાઇ, જર્ગિસ તો ભાનભૂલોજ બની ગયો. આવો અનુભવ તેને જિંદગીમાં સૌથી પહેલીજ વાર મળ્યો હતો. એક તો તે કવખતનો હતો અને બીજું તે અતિશય ભયંકર હતો. આકાશમાંથી વીજળી તૂટી પડે એમ આ અણધારી ભયાનક વિપત્તિ તેના માથા ઉપર તૂટી પડી હતી. એન્ટેનાસ જન્મ્યો ત્યારે તે આજના જેવો બેકાર ન હતો, કમાતો ધમાતો હતો. વળી તે વખતે તે પોતે ઘેર પણ ન હતો. કારખાનામાંથી ઘેર આવ્યો તે પહેલાં તો ઓનાને પ્રસૂતિ થઇ ગઇ હતી. પણ આજે તો તેને ઓનાની પ્રસવવેદનાનો મૂંગો–અસહાય સાક્ષી બનીને ઉભા રહેવાની ફરજ પડી હતી. તે ગભરાટને લીધે બહાવરો બહાવરો બની ગયો. મેરિજાનું કહ્યું માનીને અથવા બીજી સ્ત્રીઓની મૂંગી પ્રાર્થના સાંભળીને તે ડાહ્યો થઇને ચાલ્યો જાય એવો સંભવ પણ દેખાતો ન હતો. સ્ત્રીઓ પણ ગભરાટને લીધે બહાવરી થઇ ગઇ હતી. હવે શું કરવું, જર્ગિસને કેવી રીતે સમજાવીને ટાઢો પાડવો અને ઘરમાંથી બહાર કાઢી મૂકવો તેનો એકકે ઉપાય તેમને સૂઝતો ન હતો. મેરિજાએ અને બીજી સ્ત્રીઓએ તેને વારાફરતી જેટલું કહેવાય તેટલું કહ્યું, જેટલું સમજાવી શકાય તેટલો સમજાવ્યો કે એમાં ગભરાઇ જવા જેવું કાંઇ છેજ નહિ, એ તો સ્ત્રીમાત્રને પ્રસૂતિ વખતે આવી પીડા થાયજ. પણ જર્ગિસને ગળે તેમની વાત ઉતરેજ નહિ. આખરે બધી સ્ત્રીઓએ મળીને તેને ઝાલીને ઘર બહાર ધકેલી કાઢ્યો. અધૂરામાં પૂરો તેજ વખતે વરસાદ વરસવા લાગ્યો. જર્ગિસને ઘરમાંથી કાઢ્યો તો ખરો તો પણ તે આઘે ગયોજ નહિ. વરસતા વરસાદમાં ઉઘાડા માથે ગાંડા જેવો ઘરની નજીકમાંજ આમ તેમ આંટા મારવા લાગ્યો. ઓનાની ચીસ તેને કાને પડે એટલે ત્યાંથી જરાક આઘે જતો અને એ અવાજ તેને કાને ન પહોંચે તેટલો આઘો જઇને ઉભો રહેતો; પણ જાણે તેનાથી આવ્યા વગર રહેવાતુંજ ન હોય તેમ પાછો ઘર આગળ આવીને ઉભો રહેતો. પા કલાક પછી પાછો તે ઘરમાં દોડી આવવાને પગથીઆં ઉપર ચઢ્યો અને જોરથી બારણું ઠોકવા મંડ્યો. ઘરનાંએ જાણ્યું કે, જો બારણું નહિ ઉઘાડીએ તો કદાચ તે

ધક્કા મારીને બારણું ભાંગી નાખશે તેથી તેમણે લાચાર થઇને બારણું ઉઘાડયું અને તેને અંદર પેસવા દીધો.

સ્ત્રીઓ તેને ગમે તેટલો સમજાવે, ગમે તેટલી ધીરજ આપે પણ કોઇની વાત તેને ગળે ઉતરતીજ નહિ, તેના મનનું સમાધાન થતુંજ નહિ. તેઓ તેને ગમે તેટલું કહે કે તું ગભરાઈશ નહિ, બાળક અવતરવાનું થાય ત્યારે સ્ત્રીમાત્રને પ્રસૂતિની પીડા થાય અને બાળક અવતરે એટલે બધું દુઃખ મટી જાય. પણ તે કોઇનું કહ્યું કાને ધરેજ નહિ. તે કહે કે "તમે ભેંસો શું જાણો? ઓના ચીસેચીસ પાડે છે-તે મરવા પડી છે-અરે! વેદનાને લીધે તેના શરીરની નસેનસ તૂટી જાય છે અને તમે કહો છો કે કાંઈ નથી! જરા કાન દઇને સાંભળો તો ખરાં! જુઓ-જોઈ? સાંભળી એની ચીસ? નહિ, નહિ, તમે જંગલી છો, નિર્દય છો, મૂઢ છો-આ નહિ ચાલે-મારાથી એ નહિ સંખાય-એનો કાંઈ ઉપાય કરવોજ જોઇશે. તમે ડૉકટરને બોલાવ્યોજ કેમ નહિ? પૈસા નથી તો શું થઇ ગયું? પૈસા પાછળથી અપાશે-તમે ડૉકટરને તેડવા ગયાં હતાં? કોઇ પણ ડૉકટરને પૂછી જોયું હતું? ડૉકટરને કહીશું કે તું હમણાં ઓનાની સારવાર કર અને અમે તને ગમે તેમ કરીને તારી ફી આપીશું. આવું તમારે કહી જોવું તો હતું?"

મેરિજા બોલી: "પણ અમે શું જોઇને ડૉકટરની પાસે જઇએ? શાને આધારે તેની ફી આપવાનો વાયદો પણ કરીએ? તમે જોતા નથી? આજ અમારે રોટલા ખાવાના પણ સાંસા છે. કોના જોર ઉપર અમે ડૉકટરને ઉંબરે ચઢીએ?"

પણ તરતજ જર્ગિસ બોલી ઉઠયો: "હજી હું જીવતો મુઓ છું ને? હું મજૂરી કરીશ-કમાઇશ-ગમે તેમ કરીને પૈસા પેદા કરીશ."

તે બોલી: "પણ તમે તો જેલમાં હતા અને કયારે આવશો તેની અમને કાંઇ ખબર હતી? ડૉકટરો કોઇ સૂંવાળી સૂંઢના છે કે પહેલી ફી લીધા વગર દવાખાનાની બહાર પગ પણ મૂકે?"

ત્યાર પછી મેરિજાએ અત્યાર સુધીનાં બધાં વીતક તેને કહેવા માંડયાં. તેણે કહ્યું કે "મેં દાયણને તેડી લાવવાને સારૂ ઘણીય માથાફોડ કરી. પણ એ રાં... તો કોઇ દસ, કોઇ પંદર અને કોઇ કોઇ તો પચ્ચીસ પચ્ચીસ ડૉલરની ફી માગે છે અને તે પણ પહેલા—રોકડા. મારી પાસે તો હવે ફક્ત ૧ ડૉલર રહ્યો છે. બૅન્કમાં મારૂં ખાતું હતું તેમાંથી પાઇએ પાઇ ઉપાડી લીધી છે-સમ ખાવાનો પણ પૈસો રહ્યો

નથી. મારો હાથ પાક્યો તેની સારવારની ફી હજી ઉધાર રાખી છે. પહેલાં ડૉક્ટર રોજ આવીને મને જોઇ જતો, ઘા ધોતો અને પાટા બાંધી જતો; પણ મારી પાસે કાંઇજ નથી અને હું તેની ફી નથી આપવાની, એવું જ્યારથી તેના મનમાં આવ્યું ત્યારથી તે મને મોઢુંજ નથી બતાવતો. એનિલિનું પંદર દહાડાનું ભાડું ચઢ્યું છે. તે પોતેજ પૂરું ખાવા પામતી નથી અને આ ઘરનો માલિક કદાચ તેને આ ઘરમાંથી કાઢી પણ મૂકે; કેમકે તેની લેણી રકમ તેનાથી આપી શકાઇ નથી. અમે હાથઉછીના કરીએ છીએ, ભીખ પણ માગીએ છીએ અને આવી રીતે જેમ તેમ કરીને દોહ્યલા દહાડા કાઢીએ છીએ. આવી હાલતમાં અમે બીજું શું કરીએ તે તમેજ–"

"છોકરાં ?" જર્ગિસ બોલી ઉઠ્યો.

"તે તો બધાં આજ ત્રણ દહાડા થયાં ઘેરજ નથી આવ્યાં. શી રીતે આવે ? ટાઢ કાંઇ ઓછી પડે છે ? વળી ઓનાની સૂવાવડ આટલી વહેલી આવશે તે અમે જાણતાં ન હતાં. તેને એકાએક દુઃખવા આવ્યું–હજી તો બે મહિનાની વાર હતી."

આ બધો વખત તે એક ટેબલને ટેકો દઇને ઉભો રહ્યો હતો. તેનું માથું છાતી ઉપર ઢળી પડયું હતું અને હાથ કંપતા હતા. જાણે હમણાંજ બેહોશ થઈ જશે એવાં લક્ષણ દેખાતાં હતાં. એવામાં એનિલિ ડોસી એકદમ ઉઠીને ઉભી થઇ અને લંગડાતી લંગડાતી તેની પાસે આવી. તેણે પહેરેલા ચણીઆના ગજવામાંથી મેલા ચીથરાની એક નાની પોટલી બહાર કાઢી અને તેની ગાંઠ છોડીને તેમાંથી થોડાક પૈસા કાઢીને જર્ગિસના હાથમાં આપતાં તે બોલીઃ "લે, મારી પાસે જે છે તે તું લે અને તેનું તારે જે કરવું હોય તે કર. ભલા ભગવાન ! આટલા વળી મેં સાચવી રાખેલા તે ખરી અણીને વખતે કામ આવ્યા."

ટેબલ ઉપર બધું નાનું મોટું પરચૂરણ નાણું ઠાલવી નાખી તેણે સરવાળો કરીને કહ્યુંઃ "બધા મળીને ૩૪ સેન્ટ થાય છે. (૧ ડૉલરનો લગભગ ત્રીજો ભાગ) તે લઇને તું જા અને કોઇ દાયણને બોલાવી લાવતો હોય તો બોલાવી લાવ." બીજી સ્ત્રીઓ તરફ ફરીને તે બોલીઃ "તમારી પાસે હોય તો તમે પણ આપો; તમારા પૈસા ખોટા કરે એવો એ નથી. ગમે ત્યારે પણ તે પૂરેપુરા પાછા આપશે. (જર્ગિસને) આટલી નજીવી રકમમાં કોઇ દાયણ આવવાની તો નથીજ, પણ તું પ્રયત્ન તો કરી જો. બીજું કાંઈ નહિ થાય તોપણ તેટલો વખત તારૂં

મન કામમાં તો પરોવાશે. કદાચ તું પાછો આવીશ ત્યારસોરૂં તો બધું ઠીક થઇ ગયું હશે.''

પેલી સ્ત્રીઓએ પણ પોતપોતાનાં પાકીટ ફંફોડી જોયાં. એ બધીજ એકબીજાનાં મોઢાંમાં થૂંકે એવી નિર્ધન હતી; તોપણ તેમણે પાઈ પૈસા, જે કાંઇ તેમની પાસેથી નીકળ્યું તે બધુંજ આચરકૂચર જર્ગિસને ગણી આપ્યું. એનિલિંની પાડોશમાં એક સ્ત્રી રહેતી હતી. તેનો ધણી કારીગર ખાટકીમાં ગણાતો હતો અને પગાર પણ સારો લાવતો હતો. પણ જેટલું કમાતો તેનો મોટો ભાગ દારૂ પીવામાં ખરચી આવતો, એ સ્ત્રીએ લગભગ અડધા ડૉલર જેટલું પરચુરણ કાઢી આપ્યું. બધું મળીને જર્ગિસના હાથમાં સવા ડૉલર જેટલા રકમ આવી ગઇ. તે બધું તેણે સાંભરી લઇને ગજવામાં નાખ્યું અને દોડતાં દોડતાં પૈસા ઉછળી ન પડે તે સારૂ ગજવાને એક હાથે જોરથી ઝાલી રાખીને તેણે ઘરમાંથી બહાર નીકળતા વારને દોડવાજ માંડયું.





# प्रकरण ११ मुं

ગલીમાંથી નીકળીને જ્યાં આગળથી સરીઆમ રસ્તા પર જવાય છે તે ખુણા ઉપર એક દારૂની દુકાન આવેલી હતી. એજ મકાનના બીજા મજલાની બારી ઉપર "મેડમ હૉટ, નર્સ અને મિડવાઇફ" એવી મતલબનું એક પાટિયું લટકતું હતું અને તેની બાજુમાં હાથની નિશાની ચીતરી હતી જેની આંગળી માળ ઉપર ચઢવાના અંધારીઆ દાદરા તરફ આવનારનું લક્ષ ખેંચતી હતી. જર્ગિસ એકકે કૂદકે ત્રણ ત્રણ પગથીઆં ઠેકતો દાદરો ચઢી ગયો.

આ વખતે ઉપરોક્ત મેડમ હૉટ કાંદા અને ડુક્કરનું માંસ પેણીઆમાં તળતાં હતાં અને ધૂમાડો ઝટ લઇને બહાર નીકળી જાય તેટલા સારૂ તેમણે જાણી જોઇને ઓરડાનું બારણું અડધું ઉઘાડું રાખ્યું હતું. જર્ગિસે જેવો બારણાની ઉપર જરાક ટકોરોજ માર્યો એટલામાં તો આખું બારણુંજ એની મેળે ઉઘડી ગયું અને તેને મેડમ હૉટનાં દર્શન થયાં. પણ તે તો કોઈ કાળા રંગનો શીશો મોઢે માંડીને કાંઇક પીવામાં એવાં એકાગ્ર બની ગયાં હતાં કે કોણ બારણું ઠોકે છે તે જોવાની તેમણે દરકારજ કરી નહિ. જર્ગિસે જ્યારે બીજી વાર વધારે જોરથી ટકોરો માર્યો ત્યારે તે જરાક ચમક્યાં અને હાથમાંનો શીશો બાજુએ સેરવી દીધો. તે જાતનાં ડચ હતાં. શરીરે એટલાં જાડાં હતાં કે જ્યારે તેમની દેહલતાને લઇને તે હાલતાં ચાલતાં ત્યારે સમુદ્રના ઉપર હોડકું ઉછળે એમ તેમના શરીર ઉપરના ચરબીના લોચા ઉછળતા અને ગબડતા. હમણાં પોતે એકાએક હાલ્યાં તેથી તેમની નાજુક કાયાનો ધક્કો પાસેના કબાટને લાગ્યો અને ધરતીકંપ થયો હોય તેમ તેના ઉપર ગોઠવેલાં પ્યાલા–રકાબીઓ એકબીજાની સાથે ભટકાઇ પડ્યાં. તેમણે સારી રીતે મેલી થઇ ગએલી ભૂરા રંગની પાતળી કામળી શરીર ઉપર ઓઢી લીધી હતી. એટલું બાદ કરતાં તેમના શરીરનો ઉપલો ભાગ ઉઘાડોજ હતો. વાત કરતી વખતે જ્યારે મોઢું પહોળું કરતાં ત્યારે તેમના કાળા કાળા દાંત અંદરથી દેખાઇ આવતા.

જર્ગિસને જોઇને ડચ લોકો સાધારણ રીતે બોલે છે એવી અશુદ્ધ અંગ્રેજી ભાષામાં તેમણે પૂછ્યું: "શું કામ છે?"

આખે રસ્તે દોડવાથી જર્ગિસને શ્વાસ ચઢી ગયો હતો તેથી તેનાથી ઝટ લઇને જવાબ આપી શકાયો નહિ. તેના વાળ પણ દોડતાં દોડતાં વીખરાઇ ગએલા હતા અને આંખોના ડોળા બેબાકળા દેખાતા હતા. એ બધું જોતાં કાં તો તે ગાંડાની ઇસ્પિતાલમાંથી નાસી છૂટયો હોય અથવા કબરમાંથી ઉઠીને પાછો ગામ ભણી ચાલ્યો આવતો હોય એવો તે અત્યારે દેખાતો હતો. આખરે દમ ઘૂંટીને તે ફક્ત એટલુંજ બોલી શકયો: "મારી સ્ત્રી—જલદી ચાલો."

મેડમ હૅાટે ચૂલા ઉપરથી પેણિયું ઉતારીને એક બાજુએ મૂકયું અને શરીરે ઓઢેલી કામળી વડે હાથ લૂછી નાખ્યા. "ત્યારે તમે મને તમારી સ્ત્રીની સુવાવડના કેસને માટે તેડવા આવ્યા છો કે ની?" તેણે જર્ગિસને પૂછ્યું.

જર્ગિસે હાંફતાં હાંફતાં હા કહી.

તે ઉપરથી મેડમ હૅાટ બોલી: "હું હમણાંજ એક કેસમાંથી પરવારીને ઘેર આવી છું—મેં હજી ખાધુંજ નથી—આજે આખા દિવસમાં મને ખાવાનો વખતજ નથી મળ્યો—તે છતાં જો કેસ ઘણો ખરાબજ હોય—"

જર્ગિસ બોલી ઉઠયો: "હા, હા, ઘણોજ ખરાબ છે."

તેની સ્ત્રીનો કેસ ઘણોજ ખરાબ છે એટલી કબૂલાત તેને મોઢેથી કરાવી લીધા પછી તેણે પૂછ્યું: "ત્યારે બોલો,—જાણે છે તે તમે મને કેટલી ફી આપશો?"

જર્ગિસ બોબડાતો તોતડાતો બોલ્યો: "કે-કે—કેટલી ફી લેશો?"

"પચ્ચીસ ડૉલર."

આ રકમ સાંભળીને જર્ગિસનું મોઢું લેવાઇ ગયું. તે બોલ્યો: "એટલા બધા તો હું નહિ આપી શકું."

તે સ્ત્રી તેના મોઢા સામે ખૂબ ધ્યાનપૂર્વક જોઇજ રહી હતી. તેણે પૂછ્યું: "ત્યારે તમારે કેટલા આપવાનો વિચાર છે તે કહો ને."

"હમણાં ને હમણાંજ—રોકડાજ આપવા પડશે કે?" જર્ગિસે તે પણ પૂછી જોયું.

"હાસ્તો, મારાં બધાં ઘરાક પાસેથી હું રોકડીજ ફી લેઉં છું."

હવે જર્ગિસે ખરેખરી અંતરની વેદનાપૂર્વક કહેવા માંડયું: "મારી—મારી પાસે અત્યારે તો ઝાઝા પૈસા નથી. હું હમણાં—હમણાં મુશ્કેલીમાં આવી પડયો છું. મારી બચાવેલી બધી રકમ વપરાઇ ગઇ છે; પણ—પણ હું તમારી પાઇએ પાઇ ચૂકવ્યા વગર નહિ રહું. હું જેમ જેમ કમાતો જઇશ, તેમ તેમ તમારૂં દેવું ભરતો જઇશ. હું કામ કરી શકું એવો તો—"

"શું કામ કરો છો ?"

"આજે તો હું નોકરી-ચાકરી વિનાનો છું. પણ હું થોડો બારે દહાડા નોકરી વગરનો રહેવાનો છું ? નોકરી તો જાણે હું ખોળીજ કાઢીશ. પણ હમણાં—"

"ઠીક, ઠીક, અત્યારે તમારી પાસે શું છે ?"

આનો જવાબ આપવા જતાં જર્ગિસ અચકાયો. પછી જ્યારે તેણે ખરેખરી વાત કહી દીધી કે મારી પાસે તો "સવા ડૉલર" છે ત્યારે તે દાયણ મોઢું બગાડીને તિરસ્કારપૂર્વક હસી, અને બોલી: "સવા ડૉલરની ફીને માટે તો હું મારી ટોપી પણ ન પહેરૂં તો પછી કેસ જોવા જવાની—"

જર્ગિસ તૂટક તૂટક ધ્રૂજતે અવાજે કરગરવા લાગ્યો: "પણ અત્યારે તો મારી પાસે જે છે તે એટલુંજ છે. મારે દાયણ વિના ચાલે એમ નથી—નહિ તો મારી સ્ત્રી કદાચ મરી જશે. અત્યારે તો હું તદ્દન નિરુપાય છું. મારાથી આના કરતાં વધારે કાંઇ—"

જર્ગિસ જ્યારે આ પ્રમાણે કહેતો ગયો તે વખતે મેડમ હૉટે ચૂલા ઉપરથી ઉતારી મૂકેલું પેણિયું પાછું ચૂલા ઉપર મૂક્યું અને કાંદા તથા ડુક્કરનું માંસ તળવાનું કામ જે તેમણે અધૂરૂં રહેવા દીધું હતું તે પાછું શરૂ કર્યું. પેણીઆમાંથી નીકળતો ધૂમાડો અને તળાતા માંસના ચડચડાટની સાથે સાથે જર્ગિસના તરફ મોઢું ફેરવ્યા વગરજ તવેથો હલાવતી હલાવતી તે બોલી: "હમણાં મને દશ ડૉલર આપો અને બાકીની રકમ આવતે મહિને આપજો. જાઓ, તમારે માટે હું વળી એટલી છૂટ મૂકું છું."

પણ જર્ગિસ કહેવા લાગ્યો કે "મારી પાસે દશ ડૉલર છે નહિ; મારે તમને આપવા ક્યાંથી ? લ્યો, જુઓ, આ રહ્યું સવા

પરચૂરણ—એથી વધારે મારી પાસે કાંઈ હોય તો તમે કહો તેવા સોગંદ."

પણ મેડમ હૅાટ તો તેનું કામજ કરતી ગઇ અને બોલી કે "તમારી પાસે કુલ એટલુંજ નાણું હોય એ હું માની શકતીજ નથી. એ તો મને ઠગવાના તમારા ચાળા છે. તમારા જેવો ખાસ્સો નરીમ ધરીમ જેવો ભાયડો કહે કે મારી પાસે ફક્ત સવા ડૉલરનીજ પૂંજી છે તે કોણ માને? નાનાં છોકરાંને પટાવવા આવ્યા છો? તમારી પાસે બસ એટલુંજ હોવાનું કાંઇ કારણ હશે ને?

તેની ખુશામત કરીને તેને પ્રસન્ન કરવા માટે જો ઘૂંટણીએ પડીને તેની સ્તુતિ કરવી પડે તો તેમ કરવાને માટે પણ જર્ગિસ અચકાય એવો ન હતો. તેણે ફરીથી કહ્યું: "હું હમણાંજ જેલમાંથી છૂટીને આવું છું—અમારી પાસે પહેલેથીજ ઝાઝું બચતું ન હતું અને જે થોડુંક હતું તે જેલમાં રહ્યો તેટલા વખતમાં વપરાઈ ગયું—આજે તો મારા ઘરનાં માણસો પાસે ઘરખરચને માટે ફૂટી બદામ પણ નથી—તેમને ભૂખે મરવાનો વખત આવ્યો છે. અમે એવી કફોડી હાલતમાં છીએ અને તેમાં પાછી બૈરીની સૂવા—"

"પણ તમારે કોઇ ભાઇબંધ દોસ્તદાર તો હશેજ ને? તેઓ તમને અત્યારે મદદ ન કરે એ કેમ બને?"

"અરે! બાઇ સાહેબ! ગરીબ માણસના ભાઇબંધો પણ ગરીબજ હોય ને? મારા ભાઇબંધ અને મારાં સગાંવહાલાં બધાંય મારા જેવાં; છતાં તેમણે બિચારાંએ થોડું થોડું કરીને મને આટલો સવા ડૉલર કરી આપ્યો. જુઓ, મારાથી જેટલું થઇ શકે તેટલું તો હું કરી ચૂક્યો છું. હવે આથી—"

"પણ તમારી પાસે વેચવા જેવું કે ગીરો મૂકવા જેવું પણ કાંઇ નથી? એકાદ ઘરેણું કે એવું તેવું કાંઇ વેચી સાટીને અથવા ગીરો મૂકીને પચ્ચીસ ડૉલર લઇ આવતાં શું ભાર પડી જાય છે?"

"બાપા! મારી પાસે અત્યારે કાંઇજ નથી—હું ખરૂં કહું છું; આજે તો અમારે ઉપર આભ અને નીચે ધરતી છે—અમારી હાલત કેવી છે તે તો તમે જુઓ ત્યારેજ જાણો—" આ પ્રમાણે જર્ગિસ ગાંડાની પેઠે ઉપરાઉપરી વાક્યો બકતોજ ગયો.

"વારૂ, તેમ નહિ તો કોઇની પાસેથી ઉછીના પાછીનાય લવાય કે નહિ? તમે જેની દુકાનેથી આટલા વખતથી રોજ રોજ સોદો

લેતાં હશો તે દુકાનવાળો તમારી આટલી શાખ ન રાખે ? પચ્ચીસ ડૉલર તે એવડી કયી મોટી રકમ છે કે તમારા સરખા મરદને ઉભી કરતાં અડચણ પડે ?"

પણ જર્ગિસે ડોકું ધૂણાવ્યું ત્યારે તે પાછી બોલી: "તમે જરા અક્કલ રાખો અને હું કહું છું તેનો મનમાં વિચાર કરી જુઓ. મને તેડી જશો તો હું તમારી સ્ત્રીનો જાન બચાવીશ અને તમારા બચ્ચાનો જાન પણ સાચવી લઇશ—મા અને બાળક બેઉને ઉગારી લઇશ. હું પચ્ચીસ ડૉલર તો માગું છું, પણ મારૂં કામ જોશો તો સરવાળે હું તમને મોંઘી નહિ પડું. એક બાજુએ પચ્ચીસ ડૉલર અને બીજી બાજુએ તમારી સ્ત્રી તેમજ બાળકની જિંદગી ! જરા વિચાર તો કરી જુઓ. પચ્ચીસ ડૉલરના સામે જોઇને બેઉના જાન ગુમાવી બેસશો ત્યારે પછી તમે પસ્તાશો અને કહેશો કે, હું કહેતી હતી તે ખરૂંજ કહેતી હતી. તમે સ્ત્રી વગરના અને છોકરા વગરના થશો તે વખતે તમારા ડૉલર શું ઘસી પીવા કામ લાગવાના હતા ? અને હું કાંઇ જેવી તેવી દાયણ નથી. હું મારા કામમાં પાવરધી છું. તમારે પૂછવું હોય તો આ આખા માળામાં ગમે તેને પૂછી આવો અને ખાત્રી કરી આવો. આ માળામાં જેટલાં કુટુંબ રહે છે તે બધાંજ મારાં ઘરાક છે, તેઓ પણ તમને આની આજ વાત કહેશે—"

પોતાના હાથમાંનો તવેથો જર્ગિસના તરફ ધરીને તેનું મન પલાળવાને વાસ્તે તે પોતાની વાણીની બધી કળા અજમાવતી ગઇ અને ઉપર કહ્યા મુજબ બોલતી ગઇ. પણ તેના એકેએક બોલ જર્ગિસના કાળજામાં તીરની પેઠે ધોચાવા લાગ્યા. આખરે તેનાથી જ્યારે સહનજ ન થયું, ત્યારે તેણે એકદમ હાથ ઉંચા કરીને નિરાશાનું ઇંગિત કરતો કરતો ત્યાંથી ચાલ્યા જવા માટે ફર્યો અને જતાં જતાં બોલ્યો: "એ તો હું બધું જાણું છું, પણ તમારૂં મોઢું ભરાય એટલા પૈસાજ મારી પાસે નહિ, પછી શું—"

પણ જેવી તેણે પૂંઠ ફેરવી કે તરતજ પેલી સ્ત્રીનો અવાજ તેને કાને અથડાયો. તે બોલી: "ચાલો, ચાલો, દસ ડૉલરને ઠેકાણે પાંચ ડૉલર આપજો, જાઓ, હવે બીજું શું કહેવડાવો છો ?"

તે છતાં જર્ગિસ તો પાછો ફર્યોજ નહિ એટલે તે દાયણ તેની સાથે દલીલ કરતી કરતી તેની પાછળ પાછળ ચાલવા લાગી. તે બોલી: "તમે મૂર્ખાઇ ન કરો અને હાલ તરત આટલી નજીવી ફી કબૂલ કરીને તમારૂં કામ કરી આપું છું તે તક તમારા હાથમાંથી જતી ન

કરો. આવી વરસાદની હેલીમાં આટલી નજીવા ફી લઇને તમારે ઘેર જવા મારા સિવાય બીજી કોઇ તૈયાર નહિ થાય અને કદાચ થશે તો પણ મારા કરતાં એક દમડી પણ ઓછી તો નહિજ માગે. આટલી બધી ઓછી ફી લઇને મેં મારી આખી જિંદગીમાં એક પણ કેસ હાથમાં લીધો નથી. મારે પણ મારા ઘરનું ભાડું આપવું પડે છે ને? મારા ઘરના ભાડા જેટલું પણ હું પૂરૂં કમાતી નથી. તમે મારો પણ કાંઇ વિચાર—"

જર્ગિસ એટલો બધો ખીજવાઇ ગયો કે તેના મોઢામાંથી એક મજાનું લસલસતું ભજનિયું નીકળી ગયું. "પણ મારી પાસે પાંચ ડૉલર મૂળમાંજ ન હોય તો મારે કયાંથી લાવીને તમને આપવા? મારે શું ખાતર પાડવા જવું? તમારે આવવું હોય તો ચાલો મારી સાથે, નહિ તો જાઓ જહાન્નમમાં; મારી પાસે પાંચ ડૉલર નથી, સવા ડૉલર છે. તમે માગો છો તેટલું મારી પાસે નથી, મારી પાસે નથી, મારી પાસે નથી. સાંભળો છો ને? મારી પાસે નથી."

છેલ્લું વાકય બોલતાં બોલતાં તો તેનો ઘાંટો ફાટી ગયો અને તેણે પાછા ફરીને ચાલવા માંડયું. લગભગ અડધો દાદર ઉતરી પડયો હશે એટલામાં મેડમ હૉટે તેને ઘાંટો પાડીને ઉભો રાખ્યો. તે બોલી: "ઉભા રહો, ઉભા. હું તમારી સાથે આવું છું. પાછા આવો; ઘેર આવેલા ઘરાકને કાંઇ કાઢી મુકાય છે? તેમાં વળી તમારી સ્ત્રીની હાલત ઘણી ખરાબ છે એવું તમે કહો છો."

જર્ગિસ પાછો તેના ઓરડા આગળ આવીને ઉભો રહ્યો એટલે તે બોલી: "કોઈની પીડા મારાથી જોઇ રહેવાતીજ નથી. તમે મને જે ફી આપવા આવ્યા છો તે લઈને તમારે ઘેર આવું તે તો મફત–વગર ફીએ આવવા જેવુંજ છે. પણ જાઓ, હું આવું છું. હું તમને મદદ કરવા તૈયાર છું. મારૂં બનતું હું કરી જોઇશ. તમારૂં ઘર કેટલું આઘું છે?"

"અહીંથી ત્રણ ચાર મકાનને છેટે છે."

"ત્રણ ચાર મકાન! બાપરે! ત્યારે તો હું પલળી જવાની! સવા ડૉલરની ફી અને આવા વરસતામાં! એ તો હુંજ આવું, સમજ્યા કે ની? પણ જુઓ, હું તમને કહી રાખું છું—તમારે બાકીના પોણીચોવીસ ડૉલર જેમ બને તેમ જલદીથી ચૂકવી આપવા પડશે, પહેલીજ તકે."

"મારાથી અપાશે તેમ તેમ આપતો જઈશ."

"આ મહિનાની આખર પહેલાં?"

"હા, હા, આ મહિનાની આખર પહેલાં. તમે જેમ કહેશો તેમ, પણ જલદી કરો," જર્ગિસ બિચારો તે જેમ કહે તેમ હાએ હા કરવા લાગ્યો.

"ત્યારે લાવો પેલો સવા ડૉલર તો આપશો કે ની?" મેડમ હૉટે નિર્દયપણે પોતાની દક્ષિણાની માગણી કરી.

જર્ગિસે ગજવામાંથી બધુંજ પરચૂરણ કાઢીને તેના ટેબલ ઉપર ઠાલવ્યું અને તેણે ગણીને કબાટમાં સેરવી દીધું. ત્યાર પછી રાંધતાં રાંધતાં ચીકણા થએલા હાથ તેણે લૂછી નાખ્યા અને બબડતી ફફડતી કપડાં પહેરીને તૈયાર થવા લાગી. તે એટલી બધી જાડી થઇ હતી કે તે જ્યારે ચાલવા જતી ત્યારે તેના ઉપર દયા આવે એવો તેનો દેખાવ થઈ રહેતો. એક એક ડગલું ભરતી અને હાંફતી જતી. કોઇ કોઇ વાર કુકરની પેઠે કરાંજતી. તેણે અંગ ઉપર ઓઢેલી કામળી ફેંકી દીધી અને જર્ગિસ તરફ પૂંઠ કરવાની પણ તસ્દી લીધા વગર ઉઘાડી છાતીએ તેના દેખતાં ચોળી પહેરી અને નિરાંતે તેનાં બટન ભેરવ્યાં. ખીંટી ઉપર એક કાળા રંગની ટોપી લટકતી હતી, તેને માથા ઉપર ઠીકઠાક કરીને ગોઠવી. હવે છત્રી જોઇએ, પણ તે ક્યાં મૂકેલી તે યાદ રહ્યું ન હતું તેથી તેને ખોળી કાઢવામાં કેટલોક વખત બગાડયો. છત્રી જડી ત્યારે ઓજારનું પાકીટ લેવાનું બાકી રહ્યું. એક ચીજ એક ઠેકાણે અને બીજી વળી બીજે ઠેકાણે એમ જ્યાં ત્યાં રવડતી પડેલી. તે બધી વસ્તુઓને એક એક કરીને તેણે પાકીટમાં ભરી. આ બધો વખત જર્ગિસ તો અધીરાઇથી જમીન ઉપર પગ ઠોકતો ઉભો રહ્યો. જોઇતી તૈયારી કરી રહ્યા પછી બાઇ સાહેબ ધીરે ધીરે દરેક ત્રણ ત્રણ પગથીએ થાક ખાતાં ખાતાં નીચે ઉતર્યાં. રસ્તા ઉપર આવ્યાં ત્યારે જર્ગિસ વારે વારે ચાલતો ચાલતો ઉભો રહેતો અને તે કેટલે છેટે રહી ગયાં છે તે પાછો ફરીને જોતો. તેની પોતાની ઇચ્છાશક્તિને જોરે તેને ઘસડી લઇ જવાતી હોત તો તેને ઘસડી ગયા વગર ન રહેત; પણ તે ગમે તેટલી ઉતાવળ કરે પણ મેડમ હૉટ જે રૂપીએ ગજની ચાલ ચાલતાં હતાં તેમના ઉપર કશી અસર થાય એવું ન હતું. આટલું ધીરે ધીરે ચાલતાં પણ તેમને હાંફ ચઢી આવતી તેથી શ્વાસ ખાવાને સારૂ તેમને થોભવું પડતું.

એમ કરતાં કરતાં બેઉ જણની સવારી એનિલિ ડોસીના ઘર લગી આવી પહોંચી. પેલી સ્ત્રીઓ ઝૂમખું વળીને હજી રસોડામાં ને રસોડામાંજ બેસી રહી હતી અને ઓનાની ચીચીઆરીઓ પણ પહેલાંની માફકજ ચાલી આવતી હતી. આટલો બધો વખત નીકળી ગયો તો પણ તેને હજી પ્રસવ થયો ન હતો; ઘરમાં પેઠા પછી મેડમ હૉટે માથા ઉપર પહેરેલી ટોપી કાઢીને ખીંટીએ ભેરવી. પાકીટ ઉઘાડીને તેમાંથી એક જૂનું મેલું વસ્ત્ર કાઢયું અને પછી એક તાસકમાં થોડીક બતકની ચરબી રેડી અને તેના વડે પોતાના હાથ ચીકણા કર્યા. આ ચરબી જેમ વધારે જૂની અને પ્રસૂતિના કેસમાં જેમ વધારે વાર વપરાઇ હોય તેમ તે દાયણને વધારે યશ અપાવે એવી મેડમ હૉટની દઢ માન્યતા થઇ ગએલી હોવાથી આ મહામૂલ્યવાન વસ્તુને રસોડાની અભરાઇ ઉપર અથવા કબાટમાં પોતાનાં જૂનાં મેલાં કપડાંઓના ભેગી રાખી મૂકવાની તેમની આદત હતી અને એની એજ જગ્યાએ મહિનાના મહિના અને વરસોનાં વરસ સુધી પડી રહેતી. એ ચરબીમાં, તેમનાં જૂનાં કપડાંમાં અને તેમનાં પ્રસૂતિ કરાવવાનાં ઓજારમાં રોગનાં જંતુઓની કેટલી ઓલાદ પાકી હશે તેનો વિચાર કરવાની તેમને ફુરસદ ન હતી. એક કેસમાં વાપર્યા પછી પોતાનાં ઓજારને જંતુનાશક દવામાં બોળીને તેમને શુદ્ધ કરવાની કાળજી તો હોયજ કયાંથી?

મારે કયાં જવાનું છે એવું તેમણે જ્યારે પૂછયું ત્યારે પેલી સ્ત્રીઓમાંથી એક બે જણી ઉઠીને તેને પેલી નીસરણી પાસે તેડી ગઇ. નીસરણીનાં પગથીઆં અને પોતાની ભારે કાયા, એ બેની તુલના કરતાં તેના મોઢામાંથી ભયની એક ચીસ નીકળી ગઇ તે જર્ગિસે બરાબર સાંભળી. તે બોલી: "શું આ બળી ગએલી નીસરણી ઉપર મને ચઢવાનું કહો છો? આવી જગ્યાએ મને તેડી જવાની છે એવું પહેલેથી કહ્યું હોત તો હું આવતજ નહિ. શું જખ મારવા મને આવા દોઝખમાં લાવીને ફસાવી? મારાથી તો આ નીસરણી ઉપર ચઢાય એમ છેજ નહિ. અને પાછી પેલી ડોકાબારીમાં થઇને અંદર જવાનું! એ જીવતું જોખમ હું વેઠવાની નથી. દયાની મા ડાકણને ખાય. મારી અક્કલ કયાં બળી ગઇ તે હું અહીં આવી! તમારી બાઇડીને છોકરૂં જણાવતા પહેલાં તો મારો જાન નીકળી જાય તેનો તમને કાંઇ વિચાર આવે છે? છી! છી! છી! તમે તે માણસ છો કે કોણ છો? આવા કાતરીઆમાં તે સુવાવડખાનું રખાતું હશે? હાય હાય રે! આ નીસરણી! આ ડોકાબારી! અને તે પેલી મેર પડું પડું થઇ ગએલું કાતરિયું. જણનારી મરે એમાં તે કાંઈ નવાઇ છે? તમે લજવાઇને મરી

કેમ જતાં નથી ?"

આ પ્રમાણે તે ખૂબ બબડી ફફડી અને 'હું તો પાછી ચાલી જઇશ' એવી ધમકી આપવા લાગી. એક બાજુએ એના ચીસો પાડે અને તે ચીસો કરતાં વધારે સ્પષ્ટ સંભળાય એવો ઘાંટો પાડીને મેડમ હૉટ તેનું ભાષણ ચલાવે, તે એઉને જર્ગિંસ બારણા આગળ ઉભો ઉભો સાંભળી રહ્યો.

આખરે એનિલિએ તેને સમજાવીને, કાલાવાલા કરીને ટાઢી પાડી ત્યારે તે નીસરણી ઉપર ચઢવા કબૂલ થઈ. બે–ત્રણ પગથીઆં ચઢી હશે એટલામાં તો વળી એનિલિએ તેને ઉભી રાખીને કહ્યું કે "કાતરીઆના પાટીઆ ઉપર તમારો પગ જરા સાચવીને મૂકજો. કાતરીઆ ઉપર છો દીધી નથી; ફક્ત આડાં ઉભાં પાટીઆંજ મૂકી રાખ્યાં છે અને જેમ તેમ કરીને રહેવા જેવું કરી મૂક્યું છે. એકાદ પાટીઆને છેડે વધારે પડતો ભાર આવી પડે તો તે ઉંચું થાય અને ચાલનારને નીચે પાડીને પોતે તેના ઉપર તૂટી પડે એવો મામલો છે." આફ્ત ઉપર આફ્ત! તેમાં વળી પાછી મેડમ હૉટની ભારે કાયા એટલે શી બાકી રહે? કાતરીઆમાં પૂરૂં અજવાળું ન હતું એટલે એક જણી હાથમાં બત્તી લઇને મેડમ હૉટની આગળ આગળ જવા લાગી. આ વાત સાંભળીને તે તો પાછી નીસરણી ઉપર ને નીસરણી ઉપરજ ઉભી ઉભી પોતાની ગાળો અને ધમકીની બીજી આવૃત્તિ કરવા લાગી. આખરે ઘણી રકઝક કર્યાં પછી જર્ગિંસે નીચે રહ્યાં રહ્યાં જોયું કે, હાથીના પગના જેવા બે જાડા જાડા પગ ડોકાબારીમાં થઇને અંદરના ભાગમાં અદૃશ્ય થઇ ગયા અને તેની સાથે કાતરીઆનાં પાટીઆં કચડડ કચડડ કરી તે પગની માલકણના શરીરના વજનની પ્રશંસા કરવા લાગ્યાં. આ એક કામ પૂરૂં કરીને એનિલિ ડોસી જર્ગિંસની પાસે આવી અને તેનો એક હાથ પકડીને તેને બહારના ભાગમાં તેડી ગઇ.

તે બોલી: "હવે તમારે જે કરવાનું હતું તે તમે કરી પરવાર્યા. તમે હમણાં ગમે ત્યાં બહાર ચાલ્યા જાઓ. આટલું મારૂં કહ્યું તમારે માનવુંજ પડશે. તમે અહીં રહેશો તો અમારા કામમાં અડચણ કરશો. માટે મારૂં માનીને જાઓ—હમણાં ઘર તરફ ભાળશોજ નહિ."

પણ જર્ગિંસ અનાથ ભિખારીની ઢબે બોલ્યો: "પણ હું જાઉં ક્યાં તે તમે કહેશો? મારે ઉભા રહેવાનું કોઈ ઠેકાણું છે ખરૂં?"

ડોસી બોલી: "તેનો જવાબ હું નથી આપી શકતી. હું તો એટલું

કહું છું કે, અહીંથી જાઓ—ફાવે ત્યાં ચાલ્યા જાઓ. કોઇ ઠામઠેકાણું ન જડે તો રસ્તામાં રવડ્યા કરો; પણ અહીંથી આઘા જાઓ. રાત્રે પણ તમારે અહીં આવવાનો વિચાર કરવોજ નહિ."

આખરે તેણે અને મેરિજાએ બેઉએ મળીને જર્ગિસને ઘર બહાર ધધડાવી કાઢ્યો અને બારણાં વાસી દીધાં.

સૂર્ય થોડી વાર પહેલાંજ આથમી ગયો હતો, અને ઠંડીનું જોર વધતુંજ જતું હતું. અત્યાર લગી તો વરસાદ વરસતો હતો, પણ તેની જગ્યાએ હવે બરફ વરસવા લાગ્યું હતું. રસ્તા ઉપર જામેલો કાદવ પણ ઠરવા માંડ્યો હતો. જર્ગિસનાં અંગ ઉપરનાં કપડાં પાતળાં અને જીજરાં હોવાથી તેને કમકમાં આવવા લાગ્યાં. હવે તેણે જવું ક્યાં? છતાં તેણે ગજવામાં હાથ ખોસીને ત્યાંથી તો આગળ ચાલવા માંડ્યું. તેણે સવારનું કાંઇજ ખાધું ન હતું. જેલમાંથી છૂટતી વખતે જેલનો નાસ્તો કરેલો તેના ઉપર તે આખો દિવસ રવડ્યો હતો. તેના શરીરનું બળ ક્ષીણ થઇ ગયું હતું અને માથું પણ ફરવા આવ્યું હતું. એવામાં એકાએક તેને સાંભરી આવ્યું કે, જે દારૂની દુકાનમાં જઇને હું ઘણી વાર ખાઇ આવ્યો હતો તે દુકાન અહીંથી ઘણાંજ થોડાં મકાનને છેટે છે ત્યારે તેના હૈયામાં આશાની ચમક આવી ગઇ. આજે તો તેના ગજવામાં એક કોડી પણ ન હતી; પણ તેને જૂનો ઘરાક જાણીને કદાચ દુકાનવાળો મહેરબાની કરીને તેને ઉધાર ખાવાનું આપે પણ ખરો; અથવા ત્યાંજ કોઇ ઓળખતો મળી ગયો તો તે પણ ખવડાવે. આવો વિચાર કરીને ભૂખ્યે પેટે અને થાકી ગએલે શરીરે જેટલી ઉતાવળથી ચાલી શકાય તેટલી ઉતાવળે તે પેલી દુકાન તરફ વળ્યો.

દારૂના માલિકે તેને આઘેથીજ આવકાર આપ્યો. તે બોલ્યો: "કેમ દોસ્ત જૅક! તું આટલા દહાડા ક્યાં ગૂમ થઈ ગયો હતો?" તમામ પરદેશી લોકોને અને ખાસ કરીને ઉતરતા પ્રકારના મજૂરોને "જૅક" કહીને બોલાવવાનો આ શહેરમાં રિવાજ હતો.

જર્ગિસ સીધો તેની બેઠક આગળ જઇને ઉભો રહ્યો. તેણે કહ્યું: "હું તો જેલમાં હતો; આજેજ ત્યાંથી છૂટીને આવું છું. આખે રસ્તે ટાંટીઆ ઘસતો ઘસતો આવ્યો છું. ગજવામાં એક દોઢિયું પણ નથી, અને સવારનું કાંઇ ખાધું પણ નથી. મારૂં ઘર હરામખોરોએ તફડાવી લીધું, બૈરી માંદી છે અને મારૂં તો યાર! આવી બન્યું છે."

દુકાનદારે તેનો ધોળો પૂણી જેવો ફીકો ચહેરો અને શરદીને

લીધે ભૂરાશ પડતા રંગવાળા હોઠ સામે તાકી તાકીને જોયું. પછી એક મોટો શીશો તેની સામે ખસેડીને મૂક્યો અને બોલ્યોઃ "ચાલ, ત્યારે થવા દે, લેવા માંડ."

જર્ગિસના હાથ એવા ધ્રૂજતા હતા કે તેનાથી એટલો શીશો પણ પાંશરો ઉંચકાયો નહિ.

દુકાનવાળો કહેઃ "બ્હીશ નહિ, તું તારે પીધેજ રાખ."

આમ અણધાર્યો આવકાર મળવાથી જર્ગિસે ખાસ્સું એક મોટું ટમ્બ્લર વ્હીસ્કીથી છલોછલ ભર્યું અને ગટગટાવી ગયો. ત્યાર પછી દુકાનદારની સૂચના મુજબ તે ત્યાંથી ચાલીને એજ દુકાનના જે ભાગમાં ઘરાકો ખાવા બેસતાં હતાં ત્યાં ગયો અને મોટે મોટે કોળીએ, ઉતાવળે ઉતાવળે જેટલું ખવાય તેટલું ખાધું. ખાઇને ધરાયા પછી એક વાર દુકાનદારની પાસે જઇને પોતાનો આભાર જણાવી આવ્યો અને એટલું કર્યા પછી તે ઓરડાના મધ્ય ભાગમાં જ્યાં મજાની સગડી ભડભડાટ બળતી હતી તેની પાસે જઇને નિરાંતે તાપવા બેઠો.

પણ આ સંસારજ એવો છે કે સુખનો વખત ઝાઝો પહોંચતો નથી. જર્ગિસની બાબતમાં પણ તેવુંજ થયું. તેના જેવા કમનસીબ માણસને આટલું સુખ ભોગવવા દેવું એ કુદરતને વધારે પડતું લાગ્યું અને તેથી તેને આટલું થોડું સુખ જેવું એક હાથે આપ્યું તેવુંજ બીજે હાથે ઝૂંટવી લીધું. તેનાં કપડાં રસ્તે ચાલતાં પલળ્યાં તો હતાંજ. સગડીની ગરમીને લીધે તેમાંનું પાણી ઉકળ્યું અને તેમાંથી વરાળ નીકળવા લાગી. એ વરાળની સાથેજ તેનાં છિદ્રોમાં ભરાઈ રહેલાં હાડકાંના ખાતરની ઉબકા આણે એવી ભયંકર દુર્ગંધ નીકળવા લાગી અને આખો ઓરડો તેનાથી ગંધાઇ ઉઠ્યો. એકાદ કલાકની અંદર કસાઇખાનાં બંધ થઇ જવાનાં અને ત્યાંના કામદારો જેવા છૂટે તેવાજ આ દારૂની દુકાન તરફ સીધા ચાલ્યા આવવાના; પણ જે દુકાનમાં જર્ગિસના જેવો ગંધાતો માણસ બેઠો હોય ત્યાં આવતાં સૌ કોઈ અચકાય. પૈસા ખરચીને ખાધેલું પીધેલું ઓકી કાઢવું હોય તેજ અહીં આવે ને ? વળી તે દહાડે તો અધૂરામાં પૂરો શનિવાર હતો અને શનિવારે રાત્રે તો દારૂની દરેક દુકાનમાં ખાઈ પીને ગાવાના અને નાચવાના જલસા તો હોયજ. એકાદ બે કલાકમાં અહીં જલસો કરનારા સહેલાણીઓની મંડળી સારંગી ને મોઢેથી વગાડવાનાં વાજિંત્રો લઇને આવીજ જાણવી. શનિવારે રાત્રે આ લત્તામાં રહેનારાં કુટુંબો પણ અહીં આવતાંજ અને બધાં ભેગાં થઇને મનમાન્યું ખાતાં તથા સવા-

રના બે કે ત્રણ વાગતા સુધી ગાતાં, નાચતાં અને આનંદ કરતાં. પણ જર્ગિસ બેઠેલો હોવાથી તેઓ આવતાં અચકાશે; આવશે તો પણ તેની દુર્ગંધથી કંટાળીને ચાલ્યાં જશે. દુકાનદાર આ બધું સમજી ગયો. તેણે એક બે વાર જર્ગિસનું લક્ષ ખેંચવા માટે અમસ્તી અમસ્તી ઉધરસ ખાધી અને પછી આખરે તેણે કહ્યું: " કહું છું; જૅક ! તારે અહીંથી ઉઠી જવું પડશે. "

આ દુકાનદાર કાંઇ પોચા હૃદયનો સુંવાળો માખણ જેવો તો હતોજ નહિ. પાયમાલ થઇ ગએલા માણસોને રોજ રોજ જોવાનો તો તેનો ધંધોજ હતો. જર્ગિસના જેવાજ ભૂખ્યા, ટાઢમાં થરથરતા, ઘરબાર વિનાના અને બેસી ગએલાં ડાચાંવાળા કેટલાય મવાલીઓને તે રોકડું પરખાવીને દરરોજ રાતની વેળાએ પોતાની દુકાનમાંથી બહાર ધધડાવી કાઢતો. પણ તેમનામાં અને જર્ગિસમાં ફેર હતો. તે તફાવત એ કે, પેલા મવાલીઓ તો છેક રદબાતલ થઇ ગએલા અને પાછા કદી પગભર થાય એવી સ્થિતિમાં હતાજ નહિ. જર્ગિસ ગમે તેવો હતો તો પણ છેક આટલી અધમ દશાએ પહોંચ્યો ન હતો. તે નોકરી વગરનો હતો, ઘરબાર વિનાનો હતો, તેની પાસે ફૂટી બદામ પણ ન હતી, એ બધી વાત ખરી; પણ તે ધારે તો હજી નોકરી કરીને કમાઇ શકે એવી સ્થિતિમાં હતો. હજી ભાગ્યો ભાગ્યો તોય ભરૂચ જેવો હતો. હજી તેનામાં આબરૂદાર માણસનાં લક્ષણ રહ્યાં હતાં. તેણે પોતાનું સ્વમાન વેચી ખાધું ન હતું. મનુષ્યસ્વભાવથી પૂરેપુરો પરિચિત અને દુનિયાને ઘોળીને પી ગએલો પીઠાવાળો એ તફાવત સારી રીતે જાણતો હતો. વળી તે એવું પણ જાણતો હતો કે, જર્ગિસ કદી છાકટો થતો ન હતો અને હમણાં નહિ તો થોડા વખત પછી પણ પાછો મારી દુકાને ખાવા પીવા આવતો થશે. પીઠાવાળાએ તેને ઉઠી જવાનું કહ્યું એટલે જર્ગિસ તો બિચારો ઉઠીને ઉભો થયો; પણ પીઠાવાળાએ હમણાં કહ્યો તેવો બધો વિચાર કરીને તેને કહ્યું: " તું હમણાં મુશીબતમાં છે તે હું જાણું છું. કાંઇ ચિંતા નહિ, મારી પાછળ પાછળ ચાલ્યો આવ. "

એજ દુકાનના પાછળના ભાગમાં ભોંયરામાં ઉતરવાનાં પગથીઆં હતાં. એક બારણું તેના ઉપલા ભાગમાં અને એક બીજું બારણું તેના નીચેના ભાગમાં હતું. બેઉ બારણાને મજબૂત તાળાં લગાવી રાખ્યાં હતાં. બેઉ બારણાંની વચ્ચેની સીડી હતી ત્યાં કોઇને સંતાડી મૂકવો હોય તો સંતાડી મૂકવાની સારામાં સારી જગ્યા હતી અને પીઠાવા-

ળાને એમ લાગે કે, અમુક ઘરાકની પાસે આજે પૈસા નથી પણ કોઇ દહાડો કમાતો થશે ખરો તો તેવા ઘરાકને સંતાડી રાખવાના કામમાં તથા કોઇ રાજકીય વ્યક્તિને કાઢી મૂકવાની તેની હિંમત ન ચાલતી હોય અને તેને છુપાવી રાખવાની જરૂર પણ હોય ત્યારે આ જગ્યાનો ઉપયોગ થતો.

પીઠાવાળાએ તેને સીડીનાં પગથીઆં ઉપર બેસાડીને બારણે તાળું વાસી દીધું, અને જર્ગિસે ત્યાં આખી રાત કાઢી નાખી. તેણે પીધેલી વ્હીસ્કીને લીધે તેને ફક્ત અડધી પડધી ગરમી આવી હતી તેથી કરીને જો કે તેને થાક તો ખૂબજ લાગ્યો હતો તો પણ ટાઢને લીધે તેને ઉંઘ આવી નહિ. તે બેઠો બેઠો કોપરાં જોખતો, ટાઢ વાય એટલે ઝબકીને જાગી ઉઠતો અને તે દહાડે સવારથી સાંજ સુધીમાં બની ગએલા બનાવો પાછા તેને યાદ આવી જતા. આ પ્રમાણે કલાકના કલાક વીતી ગયા અને તેના માથા ઉપરના ઓરડામાંથી ગીત, વાદ્ય અને હસાહસના અવાજ જ્યાં સુધી આવ્યા કર્યા ત્યાં સુધી હજી સવાર થવાને વાર છે એવું તેણે માની લીધું. એમ કરતાં કરતાં આખરે એ બધોજ ઘોંઘાટ ટાઢોટપ થઇ ગયો ત્યારે તેણે જાણ્યું કે, હવે પીઠા· વાળો આવીને મને આવી ટાઢમાં પાછો બહાર કાઢી મૂકશે. પણ તેનેય ઘણી વાર થઈ તો પણ કોઇ આવ્યું નહિ ત્યારે તેને એમ થયું કે પીઠાવાળો મને ભૂલી તો નહિ ગયો હોય ?

આખરે ભોંયરાની કબરના જેવી શાંતિ અને ઓનાનું શું થયું હશે તેની અનિશ્ચિતતા તેનાથી જ્યારે સહન થયાંજ નહિ ત્યારે તેણે જોરથી બારણું ખડખડાવ્યું એટલે પીઠાવાળો આંખો ચોળતો અને બગાસાં ખાતો ખાતો ત્યાં આવ્યો. તેણે આજે આખી રાત દુકાન ઉઘાડી રાખી હતી અને એક ઘરાક જાય અને બીજો ઘરાક આવે તેની વચ્ચેના ગાળામાં ઝોકું ખાઇ લેતો હતો.

જર્ગિસે તેને કહ્યું: “ મારે હવે ઘેર જવું છે. મારી બૈરીનું શું થયું હશે તેની મને ફિકર થયા કરે છે—મારાથી હવે અહીં થોભી શકાય તેમ નથી.”

પીઠાવાળો કહે: “ ત્યારે તું પહેલેથી ચોખ્ખું ભસી કેમ ન મૂઓ ? હું તો એવું સમજ્યો કે તારે રહેવાનું કાંઈ ઠામઠેકાણુંજ નહિ હોય.”

જર્ગિસ જ્યારે બહાર નીકળીને સડક ઉપર આવી ઉભો ત્યારે સવારના ચાર વાગ્યા હતા અને રાત તો હજી અંધારી ઘોર હતી.

આખી રાતમાં થઇને જમીન ઉપર ત્રણ-ચાર ઈંચ જેટલો ધાડો બરફનો થર જામી ગયો હતો, અને હજી બરફનાં ગાભલાં ખરરર ખરરર કરતાં એક પછી એક ઝપાટાબંધ વરસ્યાજ કરતાં હતાં. તે પાછો એનિલિને ઘેર જવાને રસ્તે વળ્યો અને ચાલવાને બદલે તેણે આખે રસ્તે દોડયાજ કર્યું.

રસોડાની અંદર દીવો બળતો હતો અને બારીએ ટાંગેલા પડદા પાડી નાખેલા હતા. આગલું બારણું તો ખુલ્લુંજ હતું, એટલે જર્ગિસ આવ્યો તેવો સીધો અંદર ચાલ્યો આવ્યો.

આગલે દહાડે તે આવ્યો ત્યારે મેરિજા, એનિલિ અને બીજી સ્ત્રીઓ સગડીની ચારે બાજુએ ઢગલો વળીને બેઠી હતી તેમ તેઓ અત્યારે પણ ત્યાંજ આગળ બરાબર તેવીજ રીતે બેઠેલી હતી. વળી ગઇ કાલે ન હતી એવી થોડીક નવતર બાઇડીઓને પણ જર્ગિસે તેમની સાથે બેઠેલી દીઠી.

જર્ગિસે પૂછ્યું: "કેમ હવે?"

પણ કોઇએ કશો જવાબજ આપ્યો નહિ અને તેમનાં ફીકાં ફસ મોઢાં તેના તરફ ફેરવીને તેની સામે ટગર ટગર જોઇજ રહી ત્યારે તેણે એનો એજ સવાલ બીજી વાર પૂછ્યો.

ધૂમાડીઆ દીવાના અજવાળામાં તેણે મેરિજાનું મોઢું દીઠું. તે તેના તરફ સૌથી નજીક બેઠેલી હતી. તેણે ધીમેથી ડોકું ધુણાવીને કહ્યું: "હજી તો કાંઇ કરતાં કાંઇજ થયું નથી."

જર્ગિસ ચમકી ઉઠ્યો અને "હજી પણ નહિ?" એવો તેના મોઢામાંથી ઉદ્દગાર નીકળી ગયો.

મેરિજાએ ફરીથી ડોકું ધુણાવ્યું. જર્ગિસ તો બિચારો અવાક્ બનીને ઉભોજ રહ્યો. પછી વળી પાછો બોલી ઉઠ્યો: "પણ હમણાં કાલની પેઠે તેની ચીસો નથી સંભળાતી."

મેરિજા બોલી: "ઘણો વખત થયાં તે શાન્ત થઇ ગઇ છે."

થોડી વાર સુધી બેઉ જણ ચૂપ રહ્યાં—એટલામાં ઉપરથી કોઇએ એકાએક ઘાંટો પાડીને ચૂપકીનો ભંગ કર્યો. કાતરીઆમાંથી કોઇનો અવાજ સંભળાયો: "અરે! કોઈ છોકે નહિ? ક્યાં ગયાં બધાં?"

પેલી સ્ત્રીઓમાંની કેટલીક તે ઓરડા ભણી દોડી ગઇ ત્યારે તેટલી વારમાં મેરિજાએ જર્ગિસને ઝાલી રાખવા માટે તેના ભણી કૂદકો માર્યો.

થોડીજ વાર પછી મેડમ હૅાટ સૌને વઢતાં, ધમકાવતાં ને ધમપછાડા કરતાં નીચે ઉતરવા લાગ્યાં છે એવું કચડડ કચડડ અવાજ કરતી નીસરણી પરથી જણાયું. બીજી એકાદ બે ક્ષણ પછી તે નીચે પધાર્યાં. પોતે ગુસ્સાથી ધુંઆંપુઆં થઇ ગયાં હતાં અને હાંફ એવી ચઢી આવી હતી કે તેમનાથી શ્વાસ પણ લઇ શકાતો ન હતો: જે ઓરડામાં જર્ગિસ અને બીજાં બધાં ઉભાં હતાં ત્યાં તે બૂમ બરાડા નાખતાં નાખતાં અને એન્જીનની માફક હાંફતાં અને કરાંજતાં આવી પહોંચ્યાં. જર્ગિસે તેના તરફ માત્ર એકજ દૃષ્ટિપાત કર્યો અને એટલામાં તો તેનું મોઢું એકદમ ધોળું ધબ થઇ ગયું અને તેને તમ્મર આવ્યા. મેડમ હૅાટને જોતાની સાથે કોઇને એમજ થાય કે કસાઇખાનામાં જાનવરની કતલ કરીને તો અહીં પરબાર્યાં નહિ ચાલ્યાં આવ્યાં હોય ? ખાટકીઓની ઢબે તેણે પોતાના પહેરણની બાંયો કોણીલગી ઉંચી ચઢાવી દીધી હતી અને તેની હથેળીઓ, હાથ, લૂગડાં અને મોઢું સુદ્ધાં લોહીથી ખરડાઇ ગયાં હતાં. કપડાં ઉપર અને મોઢા ઉપર તો લોહીની છાલકો ઉડી હતી.

તે પોતાની આસપાસ ઉભેલાંની સામે જોતી ગઇ અને હાંફતી ગઇ. પણ કોઇ કશું બોલ્યું નહિ ત્યારે પોતાની મેળેજ બોલી ઉઠી:

"હું શું કરૂં ? મેં તો મારાથી થાય તેટલું કરી જોયું. હવે મારૂં કશું ચાલે એમ છેજ નહિ. હવે તમે જાણો અને તમારૂં કામ જાણે. હું હવે આથી વધારે બીજું કાંઇજ કરવા માગતી નથી."

વળી પાછી થોડી વાર સુધી તે ઓરડામાં ગંભીર શાંતિ પથરાઇ ગઇ, જેનો બીજી વાર મેડમ હૅાટેજ ભંગ કર્યો. તે બોલવા લાગી:

"એમાં મારો કોઇએ વાંક કાઢવો નહિ. મારી કસૂર જરા જેટલી પણ નથી. આવો કેસ હોય ત્યારે ડૅાકટરનેજ બોલાવવો જોઇએ તેટલી પણ તમારામાંથી કોઇને સૂઝ ન પડી ? અને મને બોલાવી તેય કેસ છેક હાથમાંથી ગયો ત્યારે બોલાવી. આટલી બધી વાર તે રાહ જોયા કરાય ? ઝટ લંઇને ડૅાકટરને તેડી લાવવો જોઇએ ને ? અરે ! હું આવી તે વખતે પણ કેસ તો ખરાબ થઇજ ગએલો હતો."

વળી પાછી શ્મશાનવત્ ગંભીર શાન્તિ પથરાઇ ગઇ. મેરિજાએ પોતાના સારા હાથે જેટલું જોર કરાય તેટલું જોર કરીને જર્ગિસને ઝાલી રાખ્યો.

ત્યાર પછી મેડમ હૅાટે એનિલિ તરફ પોતાની વાણીનો મારો ચલાવ્યો. તેણે પૂછ્યું: "કાંઇ પીવાનું કરવાનું રાખે છે કે નહિ ?

હે ? કેમ બોલતી નથી ? કાંઈ બ્રાન્ડી બ્રાન્ડી ઘરમાં છે કે નહિ ?"

આના જવાબમાં એનિલિએ ફક્ત ડોકુંજ ધુણાવ્યું. તે ઉપરથી મેડમ હૉટ છંછેડાઈ ગયાં. તે બોલી ઉઠયાં: "આવાં મૂઆં પાજીને ઘેર હું કયાંથી આવી ? પીવાનું તો ધોળ્યું પણ કાંઈ ખવડાવીશ કે નહિ ? મૂઆં આ લોક કેવાં છે ? એમ પૂછતાં નથી કે તારે ખાવું કરવું છે ? મોઢે ચઢીને માગીએ તોય આપવાની વાત નહિ ! તમને એટલો વિચાર નથી આવતો કે મેં મોઇએ કાલ સવારનું કશું ખાધું-જ નથી અને આખો દહાડો તમારે ઘેર કામ કરીને વાજ આવી ગઇ. આવું જો પહેલેથી જાણ્યું હોત કેની તો આટલી નજીવી ફી લઇને તમારે ઘેર આવત ખરી કે ?"

એટલામાં તેની નજર જર્ગિસના ઉપર ગઇ એટલે ગામડાંની નિશાળના મહેતાજીની ઢબે તેના તરફ આંગળીઓ હલાવતી હલાવતી બોલવા લાગી: "શું સમજ્યો ? તારે તો તેમ છતાં મને પચ્ચીસ ડૉલર પૂરેપુરા આપવાનાજ છે; એમાં કાંઇ ચાલે બાલે નહિ. હા, તારી બાઈડીનો કેસ બગડી ગયો તેમાં મારી શી ગુનેગારી ? શું કરવા મને આટલી મોડી તેડાવી ? વાંક તમારો બધાંનો કે મારો ? છેલ્લી ઘડીએ મને તેડાવી તેમાં કાંઈ મારી કસૂર ન ગણાય. તારા છોકરાના માથાને બદલે એક હાથજ પહેલો બહાર નીકળ્યો તેમાં કાંઇ મારી કસૂર ? છોકરૂં મરી ગએલું એવું કસૂતરૂં આવી ગએલું કે મારાથી જીવતું કાઢી શકાયુંજ નહિ તે કાંઇ મારી કસૂર ? મેં તો આખી રાત મહેનત કરી અને મારાથી થાય તેટલું કરી જોયું અને તે પણ કયાં ? જે જગ્યાએ કૂતરી બિલાડી પણ વીયાવાનું પસંદ ન કરે એવી ખરાબ જગ્યાએ મારે આખી રાત કાઢવી પડી તે મારૂં મન જાણે છે. તે પણ વળી ભૂખે પેટે. મારા ગજવામાં થોડુંક ભરી લાવેલી તેના ચાર ફાકા માર્યા હશે તેટલા ભેર રહી છું. મારી ફીનો આંકડો તો હું પૂરેપુરો લઇશ, છોડવાની નથી; હા, તમને કહી રાખ્યું."

આટલું બોલી નાખ્યા પછી જરાક વાર શ્વાસ લેવાને માટે તેને પોતાનું ભાષણ થોભાવવાની જરૂર પડી. મેરિજાએ જર્ગિસના કપાળ ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝેલાં દીઠાં અને તેનું આખું શરીર તેને થરથર કંપતું લાગ્યું તેથી બ્હીતાં બ્હીતાં ઘણેજ ધીમે સાદે તેણે પૂછ્યું: "ઓનાને કેમ છે ?"

મેડમ હૉટે તેના ચાળા પાડીને કહ્યું: "ઓનાને કેમ છે ? મને શું પૂછતી હઇશ ? ઓનાને વળી શું હોય બીજું ? તમે લોકો એવાં

કોબાડ અને જંગલી જેવાં કે તમે જાણી જોઇને તે મરી જાય એવી હાલતમાંજ તેને રહેવા દીધી. મેં તો ક્યારનુંય કહી દીધેલું કે તમારે ગોરને બોલાવવો હોય તો સવેળા બોલાવો અને તેને નામે પુણ્યદાન વગેરે જે કાંઇ કરાવવું હોય તે કરાવી લ્યો કે બાપડીની સદ્દગતિ થાય. તેને પહેલેથી સારા ડૉક્ટરની કે હુંશિયાર દાયણની સારવાર નીચે રાખી હોત તો તેનો વાળ પણ વાંકો ન થાત. ખાસ્સી જુવાન જોધ જેવી છોકરી! એ તો હસી ખુસીને નાહી ધોઇને ઉઠત. તોય તેણે તો બિચારી-એ ઘણુંય મથન કર્યું—મોતની સામે ખૂબ ટક્કર લીધી. હજી પણ મરી તો નથી ગઇ."

જર્ગિસ દિવાનાની માફક ખૂમ પાડી ઉઠયો: "મરી...?" મેડમ હૉટ ખીજવાઇને રૂક્ષ અવાજે બોલી: "મરશે નહિ તો જીવશે? છોકરૂં તો ક્યારનુંય મરી પરવાર્યું છે."

જર્ગિસ હવે એક છલંગ મારીને નીસરણી ભણી ધસી ગયો અને કોઇ તેને ખાળવા જાય તે પહેલાં તો ઉપર ચઢી ગયો. પાટીઆ ઉપર એક મીણબત્તી ચોંટાડી હતી, તેના ઝાંખા પ્રકાશને લીધે કાતરી-આની અંદર થોડું ઘણું સૂઝતું હતું. તે મીણબત્તી પણ હવે બળી જવા આવી હતી. મીણ ઓગળીને બહાર ઢળી જતું હતું અને તેમાંથી ધૂમાડો નીકળવા લાગ્યો હતો. આટલા ઝાંખા અજવાળામાં તેણે કાતરીઆના એક ખૂણામાં ચીંથરાં અને જૂના કામળા તથા કામળી-ઓની પથારી જેવું કાંઇક દીઠું. પથારીમાં સૂનારના પગ ભણીની બાજુએ ક્રૉસનું ચિહ્ન મૂક્યું હતું અને એક પુરોહિત ત્યાં આગળ બેસી-ને મધમાખી ગણગણે એવે અવાજે કાંઇક પ્રાર્થના જેવું ગણગણતો હતો. તેનાથી આઘેના બીજા એક ખૂણામાં એલ્ઝબિટા ટૂંટિયું વાળીને રડતી કકળતી બેઠી હતી. પેલી પથારી ઉપર ઓના શબવત્ સૂતેલી હતી.

તેના શરીર ઉપર એક ધાબળો ઓઢાડેલો હતો તો પણ તેના ખભા અને એક હાથ ઉઘાડા હોવાથી જર્ગિસ તેના શરીરનો તેટલો ભાગ જોઇ શક્યો. તે સૂકાઇને એવી લાકડા જેવી થઈ ગઇ હતી કે કોઈ બીજી જગ્યાએ દીઠી હોત તો જર્ગિસ તેને ઓળખી પણ ન શકત. તેના શરીરમાં માત્ર હાડકાં અને ચામડી, એટલાં બે વાનાંજ બાકી રહ્યાં હતાં. વર્ણ પણ સફેતાના જેવો ધોળો ધોળો બની ગયો હતો. તેનાં પોપચાં બીડાએલાં હતાં અને મરીજ ગઇ હોય એમ તે નિશ્ચેષ્ટ પડી રહી હતી. લથડીઆં ખાતો ખાતો જર્ગિસ તેના બિછાના પાસે ગયો અને તેની આગળ ઘૂંટણીએ પડીને "ઓના! ઓના" એવા

દર્દભર્યા પોકાર કરવા મંડયો.

છતાં તે હાલી નહિ—આંખ પણ ઉઘાડી નહિ. તેણે તેનો ચીમળાઈ ગએલો એક હાથ પોતાના હાથમાં પકડયો અને ગાંડાની માફક લવતો ગયો કે "ઓના ! મારી સામે તો જો, તારે મોઢેથી એક બોલ તો મને સાંભળવા દે. એ તો હું-જર્ગિસ છું. ઘેર આવ્યો છું. સાંભળે છે કે ? ઓના ! ઓ ઓના !......"

ઓનાનાં બીડાઇ ગએલાં પોપચાં જરા જરા હાલ્યાં, તે જોઇને જર્ગિસ ફરી પાછો "ઓના ! ઓના !" એમ કહીને ટળવળવા મંડ્યો.

પછી તેણે એકાએક આંખો ઉઘાડી-માત્ર એક ક્ષણવારને માટેજ. આંખ જેવી ઉઘડી તેવીજ પાછી બીડાઇ ગઇ. પણ તેટલી વારમાં તેણે પોતાની બાજુમાં બેઠેલા જર્ગિસને જોઇ લીધો. તેણે જાણે તેને મરતાં મરતાં પણ ઓળખી લીધો હોય એમ તેનાં નેત્રોમાંથી ભાવનો ચમકારો ઝબૂકયો અને તરતજ પાછો હોલવાઇ ગયો. ઓના જાણે અત્યંત આઘેરા પ્રદેશમાં, ક્ષિતિજના અંતરાલમાં છુપાઇ જવાની તૈયારી કરતી હોય એવી એકલી અટૂલી તેની સામે એક ક્ષણવારને માટે આવીને ઉભી અને બીજી ક્ષણે અનંતતામાં સમાઇ ગઇ-ઓગળી ગઇ. ગઇ ! ચાલી ગઈ ! તેની આગળથી સદાને માટે અદશ્ય થઇ ગઇ ! તેના ચાલ્યા જતા આત્માને જાણે તે બોલાવતો હોય તેમ તે લાંબા હાથ કરીને તેને બોલાવવા લાગ્યો, ઘોર નિરાશામાં ઘેરાઇ જઇને તેને બીજી વાર બોલાવવા માટે આક્રંદ કરવા લાગ્યો, પાણી વિના માછલી ટળવળે તેમ ટળવળવા લાગ્યો. તેને મળવા માટે અથવા તે જ્યાં ગઇ ત્યાં ચાલ્યા જવા માટે તેનો પ્રાણપંખી પાંજરામાં તડફડતા પંખીની પેઠે પાંખોનો વ્યર્થ ફડફડાટ કરવા લાગ્યો. તેનું જિગર ત્રોફાઇ જવા લાગ્યું. તેના શરીરની નાડીએ નાડી અને તંતુએ તંતુ તડૅાતડ તૂટતાં ગયાં. પણ તેથી શું ? તે તો ગઇજ. મીણની પૂતળી ઓગળી જાય એમ ઓગળી ગઇ-અનંત વિશ્વમાં ભ્રમણ કરવા નીકળી પડી. તેના આક્રન્દ, તેના ટળવળાટ, તેના પોકાર, તેના ધમપછાડા નકામા હતા. એક કારમી ચીસ તેના હૈયાના ઉંડાણમાંથી નીકળી ગઇ. તેનું આખું શરીર થરથર કંપાયમાન થવા લાગ્યું. તેનાં ડસકાંને લીધે તેની છાતી ફાટું ફાટું થવા લાગી. તેની આંખોમાંથી ઉનાં ઉનાં આંસુની અજસ્ર ધારા વહેતી થઇ ગઇ અને તેનાં ટીપાં ઓનાના મૃતદેહ ઉપર દડદડ ટપકવા લાગ્યાં. તેણે તેના હાથ પકડયા, તેને હલાવી, ઢંઢોળી, વહાલનાં વિવધિ સંબોધનોથી બોલાવી, તેને છાતી સરસી

દાબી. પણ તે તો સૂકા લાકડા જેવી હાલ્યાચાલ્યા વિના પડીજ રહી. ઓના હવે ત્યાં હતીજ નહિ. તે તો કોણ જાણે ક્યાંય ચાલી ગઇ હતી !

ઓના મરીજ ગઇ ! એ શબ્દના ભણકારા જર્ગિસના કાળજામાં તેના મૃત્યુઘંટની પેઠે ધણધણવા લાગ્યા, તેના પડછંદા તેના અંતરના ઉંડાણમાંથી ગુંજવા લાગ્યા. ભૂતકાળના દબાઇ ગએલા સ્મૃતિપટ તાજા થઈ ગયા, સુષુપ્ત થએલા ભાવો જાગી ઉઠયા. ઘણા વખતથી કંપતી બંધ થઇ ગએલી તેની હૃદય–વીણાના એકેએક તાર ઝણઝણી ઉઠયા. મૃત્યુ અને વિનાશના ભયની ભૂતાવળ તેની આગળ ખડી થઇ ગઈ અને તેમનું પૈશાચિક નૃત્ય કરવા લાગી. આખું જગત તેને મન શ્મશાનમાં ભડભડતી ચિતાની જ્વાલાની માફક ભડભડતું દેખાયું. તેના હૃદયમાં ઘોર કરાલ શૂન્યતા વ્યાપી ગઇ અને આખા વિશ્વનાં ભયંકર સર્વભક્ષી દાનવી બળોની સામે જાણે તે એકલો અસહાય ઉભો હોય અને તેઓ તેને ગ્રસી લેવાને માટે ચારે બાજુએથી ધસી આવતાં હોય એવું તેને લાગ્યું.

હાય ! ઓના ચાલી ગઈ ! ઓના મરી ગઇ ! હવે તેને ફરીથી જોવી નથી ! તેના મોઢાના બોલ હવે તેને કાને પડનાર નથી. એકેએક અવયવને ઠારી નાખે અને શ્વાસને રૂંધી નાખે એવા એકલવાયાપણાનો ભયંકર અનુભવ તેને આ ક્ષણે થવા લાગ્યો, આખું જગત તેની આંખો આગળથી સરી જતું હોય અને પોતે એકલો ઉભો ઉભો બધું જોતો હોય, પડછાયાનીજ રચના હોય, સ્વપ્નોની સૃષ્ટિ હોય, ધુમ્મસના વાદળાની માફક તેની આગળ આગળ ઓગળી જતું હોય એવો તેને અનુભવ થવા લાગ્યો. શોક અને ગભરાટને લીધે તે નાના બાળકના જેવો બુદ્ધિહીન બની ગયો. તે ઓનાના નામનો પોકાર કરતો રહ્યો; પણ તેના પોતાનાજ શબ્દો સિવાય બીજું કાંઇજ સાંભળવા પામ્યો નહિ. ઓનાનો પ્રતિઉત્તર સાંભળવાનું તેના ભાગ્યમાં હવે રહ્યુંજ ન હતું. તે એકલો એકલો પોકાર કરતો હતો અને ઘરની દિવાલોને અથડાઇને પાછા આવતા તેના પોતાનાજ શબ્દોના પડછંદા સાંભળતો હતો. તે જ્યાં બેઠો હતો તેની નીચેના ભાગમાં સ્ત્રીવર્ગ એક બીજાને અડોઅડ ઝૂમખું વળીને બેઠો હતો અને તેનો એકેએક આર્ત્ત પોકાર તે સ્ત્રીઓને ટાઢા ડામ જેવો લાગતો હતો અને તેઓ ધ્રૂજતી થરથરતી એકબીજાની સોડમાં દબાતી જતી હતી. જર્ગિસની મનોદશા એવી વિષમ હતી કે અત્યારે કોઇ પણ પ્રકારનું સાંત્વન તેના દુઃખને હળવું કરવા અસમર્થ હતું–તે લગભગ દિવાના જેવો થઇ ગયો

હતો. એટલામાં પેલો પુરોહિત ઉઠીને તેની પાસે આવ્યો; અને તેના ખભા પર હાથ ટેકવીને તેના કાનમાં કાંઇક ધીરેથી કહી ગયો. પણ જર્ગિસે તેમાંનું કાંઇજ સાંભળ્યું ન હતું. તેનો જીવ પણ અંધકારના પડછાયામાં આથડીઆં ખાતો ખાતો ઓનાના જીવની પાછળ પાછળ ભટકીઆં મારવા દૂર દૂર ચાલ્યો ગયો હતો—જર્ગિસ અત્યારે જર્ગિસ રહ્યોજ ન હતો.

આની આજ સ્થિતિમાં તે કોણ જાણે કેટલાય વખત સુધી બેસી રહ્યો હશે! એમ કરતાં પ્રભાત થવા આવ્યું. અરુણોદયનો ઝાંખો પ્રકાશ કાતરીઆની તડોમાં થઇને અંદર આવવા લાગ્યો. પુરોહિત તેનું કામ કરીને ચાલ્યો ગયો; પેલી સ્ત્રીઓ પણ એક પછી એક ચાલી ગઇ. જર્ગિસ એકલોજ ઓનાની સફેદ આરસના ટૂકડા જેવી નિર્જીવ અને ઠંડી કાયાના અવશેષની પાસે બેસી રહ્યો હતો. તેના પોકાર, તેનો ટળવળાટ, તેનું આક્રંદ વખતના જવા સાથે કાંઇક ધીમું પડી ગયું હતું તો પણ હજી તેના કાળજામાંથી ઉંડા દર્દના ઉંકારા આવ્યાજ કરતા હતા, તેને શરીરે આવતી ધ્રૂજરી શમી ન હતી, તેનાં ચક્ષુની સામે તરવરતી પ્રેતસેના હજી દૂર થઇ ન હતી. તેમની સામે હજી તે એકલે હાથે યુદ્ધ કર્યોજ જતો હતો. વચમાં વચમાં તે જરાક ઉંચો થતો હતો અને પોતાની સામે પડેલી સફેદ ચાદર ઓઢીને પડેલી નિર્જીવ આકૃતિ તરફ એક નજર નાખી લેતો હતો અને જાણે એ દૃશ્ય તેનાથી સહનજ ન થતું હોય તેમ પાછો તરત આંખો બંધ કરી દેતો હતો.

ઓના મરી ગઇ! ઓના મરી ગઈ! આ બીનાજ તેને માટે નહિ માની શકાય અને નહિ કલ્પી શકાય એવી નિદારુણ હતી. તે મરી ગઇજ કેવી રીતે? તેને અઢાર વરસ તો હજી હમણાંજ પૂરાં થયાં હતાં. તેના યૌવનની કળી તો હજી પૂરી ઉઘડી ન હતી અને એટલી વારમાં તે ચીમળાઇ ગઇ? ના, ના, તેને છૂંદી નાખી, કચરી નાખી, દૈત્યોએ તેને પોતાના ક્રૂર પગ તળે પીસી નાખી, તેનું અકાળે ખૂન કર્યું. તેનો પ્રાણ જતા સુધી તે રાક્ષસોએ તેને રીબાવ્યાજ કરી અને અત્યારે તેનું છુંદાયલું, ધૂળમાં રગદોળાએલું, અંગે અંગે ઘવાએલું મૂડદુંજ માત્ર પડી રહ્યું છે!

આખરે જ્યારે તે ત્યાંથી ઉઠીને નીચે આવ્યો ત્યારે સૂર્યોદય થઇ ચૂક્યો હતો. તેનો ચહેરો છ મહિનાનો મંદવાડ વેઠીને જીવતા રહેલા માણસના જેવો ફીક્કો, મલિન, નિસ્તેજ, ધોળો પૂણી જેવો થઇ

ગયો હતો; તેનું માથું હજી ફરતું હતું અને પગ લથડતા હતા. આડોશી-પાડોશીઓ પણ હવે ઘરમાં આવીને એકઠાં થયાં હતાં. જર્ગિસ લથડતી ચાલે એક ખુરશી આગળ જઇને તેના ઉપર ફસડાઈ પડયો અને બેઉ હથેળીઓની વચ્ચે મોઢું ઢાંકીને બેઠો ત્યારે તેઓ બધાં તેની સામે મૂક દયાભાવ સહિત ટગર ટગર જોઇ રહ્યાં.

થોડીક મિનિટ બાદ આગલું બારણું કોઇએ ઉઘાડયું, તેની સાથે ટાઢા હીમ જેવા પવનનો ઝપાટો બરફની ભૂકીને સાથે લેતો લેતો અંદર ઠેઠ સુધી ચાલ્યો આવ્યો અને તેની પાછળ કૉટ્રિના ઘરમાં પેઠી. દોડવાથી તેને પુષ્કળ હાંફ ચઢી ગઇ હતી અને અતિશય ટંડીમાં ઘણો વખત રહેવાથી તેના હોઠ અને મોઢું ભૂરાશ પડતાં થઇ ગયાં હતાં. તે આવતાં વારનેજ બોલી ઉઠીઃ "આખરે ગમે તેમ કરીને હું ઘર ભેગી થઇ. શું કરૂં મને તો કાંઇ કરતાં—"

એટલામાં જર્ગિસના ઉપર તેની નજર પડી અને તેથી તે બોલતી અટકી ગઈ અને તેના મોઢામાંથી આશ્ચર્યનો એક ઉદ્‌ગાર નીકળી ગયો. સૌનાં મોઢાં તરફ વારાફરતી તેણે નજર ફેરવી અને તેથી તે સમજી ગઈ કે ઘરમાં કાંઇક માઠો બનાવ બન્યો છે. તેણે ઘણાજ ધીમા અવાજે પૂછ્યુંઃ "કેમ? શું થયું છે?"

તેના સવાલનો કોઈ ઉત્તર આપે તે પહેલાં જર્ગિસ ફડાક લઇને ઉભો થઈ ગયો અને કૉટ્રિના જ્યાં ઉભી રહી હતી તે તરફ જવા લાગ્યો. હજી તેના પગ તો જમીન ઉપર પૂરા ટકતા ન હતા. તેણે પૂછ્યુંઃ "તું કયાં ગઇ હતી?"

તે બોલીઃ "છોકરાઓ સાથે છાપાં વેચવા. બરફ—"

"તારી પાસે પૈસા છે?" તેણે એકદમ સવાલ કર્યો.

"હા."

"કેટલા?"

"આશરે ત્રણ ડૉલર જેટલા."

"ત્યારે આપી દે મને, તારી પાસે જે હોય તે બધું." તેની બોલવાની રીત જોઇને કૉટ્રિનાના મનમાં ભય પેદા થયો અને તે બીજાં બધાંની સામે વારાફરતી જોવા લાગી.

"ચાલ, લાવ, કેમ વાર લગાડે છે?" જર્ગિસે ઘાંટો પાડી

પાડીને કહ્યું તેથી તે છોકરીએ પોતાના ગજવામાંથી ચીંથરે બાંધેલી પૈસાની નાની પોટલી બહાર કાઢી અને તેણે જેવી બહાર કાઢી તેવીજ જર્ગિસ તેના હાથમાંથી ઝૂંટવી લઇને ઘર બહાર કૂદી પડયો અને મોટે મોટે ડગલે ચાલતો થયો.

ત્યાંથી ત્રણજ બારણાંને છેટે દારૂનું પીઠું હતું. તેણે દુકાનમાં પેસતાંજ પીઠાવાળાને કહ્યું: "વ્હીસ્કી—વ્હીસ્કી."

પીઠાવાળાએ તેની સામે શીશો મૂકયો. પોટલીની ગાંઠ છોડવાને બદલે તેણે દાંતથી કરડીને ચીંથરૂં ફાડી નાખ્યું અને તેમાંથી અડધા ડૉલરનો એક સિક્કો બહાર કાઢયો: "આખી બાટલીનું શું લે છે? મારે તો આજે છાકટાજ થવું છે." એમ કહીને તે પીતોજ ગયો.





# પ્રકરણ ૨૦ મું

પણ જર્ગિસના જેવા કદાવર અને મજબૂત બાંધાના મર્દને ફક્ત ત્રણજ ડાલરનો દારૂ પીવાથી ઝાઝો વખત નશો રહેજ નહિ. ઓના મરી ગઇ તે દહાડે રવિવાર હતો. સોમવારે રાત્રે તેનો નશો ઉતરી ગયો ત્યારે તે પાછો ઢીલો ઢસ જેવો બનીને ઘેર આવ્યો. પોતાના ગરીબ કુટુંબને આ આફતની વેળાએ એક પાઇ પણ સોના મહોર જેટલી મોંઘી હતી, તે છતાં બિચારી કૅટ્રિના અને છોકરાંએ બરફની ઝડીમાં ભટકીને છાપાં વેચીને મેળવેલા ત્રણ ડૅાલર—તેના કંગાલ નિરાધાર કુટુંબની કુલ સંપત્તિની પાઇએ પાઇ–તેણે દારૂ પીવામાં ખરચી નાખી અને તેમ છતાં તેના મન ઉપરનો બોજો હલકો થયો નહિ, તેને ઓનાના શોકનું એક ક્ષણવારને માટે પણ વિસ્મરણ થયું નહિ, એટલી વાત તે અનુભવથી શીખી લઇને ઘરમાં પેઠો.

ઓનાના મૃતદેહને હજી છેલ્લા સંસ્કાર કરાયા ન હતા. તેને આબરૂભેર સ્મશાનયાત્રા કરાવવાના અને કબ્રસ્તાનમાં લઇ જઇને વિધિપુરઃસર દફનાવવાના તેમની પાસે પૈસાજ ક્યાં હતા? ઓનાને સાર્વજનિક કબ્રસ્તાનમાં જ્યાં ઘરબાર વિનાના રવડતા મવાલીઓને શહેરની મ્યુનિસિપાલિટિ સરકારી ખરચે દટાવે છે ત્યાં દટાવવા સિવાય તેમને છૂટકોજ ન હતો. એલ્ઝબિટાએ ઓનાના મરણની ખબર પોલિસ ખાતાને આપી હતી, તે પ્રમાણે આવતી કાલે સવારે તેના મૃત દેહને દેવદારના ખોખામાં ભરીને મવાલીઓના ભેગી દાટવાને સારૂ સરકારી માણસો લઇ જવાનાં હતાં. તેની અંત્યેષ્ટિ ક્રિયા ઓછામાં ઓછે ખરચે કરાવવા જેટલા પૈસા એકઠા કરવાને માટે બિચારી દુઃખ અને શોકથી બેવડ વળી ગએલી એલ્ઝબિટા ભીખ માગવા નીકળી પડી હતી અને છોકરાં ભૂખે ચીમળાઇને બેસી રહ્યાં હતાં. ત્યારે જર્ગિસ આવે વખતે તેમને સારૂ એક પૈસો પણ કમાઇને લાવ્યો તો નહિજ, પણ ઉલટો તેમના મહામૂલના ત્રણ ડૅાલરનો દારૂ ઢીંચી આવ્યો!

તેણે ઘરમાં ટાંટીઓ મૂક્યો એટલે એનિલિએ તેને ઉપર પ્રમાણે મેણાં-ટોણાં મારીને ખૂબ ધિક્કારી કાઢયો. પછી તે જ્યારે તાપવાને માટે સગડીની પાસે બેસવા ગયો ત્યારે તે ખીજવાઇને બોલી: "ચાલ્યો જા મારા ઘરમાંથી, ખબરદાર મારા રસોડાને તારા હાડકાંના ખાતરની દુર્ગંધથી ગંધાવી મૂક્યું તો! એ તો મેં ઓનાને ખાતર મારા બીજા બધા ભાડૂતોને એક ઓરડામાં જેમ તેમ કરીને સમાવી દીધા અને તેની સુવાવડનો વિચાર કરીને જગ્યા ખાલી કરાવી આપી હતી. હવે તારૂં અહીં કામ નથી. તારા ઘરનાંએ તો આ તરફના કાતરીઆની ઓરડી ભાડે રાખી છે ત્યાં જઇને ચોંટ અને તું જો કમાઇને ભાડું નહિ ભરે તો ત્યાંથી પણ તને ખંખેરી કાઢીશ."

જર્ગિસે આના જવાબમાં એક શબ્દ પણ મોઢેથી ઉચ્ચાર્યો નહિ. માર ખાધા પછી જેમ કૂતરો પોતાની પૂંછડી પાછલા બે પગ વચ્ચે દબાવીને સંકોચાતો સંકોચાતો ચાલ્યો જાય છે, તેમ તે પણ એનિલિએ બતાવેલા કાતરીઆ તરફ જવા વળ્યો. રસ્તામાં એક ઓરડો હતો ત્યાં એનિલિના ભાડૂતો સૂઈ રહ્યા હતા તેમને પગની ઠોકરે ચઢાવતો ચઢાવતો પેલા કાતરીઆમાં જવાની નીસરણી ચઢવા લાગ્યો. કાતરીઆમાં સાવ અંધારૂં હતું. મીણબત્તી બળવાના અથવા ગાસલેટનો નાનો દીવો બાળવાના પણ તેમની કને પૈસા હતા નહિ. વળી બહાર ખુલ્લા રસ્તા ઉપર જેટલી ઠંડી હતી તેટલીજ અહીં પણ હતી. એક ખૂણામાં ઓનાની લાશ પડી હતી. તેનાથી જેટલે છેટે બેસી શકાય તેટલે છેટે પોતાના એક સાજા હાથ વડે નાના એન્ટેનાસને પકડીને મેરિજા સંકોચાઇને બેસી રહી હતી અને તે મા વગરના છોકરાને પંપાળીને થાબડીને અપાય તેટલું સાંત્વન આપતી હતી. ત્રીજા ખૂણામાં એલ્ઝબિટાનો સૌથી નાનો અપંગ છોકરો બેઠો બેઠો ડસકાં ભરતો હતો–તેને આખા દિવસમાં કશું ખાવાનું મળ્યુંજ ન હતું. મેરિજાએ જર્ગિસને આવતો દીઠો, પણ કશુંજ બોલી નહિ. તે ચાલ્યો ચાલ્યો સીધો ઓનાની લાશ પાસે દબાતો સંકોચાતો જઇને ગુપચૂપ બેસી ગયો.

આ વખતે તેણે પોતાની શઠતાનો, નીચતાનો અને છોકરાંની ભૂખનો વિચાર કરવોજ જોઇતો હતો. પણ તેણે તો બીજા કશાનો વિચાર ન કરતાં ઓનાનેજ સંભારવા માંડી અને તેનું આગલા દિવસનું દુ:ખ તાજું કરીને મનોવેદનાની દર્દભરી મજાહ ચાખવા મંડયો. આંસુ તો તેની આંખોમાંથી સુકાઇજ ગયાં હતાં. મોટેથી આક્રંદ

કરીને રડતાં તે લજવાતો હતો. પોતાના હૈયાના શોકના વેગથી ધ્રૂજતો થરથરતો તે જરાક પણ હાલ્યા કે બોલ્યા વગર એકની એક જગ્યાએ એક ને એક આસને બેસીજ રહ્યો.

ઓના ઉપર તેની કેટલી પ્રીતિ હતી તેનું ખરૂં માપ તેણે કદી કાઢ્યું ન હતું. હવે જ્યારે તે ચાલી ગઇ ત્યારે તેની લાશની પાસે બેઠાં બેઠાં પોતાના ગાઢ પ્રેમનું તેને પહેલી વાર ભાન થયું. તે જાણતો હતો કે, કાલ સવારથી તો તેના મૃત દેહને જોવાનું સુખ પણ મને નથી મળવાનું. કાલે સવારે તો લોકો આવીને તેને ઉપાડી જશે અને ધરતી માતાના ખોળામાં મૂકી આવશે. બસ–મારી બાકીની આખી જિંદગીમાં મારે તેને આ આંખે એક વાર જોવી નથી. ઓનાના ઉપર મૂળથી તેને જે પ્રેમ હતો, જે પ્રેમને ગરીબાઇએ, જિંદગીની હાડમારીઓએ છૂંદી પીસીને હતો ન હતો કરી નાખ્યો હતો તે પાછો આજે સજીવન બની ગયો, તેની સ્મૃતિના દરવાજા ફડાક લઇને ઉઘડી ગયા—તેણે ઓનાને સૌથી પહેલી વાર લિથુઆનિયામાં ઘોડાના બજારમાં જોઇ ત્યારથી ગઈ કાલ સુધીના તેમના સંયુક્ત જીવનના પ્રસંગોનાં ચિત્રો તેની આંખ આગળ તરવરવા લાગ્યાં. નાની બાલિકા જેવી નિર્દોષ મધુર ઓના, પંખિણીની પેઠે ગાતી, કલ્લોલ કરતી અને પતંગીઆની પેઠે દોડાદોડ કરતી ઓના, નારીસૌન્દર્યના પુષ્પની અણખીલેલી કળી જેવી ઓના, આજે તે દહાડે જેવી દેખાતી હતી તેવી ને તેવીજ તેની આંખ આગળ આવીને ઉભી રહી. ઈશ્વરના સાન્નિધ્યમાં ઉભા રહીને તેની સાથે લગ્નની ગ્રંથિથી જોડાયો તે વખતનું ચિત્ર ખડું થયું. કુતૂહલને લીધે વિકસિત થએલી તેની આંખો આબેહૂબ તેવી ને તેવીજ તે જોવા લાગ્યો. તેને મોઢેથી સાંભળેલા એકેએક બોલ આજે પાછા તેના કાનમાં ગુંજવા લાગ્યા. ઓનાએ કોઇ કોઇ વાર ટપકાવેલાં આંસુનાં ટીપાં આજે પાછાં તેના ગાલ ઉપર ટપકતાં હોય એવું તેને થયું. ત્યાર પછી અઢી અઢી વરસ સુધી રાત અને દહાડો હાડમારીઓની સામે લડી જથડીને તેના પોતાના હૃદય ઉપર કઠણ ભીંગડાં બાઝી ગયાં હતાં અને જીવનના નિષ્ઠુર જંગમાં લાગેલા કારી જખમનાં ચામઠાં પડી ગયાં હતાં; પણ આટલું બધું થયું છતાં ઓનાનો પ્રેમ, ઓનાની ભક્તિ, ઓનાનું સ્વાર્પણ તો સદાય એકસરખાં રહ્યાં હતાં. તે પોતે બદલાયો, પણ ઓના બદલાઇ ન હતી. તેનું હૃદય છેવટની ઘડી સુધી તેનેજ ઝંખતું હતું, તેના હૃદયના છેલ્લા ધબકારામાં પણ તેનુંજ રટણ થતું હતું, તેનો આત્મા જર્गिसने माटे સદાય ભૂખ્યો ને ભૂખ્યોજ રહેતો હતો. તે પોતે ચીઢવાતો, ધૂંધવાતો,

ગુસ્સે થતો, કટુ વચન ઉચ્ચારતો ત્યારે પણ તે તેને ભેટવાને માટે પોતાના બાહુ પ્રસારીને નેત્રોમાંથી પ્રેમવર્ષા કરતી હતી અને તેના પ્રેમને માટે, દયાને માટે, આર્જવને માટે કરગરી કરગરીને ભિક્ષા માગતી હતી. તેણે દુઃખ પણ કાંઇ થોડું વેઠ્યું હતું? કેટલી હાડમારી, કેટલી મનોવેદના તેણે સહી હતી! શરમના, લાંછનના ડાઘ વિના કારણ તેના કપાળે લાગ્યા તે પણ તેને સાંખવા પડયા હતા. ભલા ભગવાન! એ બધી વાતોનું સ્મરણ પણ અતિ દુઃખદ અને મર્મવેધક થઈ પડે એવું હતું. જર્ગિસના બધાજ નાના મોટા દોષ આજે મોટું રૂપ ધારણ કરીને તેની આગળ પ્રત્યક્ષ થઇ ગયા. પોતે કેટલો દુષ્ટ, કેટલો નિષ્ઠુર, કેટલો હૃદયહીન દૈત્ય જેવો હતો તેનું તેને અત્યારે ભાન થયું. ઓનાને તેણે કહેલું એકે એક કટુ વચન આજે છરીની પેઠે તેના કાળજાને વીંધવા લાગ્યું. સ્વાર્થને વશ થઇને તેણે કહેલા એકેએક બોલ, તેણે કરેલાં એકેએક કામ આજે તેને તેનાં પાપની નિર્દયપણે સજા કરવા લાગ્યાં. આજે એ અપરાધની માફી માગવાનો અવસર હવે રહ્યો ન હતો, આજે ઓનાના કૂણા કાળજા ઉપર કરેલા ઘાને ચૂમવાનું શકય રહ્યું ન હતું. પશ્ચાત્તાપની ભઠ્ઠી તેના જિગરમાં ધગધગવા લાગી અને તેના ઉત્તાપને લીધે તેના હૃદયમાં ઓનાને માટે જે પ્રેમ અને ભક્તિ હતાં તેમનું ઉભરણ ઉભરાવા લાગ્યું. પણ હવે તેને પોતાના પ્રેમને વાણીથી દર્શાવવાનો અને પોતાની ભક્તિને અમલમાં મૂકવાનો વખતજ રહ્યો ન હતો. તેની છાતી એ બે લાગણીઓના જોસને લીધે ફાટું ફાટું થતી હતી, તેમના દબાણથી તે ગૂંગળાઇ જતો હતો. અંધારા કાતરીઆમાં પોતાની પ્રિય પત્નીના મૃતદેહની બાજુમાંજ તે સંકોડાઇને બેઠો હતો, તેને બોલાવવાને માટે પોકારતો હતો, તેને આલિંગન દેવાને માટે પોતાના બાહુ પસારતો હતો; પણ તેના પોકારનો ઉત્તર આપનારી, તેના બાહુબંધનમાં પકડાઇને તેની છાતી ઉપર ઢળી પડનારી ઓના ચાલી ગઇ હતી; આજે તેમની વચ્ચે અનંત યોજનનું અંતર પડી ગયું હતું. પોતાના હૈયાનો ભાર ઓછો કરવાને વાસ્તે મોટેથી પોકેપોક મૂકીને છૂટે મોઢે એક વાર રડી લેવાની તેને વૃત્તિ તો થઇ, તીવ્ર વેદનાને લીધે તેના કપાળ ઉપર પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝી આવ્યાં. પણ તેણે થોડા વખત ઉપર જે નીચતાભરેલું કૃત્ય કર્યું હતું તેના સ્મરણને લીધે તેને પોતાની જાત ઉપર એટલો ધિક્કાર ઉપજતો હતો અને એવો લજવાઇ મરતો હતો કે મોઢું ઉઘાડીને એક ઉંકારો કરવાની પણ તેની હિમ્મત ચાલી નહિ.

ઘણી મોડી રાત ગઇ ત્યારે એલ્ઝબિટા ઘેર પાછી ફરી. ઓનાની

અંત્યેષ્ટિ ક્રિયા કરાવવા જેટલા પૈસા તેણે ગમે તેમ કરીને માગી ત્રાગીને ભેગા કર્યા તો ખરા, પણ ઘરમાં હરેક પ્રકારની અતિશય તંગી હોવાને લીધે આ પૈસા વાપરી નાખવાની પોતાને લાલચ થાયજ નહિ તે સારૂ પુરોહિતને ઘેર જઇને એ રકમ તેના હાથમાં અગાઉથી આપ્યા પછીજ તેણે ઘરમાં પગ મૂક્યો. કોઇએ તેને વાસી રોટલાનો કટકો આપ્યો હશે તે કપડાને છેડે બાંધી લાવી હતી. તેમાંથી બેઉ નાનાં છોકરાંને કટકો કટકો વહેંચી આપ્યો અને એ રીતે તેમને રડતાં છાનાં રાખીને ઉંઘાડી દીધાં. પછી જ્યાં આગળ જર્ગિસ બેસી રહ્યો હતો ત્યાં આવીને તેની પાસે બેઠી.

તેણે જર્ગિસના આગલા દિવસના કૃત્યને માટે જરા પણ ઠપકો આપ્યો નહિ, એક કડવો બોલ પણ કહ્યો નહિ—તેણે અને મેરિજાએ મળીને નક્કી કરી રાખ્યું હતું કે, જ્યારે તે પાછો ઘેર આવે ત્યારે એ વિષે તેને કાંઇજ કહેવું નહિ. હવે એલ્ઝબિટાના હાથમાં જે એકજ છેલ્લો ઉપાય અજમાવવાનો બાકી રહ્યો હતો તે એટલોજ કે, અત્યારે ઓનાના મૃતદેહની સમક્ષજ જર્ગિસના કાલાવાલા કરીને તેને તેના હવે પછીના કર્તવ્યનું ભાન કરાવવું. એલ્ઝબિટાએ તો મહાપ્રયત્ન કરીને તેના શોકને, તેના આંસુના પ્રવાહને, તેની લાગણીઓના વેગને તેના પોતાનાજ હૈયામાં દબાવી રાખ્યાં હતાં. ભવિષ્યમાં પોતાનાં બાળકોનું અને ખાસ કરીને જે નાના છોકરાને ઓના પોતાની પાછળ મૂકી ગઈ હતી તેનું શું થશે તેની ચિન્તાને લીધે અત્યારે તો તેના શોકને માટે માર્ગજ રહ્યો ન હતો. પોતાના એક પ્રિય સંતાનને દાટી દેવાની હૃદયવિદારક ક્રિયા કર્યા વગર તેને છૂટકો તો ન હતો; પણ આવો માઠો પ્રસંગ તેની જિન્દગીમાં સૌથી પહેલી વાર આવ્યો ન હતો. તેણે અત્યાર આગમચ ત્રણ ત્રણ બાળકોને એજ રસ્તે વળાવ્યાં હતાં. આવા દરેક પ્રસંગ પછી તે શોકાહત ન થતાં આંખમાંથી ખરતાં આંસુના પ્રવાહને દબાવીને હૈયું કઠણ કરીને પોતાનાં બાકી રહેલાં સંતાનના રક્ષણ ને પાલનપોષણને માટે પોતાની જાતને ઘસી નાખવા તૈયાર થઇ ગઇ હતી. તેમનું જતન કરવાની ચિન્તાના ભાર નીચે પોતાના શોકની આગને ઢાંકી દઇને જીવનના તુમુલ સંગ્રામમાં ઝૂઝવા માટે કમર કસી હતી. એલ્ઝબિટાનો સ્વભાવ પણ સૃષ્ટિના પ્રારંભયુગમાં જીવનારાં કેટલાંક જંતુઓના જેવોજ ઘડાયો હતો, એ જંતુઓનો સ્વભાવજ એવો હોય છે કે તેમના શરીરના કદાચ બે કટકા થઈ જાય તો પણ તે બેઉ કટકાઓ દ્વારા જીવતાં ને જીવતાંજ રહે છે. એ પ્રમાણે ફરી ફરીને તેમના ગમે તેટલા કટકા થયાજ કરે તો પણ

તેમની જીવનેચ્છા એટલી બળવત્તર હોય છે કે પોતાના પ્રત્યેક નાના નાના ખંડની મારફતે તેઓ જીવન ટકાવી રાખે છે. એલ્ઝબિટા પણ એજ રીતે વિપત્તિઓના પ્રહારને ઝીલતી, વીંધાતી, કપાતી, છુંદાતી, કચરાતી, આજ સુધી જીવી હતી અને હજી વધુ જીવવાને માટે જેટલું મથન કરવું પડે તેટલું કરવાને માટે તેવી ને તેવીજ તત્પર હતી. જેમ કોઇ મરઘીનાં એક એક પીલાં મરતાં જાય તો પણ બાકી રહેલાંને તે પોતાની પાંખ તળે ઢાંકીને તેમનું રખોપું કરતીજ રહે છે તેમ એલ્ઝબિટાને પણ પોતાનાં ત્રણ ત્રણ ફર્ઝન્દનાં મરણના જખમ વાગ્યા હતા તે છતાં પોતાનાં બાકી રહેલાં સંતાનનું રક્ષણ કરવાને માટે તે એકસરખો પ્રયત્ન કરતીજ રહેતી હતી. તે પોતાના મૂળ સ્વભાવને વશ થઇને તેમ કર્યે જતી હતી. એમ કરવાને માટે તેને કશો પ્રયત્ન કરવો પડતો ન હતો, પોતાના મનને સમજાવવું પડતું ન હતું, મરી ગએલાં સંતાનના શોકના વિચારોમાંથી તેને પોતાના મનને બળ કરીને ખેંચવું પણ પડતું ન હતું, તેનો સ્વભાવજ એવો ઘડાયો હતો કે પોતાનું આ કામ ઇષ્ટ છે કે અનિષ્ટ તેનો વિચાર કરવાની પણ તેને જરૂર લાગતી ન હતી. આ સંસારમાં મૃત્યુ અને વિનાશ સર્વત્ર હાહાકાર મચાવી રહ્યાં છે તે જોતાં આટઆટલા ધમપછાડા મારીને, ગમે તેમ કરીને પણ જીવનને ટકાવી રાખવું એ તદ્દન વ્યર્થ છે એવો વિચાર પણ તેના મનમાં કદી આવતો ન હતો.

જીવનમરણના પ્રશ્નને ઉકેલવાની આવી સાદી, વ્યાવહારિક અને સામાન્ય સમજમાં ઉતરી જાય એવી પોતાની સ્વભાવગત ફિલસૂફી જર્ગિસના મનમાં ઠસાવવાનો તેણે અત્યારે યત્ન કરવા માંડયો, અને બોલતાં બોલતાં તેની આંખોમાંથી ખરી પડતાં આંસુએ તેની દલીલને ખૂબ અસરકારક બનાવી દીધી. તેણે ધીમે રહીને પોતાના મનની એક પછી એક વાત કહેવા માંડી. તેણે કહ્યું કે, ઓના તો હવે મરી પરવારી; પણ જેઓ હજી જીવતાં છે તેમને કાંઇ મરવા દેવાશે? તેમનું રખોપું તો આપણે કરવુંજ જોઇએ ને? તેણે એમ પણ કહી દીધું કે, હું જે કહું છું તે મારા પોતાના પેટનાં છોકરાંઓને માટે કહું છું એમ ન જાણવું. એ છોકરાંઓને માટે જે કરવું ઘટશે અને જે અમારાથી થઇ શકશે તે હું અને મેરિજા બેઉ મળીને કરી છૂટીશું. પણ હું જે કહું છું તે તો આ એન્ટેનાસને માટે કહું છું—ઓનાના અને તમારા પુત્રને માટે કહું છું. ઓના મરી ગઈ પણ તેના નાના પુત્રને તમારા હાથમાં સોંપીને ગઇ છે. ઓનાનું એ એકલુંજ સંભારણું છે. એ પુત્રને જાળવવો, તેને ઉછેરીને મોટો કરવો એ તમારી મોટામાં

મોટી ફરજ છે. માટે અત્યારે તો તમારે કાળજું કઠણ કરીને એ છોકરાનું જતન કરવાને માટે જે કાંઈ કરવું ઘટે તે કરવા તમારે મંડી જવુંજ જોઇએ. એના આ પ્રમાણે કમોતે મરી ગઇ એ વાત છે તો ઘણીજ ભયંકર, ઘણીજ વસમી અને કાળજું વલોવી નાખે એવી, પણ થોડા મહિના થયાં તેના મન ઉપર અને શરીર ઉપર જે કાંઇ વીત્યું હતું તે જોતાં આવું પરિણામ આવવુંજ જોઇતું હતું. એના જેવી કોમળ હૈયાની છોકરીને માટે આવી માનસિક અને શારીરિક વિપત્તિનો બોજો અસહ્યજ હતો. તે આવી હાડમારીઓના ધક્કા ઝીલવા સરજાઇ ન હતી. તે કુમળા ફૂલ જેવી હતી. તેણે આટલો તાપ ઝીલ્યો અને આટલું જીવી તે પણ તેણે તેના ગજા ઉપરાંતની સહનશીલતા બતાવી. આજે તેને રીતસર દટાવવાના પણ આપણી પાસે પૈસા નથી એ વાત અસહ્ય તો છેજ. તેને માટે શોક કરવાનો આપણને એક દિવસનો પણ અવકાશ રહ્યો નથી એ વાત પણ તેટલીજ અસહ્ય છે. પરંતુ જે છે તે એ છે. આપણે જે સંજોગોની વચ્ચે જીવીએ છીએ તેમને તો આપણે અત્યારે ને અત્યારે ફેરવી શકવાનાં નથી. પણ એ સંજોગો ગમે તેવા પ્રતિકૂળ હોય તો પણ આપણે કુટુંબના રક્ષણને માટે શું કરી શકીએ તેનો આપણે વિચાર કરી લેવો જોઇએ. છોકરાં ભૂખે મરે છે, ટાઢે ઠૂઠવાય છે. ઘરનું ભાડું ચઢતુંજ જાય છે. એનિલિ ડોસી આપણી એ આંખની શરમ ક્યાં સુધી રાખશે? તેને પણ ભાડા પેટે કાંઇક તો આપવુંજ જોઇશે ને? છોકરાંને લૂખુંપાખું પણ ખવરાવવુંજ જોઇશે ને? આપણે અત્યારે ખરેખરી જીવનમરણની ઘાંટીમાં થઇને પસાર થઇએ છીએ. આપણે અત્યાર સુધી જે ભૂલો કરી તે કરી, પણ હવે જો નવી ભૂલ કરીશું તો છોકરાં મરી જશે—આપણે મોટાં મરી જઇએ તે તો જાણ્યે સમજ્યાં. પણ આપણે જીવતાં હોઇએ ત્યાં સુધી આપણી આંખ આગળ છોકરાંને ભૂખે મરવા દેવાશે? તમે મરદ છો, કાળજું કઠણ કરો, શોકને વિસારે મૂકો. આ નાના એન્ટેનાસના ભણી જુઓ—એની મરી ગએલી માને ખાતર એને ઉછેરીને મોટો કરવાની જવાબદારી તમારે લેવી જોઇએ તે લેવાને તૈયાર થઈ જાઓ. ઘર તો ગયું એટલે ઘરને લગતી જે ઉપાધિઓ વળગેલી તે પણ તેની સાથે સાથે ગઈ, જે થયું તે ઠીકજ થયું. મૂઓ વર અને બળી જાન. તમે ટટાર થઇને થાય તેટલી મહેનત કરવા માંડશો તો થોડાજ દિવસમાં આપણે પાછાં ઉભાં થઈ જઇશું, આપણે માથે જે ભયની વાદળી ઝઝૂમે છે તે જશે, નાનાં છોકરાં પણ તેમનાથી થાય તેટલું કરશે, જેનાથી

કમાઈ શકાશે તેટલું કમાઇને ઘેર લાવશે. ફક્ત તમે એકલાજ નાહિંમત ના થાઓ, તમે એકલાજ બધું પાછળનું દુ:ખ વિસારે નાખીને, ભવિષ્યની સામે નજર રાખીને ટટાર થઇ જાઓ તો બગડી ગએલી બાજી આપણે સુધારી શકીશું. તમારા ઉપર આખા ઘરની સલામતીનો આધાર છે. તમે હાર્યા તો પછી બધું ઘર હાર્યું, તમે હતાશ થઈ જશો તો સૌનું આવી બન્યુંજ જાણજો. એલ્ઝબિટા આ પ્રમાણે બોલતી ગઇ. તેની વાણીમાં બળ આવી ગયું હતું. તેના શબ્દેશબ્દમાં તેના હૈયાના ઉંડા દર્દનો ધક્કો હતો. આ એકજ ક્ષણ એવી હતી કે તેને માટે—તેનાં બચ્ચાંઓને માટે—ખરેખરી અણીની હતી. તેમના જીવન—મરણનો પ્રશ્ન ત્રાજવે તોળાઇ રહ્યો હતો. જર્ગિસ દારૂ પીતો થશે તો શું થશે તેની તેને બીક હતીજ નહિ; કારણ કે તેની પાસે દારૂ પીવાના પૈસાજ ન હતા. પણ તેના મનમાં જે ખરેખરી બીક પેસી ગઇ હતી તે એ હતી કે, જર્ગિસ શોકનો માર્યો ઘરમાંથી નાસી જશે અને જોનાસની પેઠે રવડતો થઇ જશે.

જર્ગિસે બધુંજ સાંભળી લીધું. તેની સ્ત્રીનો મૃતદેહ તો તેની આંખો આગળજ હજી પડયો હતો તેથી તેના સાંનિધ્યમાં તેના પુત્રનો દ્રોહ કરવા જેવો વિચાર તેના મનમાં આવેજ કેવી રીતે ? એલ્ઝબિટાને જેટલું કહેવાનું હતું તે બધું તે કહી પરવારી ત્યારે તે બોલ્યો: "એન્ટેનાસના હિતનો વિચાર કરીને હું ફરીથી એક વાર પ્રયત્ન કરી જોઇશ. એ નાનકડા જીવને જીવતા રહેવાની એક તક તો હું આપીશ. આવતી કાલેજ—ઓનાના મૃતદેહને છેલ્લા સંસ્કાર થાય તેટલો વખત પણ ન ગુમાવતાં—કાલે સવારના પહોરમાંજ હું નોકરી શોધવા નીકળી પડીશ. ગમે તેમ થશે તો પણ હું મારો બોલ પાળ્યા વિના નહિ રહું એટલો તમે મારા ઉપર વિશ્વાસ રાખો."

બીજા દહાડાનું પ્રભાત થયું એટલે તેનું માથું તો તૂટી પડતું હતું, તેનું કાળજું હજી ચીરાઇ જતું હતું તો પણ પોતાની જાતનો લેશ માત્ર પણ વિચાર કર્યા વગર તે ઘરમાંથી નીકળી પડયો. પહેલો તો ડરહામ કંપનીની હાડકાંના ખાતરની મીલમાં ગયો. તેની મૂળ જગ્યા જો મળે તો તે લઇજ લેવી, એવા વિચારથી તે પોતાના ઉપરીની આગળ જઇને ઉભો રહ્યો. પણ પેલાએ તો તેને જોતાની સાથેજ ડોકું ધુણાવીને કહ્યું કે, તારી જગ્યા અમે ઘણા દિવસથી પૂરી નાખી છે અને હવે તારે સારૂ અમારા કારખાનામાં કોઇ ખાલી જગ્યા છેજ નહિ.

જતાં જતાં જર્ગિસે તેને પૂછી જોયું: "એકાદ જગ્યા ખાલી

પડવાની વકી હોય તો ભલે હું થોડા દિવસ રાહ જોઇશ."

પેલાએ કહ્યું: "ના, ના, રાહ જોવાથી તારૂં કશુંજ વળે એમ નથી—અમારે ત્યાં અમે તને રાખવાના નથી—આજેય નહિ અને ભવિષ્યમાં પણ નહિ. તારે હવેથી અહીં નોકરી કરવાનો વિચારેજ મનમાંથી કાઢી નાખવો."

જર્ગિસ તો તેના સામે જોતોજ ઉભો રહ્યો અને હવે શું કરવું અથવા એને વધારે કહેવું કે ન કહેવું તેની તેને કશી સૂઝજ ન પડી. આખરે તેણે પૂછ્યું: "પણ છે શું તે તો મને કહેશો ને? હું મારૂં કામ બરાબર કરતો ન હતો?"

પણ પેલા અમલદારે તો તેની સામે તદ્દન બેપરવાઇથી જોયું અને કહ્યું: "મેં તને એક વાર તો કહ્યું કે અમારે ત્યાં તારે માટે કાંઇ થઈ શકે એમ નથી."

આ બનાવની પાછળ રહેલા ભયંકર છુપા ભેદને વિષે જર્ગિસને શક ગયો અને તે ત્યાંથી વીલે મોઢે, નાઉમેદ થઇને, અપમાનથી તેના અંતઃકરણને થતા ચણચણાટની પીડા અનુભવતો પાછો વળ્યો. હવે તો તેને માટે એકજ માર્ગ ખુલ્લો રહ્યો હતો: સવાર થાય એટલે કારખાનાના દરવાજા આગળ ભૂખ્યા બેકાર મવાલીઓનાં ટોળાં ઉભાં રહે છે તેમની સાથે ઉભા રહેવા સિવાય તેનાથી બીજું કાંઇજ થઇ શકે એવું ન હતું. એક કારખાનાના દરવાજા આગળ તેણે ભૂખ્યે પેટે પુરા બે કલાક સુધી તપ કર્યું અને જ્યારે પોલિસના સિપાઇઓએ દંડા મારી મારીને આખા ટોળાને ત્યાંથી વીખેરી નાખ્યું ત્યારે બીજાઓની સાથે તે પણ ત્યાંથી ચાલ્યો ગયો.

કસાઇખાનામાં તેણે અઢી વરસ સુધી નોકરી કરેલી તે દરમ્યાન તેણે ઘણા જણની સાથે ઓળખાણ કરી લીધું હતું. એ ઓળખીતાઓમાં દારૂની દુકાનોના માલિકો પણ હતા. તેઓ વધારે નહિ તો એકાદ દારૂની પ્યાલી અને થોડુંક ખાવાનું તો તેને ઉધાર આપતાં આંચકો ખાય એવા ન હતા. વળી મજૂર સંઘના સભાસદો પણ તેની આવી ખરેખરી ભીડને વખતે કાંઇક હાથઉછીનું આપે અથવા પોતાને ખરચે એકાદ ટંક ખવરાવે પણ ખરા. આ રીતે તેનો આહારનો પ્રશ્ન ઉકલી જતો હોવાથી આજ ને આજ નોકરી ન મળે તો તેથી તેને ભૂખે મરવું પડે એવી પરિસ્થિતિ ન હતી. તે ગમે ત્યાં જે મળી શકે તે ખાઇ લઇને નોકરીની શોધમાં આખો દિવસ ભટકયા કરે અને

અઠવાડીઆંઓ સુધી આ પ્રમાણે બીજા હજારો—લાખો—બેકાર લોકોની પેઠે નોકરીને માટે ઉમેદવારી કર્યાજ કરે તોપણ ચાલે એવું હતું. ઘરનાં માણસોને મદદ કરવાનો પ્રશ્ન તેની સામે ઉભો તો હતો, પણ જ્યારે ગમે તેટલી માથાકૂટ કરતાં પણ આખરે નોકરી નજ મળે ત્યારે તે કરે પણ શું ? તેની નૈતિક જવાબદારી તો રહેતીજ ન હતી. તે દરમ્યાન ટીટા એલ્ઝબિટા કાંઇ હાથ–પગ જોડીને બેસી રહે એવી ન હતી. તે આખા હાઇડ પાર્કના લત્તામાં બધે ફરી વળતી અને ભીખ માગીને કાંઇ ને કાંઇ લઇનેજ ઘેર આવતી. છોકરાંઓ પણ છાપાં વેચીને કાંઇક કમાઇને તો ઘેર લાવતાંજ હતાં તેમાંથી એનિલિના ઘરનું ભાડું પણ ચૂકવાતું અને બધાં લૂખું પાખું ખાઇને જીવતાં તો રહી શકતાંજ.

આ પ્રમાણે એકાદ અઠવાડિયું પસાર થઇ ગયું. તે દરમ્યાન જર્ગિસે નોકરીને માટે પુષ્કળ ફાંફાં મારી જોયાં. ટાઢો હીમ જેવો પવન વાતો હતો તો પણ બધે ભટકી વળ્યો. થાકતો ત્યારે વળી કોઇ દારૂની દુકાનમાં પણ પેસી જતો. એવામાં દૈવયોગે જોન્સ કંપનીના માંસના ડબ્બા ભરવાના વિભાગમાં ભોંયરાંની અંદર તેને નોકરીનો પત્તો લાગી ગયો. એ વિભાગનો એક મુકાદમ ખુલ્લી ઓસરીમાં થઇને જતો હશે તેની આગળ જર્ગિસે નોકરીને માટે યાચના કરી.

મુકાદમે તેને પૂછ્યું: "ઠેલણગાડીઓ ધકેલવાનું કામ કરીશ ?" તેના મોઢામાંથી આ સવાલ પૂરો નીકળે તે પહેલાં તો જર્ગિસ ઝટ લઇને બોલી ઉઠ્યો: "હા, સાહેબ."

"તારૂં નામ શું ?"

"જર્ગિસ રૂડકસ."

"પહેલાં કોઇ કારખાનામાં નોકરીએ રહેલો ?"

"હા સાહેબ."

"ક્યાં ?"

"બે જગ્યાએ—બ્રાઉન કંપનીના કસાઇખાનામાં અને ડરહામ કંપનીની હાડકાંના ખાતરની મીલમાં."

"ત્યાંથી તારે કેમ નોકરીઓ છોડવી પડેલી ?"

"પહેલી વાર તો મને અકસ્માત નડેલો અને બીજી વાર મને એક મહિનાની સજા થએલી."

"ઠીક, જોઇશું. અમે તને એક વાર અજમાવી જોઇશું. કાલે સવારે અહીં વહેલો આવીને મી. થોમસને મળજે."

બસ, હવે મને નોકરી મળી એ વધામણી ખાવાને માટે જર્ગિસ નાના છોકરાની પેઠે ઘેર દોડયો. ઘેર આવીને સૌને આજની બીના કહી અને કહ્યું કે, કાલથી હું નોકરીએ ચઢી જઇશ. પછી આપણા ખરાબમાં ખરાબ દહાડા તો પૂરાજ થયા એમ માની લોને. ઘરનાં માણસોએ પણ તે રાત હરખમાં ને હરખમાં પસાર કરી. સવાર પડતામાં તો જર્ગિસ ઉઠીને ઉભો થયો અને કારખાનું ઉઘડે તે પહેલાં અડધા કલાક આગળથી ત્યાં આગળ જઇને ઉભો રહ્યો. ત્યાર પછી થોડી વારે પેલો મુકાદમ ત્યાં આવી પહોંચ્યો અને જર્ગિસને જોઇને તેણે મોઢું બગાડયું.

તે બોલ્યો: "મેં જેને નોકરી આપવાનું વચન આપ્યું હતું તેજ તું કેની ?"

જર્ગિસ બોલ્યો: "હા સાહેબ."

"ઉંહ ! હું ઘણો દિલગીર છું. મારી કાલે ભૂલ થઇ ગઇ. હું તને નહિ રાખી શકું."

જર્ગિસ આભો બની ગયો અને તેની સામે ફાટે ડોળે જોઇ રહ્યો. પછી તેણે પૂછ્યું: "કેમ, એટલી વારમાં શું થઇ ગયું ?"

પેલો બોલ્યો: "કાંઇ નહિ, તને નોકરી નહિ મળે એજ."

ખાતરની મીલના ઉપરીએ તેની સામે જેવી દ્વેષભાવથી ભરેલી નિષ્ઠુર દૃષ્ટિ કરી હતી બરાબર તેવોજ ભાવ જર્ગિસે આ માણસની આંખોમાં પણ જોયો. હવે એની સાથે વધારે રકઝક કરવામાં કશો અર્થ નથી એવું તે સમજીજ ગયો, તેથી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી ચાલતો થયો.

ત્યાંથી તે ચાલ્યો ચાલ્યો દારૂના પીઠામાં પેઠો. હવે તેને સારૂ બીજે કોઇ ઠેકાણે જવાનું રહ્યું હતુંજ કયાં ? પીઠામાં તેના કરતાં વધારે અનુભવી માણસોએ પેલા મુકાદમના વર્તનનો બધો ભેદ તેને સમજાવા દીધો, અને બેઉ જગ્યાએથી ઝાડુ મળવાનું ખરૂં કારણ, જેને વિષે તેના પોતાના મનમાં પણ સંદેહ તો ઉત્પન્ન થયોજ હતો, તે કારણ પણ તેઓએ તેને કહી નાખ્યું. તેઓ તેની સાથે વાત કરતા ગયા અને તેના તરફ દયાર્દ્ર દૃષ્ટિએ જોતા ગયા. એ દૃષ્ટિમાં તેમની

સૌની સમવેદનાનું પ્રતિબિંબ પડતું હતું, કારણકે સૌ મજૂરજ હતા, જુલમગારોના જુલમના એકસરખા શિકાર હતા. તેમણે તેને કહ્યું કે, તને બબ્બે જગ્યાએથી ઝાડુ માર્યું એનો અર્થ એટલોજ કે, તારૂં નામ કારખાનાવાળાઓને કાળે ચોપડે ચઢી ચૂક્યું છે. તું જ્યાં જઇશ ત્યાં તને એવો ને એવોજ સૂકો જવાબ મળશે. તેમણે તેને પૂછ્યું કે, તેં કર્યું'તું શું? જવાબ મળ્યો કે, મેં મારા ઉપરી અમલદારને જમીન ઉપર ઝીકી નાખ્યો હતો. ત્યારે તો પેલા કહે કે તારે પોતેજ સમજી લેવું જોઇતું હતું અને નોકરીને સારૂ કોઇને કશું કહેવાની જરૂરજ ન હતી. ઉપરી અમલદારને માર્યા પછી અને તે અપરાધને માટે જેલમાં જઇ આવ્યા પછી તું પાછો નોકરીની આશા રાખે એ તારી કાંઇ થોડી હિમ્મત કહેવાય? ભલા માણસ! હવે આખા પૅકિંગ્ટાઉનના કોઇ પણ કારખાનામાં તારે નોકરીની મુદ્દલે આશા રાખવીજ નહિ. તને પૅકિંગ્ટાઉનમાં નોકરી મળે તે કરતાં તો તું શિકાગો શહેરના લૉર્ડ મેયર તરીકે ચૂંટાય એ વધારે બનવા જોગ છે! અમને તો એજ નવાઈ લાગે છે કે, તેં જેલમાંથી છૂટીને આવ્યા પછી નોકરી ખોળવા પાછળ આટલા બધા દિવસ ફોકટમાં ગુમાવ્યાજ શા માટે? તું આટલો વખત અહીં રહ્યો અને એટલુંય ન સમજ્યો કે, અહીં જુદાં જુદાં કારખાનાં છે એવું કહેવાય છે, પણ તે ખરી રીતે જુદાં જુદાં છેજ નહિ. એ બધાંનું તંત્ર એકજ છે. એમને કારખાનાં કહેવા કરતાં કારખાનાંઓનું સહકારી મંડળ કહીએ તો વધારે વાજબી કહેવાય. તમામ કારખાનાંઓની નીતિ એકજ ધોરણ ઉપર અને એકજ દૃષ્ટિબિન્દુથી રચાય છે તથા તેનો અમલ પણ એકસરખી રીતેજ થાય છે. તારૂં નામ અહીંના એકેએક કારખાનાના, નાની મોટી એકેએક ઑફિસના અને એકેએક દુકાનના માલિકની ખાનગી યાદીમાં ચઢી ચૂક્યું છે. અમે તો એટલે સુધી કહેવાની હિમ્મત ચલાવીએ છીએ કે, આટલા વખતમાં તો તારૂં નામ સેન્ટ લૂઇ, ન્યૂયૉર્ક, ઓમાહા, બોસ્ટન, કેન્સાસ અને સેન્ટ જોસેફ, એ બધાં શહેરે શહેરમાં પહોંચી ગએલું હોવુંજ જોઇએ. તું ત્યાં જઇને ત્યાંનાં કોઇ કારખાનામાં નોકરી માગીશ તો તારૂં નામ સાંભળતાની સાથેજ તને આજે જેવો જવાબ મળ્યો તેવોજ જવાબ ત્યાં પણ મળશે. આખા અમેરિકાના સંયુક્ત રાજ્યના કોઇ પણ કસાઇખાનામાં, માંસના ડબ્બા ભરવાના કોઇ પણ કારખાનામાં તારે હવે આ ભવમાં તો નોકરી કરવાની આશાજ મૂકી દેવી. એક કારખાનાનો તારે વિષે ખરાબ રિપોર્ટ ગયો એટલે બધાં કારખાનાંએ તને વગર તપાસે, વગર પૂછ્યે, તારે તારા બચાવમાં

કાંઇ કહેવાનું છે કે નહિ તે સાંભળવાની પરવા કર્યા વગરજ તારા ઉપર એમનું એમ હુકમનામું કરીજ નાખ્યું અને ગુનેગાર ગણીને તને સજા પણ કરી નાખી. આ હુકમનામા ઉપર નથી કોઇ તારી દાદ ફરિયાદ સાંભળવાનું કે નથી તારે અપીલ કરવાની. તારૂં થઇ ચૂક્યું. આ લોકોની જ્યાં જ્યાં લાગવગ પહોંચતી હશે, ત્યાં ત્યાંથી તને ઝાડુજ મળશે. તું કદાચ એમ કહે કે, હું ઢોરનું છાણ ઉપાડવા રહીશ અથવા માંસથી ભરેલી ઠેલણગાડીઓને ધકેલવાનું કામ કરીશ તો પણ તને તો નન્નો સંભળાવી દેશે. તારે ખાત્રી કરવા હોય તો જાતે પરીક્ષા કરીને જો. તારા જેવા બીજા સેંકડો માણસોએ આ બાબતની પરીક્ષા કરી છે અને તેમના અનુભવો અમને કહ્યા છે તે ઉપરથી અમે તને કહીએ છીએ. તને વિશ્વાસ ન આવતો હોય તો હજી વળી થોડા દિવસ વધારે બગાડ. પણ જ્યારે બધેથી તું આવો ને આવોજ જવાબ સાંભળીશ ત્યારે તારે કબૂલ કરવું પડશે કે, અમે કહીએ છીએ તે ખરૂં છે. તેઓ તને ફક્ત નન્નોજ સંભળાવશે—કશો ખુલાસો નહિ કરે—શા માટે નોકરીએ નથી રાખતા તેનું કશુંજ કારણ નહિં કહે. પેલા મુકાદમે તને જે કહ્યું તેના કરતાં એક અક્ષર પણ કોઇ વધારે નહિ કહે. બસ, એનો એજ—છાપખાનામાં છપાવીને તૈયાર રાખ્યો હોય એવો એકસરખો સૂકો ને સટ જવાબ! પહેલાં તારી સાથે ડાહી ડાહી વાતો કરશે, નોકરીએ રાખવાનું વચન પણ આપશે; પણ નોકરીએ ચઢાવવાનો વખત આવશે એટલે તને કહેશે કે, અમારે તારો ખપ નથી, તું કદાચ તારૂં નામ બદલી નાખે તો પણ તારો દહાડો નહિ વળે; કારણ કે કંપનીના છુપા જાસૂસો ખાસ એટલાજ કામ માટે ચારે તરફ નજર રાખતા ફરે છે. કદાચ બીજે નામે તું કોઈ ઠેકાણે નોકરીએ રહી પણ જાય, પરંતુ ત્રણજ દહાડામાં એ જાસૂસો તને પકડી પાડશે અને ત્યાંથી તને ખંખેરી કઢાવશે. કંપનીના માલિકો તેમના જાસૂસી ખાતા પાછળ આટલો બધો ખરચ કરે છે તે નકામો નથી કરતા. એ ખાતાની સફળતા ઉપર તો તેમની કરોડો રૂપીઆની કમાણીનો આધાર રહેલો છે. મજૂરસંઘની ચળવળને અને રાજનૈતિક અસંતોષને મૂળમાંથીજ દબાવી દેવાનું, ચળવળ કરનારા આગેવાન મજૂરોને પકડી પકડીને ઠેકાણે કરી દેવાનું અને આખી મજૂર આલમને હમેશાં ધાકમાં ને ધાકમાં રાખવાનું તેમની પાસે આ એક અમોઘ સાધન છે અને એ સાધનને તેઓ હંમેશાં સતેજજ રાખે છે.

જર્ગિસ પછી ત્યાંથી ઉઠીને ઘેર ગયો અને ઘરનાં માણસોની નાની સરખી સભા આગળ તેણે પોતાના નવા કમનસીબની કહાણી

સૌની સમવેદનાનું પ્રતિબિંબ પડતું હતું, કારણકે સૌ મજૂરજ હતા, જુલમગારોના જુલમના એકસરખા શિકાર હતા. તેમણે તેને કહ્યું કે, તને બબ્બે જગ્યાએથી ઝાડુ માર્યું એનો અર્થ એટલોજ કે, તારૂં નામ કારખાનાવાળાઓને કાળે ચોપડે ચઢી ચૂક્યું છે. તું જ્યાં જઇશ ત્યાં તને એવો ને એવોજ સૂકો જવાબ મળશે. તેમણે તેને પૂછ્યું કે, તેં કર્યું"તું શું ? જવાબ મળ્યો કે, મેં મારા ઉપરી અમલદારને જમીન ઉપર ઝીકી નાખ્યો હતો. ત્યારે તો પેલા કહે કે તારે પોતેજ સમજી લેવું જોઇતું હતું અને નોકરીને સારૂ કોઇને કશું કહેવાની જરૂરજ ન હતી. ઉપરી અમલદારને માર્યા પછી અને તે અપરાધને માટે જેલમાં જઇ આવ્યા પછી તું પાછો નોકરીની આશા રાખે એ તારી કાંઇ થોડી હિમ્મત કહેવાય ? ભલા માણસ ! હવે આખા પૅકિં-ગ્ટાઉનના કોઇ પણ કારખાનામાં તારે નોકરીની મુદ્દલે આશા રાખ-વીજ નહિ. તને પૅકિંગ્ટાઉનમાં નોકરી મળે તે કરતાં તો તું શિકાગો શહેરના લૉર્ડ મેયર તરીકે ચૂંટાય એ વધારે બનવા જોગ છે ! અમને તો એજ નવાઈ લાગે છે કે, તેં જેલમાંથી છૂટીને આવ્યા પછી નોકરી ખોળવા પાછળ આટલા બધા દિવસ ફોકટમાં ગુમાવ્યાજ શા માટે ? તું આટલો વખત અહીં રહ્યો અને એટલુંય ન સમજ્યો કે, અહીં જુદાં જુદાં કારખાનાં છે એવું કહેવાય છે, પણ તે ખરી રીતે જુદાં જુદાં છેજ નહિ. એ બધાંનું તંત્ર એકજ છે. એમને કારખાનાં કહેવા કરતાં કારખાનાંઓનું સહકારી મંડળ કહીએ તો વધારે વાજબી કહે-વાય. તમામ કારખાનાંઓની નીતિ એકજ ધોરણ ઉપર અને એકજ દૃષ્ટિબિન્દુથી રચાય છે તથા તેનો અમલ પણ એકસરખી રીતેજ થાય છે. તારૂં નામ અહીંના એકેએક કારખાનાના, નાની મોટી એકેએક ઑફિસના અને એકેએક દુકાનના માલિકની ખાનગી યાદીમાં ચઢી ચૂક્યું છે. અમે તો એટલે સુધી કહેવાની હિમ્મત ચલાવીએ છીએ કે, આટલા વખતમાં તો તારૂં નામ સેન્ટ લૂઇ, ન્યૂયૉર્ક, ઓમાહા, બોસ્ટન, કેન્સાસ અને સેન્ટ જોસેફ, એ બધાં શહેરે શહેરમાં પહોંચી ગએલું હોવુંજ જોઇએ. તું ત્યાં જઇને ત્યાંનાં કોઇ કારખાનામાં નોકરી માગીશ તો તારૂં નામ સાંભળતાની સાથેજ તને આજે જેવો જવાબ મળ્યો તેવોજ જવાબ ત્યાં પણ મળશે. આખા અમેરિકાના સંયુક્ત રાજ્યના કોઇ પણ કસાઇખાનામાં, માંસના ડબ્બા ભરવાના કોઇ પણ કારખાનામાં તારે હવે આ ભવમાં તો નોકરી કરવાની આશાજ મૂકી દેવી. એક કારખાનાનો તારે વિષે ખરાબ રિપોર્ટ ગયો એટલે બધાં કારખાનાંએ તને વગર તપાસે, વગર પૂછ્યે, તારે તારા બચાવમાં

કાંઇ કહેવાનું છે કે નહિ તે સાંભળવાની પરવા કર્યા વગરજ તારા ઉપર એમનું એમ હુકમનામું કરીજ નાખ્યું અને ગુનેગાર ગણીને તને સજા પણ કરી નાખી. આ હુકમનામા ઉપર નથી કોઇ તારી દાદ ફરિયાદ સાંભળવાનું કે નથી તારે અપીલ કરવાની. તારૂં થઇ ચૂક્યું. આ લોકોની જ્યાં જ્યાં લાગવગ પહોંચતી હશે, ત્યાં ત્યાંથી તને ઝાકુજ મળશે. તું કદાચ એમ કહે કે, હું ઢોરનું છાણ ઉપાડવા રહીશ અથવા માંસથી ભરેલી ઠેલણગાડીઓને ધકેલવાનું કામ કરીશ તો પણ તને તો નન્નો સંભળાવી દેશે. તારે ખાત્રી કરવા હોય તો જાતે પરીક્ષા કરીને જો. તારા જેવા બીજા સેંકડો માણસોએ આ બાબતની પરીક્ષા કરી છે અને તેમના અનુભવો અમને કહ્યા છે તે ઉપરથી અમે તને કહીએ છીએ. તને વિશ્વાસ ન આવતો હોય તો હજી વળી થોડા દિવસ વધારે બગાડ. પણ જ્યારે બધેથી તું આવો ને આવોજ જવાબ સાંભળીશ ત્યારે તારે કબૂલ કરવું પડશે કે, અમે કહીએ છીએ તે ખરૂં છે. તેઓ તને ફક્ત નન્નોજ સંભળાવશે—કશો ખુલાસો નહિ કરે—શા માટે નોકરીએ નથી રાખતા તેનું કશુંજ કારણ નહિ કહે. પેલા મુકાદમે તને જે કહ્યું તેના કરતાં એક અક્ષર પણ કોઇ વધારે નહિ કહે. બસ, એનો એજ—છાપખાનામાં છપાવીને તૈયાર રાખ્યો હોય એવો એકસરખો સૂકો ને સટ જવાબ! પહેલાં તારી સાથે ડાહી ડાહી વાતો કરશે, નોકરીએ રાખવાનું વચન પણ આપશે; પણ નોકરીએ ચઢાવવાનો વખત આવશે એટલે તને કહેશે કે, અમારે તારો ખપ નથી, તું કદાચ તારૂં નામ બદલી નાખે તો પણ તારો દહાડો નહિ વળે; કારણ કે કંપનીના છુપા જાસૂસો ખાસ એટલાજ કામ માટે ચારે તરફ નજર રાખતા ફરે છે. કદાચ બીજે નામે તું કોઇ ઠેકાણે નોકરીએ રહી પણ જાય, પરંતુ ત્રણજ દહાડામાં એ જાસૂસો તને પકડી પાડશે અને ત્યાંથી તને ખંખેરી કઢાવશે. કંપનીના માલિકો તેમના જાસૂસી ખાતા પાછળ આટલો બધો ખરચ કરે છે તે નકામો નથી કરતા. એ ખાતાની સફળતા ઉપર તો તેમની કરોડો રૂપીઆની કમાણીનો આધાર રહેલો છે. મજૂરસંઘની ચળવળને અને રાજનૈતિક અસંતોષને મૂળમાંથીજ દબાવી દેવાનું, ચળવળ કરનારા આગેવાન મજૂરોને પકડી પકડીને ઠેકાણે કરી દેવાનું અને આખી મજૂર આલમને હમેશાં ધાકમાં ને ધાકમાં રાખવાનું તેમની પાસે આ એક અમોઘ સાધન છે અને એ સાધનને તેઓ હંમેશાં સતેજજ રાખે છે.

જર્ગિસ પછી ત્યાંથી ઉઠીને ઘેર ગયો અને ઘરનાં માણસોની નાની સરખી સભા આગળ તેણે પોતાના નવા કમનસીબની કહાણી

કહી સંભળાવી. હવે તો ક્રૂરતાની હદજ આવી ગઇ હતી, વૈરભાવનો આડો આંક વળી ગયો હતો. જર્গিસે હવે પોતાનું પેટ ભરવાને ક્યાં જવું? તે પોતાનું મૂળ વતન છોડીને આ પરગણામાં આવીને વસ્યો હતો, આ ઠેકાણેજ તેણે ઘર વસાવ્યું હતું. તેના ઓળખીતાઓ, મિત્રો બધાય અહીંજ રહેતા હતા. આ પરગણાની બહાર તેને કોઈ ઓળખતું પણ ન હતું. બહાર ચાલ્યો જાય તો ત્યાં કોઇની પણ મદદ મળવાનો લગારે સંભવ ન હતો, પગ મૂકીને ઉભા રહેવાનું પણ ઠેકાણું ન હતું. તેણે હવે શું કરવું? આ પરગણામાં તો નોકરીનાં, આજીવિકા મેળવવાનાં તમામ દ્વાર તેને માટે બંધ થઇ ગયાં હતાં. પેકિંગટાઉનમાં તો માત્ર કસાઇખાનાં અને એજ ધંધાને લગતાં નાનાં મોટાં કારખાનાં સિવાય બીજો કશો ઉદ્યોગ હતોજ નહિ અને તેમાંના કોઇ પણ કારખાનામાં તેને નોકરી મળવાનો જરા જેટલો પણ સંભવ રહ્યો ન હતો. એનો અર્થ એજ થયો કે, કારખાનાના માલિકોએ તેને દેશવટો લેવડાવ્યો, તેને તેના ઘરમાંથી પણ કાઢી મુકાવ્યો. આ ક્રૂરતા તો કાંઈ ઓછી કહેવાય?

અડધી રાત ગઈ ત્યાં સુધી તેણે, મેરિજાએ અને એલ્ઝબિટાએ ઘણો વિચાર કર્યો, ઘણી ચર્ચા કરી, કાંઇ કાંઇ યોજનાઓ વિચારી કાઢી અને ભાંગી નાખી. છેવટે બધાંએ મળીને એવું નક્કી કર્યું કે, શહેરના બીજા ભાગમાં જ્યાં છોકરાંઓ છાપાં વેચતાં ફરતાં હતાં ત્યાં હવે જર્গিসে નોકરીની તલાશ કરવી. પણ એમ કરવામાંય એક વાંધો હતો. મેરિજાનો હાથ હવે સારો થવા આવ્યો હતો અને ‘કસાઇખાનાના ગમે તે એકાદ કારખાનામાં મને નોકરી મળી જશે’ એવી તેને આશા હતી. તેનો એક વેળાનો પ્રિયતમ ટેમોઝિયસ હજી તેના હૈયામાંથી ખસ્યો ન હતો; જો કે બેઉને મહિનામાં એક વાર પણ મળવાનો જોગ આવતો ન હતો. આટલું છતાં પણ તેને સદાને માટે છોડી દઇને આઘે ચાલ્યા જવાનો વિચાર મેરિજાને સાલતો હતો અને તેમ કરવાને તેનું મન અચકાતું હતું. બીજું એલ્ઝબિટાને પણ એવી ભાળ મળી હતી કે, ડરહામ કંપનીની ઑફિસોમાં ઝાડુ કાઢનારીઓમાંથી એકની જગ્યા ખાલી પડી છે અને તે કદાચ તેને મળે પણ ખરી. તેણે કોઇની મારફતે પૂછપરછ કરાવી હતી, પણ હજી છેલ્લો જવાબ મળ્યો ન હતો. પણ ત્યાંથી ‘હા—ના’નો જવાબ મળતા પહેલાં અહીંથી આપણે ચાલ્યાં જઇએ એ ઠીક નહિ. કારણ કે જ્યાં જઇશું ત્યાં પણ આપણે સારૂ થોડી નોકરી તૈયાર કરી મૂકી છે? એટલે વળી પાછી ચર્ચા ચાલી. આખરે એવો તોડ કાઢયો કે, જર્গিসে એકલાએજ અહીંથી ચાલ્યા

જવું અને ત્યાં પોતાનું ફોડી લેવું. જો તે નોકરીએ લાગી જાય તો પછી બધાંએ અહીંથી ઉઠીને ત્યાં રહેવા જવું કે નહિ તે સવાલનો નિર્ણય હમણાં નહિ પણ તે વખતે કરી લેવો. ત્યાં અજાણ્યા લત્તામાં જર્ગિસને કોઇ ઓળખતું ન હતું તેથી કોઇની પાસેથી કશું હાથઉછીનું મળે અથવા કોઇ દુકાનવાળો તેને ઉધાર ખવડાવે એવી આશા રાખવી ફોકટ હતી. ત્યારે નોકરી મળતા સુધી જર્ગિસે ખાવું શું? વળી જો તે ભીખ માગવા જાય તો પોલિસ તેને પકડીને ભામટા તરીકે તેના ઉપર કામ ચલાવે અને થોડા દિવસ પાછી જેલની કોટડીની હવા ખવરાવે. આનો રસ્તો તેમણે એવી રીતે કાઢ્યો કે, છોકરાંઓમાંથી ગમે તે એક જણે તેને ખોળી કાઢવો અને તેમની છાપાંની કમાણીમાંથી રોજ ૧૫ સેન્ટ તેને આપવા અને એટલામાં જર્ગિસે નોકરી મળતા સુધી ગમે તેમ કરીને ગુજારો કરી લેવો. તેણે આ ઠરાવ કબૂલ કર્યો અને ચાલ્યા જવાની તૈયારી કરી. હમણાં તો તેને માત્ર એકજ કામ કરવાનું હતું. આખો દિવસ સવારથી તે રાત્રે અંધારૂં થાય અને દુકાનો, ઑફિસો તથા કારખાનાં બંધ થાય ત્યાં લગી તેણે પોતાના જેવા સેંકડો હજારો મવાલીઓનાં ટોળાં ભેગા ભટક્યા કરવું, નોકરીને માટે કાગને ડોળે રાહ જોવી અને બધો વેપાર-રોજગાર બંધ થઇ જાય ત્યારે મધરાત થતા સુધી કાં તો મોટાર લૉરીની નીચે અથવા તો કોઇ દુકાનનાં પગથીઆં આગળ લપાઇને ટાઢમાં ઠૂંઠવાતા બેસી રહેવું અને મધરાત થયા પછી જ્યારે પોલિસનાં સ્ટેશનહાઉસ ઉઘડે ત્યારે ધક્કામુક્કી કરીને તેમાં વહેલા વહેલા પેસી જવું અને વળી ભોગજોગે એકાદ છાપું મળી જાય તો તેનું બિછાનું બનાવીને તેના ઉપર સૂઇને દારૂ અને તંબાકુથી ગંધાતા, માંકણ, ચાંચડ અને જૂથી ખદબદતા, નાના પ્રકારના રોગથી પચપચી રહેલા ભિખારીઓ, મવાલીઓ અને ભામટાઓની સોબતમાં રાત પસાર કરવી—બસ, એટલુંજ હવે તેને માટે બાકી રહ્યું હતું.





# प्रकरण २१ मुं

આવડા મોટા શિકાગો શહેરની શેરીએ શેરીએ અને ગલીએ ગલીએ દસ દહાડા સુધી જર્ગિસ પેટે પાટા બાંધીને નોકરીની તલાશમાં ભટકી વળ્યો. ચાલતાં ચાલતાં તેના ટાંટીઆ ફરી જતા હતા અને માથે અંધારાં આવતાં હતાં; પણ શો ઉપાય ? તે જ્યાં ગયો ત્યાં 'મને નોકરીએ રાખો,' 'મને નોકરીએ રાખો,' એવી ટહેલ નાખતો ગયો. એકેએક દુકાન, એકેએક ઑફિસ, એકેએક ઉપાહારગૃહ અને એકેએક વીશીનાં પગથીઆં તેણે ઘસી નાખ્યાં. ત્યારપછી કુરજાઓમાં, રેલ્વેની ગોદીઓમાં, માલ ભરવાની વખારોમાં, મીલોમાં, પરચૂરણ કારખાનાંઓમાં, જ્યાં આખી દુનિયાના વપરાશને માટે નિકાસ કરવાની વસ્તુઓ બનીને તૈયાર થતી હતી, ત્યાં એકેએક ઠેકાણે ફરી વળ્યો. આટલે બધે ભટક્યો ત્યારે માત્ર એક કે બેજ ઠેકાણે નોકરી ખાલી છે એવું કાને સાંભળવા પામ્યો. પણ એક એક જગ્યાને માટે સો સો બસો બસો ઉમેદવારો પડાપડી કરતા હતા તેથી તેમાં પણ તે ફાવ્યો નહિ. આ પ્રમાણે આખો દહાડો ભટકી ભટકીને થાકતો ત્યારે કોઇના બારણાને ઓથે, કોઇ દુકાનના ઓટલા ઉપર—જ્યાં આશરો મળી જાય ત્યાં ભરાઇ જઇને રાત કાઢી નાખતો. પણ એમ કરતાં એક દહાડો ટાઢ જતી જતી એક વાર ખૂબજ ઝપાટો મારતી ટાઢા હીમ જેવા અને શરીરની આરપાર નીકળી જાય એવા સૂસવાતા વાયરા વાવા લાગ્યા. વળી થર્મોમિટરનો પારો નીચે ઉતરતો ઉતરતો ઠેઠ શૂન્યથી પણ પાંચ અંશ નીચો ઉતરી ગયો, અને તે પણ સમી સાંજે. રાત પડયા પછી તો તે વળી એથી પણ વધારે નીચો જતો ગયો અને આખી રાત દર કલાકે વધારે ને વધારે નીચો ને નીચો ઉતરતોજ ગયો. ઘરબાર વિનાના મવાલીઓને માટે આજની રાત ખરેખરી કતલની રાત હતી. હેરિસન સ્ટ્રીટનું મોટું સ્ટેશન હાઉસ જ્યારે ઉઘડયું ત્યારે તેમાં પેસી જવાને માટે મવાલીઓએ અંદર અંદર જાદવાસ્થળીજ મંચાવી મૂકી. આ વખતે જર્ગિસને તેના કદાવર શરીરે

અને બાવડાંના જોરે વારી આપી. તે ખીજવાએલા જંગલી પશુની માફક બીજાઓને હડસેલે ચઢાવતો, જમીન ઉપર પડી ગએલાઓને ખૂંદતો કચરતો અંદર ઘૂસ્યો ત્યારે છેવટે તેને દાદરના એક પગથીઆ ઉપર બીજા બે જણના ભેગાભેગી દબાઇ ચંપાઇને બેસી રહેવા જેટલી જગ્યા મળી.

અહીં તેણે જેટલા દિવસ કાઢ્યા તેટલા દિવસ તેણે બીજાઓની સાથે બથ્થંબથ્થા કરીનેજ કાઢ્યા. કારખાનાંઓના દરવાજા આગળ ઉભા રહેવું હોય તો તે પણ લડે ત્યારેજ તેટલી જગ્યા મળે. શેરીએ શેરીએ ભટકવામાં પણ મવાલીઓ અને ભિખારીઓ તેની સાથે હરિફાઇ કરે અને લડે કે અમારા લત્તામાં તું વળી ક્યાંથી ઘૂસી ગયો? એક દિવસ તે સ્ટેશન આગળ જઇને ઉભો રહ્યો અને આગગાડીમાંથી ઉતરનારા મુસાફરોનાં પાકીટ કે પોટલાં ઉપાડી લેવાનું કામ કરી જોવા માંડયું ત્યારે તેને ખબર પડી કે, આ ધંધો તો અમુક મજૂરોએ પોતાનો એકહથ્થુ બનાવી દીધેલો છે. જરાક કોઈના સામાનને હાથ લગાડે એટલે તરતજ આઠ-દશ મજૂરો તેના ઉપર તૂટી પડે અને તેને જીવ લઇને નાસી જવું પડે. પોલિસના સિપાઇઓને તો પેલાઓએ અગાઉથી સાધી રાખેલાજ હોય તેથી તે ગમે તેટલી બૂમો પાડે તો પણ કોઇ તેનું સાંભળેજ નહિ, અને રસ્તા ઉપર ઉભેલો પોલિસનો સિપાઇ કાં તો અવળો ફરીને ઉભો રહે અથવા તો સામો તેનેજ દબડાવે.

આટલા દિવસ તે ભૂખથી છેક મરી તો નજ ગયો, કારણ કે પેલા છોકરાંઓમાંથી ગમે તે એક જણ તેને ખોળી કાઢીને થોડાક પૈસા આપી જતું હતું. તે પણ દરરોજ આવી મળશે કે નહિ, તેની પણ ખાત્રી તો નહિજ. કારણ કે એ દહાડામાં ટાઢનું જોર એટલું બધું હતું કે છોકરાંઓથી સહન થાય એવું હતુંજ નહિ. વળી તેમને પોતાને પણ ક્યાં નીરાંત હતી? તેમના ધંધામાં પણ તેમને પોતપોતાના હરિફોની સાથે ઝૂઝવાનું હતું અને કોઇ તેમના કરતાં જબરો નીકળી આવતો તો તે તેમને મારી ઝૂડીને તેમની પાસે જેટલા પૈસા એકઠા થયા હોય તેટલા બધાજ તફડાવી લેતો. કાયદો પણ તેમની વિરુદ્ધમાંજ હતો. દાખલા તરીકે વિલિમાસ હતો તો અગીઆર વરસનો, પણ આઠ વરસનો હોય એવડો દેખાતો હતો. એક દહાડો આંખે ચશ્માં પહેરીને નીકળેલાં એક કરડાં સ્વભાવનાં ડોસીમાએ તેને રસ્તામાં છાપાં વેચતો દીઠો એટલે તેમણે તો તેને ઉભો રાખીને ખૂબ ધમકાવ્યો અને કહ્યું કે, તું જો છાપાં વેચવાનું કામ છોડી દઇને નિશાળે

ભણવા નહિ જાય તો ભટકતા માણસો ઉપર નજર રાખનાર અમલદારને તારી પાછળ પાછળ મોકલીને તને પકડાવીશ. પણ આ પરમાર્થના પૂતળાને–નાનાં બાળકોની દાઝ જાણનાર પુણ્યાત્મા ડોસીમાને–મનમાં એવો વિચાર ન આવ્યો કે, આવડા નાના છોકરાને તેની માએ છાપાં વેચવા મોકલ્યો હશે તે વધારે પૈસા કમાવાના લોભે મોકલ્યો હશે કે ઘરમાં પૈસાની ખરેખરી તંગી પડી હશે તેથી નાછૂટકે તેને ઘરમાંથી બહાર કાઢ્યો હશે? જેઓ સમાજની સેવા કરવા નીકળે છે તેઓમાંથી પણ ઘણા થોડાનેજ સમાજના દર્દનો વિચાર કરવાનું સૂઝે છે. સમાજની એવી વિષમ અવસ્થા શા કારણથી થઇ કે નાનાં નાનાં છોકરા–છોકરીઓને કમાવા નીકળવું પડે છે; તેનો વિચાર તેઓ કેમ નથી કરતા? કારણ કે સમાજની સેવા કરવાનો અને ગરીબોની દાઝ જાણવાનો જેઓ દાવો કરે છે તેઓ પણ ગરીબોની ગર્દન ઉપરથી નીચે નથી ઉતરતા. તેમને તો ગરીબોની ગર્દન પર બેઠાં બેઠાંજ ગરીબોને મદદ કરવી છે. મૂડીવાદનું જે યંત્ર ગરીબોને પીસી રહ્યું છે તે યંત્રના ઉપર પોતાનો પણ હાથ છે, ગરીબોને પીસવામાં તેમનો પોતાનો પણ હિસ્સો છે એ વાત કોઇ કહે તો પણ તેમને ગળે નથી ઉતરતી. જેમની પાસે પોતાની વાજબી જરૂરીઆતના કરતાં વધારે સંપત્તિ એકઠી થઇ છે, પોતાની અથવા પોતાના બાપદાદાની સંપત્તિને જોરે જેમને સમાજસેવા કરવાની, પુસ્તકો રચવાની, ભાષણો આપવાની ફુરસદ મળે છે તેઓ તેમની વધારાની સંપત્તિ ઉપરનો હક છોડી દીધા વગર તેમજ ગરીબોની ગર્દન ઉપરથી નીચે ઉતરી પડયા વગર, ગરીબોને ગરીબ રાખનાર મૂડીવાદની જે દુષ્ટ પ્રથા ચાલી આવે છે તે પ્રથાના મૂળમાં ઘા કર્યા વગર, પોતાનાં એશઆરામનાં સાધનોમાંથી કાંઇ પણ ઓછું કર્યા વગર ગરીબાઇનો પ્રશ્ન ઉકેલવા ઇચ્છે છે. ગરીબાઇનો—માનવસમાજને લાગુ પડેલા એ વિષમ વ્યાધિનો—જો કોઇ ઇલાજ હોય તો તે સામ્યવાદ છે. સંપત્તિ ઉપર કોઇ અમુક વ્યક્તિનો નહિ પણ આખા રાષ્ટ્રનો પંચાયતી અધિકાર છે, એ સિદ્ધાંત જ્યારે અમલમાં આવશે ત્યારે જગતની આર્થિક ગૂંચવણોનો, સમાજમાં વ્યાપી રહેલી વિષમ અવસ્થાનો સાચો ઉકેલ થઇ જશે. ગરીબોનાં દુ:ખની આ જડને પકડયા વગર તેમને સહાય કરવાના જે જે પ્રયત્નો થાય છે, તે મૂળ દર્દને મટાડયા વગર ઉપર ઉપરથી મલમપટ્ટા કરવા જેવા છે. જગતમાં જેટલાં પરમાર્થનાં ખાતાં ચાલે છે તે બધાંજ શ્રીમંતોએ માંડેલી પરોપકારની રમતો છે. એક બાજુએ તેઓ સમાજના મોટા ભાગને ગરીબ અને પદદલિત રાખવાનાં કાર્યો કરતા

જાય છે અને વચમાં વચમાં પોતાની લૂંટમાંથી થોડોક હિસ્સો દુઃખીઆંઓનું દુઃખ ઓછું કરવામાં ખરચે છે. એનાથી બીજું કાંઇ ફળ આવતું નથી, પણ પીડાએલાં મનુષ્યોની પીડા લંબાયા કરે છે અને પરમાર્થના બહાના હેઠળ મૂડીવાદની દુષ્ટ પ્રથાને પોષણ મળે છે.

વિલિમાસને પેલાં ડોસીમાએ કાયદાનું ડરામણું બતાવીને ધમકાવ્યો, પણ એટલેથીજ તેનું તો પતી ગયું. બિચારી કૉટ્રિના ઉપર તો વળી એથી પણ વધારે વીત્યું. તે સ્ત્રીજાતિની હોવાથી તેના ઉપર પડેલી વિપત્તિ સ્ત્રીજાતિને માથે કોઇ કોઇ વાર આવી પડે છે તેવી ખાસ વિશેષ પ્રકારની વિપત્તિ હતી. એક દિવસ રાતને વખતે કોઇ અજાણ્યા માણસે તેનો હાથ પકડયો અને તેને ફોસલાવવા લાગ્યો કે, પેલા અંધારા ભોંયરામાં જવાનો દાદર છે ત્યાં મારી સાથે ચાલી આવ. આ અણીની વેળાએ કોઇ ત્યાં આવી પડયું તેથી પેલો બદમાસ ત્યાંથી નાસી છૂટ્યો; પણ કૉટ્રિનાના મનમાં તે દહાડાની એવી ધાક પેસી ગઇ કે ઘરથી બહાર પગ મૂકતાં પણ તે અચકાતી હતી અને છાપાં વેચવાનું કામ કરવા માટે તેના ઉપર ઘણુંજ દબાણ કરવું પડતું.

આખરે ઘણે દહાડે જર્ગિસને નોકરી હાથ લાગી. શિકાગો નગરના દક્ષિણ ભાગમાં પોલાદનું મોટું જંગી કારખાનું હતું, તેમાં આગગાડીના પાટા જેમ જેમ તૈયાર થતા જાય, તેમ તેમ તે પાટાને ઉંચકીને માલગાડીના ડબ્બામાં ચઢાવવાનું કામ તેને મળી ગયું. આ કારખાનું જર્ગિસના અત્યારના રહેઠાણથી એટલું આઘું હતું કે ટ્રામમાં બેસીને જતાં પણ તેને બે કલાક લાગે અને ટ્રામના ભાડા ખાતે દર અઠવાડીએ એક ડૉલર અને વીસ સેન્ટનો ખરચ થાય. આટલા બધા પૈસા ટ્રામભાડા પાછળ ખરચી નાખવાનું આ નિર્ધન કુટુંબને પાલવેજ નહિ. તેથી જર્ગિસે તો બિસ્તરો અને લૂગડાંનું એક પોટલું બાંધ્યું અને પહેલે દહાડે નોકરી ઉપર હાજર થવા ઘેરથી નીકળ્યો ત્યારે તે પોટલું સાથે લઇનેજ નીકળ્યો. કારખાનામાં તેના એક જોડીદારે એક વીશીવાળા સાથે તેનો પરિચય કરાવી દીધો. તે પૉલેન્ડવાસી હતો. તેને રોજના દશ સેન્ટ ભાડું આપવાનું ઠરાવીને જર્ગિસે તેની વીશીમાં રાત્રે સૂઈ રહેવાની ગોઠવણ કરી લીધી. ખાવાને માટે તો ત્યાં સસ્તા દરની વીશીઓ ઘણી હતી; તેમાંની ગમે તે એકમાં જઇને તે ખાઈ લેતો. શનિવારે સાંજે ઘેર જતો ત્યારે પાછો બિસ્તરો સાથે લેતો આવતો અને અઠવાડીઆનો જે પગાર મળતો તેનો મોટો ભાગ બચાવીને ઘરમાં આપી દેતો.

તે નોકરીએ રહ્યો તેને ચોથેજ દહાડે એક મજૂર ચાલતી આગગાડીની આગળથી ઝટ ઝટ પસાર થવા જતો હતો. એવામાં ભોગજોગે તેને ગાડીના પાટાની ઠોકર વાગવાથી પડી ગયો અને ગાડીનું પૈડું તેના એક પગ ઉપર ફરી વળ્યું. પગ છુંદાઇને ચટણી જેવો થઈ ગયો. જર્ગિસ ત્યાંથી થોડેજ છેટે ઉભો હતો તેથી તેણે આ બનાવ નજરોનજર દીઠો. એજ જગ્યાએ પૂરાં ત્રણ અઠવાડીઆં પણ નહિ વીત્યાં હોય અને એટલામાં તો વળી એથી પણ વધારે ભયંકર બનાવ તે જોવા પામ્યો. લોખંડને ગાળીને રસ બનાવવાની ભઠ્ઠીઓ હારબંધ બાંધી હતી, તેમની ભીંતો પથ્થરની નહિ પણ સાદી ઈંટોથી ચણેલી હતી. એ ભીંતોમાં ઘણી જગ્યાએ નાની મોટી તડો પડી હતી અને તેમાં થઇને ઓગળેલા પોલાદના રસની સફેદ ચકચકતી લીટીઓ પણ સાફ જોઇ શકાતી હતી. તેમાંની કેટલીક તડો તો ફાટું ફાટું થવા આવી હતી અને ભીંતનો તેટલો ભાગ બહારની બાજુએથી ઉપસી પણ આવ્યો હતો. આટલું છતાં તે કારખાનાંના માલિકોને આવી ખરાબ અને જોખમભરેલી ભીંતોને દુરસ્ત કરાવવા જેટલી પણ પરવા ન હતી. મજૂરોની જિંદગી તેમને મનથી ઘણી સસ્તી હતી. કારખાનું તપાસનારા સરકારી ઇન્સ્પેકટરો આવતા તેઓ પણ આમતેમ ફરીને ઑફિસમાં ચાહ–પાણી પીને વિઝિટર્સ બુકમાં સારો શેરો કરીને ચાલ્યા જતા. એક દહાડો જર્ગિસ ત્યાં આગળ રહીને જતો હશે એવામાં એક ભઠ્ઠીની ભીંત ફડાક લઇને ફાટી ગઈ અને ધગધગતા લોખંડના રસની છાલક બે મજૂરોનાં શરીર ઉપર પડી. તેઓ ચીસેચીસ પાડતા ભોંય ઉપર આળોટીઆં ખાવા લાગ્યા. જર્ગિસ તેમની મદદે દોડી ગયો અને તેમનાં શરીરે ચોંટેલો લોખંડનો રસ લૂછવા જતાં તેના પોતાનાજ હાથની હથેળીની ઘણીખરી ચામડી બળી ગઇ. કારખાનાના ડૉક્ટરે તેને હાથે પાટો બાંધી આપ્યો. પણ તેણે આટલું બધું જોખમ વેઠયું છતાં કોઇએ તેને આભારનો એક શબ્દ પણ સંભળાવ્યો નહિ અને આઠ દિવસ સુધી તે કામ ન કરી શકયો તેટલા દિવસનો તેનો પગાર પણ કાપી લીધો.

જર્ગિસ હાથે દાઝીને ઘેર આવ્યો તેથી વળી પાછી આ ભાગ્યહીન કુટુંબને ખાવાની વિપત્તિ પડત; પણ સારે નસીબે બરાબર આજ અરસામાં એલ્ઝબિટા જે જગ્યાને માટે ઘણા દિવસથી રાહ જોતી બેઠી હતી તે તેને મળી ગઈ. તેને રોજ સવારના પાંચ વાગે હાજર થવાનો હુકમ હતો અને કારખાનાની ઑફિસનું કામ શરૂ થાય તે પહેલાં ઑફિસના બધા ઓરડા વાળી ઝાડીને સાફ કરવા એ તેનું

કામ હતું. જર્ગિસ ઘેર આવીને ધાબળો ઓઢીને સૂઇ ગયો. જેટલો વખત ઊંઘ આવે તેટલો વખત તે ઊંઘતો હતો અને બાકીનો વખત નાના એન્ટેનાસની જોડે રમ્યા કરતો. એલ્ઝબિટાનું ઝાડુ વાળવાનું કામ ફક્ત સવારના થોડા વખતનુંજ હતું તેથી તે અને મેરિજા બેઉ જણ બીજી કોઇ વધારે વખતની નોકરી મળે તો તેની તપાસ કરવા શહેરમાં ભટકવા નીકળી પડતાં હતાં. ચાર મોટાં છોકરાં તો છાપાં વેચવાને ધંધે વળગી ગયાં હતાં. હવે બાકી રહ્યો એલ્ઝબિટાનો સૌથી નાનો છોકરો. દિવસનો ઘણોખરો વખત તે ઉકરડામાં રવડતો અને ભોંય ખોતર્યા કરતો.

એન્ટેનાસની ઉંમર દોઢ વરસ કરતાં કાંઇક વધારે હતી. એટલી નાની ઉંમરમાં પણ તેની જીભ ખૂબ ઉઘડી ગઇ હતી. આખો દિવસ એટલો પટપટારો કર્યા કરતો કે જાણે જીવતું ગ્રામોફોન. બોલતાં થાકતોજ નહિ. રોજ નવા નવા શબ્દો સાંભળી સાંભળીને શીખી જતો. દર શનિવારે રાત્રે જર્ગિસ ઘેર આવે ત્યારે આઠ દહાડામાં તે છોકરો એટલી બધી નવી બાબતો શીખી ગએલો હોય કે જાણે તે આગલા અઠવાડીઆમાં હતો તે એન્ટેનાસજ ન હોય પણ બીજોજ કોઇ છોકરો હોય, એવું તેના બાપને લાગતું. તે જેવો ઘરમાં પગ મૂકે એટલે એન્ટેનાસ તેને જોઇને દોડતો આવે અને પોતાનો આખા અઠવાડીઆનો બધો ઇતિહાસ તેની પોતાની અનોખી રીતે કહેવા મંડી જાય—પોતે ક્યાં પડી ગયો, કોણે માર્યો, કોણે ધમકાવ્યો, કોણે કેટલું વહાલ કર્યું, ઘરમાં શું શું થયું–તે બધું તેને જેટલું યાદ હોય તેટલું સપાટાબંધ કહી નાખે. એક વાતની અંદર બીજી વાત ગૂંચવી દે; પણ તેના બાપને પકડી રાખીને પોતાનું આખું બ્યાન સંભળાવે ત્યારેજ તેને છોડે. જર્ગિસને તેની વાતમાં પૂરી સમજ પડે કે ન પડે તો પણ તે તેની પાસે બેસીને તેની બધી વાત સાંભળે અને પછી થોડી વાર સુધી તેની સામે એકીટશે જોઇ રહે અને હરખમાં આવી જઇને એલ્ઝબિટાને કહે: “ બા ! બા ! જોયું ? હરામખોર લુચ્ચાની જીભ કેવી ચાલે છે ! ”

જર્ગિસને હવે આખા સંસારમાં જો કોઈ સુખનું સાધન રહ્યું હોય તો આ એક છોકરો. તેને જીવનમાં હવે જો જરાય રસ પડતો હોય તો આ છોકરાની સોબતમાંજ. ભવિષ્યને માટે પણ જો તેણે મનમાં આશાઓ બાંધી હોય તો તે પણ આ છોકરાને વિષેનીજ. તે પોતે તો જિંદગીની બાજી લગભગ હારીજ ગયો હતો, છતાં તેના

બધી બાજુના પરાજયમાં જો તેને એકાદ બાજુએ સફળતા મળી હોય તો આવા ચંચળ બાળકના પિતા થવા પૂરતીજ. ઈશ્વિરે તેને છોકરી ન બનાવતાં છોકરોજ બનાવ્યો તે માટે જર્ગિસ તેનો પાડ માનતો. તેનું શરીર પણ કેવું મજબૂત ! વાંસના સોટા જેવું. ભૂખાળવો પણ એવો કે ખાતાં તો ધરાયજ નહિ. ખાય, ખાય છતાં ભૂખ્યો ને ભૂખ્યો. જેટલું ખાય, જે ખાય તે બધુંજ તેને હજમ થઇ જાય. તેને જેટલા મંદવાડ આવી ગયા તે બધામાંથી તે સાજોસમો ઉઠીને ઉભો થયો અને દરેક મંદવાડને અંતે તેનો ઘાંટો વધારે તીણો થતો અને જીવનશક્તિ તથા જીવનેચ્છા બેઉ પહેલાં હતાં તે કરતાં ઉલટાં વધ્યાંજ હોય. જાત જાતના આકરામાં આકરા મંદવાડ આવી ગયા; પણ કશાથી તેનો વાળ પણ વાંકો થયો નહિ, તેને ઉનો વા પણ વાયો નહિ. હઠીલો અને ઝાંઝી પણ એવો હતો કે તેને વશ રાખવાનું કામ ઘણુંજ અઘરૂં હતું. પણ તેનો આવો સ્વભાવ જોઇને તેનો બાપ ઉલટો મનમાં ખુશ થતો કે છોકરો જોઇએ તો આવોજ જોઇએ. ઢીલાં ઢસ અને પોચાંપચ છોકરાં કાંઇ કામનાં નહિ. એવાં છોકરાં મોટાં થઇને શું ઉકાળવાનાં ? સંસારની ધમ્માચકડીમાં છુંદાઇ મરવાનાં અને અટવાઈ જવાનાં. આજે તો જે કઠણ હશે, કોઇ એક તમાચ મારે તો સામી ત્રણ ચોઢી કાઢે એવો હશે તેજ જીવતો રહેશે. સંસારમાં બળીઆ, દાંડીઆ અને લઢકણા હશે તેજ ફાવશે.

હમણાં હમણાં જર્ગિસને ઘેર આવતી વખતે ગમે તે કોઈ વર્તમાનપત્રની રવિવારની સચિત્ર આવૃત્તિ ખરીદવાની ટેવ પડી હતી. માત્ર પાંચ સેન્ટ જેટલી નજીવી કિંમતમાં આવું સરસ, આંખને ઉઠીને વળગે એવાં ફાંકડાં ચિત્રોથી શોભીતું, દળદાર છાપું મળે એ કાંઈ થોડી વાત ? આખી દુનિયાના દેશેદેશના સમાચાર મોટાં મોટાં મથાળાંની નીચે આપ્યા હોય. અક્ષર પણ મોટા અને ચોખ્ખા છાપેલા કે જર્ગિસ પણ એક એક અક્ષર કરીને આખો શબ્દ બેસાડતો અને વળી વધારે લાંબો અને અઘરો શબ્દ આવે તો ઘરનાં છોકરાંઓની મદદ લઇને ઉકેલતો. અંદર સમાચાર પણ કેવા કેવા ? ફલાણે ઠેકાણે ખૂન થયું, ફલાણા દેશમાં લડાઇ જાગી, ફલાણી પથારીમાં સૂતી સૂતી એકાએક મરી ગએલી માલૂમ પડી,—આહા ! કેવા કેવા મજેના સમાચાર ! જર્ગિસને એ નવાઇ લાગતી કે છાપાંવાળાઓને ઘેર બેઠાં બેઠાં આ બધી સાત સમંદર પારની વાતો કોણ કહી જતું હશે ? વળી પાછી તેની અંદર બે ચાર અદ્ભુત રસથી ભરેલી અને જ્ઞાનતંતુઓને થનગનાવી મૂકે એવી ટૂંકી મનમોહક વાર્તાઓ ! જર્ગિસ

પોતાના મનને પૂછતો કે, આ વાર્તાઓ સાચી હશે કે બનાવટી ? બનાવટી નહિ, સાચી હશે. નહિ તો આવી અદ્‌ભુત ઘટનાઓની કલ્પનાઓ તે વળી કોના મગજમાં આવે ? નહિ, નહિ, સાચીજ હોવી જોઇએ. વળી પાછાં વાર્તાઓના અમુક અમુક પ્રસંગનાં ચિત્રો પણ છે. જર્ગિસ એમ ધારતો કે, જે વખતે અમુક જગ્યાએ એ બીના બની હશે તે વખતેજ તેનો કોઇએ ફોટોગ્રાફ પાડી લીધો હશે, નહિ તો આવાં આબેહૂબ જીવંત ચિત્રો તે વળી કયો ચીતારો પોતાની કલ્પનામાંથી ઉપજાવી કાઢે ? માટે આ બધી વાર્તાઓમાં વર્ણવેલી હકીકતો પણ કોઇ ઠેકાણે ખરેખરી બનેલીજ હોવી જોઇએ, અને આ છાપાંઓનો અધિપતિ એવા અદ્‌ભુત ભેજાનો હશે કે પોતાની ઑફિસમાં બેઠો બેઠો ત્રિકાળદર્શી આયના વડે આખી દુનિયામાં શું શું થાય છે તે બધું જોયા કરતો હશે ! એક છાપું તો વળી એવું રમૂજી હતું કે જાણે નાનો સરખો સર્કસનો ખેલ ! જે મજૂરને બિચારાને દિવસ ઉગે એટલે મજૂરીએ ચઢવાનું તે સાંજ પડતા સુધી કંટાળાભરેલું વૈતરું કર્યાજ કરવાનું, અને એવો ધંધો વરસોનાં વરસ સુધી, જિંદગીના છેડા સુધી કરતાજ રહેવાનું, જેને આખો દિવસ આવી રસહીન નિષ્ઠુર જિંદગીની ચક્કીમાં પીસાયાજ કરવાનું, જેને માટે નહિ રમત ગમત કે વિનોદનાં સાધન કે નહિ સ્વચ્છ હવામાં, લીલાંછમ ખેતરોમાં કે રમણીય નદીકિનારે ફરવા જવાનો દિવસમાં એક કલાકનો પણ અવકાશ, જેને ધૂળ પરસેવો અને કારખાનાના ઘોંઘાટમાંજ ઘણોખરો જાગૃતિનો સમય પસાર કરવાનો, જેને કેળવણી તો સમ ખાવા જેટલી પણ મળીજ ન હોય, જેની બુદ્ધિનો વિકાસ થયોજ ન હોય, જેની રસવૃત્તિઓ ખીલીજ ન હોય, જે જીવનની હાડમારીઓના ધક્કા ખાઇ ખાઇને તદ્દન મૂઢ જેવો બની ગયો હોય, એવા માણસને આવાં છાપાં કેટલાં આનંદદાયક લાગતાં હશે તેનો આપણને, બુદ્ધિવિલાસની મોજ માણનારાઓને, ખ્યાલ નજ આવી શકે. જેને દારૂની પ્યાલી સિવાય પોતાની કલ્પનાને સતેજ કરવાનું કશું સાધનજ નથી તેના મનને રંગીન ચિત્રો કેટલાં આહ્લાદજનક લાગતાં હશે તેની આપણને, કવિતા કલા અને બીજા ઉચ્ચ બુદ્ધિગમ્ય વિષયોની ચર્ચા કરનારાઓને, કલ્પના પણ આવવી અઘરી છે. એ છાપાંઓની અંદર રમૂજી હાસ્યજનક વિકૃત ચિત્રો ( કાર્ટૂન )નું પણ એક પૃષ્ટ આવતું હતું. એન્ટેનાસ એ ચિત્રો જોઇને બહુજ ખુશ થતો અને તેના નાનકડા જીવનમાં આનંદનો ઘણામાં ઘણો ફાળો એ ચિત્રોજ આપતાં હતાં. તેને એ ચિત્રોનો એટલો બધો શોખ લાગ્યો હતો કે

જૂનાં છાપાંમાંથી ફાડી લઇને તેટલાં તેટલાં પાનિયાં સાચવી મૂકતો. બાપ ઘેર આવે ત્યારે એ ખજાનાનો તેની પાસે ઢગલો કરતો અને કહેતો કે, મને એ ચિત્રોની વાતો કહો. એમાં ઘણાં જાનવરોની આકૃતિઓ પણ હતી. એન્ટેનાસને તે બધાંનાં નામ મોઢે થઇ ગયાં હતાં અને ઘણી વાર તે પાનીઆં પોતાના મોઢા આગળ રાખીને ઊંધો પડયો પડયો "આ ડાય!" "આ ઢોડો!" એમ પોતાની જાડી જાડી અને નાનકડી આંગળીઓ વડે એકલો એકલો બતાવતો અને તેમને વિષે તેણે જે કાંઇ સાંભળ્યું હોય તેનું પોતાની મેળે મેળે પારાયણ કરી જતો. કોઇ કોઇ ચિત્રો વડે સૂચવેલી વાર્તા જર્ગિસને સમજણ પડે એવી હોય ત્યારે એન્ટેનાસ તે વાર્તા એક બે વાર કહે-વડાવતો. પછી તેમાંથી જેટલાં વાક્યો તેને યાદ રહે તેનો આખો દિવસ લવારો કર્યાજ કરતો અને એક વાર્તાનાં વાક્યો બીજી વાર્તાનાં વાક્યો સાથે ગૂંચવી નાખીને ભારે રમૂજી કચુંબર કરી નાખતો. શબ્દોના ઉચ્ચાર પણ પોતાની અનોખી રીતે બગાડી નાખતો, કોઇ કોઇ વાર પોતાની મેળેજ કામચલાઉ નવા શબ્દો બનાવી કાઢતો અને રસ્તે જતા લોકોને મોઢેથી વિદેશી ભાષાના શબ્દો પણ સાંભળી સાંભળીને શીખી જતો તથા તેનો અર્થ સમજ્યા વગર તેમનો ગમે તેવો ઉપયોગ કરી મારતો. એક દિવસ કોઇને મોઢેથી "ગૉડ્ ડૅમ" શબ્દ તેણે સાંભ-ળ્યો અને તરતજ તેને મોઢે ચઢી ગયો. જર્ગિસ ઘેર આવ્યો તેવોજ આ હરામીને મોઢેથી "ગૉડ્ ડૅમ" શબ્દ સાંભળીને તે પેટ પકડી પકડીને હસ્યો; પણ પછી તો તે તેના બાપને, બધાં ઘરનાંને અને બધી વસ્તુઓને "ગૉડ્ ડૅમ" "ગૉડ્ ડૅમ" કહેતાં શીખી ગયો ત્યારે જર્ગિસને થયું કે આ છોકરો કેટલુંક નહિ શીખવા જેવું પણ શીખી જશે ખરો.

સાત આઠ દહાડા વીત્યા પછી જ્યારે તેનો હાથ સાજો થવા આવ્યો અને તે હાથે કામ કરી શકાશે એવું તેને લાગ્યું એટલે જર્ગિસ પાછો પોતાનો બિસ્તરો બગલમાં મારીને આગગાડીના પાટા ઉંચકવાનું કામ કરવાને ચાલતો થઇ ગયો. આ વખતે એપ્રિલ મહિનો જતો હતો. બરફ વરસતું બંધ થઇ ગયું હતું; પણ તેની જગ્યા વરસાદે લીધી હતી. એનિલિના ઘર આગળના રસ્તા ઉપર પથ્થરની લાદીઓ જડાવી ન હતી તેથી તે તો ખાસ્સો પાણીથી ભરેલી નહે-રના જેવો બની ગયો. જર્ગિસ જ્યારે ઘેર આવતો ત્યારે ઘણી વાર કેડ કેડ સમાણા પાણીમાં થઇને આવતો. કોઇ વાર પાણી ઓછું થઇ જતું ત્યારે ઢીંચણ ગરકી જાય એટલો કાદવ ત્યાં ઠરતો. એ કાદવમાં પચક પચક ટાંટીઆ મૂકતા મૂકતા બધા લોકો પોતપોતાને ઘેર આ-

વતા. કોઇને ઘેર આવતાં ઘણું મોડું થાય અને અંધારાને લીધે ક્યાં પગ મૂકવો અને ક્યાં ન મૂકવો તે બરાબર સૂઝે નહિ તો ચાલનાર માણસ કેડ સુધી પણ કાદવમાં ગરકી જાય એવો સંભવ ખરો. પણ આગળ ઉનાળો આવે છે એમ જાણીને જર્ગિસ આટલી થોડા દિવસની આપદા ઝાઝું બબડયા વગર વેઠી લેતો. મેરિજાને પણ માંસના ડબ્બા ભરવાના કોઇ નાના સરખા કારખાનામાં હાડકાં ઉપર ચોંટેલું માંસ છોલી નાખવાનું કામ મળી ગયું હતું. જર્ગિસ પોતાના મનમાં એવી ધારણા રાખતો હતો કે, અકસ્માતમાંથી કેમ બચી જવું તે હું એવો શીખી ગયો છું કે મને હવે પહેલાંના જેવો અકસ્માત થવાનોજ નથી અને ઘરનાં નાનાં મોટાં બધાંજ ધંધે લાગી ગયાં છે તે જોતાં આપણે થોડાજ વખતમાં હાલની કફોડી સ્થિતિમાંથી છૂટાં થઇ જઇશું અને આપણા ખરેખરા દુ:ખના દહાડા પૂરા થશે. તેઓ રોજનો ખરચ ઘણીજ કરકસરથી નિભાવતાં હતાં તેથી તેમની પાસે દર મહિને થોડીક રકમ બચતી પણ હતી. તેમની ધારણા એવી હતી કે, શિયાળો આવી લાગશે તે પહેલાં તો આના કરતાં વધારે આરામવાળું ઘર ભાડે રાખવા જેટલા પૈસા આપણી પાસે એકઠા થયાજ હશે. છોકરાંઓને પણ છાપાં વેચવાના કામમાંથી છોડાવીને નિશાળે ભણવા બેસાડી દઇશું. આટલું જો થાય તો તેઓ પાછાં ઢોરની જિંદગીમાંથી છૂટીને કાંઇક માણસના જેવી જિંદગી ગાળતાં થાય, અસ્વચ્છતાના કાદવમાંથી નીકળીને કાંઇક સુઘડતાનું સુખ ભોગવતાં થાય અને પામરતામાંથી કેટલેક અંશે ઉંચે ચઢી શકે. આ ધારણા છેક શેખચલ્લીના જેવી તો ન હતી તેથી વળી પાછો જર્ગિસ નવરો પડતો ત્યારે મનમાં ભવિષ્યના સુખનાં સ્વપ્ન રચતો અને તેમને ફળીભૂત કરવા વિષેની યોજનાઓ વિચારતો.

ત્યાર પછી એક દિવસ શનિવારે સાંજે તે ઘેર આવવા નીકળ્યો. આજે કોણ જાણે શાથી તેનું હૃદય ઘર તરફ વિશેષ ખેંચાવા લાગ્યું હતું તેનું કારણ તો તે સમજી શકયો નહિ, પણ ટ્રામ ગાડી ઉભી રહે તે પહેલાં તો તે કૂદી પડયો અને ઉતાવળે પગલે સીધોજ ઘર તરફ વળ્યો. તે દહાડે આખો દિવસ ધોધમાર વરસાદ પડયો હતો અને શેરીઓમાં કાદવ કાદવ થઇ ગયો હતો. પશ્ચિમ દિશાએ કાળાં સાહી જેવાં વાદળાંની એક કોર આગળથી સૂર્ય જરાક ડોકિયું કાઢીને આથમી જવાની તૈયારી કરી રહ્યો હતો. પૂર્વ દિશાએ ભવ્ય મેઘધનુષ્ય ખેંચાયું હતું અને તેવુંજ બીજું સુંદર આશાઓનું મેઘધનુષ્ય જર્ગિસના હૃદયમાં ખેંચાયું હતું; કારણ કે તેને તેના લાડકવાયા પુત્રની અને

બીજાં પ્રિયજનોની સાથે પૂરા છત્રીસ કલાક આનંદમાં પસાર કરવાની આશા હતી. પણ જ્યાં તે ઘરની નજીક આવ્યો અને ઘર તેની નજરે પડયું એટલે તો તેણે પોતાના બારણા આગળ લોકોનું મોટું ટોળું ભેગું થએલું દીઠું. તે દોડતો પગથીઆં ચઢી ગયો અને લોકોને ધક્કા મારતો મારતો ઘરમાં ઘૂસ્યો. એનિલિના રસોડામાં ગયો ત્યાં તો તેણે ઘરની સ્ત્રીઓને તથા બીજી પાડોશણોને બહાવરી બની ગએલી દીઠી. જે દહાડે તે જેલમાંથી છૂટીને ઘેર આવ્યો હતો અને ઓના મરવા પડી હતી તે દિવસની આખી ઘટના તેની આંખ આગળ આવીને ઉભી રહી અને આજે પણ કાંઇક તેવુંજ થયું છે એવી તેના હૈયામાં ઉંડી ફાળ પડી. આખા ઘરનું વાતાવરણ પણ બરાબર તે દિવસના જેવુંજ આજે હતું. તેના અંતઃકરણમાં એવો ધ્રાસ્કો પડયો કે તેનું હૃદય પણ ધબકતું બંધ થઇ ગયું. "આ છે શું?" એવું એકાદ વાક્ય તેના મોઢામાંથી એકાએક નીકળી ગયું.

આખા ઓરડામાં સૌ શમશમીને ચૂપચાપ ઉભાં રહ્યાં અને તેની સામે એક્કીટશે જોવા લાગ્યાં: "પણ છે શું?" તેણે બીજી વાર પૂછ્યું. કોઇ બોલ્યું નહિ.

માથા ઉપરના કાતરીઆમાંથી તેણે કોઇના રડવાનો અવાજ સાંભળ્યો. એ તો મેરિજાનો ઘાંટો હતો. તે નીસરણી ઉપર ચઢી જવાને માટે જેવો આગળ વધે છે તેવોજ એનિલિએ તેનો હાથ પકડી લીધો. તે બોલી: "ના, ના, તમારે ત્યાં જવાનું નથી."

"પણ છે શું તે કેમ કોઇ કહેતાં નથી?" તેણે હવે મોટો ઘાંટો પાડયો.

ડોશી ઘણેજ નબળે અવાજે બોલી: "એ તો એન્ટેનાસ! તે મરી ગયો! શેરીના પાણીમાં ડૂબી મૂઓ!"





# प्रकरण २२ मुं

એન્ટેનાસના મૃત્યુના સમાચાર જર્ગિસે સાંભળ્યા તો ખરા, પણ આ વખતે તેના મન ઉપર આ સમાચારની ઘણીજ વિચિત્ર અસર થઇ. એન્ટેનાસ મરી ગયો એ શબ્દો તેના કાન ઉપર પડતાની સાથે તેનો ચહેરો શબવત્ ફિક્કો થઇ ગયો અને આંખે અંધારાં આવવા લાગ્યાં; પણ પ્રયત્ન કરીને મનને દઢ કર્યું. બીજી અડધીએક મિનિટ સુધી તો તે ત્યાંનો ત્યાંજ હાથની મુઠ્ઠીઓ જોરથી ભીડીને અને દાંત ખૂબ દબાવીને ઉભો રહ્યો. ત્યાર પછી તેણે એનિલિને હડસેલીને એક બાજુએ ખસેડી, મોટે મોટે ડગલે પાસેના ઓરડામાં પેઠો અને ત્યાં થઇને નીસરણી ઉપર ચઢી ગયો.

ત્યાંના એક ખુણામાં કામળાની નીચે સારી રીતે ઢાંકેલી એક આકૃતિ પડી હતી; પણ તે છતાં તે આકૃતિનું કદ કેટલું છે તે જોઇ શકાતું હતું. તેની પાસે એલ્ઝબિટા બેઠી હતી. તે રડતી હતી કે તેને મૂર્છા આવી ગઇ હતી તેની તો જર્ગિસને ખાત્રી થઇ નહિ. એજ ઓરડામાં મેરિજા બેઉ હાથની હથેળીઓ અને આંગળાં એકબીજાની સાથે જોરથી આમળતી અને આક્રંદ કરતી આમથી તેમ આંટા માર્યા-જ કરતી હતી. જર્ગિસના હાથની મુઠ્ઠીઓ પહેલાંના કરતાં પણ વધારે જોરથી ભીડાઇ ગઇ અને જ્યારે મોઢેથી બોલ્યો ત્યારે તેનો અવાજ ઘણોજ ખોખરો અને કર્કશ થઇ ગએલો લાગ્યો.

તેણે પૂછ્યું: "આ બન્યું શી રીતે?"

મેરિજાએ પોતાની મનોવેદનાને લીધે તે શું કહે છે તે પૂરું સાંભળ્યું નહિ. જર્ગિસે એનો એજ સવાલ વધારે મોટે ઘાંટે અને પહેલાંના કરતાં પણ વધારે કર્કશ અવાજે બીજી વાર પૂછ્યો. મેરિજા રડતી રડતી બોલી: "તે ફુટપાથ ઉપરથી નીચેની ખાઇમાં ગબડી પડ્યો." આ ફુટપાથ કહેવાય છે તે ફુટપાથ નહિ પણ કોહેલાં સડી ગએલાં લાકડાંનાં પાટીઆંનો બનાવેલો મોતનો માંચડો હતો. એક

તો પાટીઆં સડેલાં અને બીજું સાંધામાંથી છૂટાં પડી ગએલાં તેથી કોઇ ઠેકાણે વધારે વજન આવે ત્યારે ઉંચકાઇ જતાં અને તેમની નીચે ખાડી વહેતી હતી તેમાં આ વરસાદના દહાડામાં ચાર ચાર પાંચ પાંચ ફુટ જેટલું કાદવવાળું પાણી હતું.

"તે ત્યાં ગયોજ કેવી રીતે?" જર્ગિસે પૂછ્યું.

મેરિજા ડસકાં લેતી લેતી બોલી અને બોલતાં બોલતાં તેનો કંઠ રૂંધાઇ જતો હોય એમ તૂટક તૂટક શબ્દોમાં તેણે જવાબ આપ્યો: "રમતો રમતો જઈ પહોંચ્યો. એ ચાલતો થયો ત્યારથી તો બહુ દોડાદોડ કરતો હતો. આખો દિવસ એને કોણ સાચવીને બેસી રહે? ઘરમાં કાંઈ એનો પગ ટરતો હતો? ફુટપાથનું પાટિયું એના પગના ભારથી ઉંચકાઇ ગયું હશે તેથી તે કાદવમાં પડી ગયો અને ગરકી ગયો. લોકોએ બહાર કાઢ્યો તે પહેલાં તો અંદરનો અંદર ગૂંગળાઇ મૂઓ."

"તારી કાંઇ ભૂલ તો નથી થતી? જો જો, વખતે જીવતો હશે." તે બોલી ઉઠયો.

તે રડતી રડતી બોલી: "ઓય મા રે! ડાકટર પણ આવીને કહી ગયો કે હવે એનામાં—"

પછી થોડીક ક્ષણ સુધી તે અનિશ્ચિતપણે ઉભો રહ્યો. તેની આંખોમાંથી આંસુનું એક ટીપું પણ પડતું ન હતું. બસ, એકજ વાર કામળાની નીચે પડી રહેલી તે નાનકડી આકૃતિ ઉપર તેણે નજર નાખી લીધી અને ત્યાંથી જે પાછો ફર્યો તે સીધો સડસડાટ નીસરણી ઉતરી ગયો. સ્ત્રીઓવાળા ઓરડામાં તે બીજી વાર પેઠો ત્યારે પણ ત્યાં પહેલાંના જેવીજ ગંભીર સ્મશાનવત્ શાન્તિ હતી. કોઇની સાથે બોલ્યા વગર તેમજ કોઇની સામે જોયા વગર તે સીધી નજરે બારણા તરફ વળ્યો, ધબધબ કરતો પગથીઆં ઉતરી પડયો અને ઉભે રસ્તે ચાલતો થઇ ગયો.

તેની સ્ત્રી મરી ગઇ તે દહાડે તો તે ચાલ્યો ચાલ્યો દારૂના પીઠામાં જઇ પહોંચ્યો હતો. આજે તો તેના ગજવામાં એક અઠવાડીઆનો આખો પગાર પડયો હતો છતાં તેણે આ વખતે પીઠા તરફ નજર પણ ન કરી. તે આડું અવળું જોયા વગર આગળનો આગળ ચાલ્યોજ ગયો. તેના રસ્તામાં કાદવ આવતો ત્યારે કાદવ ખૂંદીને અને પાણી આવતું ત્યારે પાણીમાં થઇને યંત્રની માફક ચાલતોજ ગયો. ખૂબ આઘે નીકળી ગયા પછી કોઇના ઘરના પગથીઆ ઉપર બેસી

પડયો, બેઉ હથેળીઓની વચ્ચે મોઢું ઢાંકીને અડધોએક કલાક એમ ને એમ સૂનમૂન બેસીજ રહ્યો. વચમાં કોઇ કોઈ વાર "મરી ગયો!" "એન્ટેનાસ મરી ગયો!" એવા ઉદ્‌ગારજ તેના મોઢામાંથી નીકળ્યા કરતા હતા.

આખરે ત્યાંથી પણ પાછો ઉઠીને ઉભો થયો અને એજ રસ્તે આગળ ચાલવા લાગ્યો. આ વખતે સૂર્ય પૂરેપુરો આથમી ગયો હતો, પણ હજી ઝાંખું ઝાંખું અજવાળું હતું. છેક અંધારૂં થયું ત્યાં સુધી તે ધૂનમાં ને ધૂનમાં ચાલ્યોજ ગયો, અને તેના રસ્તામાં આગગાડીના ક્રૉસિંગનો ઝાંપો આવ્યો ત્યારે જરાક વાર ઉભો રહ્યો. ઝાંપાની ફાટક બંધ હતી અને ત્યાં આગળ થઇને એક લાંબી ને લાંબી માલગાડી ધડધડાટ કરતી ચાલી જતી હતી. એક એક ડબ્બો તેની આગળથી પસાર થતો ગયો અને જર્ગિસ તેમને જોતો ગયો. એકાએક તેના મનમાં એક જબરદસ્ત તરંગ પેદા થયો. એ તરંગ તેના મનમાં કોઇ ઉંડા ઉંડા સ્થળમાં આજ સુધી દબાઇ છુપાઇને પડી રહ્યો હતો તેની તેને પોતાને પણ ખબર ન હતી. પણ આજે અત્યારે એકાએક તે બહાર નીકળી આવ્યો અને તેની બુદ્ધિ ઉપર તથા તેની ક્રિયાશક્તિ ઉપર પૂરેપુરો કાબુ કરી બેઠો. ઝાંપામાંથી નીકળીને આગગાડીના પાટા આગળ તે જઇ પહોંચ્યો અને ઝંડીવાળાની કોટડી સુધી પાટે પાટે ચાલ્યો. કોટડીની હદ પૂરી થઇ એટલે તેણે એક ઠેકડો માર્યો અને ડબ્બાના ગમે તે એક ભાગનો આધાર લઇને તેના ઉપર ચઢી ગયો.

આગળ જતાં માલગાડી એક જગ્યાએ ઉભી રહી એટલે તે વહેલો વહેલો ડબ્બામાંથી ઉતરી પડયો અને તેની નીચે ભરાઇ જઇને કોઈ ન દેખે તેમ સંતાઈ રહ્યો. ગાડી પાછી ચાલવા લાગી એટલે વળી તેણે પહેલાંની માફક ઠેકડો માર્યો. હવે તેના અંતઃકરણમાં ખરેખરૂં આત્મમંથન શરૂ થયું. તેના જીવનની આખી દિશા બદલાઇ જાય એવી તેની અણીની પળ આ વખતે જતી હતી. તે મોઢેથી કશું બોલતો ન હતો, પણ તેના હૈયામાં ભયંકર વાવાઝોડું વીંઝાતું હતું. તે પોતાના હાથની મુઠ્ઠીઓ જોરથી ભીડીને અને દાંત કચકચાવીને બેઠો હતો. તે રડયો નહિ અને રડવાનો હતો પણ નહિ. તેનાં આંસુનો પ્રવાહજ આખો ને આખો સૂકાઇ ગયો હતો. રડવા જેવી તેની સ્થિતિ રહીજ ન હતી. બસ, હવે તેને માટે બધો ખેલ ખલ્લાસ થઇ ગયો હતો. જેમને માટે તે જીવતો હતો તેઓ મરી પરવાર્યાં હતાં. હવે તેને માટે શું બાકી રહ્યું હતું? તેના સંસારના નાટક ઉપર

આજથી છેલ્લો પડદો પડી ચૂક્યો હતો. બાકી જે રહ્યું હતું તે તો તેના બળી જળીને ખાક થઇ ગએલા જીવનની ભસ્મ હતી. એ રાખને તેણે શા માટે ફગાવી ન દેવી ? બસ, આજેજ, આ ઘડીએજ તેણે પોતાના માથા ઉપરનો તમામ બોજો ફગાવી દઇને તદ્દન ભારમુક્ત થઇને સંસારમાં શા માટે ન વિચરવું ? તેને અત્યારે આવેલું ભયંકર સ્વપ્ન હવે વેરાઇ જવા આવ્યું હતું, તેના પ્રાણને રૂંધી નાખનાર દારુણ ઓથાર હવે શમી જવા આવ્યો હતો. તે ભયંકર કાળરાત્રિનો ક્રૂર તમાશો હવે પૂરેપુરો ભજવાઈ ગયો હતો. આવતી કાલે હું તદ્દન છૂટો, બંધનમુક્ત બનીને ઉભો રહીશ અને મને અત્યારસુધી સતાવનાર નિષ્ઠુર માનવસમાજની સામે ક્રૂર અટ્ટહાસ્ય કરતો કરતો મન ફાવે ત્યાં વિચરીશ. આવો ઉગ્ર સંકલ્પ અત્યારે તેના મનમાં ઘડાતો હતો. જ્યારે જ્યારે ભૂતકાળના જીવનને લગતો એકાદ કોમળ ભાવ તેના મનમાં ઉદય પામતો, એકાદ પાછલું સ્નેહસ્મરણ તાજું થતું, આંસુનું એક ઝીણું બિન્દુ તેની આંખમાં તરવરતું ત્યારે તરત તે દાંત કચકચાવીને, હોઠ પીસીને ક્રોધથી ટટાર બેઠો થઇ જતો અને તેને છૂંદી કચરીને નામશેષ કરી નાખતો ત્યારેજ ટાઢો પડતો.

તે મનમાં વિચાર કરતો કે, અત્યાર સુધી મેં આ બધું કર્યું શું ? હું મૂર્ખ બન્યો, ઉલ્લુ બન્યો, હું ગધેડો ઠરી ચૂક્યો. મેં આખી જિંદગી ધૂળધાણી કરી નાખી. મારી નબળાઇને, મારી કાયરતાને વશ થઇને હું ખુવાર ખુવાર થઇ ગયો. હવે આજથી હું મારૂં જીવન ટકાવી રાખવાને ખરેખર યુદ્ધ માંડીશ, એમ કહીને તેણે જોરથી દાંત કચકચાવ્યા. વળી તે મનમાં બોલવા લાગ્યો: ‘મારી તમામ નિર્બળતાને, મારી કાયરતાને હું આજથી ફગાવી દઇશ—ફગાવી દીધી ! તેનો છેડો આવી ગયો. તેને થડમૂળથી ઉખાડીને ફેંકી દીધી. મારા હૃદયમાંથી તેની જડીએ જડી ઉખાડી ઉખાડીને તેનું નામ–નિશાન પણ નહિ રહેવા દઉં. હવે આંસુ કેવાં ? હવે કોમળ ભાવનાઓ કેવી ? હવે પ્રેમ કેવો ને વાત કેવી ? એ સા...ઓએ મારૂં નખ્ખોદ વાળી નાખ્યું ! મને ગુલામ તરીકે વેચાવી નાખ્યો ! મારી પાસે પારકાનું દાસત્વ કરાવ્યું. મને રાત–દહાડો ચેન ન પડવા દીધું. સ્ત્રી, પુત્ર અને કુટુંબીઓની જંજાળમાં મારૂં લોહી બળીને ખાક થઈ ગયું. મારી સોના જેવી કાયાના કોલસા થઈ ગયા, આજથી એ સંસારના ઉપર હું દીવાસળી મૂકું છું. તેના ઉપર ઘાસલેટ છાંટીને તેનો ભડકો કરી દઉં છું. આજથી મારાં બંધનોને તોડીને, મને જકડી રાખનાર લોખંડી જંજીરને ફગાવી દઇને છૂટો થાઉં છું અને હવે હું દુનિયાને મારો

હાથ બતાવવાને મેદાન પડું છું. બંધાનો અંત આવી ગયો તે ઘણું-જ સારું થયું—વહેલો કે મોડો અંત આવવાનો તો હતોજ ને ? સારું થયું કે અત્યારથીજ ભાટકું ભાગી ગયું. આ દુનિયા સ્ત્રીઓ અને બાળકોને માટે છેજ નહિ. આ સંસાર તો લડવૈયાઓનું રણમેદાન છે. તેમાં નબળાં, પોચાં અને સૂંવાળાંનું કામજ નથી; તેઓ તો અહીં-થી જેમ સવેળા ચાલ્યાં જાય તેમ વધારે સારૂં. એન્ટેનાસ અને ઓના મરી ગયાં તે સારૂંજ થયું, વધારે જીવત તો વધારે દુઃખી થઇ થઇને મરત. ઓના તેના છોકરા કરતાં જેટલું વધારે જીવી તેટલી તે વધારે દુઃખી થઇ. એન્ટેનાસ નાની ઉંમરમાંજ મરી ગયો એટલે તે તો જીત્યો. તે જ્યાં હશે ત્યાં તેને ભલે ગમે તેટલું દુઃખ પડશે તો પણ આ દુષ્ટ દુનિયામાં જીવીને તે જેટલો દુઃખી થાત તેટલો તો બીજે કોઇ પણ ઠેકાણે નહિજ થાય. તેનું તો હવે ગમે તે થાઓ, પણ મારે હવે શું કરવું તે મેં નક્કી કરી નાખ્યું છે. હવે મારી જાતનોજ વિચાર કરીને જે કાંઇ કરવું ઘટશે તે કરીશ. હું હવે મારો કુલ માલિક છું, સ્વતંત્ર છું. હવે હું છું ને આખો માનવસમાજ છે. મારે અને માનવસમાજને હાડવેર બંધાયાં છે. મને તેણે આજ સુધી રીબાવી રીબાવીને રગદોળ્યો છે; આવી જાઓ હવે, જોઇ લ્યો જર્ગિસના હાથનો સ્વાદ. હવે હું એકલો લડીશ, આખી દુનિયાની સામે ઝૂઝીશ.

આ પ્રમાણે તે મનમાં ને મનમાં બકતો ગયો, દાંત અને હોઠ પીસતો ગયો, મુક્કીઓ ઉગામતો ગયો અને પોતાના હૈયાની ફૂલવાડી-ના કોમળ છોડવાને ઉખાડી ઉખાડીને પગ તળે છૂંદીને ફગાવી દેતો ગયો. આગગાડી ગર્જન કરતી કરતી દોડી જતી હતી. એવામાં વંટોળ આવ્યો. ધૂળનું વાદળું સાથે ઘસડતો આવ્યો. જર્ગિસને મોઢે અને માથે બધે ધૂળ ધૂળ થઈ ગઇ. હવે રાત પડી ગઇ હતી તેથી ગાડી ઉભી રહે ત્યારે તેને ઉતરી પડીને સંતાઇ જવાની જરૂર રહી નહિ; કારણ કે અંધારામાં તેને કોઇ જોઇ શકતું ન હતું. તેથી તે પોતાની જગ્યાએ ડબ્બો પકડીને બેસી રહ્યો. તેને અને પેકિંગ્ટાઉનને હવે ઘણા માઇલનું છેટું પડી ગયું હતું અને જેમ જેમ એક એક માઇલનું અંતર વધતું હતું, તેમ તેમ તેના હૈયા ઉપરનો બોજો ક્રમવાર ઓછો થતો જતો હતો.

માલગાડી જ્યારે જ્યારે રસ્તામાં ઉભી રહેતી, ત્યારે ત્યારે સીમમાં ખીલેલાં તાજાં વનપુષ્પોની સોડમથી મઘમઘી રહેલા વસંતના હુંફાળા વાયુની લહરિઓનો તેને સ્પર્શ થતો. તેની ઘ્રાણેન્દ્રિય ઉન્મત્ત થઈ ગઇ અને તેનું હૈયું આનંદથી નાચી ઉઠયું. તે મનમાં બોલ્યો 'હાઆશ!

પેકિંગટાઉનનાં કસાઇખાનાંના સડાની દુર્ગંધમાંથી અને હાડકાંના ખાતરની ઝેરી હવામાંથી છૂટીને હું ખુલ્લી હવામાં, વૃક્ષલતાઓ અને પુષ્પોની લીલાભૂમિમાં, વગડાના નિર્મળ વાતાવરણમાં આવીને ઉભો છું. હવે હું એકલો સ્વચ્છંદે તેની મોજ માણીશ. સવારનું ભળભાંખળું થવા આવ્યું ત્યારે તેણે તૃષાતુર આંખે ચારે બાજુએ આવેલાં ખેતરો, ઘાસનાં બીડ, વૃક્ષની ઘટા અને ખળખળ વહી જતી નદીઓને જોવા લાગ્યો અને એવો હર્ષઘેલો થઇ ગયો કે જાણે ગાડીના કેદખાનામાં બેસી રહેવું તેને વસમું લાગ્યું. તેથી કરીને જ્યાં ગાડી ઉભી રહી એટલે તરતજ તે અંદરથી કૂદી પડયો અને દોડવા લાગ્યો. ગાર્ડે તેને ડબ્બામાંથી કૂદતાં દીઠો એટલે તેણે તેને એક ગાળ દીધી અને મુક્કો બતાવ્યો. જર્ગિસે તેને પણ પોતાનો અંગુઠો હલાવીને સામો ડીંગો બતાવ્યો અને "જા, જા, છોકરી! થાય તે કરી નાખજે," એમ કહીને બાદશાહજાદાની માફક સીમમાં ચાલતો થઇ ગયો.

ગામડામાં જે જન્મેલો અને મોટો ભાયડો થયો ત્યાં સુધી જેનું આખું જીવનજ ગામડામાં ગએલું, ખેતરોમાં અને વનવગડામાં રવડી રવડીને જે નાનેથી મોટો થએલો તેને ત્રણ ત્રણ વરસ સુધી શહેરના ગંદામાં ગંદા ભાગમાં પુરાઈ રહેતાં કેવું થયું હશે તેની વાચક કલ્પના કરી લે. ત્રણ ત્રણ વરસ સુધી તેણે નહોતું જોયું લીલું ખેતર, નહોતી જોઇ ઝાડને આલિંગીને લળી પડતી વેલ, નહોતો સાંભળ્યો વનના પંખેરાનો સ્વર, નહોતી દીઠી નદી અને નહોતો સાંભળ્યો ઝરણાનો કલકલ ધ્વનિ! એ ત્રણ વરસના ગોઝારા સમયમાં જર્ગિસના જેવા કુદરતના બાળકને શુંનું શુંય થયું હશે? આ ત્રણ વરસના ગાળામાં તેને ફક્ત એકજ વાર શહેરની બહારના ભાગમાં પગે ચાલીને ફરવાની તક મળી હતી અને તે પણ જેલમાંથી છૂટીને ઘેર જવા નીકળ્યો તેજ દહાડે. તે દહાડે તેના મનને એટલો ઉદ્વેગ થતો હતો કે તેને આસપાસનું દશ્ય જોવાની વૃત્તિજ થઈ ન હતી. ગયા શિયાળામાં તે જ્યારે નોકરીની શોધમાં આખા શહેરમાં રવડતો ફર્યો હતો, ત્યારે કોઈ કોઈ વાર જાહેર બગિચાઓમાં થાક ખાવા બેઠેલો. તેટલા પ્રસંગને બાદ કરતાં તે એક ઝાડવું પણ જોવા પામ્યો ન હતો. આજે હવે સડસડાટ ચાલતી જતી પવનની લહરિ ઉપર સ્વાર થઇને ઉડતા પંખેરાના જેટલી સ્વતંત્રતાથી તે વન-વગડામાં ફરવા નીકળી પડયો હતો. ઘણા વખતના ઉપવાસી માણસને ખાવાની સામગ્રીઓ જોઇ જોઇને જેવો પાર વિનાનો આનંદ થાય, તેવોજ આનંદ કુદરતની શોભા જોઇને જર્ગિસના મનને આજે થતો હતો. તે ચાલતાં ચાલતાં ઉભો

રહેતો અને ગાયોનાં ધણ, જેની વાડે વાડે રંગ બેરંગ ફૂલનાં લૂમખાં લટકી રહ્યાં હતાં એવાં ખેતર, તાજા મ્હોરથી મઘમઘતી વૃક્ષની ઘટા, ઝૂમખે ને ઝૂમખે લાગેલાં જંગલી ગુલાબનાં ફૂલનાં વન, ઝાડની ડાળખીએ બેસીને કલ્લોલ કરતાં નાનાં નાનાં પંખીઓ—એવું એવું કાંઇ પણ જોવા જેવું નજરે પડે એટલે ત્યાંનો ત્યાં ઠરી જતો અને તે તરફ એકકીટસે જોયાજ કરતો. તેનું અંતઃકરણ આનંદથી નાચી ઉઠ્યું હતું.

એ પ્રમાણે ચાલતાં ચાલતાં કોઇ એક ખેડૂત પોતાનાં ખેતરોની વચ્ચે ઘર બાંધીને રહેતો હશે ત્યાં આગળ તે જઇ પહોંચ્યો. તે ખેડૂત આ વખતે પોતાના ગાડાના પૈડાના આત્મરક્ષણને માટે ઝાડની એક ડાળી ભાંગીને તેની લાકડી બનાવી ધરામાં તેલ ઉંજતો હતો. જર્ગિસે પછી તેની પાસે જઇને કહ્યું: "મને ભૂખ લાગી છે, કાંઇ ખાવાનું આપશો ?"

ખેડૂત બોલ્યો: "કામ કરવાની છે મરજી ?"×

"ના, હું કામ તો કરવાનોજ નથી" જર્ગિસે જવાબ દીધો.

"ત્યારે તો તને અહીંથી કાંઇજ નહિ મળે," ખેડૂતે પણ તેને રોકડો જવાબ પરખાવી દીધો.

"પણ હું તમને પૈસા આપીશ, પછી છે કાંઇ ?" જર્ગિસ બોલ્યો.

"એમ ?" પછી તે ખેડૂતે કરડાકીમાં કહ્યું: "સવારના સાત વાગી ગયા પછી અમે કોઇને જમાડતાંજ નથી."

જર્ગિસે જરાક ઠાવકે મોઢે કહ્યું: "પણ મને ભૂખ લાગી છે. મારી પાસે પૈસા છે. તમારી પાસેથી હું જે કાંઇ લઇશ તેના પૂરેપુરા પૈસા ગણી આપવા તૈયાર છું. પછી તમારે શો વાંધો છે ?"

"તારે જે કહેવું હોય તે મને ન કહીશ, મારી ઘરવાળીને કહે," એટલું વળી પેલાએ તેના સામે જરાક આડી નજર કરીને કહ્યું. ખેડૂતની ધણીઆણી તેના ભાયડાના કરતાં વધારે સહેલાઇથી પલાળી શકાય એવી હતી. જર્ગિસે તેને ફક્ત દશજ સેન્ટ આપ્યા તેના બદલા-

---

× પશ્ચિમના દેશોમાં ભીખ માગવાનો રિવાજ નથી. ભટકતા લોકોમાંથી પણ ઘણાખરા પોતપોતાની જરૂરીઆત પ્રમાણે થોડુંક કા' કરી લઇને તેના બદલામાં ખાય છે. —અનુવાદક

માં તો તેણે તેને મોટા ને જાડા, વચમાં માંસના પડવાળા એવા રોટલા, ઢેબરાનો એક કટકો અને બે સફરજન, એટલું બધું આપી દીધું. સફરજન અને રોટલા એ તો જાણે ડગલાના ગજવામાં નાખી લેવાય, પણ ઢેબરાને તેમ સહેલાઇથી રખાય નહિ તેથી તેને તો જર્ગિસે ચાલતાં ચાલતાંજ ખાવા માંડયું અને રસ્તામાં ને રસ્તામાંજ પૂરૂં કરી નાખ્યું. થોડી મિનિટમાં તે એક ઝરણાને કાંઠે આવી પહોંચ્યો, પણ રસ્તામાં એક ખેતરની આડી વાડ હતી. જર્ગિસ તે વાડ ટેકી ગયો અને ઝરણાને કાંઠે કાંઠે સાંકડી કેડી હતી તે કેડીએ કેડીએ ખૂબ આઘે નીકળી ગયો. થોડેક આઘે ગયા પછી નિરાંતે બેસીને ખાવા જેવી એક જગ્યા પણ તેને મળી ગઇ. ત્યાં બેસીને પાસે હતું તે બધું ખાઇ ગયો અને ઝરણામાંથી ખોબે ખોબે પાણી પીધું. એ પ્રમાણે ભૂખ અને તરસ બેઉ પીડાઓનો એકસામટો નીકાલ કરી નાખ્યા પછી લીલા ઘાસના ગાલીચા ઉપર લાંબો થઇને પડયો અને કલાકના કલાક સુધી ત્યાંનો ત્યાં ચારે તરફના પ્રાકૃતિક સૌંદર્યનું પાન કરીને આનંદથી ચકચૂર હાલતમાં પડયોજ રહ્યો. એમ કરતાં કરતાં તેની આંખોમાં ઘેન આવવા લાગ્યું ત્યારે એક ગબડિયું મારીને કોઈ ઝાડવાની છાયામાં જઇને સૂતો અને ઉંઘવા પડયો.

તે જાગ્યો ત્યારે સૂર્યનો તડકો બરાબર તેના મોઢા ઉપરજ આવ્યો હતો. તે બેઠો થયો, આળસ મરડયું ને પછી તેની નજર આગળ થઇને વહી જતા ઝરાના પાણી તરફ અમસ્તો જોઇ રહ્યો. બરાબર એજ ઠેકાણે ઝરાનું પાણી એક ઉંડા ધરામાં એકઠું થયા પછી તેનો પ્રવાહ આગળ ચાલતો હતો. એકાએક જર્ગિસના મનમાં એક સુંદર વિચાર તરી આવ્યો કે, આ ધરામાં હું સ્નાન કાં ન કરૂં ? પાણી તો જોઇએ તેટલું છે. બસ, કપડાં કાઢીને મારૂં અંદર ભૂસકો અને મરજીમાં આવે ત્યાં સુધી નાહ્યાજ કરૂં ! મારો અહીં કોણ હાથ ઝાલનાર છે ? લિથુઆનિયા છોડયા પછી આટલે વરસે તેને પાણીમાં ડૂબકી મારીને નાહવાની આજેજ પહેલી વાર તક મળી હતી !

જર્ગિસ પહેલવહેલો કસાઈખાનામાં નોકરીએ રહ્યો ત્યારે જાતમહેનત કરનારા મજૂરીઆત લોકો પ્રયત્ન કરતાં જેટલે દરજ્જે સ્વચ્છ અને સુઘડ રહી શકે તેટલો તે પણ હતો. ત્યાર પછી માંદગી, ટાઢ, ભૂખમરો, નાઉમેદી, ગંદુ અને મેલું કામ, ઘરમાં ચાંચડ–માંકડ અને જૂઓનો ત્રાસ, એ બધાંથી આખરે કાયર થઇ જઇને તેણે શિયાળાની ઋતુમાં તો નાહવાનુંજ સાવ માંડી વાળેલું અને ઉનાળામાં

ફક્ત એક નાની કૂંડીમાં બેસીને નાહવાય તેવું નાહી લેતો. પણ નાની સરખી કૂંડીમાં આવડા મોટા ભાયડાના શરીરનો કેટલો ભાગ ડૂબે? આખે મોઢે માથે પાણીમાં પડીને નીરાંતે નાહવાનો લહાવો તો તેને વતન છોડયા પછી કદી મળ્યોજ ન હતો. જેલમાં રહ્યો તેટલો વખત નળ નીચે ઉભા ઉભા પાણીની ઝીણી ઝીણી અછ્છધારા વડે સ્નાન કરવાનો ( શાવર બાથનો ) સુયોગ મળ્યો હતો. પણ જેલમાંથી છૂટયા પછી પાછું નાહવાનું દેવાઇ ગયું હતું. પણ આજે તો તેને ફક્ત નાહવાનીજ નહિ પણ તરવું હોય તો તરવાની પણ પૂરતી સગવડ કુદરતે કરી આપી હતી.

પાણી પણ ખાસ્સું મજેનું હુંફાળું હતું. જર્ગિસ કપડાં કાઢી નાખતો ને નાના છોકરાની પેઠે કિલકિલાટ કરતો પાણીમાં કૂદી પડયો અને પાણીની છાલકો ઉરાડવા મંડયો. ત્યાર પછી પાણીમાં ને પાણીમાં પણ કિનારા આગળ બેઠો અને ઝીણી ઝીણી રેતી લઇને તેના વડે ધીમે ધીમે રીતસર પોતાના શરીરના એકેએક અંગને ઘસી ઘસીને સાફ કરવા લાગ્યો. તેને એમ થયું કે, આજે નાહવાનો લાગ મળ્યો છે ત્યારે તો પૂરેપુરોજ નાહું અને ચોખ્ખો ચટ થઇ જાઉં, જેથી કરીને શરીરે ચોખ્ખા થવાથી મન પણ કેવું હલકું હલકું બની જાય છે તે તો એક વાર જોઉં? માથાના વાળમાં પણ તેણે રેતી નાખી અને બેઉ હાથે મસળી મસળીને માથાના નીમાળા ધોઇ નાખ્યા તથા કાંસકીની જગ્યાએ આંગળીઓના નખ વડે ખોતરી ખોતરીને બધો ખોડો કાઢી નાખ્યો. તેના માથામાં જૂ અને લીખો પણ પુષ્કળ પાકી હતી. ડૂબકી માર્યા પછી પાણીમાં ને પાણીમાં જેટલી વાર ડૂબ્યા રહેવાય તેટલી વાર તે અંદરનો અંદર પડી રહ્યો કે કાંઇ કરતાં ગૂંગળાઇને જૂ મરી જાય છે? પછી તેણે જોયું કે હજી તડકો તો ઘણો છે તેથી બહાર નીકળીને કાંઠે મૂકેલાં કપડાં લઇ આવ્યો અને તેમને પણ એક એક કરીને ખૂબ ઝીંકીને મસાળીને ધોયાં. લૂગડાંનો મેલ અને ચીકણો પદાર્થ છૂટો પડીને પાણીમાં વહી જવા લાગ્યો તે સંતોષપૂર્વક જોતો ગયો અને કપડાંને તેમ તેમ વધારે વધારે મસળીને જેટલો નીકળે તેટલો મેલ નીચોવી કાઢવા મંડયો. ત્યાર પછી પાછાં તેમને પાણીમાં ખૂબ વાર સુધી તારવી કાઢયાં. તેને હવે મનમાં એવી થોડી થોડી આશા બંધાવા લાગી હતી કે, કદાચ કપડામાં ભરાઇ રહેલા ખાતરની દુર્ગંધ પણ વખતે નીકળે તો નીકળે પણ ખરી.

કપડાં નીચોવીને તડકામાં સૂકવી આવ્યો અને બરાબર સૂકાં

ગયાં ત્યાં સુધીમાં તેણે પાછી એક ઊંઘ ખેંચી કાઢી. જાગીને તરત કપડાં સૂકાયાં કે નહિ તે જોવા ગયો. ઉપરથી તો ખાસ્સાં કોરાં કટ થઇ ગયાં હતાં, પણ તળેની બાજુએથી જરા જરા ભીનાં હતાં; પણ તેને પાછી ભૂખ કકડીને લાગી હતી એટલે તે સૂકાઇ જાય ત્યાં સુધી તેને અહીં બેસી રહેવાનું પરવડે એવું ન હતું. તેથી તેણે ભીનાં ભીનાં કપડાં પહેરી લઇને આગળ ચાલવા માંડયું. તેની પાસે ચપ્પુ ન હતો તેથી જરાક વધારે મહેનત લઇને ઝાડની એક ડાળી સીધી જોઇને હાથ વડે ભાંગી લીધી અને તેને ઠીકઠાક કરીને તેની મજાની ભારે અને મજબૂત ડાંગ બનાવી લીધી. પછી આત્મરક્ષણને માટે આટલું શસ્ત્ર હાથમાં લઇને તે એ ને એજ રસ્તે આગળ વધ્યો.

તે ઝાઝો ચાલ્યો નહિ હોય એટલામાં વળી એક બીજા ખેડૂતનું ઘર તેણે આઘેથી દીઠું, તેથી જે નાળમાં રહીને ત્યાં જવાતું હતું તેમાં તે પેઠો. તે ત્યાં જઈ પહોંચ્યો તે વખતે એ ઘરનાં માણસોનો વાળુ કરવાનો વખતજ થયો હતો ને ઘરધણી રસોડાના બારણા આગળ ઉભો ઉભો હાથ ધોતો હતો. જર્ગિસે તેને કહ્યું: “ મને તમારે ત્યાં ખવડાવશો ? હું તમને મારા ખાધા જોગા પૈસા આપીશ. ” પેલાએ કહ્યું: “ ચાલ્યો જા અહીંથી. અમે રઝળતા ભામટાઓને ખવરાવતા નથી.”

જર્ગિસ કશો જવાબ ન આપતાં ત્યાંથી પાછો વળ્યો. પણ પેલા ખેડૂતની ખળીની પાછલી બાજુએ થઇને જતાં તેણે નવું તરતનું જ ખેડેલું અને ચાસેલું એક ખેતર દીઠું. તેમાં તેના માલિકે આડુનાં ઝાડની નાની નાની કલમો વાવી હતી. જર્ગિસે તેને પૈસા આપવા માંડયા છતાં પણ તેણે ખાવાનું ન આપ્યું તેથી તે એવો દાઝે બળી ઉઠયો હતો કે તે ચાલતો ગયો અને અકકેક આડુનો છોડવો પકડી પકડીને ઉખાડતો ગયો. એમ કરતો કરતો તે આખું ખેતર ઓળંગી ગયો ત્યાં સુધીમાં તેણે નહિ નહિ તો સો કરતાં વધારે કલમો ઉખાડી નાખી. હવે માનવસમાજની સામે યુદ્ધ કરવાને માટે તે મેદાન-પડયો હતો અને જે કોઇ તેની સાથે જરા પણ અયોગ્ય વર્તન કરે તેને આવીજ રીતે તેના કૃત્યનો બદલો આપવો એવા નિશ્ચય ઉપર આવી ગયો હતો. કોઇ એક થપ્પડ મારે તો સામે ત્રણ મારવી એવું નીતિ-સૂત્ર તેણે ઘડયું હતું. કોઇને નમ્યું ન આપવું, કોઇનો અન્યાય મૂંગે મોઢે સાંખી ન લેવો પણ થાય તેવા થઇને લડી ઝગડીને, સામાવાળાને મારીને જીવાય તેટલું જીવવું, એ સિદ્ધાંત ઉપર અવલંબીને સંસારના જીવનસંગ્રામમાં તેણે હવે કેડ બાંધીને ઝુકાવ્યું હતું.

પેલા ખેડૂતની વાડીમાંથી તે બહાર નીકળ્યો એટલે સામે થોડીક ઝાડી આવી. તેની પેલી મેર વળી શિયાળુ પાકનાં થોડાંક ખેતર આવ્યાં. ત્યાર પછી આગળ જતાં એક ધોરી રસ્તો આવ્યો. એ રસ્તે રસ્તે જર્ગિસે ચાલવા માંડયું. આગળ જતાં વળી પાછું કોઈ ખેડૂતનું ઘર આવ્યું. આ વખતે આકાશમાં વાદળ ચઢી આવ્યું તેથી જર્ગિસે આ ઘેર પોતાનું નસીબ અજમાવવાનો વિચાર કર્યો. તેણે ઘરધણીની પાસે જઇને કહ્યું કે, મને આજની રાત તમારે ઘેર ખવડાવો અને સૂઇ રહેવા દો તો તમારી મહેરબાની. પેલો ખેડૂત મારા તરફ જરા શકની નજરથી જુએ છે એમ જાણીને જર્ગિસે કહ્યુંઃ "તમે ગભરાશો નહિ. તમે કહેશો તો હું તમારી ખળીમાં સૂઇ રહીશ."

પેલો બોલ્યોઃ "એ તો ખરૂં—પણ તને બીડી પીવાની ટેવ છે?"

જર્ગિસ કહેઃ "કોઇ કોઇ વાર બીડી પીઉં છું પણ ખરો. પરંતુ તેમ હશે તો હું બહાર બેસીને પી લઇશ."

પેલા માણસે જરાક વાર વિચાર કરીને હા કહી ત્યારે જર્ગિસે તેને પૂછયુંઃ "શું લેશો? મારી પાસે ઝાઝા પૈસા નથી."

ખેડૂત બોલ્યોઃ "વાળુને માટે તારી પાસેથી વીસ સેન્ટ લઇશ અને ખળીમાં સૂઇ રહીશ તો સૂવાનું ભાડું કાંઇ નહિ લઉં."

જર્ગિસે કબૂલ કર્યું એટલે પછી પેલા ખેડૂતે તેને ઘરમાં આવવા દીધો. ખેડૂતની સ્ત્રી અને તેનાં ૭ છોકરાં એક ટેબલની આજુબાજુ વાળુ કરવાને માટે બેઠાં હતાં તેમની સાથે જર્ગિસને પણ બેસાડયો. ખાવાનું તો અહીં તેને પેટ ભરીને મળ્યું. બાફેલા વાલ, છૂંદેલા બટાટા, બીજાં શાકભાજી, ફળમાં પાકાં સ્ટ્રૉબેરી, મોટા મોટા રોટલા, માખણ અને એક મોટો ચંબુ ભરીને દૂધ. જર્ગિસ પરણ્યો હતો તે દહાડે ફક્ત આવું ખાવા પામ્યો હતો. ત્યારપછી સ્વાદિષ્ટ અને પેટપૂરતો ખોરાક તેને કદી મળ્યોજ ન હતો. તેથી તેણે તો એવું ખાધું કે વીસેય સેન્ટ વસૂલ કર્યા.

ઘરનાં બધાં નાનાં મોટાં એટલાં ભૂખ્યાં હતાં કે ખાતાં ખાતાં કોઇને વાતો કરવાની ફુરસદજ ન હતી. પણ વાળુ કરી રહ્યા પછી તે ખેડૂત અને જર્ગિસ ઘરનાં પગથીઆં ઉપર તંબાકુ પીવા બેઠા ત્યારે પેલાએ પોતાના પરોણાને તેને પોતાને વિષે સવાલ પૂછવા માંડયા. તેના જવાબમાં જર્ગિસે કહ્યું કે, હું અત્યાર સુધી શિકાગોમાં મજૂરી કરતો હતો. પેલાએ પૂછયું કે, તું હમણાં કયાં જવા નીકળ્યો છે? જર્ગિસે કહ્યું કે, હું તો એમનો એમજ જ્યાં જવાય ત્યાં રવડતો

છું. ત્યારે પેલાએ કહ્યું કે, જો એમજ છે તો અમારે ઘેરજ રહી જા ને? હું તને મારા ખેતરમાં કામે રાખીશ. "પણ મારે હમણાં કામ કરવાનો વિચારજ નથી." જર્ગિસે કહ્યું. ખેડૂતે તેના કદાવર શરીરને આંખ તળે કાઢયા પછી કહ્યું: "હું તને સારો પગાર આપીશ. ખાતાં–પીતાં રોજનો એક ડૉલર. અહીં મજૂરોની બહુ તાણ છે, પૂરતાં દહાડીઆં મળતાંજ નથી."

જર્ગિસે તરતજ પૂછયું: "આવું ઉનાળામાં અને શિયાળામાં બેઉ મોસમમાં રહે છે?"

પેલો માણસ કહે: "ના, ના, આ મોસમમાંજ. નવેંબર મહિનો બેસે એટલે તો પછી હું તને મારે ઘેર ન રાખી શકું—મારા ઘરમાં એટલો સમાસ નથી."

જર્ગિસ બોલ્યો: "હું પણ એમજ ધારતો હતો. મોસમના ચાર મહિના તું મારી પાસે કામ કરાવી લે અને પછી જ્યાં બરફ વરસવા માંડે એટલે તું મને પાણીચું આપે, ખરૂં ને?"

જર્ગિસ હવે પોતાની મેળે સ્વતંત્રપણે પોતાના હિતાહિતનો વિચાર કરતાં શીખી ગયો હતો.

પેલો ખેડૂત પણ જર્ગિસનો મુદ્દો સમજી ગયો. તે બોલ્યો: "છેક એમ તો નહિજ. જોને, શિયાળામાં તો તારા જેવા મજબૂત જુવાનને શહેરમાં અથવા બીજે ગમે ત્યાં કામ તો મળીજ રહેવાનું. કામ કરનારને કામનો તોટો છે?"

જર્ગિસ કહે: "ઉંઉંઉં! એમજ ધારીને બધા કૂવામાં પડે છે ને? શહેરમાં મજૂરી મળી રહેશે એમ ધારીને મજૂરીઆત લોકોનાં ધાડાં ને ધાડાં શહેરો તરફ વળે છે. ત્યાં એટલા બધાને માટે કામ હોતું નથી એટલે પછી કાં તો તેઓ ભીખ માગતા ફરે છે અને ચોરીઓ કરે છે. ત્યારે લોકો કહે છે કે, અહીં શહેરમાં શો લાડવો દાટયો છે? ગામડાંમાં ચાલ્યા જાઓને. ગામડાના લોકો 'મજૂર નથી મળતા, મજૂર નથી મળતા' એવી બૂમો પાડે છે."

ખેડૂત જરાકવાર વિચારમાં પડી ગયો. પછી તેણે છેવટનો એક સવાલ પૂછયો: "પણ તારી પાસે પૈસા છે તેટલા થઇ રહેશે ત્યાર પછીનું શું? ત્યારે તો તારે કાંઈ ને કાંઇ કામ તો કરવુંજ પડશે ને? કેમ? ખરૂં કહું છું ને?"

જર્ગિસ કહે: "થઇ રહેશે, ત્યારની વાત ત્યારે છે; આજે તો છે. મારી પાસે કશું નહિ રહે ત્યારે વળી જોઇ લઇશ."

જર્ગિસ ત્યાંથી ઉઠીને ખળીમાં જઇને સૂતો અને ખૂબ ઊંઘ્યો. સવારમાં પાછો તેને કૉફી, રોટલા, ઓટમીલની ભડકી અને ચૅરી ફળનો નાસ્તો મળ્યો. તેના બદલામાં ઘરધણીએ તેની પાસેથી ફક્ત પંદરજ સેન્ટ લીધા; કારણ કે જર્ગિસની આગલી રાતની દલીલોની તેના મન ઉપર કાંઇક શુભ અસર થઇ હતી. નાસ્તો કર્યા પછી તે કુટુંબને સલામ કરીને જર્ગિસ પાછો રસ્તે પડયો.

આ પ્રમાણે તેણે રખડાઉ જિંદગીનો આરંભ કર્યો. પેલા ખેડૂતે તેની સાથે જેવો ન્યાયી વ્યવહાર કર્યો હતો તેવો વ્યવહાર કરનાર તેને બીજો એક પણ માણસ મળ્યો નહિ. તેથી કરીને કેવા કેવા લોકોને ઉંબરે પણ ન ચઢવું અને બીજે કોઇ સારે ઠેકાણે આશ્રય ન મળે તો છેવટે ખેતરોમાં પડી રહેવું પણ નઠારા લોકોને ઘેર તો નજ જવું, એ બધું તે ધીરે ધીરે અનુભવ લઇ લઇને શીખી ગયો. કોઇ કોઈ વાર વરસાદ પણ વરસતો ત્યારે જર્ગિસ કોઇનું ખાલી પડેલું હવેડ ઝૂંપડું શોધી કાઢતો અને તેવું ન મળી આવે તો અંધારૂં થતા સુધી ગમે તેમ કરીને વખત કાઢી નાખતો. સારી પેઠે અંધારૂં થઈ જાય એટલે લાકડી હાથમાં ચપસીને પકડતો અને પછી છાનોમાનો, પગલાંનો અવાજ ન થાય એવી રીતે કોઇની ખળીની અંદર જઇને ભરાઈ જતો. ઘણીખરી વાર તો કૂતરાઓને તેની આવ્યાની ખબર પડે તે પહેલાંજ ખળીની અંદર પેસી જતો અને સવાર થતા સુધી પરાળની થપ્પીઓમાં ભરાઇને સૂઇ રહેતો. કોઈ કોઈ વાર કૂતરાઓ જાગી ઉઠતા અને ભાઉ ભાઉ કરીને તેને કરડવા દોડતા ત્યારે તે ગભરાઇને નાસાનાસ ન કરતાં તેમની સામે નજર માંડીને અવળે પગલે ધીરે ધીરે પાછો હઠી જતો. તેનું અસલનું રાક્ષસી બળ તો હવે રહ્યુંજ ન હતું, પણ હજી તેના હાથમાં એટલી તાકાત તો હતી કે તેના હાથની લાકડીનો એક ઝપાટો ખાધા પછી ભાગ્યેજ કોઇ ખેડૂતનો કૂતરો ઉઠીને ઉભો થાય અથવા તેને એકથી બીજી લાકડી મારવાની જરૂર પડે.

ત્યાર પછી તો થોડા દિવસમાં તેના રસ્તામાં ખેડૂતોની વાડીઓ આવી. તેમાં રાસ્પબેરી અને બ્લૅકબેરી નામનાં ફળોનો પુષ્કળ ફાલ બેઠો હતો, તેથી પેટ ભરીને મફતનાં ફળ ખાવા મળતાં એટલે જર્ગિસને ખોરાકને માટે પૈસા ખરચવાની તેટલો વખત તો જરૂરજ ન પડી. વળી સક્કરજનની વાડીઓ પણ રસ્તામાં આવતી. બટાટાનાં ખેતર તો

છું. ત્યારે પેલાએ કહ્યું કે, જો એમજ છે તો અમારે ઘેરજ રહી જા ને? હું તને મારા ખેતરમાં કામે રાખીશ. "પણ મારે હમણાં કામ કરવાનો વિચારજ નથી." જર્ગિસે કહ્યું. ખેડૂતે તેના કદાવર શરીરને આંખ તળે કાઢ્યા પછી કહ્યું: "હું તને સારો પગાર આપીશ. ખાતાં–પીતાં રોજનો એક ડૉલર. અહીં મજૂરોની બહુ તાણ છે, પૂરતાં દહાડીઆં મળતાંજ નથી."

જર્ગિસે તરતજ પૂછ્યું: "આવું ઉનાળામાં અને શિયાળામાં બેઉ મોસમમાં રહે છે?"

પેલો માણસ કહે: "ના, ના, આ મોસમમાંજ. નવેંબર મહિનો બેસે એટલે તો પછી હું તને મારે ઘેર ન રાખી શકું—મારા ઘરમાં એટલો સમાસ નથી."

જર્ગિસ બોલ્યો: "હું પણ એમજ ધારતો હતો. મોસમના ચાર મહિના તું મારી પાસે કામ કરાવી લે અને પછી જ્યાં બરફ વરસવા માંડે એટલે તું મને પાણીચું આપે, ખરૂં ને?"

જર્ગિસ હવે પોતાની મેળે સ્વતંત્રપણે પોતાના હિતાહિતનો વિચાર કરતાં શીખી ગયો હતો.

પેલો ખેડૂત પણ જર્ગિસનો મુદ્દો સમજી ગયો. તે બોલ્યો: "છેક એમ તો નહિજ. જોને, શિયાળામાં તો તારા જેવા મજબૂત જુવાનને શહેરમાં અથવા બીજે ગમે ત્યાં કામ તો મળીજ રહેવાનું. કામ કરનારને કામનો તોટો છે?"

જર્ગિસ કહે: "ઉંઉંઉં! એમજ ધારીને બધા કૂવામાં પડે છે ને? શહેરમાં મજૂરી મળી રહેશે એમ ધારીને મજૂરીઆત લોકોનાં ધાડાં ને ધાડાં શહેરો તરફ વળે છે. ત્યાં એટલા બધાને માટે કામ હોતું નથી એટલે પછી કાં તો તેઓ ભીખ માગતા ફરે છે અને ચોરીઓ કરે છે. ત્યારે લોકો કહે છે કે, અહીં શહેરમાં શો લાડવો દાટ્યો છે? ગામડાંમાં ચાલ્યા જાઓને. ગામડાના લોકો 'મજૂર નથી મળતા, મજૂર નથી મળતા' એવી બૂમો પાડે છે."

ખેડૂત જરાકવાર વિચારમાં પડી ગયો. પછી તેણે છેવટનો એક સવાલ પૂછ્યો: "પણ તારી પાસે પૈસા છે તેટલા થઇ રહેશે ત્યાર પછીનું શું? ત્યારે તો તારે કાંઈ ને કાંઇ કામ તો કરવુંજ પડશે ને? કેમ? ખરૂં કહું છું ને?"

જર્ગિસ કહે: "થઇ રહેશે, ત્યારની વાત ત્યારે છે; આજે તો છે. મારી પાસે કશું નહિ રહે ત્યારે વળી જોઇ લઇશ."

જર્ગિસ ત્યાંથી ઉઠીને ખળીમાં જઇને સૂતો અને ખૂબ ઊંઘ્યો. સવારમાં પાછો તેને કૉફી, રોટલા, ઓટમીલની ભડકી અને ચૅરી ફળનો નાસ્તો મળ્યો. તેના બદલામાં ઘરધણીએ તેની પાસેથી ફક્ત પંદરજ સેન્ટ લીધા; કારણ કે જર્ગિસની આગલી રાતની દલીલોની તેના મન ઉપર કાંઇક શુભ અસર થઇ હતી. નાસ્તો કર્યા પછી તે કુટુંબને સલામ કરીને જર્ગિસ પાછો રસ્તે પડયો.

આ પ્રમાણે તેણે રખડાઉ જિંદગીનો આરંભ કર્યો. પેલા ખેડૂતે તેની સાથે જેવો ન્યાયી વ્યવહાર કર્યો હતો તેવો વ્યવહાર કરનાર તેને બીજો એક પણ માણસ મળ્યો નહિ. તેથી કરીને કેવા કેવા લોકોને ઉંબરે પણ ન ચઢવું અને બીજે કોઇ સારે ઠેકાણે આશ્રય ન મળે તો છેવટે ખેતરોમાં પડી રહેવું પણ નઠારા લોકોને ઘેર તો નજ જવું, એ બધું તે ધીરે ધીરે અનુભવ લઇ લઇને શીખી ગયો. કોઇ કોઈ વાર વરસાદ પણ વરસતો ત્યારે જર્ગિસ કોઇનું ખાલી પડેલું હવેડ ઝૂંપડું શોધી કાઢતો અને તેવું ન મળી આવે તો અંધારૂં થતા સુધી ગમે તેમ કરીને વખત કાઢી નાખતો. સારી પેઠે અંધારૂં થઈ જાય એટલે લાકડી હાથમાં ચપસીને પકડતો અને પછી છાનોમાનો, પગલાંનો અવાજ ન થાય એવી રીતે કોઇની ખળીની અંદર જઇને ભરાઈ જતો. ઘણીખરી વાર તો કૂતરાઓને તેની આવ્યાની ખબર પડે તે પહેલાંજ ખળીની અંદર પેસી જતો અને સવાર થતા સુધી પરાળની થપ્પીઓમાં ભરાઇને સૂઇ રહેતો. કોઈ કોઈ વાર કૂતરાઓ જાગી ઉઠતા અને ભાઉ ભાઉ કરીને તેને કરડવા દોડતા ત્યારે તે ગભરાઇને નાસાનાસ ન કરતાં તેમની સામે નજર માંડીને અવળે પગલે ધીરે ધીરે પાછો હઠી જતો. તેનું અસલનું રાક્ષસી બળ તો હવે રહ્યુંજ ન હતું, પણ હજી તેના હાથમાં એટલી તાકાત તો હતી કે તેના હાથની લાકડીનો એક ઝપાટો ખાધા પછી ભાગ્યેજ કોઇ ખેડૂતનો કૂતરો ઉઠીને ઉભો થાય અથવા તેને એકથી બીજી લાકડી મારવાની જરૂર પડે.

ત્યાર પછી તો થોડા દિવસમાં તેના રસ્તામાં ખેડૂતોની વાડીઓ આવી. તેમાં રાસ્પબેરી અને બ્લૅકબેરી નામનાં ફળોનો પુષ્કળ ફાલ બેઠો હતો, તેથી પેટ ભરીને મફતનાં ફળ ખાવા મળતાં એટલે જર્ગિસને ખોરાકને માટે પૈસા ખરચવાની તેટલો વખત તો જરૂરજ ન પડી. વળી સફરજનની વાડીઓ પણ રસ્તામાં આવતી. બટાટાનાં ખેતર તો

પાર વિનાનાં. જર્ગિસ એ બધાં ફળની વાડીઓ ક્યાં ક્યાં છે અને તેમાં ક્યાં રહીને પેસાય છે તે બધું દહાડો છતાં જોઇ રાખતો. પછી રાત પડે એટલે માંહે પેસીને ખવાય તેટલાં ફળ ત્યાંનો ત્યાં ખાઈ જતો અને બીજા દહાડાને માટે ગજવામાં ભરાય તેટલાં ભરી લેતો. બે વાર તો તેણે કોઇ ખેડૂતની મરઘડીને તફડાવી પાડી અને પછી તેની જ્યાફત ઉડાવી—એક વાર તો કોઇની હવેડ ખળીમાં અને બીજી વાર નદી-કાંઠે એકાન્ત જગ્યા જોઇને મરઘડીને શેકી ખાધી. આવું તેવું કાંઇ કરતાં કાંઇજ ન મળે—કાચા બટાટા પણ ચાવી ખાવાના ન મળે—ત્યારે પોતાની ગાંઠનાં દોઢીઆં ખરચતો અને ખરચ કરતી વખતે જીવ ચોળ્યા વગર ખરચ કરી નાખતો. કારણ કે તેના મનને એટલો વિશ્વાસ હતો કે, મારે જ્યારે પાંચ પૈસા કમાઇ લેવા હશે ત્યારે મને કાંઇ વાર લાગવાની નથી. રમતાં રમતાં અડધો કલાક કોઇનાં લાકડાં ચીરી આપ્યાં એટલે ખાવાનું. ખાવાનું શું દુઃખ ? અને જ્યાં તેને એક વાર લાકડા ઉપર ધડાધડ કુહાડાના ઘા કરતો ખેડૂતે દીઠો એટલે તો તેજ તેને બે પૈસા વધારે મજૂરી આપે કે કાંઇ કરતાં આવો સબળો મજૂર મારે ઘેર મજૂરીએ રહી જાય છે ?

પણ જર્ગિસને તો કોઇની નોકરી કરવીજ ન હતી ત્યાં પછી નોકરીનો સવાલજ ક્યાં રહ્યો ? તે તો હવે પૂરેપુરો સ્વતંત્ર બન્યો હતો, પહેલા નંબરનો ચાંચીઓ થઇ ગયો હતો. સ્વચ્છન્દે રખડતા ફરવાનો શોખ તેના લોહીમાં પ્રવેશ કરી ચૂક્યો હતો. તેને તો બંધન-મુક્ત, સ્વચ્છન્દ જીવનનો લહાવો પેટ ભરીને લેવો હતો. રોજ નવાં નવાં સ્થળ જોવાં, રોજ નવાં નવાં સાહસો ખેડવાં, રોજ નવી નવી મુશીબતોની સામે થવું અને મનમાં અનંત આશાઓને પોષણ આપ્યા-જ કરવું, એજ હવે તેના જીવનનો આદર્શ ઠર્યો હતો. ગામડાંમાં જન્મ્યો હોય અને વનવગડામાં વનવાસીઓની માફક પોતાની જિન્દ-ગીનો મોટો ભાગ વ્યતીત કર્યો હોય એવા માણસને કોઇ એકની એક જગ્યાએ રાત-દિવસ પૂરી રાખે, ધૂમાડીઆં કારખાનાં અને લાકડાંનાં પાટીઆંનાં બનાવેલાં કંગાલ ગંદાં ઘર સિવાય બીજું કોઇ પણ દશ્ય તેની નજરે પડેજ નહિ, એવી કોઈ પૃથ્વી ઉપરના નરકવાસ જેવી જગ્યાની અંદર તેને ગોંધી રાખે અને પછી તે માણસ એકદમ ત્યાંથી છૂટો થઇ જાય, ભૂરા સ્વચ્છ આકાશના છત્ર નીચે મન ધરાય ત્યાં સુધી ભટકવાની તેને સ્વતંત્રતા મળી જાય, રોજ રોજ નવાં નવાં પ્રાકૃતિક દશ્યો નિહાળવાની, નવાં નવાં ગામ, નગર ઇત્યાદિ જોવાની દર કલાકે જુદા જુદા સ્વભાવવાળાં માણસોના પરિચયમાં આવવાની

અને માનવજીવનનાં વિવિધરંગી ચિત્રોમાંથી રોજ નવા ને નવા ચિત્રપટ જોવાની તેને તક મળી જાય અને તે પણ પાછી કાયમને માટે મળી જાય તો તે માણસ આનંદથી ગાંડો થૈસે કેમ ન થાય ? દરરોજ એકનું એકજ કામ સવારથી માંડીને સાંજ સુધી જેને કર્યાં કરવાનું હોય, કામ કરતાં કરતાં શરીર છેક થાકીને લોથપોથ થઇ જાય ત્યારે ઊંઘી જવાનું અને બીજે દહાડે જાગ્યા એટલે પાછું એનું એજ કંટાળાભરેલું કામ કર્યાંજ કરવાનું—તે માણસ એકદમ સ્વતંત્ર બનીને ઉભો રહે, કોઇને પોતાના કામનો હિસાબ આપવાનુંજ તેને ન રહે, મરજીમાં આવે ત્યારે અને મરજીમાં આવે એટલુંજ કામ કરવાની અને ઊંઘવું હોય, ભટકવું હોય, ત્યારે ઊંઘવાની ને ભટકવાની જેને પૂરેપુરી છૂટ મળી જાય, દરરોજ નવાં નવાં દિલને ઉશ્કેરે એવાં સાહસો ખેડવાની તક મળી જાય પછી તે માણસના સુખમાં બાકી શી રહે ?

હવે આગલા દિવસમાં તેનું શરીર પણ સુધરી જવા આવ્યું હતું. તેણે છેલ્લાં અઢી વરસમાં ગુમાવેલું જુવાનીનું જોર–તેનું અસલનું ઉછળતું જોમ–પાછું ફરીથી તેની નાડીઓમાં કૂદાકૂદ કરવા લાગ્યું. ચીમળાઇ ગએલા ઝાડને નવી કુંપળો ફૂટે તેમ તેના શરીરમાં નવું રુધિર, નવો પ્રાણ, નવો ઉત્સાહ થનગનવા લાગ્યાં. તે તો એમ ધારતો હતો કે, હવે હું કદી બળવાન બનવાનો નથી. મારૂં જુવાનીનું જોર ગયું તેજ ગયું. પણ તે એકદમ પાછું પ્રકટી નીકળ્યું અને એવું પ્રકટી નીકળ્યું કે જાણે સમુદ્રની ઉભરાતી ભરતી. આ શું થાય છે તે જોઇને તેને પોતાને અચરજ પેદા થયું. તે પોતે ગભરાઇ ગયો, ચોંકી ઉઠયો કે આટલું બધું જોમ પાછું આવ્યું કયાંથી ? તેને તો જાણે તેનું બાળપણ પાછું આવ્યું હોય એવું લાગવા માંડયું. તેણે જાણે જુવાનીમાં નવેસરથી પ્રવેશ કર્યો હોય એવી તેના શરીરની કાન્તિ ફરી ગઇ. તેની ચાલમાં જુવાનીનો થડકો આવી ગયો, તેની આંખોમાં નવું નૂર ચળકવા લાગ્યું, તેની નસેનસમાં નવીન પ્રાણનો સંચાર થઇ ગયો. તે પાછો પહેલાંની પેઠે ઠેકડા મારતો મારતો ચાલવા લાગ્યો. એક વાર લિથુઆનિયાના જંગલોમાં રહેતો હતો ત્યારે તે જેવો હતો તેવો પાછો ફરીથી બનવા લાગ્યો. તેનું કારણ એક તો તેને પેટ ભરીને ખાવાનું મળતું હતું, આખો દિવસ સ્વચ્છ ખુલ્લી હવામાં રહેવાનું મળતું હતું, તેના શરીરને સુખ થાય એવી અંગકસરત મળતી હતી, અને આ બધા ઉપરાંત તેના માથા ઉપરનો ચિન્તાનો, કલેશનો નિર્ધનતાની હાડમારીઓનો બોજો એકદમ ઉતરી ગયો હતો, જેથી તેનું હૃદય નાના બાળકના જેવું હલકું ફૂલ બની ગયું હતું. પાંચ વાગે

એટલે ઉઠવાનું મન હોય કે ન હોય, પણ ઉઠીને કારખાને જવું પડતું હતું તેને ઠેકાણે આજે જ્યારે છેકજ ઉંઘ ન આવે ત્યારે તે પોતાની મેળે જાગતો અને શરીરમાં કૂદાકૂદ કરતા જોરનો હવે શો ઉપયોગ કરવો તેની સૂઝ ન પડવાથી પોતાના હાથને ખૂબ જોરથી આમ તેમ હલાવતો અને પછી ગાતો ગાતો અથવા મોઢેથી સીસોટીઓ વગાડતો વગાડતો ચાલવા માંડતો. જે જૂનાં ગાયન તેને એક વાર મોઢે હતાં અને જેમને તે લગભગ ભૂલી જવા આવ્યો હતો તે પાછાં સાંભરી આવ્યાં અને ચાલતાં ચાલતાં જેમ જેમ સાંભરતાં જાય, તેમ તેમ મુક્તકંઠે લલકારવા લાગ્યો. આ બધા આનંદની હેલી વચમાં વચમાં તેને એન્ટેનાસ તો યાદ આવતોજ. તેને થતું કે, હવે મારે તેને કદી જોવો નથી, હવે તેના કાલાકાલા બોલ ફરીથી સાંભળવા નથી. એવે વખતે તેના હૃદયમાં લાગણીઓનું વાવાઝોડું ચઢી આવતું પણ તેને દાબી દેવાને માટે તે ખૂબ મથન કરતો. કોઇ કોઇ વાર રાત્રે તેને ઓનાનાં સ્વપ્ન આવતાં, સ્વપ્નમાં તેને પોતાની પાસે આવેલી જોતો, તેને ભેટવાને માટે ઉંઘમાં ને ઉંઘમાં હાથ પહોળો કરતો અને સ્વપ્ન ઉડી જતું ત્યારે રડી રડીને જમીન ભીંજવી નાખતો. પણ એ બધું તો ફક્ત રાત હોય તેટલોજ વખત. સવાર થાય એટલે તો પાછો ટટાર થઇ જતો, કોમળ લાગણીઓને હૈયામાંથી ખંખેરી નાખતો અને જગતની સામે જંગ માંડવાને માટે મેદાનમાં નીકળી પડતો.

પોતે અત્યારે કયા પ્રાન્તમાં છે અને હવે આગળ જતાં કયો પ્રાન્ત આવશે, કયું ગામ કે શહેર આવશે તેની તેને ખબર ન હતી અને તે વિષે કોઇને પૂછવાની તે દરકાર પણ રાખતો ન હતો. તે એમ કહેતો કે, મારે એ બધું જાણીને શું કામ છે ? આવડો મોટો વિશાળ દેશ મારી સામે પડયો છે અને ગમે તેટલાં વરસ સુધી ભટકયા કરીશ તો પણ તેનો કદી છેડો આવવાનોજ નથી, પછી શી ફિકર છે ? સંગાથની તો તેને કદી ખોટજ ન હતી. તેના જેવા બીજા ભામટાઓ જોઇએ તેટલા રવડતા ફરતા હતા. તેને જ્યારે કોઇની સોબત કરવાની ઇચ્છા થાય તો સોબતીઓ તો હમેશાં તૈયારના તૈયારજ. તે કહે એટલીજ વાર. ગમે તે ભામટાઓની ટોળીમાં ભળી જવાની ઇચ્છા થતી ત્યારે તે ભળી જતો. તેઓ બધા ભામટાના ધંધામાં પાવરધા હતા, જર્ગિસ નવો અને અણપલોટાએલો હતો. પણ ભામટાઓ પોતાના ધંધાભાઈની સાથે બંધુભાવ રાખતા હતા. ભામટા સમાજમાં જાતિ, દેશ અને વર્ણના ભેદભાવ હોતા નથી. એ લોકો જર્ગિસને પોતાના ધંધાની બધી ચાવીઓ શીખવી દેતા—ક્યાં

ક્યાં ગામમાં કે શહેરમાં જવુંજ નહિ, ક્યારે ક્યારે ભીખ માગવી, ક્યારે ક્યારે ચોરી કરવી, ક્યારે ક્યારે ચોરી અને ભીખ બેઉનો સામટો ઉપયોગ કરવો—એ બધું તેને ભણાવી દેતા. વળી ભામટાઓ એકબીજાને આખા દેશની ખબર પૂરી પાડતા. એ લોકો પણ પોતાના ખાનગી વ્યવહારને માટે ખાસ છૂપી સંજ્ઞાઓ વાપરતા અને તેનો ભેદ ભામટા સમાજની બહારનાને બતાવતા નહિ. ખેતરની વાડ ઉપર અમુક રંગનાં ચીંથરાં બાંધેલાં માલૂમ પડે ત્યારે તે ઉપરથી અમુક અમુક સમજી લેવું, એવી એવી ભામટાના ધંધાની છૂપી ચાવીઓ અને સંજ્ઞાઓ તેઓ જર્ગિસને પોતાનો જાતભાઇ જાણીને શીખવી દેતા. જર્ગિસ તેમને કહેતો કે, હું કોઇ કોઇ વાર પરચૂરણ મજૂરી કરીને અથવા પૈસા આપીને નિર્વાહ કરૂં છું ત્યારે તેઓ તેને મૂર્ખો કહેતા. તેઓ કહેતા કે, આપણને વગર પૈસે અને વગર મહેનતે જે જોઇએ તે મળી રહે પછી આપણે મજૂરી કરવાનું કે પૈસા ખરચવાનું કામજ શું? આપણે શું કામ મહેનત કરીએ? બધી દુનિયા મહેનત કરીને કમાય છે તે આપણે સારૂજ કમાય છે ને? કોઇ કોઇ વાર આખી ટોળીની ટોળી ઝાડની સારી ઘટાવાળી જગ્યા પસંદ કરીને ત્યાં પડાવ નાખતી અને પછી ત્યાંથી આસપાસનાં ગામડાંઓમાં ભીખ, ચોરી અથવા જે કાંઇ બની શકે તે, કરી લેવા નીકળી પડતી. એમાંના કોઇ કોઇને જર્ગિસની સાથે મન મળી જતું તેથી બેઉ જણ એકાદ અઠવાડીઆ સુધી ભેગા રવડવા નીકળતા અને એકબીજાને પોતપોતાની આપવીતી સંભળાવતા.

ભામટાનો ધંધો કરનારામાંથી કેટલાક તો એવા હતા કે જેમણે પહેલેથીજ ધંધો–રોજગાર કદી કર્યોજ ન હતો; પણ ચોરી, લફંગાઇ, જુગાર વગેરે નિન્દ્ય કર્મો છેક નાનપણથી અત્યાર સુધી કરતા આવ્યા હતા. પણ એવાઓને બાદ કરતાં બાકીનો મોટો ભાગ એક વાર પ્રમાણિકપણે મહેનત–મજૂરી કરનારા હતા અને જર્ગિસની પેઠે તેમણે પણ જીવનસંગ્રામમાં ટકી રહેવા માટે થાય તેટલું કર્યું હતું. પરંતુ કોઇને વહેલું અને કોઇને મોડું પણ આખરે તેમને સૌને સમજાઇ ગયું કે, આ લડાઇજ એવી છે અથવા સમાજની વ્યૂહરચનાજ એવી છે કે આપણે લડીએ લડીએ અને હારતાજ જઇએ. આપણે મહેનત કરી કરીને પૈસો કમાઇએ તે આપણા સામાવાળાઓને, શ્રીમંતોને ન્યાલ કરવાને માટેજ કમાઇએ અને આપણા હાથમાં તો ધૂળની ધૂળ. આવું જ્યારથી તેમને લાગ્યું ત્યારથી તેમણે ધંધો કરવાનું મૂકી દીધું અને આ રસ્તે વળ્યા.

આગળ જતાં જર્ગિસને વળી એથી જુદાજ પ્રકારના લોકોનો સમાગમ થયો. એ લોકોમાંથીજ ભામટાઓની ઉત્પત્તિ થાય છે. એમનામાંથી આર્થિક અને સામાજિક દબાણને લીધે જેઓ સમાજને છેક તળિયે જઇ બેસે છે તેઓ પછી નિરુપાયે ભામટાઓની ટોળીઓમાં દાખલ થઈ જાય છે અથવા પહેલેથીજ પોતાનો એક નવો જથ્થો બનાવી લે છે. એમને ઘરબાર હોતાં નથી, પણ જ્યાં કામ મળી શકે ત્યાં જઇને મજૂરી કરતા ફરે છે. એક ઠેકાણે મજૂરીની મોસમ પૂરી થાય અને ત્યાં કાંઇ કામ ન મળી આવે તો બીજી જગ્યાએ ઉપડી જાય છે. ગામડાંઓમાં જ્યારે પાકને લણવાની મોસમ આવે ત્યારે તેમનાં ટોળેટોળાં ગામડાંઓ તરફ વળે છે અને તે મોસમ પૂરી થાય ત્યારે પાછા શહેર તરફ વળે છે અને શહેરના ચાલુ બેકારોની સંખ્યામાં ઉમેરો કરે છે. દેશમાં જેમને માટે કાંઈ કરતાં કાંઇજ કામ મળતું નથી એવા વધારે પડતા ફાજલ મજૂરો, જેમની સંખ્યા પાર વિનાની છે, એ બધા આ પ્રમાણે જ્યાં જરાક કામ મળી જાય તે તરફ દોડતા ફરે છે; ક્રૂર, નિષ્ઠુર પ્રાકૃતિક નિયમો મુજબ તેઓ આ સ્થિતિમાં ઘસડાઇ આવ્યા હોય છે. સમાજમાં પ્રવર્તતા આર્થિક નિયમો તેમને એની એ સ્થિતિમાં જકડી રાખે છે અને દર વર્ષે કુદરતી નિયમ પ્રમાણે એ અભાગીઆં પ્રાણીઓની સંખ્યામાં ચાલુ વધારો થયાજ કરે છે. નિયમિત રોજગાર જેવું તો તેમને હોતુંજ નથી. જે કામ મળી આવે તે પણ થોડા વખતનું, અનિશ્ચિત અને આકાશવૃત્તિ જેવું; પણ એવું એવુંય એમને જે મળે તે કરવું તો પડેજ. ન કરે તો જાય ક્યાં ? દુઃખની વાત તો એ છે કે, તેમને પોતાનેજ તેમની હાલતનો પૂરો ખ્યાલ નથી હોતો. તેઓ માત્ર બેજ વાતો જાણે છે કે, અમે કામ શોધતા ફરીએ છીએ અને કામ અમારી આગળથી આઘું ને આઘું નાસતું ફરે છે. ઋતુ જેમ જેમ ફરતી જાય, તેમ તેમ તેઓ પણ પોતાનું રહેઠાણ બદલતા રહે છે. દાખલા તરીકે ઉનાળાની શરૂઆતમાં તેઓ ટેકસાસ પરગણામાં ચાલ્યા જાય છે. ત્યાર પછી થોડા વખત બાદ ઉત્તરના પરગણામાં પાક તૈયાર થાય છે એટલે તે તરફ વળે છે. એ પ્રમાણે પાકની મોસમનું અનુગમન કરતા કરતા શરદ ઋતુમાં મેનિટોબા પરગણામાં આવી પહોંચે છે. ખેતીની મોસમ આ પ્રમાણે કાઢી નાખ્યા પછી તેઓ બીજી મજૂરીની શોધ કરે છે. શિયાળામાં જંગલના ભાગમાં ઇમારતી લાકડાં કાપવાનું કામ ચાલે છે ત્યારે ત્યાં જઇને પડાવ નાખે છે. ત્યાં રોજી ન મળે ત્યારે કોઈ શહેરમાં ચાલ્યા જાય છે અને પાસે જે કાંઇ બચ્યું હોય તેના વડે

દહાડા કાઢે છે તેમજ પરચૂરણ મજૂરી કરીને ખોટ પૂરી કરી લે છે. ફુરજાઓમાં જઇને ઉભા રહે, ત્યાં વહાણમાં માલ ચઢાવવાનું અથવા વહાણમાંથી ઉતારવાનું કામ મળે તો તે પણ કરી લે. વળી ખાઇઓ ખોદવાનું કે પાવડે પાવડે બરફ ઉસેડી લેવાનું કામ મળે તો તેય કરે. પણ એમ કરતાંય કાંઈ બધાને તો કામ નજ મળી રહે. જો ગામમાં કે શહેરમાં જેટલા મજૂરનો ખપ હોય તે કરતાં જો ત્યાં વધારે ભરાઇ ગયા તો પછી જે નબળા હોય તેઓ રવડી મરે, કોઇ ભૂખથી મરી જાય અને કોઇ ટાઢથી મરી જાય. કુદરત પોતાના નિષ્ઠુર નિયમ મુજબ જે રીતે નબળાં, નકામાં, નમાલાં પ્રાણીઓનો અને વનસ્પતિઓનો નાશ કરીને પૃથ્વીનો ભાર ઓછો કરી નાખે છે તે પ્રમાણે એ લોકોનું પણ થાય છે. પણ ત્યાર પછીને વરસે પાછા તેટલા ને તેટલાજ થઇ રહે છે; તેથી કરીને નબળાં ખોખરાંને વીણી વીણીને મારી નાખવાનું કુદરતનું કામ તો ચાલુ ને ચાલુજ રહે છે.

હવે એમ કરતાં કરતાં જુલાઇ મહિનાનું પાછલું પખવાડિયું જવા લાગ્યું. જર્ગિસ એટલા વખતમાં ભટકતો ભટકતો મિસોરી પ્રાંતમાં પહોંચી ગયો. તે વખતે તે પ્રદેશમાં કાપણીની મોસમ ચાલતી હતી. ખેડૂતોએ ત્રણ–ચાર મહિના સુધી ખૂબ મહેનત કરીને ફસલ તો પેદા કરી હતી, પણ તેને જો વખતસર લણીને ખળામાં ભરી ન દેવાય તો તેમની બધીજ મહેનત પાણીમાં જાય એવો મામલો હતો. એક કે બે અઠવાડીઆંની અંદર તમામ ઉભો પાક લણાઇ જવોજ જોઇએ, નહિ તો બધોજ પાક બરબાદ કરી નાખે એવી ખરાબ મોસમ થોડા વખતમાં આવી જતી હતી. હવે એકલો ખેડૂત અને તેનાં ઘરનાં માણસો આટલા બધા કામનો આટલા થોડા દિવસમાં નિકાલ કરી શકેજ નહિ. બીજા રોજંદા મજૂરો પૂરા પાડનારી એજન્સીઓ ઉભી થઇ હતી. એજન્સીઓના દલાલો જ્યાંથી મજૂર મળી આવે ત્યાંથી શોધીશોધીને ગામડાંમાં લઈ જવાના કામમાં લાગી ગયા હતા. શહેરમાં તો મજૂર શોધ્યો જડતો ન હતો—જેટલા હતા તે બધા ગામડા ભણી દોડી ગયા હતા. કૉલેજોમાં આ વખતે લાંબી રજા હતી તેથી કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓમાંથી પણ જેઓ મજૂરી કરવા રાજી હતા તેમનાં ગાડે ગાડાં ભરાઇ ભરાઇને ગામડામાં ચાલ્યાં આવતાં. ખેડૂતો પણ આંધળા થઇને મજૂરોને માટે અંદર અંદર પડાપડી કરતા હતા. દરેક જણને પોતપોતાને જોઇતા મજૂરો વહેલા વહેલા લઇ લેવાની ઉતાવળ અને મજૂરો થોડા. ખેડૂતો આગળ આગળથી દોડી જઇને રસ્તામાંજ આગગાડીઓને અને મજૂરોથી ભરેલી મોટાર લૉરીઓને

બળજબરાઇથી ઉભી રખાવતા અને અંદર અંદર મારામારી કરીને મજૂરોને ખેંચી જતા. પગાર પણ તેઓ સરસ આપતા હતા—રોજનો બે ડૉલરનો પગાર (છ રૂપીઆ) અને ખાવા પીવાનું તથા સૂવા બેસવાનું મફત. સબળા શરીરના મજૂરને તો વળી ખાતાં પીતાં અઢી અઢી ત્રણ ત્રણ ડૉલરનો પગાર મળતો. ગમે તેવો હોય તો પણ બે ડૉલર તો ખરાજ. તેમાં વળી કોને ઘેર મજૂરોને સારૂં ખાવાનું મળે છે તેમાં ખેડૂતોની બાઇડીઓ અંદરઅંદર ચડસાચડસી કરે કે જેથી કરીને તેમને ઘેર રહેલો મજૂર બીજાને ઘેર ચાલ્યો ન જાય.

આ પ્રમાણે આખા પ્રાંતમાં જ્યાં કાપણીની ધૂન મચી રહી હોય તો પછી તે પ્રદેશમાં રહે અને છતાં જેને કામ કરવાનો ચેપ ન લાગે એવો સશક્ત માણસ તો કોઇ હોયજ નહિ. નમાલા માણસની વાત જુદી; પણ ચારે બાજુએ કામ કામ ને કામનો ચેપી રોગ ફેલાઈ ગયો હતો અને જર્ગિસના શરીરમાં તો હવે જોર માતું પણ ન હતું તેથી તેનો હાથ ઝાલ્યો ન રહ્યો. તે પણ મજૂરોની એક ટોળીમાં ભળી ગયો અને સવારથી તે મોડી રાત સુધી, રોજના અઢાર અઢાર કલાક લેખે તેણે પૂરાં બે અઠવાડીઆં સુધી મજૂરી કરી. પખવાડીઆને છેડે તેને જે પગાર મળ્યો તે રકમ એટલી મોટી હતી કે તેના પહેલાંના કંગાલિયતના દિવસોમાં તો તેને તે મોટી દોલત જેવી લાગી હોત; પણ આજે પૈસો તેને કશા ખપનો ન હતો. જેમને માટે તે પૈસો કમાવા ઇચ્છતો હતો તેઓ તો આ દુનિયામાંથી ચાલ્યાં ગયાં હતાં. હવે આટલા બધા પૈસાનું તેણે કરવું શું ? કોઇ કહેશે કે, તેણે કોઇ બૅન્કમાં જમા મૂકવા હતા અને પછી જ્યારે ખપ પડે ત્યારે તેમાંથી ઉપાડી ઉપાડીને વાપરવા હતા. પણ જર્ગિસ હવે ઘરબાર વિનાનો, કુટુંબ-કબીલા વગરનો, એકલો અટૂલો ભામટો થયો હતો અને આખા ખંડમાં રવડવા નીકળ્યો હતો. વળી ચૅક એટલે શું, હુંડી કેવી હોય, શાહજોગી ચિઠ્ઠીનો શો ઉપયોગ થાય–એ બધાનું તેને જ્ઞાન હતુંજ નહિ. એક ગામમાં ગમે તે બૅન્કમાં પૈસા જમા મૂકયા પછી બીજા ગમે તે ગામમાં જઇને તે પૈસા કેવી રીતે ઉપાડી શકાય એમાંનું કાંઇ પણ તે જાણતોજ ન હતો. પૈસા સાથે રાખીને ભટકે તો કોઇ તેને જરૂર મારીને લૂંટી લે એમાં તો કાંઈ શકજ નહિ. ત્યારે તેને થયું કે, આ પૈસા મારે અહીંના અહીંજ વાપરી નાખવા તથા એના વડે જેટલી મોજ ઉડાવાય તેટલી ઉડાવી લેવી અને પછી નચિંત થઇ જવું. તેનો પગાર ચૂકવાયો તે દહાડે શનિવાર હતો. તે બીજાઓની સાથે સાથે નજીકના શહેરમાં ચાલ્યો ગયો. તે વખતે વળી વરસાદ

પડયો એટલે આ અજાણ્યા ગામમાં ક્યાં જઇને ઉભા રહેવું ? એટલે પછી દારૂની દુકાન તો સામેજ હતી. બધાની જોડે જોડે જર્ગિસ પણ દારૂની દુકાનમાં પેઠો. જેમણે તેને દારૂ પાયો તેમને તેણે પણ પાયો. સારૂં તો વાળવુંજ પડે ને! બધાએ ધરાઇને દારૂ પીધો. પછી જેમને ગાતાં આવડતું હતું તેઓ ગાવા લાગ્યા. બીજાઓ વાતોના તડાકે ચઢયા, અને ત્યાં ખૂબ હસાહસ તથા આનંદ આનંદ થઈ રહ્યો. એજ દુકાનના પાછળના ભાગમાં એક રાતા રાતા ગાલવાળી અને હસમુખી જુવાન છોકરી બેઠી હતી. તે જર્ગિસના ભણી જોઇને જરાક હસી એટલે તો તેનું હૈયું એકદમ ઉછળીને તેના હોઠ ઉપર આવી ગયું. તેણે પણ તેના ભણી જોઇને મોઢું મલકાવ્યું અને ડોકું હલાવીને પોતાની પાસે આવવાની તે છોકરીને ઇસારત કરી. તેને તો એટલુંજ જોઇતું હતું એટલે તે તો તરત તેની પાસે આવીને બેસી ગઇ. પછી તો પૂછવુંજ શું ? જર્ગિસે બીજી વારનો દારૂ મંગાવ્યો અને બેઉ જણે ભેગાં બેસીને પીધો. પછી તે છોકરીની સાથે દારૂની દુકાનની ઉપરના માળના એક ઓરડામાં ગયો. એ ઓરડામાં પેઠો એટલે સૃષ્ટિના આરંભકાળથી ચીસાચીસ નાખીને જંગલોમાં બધે ઘૂમી વળતો પશુ-ભાવ જે તેના અંતઃકરણમાં દબાઇને પડી રહ્યો હતો તે એકદમ જાગ્રત થઇ ગયો અને અંદર બેઠો બેઠો ચીસાચીસ કરવા લાગ્યો. પણ તે જ્યાં એ જંગલી પશુને તાબે થવા જતો હતો એટલામાં તે પોતાના કૃત્યથી લજવાઇ ગયો અને એક વાર પોતે કોણ અને કેવો હતો તે સાંભરી આવવાથી તેને ઘણો પસ્તાવો થવા લાગ્યો. આથી કરીને એજ ઓરડામાં બીજાં સ્ત્રી–પુરુષો પણ આવી પહોંચ્યાં ત્યારે તે મનમાં રાજી થયો કે, એ લોકો આવ્યાં તે સારૂંજ થયું, નહિ તો હું ઘણુંજ ગંદુ કામ કરી બેસત. પછી સૌએ વળી પાછો દારૂ મંગાવ્યો અને બાકીની આખી રાત દારૂ પીને ખૂબ ધીંગાણું મચાવ્યું. એક ખાસ નોંધવા લાયક બીના એવી છે કે, વધારે પડતા ફાલતુ મજૂરોનું સૈન્ય જે જે પરગણામાં જાય, તે તે પરગણામાં તેમની પાછળ પાછળ તેમના જેવીજ રખડેલ, ઘરબાર વિનાની, પતિપુત્ર વિનાની સ્ત્રીઓનું પણ તેવડુંજ મોટું સૈન્ય ભમ્યા કરતું હતું. એ સ્ત્રીઓ પણ કુદરતના નિષ્ઠુર અપરિવર્તનીય નિયમો મુજબ પોતાના જીવનને ગમે તેમ કરીને ટકાવી રાખવાને માટે તેમનાથી થાય તેટલું મથન કરી રહી હતી. તેમની જુવાની અને તેમનું રૂપ, એ બે વાનાં જ્યાં લગી સલામત હોય ત્યાં લગી તેમને ખાવા–પીવાનું, પહેરવા–ઓઢવાનું તથા બીજાં આરામનાં સાધનો જોઇએ તેટલાં મળી રહે છે; કારણ કે દુનિયામાં

હરેક જગ્યાએ મોજશોખના ભૂખ્યા અને ગજવાંના તર લોકો હોય છે. પણ તેમના બધા દહાડા તો સરખા નજ જાય, તેમની ઉમ્મર વધતી જાય, જુવાની ઓસરતી જાય, રૂપ કરમાતું જાય, તેમ તેમ મોજશોખના બજારમાં તેમના ભાવ પણ ઉતરતા જાય. તેમના કરતાં વધારે જુવાન અને તેથી કરીને વધારે રૂપાળી સ્ત્રીઓ તેમનો ધંધો પડાવી લે અને તેમને છેક ખૂણે ધકેલી ઘાલે. બીજાં થોડાં વરસ પછી એ રૂપાળી સ્ત્રીઓની પણ એજ વલે થવાની અને તેમના પછી આવેલી તેમના કરતાં વધારે જુવાન સ્ત્રીઓ તેમને મારી હઠાવવાની. હવે રૂપના બજારમાં જેમનો ભાવ ઉપજતો ન હોય તેમણે કરવું શું? તેઓ ઝટ લઇને આપઘાત તો નજ કરે, જોકે અંતે તો તેમનું કાંઇક આવુંજ પરિણામ આવે છે. રસ્તા ઉપર ટાઢથી ઠરીને મરી ગએલી અથવા તળાવમાં જેનું મૂડદું મળી આવે એવી સ્ત્રીનો પૂર્વ ઇતિહાસ ખોળી કાઢયો હોય તો તેનું મૂળ અત્યંત ગરીબાઇને લીધે તેણે ગ્રહણ કરેલા અનીતિના ધંધામાંજ મળી આવે. હવે પેલી સ્ત્રીઓનો ધંધો જ્યારે શહેરમાં પડી ભાગે છે, ત્યારે તેઓ રખડતા મજૂરોનાં ટોળાંની પાછળ પાછળ ભમતી ફરે છે. કેટલીક પોતાની જાતે ચાલી આવે છે, કોઇ કોઇ વાર દારૂના દુકાનદારો પોતાની દુકાનની ઘરાકી વધારવાને સારૂ તેમને થોડો ભાગ આપવાનો કરીને પોતાની દુકાનમાં રાખે છે. વળી ખેડૂતોને મજૂરો લાવી આપનારી જેવી એજન્સીઓ હોય છે, તેવી પાછી કુટણખાનાંઓ માટે વેશ્યાઓ પૂરી પાડનારી છૂપી એજન્સીઓ કામ કરતી હોય છે. તેમની મારફતે પણ તેઓ મજૂરોની છાવણીઓ તરફ ચાલી આવે છે. કોઇ કોઇ વાર એકજ એજન્સી બેઉ ધંધા સાથે સાથે પણ ચલાવે છે—એક બાજુએ ખેડૂતોને માટે મજૂરોની ભરતી કરતા જાય છે અને બીજી બાજુએ તે મજૂરોને માટે વેશ્યાઓની પણ ભરતી કરતા રહે છે અને બેઉનાં ટોળાંને અમુક અમુક ગામ તરફ પોતાનીજ મોટર લૅારીઓમાં ભરીને મોકલાવી દે છે. તેમનો કાર્યક્રમ પણ ઋતુના ચક્રની સાથેજ ફરતો રહે છે. કાપણીની મોસમમાં ગામડાંઓમાં અને નાનાં નાનાં ગામોમાંજ બધી આવીને ભરાઇ હોય; શિયાળો બેસે એટલે જ્યાં ઇમારતી લાકડાં કાપનારા મજૂરોની છાવણીઓ પડી હોય ત્યાં તેઓ પણ જઇને પડાવ નાખે; કોઇ ઠેકાણે લશ્કરના સિપાઇઓની છાવણીની તેમને ભાળ મળે તો ત્યાં પણ ખરીજ; આગગાડીની સડક બનતી હોય, નહેર કે ખાણ ખોદવાનું કામ ચાલતું હોય અથવા તો કોઇ ઠેકાણે મોટો તમાશો થવાનો હોય તો ત્યાં પણ આવી સ્ત્રીઓ ટોળાંબંધ આવેલીજ હોય.

આવી જગ્યાએ તેમને જેવાં ઘર મળી આવે તેવાં ઘરમાં રહી પડે. કોઇ વાર લાકડાંનાં પાટીઆંનાં ઝૂંપડાંમાં, કોઇ વાર દારૂની દુકાનોમાં, કોઇ વાર વળી કોઇ કુટુંબના ઘરમાંથી એકાદ ઓરડો ભાડે રાખીને એક એક ઓરડામાં આઠ આઠ દસ દસ જણી ભેગી રહે અને તેમનો કલુષિત વ્યવસાય ચલાવે.

સવાર થયું ત્યારે જર્ગિસની પાસે એક દમડી પણ સમ ખાવા રહી ન હતી. પખવાડીઆમાં જેટલું કમાયો તેટલું એકજ રાતની અંદર ઉડાવી દઇને વળી પાછો પહેલાંની પેઠે ભટકતો થઇ ગયો. તેને પોતાની જાત ઉપર ધિક્કાર તો આવતોજ હતો અને પોતાના કૃત્યને માટે મનમાં બળાપો પણ થતો હતો. પરંતુ તેણે જીવનનું નવું નીતિ-સૂત્ર ઘડી કાઢયું હતું તેની મદદથી તેણે પશ્ચાત્તાપની લાગણીને દબાવી દીધી. પોતે ખરેખરો ઉલ્લુ બન્યો હતો એ વાત તો તે પોતે પણ કબૂલ કરતો હતો; પણ જે થઈ ગયું તે થઇ ગયું, નહિ થયું થવાનું નથી અને હવેથી એવું કામ કરી બેસાય નહિ તેને માટે સાવધાન રહેવા ઉપરાંત હાલમાં તો બીજું કાંઇજ થઇ શકે એમ નથી, એવું તે પોતાના મનને કહેતો ગયો. ચાલવામાં થતી અંગકસરતને લીધે તથા સ્વચ્છ હવાને લીધે તેના માથાનો દુખાવો મટી ગયો, જીવ બળ બળ થતો હતો તે પણ ટાઢો પડયો અને તેના શરીરનું કૌવત તથા મનનો આનંદ પાછાં હતાં તેવાં ને તેવાં થઇ ગયાં. પણ આવો બનાવ કાંઇ પહેલીજ વાર અને છેલ્લી વાર બન્યો ન હતો. તેણે આવું કામ નહિ કરવાનો શુભ સંકલ્પ તો કર્યો હતો, પણ તેનામાં વિચારશક્તિના કરતાં તાત્કાલિક આવેગનું જોર વધુ પ્રમાણમાં હતું તેથી બીજી કેટલીક વાર પણ તે આવાં ને આવાંજ કૃત્ય કરી બેસતો. દરેક વખતે તેનો જીવ બળતો, મનમાં પસ્તાવો થતો, ફરીથી બીજી વાર સંકલ્પ કરતો અને પાછો તેને તોડતો. એટલું ખરૂં કે, મોજશોખ ભોગવવાનો તેનો હંમેશનો સ્વભાવ બંધાઇ ગયો ન હતો. તેવું થવાને હજી ઘણી વાર હતી. રસ્તામાં રઝળતા ઘણાખરા ભામટાઓ ખાલી ખાલી રવડયાજ કરતા. કામ મળે તોપણ તેના તરફ જોતા સરખા નહિ. દારૂની કે સ્રીસંગની પ્રબળ ભૂખ તેમને કામ કરવાની છેક ફરજજ પાડે ત્યારે વળી જરાક મજૂરી કરી લેતા અને તે પણ ઉપર કહી તે બે જરૂરીઆત જેટલા પૈસા હાથમાં આવતા સુધીજ. જર્ગિસ હજી છેક આટલી અધોગતિએ પહોંચ્યો ન હતો. હજી એ અવસ્થાથી તે ઘણે છેટે હતો અને કદાચ તેવો થાય તો પણ ઘણો કાળ વીતી ગયા પછીજ.

ઉલટું તેની બાબતમાં તો એવું થતું કે તે પોતાના અંતરના નાદને રૂંધી મારવાને માટે ગમે તેટલું મથન કરતો, પણ તે છતાં પણ તે તેને રહી રહીને ડંખ માર્યાજ કરતો. કોઈ પણ મંત્રપ્રયોગ વડે શાન્ત થાયજ નહિ એવું કોઇ જબ્બર ભૂત તેને વળગ્યું હતું અને તેને ચેન પડવા દેતુંજ નહિ. ઘણી વાર તો તે ભૂત અણધારી જગ્યાએ એકાએક તેના ઉપર ચઢી બેસતું અને એવો સતાવતું કે તેને આખરે એમ થતું કે ચાલ, હવે તો જઇને દારૂ પી આવું અને દારૂના નશામાં બધા વિચારોને ડૂબાડી મારૂં.

એક વાર રાતને વખતે તે સખત વાવાઝોડા અને વરસાદના તોફાનમાં ઘેરાઇ ગયો. ગામથી થોડે છેટે કોઇનું નાનું સરખું ઘર હતું ત્યાં જઇને તેણે કહ્યું કે, આજની રાત તમારા ઘરમાં આશરો આપો તો મોટી મહેરબાની. એ કુટુંબ મજૂરીઆત વર્ગનું હતું અને તેઓ જાતના સ્લાવ હતા. શ્વેત રશિયાથી અહીં આવ્યે તેમને થોડોજ વખત થયો હતો. તેણે જર્ગિસને તેની માતૃભાષામાં જવાબ દીધો અને કહ્યું કે, ભલે અંદર ચાલ્યો આવ અને અમારી પાસે બેસીને પહેલાં તો જરાવાર તાપી લે. પછી તારા સૂવાની ગોઠવણ કરી દઇશું. તે ઘરધણીની પાસે વધારાનાં ખાટલો–ગોદડાં ન હતાં, પણ તેના ઘરના કાતરીઆમાં પરાળ પડયું હતું તેની પથારી કરી આપવાનો તેનો વિચાર હતો. તેની બાઇડી રાતનું ખાવાનું રાંધતી હતી અને છોકરાં રમતાં હતાં. જર્ગિસ તેમની સાથે સગડી પાસે તાપવા બેઠો. પછી પોતાના દેશની વાતો કરી. પેલાએ તેને પૂછયું કે, તું અહીં આવ્યા પછી કયાં કયાં રહ્યો અને કયાં કયાં મજૂરી કરી ખાધી ? રસોઇ તૈયાર થઇ ગઇ એટલે બધાં ઘરનાંની જોડે જર્ગિસને પણ ખાવા બેસાડયો. વાળુ કર્યા પછી જર્ગિસ અને તે ઘરનો ધણી બેઉ જણ તંબાકુ પીવા બેઠા અને પાછા વાતે ચઢયા. આ વખતે તેમણે એકબીજાને પોતપોતાના અમેરિકાના અનુભવો અને આ દેશને વિષે તેમના મનમાં બંધાએલા અભિપ્રાય કહ્યા. એવામાં ઘરધણીઆણી એક મોટી કૂંડીમાં પાણી લઇ આવી અને તેણે સૌથી નાના છોકરાનાં કપડાં કાઢવા માંડયાં તે જોઇને જર્ગિસ પોતાનું વાકય પણ પૂરૂં કર્યા વગર એકદમ અધવચ થંભી ગયો. ઘરનાં બીજાં બધાં છોકરાં તો તેમની સૂવાની જગ્યાએ જઇને પથારીઓમાં ભરાઇ ગયાં છે. પણ આ નાના છોકરાને સૂવાડતા પહેલાં અમારે રોજ નવરાવવો પડે છે એવું ઘરધણીએ જર્ગિસના સવાલના જવાબમાં કહ્યું. ત્યાર પછી તેણે કહ્યું કે, આ શિયાળો બેઠો ત્યારે છોકરાને શરદી ન લાગે તે સારૂ તેની માએ તેના અંગ ઉપરથી કપડાં

કાઢયાંજ નહિ, તો પછી તેને નવરાવવાની તો વાતજ શી? આખો શિયાળો તેણે એકનાં એક લૂગડાં પહેરીને કાઢયો. તેની માને અમેરિકાનાં આબોહવાનું જ્ઞાન હતું નહિ. શિયાળો તો જાણે ગયો, પણ જેવી હવામાં ગરમી આવવા માંડી તેવીજ છોકરાને આખે શરીરે રાતી રાતી ફોલ્લીઓ ફૂટી નીકળી. ડૉક્ટર કહે છે કે, તેને રોજ રાત્રે સૂવાડતી વખતે નવરાવશો તો ફોલ્લીઓ મટી જશે અને આ મૂર્ખી તેનું કહ્યું માને છે.

આ બધો ખુલાસો જર્ગિસને કાને પડયો ખરો, પણ તેનું લક્ષ કોઇ બીજેજ જગ્યાએ હતું તેથી તેનાથી પૂરો સંભળાયો નહિ. તે તો એકચિત્તે પેલા નાના છોકરાનેજ જોઇ રહ્યો હતો. તે નાનો અને ગાંડીઆ જેવો મજબૂત છોકરો હતો. તેના હાથપગ પોચા પોચા અને ચરબીવાળા હતા તથા પેટ ખાસ્સું ગોળમટોળ દડા જેવું હતું. આંખો પણ કાળીકાળી હતી. તેના શરીર ઉપર થએલી ફોલ્લીઓની તે બાળકને ઝાઝી કનવા ન હતી. તેણે તો પાણીની કુંડી દીઠી એટલે હાથપગ નચાવીને મોઢેથી કિલકિલાટ કરવા મંડયો. તેની માએ તેને કુંડીમાં બેસાડયો ત્યારે હાથે પગે પાણી ઉરાડતો ગયો અને ખિલખિલખિલ હસતો ગયો. ઘડીકમાં પોતાના પગની આંગળીઓ પકડે તો ઘડીમાં તેની માનું મોઢું ઝાલીને ખેંચે. પાણીમાં તેને ખૂબ મજા પડી. નાના ડુક્કરના બચ્ચાની પેઠે કરાંજતો જાય, પાણીમાં કૂદાકૂદ કરે અને ભારે રાજી રાજી થઇ જાય. તેને રશિયન બોલતાં આવડતું હતું, જેમાંનું થોડુંક જર્ગિસ પણ સમજી શકતો હતો. નાનાં છોકરાંઓના સ્વભાવ પ્રમાણે શબ્દોને ખૂબ વિચિત્ર રીતે બગાડીને બોલતો હતો. આ છોકરાને જોઇને જર્ગિસને એન્ટેનાસ સાંભરી આવ્યો, તેણે દાટી દીધેલો ઇતિહાસ તાજો થયો અને તેના હૈયામાં કારી જખમ વાગ્યો. તે કશું બોલ્યો નહિ, હાલ્યો પણ નહિ, પણ જ્યાં બેઠો હતો ત્યાં ને ત્યાં હાલ્યા ચાલ્યા વગર તદ્દન પૂતળાની માફક પોતાના બેઉ હાથ ચપસી રાખીને બેસીજ રહ્યો. તેના હૈયામાં ભયંકર વાવાઝોડું ઉઠયું હતું અને તેની આંખોની પાછળ આંસુનું પૂર ઉમટયું હતું. આખરે જ્યારે તેનાથી સહનજ ન થયું ત્યારે તેણે બેઉ હથેળીઓની વચ્ચે મોઢું ઢાંકી દીધું અને ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો. ઘરધણીને પણ તેને એકાએક આવું કરતો જોઇને ગભરાટ અને અચરજ પેદા થયાં. એક બાજુએ સ્ત્રી અને પુત્રના મરણની વેદના અને બીજી બાજુએ પોતાના ગંદા બીભત્સ જીવન તરફ ઉપજતો તિરસ્કાર, એ બે દુઃખના મારથી તે કાયર કાયર થઇ ગયો. તેની ધીરજ ખૂટી ગઇ. તે ઉઠીને ઉભો

થયો અને વરસાદ તો હજી વરસતોજ હતો તો પણ તેણે ઘર બહાર નીકળીને ઉભી વાટે ચાલવા માંડયું.

તે આંખો મીંચીને આગળ ને આગળ ચાલતોજ ગયો. એમ કરતાં કરતાં તે કાળી, ઘીચ, ઘનઘોર ઝાડી આગળ આવી લાગ્યો. ત્યાં પહોંચ્યા પછી ઝાડને ઓથે ભરાઇને બેઠો અને હૈયાફાટ રડયો. ભૂતકાળનાં દુઃખદ હૃદયવિદારક સંસ્મરણો, જેમને તેણે કબરમાં દફનાવી દીધાં હતાં, તે પાછાં કબરનો પથ્થર ઉથલાવીને બહાર નીકળી આવે અને તેના ગત જીવનનાં ભૂત તેને ચારે બાજુએથી ઘેરીને ફટકાવવા મંડી જાય તે વખતની વેદના, તે વખતની ઘોર નિરાશા તેમજ પ્રાણને રૂંધી નાખે એવો તે વખતનો પરિતાપ, એ તો જેણે વેઠયાં હોય તેજ જાણે. પોતે એક વાર કેવો હતો તેનું સ્મરણ અને હવે તેવો કદી પણ બીજી વાર થવાનો નથી એવી નિશ્ચયાત્મક ઘોર નિરાશા—એ બે ચક્કીનાં પડ નીચે તેનું જિગર પીસાઇ જતું હતું. ઓનાની અને તેના પ્રિય પુત્રની મૂર્તિઓને આઘેથી જોવી અને તેમની તથા પોતાની વચમાં આડી પડેલી અસીમ, અતલ, દુસ્તર ખોને લીધે તેમની પાસે પહોંચી જવાની અશકયતાનો સાક્ષાત્કાર કરવો એ કેટલું દુઃખદ છે? હું અને તેઓ સદાને માટે છૂટાં પડયાં એવું જાણવું અને છતાં જીવવું અને જીવીને રાતદિવસ આગમાં ચણચણવું એના કરતાં વધારે આકરી વેદના બીજી કયી હોય? પાણી વિના માછલી ટળવળે અથવા કોઇના પગ તળે છુંદાએલો કીડો તરફડે એમ તે તરફડતો ગયો, ડૂસકાં ભરતો ગયો. રડતો ગયો અને તે ઉપરાંત પોતાના હાલના કલુષિત જીવનના કીચડમાં ગૂંગળાઇ મરવા લાગ્યો!





# प्रकरण २३ मुं

શરદ્ ઋતુના પ્રારંભમાં જર્ગિસ પાછો શિકાગો જવા નીકળ્યો. હવામાં ગરમી ઓછી થઇ જવાથી ઘાસની થપ્પીમાં ભરાઇ જતાં પણ જ્યાં ટાઢ વાવા લાગી એટલે પછી ભટકવામાં જેટલો આનંદ હતો તેટલો બધોય એકદમ ઉડી ગયો. જર્ગિસને તેથી એવો વિચાર આવ્યો કે, હવે તો મારે શિકાગો પાછા જવું જોઇએ અને ખરેખરો શિયાળો બેસે તે પહેલાં કોઇ પણ ઠેકાણે ઠરી ઠામ થઇને રહેવું જ જોઇએ. તેનાજ જેવા બીજા હજારો લોકો જે ભૂલ કરતા આવ્યા હતા અને ખોટી આશામાં ફસાતા આવ્યા હતા તે ભૂલ તેણે પણ કરી અને કામ શોધનારા મજૂરોનાં ધાડાં ને ધાડાં શિકાગોમાં આવી લાગે તે પહેલાં ત્યાં જઈ પહોંચવાથી ઝટ નોકરી મળી જશે એવી ખોટી આશામાં તે પોતે પણ ફસાયો. હજી તેની પાસે પંદર ડૉલરની રકમ હતી અને તેટલી રહી જવાનું કારણ એ હતું કે, એટલી કિંમતની નોટો તેણે પોતાના બૂટના અંદરના પડની નીચે ખીલીઓ જડીને સંતાડી રાખી હતી. તેને કાઢવી હોય તો ઝટ લઇને નીકળે એવી પણ ન હતી. આટલાજ કારણને લીધે એ રકમ પીઠાંવાળાઓના હાથમાં જતી બચી ગઇ હતી. વળી ભરશિયાળામાં કદાચ મારે નોકરી–ધંધા વગર રવડવું પડે અને પાસે રાતી પાઇ હોય નહિ તો મારી શી વલે થશે તેની બીકને લીધે જર્ગિસ એ રકમને ખરચી નાખતાં અચકાતો હતો.

શિકાગો જવા નીકળ્યા પછી તેણે આખો પ્રવાસ પોતાનાજ જેવા બીજા માણસોની સાથે અને તેમનીજ રીતે પૂરો કર્યો. દહાડે ચલાય તેટલું ચાલવું, જ્યાંથી ખાવાનું મળે ત્યાંથી માગી ખાવું અથવા ચોરી લાવવું, અને રાત પડયા પછી લાગ જોઇને માલગાડી ઉપર ચઢી બેસવું તેમજ અનાજની ગૂણો વગેરેના ઉપર જેમ તેમ કરીને સાચવીને બેસી રહેવું, આ તેમની મુસાફરી કરવાની સદાની રીત હતી. આવી રીતે બેસવામાં જોખમ પણ કાંઇ થોડુંક ન હતું.

આગગાડી વેગબંધ દોડી જતી હોય અને એવામાં સડક એકાએક વાંકી વળે ત્યારે એવો ધક્કો લાગતો કે ધડાક લઇને ઉથલી પડવાનો અને છુંદાઇ મરવાનો મોટો ભય રહેતો અને તે છતાં આ લોકો એવા હૈયાધડા થઇ ગયા હતા કે આટલું જોખમ વેઠીને પણ એ રીતેજ મુસાફરી કરતા. શિકાગો આવતા સુધી તો જર્ગિસ આ લોકોની સાથેનો સાથેજ રહ્યો, પણ શહેરમાં પહોંચતાંજ તેમનાથી છૂટો થઈ ગયો; કેમકે તેની પોતાની પાસે પૈસા હતા અને પેલાઓની પાસે કોડી પણ ન હતી. તે સારી રીતે જાણતોજ હતો કે, હવે નોકરી-ધંધાને માટે, મૃત્યુના મોઢામાંથી ઉગરવાને માટે અમારી અંદર અંદર દારુણ જંગ મંડાવાનો છે અને મારે ગમે તેમ કરીને એ જંગમાંથી જીવતા સલામત નીકળી જવુંજ જોઇએ. અત્યાર સુધીમાં તેણે મેળવેલા અનુભવોના ફળરૂપ તેને અમુક પ્રકારની કુશળતા પ્રાપ્ત થઈ ચૂકી હતી અને આ જંગમાં તેનો ઘણામાં ઘણો અને સારામાં સારો ઉપયોગ કરીને બીજા બધા અવટાઈ મરે, છતાં આખરે પોતે જાતે એકલો પણ ટકી રહેશે એવી આશા રાખતો હતો. શિકાગો પહોંચ્યો તે વખતે પણ ઠંડીનું જોર ઝાઝું વધી ગયું ન હતું. વરસાદ ન હોય ત્યારે તે સરકારી બગીચામાં અથવા ખાલી મોટર ગાડીમાં અથવા તો કોઇનાં દેવદારનાં ખોખાં કે પીપ પડયાં હોય તેના ઉપર રાત કાઢતો. વરસાદ આવતો અને તેથી ઠંડી પણ વધી જતી, ત્યારે કોઈ વીશીવાળાને એક રાતના દસ સેન્ટનું ભાડું આપીને ત્યાંની એકાદ ખાલી અભરાઇ ઉપર સંકોડાઇને પડી રહેતો અને તેટલો ખરચ કરવો ન હોય તો ફક્ત ત્રણ સેન્ટનું ભાડું ખરચીને એવી કોઇ વીશીની ચાલીમાં ટૂંટિયું વાળીને રાત પૂરી કરતો. સસ્તા દરની વીશીઓમાંથી ગમે તે એકમાં જઇને ટંકના પાંચ સેન્ટ આપીને ખાઈ લેતો. આ બે બાબતો ઉપરાંત તે એક પાઇનો પણ પરચૂરણ ખરચ કરતો ન હતો. તેને પંદર ડૉલરની પૂંજીના ઉપર બે અઢી મહિના સુધી અને બની શકે તો એથી ય વધારે મુદત સુધી જીવવું હતું અને તેટલા વખતમાં તેને કોઈ પણ ઠેકાણે કામ મળી જશે એવો તેને વિશ્વાસ પણ હતો. ઉનાળાના કોરા દહાડામાં પોતે દરરોજ નાહીને, કપડાં ધોઇને ચોખ્ખોચટ થઇને ફરતો હતો તે ચોખ્ખાઇને-સુઘડતાને હવે અહીં આવીને રજા આપવી પડી હતી; કારણ કે પહેલી રાતે તે જ્યાં સૂતો હતો ત્યાંથી જ્યારે સવાર થયા પછી બહાર નીકળ્યો ત્યારે તેનાં લૂગડાંમાં ચાંચડ, માંકડ અને જૂ સળવળવા લાગ્યાં હતાં. તળાવને કિનારે જાય ત્યારે જ મોઢું ધોવા જેટલી સગવડ મળે; એ સિવાય આખા

વરની પેઠે હવે તેણે જીવવાનું રહ્યું. હવે ભાંગેલે હાથે, નબળા શરીરે, ભૂખે પેટે સાજા, સબળા અને ખાઇ પીને માતેલા થયેલા હરિફોની સામે ઝૂઝવાનો વખત આવી લાગ્યો અને એ સ્પર્ધાનું પરિણામ પણ તેની આંખો આગળ તરવરતું હતું. જંગલી જાનવરોમાં તેમજ માણસોમાં અંદર અંદર નિષ્ઠુર સ્પર્ધા ચાલતી આવે છે તેમાં જે કોઇ પ્રાણી કોઇ પણ કારણસર જરાક નબળું પડયું એટલે તેને ખોરાક મળવોજ મુસ્કેલ થાય છે. એક બે દિવસ ખોરાક વગર ગયા એટલે તે પહેલાંના કરતાં પણ વધારે બળહીન બની જાય છે, અને તેના જીવતા રહેવાના સંભવના ટકા દહાડે દહાડે ઓછાજ થતા જાય છે. આવી દશામાં જાનવર હતાશ થઇને કોઇ બોડમાં ભરાઈ જાય છે, જેથી કરીને બીજું કોઇ પણ પ્રાણી તેનો પ્રાણ લેવા ન આવે. પછી કાં તો દહાડે દહાડે ક્ષીણ થઇ થઇને અંતે મરી જાય છે અથવા જો તે જુવાન હોય તો તેનો જખમ રૂઝાતા સુધી નિરાહાર રહેવા છતાં નબળું નબળું પણ જીવતું રહે છે. ત્યાર પછી બીજાં જબરાં જાનવરોથી ચોરી છૂપીને પોતાના નબળા પંજામાં આવી જાય એવો સહેલો શિકાર મળી આવે તો તે ખાઇને પોતાનું ગુમાવેલું બળ પાછું મેળવી લે છે; પણ આ વખતે નહિ તો બીજે વખતે, ભવિષ્યમાં ગમે ત્યારે પણ એક વાર તો તેણે કાં તો લાંઘણ કરીને, કાં તો કોઈ હરિફને હાથે અને કાં તો કોઇ શિકારીની ગોળીથી મરવુંજ જોઇશે. તે નબળું પડી ગયું છે, જખમી થયું છે, એવો વિચાર કરીને તેના ઉપર કોઇ મહેરબાની બતાવતું નથી—તેની આવી વિપત્તિને વખતે તેને મદદ કરવી અને જીવનને ટકાવી રાખવાના તેના પ્રયત્નને વધારે સરળ અને સહેલો બનાવવો એ આપણી ફરજ છે, એવો વિચાર કોઇ પણ પશુને આવતો નથી. માણસોમાં પણ બરાબર એજ પ્રમાણેજ ચાલ્યું આવે છે. મનુષ્યોનો પરસ્પર વ્યવહાર પણ બરાબર આવોજ હોય છે. હવે જો જર્ગિસ ભીખ માગવા માંડે તો ત્યાં પણ તેને તેનો ભાંગેલો હાથ નડતરરૂપજ થઇ પડે. તેનાં કારણ તે આજે તો જાણતો ન હતો, પણ આગળ જતાં તેને અનુભવો મળ્યા તે ઉપરથી તે સમજી ગયો કે, હું ભીખ માગવા જાત તો પણ મારો ભાંગેલો હાથ મને એ ધંધામાં પણ ફાવવા દેત નહિ.

દવાખાનામાંથી નીકળતા વારને તો ઠંડીમાંથી પોતાની જાતનું કેમ રક્ષણ કરવું એ સિવાય બીજા કશાનો તેને વિચારજ આવ્યો નહિ. ઠંડીમાંથી રક્ષણ આપે એવી એકજ જગ્યા હતી તેથી તે જેવો દવાખાનામાંથી નીકળ્યો તેવોજ પોતાની એક જાણીતી દારૂની દુકા-

નમાં પેઠો. એ દુકાનમાં અગાઉ પણ તે ઘણી વાર ગયો હતો. અંદર જઇને તેણે દારૂની વરદી આપી અને તે મળ્યો એટલે પ્યાલી મોઢામાં ઠાલવીને ઠૂંઠવાતો ઠૂંઠવાતો સગડી પાસે જઇને ઉભો અને પીઠાવાળો ક્યારે તેને દુકાનમાંથી કાઢી મૂકે છે તેની સરવા કાન કરીને રાહ જોવા લાગ્યો. દારૂની દુકાનોનો સનાતન કાળથી ચાલ્યો આવેલો અને સર્વસંમત કાયદો એવો હતો કે, જે માણસ દારૂ ખરીદે તેણે દારૂ પીતાં જેટલો વખત લીધો હોય તેટલોજ બીજો વખત તેનાથી દુકાનમાં ઉભા રહેવાય. પછી દુકાનમાં વધારે વખત કાઢવાનો વિચારજ હોય તો તેણે બીજી વાર દારૂની માગણી કરવી. તેમ કરવું પરવડે એવું ન હોય તો આબરૂભેર મૂંગા મૂંગા બહાર ચાલ્યાજ જવું જોઇએ. પણ જર્ગિસ તો આ દુકાનનો જૂનો ઘરાક હતો તેથી તેને બીજાં ઘરાકો કરતાં થોડી વાર વળી વધારે ઉભા રહેવાની છૂટ મળે. પણ આ વખતે તે બે અઠવાડીઆં દવાખાનામાં કાઢીને હમણાં ત્યાંથીજ ચાલ્યો આવતો હતો અને દેખીતી રીતે તેની દશા ઘણી દયાપાત્ર હતી. દુકાનવાળો કદાચ તેની વાત સાંભળે, તેને દયા પણ ઉપજે પણ તેથી તેનું ઝાઝું વળે એવું ન હતું. કારણ કે દુકાનવાળો જરાક દયાળુ થવા જાય તો જર્ગિસના જેવા ઘરબાર વગરના મવાલીઓ એટલા બધા રવડતા હતા કે આવી ટાઢના દહાડામાં તો તેની દુકાનમાં એક તલપૂર પણ ખાલી જગ્યા રહેવા ન દે.

આવું સમજીને જર્ગિસ ત્યાંથી ચાલ્યો ગયો અને વળી બીજી એક દુકાનમાં પેઠો અને ત્યાં પણ તેણે ગજવામાંથી ચાર પૈસાના જેટલી કિંમતનો એક સિક્કો કાઢીને તેનો દારૂ મંગાવ્યો. તેને ભૂખ પણ કકડીને લાગી હતી અને કાંઇક ગરમાગરમ રંધાતું પણ હતું. દારૂ ખરીદે તેને કોઇ પણ ખોરાકની એક વાની મફત આપવાનો બધા પીઠાવાળાઓએ રિવાજ પાડયો હતો, પણ જેણે ખાવાનું મંગાવીને ખાધું તેથી તેનો દુકાનમાં વધારે વખત ઉભા રહેવાનો હક કપાઇ જાય એવો એક બીજો પેટાકાયદો હતો. પીઠાવાળાએ તેને ચેતવણી આપી કે, હવે જગ્યા ખાલી કરો; એટલે તે ત્યાંથી નીચી મૂઠી કરીને ચાલતો થયો. ત્યાંથી નીકળીને હલકો ધંધો કરનારી સ્ત્રીઓની ગલીમાં તે પેઠો. આ ગલીમાં તે પહેલાં પણ કોઇ કોઈ વાર એવી એકાદ સ્ત્રીના ઘરમાં જવાને વાસ્તે ઉંદરના જેવી આંખોવાળા તેના એક મોહિમિ-યન દોસ્તની જોડે પેઠો હતો. આ ગલીમાં પણ દારૂની દુકાનો તો હોયજ. આમાંનો કોઈ દુકાનદાર તેના ઉપર મહેરબાની કરીને તેને પોતાની દુકાનમાં બેસી રહેવા દેશે એવી મિથ્યા આશાનું તે હજી

સેવન કરતો હતો. હવે આ આશામાં કાંઇક વાસ્તવિકતાનો અંશ હોય તો તેનું માત્ર એકજ કારણ હતું. બીજી દુકાનોમાં તો કદાપિ નહિ પણ છેકજ હલકી શ્રેણીની દારૂની દુકાનોમાં, આવી શિયાળાની રાતે એકાદ બે મવાલીઓ વરસાદથી તરબોળ બનીને અથવા બરફથી સર્વાંગે ઢંકાઈ જઇને ચાલ્યા આવે તો કદાચ કોઇ દુકાનદાર તેમને સગડીની પાસે બેસીને તાપવાની રજા આપે પણ ખરો, કારણ કે પેલા મવાલીઓનાં જોવા જેવાં દયામણાં મોઢાં જોઇને કોઇ કોઇ રાહદારીને દુકાનમાં પેસવાનું મન પણ થઇ આવે તેથી આવા મવાલીઓને ઘરાકને આકર્ષવાનાં સાધન ગણીને દુકાનદાર બે ચાર ઘડી બેસવા દે તો તેની ઘરાકી વધે. હવે આવે વખતે કારખાનામાંથી અથવા પોતાના બીજા કામ ઉપરથી છૂટા થઇને ગજવામાં પગારના સિક્કા ખણખણાવતા મજૂરો ખુશાલીમાં એકાદ પ્યાલી પી લેવાને આવતા હોય, તેથી પેલા મવાલીઓના જેવા રડતી સૂરત જેવાં ડાચાંવાળા લોકોના દેખતાં એકલાં એકલાં ખાવા–પીવાનું ઘણાકને ન પણ ગમે, કેમકે આવો દેખાવ જોઇને તેના મનનો ઉમંગ ભાગી જાય. તેથી એવા ઘરાકમાંથી કોઈ બોલી ઉઠે: “કેમ દોસ્ત! કેમ તું આજે કાંઇ દીવેલ પીધા જેવું ડાચું કરીને બેઠો છે? કંઇક મુશ્કેલીમાં આવી પડયો હોઇશ?” આના જવાબમાં પેલો દરિદ્ર માણસ પોતાની મુશીબતોનું ભાગવત છોડે એટલે પેલો માણસ કહેઃ “ચાલ, ચાલ, હવે એ તો બધું થઈ રહેશે, પણ એકાદ પ્યાલો પેટમાં નાખીને ટટાર તો થઈ જા. આમ કયાં સુધી રડતી સૂરત જેવો બેસી રહીશ?” આટલું ઔપચારિક સંભાષણ કર્યા પછી બેઉ જણા દારૂની પ્યાલીઓ ગટગટાવવા માંડે. પેલો દરિદ્ર માણસ જો ભૂખાળવો હોય તો એકને ઠેકાણે બીજી પ્યાલી પણ લઇ નાખે, દૈવયોગે બેઉ જણા એકજ દેશના, એકજ ગામના, અથવા એકજ ધંધાના નીકળ્યા તો વળી તેઓ ખાતા પીતા જાય અને વાતે વળગે તે કલાક બે કલાક ત્યાંના ત્યાં કાઢી નાખે. આ બધું દુકાનદારના લાભમાંજ ઉતરે; કારણ કે જયારે પેલો ઘરાક દુકાન છોડે ત્યારે તેને નામે ઓછામાં ઓછું એકાદ ડૉલરનું બિલ થયુંજ હોય. ઘરાકની પાસેથી વધારે પૈસા કઢાવવાની આ તદબીર સૌને ઘણી ભયંકર તો લાગે; પણ એમાં દારૂની દુકાનવાળાનો ઝાઝો વાંક કાઢવા જેવું પણ નથી. કારખાનાંવાળાઓ પોતાના માલની બનાવટમાં દગો કરે છે અને સારા માલને નામે નઠારો માલ વેચે છે, તેમને આપણે પૂછીશું તો તેઓ કહેશે કે, અમે શું કરીએ? બજારની રીતજ એવી છે. અમે કદાચ એવું નહિ કરીએ

પણ બીજા બધા કર્યા વગર રહેવાના છે ? તેથી થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ, એ કહેવત પ્રમાણે જે સૌ કરે છે તે અમે કરીએ છીએ. દારૂની દુકાનવાળા પણ એવોજ જવાબ આપે છે. તેને પોતાને પણ ચૂસી ખાનારી બીજી અનેક જળો તેને લાગુ પડેલીજ હોય છે. પોલિસ અને આબકારી ખાતાવાળાઓનાં બચકાં તો ખરાંજ, પણ દારૂ ગાળનારી મોટી મોટી કંપનીઓ જેમની પાસેથી આ પીઠાંવાળાઓ દારૂ ખરીદે છે તેઓ તેમને એવા નીચોવી લે છે કે તેમને માથે હમેશાં કરજનો બોજો ચઢયાજ કરે છે અને એમ કરતાં તેમની દુકાન ઉપર તેમના લેણદારો કયારે ટાંચ લાવશે તેનું કશું કહેવાયજ નહિ. મૂડીવાદના ધોરણ ઉપર રચાએલી સંસારની વર્તમાન વ્યવસ્થાજ એવી છે કે સૌને એકબીજાનું રક્ત ચૂસીને જીવવું પડે છે અને એવું કરવાની તેની ઇચ્છા ન હોય તેને પણ દેશકાળની વ્યાપક અસરને અધીન થવું પડે છે.

જે દિવસની વાત ચાલે છે તે દહાડે સાંજે દારૂની દુકાનોમાં અમસ્તા બેસનારા મવાલીઓના બજારમાં ખૂબ ભીડ હતી. એકેએક દુકાનમાં સમાસ થાય તે કરતાં વધારે મવાલીઓ ભરાઇ ગયા હતા. તેથી જર્ગિસને માટે તો જગ્યાજ રહી ન હતી. તે એક પછી એક દુકાનની અંદર પેસી પેસીને જોતો ગયો. ઠંડી તો ક્ષણે ક્ષણે વધતીજ હતી, અને હજી તો આખી રાત કાઢવાની હતી. ઘરબાર અને વસ્ત્ર વગરનાંને માટે આ ખરેખરી કતલની રાત હતી. જર્ગિસને કોઇ પણ દુકાનમાં આશ્રયસ્થાન મળ્યું નહિ. તે ઘવાએલા ઢોરની પેઠે બ્હાવરી બ્હાવરી આંખે ઠંડીમાંથી બચી જવાની જગ્યા શોધવા લાગ્યો; વારા ફરતી ૭ દુકાનમાં જરા જરા બેસી આવ્યો અને ત્યાંની સગડીની હુંફ થોડી થોડી વાર લઇ આવ્યો તથા એટલી થોડી વારની ગરમી લેવાને માટે તેના ગજવામાંથી આના આનાની કિંમતના ૭ સિક્કા તો નીકળી ગયા. હજી તો સમીસાંજજ હતી. પોલિસ ખાતાનાં સ્ટેશન હાઉસ તો છેક મધરાતે ઉઘડતાં હતાં. તેટલી વાર શું કરવું અને ક્યાં આશરો લેવો ? પાંચ દુકાનમાંથી નાસીપાસ થઇને જ્યારે તે છઠ્ઠી દુકાનમાં પેઠો ત્યારે તે દુકાનનો વડો નોકર જર્ગિસનો ઓળખીતો નીકળ્યો અને તેના ઉપર થોડી ઘણી માયા પણ રાખતો હતો. તેણે જર્ગિસના ઉપર એટલી મહેરબાની કરી કે મારો શેઠ આવે ત્યાં સુધી તું ભલે એક ટેબલ આગળ બેસીને બેઠો બેઠો ઝોકાં ખાઇ લે અને શેઠ આવે ત્યારે ઉઠીને ચાલ્યો જજે. જર્ગિસે તેટલો વખત તે દુકાનમાં બેસીને ઝોકાં મારી લીધાં. વળી જ્યારે ત્યાંથી ઉઠીને બહાર

જવાનો વખત આવ્યો ત્યારે પેલા ગુમાસ્તાએ તેના હાથમાં કાંઈક આપ્યું પણ ખરું. એ દુકાનની પાસેનાજ મકાન આગળના ચોકમાં ધર્મ સંબંધી ભાષણ અને ભજન થવાનાં છે એવી મતલબનું જાહેર-ખબરનું પાટિયું લાગી ગયું હતું અને કેટલાક કારભારીઓ સભાને માટે તૈયારી પણ કરવા લાગ્યા હતા. આવી સભાઓમાં અને ભજન મંડળીઓમાં સૌથી મોટી સંખ્યા ઘરબાર વગરના રખડતા મવાલી-ઓનીજ હોય છે. તેમને ધર્મ અને ઇશ્વર ઉપર તો શ્રદ્ધા નથી હોતી; તેઓ પોતાની જાતનો અને પોતાની આસપાસના લોકોના અત્યા-ચારનો વિચાર કરે એટલે શ્રદ્ધા રહેવી પણ ન જોઇએ. પણ અહીં કથા, ભાષણ અથવા ભજન થાય એટલી વાર વગર ખરચે આરામથી તંબુના અથવા મંડપના આશ્રય નીચે હૂંફાળી જગ્યાએ બેસી રહે-વાનું મળશે, એવો વિચાર કરીને થોડા ઘણા નહિ પણ મવાલીઓનાં ધાડાં ને ધાડાં આવા ધાર્મિક સમારંભનો લાભ લેવા દોડયાં આવતાં હતાં.

જર્গিস પણ દારૂની દુકાનમાંથી જેવો નીકળ્યો તેવો સીધોજ તે તરફ વળ્યો. સભામંડપમાં પેસવાના દ્વાર આગળ એક પાટિયું માર્યું હતું અને તેની પાસે દીવો મૂકયો હતો કે જેથી આવતા-જતા સૌનું લક્ષ ખેંચાય. એ પાટીઆ ઉપર લખ્યું હતું: " સભાનું કામ બરા-બર સાડાસાત વાગે શરૂ થશે ત્યારે સૌને અંદર જવાની રજા મળશે." હવે જર્ગિસે વિચાર કર્યો કે, સભામાં જવાનો વખત થાય ત્યાં સુધી મારે કરવું શું ? ઉભા ઉભા તો ટાઢે ઠરી જવાય. તેથી તે થોડીક વાર ઉતાવળે ડગલે ચાલતો, થોડીક વાર દોડતો. પછી કાંઇક ભરાઈ જવા જેવી જગ્યા આવી જાય તો ત્યાં થોડી વાર લપાઇને ભરાઇ રહેતો, વળી પાછો દોડવા લાગતો; આ પ્રમાણે કરીને તેણે વચગાળાનો વખત પસાર કરી નાખ્યો; પણ તેટલા વખતમાં તે ઠરીને મરી જવોજ બાકી રહ્યો હતો. દરવાજો ઉઘડયો એટલે તે બીજા બધાની સાથે ધક્કાધક્કી કરતો અંદર ઘૂસ્યો. એમ કરવામાં તેનો અડધો પડધો સાજો થએલો હાથ બીજી વારનો ભાંગી જાય તેટલું જોખમ વેઠીને પણ તે અંદર ઘૂસ્યો, ઠેલાઠેલી કરતો કરતો સગડીની નજીકમાં નજીક જેટલે સુધી જઈ શકાયું તેટલે સુધી જઇને બેસી ગયો.

આઠ વાગ્યા ન વાગ્યા અને એટલી વારમાં સભામંડપ એટલો બધો ખચખચીને ભરાઇ ગયો કે વક્તાઓ તો તેમના મનમાં ફૂલાયા હોવા જોઇએ. જેમને અંદર પેસવાની જગ્યા ન મળી તેઓ બહાર ઉભા ઉભા ડોકીઆં કરવા લાગ્યા અને દરવાજા આગળ તો એવી

સજ્જડ ભીડ થઈ ગઈ કે ઉપરથી થાળી નાખી હોય તો તે પણ સૌનાં માથાં ઉપર થઇને ચાલી જાય. વક્તાઓમાં જરાક પાકટ વયના ત્રણ ગૃહસ્થો અને એક તરુણી એટલાં ચાર જણ હતાં. ત્રણે પુરુષો કાળો પોશાક પહેરીને આવ્યા હતા. પહેલાં તો તેમણે એક ભજન ગાયું અને પેલી તરુણીએ સૌથી આગળ બેસીને પિયાનો વગાડયું. પછી એ ત્રણમાંથી એક જણ ભાષણ કરવા ઉભો થયો. તે શરીરે ઉંચો અને ઘણોજ પાતળો હતો, તેણે દાઢી-મૂછ સફાચટ બોડાવ્યાં હતાં અને આંખે કાળાં ચશ્માં પહેર્યાં હતાં. જર્ગિસે તેનું ભાષણ કટકે કટકે સાંભળ્યું, કારણ કે તેની આંખમાં ઉંઘનું ઘેન આવી ગયું હતું. ઉંઘ આવે એટલે તેનાં નસ્કોરાં બોલતાં હતાં અને સાંઢ બરાડે એવો અવાજ તેના નાકમાંથી નીકળતો હતો. સભામાં જો ઉંઘ આવી જાય અને ઊંઘ આવે એટલે નસ્કોરાં તો બોલેજ તો પછી તેને ગળચીમાંથી પકડીને બહાર કાઢી મૂકે અને આવી કારમી ટાઢમાં તેને બહાર કાઢી મૂકે તે કરતાં તો ફાંસીની સજા પણ વધારે સારી. આ બીકને લીધે જેવું ઝોકું આવતું તેવોજ પાછો તે સફાળો થઇને જાગી ઉઠતો અને બે ઝોકાંની વચ્ચેના ગાળામાં જેટલા શબ્દો તેને કાને પડે તેટલા તે સાંભળી લેતો.

પાપ અને પાપની ક્ષમા, ઈશ્વરની અનંત કરુણા અને માનવીની નિર્બળતાને લક્ષમાં લઇને તેને વારંવાર ક્ષમા કરવાનો ઈશ્વરનો સ્વભાવ, એ ત્રણ મુદ્દા ઉપર વક્તા બોલતો હતો. તે જે કહેતો હતો તે ખરા અંતઃકરણપૂર્વક કહેતો હતો, તેના ઉપર તેનો પોતાનો ઉંડો વિશ્વાસ પણ હતો. તેનો ઉદ્દેશ પણ શુદ્ધ હતો. પણ જર્ગિસ તેનું ભાષણ જેમ જેમ સાંભળતો ગયો, તેમ તેમ તેના અંતઃકરણમાં ધિક્કારની લાગણી પ્રબળ થતી ગઇ. તેના મનમાં એવું થયું કે, આ માણસને પાપ અને દુઃખ શી વસ્તુઓ છે તેનું ભાનજ ક્યાં છે? જેના અંગ ઉપર ગરમ અને લીસી લપટ રૂંવાટીવાળા કાપડનો ડગલો છે, જેના ગળાનો કૉલર કાંજી પાઇને અસ્ત્રી કરેલો છે, જેના ખમીસના ઉપર સોનાનાં બટન છે, જેના સોનાના ઘડીઆળનો સોનાનો અછોડો દીવાના પ્રકાશમાં ઝગઝગે છે, જે પેટ ભરીને ખાઇને દુઃખ વિષે ભાષણ કરવા આવ્યો છે, અને જેના કોટનાં ગજવામાં નોટો અને ચાંદીના ડૉલર છે, તથા જે અહીંથી ઘેર જઇને ખાસ્સા હૂંફાળા બિછાનામાં સુંવાળા અને હૂંફાળા ધાબળા ઓઢીને વીજળીની સગડીઓથી ગરમ કરેલા ઓરડામાં સૂઇ જવાનો છે, તે માણસ પાપને વિષે, સંસારનાં દુઃખને વિષે અને તેમના નિવારણને વિષે શું જોઇને ભાષણ

કરવા આવ્યો હશે ? અને તે પણ કોની આગળ ? જેઓ જન્મ્યા ત્યારથી અત્યાર સુધી દુઃખ દુઃખ અને દુઃખજ વેઠતા આવ્યા છે, જેમનાં ગળાં ભૂખ અને ઠંડીએ ભીંસી નાખ્યાં છે, જેમણે ગરીબાઇ, ગંદકી અને રોગની સામે ટક્કર લઇ લઇને અત્યાર સુધી જિંદગી ટકાવી રાખી છે તેમની આગળ ભાષણ આપતાં તેને શરમ પણ નથી આવતી ? એને ગરીબોનાં જીવનનો, તેમની હાડમારીઓનો, તેમના ઉપર થતા અન્યાયનો અનુભવજ શો છે ? જે વિષય ઉપર તે બોલે છે તેની સાથે જીવનની વાસ્તવિકતાની સાથે તેને કશો સંબંધજ નથી. ગરીબાઇનો અને ગરીબાઇમાંથી નીપજતાં દુઃખોનો અને પાપોનો પ્રશ્ન ઉકેલવાનો એને અધિકારજ શો છે ? એમાં એ સમજેજ શું ? ગરીબોને ગરીબ રાખનારાં અને તેમને પીસી નાખનારાં યંત્રોના ઉપર બેઠાં બેઠાં ગરીબોનો ઉદ્ધાર કરવાની વાતો કરનાર માણસ માત્ર મોઢાનો લવારોજ કરે છે. ગરીબોને કચરનાર જે મુઠ્ઠીભર લોકોનો નાનો સરખો સમુદાય છે તેમાંનો તે પણ એક છે, સમાજની ચાલુ વિષમ વ્યવસ્થા જે મનુષ્યની કુલ વસ્તીના ૯૯ ટકા જેટલા માણસોને કચરી રહી છે, પીસી રહી છે અને બાકીના એક ટકાના દાસ બનાવી રહી છે તે વ્યવસ્થામાં આ માણસનો પણ હાથ છે. એ વ્યવસ્થાને તો તે પોતે પણ ટેકો આપી રહ્યો છે. એ આખી સમાજવ્યવસ્થાને મૂળથી ઉખેડયા વગર જેઓ દુઃખનો પ્રશ્ન ઉકેલવાનો ઢોંગ કરે છે તેઓ સેવાને બદલે અસેવા કરે છે. ગરીબોને અને તેમને લેવાદેવા શી છે ? ગરીબોના અમે હિતચિંતક છીએ એવું કહેવાનો તેમને હક્કજ શો છે ? ગરીબ વર્ગના અને જાતમહેનત કરીને જીવનારા લોકોથી જેઓ પોતાને જુદાજ વર્ગના કહેવડાવે છે, તેમણે જગતની બધીજ સારી સારી વસ્તુઓ પોતાની કરી લીધી છે અને એ વસ્તુઓ સદાકાળ તેમના વર્ગના લોકોનાજ હાથમાં રહે એવી રીતે જેમણે સમાજરચના કરી છે અને મિલ્કતને લગતા કાયદાઓ રચાવ્યા છે, જેઓ ગરીબોની મહેનતનું બધુંજ ફળ આજની ઘડી સુધી ભોગવતા જાય છે, અને જેઓ ગરીબોની ખાંધ ઉપર ચઢી બેસીને આજની ઘડી સુધી તેમનું રક્ત ચૂસ્યાજ કરે છે, તેઓ પોતાની ચાલુ સ્થિતિમાં ફેરફાર કર્યા વગર ગરીબોને દુઃખમાંથી છૂટવાનો રસ્તો બતાવવા નીકળે ત્યારે એ આખા કાર્યના મૂળમાં કાંઇક છૂપો ઉંડો દગોજ હોવો જોઇએ. એમને દુઃખ શું છે ? એમને રહેવાને ઘર છે, તાપવાને સગડી છે, ખાવાને સારામાં સારો ખોરાક છે, પહેરવાને ગરમ હુંફાળાં વસ્ત્રો છે, તમામ પ્રકારનાં આરામનાં સાધનો છે, જેમને નામે બૅન્કમાં સારી રકમ જમા

થઇ છે, તેઓ ભૂખ્યા માણસોને કહેવા નીકળ્યા છે કે અમે ઉપદેશ આપીએ છીએ તે તમે નમ્રપણે સાંભળો. અમે તમને દુઃખમાંથી છૂટવાનો રસ્તો બતાવવા આવ્યા છીએ. અમે તમને મુક્તિ મેળવવાની અને તમારાં તમામ દુઃખોની આત્યંતિક નિવૃત્તિ કરવાની ચાવી આપવા આવ્યા છીએ ! અક્કલ વગરના મૂર્ખ માણસો સિવાય બાકીના બધાજ પોતપોતાના મનમાં તો બરાબર સમજે છે કે, આ હતભાગી જીવોના આત્મા કલુષિત થઈ ગયા છે તેનું એકજ કારણ છે કે, તેમનાં શરીરને સારી સ્થિતિમાં રાખવાને જે જે વસ્તુઓની જરૂર છે, તેમાંની એકકે તેમને મળતી નથી. ટૂંકામાં, તેમને ગરીબાઇ અને ગંદકીમાં જન્મથી મરણ સુધી સબડવું પડે છે અને તેથી તેમનાં શરીર, મન, બુદ્ધિ અને આત્મા સુદ્ધાં ગંધાઇ ઉઠયાં છે. જેની માણસમાત્રને પ્રાથમિક જરૂર છે તે વસ્તુઓ—પૂરતો ખોરાક, જરૂર જેટલાં વસ્ત્ર અને સ્વચ્છ ઘર—જ્યાંસુધી તેમની મહેનતના બદલામાં તેમને ન મળે ત્યાંસુધી તેમને નીતિનો અને ધર્મનો ઉપદેશ આપવા જવું એ દાઝયા ઉપર ડામ દેવા બરાબર છે.

અગીઆર વાગ્યે સભાનું કામકાજ પૂરૂં થયું, વક્તાઓએ તેમની ઘોડાગાડીઓમાં અથવા મોટરગાડીઓમાં ચઢી ચઢીને ઘર તરફ ચાલતા થઇ ગયા અને તેમના કંગાલ શ્રોતાઓ પાછા બરફની વૃષ્ટિ તેમનાં શરીર ઉપર ઝીલવાને માટે સભામંડપમાંથી બહાર નીકળ્યા. ધાર્મિક સભાઓને અંતે વક્તા શ્રોતાઓને કહે છે કે, તમારામાંથી જેમને પોતાનાં આજ સુધીનાં પાપનો ખુલ્લો એકરાર કરવાની અને ભવિષ્યમાં શુદ્ધ જીવન ગાળવાની ઇચ્છા હોય તેઓ અમારી પાસે પ્લાટફૉર્મ ઉપર આવીને પાપની કબૂલાત કરી જાય. તે પ્રમાણે આજે પણ કેટલાક જણ કરી આવેલા. તેમને બાકીના લોકો ગાળો દેતા દેતા અને ફિટકાર કરતા કરતા વીખેરાઇ ગયા. હજી પોલિસ ખાતાનાં સ્ટેશનહાઉસોને ઉઘડવાને એક કલાકની વાર હતી. જર્ગિસની પાસે ઓવરકોટ ન હતો અને લાંબા વખતથી માંદગીને લીધે તે શરીરે પણ અશક્ત હતો. આ એક કલાકમાં તે લગભગ મરવા જેવો થઇ ગયો. પોતાના શરીરની ગરમી જાળવી રાખવા માટે દોડયા સિવાય બીજો એકે ઉપાયજ ન હતો. તેમ ન કરે તો લોહી અંદરનું અંદર ઠરી જાય અને તેથી ફરતુંજ બંધ થઇ જાય. એક કલાક પછી સ્ટેશનહાઉસ આગળ આવ્યો ત્યારે તેણે આઘેથી જોયું તો દરવાજા આગળથી તે સડક સુધી માણસો સજડાસજડી ઉભાં હતાં અને એક કીડી સંચરે એટલી પણ જગ્યા ન હતી. આ બનાવ સને ૧૯૦૪ના જાન્યુઆરી મહિનામાં

બન્યોજ હતો. તે સાલમાં આખો દેશ ઘણીજ આકરી આર્થિક કટોકટીમાંથી પસાર થયો હતો. વેપાર અને ઉદ્યોગમાં સખત મંદી આવી ગઇ હતી અને તે મહિનાનાં વર્તમાનપત્રોમાં એવા હેવાલ પ્રકટ થઇ ચૂકયા હતા કે, દરરોજ ઉપરાઉપરી કારખાનાં બંધ થતાંજ જાય છે અને તેને પરિણામે કુલ પંદર લાખ માણસો રોજગાર વગરના થઇ ગયા છે. આ બધા બેકાર માણસો દેશમાં ફાવે ત્યાં રખડતા હતા, ખાસ કરીને મોટાં મોટાં શહેરો તરફ તેમનાં ધાડાં ને ધાડાં ચાલ્યાં આવતાં હતાં. શિકાગો શહેરમાં રાતોરાત ભરાઇ રહેવાની જેટલી જગ્યાઓ હતી તે બધીજ ખીચોખીચ ભરાઇ ગઇ હતી અને સ્ટેશન હાઉસના દરવાજા આગળ તો લોકો એકબીજાની સાથે જંગલી જાનવરોની પેઠે લડાલડી કરતા હતા, નબળાને હડસેલીને, પગતળે છૂંદીને જબરા જબરા અંદર ઘૂસી જવાનો પ્રયત્ન કરતા હતા. એમ કરતાં જ્યારે આખું સ્ટેશનહાઉસ સજડાસજડી ભરાઇ ગયું અને અંદર પગ મૂકીને ઉભા રહેવા જેટલી જગ્યા પણ ન રહી, ત્યારે દરવાજા આગળના લોકોને હડસેલી કાઢીને સિપાઇઓએ તેને બંધ કરી દીધો. તે વખતે ત્યાં ઉભેલા લોકોમાંથી અડધોઅડધ બહાર રહી ગયા. જર્ગિસ પણ તેનો ભાંગેલો હાથ લઇને તે ટોળામાંજ ઉભો હતો. હવે તેને માટે વીશીમાં જઇને વીશીવાળો જે ભાડું માગે તે આપીને ત્યાં સૂઇ રહેવા સિવાય બીજો એકે રસ્તોજ રહ્યો ન હતો. રાતના સાડાબાર વાગ્યા હતા. વગર પૈસે સ્ટેશન હાઉસમાં સૂઇ રહેવાની આશાએ તે શેરીઓમાં રવડયો અને પેલી ધાર્મિક સભામાં વખત ગુમાવી આવ્યો. હવે ફક્ત છ–સાત કલાકનીજ રાત બાકી હતી. પહેલેથી પૈસા ખરચ્યા હોત તો કયારનોય નિરાંતે ઊંઘી ગયો હોત. હવે તો અડધી રાતનો ઉજાગરો વેઠયા પછી તેટલા ને તેટલાજ પૈસા ખરચવાનો વખત આવ્યો તેથી તેનો જીવ બળીને ખાક થઇ ગયો. સવારના સાતનો ટકોરો થશે એટલે વીશીવાળો એક ક્ષણ પણ વધારે વાર નહિ સૂવા દે; તેથી પૂરૂં ભાડું આપવા છતાં પણ ધરાઇને ઊંઘાવાનું નથી. વીશીવાળાઓએ ઉતારૂઓને માટે સૂવાની અભરાઇઓ પણ એવી બનાવી હોય છે કે જરાક ચાંપ દબાવી એટલે આખું પાટિયુંજ ધડ લઇને પડી જાય. સૂનાર આસામી કહેતાસર ન ઉઠે અને જરા વાર લગાડે તો વીશીવાળો પેલું પાટિયું ઉલટાવી નાખે એટલે સૂનાર પછી ભોંય ઉપર આવીને પડે.

આ તો જાણે પહેલા દિવસની વાત થઇ. પણ ટંડીનું મોજું આવેલું તેનું જોર પૂરા ચૌદ દિવસ રહ્યું. છઠ્ઠો દહાડો પૂરો થયો અને તેની સાથે જર્ગિસની પૂંજી પણ બધી પાઇએ પાઇ પરવારી ગઇ.

હવે તેને ફક્ત ભીખ માગવાનુંજ બાકી રહ્યું. શેરીએ શેરીએ ભટકીને ભીખ માગવી અને એ રીતે જીવાતું હોય તો જીવવું, નહિ તો ભૂખે ટાંટીઆ ઘસીને મરવું, એ સિવાય તેને માટે કાંઇજ રહ્યું નહિ. નોકરી મળવાની મૂળમાં આશાજ ન હતી અને કદાચ મળે તો પણ ભાંગેલે હાથે નોકરી થાય નહિ તેથી મળે કે ન મળે એ સરખુંજ હતું.

હવે જર્ગિસ આબરૂદાર માણસ મટીને ભિખારી થયો. શહેરનાં બજાર ઉઘડે અને લોકો કામકાજને માટે બહાર આવવા માંડે એટલે તે પણ પોતાનો વ્યવસાય શરૂ કરતો. રાત તો તેણે ગમે તેમ કરીને પીઠાવાળાના કાલાવાલા કરીને તેની દારૂની દુકાનમાંજ ગાળી હોય. દુકાનનાં પગથીઆં ઉપર ઉભો ઉભો રસ્તાની બેઉ બાજુએ આઘે સુધી નજર નાખે અને કોઈ પોલિસનો સિપાઈ તેને જોઇ શકે એટલો નજીક ઉભો નથી એટલી પક્કી ખાત્રી કરી લીધા પછીજ તે રાહદારીઓ ઉપર નજર દોડાવે અને આ માણસ તો કાંઇક આપે એવો છે એવું લાગે તો તેની પાસે જઇને પોતાનાં વીતકની વાત કહે અને આનો બે આનાની યાચના કરે. જ્યાં તેના હાથમાં એકાદ ચળકતી ધાતુનો કટકો આવ્યો કે તરત પાસેની ગલીમાં ભરાઇ જાય અને શરીરમાં ગરમી લાવવાને માટે દારૂની દુકાનનો આશ્રય લે. તેને દાન આપનાર માણસ તેને દારૂની દુકાનમાં પેસતો જુએ એટલે મનમાં સોગંદ ખાય કે હવે આજથી હું કોઇ પણ ભિખારીને એક પાઈ પણ નહિ પરખાવું; પણ તે માણસ એટલુંય નથી વિચારતો કે, આ સંજોગોમાં જર્ગિસ દારૂની દુકાનમાં ન જાય તો બીજે જાય પણ ક્યાં? અથવા હું પોતે તેના જેવી અવસ્થામાં હોઉં તો હું જાઉં કે નહિ? દારૂની દુકાનમાં જર્ગિસને એટલાજ પૈસામાં કોઇપણ વીશીના કરતાં વધારે સસ્તું અને વધારે સારૂં ખાવાનું મળતું હતું અને તે ઉપરાંત તેના શરીરમાં ગરમી લાવવાને માટે જેની ઘણી જરૂર તે દારૂ પણ મળતો હતો. તે ઉપરાંત ખાસ્સી ભડભડતી સગડી આગળ થોડી વાર તાપવાનો અને શરીરમાં ગરમી આવતા સુધી કોઇ ભાઇબંધની સાથે વાતોના તડાકા મારવાનો પણ વગર પૈસે લાભ મળતો હતો. આ બધા ઉપરાંત તેને દારૂની દુકાનમાં ઘરના જેટલું સુખ અને ઘરના જેટલો આવકાર મળતો. પીઠાવાળાઓ અને ભિખારીઓની વચ્ચે સનજનજૂનો કરાર હતો કે, તમારે તમારી આખા દિવસની ભીખ અમને આપી દેવી અને તેના બદલામાં અમે તમને ખાવાનું, રહેવાનું અને નાસ્તોપાણી બધુંજ આપીશું. હવે અમે લોકોને પૂછીએ છીએ કે, આવા સંજોગોમાં તમે પોતે હો તો આટલી બધી લાલચને જીતનારા તમારામાંથી સેંકડે

કેટલા નીકળી આવે ? 'હું ભિખારીને હવેથી એક પાઇ પણ નહિ આપું' એવી પ્રતિજ્ઞા લેનારો પોતે પણ શું કરે ?

જર્ગિસના શરીરની અને તેનાં કપડાંની અત્યારની અવસ્થા જોતાં કોઈ એમ ધારે કે, ભિખારીના ધંધામાં તો તે ફાવવોજ જોઇએ; કારણ કે એક તો થોડા દિવસથીજ દવાખાનામાંથી છૂટો થએલો અને ત્યાર પછી પણ તેને પૂરૂં ખાવાનું નહિ મળેલું તેથી તેનાં ડાચાં મળી ગયાં હતાં અને માંદલા જેવો દેખાતો હતો. એક હાથ તો ઝોળીમાં ને ઝોળીમાંજ રાખીને હજી ફરવું પડતું હતું. કપડાંનું ઠેકાણું નહિ તેથી ટાઢે થરથર ધ્રૂજતો હતો. આ બધાં કારણોને લીધે પોતાના ઉપર દયા ઉપજાવવાને માટે તેને ખાસ જૂઠાં પાખંડની કરવાની જરૂરજ ન હતી, પણ પ્રામાણિક વેપારીઓ ફરિયાદ કરે છે કે ખોટો, તકલેદી, બનાવટી અને ભેળસેળવાળો માલ સારા માલને બજારમાં ફાવવા દેતોજ નથી, તેમ અહીં ભિખારીના ધંધામાં પણ બનાવટી અને પાખંડી ભિખારીઓ સાચા ભિખારીઓને ફાવવા દેતાજ ન હતા. જર્ગિસ ભિખારી તો હતો, પણ એ ધંધામાં નવો સવો હતો, સંજોગવશાત્ તેને એ ધંધો અખત્યાર કરવો પડયો હતો, એ ધંધાની આંટીઘૂંટીઓમાં તે પાવરધો થયો ન હતો અને તે છતાં તેને ભીખ માગવાનાં શાસ્ત્ર અને કળામાં પારંગત થએલા અને પૂરેપુરા સંગઠિત થએલા ભિખારીઓના વ્યવસ્થિત સમાજની સામે સ્પર્ધા કરવાની હતી. તે કદાચ કહે કે, હું હમણાં થોડા દિવસથીજ દવાખાનામાંથી છૂટો થયો છું—પણ આવી વાત તો દરરોજ સેંકડો ભિખારીઓને મોઢે ચવાઇ ચવાઇ એવી કૂચા જેવી થઈ ગઇ હતી અને સાંભળનારાઓ આવી ફરિયાદ ઘણા ભિખારીઓની આગળથી સાંભળતા હતા તેથી તેમના મન ઉપર આથી કશી અસર થાય એવો સંભવજ ન હતો. વળી પોતે સાચુંજ કહે છે એ તેણે સાબિત કરવું શી રીતે ? દવાખાનાંવાળાઓ સર્ટિફિકેટ તો આપતા નથી. તેથી કરીને તેની સાચી વાત જૂઠીજ ગણાય. તેનો એક હાથ હજી ઝોળીમાં હતો, પણ આવી યુક્તિને તો નિયમિત રીતે ભીખ માગનારનો નાનો સરખો છોકરો પણ હસી કાઢે કે ' અરે ! એમાં તેં શું કર્યું ? એના કરતાં વધારે સરસ સરસ યુક્તિઓ અમને નાના છોકરાઓને આવડે છે. મોઢું ફિક્કું પડી ગયું હતું અને ઠંડીને લીધે તેને શરીરે કમકમાં આવતાં હતાં; પણ ઉસ્તાદ ભિખારીઓ મોઢા ઉપર અમુક દવાઓ લગાડીને આબાદ ધોળો પૂણી જેવો અને છ મહિનાના માંદા માણસનાં જેવો ફિક્કો ચહેરો બનાવી શકે છે અને દાંત કકડાવવાની કળા તો તેઓ

માના ધાવણમાંથી શીખ્યા હોય છે. લોકોને પણ આ વાત જાણીતી થઇ ગઇ છે. ત્યારે પછી મારો ચ્હેરો મંદવાડથી ફિક્કો થઇ ગયો છે અને કપડાંની તંગીને લીધે મને કમકમાં આવે છે એવું જર્ગિસે સાબિત કરવું કેવી રીતે ? તે કહેશે કે, જુઓને મારા શરીર ઉપર પૂરતાં કપડાં નથી, ઓવરકોટ નથી અને ગરમ બંડી પણ નથી. પણ ભીખ માગવાનો રોજનો ધંધો કરનારાઓમાં એવા ઉસ્તાદ ભિખારીઓ પડયા છે કે અંદરના ભાગમાં તદ્દન ઉનનાં ઉપરાઉપરી કપડાં પહેરે અને તેની ઉપર ફાટેલાં, મેલાં, ગાભા જેવાં સુતરાઉ કપડાં પહેરીને જાણે ટાઢે ઠૂંઠવાઇ મરતા હોય એવા દાંત કકડાવે અને સોગંદ ખાઇને કહે કે આ ચીંથરેહાલ કપડાં સિવાય અમારાં અંગ ઉપર બીજું કાંઇજ નથી. હવે આવા પ્રવીણ કેળવાએલા ભિખારીઓની હરિફાઇમાં જર્ગિસે શું કરવું ? એવા એવા ભિખારીઓ પડ્યા છે કે દહાડે મવાલીઓની પેઠે ભીખ માગતા ફરે અને રાત પડે એટલે અમુક ઠેકાણે સારાં કપડાં રાખી મૂક્યાં હોય તે પહેરીને જાણે પોતાની ઑફિસમાંથી ઘેર જતા હોય તેમ ટ્રામમાં કે ભાડાની મોટરમાં બેસીને ઘેર જાય. ઘર પણ આબરૂદાર લત્તામાં સારૂં ભાડું આપીને રાખ્યું હોય. સ્ત્રી હોય, છોકરાં હોય, ઘરમાં રાચરચીલું પણ ફાંકડું હોય અને બૅન્કમાં તેમને નામે હજારો ડૉલરની થાપણ હોય. કેટલાક તો વળી એવા ભિખારીઓ હોય છે કે જેમ સફળ વેપારીઓ અમુક વરસ સુધી વેપાર ખેડયા પછી પોતાની પાછલી કમાણીના આધારે નિવૃત્ત થઇ જાય છે, અને પોતાની પેઢી પોતાના પુત્રને અથવા બીજા ભાગીદારને સોંપી દે છે તેમ આ લોકો પણ પોતે નિવૃત્ત થઇને બીજાઓને આ ધંધાની તાલીમ આપવાનો વ્યવસાય કરે છે અથવા તો પોતાના છોકરાઓને પોતાની જગ્યાએ ગોઠવી દઇને પાછળ રહ્યા રહ્યા તેમને ધંધાને લગતી સલાહ–સૂચના આપતા રહે છે. જૂના સોલીસીટરો ફી લઇને નવા સોલીસીટરોને તૈયાર કરે છે, તેમ આ લોકો પણ શીખાઉ ભિખારીઓ પાસેથી અમુક ફી લઇને તેમને આ ધંધાની ચાવીઓ શીખવે છે. નાટકવાળાઓ જેમ જુદા જુદા સ્વાંગ સજવાનાં સાધનો રાખે છે, તેમ આ લોકોની પાસે પણ જાત જાતનાં પાખંડ કરવાનાં સાધનો તૈયારજ હોય છે. કેટલાક પોતાની જીભને ઉલટાવીને ગળાના કાકડા આગળ દબાવી રાખે છે અને પછી મૂંગા હોવાનો ઢોંગ કરે છે. કેટલાક પોતાના સાજા હાથે અથવા પગે ગંદાં કપડાંના ઉપરાછાપરી પાટા બાંધે છે અને તેના ઉપર ગોળ ચોપડીને ખૂબ માખીઓ બમણાવતા ફરે છે. કેટલાક પોતાને પગે મગરના ચામડા જેવું કાંઇક

બાંધે છે અને તેના ઉપર એવી દવા લગાડે છે કે જે જોતાની સાથેજ જોનારને ચીતળી ચઢે. કેટલાક પોતાના એક હોઠને બીજા હોઠની સાથે પ્લાસ્ટર ઑફ્ પેરિસની પટ્ટી વડે સાંધી લે છે અને પછી ગળામાંથી તરેહવાર અવાજ કાઢીને ભીખ માગતા ફરે છે. કેટલાક પોતાના બેઉ હાથને શરીરની સાથે સજ્જડ બંધાવી દે છે અને તેના ઉપર કપડાં પહેરે છે, કે જેથી કરીને બાંધણુ દેખાય નહિ અને કુદરતી રીતેજ શરીરની સાથે હાથ ચોંટી ગયા હોય એવી જન્મખોડ હોવાનો ઢોંગ કરે છે. પછી એકાદ છોકરાને થોડુંક આપવાનું કરીને તેની પાસે પોતાનો ભીખ માગવાનો વાડકો ઉંચકાવીને ભીખ માગે છે. કેટલાક પોતાના નાના ધાવણા છોકરાને બગલમાં લઇને ફરે છે અને આ છોકરાની મા મરી ગઇ છે, તેને દૂધ પાવાના પૈસા આપો, એમ કહીને ભીખ માગે છે અને જે પૈસા મળે તેનો દારૂ પી આવે છે. કેટલાક પગ વગરના હોય છે તેઓ ઠેલણગાડીમાં બેસે છે અને કોઇ માણસને થોડુંક આપવાનું કરીને તેની પાસે તે ગાડી ધકેલાવે છે. કેટલાકને અંધાપો આવ્યાથી ભીખ માગવાના ધંધામાં તો લાભજ થયો હોય છે. કેટલાકને નાના પ્રકારના રોગ થયા છે અને એ દરેક રોગ તેમને આ ધંધામાં મૂળ ધનની ગરજ સારે છે. જેમને આવો કુદરતી લાભ નથી મળ્યો હોતો, તેઓ પોતાના હાથે પગે ઇરાદાપૂર્વક ઇજા કરીને, ડામ દઇને અથવા તેજાબ વગેરે રાસાયનિક પદાર્થ લગાડીને જખમ ઉત્પન્ન કરે છે અને એવી રીતે ઉત્પન્ન કરેલા જખમને જાણી જોઇને પકવીને શરીરમાં ભયંકર ધારાં અથવા વ્રણ પેદા કરે છે. કોઇ રાહદારી પાસે આવે એટલે આ જખમ ઉપર બાંધેલો પાટો છોડવા માંડે છે અને તેને ચીતળી ચઢે એવો પરૂથી ખદબદતો હાથ કે પગ બતાવે છે. આ બધા ભિખારીઓમાંના ઘણાખરા જીવનના સંગ્રામમાં હારીને છેક તળિયે બેસતા બેસતા આખરે આ અવસ્થાએ પહોંચ્યા હોય છે. શહેરોના સામાજિક ખાળકૂવાનો આ ગંધાતો મેલ છે. રાત્રે તેઓ ગમે ત્યાં ગંધાતી ચાલીઓમાં, દારૂ અને અફીણની દુકાનોનાં ભોંયરાંમાં, વેશ્યાના ધંધામાં છેક નીચામાં નીચી પાયરીએ પહોંચી ગએલી સિફિલિસના વ્યાધિથી સબડતી રાંડો જેમને આખરે ચીનાઓએ પણ નકામી ગણીને ફેંકી દીધેલી અને મરવાને માટેજ રસ્તામાં રવડતી મૂકી દીધેલી, તેમની સાથે રાત પસાર કરે છે. પોલિસ ખાતાનાં માણસો દરરોજ એવા સેંકડો અભાગીઆઓને પકડી પકડીને ભામટાઓને માટે ખાસ ઉભાં કરેલાં દવાખાનાંમાં લાવી લાવીને પૂરે છે. તે દવાખાનાં જોયાં હોય તો અકેક દવાખાનું એ

અકકેક નાનું સરખું નરકજ. કોઈનાં પરૂથી ખદબદતાં ચાંદાં અને અને ઘારાંથી ભરેલાં ભયંકર ચીતળી ચઢે એવાં મોઢાં, કોઇનાં નાક ખરી પડેલાં, કોઇ આંધળા, કોઇને કંઠમાળ, કોઈને હાથીપગું, કોઈ હાથેપગે ઠુંઠા થઇ ગએલા પતીઆ, કોઇ ગુપ્ત વ્યાધિઓથી પીડાતા, કોઇને સર્વાંગે વિસ્ફોટક નીકળેલો, કોઇ ક્ષયી, કોઇ દમીએલ—અને છતાં બધાય હસતા, બૂમબરાડા પાડતા, છાકટાપણાની તમામ અવસ્થાઓમાં ચીચીઆરીઓ પાડતા, કોઇ કૂતરાની પેઠે ઘૂરકીઆં કરતા, કોઇ વાંદરાની પેઠે દાંત કચકચાવતા, બીભત્સ ગાળાગાળી અને લડાલડી કરતા આ અભાગીઆઓને જોઇને તમે એમજ કહો કે માનવસમાજને થએલા મહાવ્રણનું તમામ ગંધાતું પરૂ અહીંજ ભેગું થયું છે કે શું ?





# પ્રકરણ ૨૪ મું

આગલા પ્રકરણમાં બતાવી ગયા તે બધી મુશ્કેલીઓ હોવા છતાં જર્ગિસને કલાક બે કલાકે દારૂની એક એક પ્યાલી પીવા જેટલા અને રાત્રે પડી રહેવા માટે કોઇ ગંધાતી કોટડીના ભાડા જેટલા પૈસા ગમે તેમ કરીને પેદા કર્યા વિના છૂટકોજ ન હતો. તેમ ન કરે તો ઠંડીને લીધે ઠરીને મરી જવાની સજા પણ ભોગવવીજ પડે. આ બે સિવાય તેની સામે ત્રીજો માર્ગજ રહ્યો ન હતો. ઉત્તર ધ્રુવના પ્રદેશમાં હમેશાં પડે છે એવી ઠંડી પડતી હતી. આકાશમાંથી બરફનાં ગાભલાં વરસતાં હતાં, જમીન ઉપર બરફ બરફ થઇ રહ્યું હતું અને શરીરની આરપાર નીકળી જાય એવા ટાઢા હીમ જેવા પવનના સૂસવાટા વાતા હતા. તેવે વખતે જર્ગિસ ભીખ માગતો માગતો બધે રવડતો હતો. તેના હૃદયમાં ઘેરી નિરાશા છવાઇ ગઇ હતી અને માનવસમાજ ઉપર તથા તેમની સભ્યતાનાં પાખંડ ઉપર રોષ તેમજ ધિક્કાર પ્રજ્જવળી ઉઠયાં હતાં. સભ્ય જગતને તેણે હવે અગાઉના કરતાં વધારે સ્પષ્ટ રીતે તેના ખરા સ્વરૂપમાં દીઠું. તેણે પોતાના જાતિ અનુભવ ઉપરથી જોઇ લીધું કે, માનવસમાજ સભ્ય હોવાનો દાવો તો કરે છે, પણ તેમાં કેવળ પશુબળનીજ આણ વર્તાઇ રહી છે; અને જેમની પાસે ધન નથી, સત્તા નથી તેમને પોતાના પગ તળે દબાવી રાખવાને માટે ધનવાન અને સત્તાવાન લોકોએ ઘડાવેલા તંત્રનોજ અમલ થઇ રહ્યો છે. માનવસમાજમાં બે પ્રકારના લોકો છેઃ જેમની પાસે બધુંજ છે તે અને જેમની પાસે કાંઇજ નથી તે. પાછલા પ્રકારના લોકોની સંખ્યા સેંકડે ૯૯ ટકા જેટલી છે, પણ તેઓ સંગઠિત નથી. પેલા એક ટકા જેટલા દ્રવ્યવાન અને સત્તાવાન લોકોએ પોતાનું મજબૂત સંગઠન કરી લીધેલું છે અને કાયદા, અદાલત, વર્તમાનપત્રો, વક્તાઓ, ધર્મગુરુઓ, રાજ્યપ્રકરણી પુરુષો, સૈન્ય, કારખાનાં, બૅન્કો—એ બધુંજ તેમના હાથમાં હોવાથી પોતાના કરતાં નવ્વાણુગણા લોકોને પોતાના પગ તળે દબાવીને તેમનો પોતાનાં પાળેલાં ઢોરની પેઠે ઉપયોગ કરી શકે છે. જર્ગિ-

સતું સ્થાન પણ આજ પદદલિત લોકોના સમાજમાં હતું. તેને મનથી આખું જગત એક વિરાટ કેદખાનું હતું, અથવા એક મોટી ચક્કી કે ઘાણી હતી, જેમાં તેના જેવા કરોડો માણસો થોડાક માણસોના સુખ તેમજ વૈભવને માટે પરસેવો પાડીને મહેનત કરતા હતા અને તેના બદલામાં અનાજનું ભૂસું ખાઇને પેટ ભરતા હતા. તેણે જોયું કે, મારી આસપાસ ચારે બાજુએ મજબૂત વજ્ર જેવા સળીઆનું પાંજરૂં રચી લીધેલું છે. એ પાંજરામાંજ હું પેદા થયો છું. એ પાંજરાની બહાર નીકળવાની મને સત્તા નથી. મને લેશમાત્ર પણ સ્વાધીનતા નથી. હું બીજાઓને માટેજ જીવું છું. પાંજરામાં પુરાએલો વાઘ જેમ પોતાના પાંજરામાં આંટા મારે અને ઘડીમાં એક સળીઆને અને ઘડીમાં બીજાને હલાવીને તપાસી જુએ, તેમ તે પણ મૂડીવાદીઓએ રચેલા આ સામાજિક પાંજરામાં આંટા મારતો હતો અને એક પછી એક સળીઆ તપાસી જોતો હતો. તેને ખાત્રી થઈ હતી કે, એ પાંજરૂં તેનાથી અથવા તેના જેવા બીજા લોકોના છૂટા છવાયા પ્રયત્નથી તૂટે એવું છેજ નહિ. ધનસંચય કરનારાઓએ સ્થાપેલા લોભના અખાડામાં તે હારીને જમીનદોસ્ત થઇ ગયો હતો. અને હવે તેના ઉપર સૌએ મળીને મોતની સજા ઠોકી બેસાડી હતી, અને વળી એ સજામાંથી તે કેમે કરીને બચી જવા પામેજ નહિ તેને માટે આખું જગત તેના ઉપર સાવધાનતાથી ચોકી–પહેરો કરી રહ્યું હતું. જે છટકીઆમાં તેને ફસાવ્યો હતો તેની ગાંઠ તેઓ આસ્તે આસ્તે તંગ કરતા જતા હતા. તેના ગળા ઉપર આવેલો ફાંસો દરરોજ વધારે ને વધારે ચૂસ્ત બનતો જતો હતો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે પોતાની સામે ઉભી કરેલી કેદખાનાની દિવાલો અને લોખંડના સળીઆવાળાં પાંજરાં દીઠાં, જેની જેની તેના ઉપર નજર પડી તેમની સૌની આંખોમાં તેણે વૈર અને દ્વેષભાવ જોયાં; પ્રેમ, દયા, સહકારનો પડછાયો પણ તેણે દીઠો નહિ, ભોંય પર પડેલાને બેઠો કરવાની વૃત્તિ તેણે કોઇનામાં દીઠીજ નહિ; પણ જે આવ્યા તે તેને એક એક પાટુ મારતા ગયા. વાંદરાંઓને એવી આદત હોય છે કે, કોઇ વાંદરાને વાગ્યું હોય ત્યારે બીજાં વાંદરાં આવી આવીને તેને થએલો જખમ ખેંચી ખેંચીને પહોળો કરે છે અને અંતે તેને મારી નાખે છે; તેમ અહીં પણ દરેક જણ જર્ગિસને રાહત આપવાને બદલે તેની વિપત્તિમાં ઉલટો ઉમેરો કરતા ગયા. શરીરે હૃષ્ટપુષ્ટ અને સાણુગોળા જેવો લીસો લપટ પોલિસનો સિપાઇ જેના શરીરમાં એક હાડકું પણ દેખાતું ન હતું, જે દહાડામાં ચાર વાર ધરાઇને ખાતો હતો, છતાં તે જર્ગિસના જેવા

ભૂખે મરતા ભિખારી ઉપર બારીક નજર રાખ્યા કરતો હતો, તેની પોતાના ઉપર નજર પડતાંજ જર્ગિસ બીકનો માર્યો સંકોચાઇને આડો અવળો થઈ જતો હતો; કારણકે તેને જોતાની સાથેજ તે સિપાઇનો જમણો હાથ તેની કેડે લટકતા દંડુકા ઉપરજ જતો હતો. તે દારૂની દુકાનમાં જતો ત્યારે જેટલો વખત તે ત્યાં બેસતો તેટલો વખત દુકાનવાળો તેના ઉપરથી નજર ખસેડતોજ નહિ અને પૈસા ચૂકવ્યા પછી એક ક્ષણ પણ તે તેની દુકાનમાં ઉભો રહે તે તેના મનને ખૂંચ્યા કરતું હતું. તેની ચારે બાજુએથી કામગરા લોકોનાં ટોળેટોળાં ઝપાટાબંધ પસાર થતાં હતાં, તે તેમના કાલાવાલા કરતો પણ કોઇ સાંભળતુંજ નહિ. કોઇ આંખ ઉઘાડીને તેના સામે જોતું પણ નહિ અને જો તે કોઈનું લક્ષ ખેંચવાને વધારે પ્રયત્ન કરતો અથવા કોઇની આગળ જઇને ઉભો રહેતો ત્યારે તે માણસ તેના તરફ કાળજું કોરી નાખે એવી તિરસ્કારભરી નજરે જોઇને અથવા ધુરકિયું કરીને ચાલ્યો જતો. તેઓ બધાજ પોતપોતાના કામમાં મશગૂલ હતા. તેમને દરેકને પોતપોતાનાં વિશેષ વિશેષ કાર્યક્ષેત્રો હતાં અને જર્ગિસને માટે તેમાંના કોઈ કાર્યક્ષેત્રમાં સ્થાન ન હતું. અરે ! છેક એમ પણ નહિ, આખા વિશ્વમાં કોઇ પણ જગ્યાએ તેને માટે હવે સ્થાન રહ્યું ન હતું. હવે જગતને તેનો ખપ રહ્યો ન હતો. તું હવે મરી જા અને તારી જગ્યા ખાલી કર, એવું જાણે આખો માનવસમાજ તેને કહી રહ્યો હતો અને આ વાત દરેક ક્ષણે અને પળે લોકો તેમના રૂક્ષ અને નિષ્ઠુર વ્યવહાર વડે તેના મન ઉપર ઠસાવતા હતા. આખા માનવસમાજની રચના તેને આ વાત કહેવાને માટેજ થઇ હોય અને મનુષ્યે રચેલી તમામ વસ્તુઓનો આ એકજ ઉદ્દેશ હોય તેના પુરાવા તે ચારે દિશાએ જ્યાં જુએ ત્યાંથી મળી આવતા હતા. જાડી પહોળી દિવાલોના દુર્ગની વચમાં આવેલી શ્રીમંતોની હવેલીઓ, મોટી મોટી ભોગળો અને અઢી અઢી શેરનાં તાળાંવાળા તેમના દરવાજા, ભરી બંદુક ઉપર સંગીન ચઢાવીને પહેરો ભરતા શેઠીઆઓના ચોકીદારો, લોખંડની તીજોરીઓમાં અને મજબૂત ભોંયરાંઓમાં સાચવી રાખેલી બૅન્કોની અનર્ગળ દોલત, આખી દુનિયાના દેશ દેશની પેદાશોથી ખચખચીને ભરાઇ ગએલી મોટા મોટા શાહ–સોદાગરોની વખારો, તેમના લોખંડી દરવાજા અને સંત્રીના પહેરા, એ બધું શું બતાવી આપે છે ? એ બતાવી આપે છે કે, આમાંની કોઇ પણ વસ્તુ જર્ગિસને માટે અથવા તેના વર્ગના લોકોને માટે નથી.

પછી એક દિવસ જર્ગિસને તેની આખી જિંદગીમાં ન મળ્યો

હોય એવો અપૂર્વ અનુભવ મળી ગયો. તે વખતે રાત ઘણીજ ગઇ હતી અને કોઇ વીશીમાં સૂઇ રહેવા માટે ભાડાના પૈસા જોઇએ તેટલા તેના હાથમાં હજી આવ્યા ન હતા. બરફ તો વરસતુંજ હતું અને એટલા બધા વખત સુધી તે બહારનો બહાર રવડ્યો હતો કે તેના આખા શરીર ઉપર બરફ બરફ થઇ ગયું હતું અને ટાઢને લીધે તેનું લોહી તેમજ મજ્જા સુદ્ધાં ઠરી ગયાં હતાં. તે વખતે નાટકશાળામાંથી પ્રેક્ષકોને બહાર નીકળવાનો વખત થયો હતો અને એ લોકોમાંથી કોઈ કાંઇ આપે એવી આશાએ આશાએ તે સૌની આગળ હાથ ધરતો ફરતો હતો. પોલિસના સિપાઇઓ તો ત્યાં વધારે સંખ્યામાં હોયજ, તેમ છતાં આજે તે જીવ ઉપર આવીને સિપાઇનો દંડુકો ખાવાનું અથવા કેદમાં જવાનું જોખમ વેઠીને તે ભીખ માગતો હતો અને મનમાં એવું ઇચ્છતો પણ હતો કે, ભલે કેદખાનું તો કેદખાનું પણ પાંચ પંદર દિવસ મહેનત મજૂરી કરતાં ય પેટ ભરીને ખાવાનું તો મળશેજ ને? પણ તેમ છતાં જ્યારે જ્યારે ભૂરો ડગલો અને કેડે દંડુકાવાળો સિપાઈ તેની પાસે આવવા લાગતો, ત્યારે તેની હિંમત છૂટી જતી અને પાસેમાં પાસેની ગલીમાં ભરાઇ જઇને રફૂચક્કર થઇ જતો. આ પ્રમાણે એક વાર તે પોલિસના સિપાઇની નજર બહાર છટકી નાઠો અને થોડેક આઘે જઇને જેવો તે શ્વાસ ખાવા ઉભો રહ્યો તેવોજ એક માણસ તેની સામેની દિશાએથી ચાલ્યો આવ્યો અને તેનો રસ્તો ઘેરીનેજ ઉભો રહ્યો.

જર્ગિંસે તો પોતાનો સદાનો ગોખી મૂકેલો ભિક્ષામંત્ર ભણવા માંડ્યો: "શેઠ સાહેબ, આજની રાત ગમે ત્યાં પડી રહું એટલા ભાડાના પૈસા મને આપો; જુઓ, મારો હાથ ભાગી ગએલો તે હજી સારો થયો નથી, તેથી મારાથી મહેનત-મજૂરી થતી નથી અને મારી પાસે એક ફૂટી બદામ પણ નથી. સાહેબ, હું બારે દહાડા આવો ભિખારી ન હતો. હું તો મજૂરી કરીને પ્રામાણિકપણે મારૂં ગુજરાન ચલાવતો હતો. પણ દહાડે દહાડે એવી સંકડાપણામાં ઘેરાઇ ગયો તેથી આ દશાએ પહોંચ્યો છું, તેમાં મારો જરાય વાંક નથી, સાહેબ! હું તો—"

સાંભળનાર માણસ તેને સામો સવાલ પૂછીને અટકાવે નહિ ત્યાંસુધી તેને ઉપરાઉપરી વાક્યો ઝડપથી બોલી જવાની ટેવ હતી; પણ આ માણસે તો તેને અટકાવ્યોજ નહિ તેથી તેનો પોતાનોજ શ્વાસ ભરાઇ જવાથી તેને અધવચ અટકી જવું પડ્યું, પેલો માણસ પણ તેને બોલતો જોઇને ઉભો રહી ગયો હતો. એકાએક જર્ગિંસે જોઇ

લીધું કે તે ઉભો હતો પણ તેના પગ જરા જરા લથડતા હતા. તેણે ખોખરા અવાજે પૂછયુંઃ "તેં શું કયું! જઆ ફ્યી બો-ફ્યી."* બોલતાં બોલતાં તેની જીભ લચકાતી હતી, વ્યંજનને ઠેકાણે સ્વર બોલતો હતો અને શબ્દનો છેલ્લો અક્ષર ખાઇ જતો હતો.

જર્ગિસે પોતાના ભિક્ષામંત્રનું બીજી વાર પારાયણ કર્યું અને આ વખતે પહેલાંની પેઠે નહિ પણ એક એક વાક્ય ધીરે ધીરે અને સ્પષ્ટપણે બોલતો ગયો. તેને જે બોલવાનું હતું તેનું અડધું એક બોલ્યો હશે એટલામાં તો પેલાએ એક હાથ લાંબો કરીને જર્ગિસના ખભા પર મૂકયો અને કહેવા લાગ્યોઃ "માઆ દોસ! તું જઆ ઘેઆઈ ઘે ગયો લાગે." (મારા દોસ્ત તું જરા ઘેરાઇ ગયો લાગે છે.)

પછી તો તે જર્ગિસના તરફ જરાક આગળ ધપ્યો અને જે હાથ તેણે તેના ખભા ઉપર મૂકયો હતો તેને ત્યાંથી ઉંચકીને તેના ગળાની આસપાસ વીંટાળી દીધો તથા બોલ્યોઃ +"આ દુનિયાજ સાઇ બઉ ખઆબ છે. દોસ! ઉં પોતે પન તાઆ જેવો મુસ્કેઇમાં છુ."

તેઓ એક સરકારી ફાનસના થાંભલાની નજીકમાંજ ઉભા હતા. ફાનસના અજવાળામાં જર્ગિસે તેનું મોઢું જોઇ લીધું. તે જુવાનીઓ હતો. આશરે સત્તર-અઢાર વર્ષની ઉમ્મરનો હશે. તેનો ચહેરો રૂપાળો અને નાના છોકરાના જેવો કુમળો હતો. માથે રેશમી ટોપી પહેરી હતી અને તેના અંગ ઉપરનો ઓવરકોટ સુંવાળા ગરમ કાપડનો હતો અને તેનો કૉલર પણ કોઇક જાનવરની ખૂબ સૂંવાળી રૂંવાટીનો બનાવેલો હતો. જર્ગિસના સામે જોઇને તેણે હસીને પોતાની સહાનુભૂતિ પ્રકટ કરી. તે બોલ્યોઃ "માઆ દોસ! તાઇ પેથે ઉં પન ખૂબ કાય કાય થઈ ગયો છું. માઓ બાપ મખ્ખીચૂ માઅવાઇ જેવો છે. નઇ તો થેકાએં પાઈ દઉં. પન યાર સુ કઉ? તને સુ થઉ તે કે."

જર્ગિસ કહેઃ "હું દવાખાનામાં પડયો હતો ત્યાંથી હમણાંજ છૂટો થયો છું."

---

* તેં શું કહ્યું? જરા ફરી બોલ ફરી!—**અનુવાદક**

\+ આ દુનિયાજ સાળી બહુ ખરાબ છે. હું પોતે પણ તારા જેવોજ મુસ્કેલીમાં છું. આ જુવાનની ભાષાના બે-ત્રણ નમૂના અમે આપ્યા છે; તેમની મદદથી આગળ ઉપર તેની ભાષાનો વાચક અનુવાદ કરી લેશે.—**અનુવાદક**

પેલો બોલ્યોઃ “દવાખાઆમાં!” આટલું કહેતાં કહેતાં તે નાના બાળકની પેઠે મીઠું મીઠું હસતો ગયો અને બોલ્યોઃ “એ બઉ ખઆબ! બઉ ખઆબ! માઇ ફ્રેઇ પન દવાખાઆમાં પએલી છે—માઇ ફ્રેઇ! જાન્યું કે ની? તેને બે છોકાં થઆં છે—જોદીઆં છોકાં થઆં છે. તને સુ થએલું?”

“મારો તો હાથ ભાગી ગએલો” જર્ગિસે પોતાનો ઝોળીમાં રાખેલો હાથ બતાવતાં કહેવા માંડ્યું: “પણ ત્યાંથી મને—”

પણ તેને અધવચ અટકાવીને પેલો દયા લાવીને કહેવા લાગ્યોઃ “એમ? હા’ ભાગ્યો તે તો સાધાઅન વાત છે. થોઆ દહાઆમાં મતી જસે. મારો હા’ કોઇ ભાઇ નાખે તો બઉ મજા પએ. તાઆ સમ દોસ! ખઉ કઉ છુ, હા’ ભાએ તો બધા માઈ તેઆતમાં રહે. ખાતામાં સૂઇ રહેવાતું મલે. અવે કે’ તાએ સુ જોઇએ?”

જર્ગિસ કહેઃ “હું ભૂખ્યો છું.”

પેલો બોલ્યોઃ “ભૂયો છે? તાએ ખાતો કેમ નથી?”

“પણ મારી પાસે પૈસા નથી તેથી ખાઉંજ કેવી રીતે?”

“ઓહો! તાએ એમ કે ને કે માઇ પાએ પૈઆ નથી. તુ પન યાર માઆ જેવોજ પૈઆ વગઅનો લાગે છે. માઆ પૈઆ બધા ખલા થઈ ગઆં છે. પન તાએ તુ ઘે કેમ જતો નથી? તાએ ઘ’ છે કે નહિ? માએ તો ઘ’ છે.”

“મારે વળી ઘરજ ક્યાં છે?” જર્ગિસ બોલ્યો.

“એમ, તારે ઘઅજ નથી? તાએ તુ બઆગામનો હસે. એ બઉ ખઆબ! બઉ ખઆબ! ચાઅ માએ ઘે. તને માએ ઘે તેઇ જાઉ. તાઆ સમ દોસ! તને ફક્કું ખાવાતું ખવદાવું. ના ખવદાવું તો માઆ બાપનો દીકો નઇ. અમના માએ ઘે કોઇ નથી—મને ઘે ગમતુ પન નથી. માઓ બાપ મુસાફઇએ ગઓ છે. માઇ મોતી બે’ તેના વઅ સાથે મોજ ઉદાવવા ગઈ છે. માઇ ફ્રેઇને જોદીઆં છોકાં થઆં છે તે દવાખાઆમાં પડી છે. ઘે સાઉ કોઈ નઇ—કોઇની સાથે બોલવાતું નઇ ને ચાવાતું નઈ. દાઉ પીવામાં પન કાંઈ મજા નથી પઅતી—એકાં એકાં દાઉ પીવાતું કોને ગમે? સાઓ બબઅચી છે તે મઇ ગઓ. માઇ સામે ખાવાતું લાવે પન માઆથી એક કોઇઓ પન ખવાતો નથી. ખાતો ઓઉ તો તાઆ ગઆના સોગન. પન બંદો

કાંઇ કાચી માયાઓ અથી. આખો દાઓ કઅબ (કલબ) માં ને કઅબમાંજ કાડું. પણ મુઆ કઅબવારા એવા છે કે તાં મને રાતે સૂઇ રહેવા નઇ દે; નઇ તો ઉં રાત પન તાં ને તાંજ પઇ રઉ. માઆ બાપનો ઉકમ છે કે રોજ રાત પએ કે માએ ઘેર ચાયા આવવું. કઉ સુ? માઓ બાપ સાઓ મસાને જાય એવો છે. સાઉ રોજ સાંજ પએ ને ઘે આવવું! એ તો કંઇ ઓછુ દુખ છે? પન માઓ બાપ એવો મૂઓ છે કે કે છે કે નઇ, તાએ ઘે આવવુજ પડસે. નઇ આ-વસે તો ગજવા ખઅચના પૈઆ નઇ આપુ. સાઓ મખ્ખીચૂ માઅ-વાઇ જેવો છે. અમનાં બારગામ ટલ્યો છે, પન બધા નોકઅ ચાક-અને માઆ ઉપ નજર રાખવાનુ કેતો ગઓ છે. પાછો આવસે તાએ તે સાઆ માઈ ચાઇ ખાસે. કે' દોસ! માએ કાંઇ ઓછુ દુખ છે? માઆ જેવો ફાંકો હોંસીલો જુવાન ઘઅમાં પુઆઇ રે અને તેનો બાપ યુઓપની મુસાફઇ કઅવા ચાયો જાય! તે સાઓ તાં મોજ ઉદાવે અને મને અઇ મોજ નઇ કઅવા દે. નખ્ખોદ જાય એ બાપનું. ખઇ ગમ્મત તો સાંજ પડયા પછી; ને માએ સાંજ પડે એટલે ઘે જવાનું. એ સાઉ કેમ સહન થાય? અમનાં પન જોને માએ ચાયા આવવુ પયુ. માઈ એક માસૂક છે—માઈ ફાંકી કીટી! અવે જોને, માએ તેને રઅતી કકઅતી મૂકીને ચાયા આવવુ પડયું. કે' અવે દોસ, એ કંઇ ઓછી પીદા? ઉં ઉથીને ઉભો થઓ તાએ કીટી રદી પદી. મેં કઉ પ્યાઅી કીટી! તુ આમ રદે સુ? ઉં રોજ આવીસ—કાએ વેઓ આવીસ—પન રાત પદી એતે માઆથી રેવાય નઇ. પ્યાઅી કીટી! માઆ કલેજાના તુકા જેવી કીટી! માઅી આંખોની કીકી જેવી કીટી! સુ કઉ દોસ! માએ તેને મૂકીને ચાયા આવવુ પયું!"

આ છેલ્લાં વાક્ય બોલતાં બોલતાં તે જુવાનનો કંઠ રૂંધાઇ ગયો, તેની આંખો પર આંસુનાં ઝીણાં ઝીણાં ટીપાં તરવરવા લાગ્યાં અને જર્ગિસની ડોક ઉપર તેણે પહેલાંના કરતાં વધારે ભાર દીધો. જર્ગિ-સના મનને એવું થયું કે અમે આવી રીતે ઉભા છીએ અને એવામાં કોઇ આવી પડશે તો તે અમારે વિષે શો ખ્યાલ બાંધશે? પણ સારે નસીબે તેટલા વખતમાં કોઇ આવ્યું નહિ.

પાછો પેલો જુવાન પોતાની મેળે મેળે લવારો કરવા મંડયો: ઉં તેને પઅતી મૂકીને ચાયો આયો છું; પન—પન—છે તે માઆ જેવો ભૂંદો કોઇ નથી—હા, તને કયું—માઆ જેવો ભૂંદો કોઇ નથી. ઉં કોન છુ તે તુ જાને છ? ઉં ફ્રેદી જોન્સ જેનું નામ—માયુ ધાઉ

કઉ—સગા બાપને પન ગાંથુ નઇ એવો ઉં; જાન્યું કેની ? માઓ પિટ્ટો જાં ગએ તાં ઉં કોઇનો નઇ. તુ મને કોન ધારેચ ? ઉં માઆ મનનો રાજા છુ—માઆ મનથી બાદસા છુ—એ ખટબૂચા જેવો દોસો મને ધે ખેંચી જનાર કોન થાયચ ?" થોડી વાર અટકીને પાછો બોલવા લાગ્યો: "તુ સુ તાઆ મનમાં એમ ધારેચ કે મેં જઆ છાંટો પાની વધાએ લીધો છે એવુ મેં ફીટીને કયુ. મેં કયુ જો ફીટી! તાઆ કઅતાં મેં વધારે દાઉ પીધો નથી—તું જાને વરી. તાએ ફીટી બોઇ 'માઆ વાઆ ફ્રેદી! તાઅી વાત ખઅી છે.' માઅી ફીટી રાન બદી ચાલાક છે હો. કાંઇ કાચી માયા નઇ જાનવી. વઅી પાછી તે બોઇ 'ઉં તો અઇ બંગામાં બેથી છુ ને તાએ આ થંદીમાં ધે જવુ પદસે તેથી ઉં રદુ છુ.' મેં કયુ 'તુ આમ ગેલાં સુ કાઢે ?' તાએ તે બોઇ 'ફ્રેદી! માઅી દીકી તાએ સાઉ ગાદી મંગાવુ.' મેં કઉ 'ઉં કંઇ નાનો છોકો છુ ? માએ ગાદી જોઇએ તો એકને બેકાને દસ મંગાઉ એવો છુ.' અવે જાને દોસ ! એ તો જેમ થઉ તેમ થઉ; પન તુ છે તે એક વાઅકો માએ ધે ચા. તને એવું ફક્કડ ખવદાવુ કે તાઆ બાપ જન્માઆમાં બી તેં ન ખાધુ ઓય. ચાલ દોસ ચાલ. એમ મોગો સુ થાય ચ ? તને માઆ ગલાના સમ જો તુ ન આવે તો. યાદ રાખજે દોસ, આ તુ માઉ કયુ નઇ માને તો પછી તાઇ વાત તુ જાને. માઆ જેવો કોઇ ભૂંદો નથી. આવરે ભાઇ હરખા આપને બે હરખા ! જેવો તુ તેવો ઉં ! ચાલ દોસ; આપને ખાઇસુ પીસુ ને એવો ફાંકો અફલાતૂન દાઉ પીસુ ને પાસુ ને ધીંગાનુ મચાવસુ. એકવા જાં ઉં માઆ ધમાં ગઓ કે પછી ઉં રાજા—માઆ મનને ફાવે તેવુ કઉ—માઆ દોસાનો પન ઉકમ છે કે ફ્રેદી તાએ સમી સાંજે ધે ચાયા આવવુ ને પછી તાએ ફાવે તેમ કવ્વુ. બસ, બસ, તુ ચા માએ ધે."

લાખો મજૂરોની પાસે તનતોડ મહેનત કરાવીને તેમની મહેનતનું બધું ફળ પોતે ચૂસી લઇને કરોડપતિ થઇ બેઠેલા શેઠીઆનો પેલો કુળદીપક પુત્ર જર્ગિસનો હાથ પકડીને તેને પોતાને ઘેર તેડી જવા લાગ્યો. હરામની દોલતના ઢગલા ઉપર ઉછરેલા છોકરાઓ જેવા નીવડે છે તેવો તે પણ હતો—અડધો કાચા મગજનો, ઉડાઉ, છાકટો, રંડીબાજ અને પૂરેપુરો ગધેડા સરખો. આવા દીકરાઓ ન પાકે તો કરોડપતિની દોલતના ઢગલા નીકે કેવી રીતે ? શ્રીમંતોની દર બે ત્રણ પેઢીએ આવો એક એક હીરો કુદરત પેદા કરે છે અને તે તેની ત્રણ પેઢીની કરોડોની દોલતને થોડાંજ વરસમાં ઉડાવી દઇને આખા દેશમાં બધે વહેંચી મારે છે. જર્ગિસ તેની સાથે જતાં મનમાં ખચકાતો

હતો, પણ પેલો ફ્રેડી જોન્સ તેને હડસેલીને ઘસડી જતો હતો અને જર્ગિસ તેની સાથે સાથે શૂન્ય મને ચાલ્યો જતો હતો. તેના મનમાં એવી બીક હતી કે, હવે આ બલા વળગી તેનું કરવું શું? સરીઆમ રસ્તા ઉપર જ્યાં ઘણાં માણસોની અવરજવર હોય ત્યાં થઇને આવા લખપતિ શેઠીઆના છોકરાની સોબતમાં મારા જેવા કંગાલ ભિખારીને જોઇને લોકોનું જરૂર ધ્યાન ખેંચાયા વિના નહિ રહે અને તેમાં એ ભાઇએ દારૂ પણ ઠીક ઠીક ચઢાવેલો છે. તેથી કરીને લોકોના મનમાં વહેમ આવશે અને અમને ઉભા રાખીને પૂછપરછ કર્યા વિના નહિ રહે; પણ તે વખતે બરફ ખૂબ વરસતું હતું તેથી તેમની બાજુમાં રહીને જતા આવતા લોકોનું લક્ષ આ વિચિત્ર જોડી ક્યાં જાય છે તે તરફ ખેંચાયું નહિ.

એકાએક જર્ગિસ અટકીને ઉભો રહ્યો અને તેણે પૂછયું: "તમારૂં ઘર ઘણે આઘે હશે, ખરી વાત?"

પેલો બોલ્યો: "બઉ આઘે નથી. તુ થાકી ગયો છે? ચાલ તાએ આપને ગાઇ કઇ લઇએ. બોઆવ, એક ગાઇવાઆને, તને ગાઇમાં બેસાઇને માએ ઘે લઇ જાઉ. પછી છે કાંઇ?"

તેણે જર્ગિસને એવો જોરથી પકડી રાખ્યો હતો કે તેનાથી નાસી જવાય એવું તો હતુંજ નહિ. એક હાથે જર્ગિસને પકડી રાખીને તેણે બીજો હાથ પોતાના ડગલાના ખીસામાં ખોસ્યો અને તેમાં કાંઇ રોકડ છે કે નહિ તે ખોળવા મંડયો. ગજવું ફંફોડતાં ફંફોડતાં તે બોલ્યો: "તુ ગાઇવાઆને બોઆવી લાવ, ઉં ભાઉ ચૂકવીસ, તાઅી પાએ પૈઆ નથી પન માઅી પાએ છે ને?"

આટલું કહીને તેણે ગજવામાંથી ખાસ્સો મોટો ચલણી નોટોનો ચોડો ખેંચી કાઢયો. આટલું બધું નાણું જર્ગિસે અત્યાર આગમચ પોતાની આખી જિંદગીમાં કદી દીઠું ન હતું, તેથી તે તો પેલી નોટોના ચોડા તરફ આશ્ચર્યચકિત નેત્રે જોતોજ ઉભો રહ્યો.

એટલામાં પાછા ફ્રેડી શેઠ બોલી ઉઠયા: "કેમ? તુ એમ સમજતો હઇસ કે આ બઉ ભાએ ભાએ કિમતની નોટો હસે; પન યાર! તુ તો ઉલ્લુનો પથ્થો છે. એ તો બધી ફક્ત સો સો ડૉલરનીજ બલી છે. એનો તો ફક્ત એકજ અથવાદીઆમાંજ ધુમાઓ થઇ જવાનો. આઠ દહાઆ પછી જો આમાંની એક બી માઇ પાએ તુ જુએ તો તાઓજ દીકો લાગુ. એક દોઇયું બી રહેવાનું નથી. માઆ બાપે

બી મને કઈ રાખ્યુ છે કે દીકરા ફ્રેદી! તુ તારે પૈઆ ઉદાવ્યાજ કર. મહિને દહાએ તારે જેતા જોઇએ તેતા માગી લેવા. આ બધા દૉલર પૂઆ થાય તે પહેલાં તો પાછા બીજા આવી જવાના. મેં અમના સાંજ પડતા પહેલાં માઆ દોસાને તારથી કહેવદાવ્યું છે કે માઆી પાએ અવે કંઇ હાથખરચી રહી નથી અને તેનો જવાબ આવી ગયો હસે કે આવસે. તેથી તો ઉં ઘે મરૂ છું. મેં તારમાં એવું લખ્યું છે કે માઆી પાએ ઝે ખાવાને પૈઆ નથી—ઘરની આબઉ સાચવવી ઓય તો પૈઆ તારથી મોકલાવો—નઇ તો ઉં તમારી પાએ દોડયો આવીસ. મને જો તારથી પૈઆ નઇ મલે તો ઉં ઇસ્કૂલમાંથી નાસી જવાનો–નાસી ન જાઉ તો માઉ નામ ફ્રેદી નઇ. સાઓ માઓ બાપ એના ઘની આબઉનો વિચા કઇને પૈઆ મોકલસે. નઇ મોકે તો જએ કાં?" આટલું કહીને છેલ્લે એક અપશબ્દ બોલીને તે થોડી વાર અટકયો અને પાછો તે કરોડપતિ શેઠીઆનો એકનો એક કુળદીપક દીકરો લવારે ચઢયો. આ બધો વખત જર્ગિસ તો મનની ઉશ્કેરાએલી હાલતને લીધે જરા જરા ધ્રૂજતો ઉભો રહ્યો હતો. તેને એક વાર એવો પણ વિચાર આવી ગયો કે આ ગધેડાને ભાન આવે અને બૂમબરાડા પાડે તે પહેલાં એક ઝાપટ મારીને તેના હાથમાંની બધીજ નોટો ઝૂંટવીને પોબારા ગણી જાઉં તો કેમ? મારે તેમ કરવું કે નહિ તેનો વિચાર કરતો તે ઉભો હતો. તેને એમ પણ થયું કે આ બેવકૂફની સાથે હું તેને ઘેર જઈશ તોપણ તે મને આપી આપીને શું આપી દેવાનો હતો? પણ અત્યાર સુધી જર્ગિસે આવું કૃત્ય કદી કર્યુંજ ન હતું તેથી શું કરવું અને શું ન કરવું તેનો વિચાર કરવામાં તેણે એક પળ વધારે ગુમાવી. તેનાથી ઝટ લઇને નિર્ણય થઇ શકયો નહિ અને એટલી વારમાં તો જોન્સ શેઠના વંશરક્ષક ફ્રેડીએ પેલી નોટોના ચોડામાંથી એક નોટ કાઢી લઇને બાકીની બધી પોતાના ડગલાના ગજવામાં પાછી સેરવી દીધી. પછી તે બોલ્યો: "ચાલ દોસ! લે આ નોટ અને ગાઇવાઆને બોઆવ." સામે દારૂવાળાની દુકાન હતી. તેનો મોટો ગૅસનો દીવો ઝગઝગાટ કરતો બળી રહ્યો હતો. તેના અજવાળામાં જર્ગિસે જોયું તો તે નોટ સો ડૅાલરની હતી! જર્ગિસના મોઢામાંથી એક વેંત જેટલી જીભ બહાર નીકળી ગઇ! તેને થયું કે, આ શું કહેવાય? મારા જેવા લાખો જીવો ભૂખે અને ટાઢે મરી જાય છે, ત્યારે આ લખપતિના દીકરાઓ સો સો ડૅાલરની નોટો ભાજીમૂળાની પેઠે ખરચી નાખે છે! મારા જેવા દસ જણ એક વરસ સુધી રોટલા ખાય એટલા પૈસા તો આ હરામખોરો વાતવાતમાં

ઉડાવી મારે છે. અને અમે ટાંટીઆ ઘસીને મરી જઇએ છીએ. આવા થોડાક ગધેડાઓના હાથમાં આખી દુનિયાની સંપત્તિ આવી ગઈ છે તેથીજ જગતના બાકીના લોકો અન્ન–વસ્ત્ર વગર ટળવળી મરે છે. તે આવા વિચાર કરતો ઉભો હતો એટલામાં વળી પાછો પેલો બોલવા લાગ્યોઃ

"તુ યાર જોયા સુ કરે છ? લે, લે, આ સો ડૅાલરની નોટ તારી પાસે રાખ, તેમાંથી તુ ગાઇવાઆનુ ભાઉ ચૂકવી દેજે અને વધે તે બધુ તારૂં. ફ્રેદી જોન્સ આના પાઇનો હિસાબ કરતોજ નથી. મને હિસાબ કરતાં આવડતોજ નથી. માએ તો જે જોઇએ તે લઇ લઉ અને સો ડૅાલરની નોટ આપી દઉ. બાકી સુ વધ્યુ તે પૂછુ તો માઆ બાપનાજ સોગન. વાનીઆની પેથે હિસાબ કોન ગનતા ફરે? માઓ બાપ મખ્ખીચૂ છે તે પૈ પૈનો હિસાબ કરતો ફરે છે—માઆી કએ બલારાત. માઓ બાપ કે 'દીકા ફ્રેદી! તુ આમ કરસે તો દહાઆ કેમ જશે?' મેં કયું 'બાપા! તમે જાને ખેલ કરો અને ઊં જાને તમાઆ ખેલના પૈઆ એકથા કરૂં. તમાઉ, કામ કમાવાનું અને માઉ કામ ઉદાવવાનું. આપને બે જન આપનું આપનુ કામ વહેંચી લઇએ કે પછી આપને બાપ દીકાને કસ્સી તકરારજ નઇ.' તાએ પછી માઆ બાપે માઇ ફોઇને કયુ કે તુ જરા ફ્રેદીના ઉપર સરત રાખજે. પન એ ફોઈ રાન બે જોદીઆં છોકાં જનીને દવાખાઆમાં પદી છે તેથી બંદા અમના છુત્તા છે. પેઓ ગાઇવાઓ જાય! એઇ ગાઇવાઆ! બોઆવ, બોઆવ, ઝત લઇને બોઆવ!"

એક ભાડૂતી ગાડીવાળો ત્યાં આગળ થઇને પોતાની ગાડી હાંકી જતો હતો. જર્ગિસે ઝટ દોડી જઇને તેને બોલાવ્યો એટલે તેણે પોતાની ગાડી પાછી વાળી. ફ્રેડી શેઠ ગાડીની બેઠક ઉપર બે હાથે ભાર દઇને જેમ તેમ કરીને ગાડી ઉપર ચઢી બેઠા. જર્ગિસ તેની પાછળ ગાડીમાં બેસવા ગયો એટલે ગાડીવાળો બરાડી ઉઠયોઃ "એઇ યો! ઉતર નીચે સા—"

જર્ગિસ થંભી ગયો. ગાડી ઉપર એક પગ મૂકેલો તે પણ ઉપાડી લેવા જતો હતો એટલામાં તેનો જોડીદાર બોલી ઉઠયોઃ "કેમ રે! સુ છે? હેં?"

શેઠીઆના દીકરાની ધમકીથી ગાડીવાળો ઠંડો થઇ ગયો અને જર્ગિસ ગાડીમાં ચઢી બેઠો. ફ્રેડીએ ગાડીવાળાને સરોવરને કાંઠે આવેલા શેઠીઆઓના બંગલામાંથી એક બંગલાનો નંબર કહ્યો એટલે તરત

તેણે ગાડી દોડાવી મૂકી. ફ્રેડી શેઠ નિરાંતે અઢેલીને બેઠા અને ખસતા ખસતા જર્ગિસની સોડમાં ભરાવા લાગ્યા. પહેલાં તો થોડું થોડું બબડતા ગયા, પણ થોડી વારમાંજ જર્ગિસના ખભા ઉપર માથું મૂકીને ઘસઘસાટ ઉંઘી ગયા. જર્ગિસ એ બધો વખત મનમાં એજ વિચાર કરતો બેઠો કે, આ ઉલ્લુના ગજવામાંથી પેલી નોટોનો ચોડો ખેંચી લઉં તો શું? પણ તેના ગજવામાં હાથ ખોસતાં તે અચકાયો; કારણ કે ગાડીવાળો વારંવાર તેના ઉપર નજર રાખ્યા કરતો હતો. તેણે પછી પોતાના મનનું સમાધાન કર્યું કે કાંઇ નહિ, સો ડૉલરની એક નોટ તો મારા હાથમાં આવી ગઇ છે, અને એટલીજ મારા જેવાને માટે ઘણી છે.

અડધાએક કલાક પછી ગાડી ઉભી રહી. જ્યાં આગળ ગાડી ઉભી રહી ત્યાં આગળજ સરોવરનો એક ભાગ આવેલો હતો અને તે અત્યારે ઠરીને બરફ બની ગએલું હોવાથી ટાઢો હીમ જેવો પવન તેના ભણીથી ચાલ્યો આવતો હતો. "ચાલો સાહેબ! તમારો બંગલો આવ્યો." ગાડીવાળાએ એવો પોકાર કર્યો એટલે જર્ગિસે પેલા ભાઇને ઢંઢોળીને જગાડયો.

ફ્રેડી શેઠ ઝબકીને જાગી ઉઠયા.

એકાદ બગાસું ખાધા પછી બોલ્યા: "હેં! હેં! આપે કાં આયા હેં? (જર્ગિસને) આ કોન? એઇ! તુ વરી કોન છે? ઓહો! અવે યાદ આયુ. એ તો તુ મારો દોસ્સ! યાર! તને ઉં ભૂલીજ ગએલો. સુ આપું ઘ' આયું? ફ્ફ્ફ્ફ્! બાપ રે! ટાઢ સી પદે હેં? ચાલ ભાઈ ચાલ, આપું ઘ' આયું—આપું ઘર!"

ગાડી ઉભી રહી હતી તેની બરાબર સામે પથ્થરનો કિલ્લાના જેવો મજબૂત અને વિશાળ મહેલ ઉભો હતો. જતી-આવતી ગાડીઓનાં ફાનસોના અજવાળાની મદદથી જર્ગિસે જોયું કે, મધ્યયુગના ઉમરાવો અને રાજા-રજવાડાના ગઢની માફક આ મહેલને પણ ગોળ અને ચોરસ બુરજ હતા અને તેમના ઉપર કાંગરાઓ પણ મૂકયા હતા. પહેલાં તો તેને શક ગયો કે, આ ભાઇએ કાંઈ ભૂલ તો નહિ કરી હોય? કોઇ પણ માણસના કબજામાં આવડું મોટું મકાન હોય એ વાત તેના માન્યામાં આવતી ન હતી. પણ ફ્રેડી શેઠે ચાલવા માંડયું. તેથી તે પણ તેની પાછળ પાછળ બોલ્યા ચાલ્યા વગર એક ઉપર એક આવેલાં પગથીઆં ચઢવા લાગ્યો. આ પ્રમાણે તેઓ એક-

બીજાના હાથમાં હાથ રાખીને ઠેઠ ઓટલા ઉપર આવી પહોંચ્યા. ભીંત ઉપર હાથ ફેરવતા ફેરવતા ફ્રેડી શેઠ બોલ્યાઃ "તુ જઆ માઓ હાત પક. જો'થી પકઅજે હં ! ઉં જઆ નોકઅને બોઆવવાને વગાવવાની ઘંતઇનું બતન ખોઇ કાઉ ! આ રહી ! અંધાઆમાં પન કેવી સાલીને ખોઇ કાઈ હેં ?"

ફ્રેડી શેઠે બટન દબાવ્યું એટલે અંદરના ભાગમાં ઘંટડીનો રણકાર થયો અને તેની સાથે ભૂરા ડગલાવાળા એક ચપરાસીએ બારણું ઉઘાડયું અને ઓટલા ઉપર કોણ ઉભું છે તેની ખાત્રી થતા સુધી બારણું પકડીને પથ્થરના પાળીઆ જેવો ઉભોજ થઇ રહ્યો.

એક ક્ષણ વાર સુધી તેઓ એકબીજાનાં મોઢાં જોતા ઉભા રહ્યા હશે એટલામાં જર્ગિસને લાગ્યું કે મને મારો સોબતી તેની પાછળ આવવાને ખેંચે છે, તેથી તેણે પણ ઘરમાં પગ મૂક્યો અને પેલા ભૂરા ડગલાવાળા પથ્થરના પાળીઆ ચપરાસીએ તેમની પાછળ તરત બારણું વાસી દીધું. જર્ગિસનું કાળજું તો ધડાક ધડાક કરીને ધડકવા લાગ્યું. આવા વિચિત્ર લોકાતીત પ્રાસાદમાં પગ મૂકતાં તે ડરતો હતો, કારણ કે આવા મહેલ તેણે કદાચ ઘણે આઘેથી જોયા હશે અને તેની અંદરના ભાગમાં પગ મૂકવાની તો તેણે સ્વપ્નમાં પણ આશા રાખી ન હતી. આથી કરીને અરેબિયન નાઇટસવાળા અલાદીનને દૈત્યની ગુફામાં પેસતી વખતે જેવો ગભરાટ થયો હતો તેવો જર્ગિસને પણ થયો અને તે બ્હીતો બ્હીતો ડગલાં ભરતો હતો.

તેઓ જેમાં થઇને જતા હતા તે ઓસરીમાં તો ઝાંખો દીવો હતો, પણ તેની આગળના કોઇ બાદશાહના દિવાને ખાસના જેવો વિશાળ અને ભવ્ય ખંડ હતો, જેના નકસીદાર થાંભલા ઉપરની છતના અંધકારની અંદર લય પામી જતા હતા. એજ ખંડને સામેને છેડે એક મોટો વાંકો ચૂકો જીનો હતો. એ ખંડનું ભોંયતળિયું કાચના જેવી લીસી રંગબેરંગી આરસની તકતીઓનું બનાવેલું હતું અને એ ફરસબંદી કરનાર કારીગરે રંગ અને આકૃતિઓની વિવિધતા ઉત્પન્ન કરવામાં બુદ્ધિની કમાલ કરી બતાવી હતી. થાંભલા ઉપર તથા ભીંતો ઉપર કોઇ અર્ધનગ્ન તો કોઇ પૂર્ણનગ્ન અપ્સરાઓની મનુષ્યાકૃતિ જેવડી નાના પ્રકારના હાવભાવયુક્ત આરસની મૂર્તિઓ અંદર રહી રહી ડોકિયાં કરી રહી હતી. કેટલીક નાની મૂર્તિઓને કાચના ઢાંકણની અંદર બેસાડી હતી. છત ઉપરનું કોતરકામ કરનારે એવી એવી આકૃતિઓ કોરી કાઢી હતી અને એટલું બારીક કામ કર્યું હતું કે આ

કોતરણી પથ્થર ઉપર કરી હશે એમ માની શકાયજ નહિ. પથ્થરની અંદર પુષ્પો અને વેલીઓને કોતરતાં કોતરતાં પથ્થરને છેક કાગળ જેવો પાતળો કરી દીધો હતો તે જોતાં એમજ થાય કે, આ પથ્થર નહિ પણ કાગળજ હશે અથવા કોઇક મંત્રપ્રયોગ કરીને કાગળનાં બનાવેલાં પત્રપુષ્પોને પથ્થરનાં પત્રપુષ્પ બનાવી દીધા હશે. વળી એજ ખંડની ભીંતો ઉપર મોટાં મોટાં રંગીન તૈલચિત્રો હતાં. દીવાના ઝાંખા પ્રકાશમાં એ ચિત્રોના વિવિધ રંગો જોતાં એવું થતું હતું કે જાણે સૂર્યાસ્ત વખતે વિવિધરંગી પ્રકાશથી શોભી ઉઠેલા આથેના અરણ્યના જેવું ગૂઢ સૌંદર્યભર્યું દશ્ય આપણી સામે આવીને ઉભું રહ્યું છે.

આરસપહાણના જીના ઉપર થઇને તેઓ પહેલા માળના એક ખંડમાં પેઠા. પેલો ભૂરા ડગલાવાળો ચપરાસી પણ તેમની પાછળ પાછળ ચાલ્યો આવ્યો હતો. ફ્રેડી શેઠે પોતાની ટોપી કાઢીને તેના હાથમાં આપી. પછી ઓવરકોટ કાઢવા તો ગયો, પણ જાતે કઢાયો નહિ તેથી ચપરાસીની મદદથી બે-ત્રણ વાર પ્રયત્ન કર્યા પછી ઓવરકોટ કાઢી નાખવાના કામમાં પણ તેણે આખરે સફળતા મેળવી. આ કામ ચાલતું હતું એવામાં એક-બીજો નોકર ત્યાં આવી પહોંચ્યો. તે શરીરે ઉંચો, કદાવર અને ફાંસીના માંચડાનું પાટિયું ખેંચનાર જલ્લાદના જેવો એવો કરડા ચહેરાવાળો હતો કે તેને જોતાં અજાણ્યા માણસના તો સાંધે સાંધા ઢીલા થઇ જાય. જર્ગિસને જોતાની સાથેજ તે આવ્યો તેવો તેના ઉપરજ ધસી ગયો અને મોઢેથી એક શબ્દ પણ બોલ્યા વગર તેને હાથ પકડીને બારણા તરફ ઢસડી જવા લાગ્યો. એટલામાં ત્યાં ફ્રેડી શેઠનો ઘાંટો સંભળાયો. તે બોલી ઉઠ્યા: "હેમિલ્ટન! હેમિલ્ટન! એ તો માઓ દોસ! એ તો માઓ દોસ! એ તો આજે આતે અંઇ મારી આથે રહેસે."

પેલો માણસ થંભી ગયો, જર્ગિસનો હાથ તેણે જોરથી પકડી લીધો હતો તે જરાક ઢીલો મૂક્યો. ફ્રેડી શેઠ પાછા બોલ્યા: "ચાલ, ચાલ-દોસ, જોયા સુ કરેચ?" આવું સાંભળીને જર્ગિસ તેના તરફ જવાને જ્યાં પગ ઉપાડે છે ત્યાં પેલો નોકર મોટે ઘાંટે બોલ્યો: "ફ્રેડરિક શેઠ!"

પણ તેણે તો જર્ગિસના હાથમાં પોતાનો હાથ ભેરવીને ફક્ત એટલુંજ કહ્યુ કે "તુ અમના ને અમના જૈને પેઆ ગાઇવાઆનું બાઉ ચૂકવી આવ. અમના ને અમના, બસ."

"એને આપવાનું નાણું તો મારી પાસે છે," એવું જર્ગિસ

બોલવા જતો હતો, પણ હોઠે આવેલા બોલ તે ગળી ગયો. પેલા પ્રૌઢ શરીરવાળા માણસે એક બીજા નોકરને કહ્યું કે, તું જઇને ગાડીવાળાને તેનું ભાડું ચૂકવી આવ. એટલી વારમાં જર્ગિસ અને ફ્રેડરિક શેઠ બેઉ જણ પાછા જીનો ઉતરીને પેલા મોટા દિવાનખાનામાં આવ્યા. પછી તેઓ એક બાજુ તરફ વળ્યા. તેમની સામે બે મોટાં બારણાં આવ્યાં.

ફ્રેડરિકે કહ્યું: "હેમિલ્ટન!"

"શું કહો છો, સાહેબ?" પેલાએ પૂછ્યું.

"જમવા બેવાના ઓદ્દાના બાયનાને આ સુ થઉ છે?"

"કાંઇ થયું નથી, સાહેબ."

"તાએ ઉઘઅતાં કેમ નથી?"

નોકરે બારણાં ઉઘાડી આપ્યાં એટલે અંધારામાં તેમની આગળ એક બીજો મોટો ઓરડો ખુલ્લો થઈ ગયો.

"બત્તી! બત્તી!" એવું ફ્રેડરિક શેઠે કહ્યું એટલે પેલા બબરચીએ બટન દબાવ્યું અને તેની સાથેજ તે આખો ઓરડો આંખોને આંજી નાખે એવા ઝળહળતા ગૅસના દીવાના પ્રકાશથી ભરાઈ ગયો. આટલા બધા પ્રકાશથી જર્ગિસ ટેવાયો ન હતો તેથી તેણે તો પ્રથમ આંખોજ મીંચી દીધી. પછી તેણે ધીમે ધીમે બ્હીતાં બ્હીતાં આંખોનાં પોપચાં ઉઘાડયાં અને બાઘાની પેઠે ઉભો રહ્યો. તે ઓરડાની શોભાને વધારનારી શણગારની સામગ્રીઓને ધીમે ધીમે જોતો થયો. તે ઓરડાની છત ગોળ ઘુમટના આકારની હતી. તેના મધ્યભાગમાં સૂર્યના જેવો તેજસ્વી દીવો લટકતો હતો અને તેમાંથી પ્રકાશનો ધોધ વહેતો થયો હતો. ચારે બાજુની ભીંતો જાણે ભીંતોજ ન હોય પણ નર્યું ચિત્રજ હોય એવી તદ્દન ચિત્રોની બનેલી હતી. તેમાં સરોવરો હતાં, અંદર કમળ ડોલી રહ્યાં હતાં, હંસ અને બીજાં જળચર પક્ષીઓ ક્રીડા કરતાં હતાં, અપ્સરાઓ જળકેલિ કરતી હતી, એક બાજુએ લીલોતરીથી છવાએલો પર્વત હતો, તેમાંથી સફેદ દૂધની ધારાના જેવો એક જળધોધ પડતો હતો, આગળ જતાં એ ધોધનું જળ કુદરતી રીતે બનેલા એક કુંડમાં એકઠું થતું હતું, એ કુંડને કિનારે પોતાનાં વસ્ત્રો ઉતારીને વનદેવીઓ સ્નાન કરવા પડી હતી. ટુંકામાં, એ ચિત્ર જોતાં મનને એવોજ ભાસ થાય કે આ કોઇ સ્થૂળ વસ્તુ નથી, ઇંટ-ચૂનાનું બનાવેલું મકાન નથી. રંગોના મિશ્રણ વડે તૈયાર કરેલાં ચિત્રો નથી; પણ એ આખીજ કૃતિ કોઇ જાદુગરે મંત્રપ્રયોગ વડે ઉભી

કરી છે અથવા તો કોઇ મહાન કળાધરે મનમાં પોષેલી સૌન્દર્યની સ્વપ્નસૃષ્ટિ એકાએક મૂર્તિમાન બનીને ઉભી છે. થોડી વાર સુધી તો આ ચિત્ર જોઇને જર્ગિસ જડવત્ બની ગયો. ત્યાર પછી તે ઓરડાના મધ્યભાગમાં ગોઠવેલા કાળા સીસમના ટેબલ ઉપર તેની નજર ગઇ. એ ટેબલ પણ કોઇ શહેનશાહના રાજભવનને શોભાવે એવું હતું. તેને કોઇ ઉસ્તાદ કારીગરે સોના–ચાંદીની નાના પ્રકારની મનમોહક આકૃતિઓ વડે શણગાર્યું હતું. એ ટેબલની વચ્ચોવચ એક નકશીદાર ગોળો હતો, તેમાં નાના પ્રકારની રંગબેરંગી વનસ્પતિ, પુષ્પો અને ફળના બનાવટી પણ મૂળ વસ્તુને આબેહૂબ મળતા આવે એવા નમૂના રસિકતાથી ગોઠવ્યા હતા અને એ સૌના ઉપર કોઇક ગુપ્ત સ્થળે છુપાવી રાખેલા દીવાની રોશની પડતી હતી અને તેના પ્રકાશથી ટેબલ ઉપરની તમામ શણગારની ચીજો સાફ સાફ જોઇ શકાતી હતી.

પોતાના પરોણાને ભોજનગૃહ બતાવતાં ફ્રેડરિક શેઠ બોલ્યા: “ આ અમાઓ જમવાનો ઓદો, કેમ દોસ ! તને એ ઓદો ગમ્યો કે નઈ ? ”

પોતે ગમે તેવું ગાંડું ઘેલું લવે, પણ સામા માણસ પાસેથી તેનો જવાબ સાંભળવાની તેને આદત હતી. પણ જર્ગિસ કાંઈ બોલ્યો નહિ ત્યારે તેના ખભા ઉપર માથું નાખી દઇને મીઠું મીઠું હસતાં તે બોલ્યો “ આવો ફાંકો ઓદો ને તેમાં એકા એકા બેસીને ખાવાનું કોને ગમે ? હેં ” પછી એકાએક તેના મનમાં કાંઇક જુદાજ પ્રકારનો વિચાર આવવાથી તે જરા પણ અટકયા વગર બોલી ઉઠયો: “ હાં, હાં, અવે ઉં સમજ્યો. તેં કદા આવુ ઘ' આવો ઓદો, આવું તેબઅ દીથાંજ નઇ હોય, ખરૂં દોસ ? ”

જર્ગિસ બોલ્યો: “ ના. ”

તાએ તુ ગામઆમાંથી અંઇ આયો છે, ખઇ આત ? ”

જર્ગિસ બોલ્યો: “ હા ”

“ બઆબઅ, ઉં એવુંજ ધાતો' તો. ગામઆના લોકો બિચાઆ આઉ કાંથી જુએ ? હેં ? માઆ બાપા ઘઇવાર ગામઆના લોકોને અંઇ અમાઓ બંગો જોવા તેઈ લાવે છે અને બધાને બધુ બતાએ–પૈઆ બૈઆ કાંઈ ની લે. પછી ઔને કે' કે જાઓ તમાએ ઘે' જૈને બધાને આ બંગાની આતો કરજો. તું જાએ આ કોનો બંગો ? જોન્સ સેથનો. જોન્સ સેથને ઓખે ? માંસના કાખાનાના માઇક !

તેમો આ બંગો. એ માઓ વાઓ એવો પાકો ગથીઓ છે કે આ બંગો ને બધી મિલકત સાલાએ ડૂક્કરના માંસમાંથી પેદા કરી લીધી. કેવો ફાંકો બંગો છે હેં ? અવે જાને છે તે માઆ બાપે બધી પૂંજી મોતાં મોતાં કાખાનામાં રોકી લીધી છે અને તેનું પાછું લાખો ડૅાલર વ્યાજ આવે છે. માઓ બાપ એવો પાકો માઅવાઇ છે દોસ ! તેં કોઇ દહાઓ જોન્સ શેઠનું નામ નઇ સાંભેલું ?"

માંસના કારખાનાના માલિક જોન્સ શેઠનું નામ સાંભળીને જર્ગિસના કલેજામાં જાણે કે ખંજર ભોંકાયું હોય એમ તે ચમકયો. એજ તે જોન્સ કે જેના કારખાનામાં મજૂરી કરતાં કરતાં પોતે આજે આવી બૂરી દશામાં આવી પડયો હતો, એજ તે જોન્સ કે જેના કારખાનાના દુષ્ટ વહીવટદારોએ ઓનાની ઇજ્જતની અને તેની જિંદગીની બેઉની ધૂળધાણી કરી નાખી હતી, એજ તે જોન્સ કે જેણે લાખો મજૂરો પાસે થોડામાં થોડે પગારે ઘણામાં ઘણું કામ કરાવીને આ બાદશાહી મહેલાત અને ઇંદ્રના જેવી સમૃદ્ધિ પ્રાપ્ત કરેલાં, એજ તે જોન્સ કે જેણે સડેલાં ગંધાતાં તથા નાના પ્રકારના રોગથી મરી ગએલાં જાનવરોનાં માંસને ઉપર ઉપરની ટાપટીપથી શણગારીને ભપકાદાર લેબલવાળા ડબ્બામાં ભરીને, તેમનું વેચાણ કરીને માણસજાતના આરોગ્યને હાનિ પહોંચાડી હતી. તે દુષ્ટ રાક્ષસની આ સંપત્તિ જે મારા, મારાં કુટુંબીઓના અને મારા જેવા લાખો મજૂરોના લોહીથી ખરડાએલી છે તેની વચ્ચોવચ હું આજે ઉભો છું અને મને ત્યાં તેડી લાવનાર તેનો પોતાનોજ કુળદીપક પુત્ર છે તે સંભારીને તેને જાણે હમણાં તમ્મર આવી જશે એવું થવા લાગ્યું. પણ પેલો ફ્રેડી જેની ચાલાક આંખો આગળથી કશુંજ છૂપું રહેતું ન હતું તેણે તરતજ પૂછયું: "કેમ દોસ ! તને એકાએક આ સુ થઉ ? તેં જોન્સ શેઠનું નામ નઇ સાંભેલું ?"

જર્ગિસે પોતાના મનમાં થતા ક્ષોભને દબાવી દઇને બહુજ મુશીબતે ત્રુટક ત્રુટક શબ્દો વડે કહ્યું: "હું એમના માંસના કારખાનામાં જ એક વાર મજૂરી કરતો હતો."

ફ્રેડી શેઠે આ શબ્દ સાંભળતાની સાથેજ એક મોટી બૂમ પાડી અને કહ્યું: "હેં ? હેં ? તુ સુ વાત કએ ? તુ અમાઆ કાખાનામાં મજૂઇ કત્તો ઉત્તો ? તાએ તો દોસ ! લે તાઈ ( તેના હાથમાં તાળી આપે છે ) માઆ બાપા જો આજે ઘેઓત તો યાર ખુસ ખુસ થઇ જાત. માઆ બાપા અમાઆ કાખાનાના મજૂરો ઉપર બઉ ભાવ

રાખે છે. મૂડી અને મજૂરી—એઉનો મેળ એઉની દોસ્તી ! હાં–મજૂરોના સુખમાં માઆ બાપા સુખી અને માઆ બાપાના સુખમાં મજૂરો સુખી. અમાઆ કાખાનાના મજૂરોનું સુખ તે માઆ બાપાનું સુખ, કેમ દોસ ! અમારા કાખાનાનો મજૂર અમાઆજ ધ'માં પએનો ? કેવી મજા ! આ તો ખએો તાલ આઈ ગયો. હેમિલ્ટન ! આ માએો દોસ–અમાઆજ કાખાનામાં મજૂર ! આત મેલાવો–માઆ બાપાનો પન એ દોસ લાગે. એ બિચાએો બઉ મુસીબતમાં ધેઆઇ ગએો–આજે આપને તાં આયવો–બસ, આજે અંઈ ખાસે પીસે ને મજા કરસે. દોસ ! તારૂં નામ સુ તે તો મને કહેતો નથી ?"

"રૂડકસ–જર્ગિસ રૂડકસ," જર્ગિસ બોલ્યો.

"સુ ? સુ બોયો ? મીસ્તર રેડનોઝ ? મિસ્તર રેડનોઝ ! આ અમાએો બબચી હેમિલ્ટન ! હાઆત મેલાવો."

તે પ્રૌઢ રૂઆબદાર બબરચીએ ફક્ત માથુંજ નમાવ્યું. હાથ લાંબો કર્યો નહિ, તેમ મોઢેથી પણ કશું બોલ્યો નહિ. તે જોઇને ફ્રેડરિક શેઠ જર્ગિસને ગળે વધારે ભાર દઇને વળગી પડયા અને ખૂબ હસ્યા. પછી મોટે સાદે બરાડયાઃ "હેમિલ્ટન ! તુ લૂચો બદમાસ છે. તાઆમાં જઆએ વિવેકનો છાંતો પન નથી. એક આત માઇને તને ધ'માંથી કાધી મૂકીસ. માઆ બાપાને કઇને તને પાનીચું ન અપાવું તો ઉં માઆ બાપનો બેત્તો નઈ. તુ સુ એમ ધારેચ કે મેં દાઉ ધીંચ્યો છે ? હી ! હી ! હી ! કોને તાઆ બાપે દાઉ ધીંચ્યો ચ ? હી ! હી ! હી !"

તેનો આ ગાંડપણનો વાયરો શમી જાય ત્યાંસુધી જર્ગિસ અને બબરચી બેઉ જણ જ્યાં ઉભા હતા ત્યાં ને ત્યાં બોલ્યા ચાલ્યા વગર ઉભાજ રહ્યા. હરામની દોલત એકઠી કરનાર કરોડપતિઓના દીકરા આવા કુભાંડી કેમ નીવડતા હશે, તેનો જર્ગિસ મનમાં વિચાર કરતો હતો એટલામાં પાછો પેલો બકવા મંડયોઃ "તાએ હવે દોસ ! તાએ કવ્યુ છે સુ ? તાએ અમાએો બંગો જોવો છે ? ચાલ, તને બધે ફેવીને બતાઉ ? માઆ બાપા હોત તો તે પન તને બધે લઇ જઇને બંગો બતાવતે. અમાઆ દીવાંખાઆની એક એક ખુરસી તન તન હજાર ડૉલરની—ખાસ પારિસથી મંગાવેલી—અમારા ચા પીવાના ઓદાના ચીત્તર ઇતાલીનાં તેવી તેવી હજાર ડૉલરનાં—અમાએો નાચમંદપ—અદસત હજાર ડૉલરનો—થાંભલા નેપલ્સથી આવેલા—છત ઉપરનાં

ચીત્તર રોમના ચીતારાનાં--ખાસ અમાએ સાઉ તૈયાર કએલાં—પચા પચા હજાર ડૉલરનાં—આ ઑર્ગન વાજુ—પારિસતું—તીસ હજાર ડૉલરનું—હેમિલ્ટન—જરા વાજુ ચાલુ કર—મીસ્તર રેડનોઝ જઆ સાંભલે તો ખરા—એ કાં વાએ વાએ આપને તાં આવવાના ઉતા—અરે! ભૂયો યાર! ભૂયો! મીસ્તર રેડનોઝ ભૂખ્યા છે તે તો ઉં ભૂઇજ ગયો—આબ્બાદ ભૂઇ ગયો—હેમિલ્ટન—ખાતુ લાવ—દાઉ લાવવાનું ભૂલતો નઇ—સાઆમાં સાઓ—ઉંચામાં ઉંચો મદીરાનો દાઉ—સાંભલ્યુ કે હેમિલ્ટન—તે નઇ ચાલસે—પેલો કબાતમાં ખાસ ઉંચો દાઉ છે ને? તે લઇ આવ."

બબરચી બોલ્યોઃ "પણ સાહેબ! મોટા શેઠનો ખાસ હુકમ છે કે—"

ફ્રેડરિક શેઠ એકદમ છાતી કાઢીને ગરદન ઉંચી કરીરૂઆબથી બોલી ઉઠયાઃ "માઆ બાપાનો હુકમ માએ માતે છે, તાએ માતે નથી—ઉં કઉ તે તાએ તો કવ્વાનું." આટલું કહીને જર્ગિસને ગળે હાથ વીંટાળીને લથડીઆં ખાતો ખાતો તે ઓરડાની બહાર નીકળ્યો. વળી એકાએક તેને કાંઇક સાંભરી આવવાથી ઉભો રહ્યો અને બોલ્યોઃ "હેમિલ્ટન! માઆ નામનો—તાર આયો છે કે?—માઆ બાપાનો તાર?"

"ના, સાહેબ" બબરચી બોલ્યો.

"માઆ બાપા મુસાફ્ઇ કત્તા અસે—વાઉ, પેઆં જોદીઆં છોકાં—માઈ ફોઇનાં છોકાં સુ કએ?"

"મજેમાં છે, સાહેબ."

"કેવાં ઉપાઆં ઉપાઆં છોકાં? માઇ ફોઇનાં છોકાં!"

આટલું કહીને તે આગળ ચાલ્યો અને દાદર ચઢવા લાગ્યો. પણ તેનાથી એક એક પગથીઆ ઉપર બે પગ ગોઠવી ગોઠવીને ચઢી શકાતું હતું. દાદરના સૌથી ઉપલા ભાગ ઉપર એક જળકુંડના કિનારા ઉપર સંકોચાઇને બેઠેલી અપ્સરાની નગ્ન મૂર્તિ હતી. તેની આકૃતિ એવી સુગઠિત, એવી મનમોહક અને આબેહૂબ જીવંત સુંદરીના જેવી હતી; તેનાં જુદાં જુદાં અંગઉપાંગ ઉપર લગાડેલો રંગ પણ એવો કુદરતી રંગના જેવોજ હતો કે આ પાષણમૂર્તિ નથી પણ કોઇ સજીવ મોહિની બેઠી છે એવોજ ભાસ થાય અને સંયમી પુરુષનું ચિત્ત પણ ચળી જાય. દાદરની સામેના બારણામાં થઇને અંદર જતાં એક વિશાળ

ફરતી ઓસરી હતી. તેના ઉપરની છત ઘુમ્મટના આકારની હતી અને તેની બધી બાજુએ ફરતા ઓરડા હતા. પેલો બબરચી પોતાના હાથ નીચેના નોકરોને કાંઈક સૂચના આપવા થોભ્યો હતો તે હવે ઉપર આવી પહોંચ્યો. તેણે એક બટન દાબ્યું એટલે ઓસરીમાં અજવાળું થઈ ગયું. પછી તેણે એક ઓરડાનું બારણું ઉઘાડયું. એક બીજું બટન દબાવીને તે ઓરડામાં પણ ગૅસનો દીવો હતો તેના પ્રકાશથી તેને અજવાળી નાખ્યો. ફ્રેડરિક જર્ગિંસને લઇને લથડતી ચાલે અંદર પેઠો.

આ ઓરડાને વાચનગૃહની ઢબે શણગારેલો હતો. મધ્યભાગમાં મોટું મોહોગનીનાં પાટીઆંનું ટેબલ હતું. તેના ઉપર પુસ્તકોનો સંભાર પડયો હતો. સાથે સાથે ધૂમ્રપાન કરવાની પણ તમામ સામગ્રી તૈયાર હતી. દિવાલો ઉપર કૉલેજની રમતગમતોમાં જોન્સ શેઠને ઇનામમાં મળેલી ચાંદીની ઢાલો, પ્યાલા, ધ્વજાઓ, મિત્રોની છબીઓ, શિકારનાં સંસ્મરણો, ટેનિસ રમવાનાં રૅકેટ, ગોલ્ફ રમવાની અને પોલો રમવાની ગેડીઓ વગેરે અનેક વસ્તુઓ ગૃહપતિના ખાનગી જીવનનો ઇતિહાસ ઉકેલતી બેઠી હતી. એક બાજુની ભીંત ઉપર જંગલી જાનવરનાં પ્રચંડ માથાં જેમનાં બે શિંગડાંની વચ્ચે છ છ ફૂટનું અંતર હતું એવાં ગરદનમાંથી કાપી લીધેલાં આખાં માથાં તેમની તગતગતી આંખો સહિત જડી દીધાં હતાં. ભોંયતળીઆ ઉપર ગાલીચાને ઠેકાણે વાઘ અને રીંછનાં ચામડાં બિછાવી દીધાં હતાં. ખુરશીઓ પણ જાત જાતની હતી. કોઇ આડા પડીને વાંચવાની, કોઇ ઝૂલવાની અને કોઇ કોઇ તો બેસતાની સાથે વેંત વેંત ગરકી જવાય એવી નરમ ગાદી અને કમાનવાળી હતી. બારીઓ આગળ તરેહ તરેહની આકૃતિની નરમ મખમલથી જડેલી બેઠકો હતી. એક ખૂણો વળી ઇરાન દેશના દિવાનની ઢબે શણગાર્યો હતો. ત્યાં પગ ગરકી જાય એવો ગાલીચો અને તકીઆ ગોઠવ્યા હતા, ઉપર ઝુમ્મર લટકતો હતો અને કિનખાબના પડદા ઝૂલતા હતા. એ ઓરડાની બાજુમાં શયનગૃહ હતું અને તેની આગળ એક ઓરડો હતો તેમાં શુદ્ધ આરસનો બનાવેલો સ્નાનકુંડ હતો, જેની એકલાનીજ કિંમત ચાળીસ હજાર ડૉલર જેટલી હતી.

મજૂરોએ પોતાના પ્રાણના ભોગે જોન્સ શેઠને કમાઇને અર્પણ કરેલી આ વિવિધ વિલાસસામગ્રીને જર્ગિંસ જોતો ઉભો હતો એવામાં બાજુના એક ખંડમાંથી એક ભયંકર આકૃતિવાળો રાક્ષસી કદનો બૂલડૉગ જાતનો કૂતરો ત્યાં ચાલ્યો આવ્યો. આવું બિહામણું પ્રાણી જર્ગિંસે આગાઉ કદી પણ જોયું ન હતું. તેણે જ્યારે બગાસું ખાવા

મોઢું પહોળું કર્યું ત્યારે જાણે કોઈ દૈત્યનું મોઢું ઉઘડયું હોય અથવા કોઈ વિકરાળ ગુફાનું દ્વાર ઉઘડી ગયું હોય એવું તે દેખાયું. પોતાના માલિકની પાસે તે પૂછડી હલાવતો હલાવતો ચાલ્યો આવ્યો. તેને જોઇને ફ્રેડી શેઠ બોલ્યોઃ "કેમ દોસ ડયૂઈ! સારી પેથે ઊંઘી ઉથ્યો? કેમ? કેમ? વરી તને આ સુ થઇ આવ્યું? (કૂતરો જર્ગિસને જોઇને ઘૂરકવા મંડયો હતો) અરે! એ તો માઓ દોસ—મીસ્તર રેડનોઝ—મોતા શેથનો પન દોસ—તાઓ બી દોસ—ચાલ, ડયૂઇ—મિસ્તર રેડનોઝની સાથે ભાઇબંધી કઇ દે—કોલ આપ—મીસ્તર રેડનોઝ! આ અમાઆ કૂતાને ન્યૂયૉર્કના કૂતાના પરદરસનમાં ઇનામ મલ્યું તાએ માઆ બાપાએ સાદાઆથ હજાર ડૉલર આપીને લીધેલો. કેવો સરસ કૂતો છે હેં?"

આટલું બોલતાં બોલતાં તેને એકાએક થાક ચઢયો તેથી તે એક મોટી ગાદીવાળી ખુરશી ઉપર બેસી પડયો અને પેલો કૂતરો તે ખુરશીની તળે ભરાઇ બેઠો. તે બીજી વાર ઘૂરકયો તો નહિ, પણ તેણે પોતાની નજર તો જર્ગિસના ઉપરથી ખસેડીજ નહિ. તે આવો ભયંકર હોવા છતાં તદ્દન કહ્યાગરો કૂતરો હતો.

બટલર પણ તે ઓરડાનું બારણું બંધ કરીને ઉભો અને તે પણ કૂતરાની પેઠેજ બધો વખત જર્ગિસ ઉપર બારીક નજર રાખ્યા કરતો હતો. એટલામાં બહારની બાજુના દાદર ઉપર કોઈનાં પગલાં સંભળાયાં તેથી તેણે બારણું ઉઘાડયું. ચકચકતી ચપરાસોવાળો એક નોકર અંદર ચાલ્યો આવ્યો. તેના હાથમાં ચારે પાયા ભેગા કરી શકાય એવું ફોલ્ડિંગ ટેબલ હતું. તેની પાછળ પાછળ બીજા બે નોકરો આવ્યા. તે બેઉના હાથમાં સફેદ મલમલના કપડા વડે સારી રીતે ઢાંકેલી થાળીઓ હતી. પહેલા આવનારે ટેબલને પહોળું કરીને ગોઠવ્યું અને થાળીઓમાંની વસ્તુઓને તેમની યોગ્ય જગ્યાએ રીતસર મૂકી ત્યાં સુધી પેલા બે જણ પથ્થરના પાળીઆની પેઠે ઉભાજ રહ્યા. ટેબલ ઉપર નાના પ્રકારની મોંઘી અને સ્વાદિષ્ટ વસ્તુઓ ગોઠવાઇ ગઇ. આવી ઠંડી ઋતુમાં ખવાય કે ન ખવાય તેનો વિચાર કર્યા વગર માત્ર જીભનો સ્વાદ અને વસ્તુની કિમ્મત એ બેના ઉપરજ લક્ષ રાખ્યું હતું; કારણ કે આ ખોરાક પચશે કે નહિ તેનો વિચાર શ્રીમંતો બહુ થોડો કરે છે. તેઓ બે વસ્તુ માગે છેઃ એક તો ખાવાની ચીજો સ્વાદિષ્ટ હોવી જોઇએ અને બીજી, તે ઘણીજ મોંઘી અને અલભ્ય હોવી જોઇએ. ખાદ્ય વસ્તુઓ ઉપરાંત બરફમાં મૂકીને ઠંડા કરેલા (જાન્યુઆરી મહિ-

નામાં) દારૂના છ શીશા પણ ટેબલ ઉપર આવીને બિરાજ્યા હતા.

આ સામગ્રીને જોઇને ફ્રેડરિક શેઠ આનંદમાં આવી જઇને બોલી ઉઠયાઃ "ચાલ, ચાલ, મારા દોસ! આ બધું તારે સાઉજ મગાવ્યુ છે. આવી જા, કેમ વાર લગાએ છે?"

જર્ગિસના આવવાની રાહ જોયા વગર તે પોતે ટેબલ આગળ જઇને બેસી ગયો. ખાનસામાએ શીશાનો બૂચ ખોલીને તેના હાથમાં જેવો આપ્યો કે તરત તે ત્રણ પ્યાલા ઉપરાઉપરી ગટગટાવી ગયો. ત્રણ પ્યાલા દારૂ પેટમાં ગયો એટલે તેણે એક મોટું બગાસું ખાધું અને જર્ગિસને બોલાવવા લાગ્યો.

ફ્રેડરિક શેઠની સામેની બાજુએ એક ખુરશી તો હતી, પણ પેલો બબરચી તેને પકડી રાખીને ઉભો હતો. જર્ગિસ એમ ધારતો હતો કે, હું તેના ઉપર બેસી ન જાંઉં એટલા વાસ્તે તેણે પકડી રાખી છે; પણ આખરે તે સમજી ગયો કે એ ખુરશી તેને બેસાડવાને માટેજ બબરચીએ ધરી રાખી છે ત્યારે તે ખૂબ સંકાચાતો અને બીતો બીતો તેના ઉપર જઇને બેઠો. નોકરો અને બબરચી તેના માથા ઉપર ઉભા છે તેથી તે ખાતાં ગૂંચવાય છે એ વાત તરતજ ફ્રેડી શેઠના ધ્યાનમાં આવી ગઈ તેથી તેણે માથું હલાવીને નોકરોને ઇસારતથી કહ્યું કે તમે હવે અહીંથી જતા રહો.

તેઓ તો ગયા, પણ બબરચી ખસ્યો નહિ.

"હેમિલ્ટન! તું પણ જતો રહે," ફ્રેડી તેને આજ્ઞા કરી. પણ તે બોલ્યોઃ "ફ્રેડી શેઠ! તમને—"

"તું ચાલ્યો જા, ડૅમ બ્લડી! કહું છું તે સાંભળતો નથી?" ફ્રેડરિક શેઠ તડૂકયા.

તે ચાલ્યો તો ગયો, પણ તેણે ઓરડાનું બારણું બંધ કરી દીધું અને કૂંચી કાઢી લીધી જેથી કરીને અંદરના ભાગમાં શું થાય છે તે કાણામાં આંખ ઘાલીને જોઇ શકાય. જર્ગિસ જે તેના જેટલોજ ચાલાક હતો તેણે તેની આ બધી તદબીર જોઇ લીધી.

બેઉ જણ એકલા પડયા એટલે ફ્રેડરિકે ટેબલ તરફ મોઢું ફેરવ્યું અને કહ્યુંઃ "ચાલ, ચાલ, લેવા માંડ."

હજી પણ જર્ગિસ ખાઉં કે ન ખાઉં એવી ભાંજગડ મનમાં કર્યા કરતો હતો તેથી પેલાએ તેને ફરીથી કહ્યુંઃ "જોયા સુ કએ છ?

મોઢું પહોળું કર્યું ત્યારે જાણે કોઈ દૈત્યનું મોઢું ઉઘડયું હોય અથવા કોઈ વિકરાળ ગુફાનું દ્વાર ઉઘડી ગયું હોય એવું તે દેખાયું. પોતાના માલિકની પાસે તે પૂછડી હલાવતો હલાવતો ચાલ્યો આવ્યો. તેને જોઇને ફેટી શેઠ બોલ્યોઃ "કેમ દોસ ડયૂઈ! સારી પેથે ઊંઘી ઉથ્યો? કેમ? કેમ? વરી તને આ સુ થઇ આવ્યું? (કૂતરો જર્ગિસને જોઇને ઘૂરકવા મંડયો હતો) અરે! એ તો માઓ દોસ–મીસ્તર રેડનોઝ–મોતા શેથનો પન દોસ—તાઓ બી દોસ—ચાલ, ડયૂઇ—મિસ્તર રેડનોઝની સાથે ભાઇબંધી કઇ દે—કોલ આપ—મીસ્તર રેડનોઝ! આ અમાઆ કૂતાને ન્યૂયૉર્કના કૂતાના પરદરસનમાં ઇનામ મલ્યું તાએ માઆ બાપાએ સાદાઆથ હજાર ડૉલર આપીને લીધેલો. કેવો સરસ કૂતો છે હેં?"

આટલું બોલતાં બોલતાં તેને એકાએક થાક ચઢયો તેથી તે એક મોટી ગાદીવાળી ખુરશી ઉપર બેસી પડયો અને પેલો કૂતરો તે ખુરશીની તળે ભરાઇ બેઠો. તે બીજી વાર ઘૂરકયો તો નહિ, પણ તેણે પોતાની નજર તો જર્ગિસના ઉપરથી ખસેડીજ નહિ. તે આવો ભયંકર હોવા છતાં તદ્દન કહ્યાગરો કૂતરો હતો.

બટલર પણ તે ઓરડાનું બારણું બંધ કરીને ઉભો અને તે પણ કૂતરાની પેઠેજ બધો વખત જર્ગિસ ઉપર બારીક નજર રાખ્યા કરતો હતો. એટલામાં બહારની બાજુના દાદર ઉપર કોઈનાં પગલાં સંભળાયાં તેથી તેણે બારણું ઉઘાડયું. ચકચકતી ચપરાસોવાળો એક નોકર અંદર ચાલ્યો આવ્યો. તેના હાથમાં ચારે પાયા ભેગા કરી શકાય એવું ફોલ્ડિંગ ટેબલ હતું. તેની પાછળ પાછળ બીજા બે નોકરો આવ્યા. તે બેઉના હાથમાં સફેદ મલમલના કપડા વડે સારી રીતે ઢાંકેલી થાળીઓ હતી. પહેલા આવનારે ટેબલને પહોળું કરીને ગોઠવ્યું અને થાળીઓમાંની વસ્તુઓને તેમની યોગ્ય જગ્યાએ રીતસર મૂકી ત્યાં સુધી પેલા બે જણ પથ્થરના પાળીઆની પેઠે ઉભાજ રહ્યા. ટેબલ ઉપર નાના પ્રકારની મોંઘી અને સ્વાદિષ્ટ વસ્તુઓ ગોઠવાઇ ગઇ. આવી ઠંડી ઋતુમાં ખવાય કે ન ખવાય તેનો વિચાર કર્યા વગર માત્ર જીભનો સ્વાદ અને વસ્તુની કિમ્મત એ બેના ઉપરજ લક્ષ રાખ્યું હતું; કારણ કે આ ખોરાક પચશે કે નહિ તેનો વિચાર શ્રીમંતો બહુ થોડો કરે છે. તેઓ બે વસ્તુ માગે છેઃ એક તો ખાવાની ચીજો સ્વાદિષ્ટ હોવી જોઇએ અને બીજી, તે ઘણીજ મોંઘી અને અલભ્ય હોવી જોઇએ. [illegible]ા ઉપરાંત [illegible] માં મૂકીને ઠંડા કરેલા (જાન્યુઆરી મહિ-

નામાં) દારૂના છ શીશા પણ ટેબલ ઉપર આવીને બિરાજ્યા હતા.

આ સામગ્રીને જોઇને ફ્રેડરિક શેઠ આનંદમાં આવી જઇને બોલી ઉઠયા: "ચાલ, ચાલ, મારા દોસ્ત ! આ બધું તારે સારૂજ મગાયુ છે. આવી જા, કેમ વાર લગાડે છે ?"

જર્ગિસના આવવાની રાહ જોયા વગર તે પોતે ટેબલ આગળ જઇને બેસી ગયો. ખાનસામાએ શીશાનો બૂચ ખોલીને તેના હાથમાં જેવો આપ્યો કે તરત તે ત્રણ પ્યાલા ઉપરાઉપરી ગટગટાવી ગયો. ત્રણ પ્યાલા દારૂ પેટમાં ગયો એટલે તેણે એક મોટું બગાસું ખાધું અને જર્ગિસને બોલાવવા લાગ્યો.

ફ્રેડરિક શેઠની સામેની બાજુએ એક ખુરશી તો હતી, પણ પેલો બબરચી તેને પકડી રાખીને ઉભો હતો. જર્ગિસ એમ ધારતો હતો કે, હું તેના ઉપર બેસી ન જાઉં એટલા વાસ્તે તેણે પકડી રાખી છે; પણ આખરે તે સમજી ગયો કે એ ખુરશી તેને બેસાડવાને માટેજ બબરચીએ ધરી રાખી છે ત્યારે તે ખૂબ સંકોચાતો અને બીતો બીતો તેના ઉપર જઇને બેઠો. નોકરો અને બબરચી તેના માથા ઉપર ઉભા છે તેથી તે ખાતાં ગૂંચવાય છે એ વાત તરતજ ફ્રેડી શેઠના ધ્યાનમાં આવી ગઈ તેથી તેણે માથું હલાવીને નોકરોને ઇસારતથી કહ્યું કે તમે હવે અહીંથી જતા રહો.

તેઓ તો ગયા, પણ બબરચી ખસ્યો નહિ.

"હેમિલ્ટન ! તું પણ જતો રહે," ફ્રેડી તેને આજ્ઞા કરી. પણ તે બોલ્યો: "ફ્રેડી શેઠ ! તમને—"

"તું ચાલ્યો જા, ડૅમ બ્લડી ! કહું છું તે સાંભળતો નથી ?" ફ્રેડરિક શેઠ તડૂક્યા.

તે ચાલ્યો તો ગયો, પણ તેણે ઓરડાનું બારણું બંધ કરી દીધું અને કૂંચી કાઢી લીધી જેથી કરીને અંદરના ભાગમાં શું થાય છે તે કાણામાં આંખ ઘાલીને જોઇ શકાય. જર્ગિસ જે તેના જેટલોજ ચાલાક હતો તેણે તેની આ બધી તદબીર જોઇ લીધી.

બેઉ જણ એકલા પડયા એટલે ફ્રેડરિકે ટેબલ તરફ મોઢું ફેરવ્યું અને કહ્યું: "ચાલ, ચાલ, લેવા માંડ."

હજી પણ જર્ગિસ ખાઉં કે ન ખાઉં એવી ભાંજગડ મનમાં કર્યા કરતો હતો તેથી પેલાએ તેને ફરીથી કહ્યું: "જોયા સુ કરે છ ?

દોસ ! હાથ ચલાવ."

"તમે કાંઇ એમાંથી નહિ ખાઓ ?" જર્ગિસે પૂછ્યું.

"મને ભૂખજ નથી. ફક્ત તરસ લાગેલી તેથી દારૂ પીધો. મેં ને કીટીએ થોડા વખત પરજ મીઠાઈ ખાધેલી. તું ખાવા માંડ."

હવે જર્ગિસે પહેરણની બાંય ચઢાવીને એક હાથમાં કાંટો અને બીજા હાથમાં છરી લઇને પાવડે પાવડે રેતી ઠાલવે તેમ મોઢામાં ખોરાક ઠાલવવા માંડયો. તેણે જ્યાં ખાવા માંડયું એટલે તો ભૂખનો માર્યો એવો ખાવા મંડી ગયો કે જેટલું હતું તેટલું બધુંજ સફાચટ કરી ગયો ત્યાં લગી તે શ્વાસ લેવાને પણ થોભ્યો નહિ. આ માણસ આટલું બધું કેમ ખાતો હશે તે પેલા ભાઇસાહેબ આશ્ચર્યસહિત જોઇ રહ્યા અને જર્ગિસે જ્યારે તમામ રકાબીઓ ચોખ્ખી ચટ કરી નાખી ત્યારે "સાબાસ ! સાબાસ !" એવું તેનાથી બોલી દેવાયું. પછી તેણે કહ્યું: "હવે દોસ ! થોઓ દારૂ પી લે." એમ કહીને તેણે એક શીશો ઉપાડીને જર્ગિસને મોઢે ધર્યો. તેનો એકજ ઘૂંટડો ભરતાની સાથે તેને થયું કે હું કોઇ લોકાતીત પ્રવાહી પદાર્થ પી રહ્યો છું. આનંદ અને મસ્તીની એક લહર તેના આખા શરીરમાં ફરી વળી. તેના જ્ઞાનતંતુઓ થનગનવા લાગ્યા. તેને અપૂર્વ આનંદનો નશો ચઢવા લાગ્યો. આખો શીશો, છેલ્લામાં છેલ્લા ટીપા સુધી, તે પી ગયો અને પછી "હાઆઆઆસ !" એવો દીર્ઘ ઉદ્ગાર કાઢયો.

"કેમ દોસ ! સરૂઇ દારૂ અતો ને ?" ફ્રેડરિક શેઠે પોતાના પરોણાના સુખે સુખી થઇને પૂછ્યું, અને પોતાના બે હાથનાં આંગળાં ડોકીની સાથે દબાવીને ગાદીવાળી ખુરસીની પીઠ ઉપર ભાર દઇને અઢેલ્યા અને જર્ગિસની સામે એકીટશે જોવા લાગ્યા.

જર્ગિસે પણ એવીજ રીતે તેની સામે જોયા કર્યું. પેલો જુવાન ગર્ભશ્રીમંતનો પુત્ર તેના સફેદ ધવલ પોશાકમાં એવો સુંદર દેખાતો હતો અને વળી કુદરતી રીતે પણ ઘણો રૂપાળો છોકરો તો હતોજ. જર્ગિસની સાથે તેનું મન મળી ગયું હોય અને પોતાના મનની બધી છૂપી વાતો તેની આગળ ઠાલવવાની તેને વૃત્તિ થતી હોય તેમ તે મન્દ મન્દ હસ્યો અને પછી તેની જે જીભ ચાલી તે તેના મનમાં જે કાંઇ ભર્યું હતું તે બધું તેણે કહી નાખ્યું ત્યારેજ અટકી. પહેલી દશ મિનિટમાં તેણે જર્ગિસને પોતાના આખા ઘરનો બધો ઇતિહાસ કહી નાખ્યો. તેણે કહ્યું કે "મારો મોટો ભાઈ ચાર્લી એક પ્રખ્યાત

નટી ઉપર આસક્ત થયો હતો. તે નટી "કામસ્ચાટકાના ખલીફ" વાળી ફિલ્મમાં "નાની નખરાળી આંખોવાળી" નો પાઠ ભજવતી હતી. તે તેને પરણી જવાની અણી ઉપરજ હતો, પણ મોટા શેઠે તેને ધમકી આપી કે એવું તેવું કરીશ તો મારી મિલ્કતમાંથી એક ફૂટી બદામ પણ તને નહિ આપું. પણ એકલી સૂકી ધમકીને તે ગણકારે એવો ન હતો તેથી ઘરની આબરૂ સાચવી લેવાને સારૂ ડોસાએ તેને નાણાંની ગંજાવર રકમ બક્ષિસમાં આપી અને કહ્યું કે, તું અને તારી માશુક બેઉ જણ મોજ ઉડાવો; પણ જો પરણવાની વાત કરી તો તારી વાત તું જાણે. દોલતની લાલચે પેલી "નખરાળી આંખોવાળી" નટી પણ ડાહી થઈ ગઇ અને હમણાં શાર્લીની કૅાલેજમાં લાંબી રજા હોવાથી તે પેલી નટીને મોટર ગાડીમાં બેસાડીને મદનોત્સવ માણવા લઇ ગયો છે. ભાઈની વાત પૂરી થઇ એટલે ફ્રેડરિકે તેની બહેનનું પુરાણ છોડયું. તેણે પોતાના બાપની મરજી વિરૂદ્ધ એક ઇટાલિયન ઉમરાવ સાથે લગ્ન કર્યું છે. મોટા શેઠે તેને પણ ધમકી આપેલી કે એ માણસને પરણી જાય તો મારી મિલ્કતની આશા છોડી દઇનેજ પરણજે. પરંતુ તે તો પરણી ગઈ. આ ઉમરાવની પાછળ કેટલાય ઇલ્કાબનું લાંબું પૂંછડું છે અને વારંવાર જેની તેની સાથે દ્વન્દ્વ યુદ્ધ લડતો ફરે છે. પરણ્યા પછી બેઉ જણ અંદરઅંદર ચરભડવા લાગ્યાં, અને પેલા ભાઇ સાહેબ મારી બહેનને છુટ્ટી થાળીઓજ ફટકાવવા લાગ્યા ત્યારથી બેઉ જણ જુદાં થઇ ગયાં છે અને હવે એ ઉમરાવજાદા શી શરતે મારી બહેનને ફારગતી લખી આપવા રાજી છે તે નક્કી કરવાને માટેજ મોટા શેઠ યુરોપ ચાલ્યા ગયા છે. હવે ઘરમાં હું એકલો છું અને ડોસો એવો મખ્ખીચૂસ છે કે મારી હાથખરચીને માટે પૂરા બે હજાર ડૅાલર પણ નથી આપતો ગયો. પણ હું કાંઈ કાચો નથી. હું પણ મારા ભાઇ શાર્લીની પેઠે ડોસાની પાસેથી પાંચ દશ લાખ ડૅાલર કઢાવી ન લઉં તો હું મારા બાપનો દીકરો નહિ. છેવટે બીજો કોઈ પણ ઉપાય નહિ ચાલે ત્યારે મારી કીટીને અને તેની માને આગળ કરીશ અને ડોસાને તારથી ખબર આપી દઇશ કે, હું અને કીટી થોડાજ દહાડામાં પરણી જવાનાં છીએ. એટલે ડોસો એના બાપની બોચી ઝાલીને ઠેકાણે આવશે અને મને મોંમાગ્યા પૈસા આપશે. હું પણ એના માથાનો થવાનો છું."

આ પ્રમાણે તે આનંદી જુવાને પોતાના મનની બધીજ વાત કહી નાખી અને બોલતાં બોલતાં તે થાકી જતો હતો ત્યારે વળી જર્ગિસની સામે જોઇને મધુરૂં મધુરૂં હસતો અને આંખમાં ઘેન ભરાયું

ય તેમ તેની આંખોનાં પોપચાં બીડાઈ જતાં. વળી પાછો જરાક વાર કીને આંખો ઉઘાડતો, મધુરૂં મધુરૂં હસતો અને એમ કરતાં કરતાં વટે તેની આંખો એવી મીંચાઇ ગઇ કે પછી ઉઘડીજ નહિ અને તે સઘસાટ ઊંઘવા મંડયો.

ત્યાર પછી બીજી થોડીક મિનિટ સુધી જર્ગિસ તેના ઉપર ક્ષપૂર્વક નજર માંડીને બેસી રહ્યો. શેમ્પેન દારૂનો આખો શીશો ના પેટમાં પડયો હતો તેનાથી ઉત્પન્ન થતી આનંદદાયક મનો- ત્તિઓનો સુખાસ્વાદ લેતો બેઠો. એકજ વાર તે પોતાની ખુરશી પર બેઠો બેઠો જરાક હાલ્યો કે પેલો કૂતરો ઘૂરક્યો, તેથી તે લગ- ગ શ્વાસ રોકીને બેઠો હતો તેમનો તેમજ હાલ્યા ચાલ્યા વિના સીજ રહ્યો. થોડી વાર આ પ્રમાણે વીત્યા બાદ ઓરડાનું બારણું ામે રહીને ઉઘડયું અને પેલો બબરચી અંદર ચાલ્યો આવ્યો.

તે આવ્યો તેવોજ પોતાના પગની આંગળીઓ ઉપર ભાર દઇને ાવાજ ન થાય એમ ચાલતો ચાલતો એવું બિહામણું મોઢું કરીને ર્ગિસની પાસે આવ્યો કે તેને જોઇને તરતજ તે ઉઠીને ઉભો થયો ાને તેની સામે તેવુંજ મોઢું કરીને પાછે પગે ખસતો ખસતો છેક ાંત લગી જઈ પહોંચ્યો. તે બબરચી પણ તેની લગોલગ આવ્યો ાને બારણા તરફ આંગળી ચીંધીને બહુજ ધીરેથી પણ ધમકીભરેલે ાવાજે બોલ્યો: "ચાલ્યો જા, આ રસ્તે થઇને."

પણ જર્ગિસ ખસ્યો નહિ, તે મંદ મંદ ઘોરણ બોલાવીને ઘતા ફ્રેડરિક તરફ જોવા લાગ્યો. ઝેરી નાગ જેમ ફૂંફાડો મારે તેમ લો. બબરચી દબાવેલે અવાજે ધિક્કારપૂર્વક બોલ્યો: "તારા બાપને ગાડયો કેની તો ગ...ના! તારા માથાનો ભોરકૂટોજ કરી નાખીશ. ાકળ અહીંથી તારૂં કાળું મોઢું લઇને!"

જર્ગિસ હજી પણ એકાદ પળવાર ઉભો રહ્યો હોત. પણ પેલો તરો બબરચીએ આપેલી ધમકીને પુષ્ટિ આપવાના ઇરાદાથી ધીરે ધીરે ળામાંથી ઘૂરકતો ઘૂરકતો ચાલ્યો આવતો હતો. તેને જોઇને જર્ગિસે ાતાનો પરાજય કબૂલ કર્યો અને બારણા તરફ ડગલાં ભરવા માંડયાં.

ત્યાર પછી તે અને પેલો બબરચી બેઉ જણ કાંઈ પણ બોલ્યા ગર ઓરડાની બહાર નીકળ્યા. દાદરો ઉતરીને નીચેના ખંડમાં થઇને ક આગલા દરવાજા સુધી ગયા. ત્યાં આગળ ગયા પછી જર્ગિસ વો જરાક ઉભો રહ્યો તેવોજ પેલો બબરચી તેની લગોલગ આવી

પહોંચ્યો અને દાંતીઆં કરીને બોલ્યો: "કર તારા હાથ ઉંચા!" જર્ગિસ એક ડગલું પાછો હઠ્યો અને તેનો જે હાથ સાજો હતો તેની મુઠ્ઠી વાળીને બબરચીના મોઢાની સામે તાકીને બોલ્યો: "શાને માટે હાથ ઉંચા કરાવવા આવ્યો છે?" બબરચી તેની ઝડતી લેવા માગતો હશે એવું સમજી જઇને તેણે કહ્યું: "તું મારી ઝડતી લેવા માગે છે કેમ? મારા શરીરને હાથ તો અડકાડી જો. પછી તારા બાપનો બાપ જ્યાં ગયો છે ત્યાં તને પણ મોકલી દઉં છું કે નહિ?"

બબરચી ભવાં ચઢાવીને બોલ્યો: "કેમ? તારો જેલમાં જવાનો વિચાર થયો લાગે છે? હમણાં પોલિસને—"

"બોલાવ, બોલાવ, પોલિસને બોલાવ," જર્ગિસે પણ હવે ક્રોધોન્મત્ત બનીને તેને દમ ભરાવવા માંડયો: "પણ તને તો હું મારા શરીર ઉપર હાથ નહિ અડકાડવા દઉં. તારા આ નખ્ખોદ ગયા ઘરની એક ચીજને પણ મેં હાથ લગાડયો નથી, છતાં શું જોઇને તું મારી ઝડતી લેવા આવ્યો છે? મોઢું ધોઇ આવ, મોઢું! ઝડતી લેવા નીકળ્યો છે!"

બબરચીએ જાણ્યું કે શોરબકોર થશે તો તેના શેઠનો દીકરો ઊંઘમાંથી જાગી ઉઠશે તેથી તેણે વધારે પંચાત ન કરતાં બારણું ઉઘાડયું અને બોલ્યો: "ચાલ કાળું કર અહીંથી." પછી જેવો જર્ગિસ બારણામાં થઇને નીકળવા ગયો તેવી તેને પાછળથી એવી જોરથી એક લાત ચોઢી કાઢી કે તે પગથીઆં ઉપરથી ગબડતો ગબડતો છેક રસ્તા ઉપરે જ્યાં બરફ પડયું હતું ત્યાં ઊંધે મોઢે લાંબો છટ થઇને પડયો.





# प्रकरण २५ मुं

જર્ગિસ ક્રોધોન્મત્ત બનીને ઉભો થયો, પણ બંગલાનું બારણું તો તે પહેલાં ક્યારનુંય બંધ થઇ ગયું હતું અને તે બંગલો કોઇ ગઢના જેવો અભેદ્ય અને અંધકારમય થઇ ગયો હતો, તેથી પોતાને વિનાકારણે સતાવનારને સજા કરવાનો એકે ઉપાય રહ્યો ન હતો. બીજી બાજુએ બરફથી ભરેલો ટાઢો હીમ જેવો પવન તેના શરીરનાં છિદ્રેછિદ્રમાં સોંસરો પેસી જતો હતો, તેથી ત્યાં વધારે વખત ન ગુમાવતાં તેણે ચાલવા માંડયું અને શરીરમાં ગરમી આવે તે વાસ્તે તેણે લગભગ દોડવાજ માંડયું.

આગળ જતાં તે ધીમો પડયો; કારણ કે હવે તે લોકોના અવર જવરવાળા સરીઆમ રસ્તા ઉપર આવી લાગ્યો હતો અને ત્યાં જો તે દોડતો જાય તો પોલિસનું અને લોકોનું લક્ષ તેના તરફ ખેંચાય અને તેમ કરવામાં જોખમ હતું. બબરચીના પગની લાત ખાધાથી થએલી માનહાનિથી તેના ચિત્તમાં ચણચણાટ તો થયા કરતો હતો તો પણ તેણે આજના સાહસમાં મેળવેલી અણધારી ફતેહના સ્મરણથી તેનું હૃદય જોરથી ધડકતું હતું. તેણે લાત ખાધી તો પણ આખી મજૂર આલમના કલેજાનું લોહી પીનાર રાક્ષસની ગુફામાં જઇને તેને લૂંટાય તેટલો લૂંટીને તે ચાલ્યો આવ્યો હતો, એ કાંઇ તેના જેવાને માટે કાંઇ નાનું સૂનું પરાક્રમ હતું ? પોતાના પાટલૂનના ખીસામાં પેલી સો ડૉલરની નોટ બરાબર સલામત છે કે નહિ તેની તે વારેવારે ખીસામાં હાથ ખોસીને ખાત્રી કરી લેતો હતો; કારણ કે તેને આજે સો ડૉલરનો તડાકો પડયો હતો અને એ રકમ તેને માટે તો મોટા ખજાના બરોબર હતી.

પણ એ સો ડૉલરની નોટનું કરવું શું તેનો જ્યારે તેને વિચાર આવ્યો ત્યારે તો તેના મનને ઘણીજ વિચિત્ર મૂંઝવણ થવા લાગી. તેની પાસે સો ડૉલરની નોટ ઉપરાંત બીજી એક કૉડી પણ હતી

નહિ. રાત્રે કોઇ ઠેકાણે ભાડું આપીને સૂઇ રહેવું હોય તો એ નોટને પહેલી વટાવવી જોઇએ અને તેના જેવો મુફલીસ ભિખારી સો ડૉલરની નોટ વટાવવા જાય એટલે ચોરજ ઠરેને ? કોઇ તેને પૂછે કે, તું ક્યાંથી લાવ્યો ત્યારે તેને જવાબ શો આપવો ? અમુક માણસે મને દાન આપ્યું એમ કદાચ તે કહે, પણ કોણ માને ?

હવે આ નોટનું શું કરવું અને તેને કેવી રીતે વટાવી આવવી તેનો વિચાર કરતો કરતો જર્ગિસ આશરે અડધોએક કલાક તો ભટક્યો. આ કામમાં તેને કોઇ મદદ કરનાર કે સલાહ આપનાર તો હતુંજ નહિ, તેથી જે કરવું ઘટે તે જાતેજ અને આપઅક્કલેજ કરી લેવાનું હતું. કોઇ વીશીમાં જઇને વીશીવાળાને કહેવું કે, આ સો ડૉલરની નોટ તારી પાસે રાખ અને તેમાંથી તારૂં ભાડું કાપી લઇને બાકીનું નાણું મને પાછું આપ, એમાં તો જીવનું જોખમ વહોરી લેવા જેવું હતું—રાતમાં ને રાતમાંજ કોઈ તેના ડૉલર લૂંટી લે અને તેને કદાચ મારી પણ નાખે. વળી તેણે વિચાર કર્યો કે, કોઇ હોટેલમાં અથવા રેલ્વે કંપનીના ભંડારમાં આ નોટ વટાવું તો કેમ ? પણ તેમના મનમાં વહેમ આવશે કે, આવો મવાલી જેવો માણસ સો ડૉલરની નોટ લાવ્યોજ ક્યાંથી ? તેમને એવો શક જાય અને મને ચટ લઇને પોલિસને હવાલે કરી દેવરાવે તો શું કરવું ? પોલિસવાળા પૂછે કે, તારી પાસે આ નોટ આવી ક્યાંથી તો તેમને શું કહેવું ? વળી, સવાર પડશે એટલે પેલા બબૂચક ફ્રેડી જોન્સને માલૂમ પડી જશે કે, તેની સીલકમાંથી સો ડૉલરની એક નોટ ઓછી થઇ છે. માલૂમ પડતાની સાથે તે પોલિસને ખબર કરશે અને પોલિસ મારી ખોળાખોળ કરી મૂકશે. મારો ભાંગેલો હાથ મને ઝટ લઇને પકડાવી દેશે અને પકડાયો એટલે આ સો ડૉલરમાંથી મારી પાસે કાંઇજ રહેવાનું નથી. દારૂની દુકાનોમાં જઇને નોટ વટાવી આવું તો કેમ, એવી બીજી યુક્તિ તેને સૂઝી. દુકાનવાળો કદાચ પૂરા પૈસા નહિ આપે તો થોડો વટાવ લેશે; પણ એ સિવાય બીજો કોઈ ઉપાય તો છેજ નહિ.

રસ્તે ચાલતાં ચાલતાં તેની બાજુમાં જે જે દારૂની દુકાનો આવી તે બધીમાં તે નજર નાખતો ગયો. પણ તે દરેકમાં ઘરાકોની પુષ્કળ ભીડ હોવાથી આટલા બધા લોકોના દેખતાં ગજવામાંથી સો ડૉલરની નોટ કાઢવાનું સલામત નથી, એમ ધારીને તે આગળ ચાલ્યો. એમ કરતાં કરતાં એક દુકાન આવી, જ્યાં ઘરાકી ન હતી અને દારૂ વેચનાર એકલોજ બેઠો હતો. જર્ગિસે જોયું કે, આજ સારામાં સારી

તક છે, એમ ધારીને તેણે પોતાના મનને દૃઢ કર્યું અને દુકાનમાં પેઠો.

તેણે દારૂ વેચનારને પૂછ્યું: "મારી પાસે સો ડૉલરની નોટ છે, તે મારે વટાવવી છે. તમારી પાસેથી તેટલી રોકડ મળી શકશે?"

દારૂ વેચનાર જાડો, ખોખરા અવાજવાળો, મોટા જડબાવાળો અને કુસ્તીનાં દંગલોમાં પહેલે નંબરે આવે એવો કદાવર અને જબરો માણસ હતો. તેની દાઢી ઉપર ત્રણેક અઠવાડીઆંના વાળનાં ખૂપરા વધી ગયા હતા. તેણે થોડી વાર સુધી જર્ગિસની સામે ધારી ધારીને જોયા કર્યું. પછી તેને પૂછ્યું: "તેં શું કહ્યું વારૂ?"

"મેં કહ્યું કે મારી પાસે સો ડૉલરની નોટ છે તે લઇને તમે મને રોકડ નાણું આપશો?"

પેલાને જાણે જર્ગિસની વાત ઉપર વિશ્વાસ ન આવતો હોય એવી શંકાભરી નજરે પૂછ્યું: "તું વળી સો ડૉલરની નોટ લાવ્યો ક્યાંથી?"

"તેની તમારે શી પંચાત? હું કહું છું કે મારી પાસે છે, મારે તે વટાવવી છે. તમારે વટાવ લેવો હોય તો વટાવ લેજો, પછી છે કાંઈ?"

હજી પણ પેલા માણસે તેના તરફ ખૂબ બારીક નજરે જોયા કર્યું. પછી તે બોલ્યો: "લાવ, જોઉં, કેવી છે?"

જર્ગિસે પોતાના ગજવામાં પડેલી નોટને જોરથી પકડી રાખીને પૂછ્યું: "પણ મને એ નોટના બદલામાં રોકડ નાણું તમે આપશો કે નહિ તે પહેલાં બોલી દો, પછી નોટ બતાવું."

"તારી નોટ કેવી છે, ખરી છે કે ખોટી, તે જોયા વગર હું તને તેના પૈસા ગણી આપું, એમ? તું મને ભોટ બોટ ધારે છે?" પેલાએ જવાબ આપ્યો.

હવે જર્ગિસ ધીમે ધીમે ખૂબ સાવધાનતાપૂર્વક તેની પાસે ગયો, ગજવામાંથી નોટ બહાર કાઢી, થોડી વારસુધી હાથમાં ને હાથમાં પકડી રાખી, એ દરમિયાન પેલો દુકાનદાર તેની સામે આંખોનાં કાતરીઆં કાઢીને જોવા લાગ્યો. આખરે જર્ગિસે તેના હાથમાં પેલી નોટ આપી દીધી.

પેલા માણસે તે લીધી અને તેને ધારી ધારીને તપાસવા માંડી. પોતાની મેજ ઉપર મૂકીને તેને દબાવીને તેની કરચલીઓ ભાંગી

નાખી, પછી દીવા આગળ ધરી, ઉલટાસુલટી ફેરવીને જોઈ, ખુણે ખુણેથી તપાસી વળ્યો, તો તે તદ્દન નવી, અણવપરાએલી અને જરાક વધારે અક્કડ હતી તેથી તે બનાવટી નોટ તો નહિ હોય એવો તેના મનમાં ઉંડો સંદેહ પેદા થયો હતો. જર્ગિસ તે બધો વખત બિલાડીની પેઠે તેના ઉપર નજર માંડીને ઉભો રહ્યો હતો.

પછી પેલો બોલ્યોઃ "હુંઉંઉં!" આટલું કહીને તેણે પોતાની સામે ઉભેલો મેલો, ગંદો, ગંધાતો મવાલી જેનો એક હાથ તો હજી ઝોળીમાંજ હતો અને છતાં જે સો ડૉલરની નોટ વટાવવા આવ્યો હતો તેની સામે ખૂબ ધારી ધારીને જોયું અને જેટલી થાય તેટલી પરીક્ષા કરી લીધા પછી તે બોલ્યોઃ "કાંઇ લેવાનો વિચાર છે?"

જર્ગિસ કહેઃ "હા, લાવો, એક પ્યાલો દારૂનો."

દુકાનવાળો કહેઃ "બહુ સારૂં, ત્યારે હું એ નોટ વટાવી આપીશ." પછી તેણે નોટને પોતાના ગજવામાં સેરવી દીધી અને દારૂનો પ્યાલો ભરીને જર્ગિસને આપ્યો. જર્ગિસ તે પીવા લાગ્યો એટલી વારમાં તેણે પોતાના ગલ્લામાંથી થોડુંક પરચૂરણ કાઢયું અને એક ડૉલરમાંથી એક પ્યાલા દારૂની કિંમત બાદ કરતાં જેટલું બાકી વધે તેટલું તેણે જર્ગિસને ગણી આપ્યું, અને બોલ્યોઃ "ચાલ, લે."

જર્ગિસ એમ સમજ્યો કે, આ તો જાણે એક ડૉલરનો હિસાબ થયો અને બાકીના નવ્વાણુ ડૉલર હમણાં મને ગણી આપશે, એમ સમજીને થોડીક ક્ષણ સુધી તેણે રાહ જોઈ, પણ પેલો માણસ તો એમનો એમ બેસી રહ્યો, ત્યારે તેણે કહ્યુંઃ "મારા નવ્વાણુ ડૉલર?".

દારૂવાળો કહેઃ "નવ્વાણુ ડૉલર? કેવા નવ્વાણુ ડૉલર?"

જર્ગિસ તો રડવા જેવો થઇ ગયો. તેણે બૂમ પાડી કે "કેમ? મેં સો ડૉલરની નોટ આપી હતી તેના બાકીના નવ્વાણુ ડૉલર આપશો કે નહિ?"

પેલો કહેઃ "જા, જા હવે, નવ્વાણુ ડૉલરવાળા! મોઢું ધોઇ આવ, મોઢું."

જર્ગિસ તેની સામે બહાવરે ડોળે જોઇજ રહ્યો કે આ બોલે છે શું? એક ક્ષણવાર તો તેના હૃદયમાં ભયંકર, અંગે અંગને ઢીલાંઢસ કરી નાખે એવી કારમી બીક વ્યાપી ગઈ, તેના હૈયાને તોડીને કોઇક ખેંચી કાઢતું હોય એવી વેદના થવા લાગી. ત્યારપછી બીજીજ

પળે ક્રોધનો ઉભરો ચઢી આવ્યો. પહાડી નદીની ભયંકર રેલની માફક તેના હૈયામાં કાળું ઘોર ક્રોધનું પૂર ફેલાઈ ગયું. તેણે એક બરાડો પાડયો અને પોતાની સામે પડેલો કાચનો પ્યાલો ઉઠાવીને દારૂવાળાના માથાની સામે તાકીને જોરથી ફેંક્યો. પણ પેલાએ તો તરતજ માથું નીચું નમાવી દઇને તેનો ઘા ચુકાવ્યો, પ્યાલો તેની ખોપરીથી ફક્ત અડધાજ ઇંચને છેટે રહીને ચાલ્યો ગયો. જર્ગિસનો ઘા ખાલી ગયો કે બીજી ક્ષણે દારૂવાળો ઉભો થઇ ગયો. તેટલા વખતમાં દુકાનની આડે મૂકેલા લોખંડના દાંડાને ટેકો દઇને જર્ગિસે અંદરના ભાગમાં કૂદકો માર્યો, પણ જેવો તે અંદર કૂદ્યો તેવોજ દારૂવાળાએ તેના મોઢા પર એક એવો મુકકો લગાવી દીધો કે તે ચત્તોપાટ જમીન ઉપર ઝીંકાઇ પડયો. જમીન ઉપરથી જર્ગિસ પાછો હાથનો ટેકો દઇને ઉભો થયો અને તેને મારવા દોડયો એટલે દારૂવાળો નાસતો ગયો અને "ધાજો, દોડજો" એવી બૂમો પાડવા લાગ્યો.

જર્ગિસે દારૂનો ભરેલો એક શીશો ઉઠાવ્યો. દારૂવાળાએ જેવી એક છલંગ મારી તેવોજ જર્ગિસે તેના બધાજ બળથી દારૂવાળાના માથાની સામે તાકીને શીશાનો ઘા કર્યો. આ વખતે તેનું નિશાન છેક વ્યર્થ ન ગયું, પણ દારૂવાળાના માથા ઉપર તે શીશો છરતો વાગ્યો અને ત્યાંથી જમીન પર અફળાયો અને તેના ભુરચે ભુરચા થઈ ગયા. પછી તો આગળ દારૂવાળો અને પાછળ જર્ગિસ, એમ બે જણ આખા ઓરડામાં નાસોગોસો રમતા હોય એમ દોડાદોડી કરવા લાગ્યા. પણ ઉતાવળમાં જર્ગિસ દારૂના શીશાનું અસ્ત્ર લેવાનું ભૂલી ગયો. દારૂવાળાને એટલુંજ જોઇતું હતું. તે ઝડપથી પાછો ફર્યો અને જર્ગિસની બેઉ ભમરની વચ્ચોવચ લોખંડના હથોડાના ઘાના જેવો એક મુક્કો લગાવીને તેને જમીન ઉપર બીજી વાર ઝીકી નાખ્યો. બીજીજ પળે દુકાનના પડદા ઉંચકાયા અને દુકાનના બીજા બે માણસો અંદર ધસી આવ્યા. એટલા વખતમાં જર્ગિસ બીજી વાર ઉભો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેના મોઢામાંથી ક્રોધને લીધે ફીણ નીકળવા લાગ્યું અને લડવામાં પોતાના બેઉ હાથનો ઉપયોગ કરવા માટે ભાગેલા હાથ ઉપર બાંધેલા પાટાના ટેભા તોડી નાખવા મંડયો.

દારૂવાળાએ બૂમ પાડીઃ "જોજો હોં! એની પાસે છરો હોવો જોઇએ." હવે પોતે એકલો નથી પણ બીજા બે જણ તેની કુમકે આવીને ઉભા છે, એમ જાણીને દારૂવાળાએ વળી જર્ગિસના ઉપર હુમલો કર્યો અને એક હડસેલો મારીને તેને ત્રીજી વાર પાડી નાખ્યો.

પછી ત્રણે જણા તેના ઉપર તૂટી પડયા અને આખા ઓરડામાં જર્ગિસ અને તે ત્રણે જણે મળીને સારી પેઠે મલ્લકુસ્તી અને લાતાલાતી કર્યાં.

આ ધમ્માચકડી ચાલતી હતી તેવામાં પોલિસનો સિપાઈ દુકાનમાં દોડી આવ્યો. તેને જોઇને વળી દારૂવાળાએ બૂમ પાડી કે "એની પાસે છરો હશે, માટે તે પહેલો ખોળી કાઢીને ઝૂંટાવી લો." આ દરમિયાન જર્ગિસ ખૂબ જોર કરીને બેઠો થવા આવ્યો હતો. પોલિસનો સિપાઇ આવતા વારનેજ તેના અંગ ઉપર ધસી ગયો અને તેના મોઢા ઉપર દંડુકાનો એક ફટકો લગાવીને સુલેહશાંતિના રક્ષક તરીકેની પોતાની ફરજ તેણે અદા કરી. આ ફટકાથી જર્ગિસને તમ્મર તો આવ્યા, તો પણ ખીજવાએલા જંગલી પશુના જેવા ક્રોધને લીધે તે એટલો ઉન્મત્ત થઇ ગયો હતો કે તેવો તેવો પણ તે ઉભો થયો અને ગાંડાની પેઠે લડવાને માટે ધસ્યો. પણ પાછો બીજો દંડુકાનો ફટકો તેના માથા ઉપર તડાક દઇને વાગ્યો. આ પ્રહાર તેનાથી જીરવાયો નહિ અને સૂકા લાકડાની જેમ ભોંય ઉપર લાંબો થઇને પડી ગયો.

હવે પોલિસનો સિપાઇ તેની પાસે સંકોડાઇને બેઠો, પણ હજી તેણે પોતાનો દંડુકો તો હાથમાં ને હાથમાંજ પકડી રાખ્યો હતો, અને જર્ગિસ પાછો ઉભો થાય અને જરૂર પડે તો તેને ત્રીજો ફટકો લગાવવાનીજ રાહ જોતો હતો. દારૂવાળાએ તેના માથા ઉપર હાથ ફેરવીને બૂમ પાડી: "બાપ રે ! મને તો એમજ થયું કે હવે મારૂં આવી બન્યું. મને લોહી નીકળ્યું છે ?"

સિપાઇ બોલ્યો: "લોહી બોહી તો કાંઇ નથી નીકળ્યું, પણ આ માણસની શી હકીકત છે ?"

"ખૂબ દારૂ ઢીંચીને ગાંડો થઇ ગયો છે," દારૂવાળો બોલ્યો "પણ એક વાર તો એણે મને લગભગ ઘેરીજ લીધેલો. દોસ્ત બિલિ ! એને સારૂ સરકારી ગાડી મંગાવ."

સિપાઇએ કહ્યું: "ના, ના, હવે એનામાં લડવાનું જોર રહ્યુંજ નથી, અને ક્યાં આઘે લઇ જવાનો છે કે સરકારી ગાડીની જરૂર પડે ?" આટલું કહીને તેણે જર્ગિસના કોટનો કૉલર આમળીને ખેંચ્યો અને ઘાંટો પાડીને કહ્યું: "ચાલ, ઉઠ, થા ઉભો."

પણ જર્ગિસ તો હાલ્યોજ નહિ. દારૂવાળો એટલી વારમાં ત્યાંથી પોતાના ગલ્લા પાસે ગયો. પેલી સો ડૉલરની નોટ કોઇની નજરે ન પડે એવી જગ્યાએ સંતાડી આવ્યો અને પછી તેણે જર્ગિસના મોઢા

સવાર પડી ત્યારે જર્ગિસને રોટલાનો કટકો અને પાણીનો નાસ્તો કરાવી તેને સરકારી ગાડીમાં નાખીને નજીકની પોલિસ કચેરીમાં લઇ ગયા. કચેરીમાં લોખંડના સળીઆનું એક પાંજરૂં હતું. તેનો કેસ નીકળતા સુધી બીજા આરોપીઓની સાથે તે પણ પેલા પાંજરામાં બેસી રહ્યો.

પછી તેનો કેસ ચાલ્યો. દારૂવાળો જે તેના નામ–ઠામથી શહેરનો પ્રખ્યાત દાદો માલૂમ પડ્યો, તેનું નામ સૌથી પહેલું પોકારવામાં આવ્યું. તેણે સોગંદનામું લીધું અને પોતાની કેફીઅત કહી સંભળાવી. તેણે કહ્યું કે, આરોપી આશરે મધરાતને શુમારે ખૂબ છાકટ હાલતમાં મારી દુકાનમાં આવ્યો, દારૂનો એક પ્યાલો પી ગયો અને બદલામાં તેણે એક ડૉલરની નોટ મને આપી. મેં તેને ૯૫ સેન્ટનું પરચૂરણ પાછું આપ્યું, પણ એ કહેવા લાગ્યો કે નહિ, હું તો તારી પાસે નવ્વાણુ ડૉલર લેવાનો. હું એને સમજાવું તે પહેલાં તો એણે મને દારૂનો પ્યાલો છુટો માર્યો અને ત્યાર પછી દારૂનો શીશો મારા ઉપર ફેંક્યો, તથા મારી દુકાનમાં બધું ભાંગી ફોડીને નર્યું સ્મશાન કરી મૂક્યું.

એ ગયો પછી જર્ગિ [illegible] ના કારકૂને તેને સોગંદનામું આપ્યું. એનો [illegible] હ્ય

માણસને તેના ઉપર દયા આવે અને તેના ઉપર મૂકેલા આરોપની પાછળ ઘણુંજ કાળું કારસ્તાન હોવું જોઇએ એવો તેને શક જાય. તેનાં ડાચાં મરી ગયાં હતાં, આખા જગતમાં તેનું કોઇ ન હોય અને બધેથી સંત્રસ્ત થયો હોય એવી બેબાકળી તેની આંખો હતી, તેનો એક હાથ ઘાંચીની ઘાણી જેવા મેલા કપડાની ઝોળીમાં હતો, તેના મોઢા ઉપર ઘણા દિવસની હજામત વધી ગઈ હતી, તેના ગાલ ઉપર અને માથા ઉપર બે મોટાં મોટાં સોળ હતાં અને તેમાંથી ઝમેલા લોહીનો પોપડો બાઝી ગયો હતો તથા એક આંખની ભમર ઉપર લીલા અને જાંબુડીઆ રંગનું મારનું ચામઠું હતું અને તેના દર્દને લીધે તેની આંખ બિલકુલ ઉઘડતીજ ન હતી. માજિસ્ટ્રેટે તેને કહ્યું: "બોલ, તારે તારા બચાવમાં શું કહેવું છે?"

જર્ગિંસ બોલ્યો: "નામદાર! હું એની દુકાને દારૂ પીવા નહિ પણ મારી પાસે સો ડૉલરની નોટ હતી તે વટાવવા ગયો હતો. એણે મને કહ્યું કે, તું મારી દુકાનેથી કાંઇક લે તો હું તારી નોટ લઉં અને તેના બદલામાં રોકડ આપું. મેં એને મારી નોટ આપી. એણે મને એક પ્યાલો દારૂ આપ્યો અને ફક્ત ૯૫ સેન્ટ પાછા આપ્યા અને કહે કે બસ, બીજું તું શું માગે?"

માજિસ્ટ્રેટ જરાક ગૂંચવણમાં પડયા અને તેના મોઢા સામે એકીટશે જોઈ રહ્યા. પછી તેમણે પૂછયું: "તેં એને સો ડૉલરની નોટ આપેલી એવું તારું કહેવું છે?"

"હા, નામદાર!" જર્ગિંસ બોલ્યો.

"તું લાવ્યો ક્યાંથી?"

"એક જણે મને આપી હતી, નામદાર!"

"એક જણે? કોણે? શાને માટે?"

"મને રસ્તે ચાલતાં એક જુવાનનો ભેટો થયો હતો. હું તે વખતે ભીખ માગતો હતો. તેણે મને આપેલી."

આખી કચેરીમાં હસાહસ થઇ રહી. જે સિપાઇ જર્ગિંસને પકડી રાખીને ઉભો હતો તેણે પણ પોતાનું હસવું ઢાંકવાને વાસ્તે એક હાથ મોઢે લગાડયો અને માજિસ્ટ્રેટ તો મોઢું ઢાંક્યા વગરજ હસ્યા: "ખરી વાત છે, નામદાર! હું તમને તદ્દન સાચેસાચુંજ કહું છું," જર્ગિંસ તેમ તેમ ઉકળી ઉકળીને કહેવા લાગ્યો.

ઉપર એક પ્યાલો ભરીને ટાઢું પાણી રેડ્યું. થોડી વાર પછી તે મોઢેથી જેવો જરા જરા ઉંકારા કરવા લાગ્યો કે તરત સિપાઇએ તેને આંચકો મારીને ઉઠાડ્યો અને ત્યાંથી હડસેલતો હડસેલતો પોલિસ ચોકી ઉપર લઇ ગયો. પોલીસ ચોકી એજ રસ્તાના ખુણાની પેલી બાજુએજ હતી, એટલે પછી થોડીજ મિનિટની અંદર જર્ગિસ ત્યાંની એક કોટડીમાં પુરાઇ ગયો.

લગભગ અડધી રાત ગઇ ત્યાં સુધી તો તે બેભાન અવસ્થામાં પડી રહ્યો. બાકીની રાત તેણે અતિશય દુઃખમાં પસાર કરી. તેનું માથું તો તૂટી પડતું હતું અને ગળામાં શોષ પડતો હતો. 'મને કોઈ પાણી પાઓ, કોઈ પાણી પાઓ' એવી તેણે ઘણીય બૂમો પાડી; પણ તેના પોકાર સાંભળનાર ત્યાં કોઇ હતુંજ નહિ. તેના જેવા બીજા કેટલાય મવાલીઓ એજ પોલિસ ચોકીમાં પડ્યા હતા. કોઈનાં માથાં ફૂટયાં હતાં અને કોઇનાં શરીર તાવથી ધગધગતાં હતાં. શહેરમાં એવા સેંકડો અને દેશમાં તો હજારો હતા. તેઓ એવીજ બૂમો પાડતા હતા, પણ કોઇ તેમના બૂમ-બરાડા સાંભળવા નવરૂં ન હતું.

સવાર પડી ત્યારે જર્ગિસને રોટલાનો કટકો અને પાણીનો નાસ્તો કરાવી તેને સરકારી ગાડીમાં નાખીને નજીકની પોલિસ કચેરીમાં લઇ ગયા. કચેરીમાં લોખંડના સળીઆનું એક પાંજરૂં હતું. તેનો કેસ નીકળતા સુધી બીજા આરોપીઓની સાથે તે પણ પેલા પાંજરામાં બેસી રહ્યો.

પછી તેનો કેસ ચાલ્યો. દારૂવાળો જે તેના નામ-ઠામથી શહેરનો પ્રખ્યાત દાદો માલૂમ પડયો, તેનું નામ સૌથી પહેલું પોકારવામાં આવ્યું. તેણે સોગંદનામું લીધું અને પોતાની કેફીઅત કહી સંભળાવી. તેણે કહ્યું કે, આરોપી આશરે મધરાતને શુમારે ખૂબ છાકટ હાલતમાં મારી દુકાનમાં આવ્યો, દારૂનો એક પ્યાલો પી ગયો અને બદલામાં તેણે એક ડૉલરની નોટ મને આપી. મેં તેને ૯૫ સેન્ટનું પરચૂરણ પાછું આપ્યું, પણ એ કહેવા લાગ્યો કે નહિ, હું તો તારી પાસે નવ્વાણુ ડૉલર લેવાનો. હું એને સમજાવું તે પહેલાં તો એણે મને દારૂનો પ્યાલો છુટો માર્યો અને ત્યાર પછી દારૂનો શીશો મારા ઉપર ફેંક્યો, તથા મારી દુકાનમાં બધું ભાંગી ફોડીને નર્યું રમસ્તાન કરી મૂક્યું.

એ ગયો પછી જર્ગિસનો વારો આવ્યો. કચેરીના કારકૂને તેને સોગંદનામું આપ્યું. એનો દેખાવ જોતાની સાથેજ કોઇ પણ સુહૃદય

માણસને તેના ઉપર દયા આવે અને તેના ઉપર મૂકેલા આરોપની પાછળ ઘણુંજ કાળું કારસ્તાન હોવું જોઇએ એવો તેને શક જાય. તેનાં ડાચાં મરી ગયાં હતાં, આખા જગતમાં તેનું કોઇ ન હોય અને બધેથી સંત્રસ્ત થયો હોય એવી બેબાકળી તેની આંખો હતી, તેનો એક હાથ ઘાંચીની ઘાણી જેવા મેલા કપડાની ઝોળીમાં હતો, તેના મોઢા ઉપર ઘણા દિવસની હજામત વધી ગઈ હતી, તેના ગાલ ઉપર અને માથા ઉપર બે મોટાં મોટાં સોળ હતાં અને તેમાંથી ઝમેલા લોહીનો પોપડો બાઝી ગયો હતો તથા એક આંખની ભમર ઉપર લીલા અને જાંબુડીઆ રંગનું મારનું ચામઠું હતું અને તેના દર્દને લીધે તેની આંખ બિલકુલ ઉઘડતીજ ન હતી. માજિસ્ટ્રેટે તેને કહ્યું: "બોલ, તારે તારા બચાવમાં શું કહેવું છે?"

જર્ગિસ બોલ્યો: "નામદાર! હું એની દુકાને દારૂ પીવા નહિ પણ મારી પાસે સો ડૉલરની નોટ હતી તે વટાવવા ગયો હતો. એણે મને કહ્યું કે, તું મારી દુકાનેથી કાંઇક લે તો હું તારી નોટ લઉં અને તેના બદલામાં રોકડ આપું. મેં એને મારી નોટ આપી. એણે મને એક પ્યાલો દારૂ આપ્યો અને ફક્ત ૯૫ સેન્ટ પાછા આપ્યા અને કહે કે બસ, બીજું તું શું માગે?"

માજિસ્ટ્રેટ જરાક ગૂંચવણમાં પડયા અને તેના મોઢા સામે એકીટશે જોઈ રહ્યા. પછી તેમણે પૂછ્યું: "તેં એને સો ડૉલરની નોટ આપેલી એવું તારૂં કહેવું છે?"

"હા, નામદાર!" જર્ગિસ બોલ્યો.

"તું લાવ્યો ક્યાંથી?"

"એક જણે મને આપી હતી, નામદાર!"

"એક જણે? કોણે? શાને માટે?"

"મને રસ્તે ચાલતાં એક જુવાનનો ભેટો થયો હતો. હું તે વખતે ભીખ માગતો હતો. તેણે મને આપેલી."

આખી કચેરીમાં હસાહસ થઇ રહી. જે સિપાઇ જર્ગિસને પકડી રાખીને ઉભો હતો તેણે પણ પોતાનું હસવું ઢાંકવાને વાસ્તે એક હાથ મોઢે લગાડયો અને માજિસ્ટ્રેટ તો મોઢું ઢાંક્યા વગરજ હસ્યા: "ખરી વાત છે, નામદાર! હું તમને તદ્દન સાચેસાચુંજ કહું છું," જર્ગિસ તેમ તેમ ઉકળી ઉકળીને કહેવા લાગ્યો.

"તું ગઈ કાલે રાત્રે ભીખ માગતો હતો અને સાથે સાથે દારૂ પણ ખૂબ પીતો હતો, ખરી વાત ને?" માજિસ્ટ્રેટે પૂછ્યું.

"ના, નામદાર! બિલકુલ નહિ" જર્ગિસે પોતાનો બચાવ કરતાં કહ્યું "મેં તો—"

"ત્યારે તું શું એમ કહેવા માગે છે કે તેં કાંઇજ પીધું નથી?"

"ના, નામદાર! મેં પીધેલું ખરૂં, પણ તે—"

"શું પીધેલું?"

"કશાકની એક બાટલી હતી—હું તેનું નામ જાણતો નથી પણ ખૂબ તીખી તીખી—"

વળી પાછી આખી કચેરી ખૂબ હસી પડી, પણ માજિસ્ટ્રેટે ભવાં ચઢાવીને જોયું એટલે તરત બધા હસતા બંધ થઇ ગયા.

"તારા ઉપર અત્યાર પહેલાં કોઇ વાર કેસ ચાલ્યો હતો કે અને તને સજા થએલી કે?" માજિસ્ટ્રેટે તેને એકદમ સીધો સવાલ પૂછ્યો.

આવો પ્રશ્ન સાંભળીને જર્ગિસ સ્તબ્ધ થઈ ગયો અને આનો શો જવાબ આપવો તેની તેને ઝટ લઇને સૂઝ પડી નહિ. તેણે તોતડાતાં તોતડાતાં જવાબ આપ્યો, "હું—હું—"

"બોલ, સાચું કહે, શી હકીકત છે?" માજિસ્ટ્રેટે ઘણાજ કરડા અવાજે પૂછ્યું.

"હા, નામદાર!" જર્ગિસથી બોલી દેવાયું.

"કેટલી વાર?"

"એક વાર, નામદાર!"

"શા ગુનાહ માટે?"

"નામદાર! મારા ઉપરી અમલદારને મારવાના આરોપસર. હું જાણે કસાઈખાનામાં નોકરી કરતો હતો અને તેણે મારી—"

નામદાર બોલ્યા: "બસ, બસ, બહુ થયું, તારે શું કહેવું છે તે અમે જાણીએ છીએ. તારાથી તારા મિજાજ ઉપર કાબુ ન રખાતો હોય તો તું દારૂ પીવાનો છોડી દે. ખરચ સાથે દસ દિવસ. ચલાવ, બીજો કેસ."

જર્ગિસના મોઢામાંથી ભય અને ગભરાટની એક બૂમ નીકળી ગઇ. પણ તેજ વખતે પોલિસના સિપાઇએ તેના કોટનો કૉલર પકડીને તેને ખેંચ્યો તેથી અડધો અવાજ તેના ગળામાં ને ગળામાંજ રહી ગયો. સિપાઇ તેને પકડીને કચેરીની બહાર ઘસડી ગયો અને જે ઓરડામાં સજા પામેલા કેદીઓને બેસાડી રાખ્યા હતા ત્યાં તેને પણ બેસાડી રાખ્યો. તેને એક વાત બિલકુલ સમજાઇ નહિ અથવા ઘણીજ બેહૂદી લાગી કે, માજિસ્ટ્રેટ અને પોલિસના સિપાઇ બધા દારૂવાળો કહે તે અક્ષરે અક્ષર સાચુંજ માને અને હું કહું તે બધું જૂઠુંજ માને એનું શું કારણ ? મારા કરતાં દારૂવાળો વધારે વિશ્વાસપાત્ર શાથી ? મારી સાચી ફરિયાદ કોઇએ સાંભળી નહિ, મારા સો ડૉલર ઝૂંટવી લીધા, મને ઢોર માર માર્યો અને જાણે દાઝયા ઉપર ડામ દેતા હોય તેમ પાછી ઉપરથી દશ દહાડાની સજા ! પણ જર્ગિસને બિચારાને ખબર ન હતી કે, દારૂવાળો દર અઠવાડીએ પોલિસના સિપાઇઓને પાંચ પાંચ ડૉલર પાન–સોપારીના આપતો હતો અને તેના બદલામાં પોલિસ ખાતાવાળા તેને રવિવારે મોડી રાત સુધી દુકાન ઉઘાડી રાખવાની તથા બીજી કેટલીક છૂટછાટ આપતા હતા. વળી એ કુસ્તીબાજ દારૂવાળો આ પરગણાના ડેમોક્રેટિક પક્ષના આગેવાનનો ઘણોજ વિશ્વાસપાત્ર અને હમેશાં તેની હાજી હા કરનાર બગલબચ્ચો હતો. થોડાજ મહિનાની વાત ઉપર છેલ્લી ચૂંટણી વખતે જ્યારે આજ માજિસ્ટ્રેટના ઉપર સુધારક પક્ષના જાતરખુ અને સુંવાળી ચામડીવાળા રાજનીતિજ્ઞો કટાક્ષથી પ્રહાર કરવા મંડયા હતા ત્યારે આજ દારૂવાળાએ પોતાની લાગવગ વડે એ માજિસ્ટ્રેટને એટલા બધા મત અપાવ્યા હતા કે એટલા મત તો કોઈ પણ ઉમેદવારને કદી મળ્યાજ ન હતા.

કચેરી બરખાસ્ત થઇ એટલે જર્ગિસને બીજી વાર બ્રાઇડ્વેલની જેલ સુધી સરકારી ગાડીમાં બેસીને મુસાફરી કરવાની તક મળી. આગલા દિવસની ધરમાચકડીમાં તેના હાથને પાછી એટલી બધી ઇજા થઇ હતી કે તેને કોઇ પણ જાતનું કામ સોંપાય એવું હતુંજ નહિ. વળી તેની આંખે અને માથા ઉપર વાગ્યું હતું ત્યાં પણ પાટા બાંધવાની જરૂર હતી. એટલા વાસ્તે તેને જેલના ડૉકટરની સારવાર નીચે થોડા દિવસ રહેવું પડયું. બીજે દહાડે આંખે અને માથે પાટા અને એક હાથ ઝોળીમાં, આવી જોવા જેવી હાલતમાં જ્યારે તે જેલના ચોગાનમાં હરવા ફરવા માટે ગયો ત્યારે ત્યાં તેનો અગાઉનો જેલબંધુ જૅક ડ્યૂએનજ સામો મળ્યો !

જર્ગિસને જોઇને તે જુવાન એટલો બધો હરખાઈ ગયો કે તેને જોરથી વળગી પડયો અને બોલ્યો: "અરે! આ તો મારો દોસ્ત ગંધાતો!" કેમ? તને આ વળી શું થઇ આવ્યું? સૅાસેજ બનાવવાના સંચામાં પીલાઇ ગયો'તો કે શું? આ બધા આડા ઉભા પાટા કયાં બંધાવી આવ્યો?"

જર્ગિસ બોલ્યો: "સંચામાં નહિ પણ આગગાડીની સડક બંધાતી હતી ત્યાં મજૂરી કરતાં હાથ ભાંગ્યો અને કાલે રાત્રે લડતાં માથું ફોડાવ્યું." આટલી વાત થતી હતી તેટલામાં તો બીજા કેટલાક કેદીઓ તેમની આસપાસ ભેગા થઈગયા. તેમની સૌની આગળ જર્ગિસે પોતાનાં સાહસની અને વીતકની વાત કહી. ઘણાખરાને તો તેની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો, પણ ડયૂએન સમજી ગયો કે આવી વાત પોતાની કલ્પના વડે ઉપજાવી કાઢવી એ જર્ગિસના જેવા સ્વભાવ વાળા માણસથી બની શકેજ નહિ.

બીજા બધા ત્યાંથી ચાલ્યા ગયા અને તેઓ બે જણા એકલા પડયા ત્યારે ડયૂએને કહ્યું: "દોસ્ત! તારૂં કિસ્મત એવું છે કે તું જ્યાં જાય છે ત્યાં તારો પાસો અવળો ને અવળોજ પડે છે. આટલી થપ્પડો ખાઇને તારી અક્કલ ઠેકાણે આવી હોય તો કેવું સારૂં!"

જર્ગિસે જરાક દીવેલ પીધા જેવું મોઢું કરીને કહ્યું: "તમારાથી છૂટા પડયા પછી હું થોડાક પાઠ તો શીખી ગયો છું." પછી પોતે ગયા વરસના ઉનાળામાં 'હોબો'ની માફક ચાલતી માલગાડીઓમાં ચઢી બેસીને, કોઇ વાર ભીખ માગીને અને કોઇ વાર નાની નાની ચોરીઓ કરીને કેવી રીતે મુસાફરી કરી હતી તે બધું વૃત્તાન્ત તેણે માંડીને કહી સંભળાવ્યું. પછી તેણે પૂછયું: "તમારૂં શું થયું? તમે ત્યારના હજી કેદમાં ને કેદમાંજ છો?"

ડયૂએન બોલ્યો: "ના રે ના. હું તો અહીં ગઇ કાલનોજ આવ્યો છું. મારા ઉપર ખોટો આરોપ ઘડી કાઢીને હરામખોરોએ મને બીજી વાર પુરાવી ઘાલ્યો છે—હમણાં કેટલોક વખત થયાં મારો હાથ જરા સંકડામણમાં હતો તેથી પોલિસના કૂતરાઓને તેમના મોંમાગ્યા રોટલા મારાથી ન અપાયા એજ મારી કસૂર. પણ દોસ્ત જર્ગિસ! તું મારૂં કહ્યું માની જા અને શિકાગો શહેરને છેલ્લી સલામ કરીને હું જ્યાં જાઉં ત્યાં મારી સાથેજ ચાલ્યો આવ."

જર્ગિસે એક નિઃશ્વાસ મૂકીને કહ્યું: "પણ ભાઈ! મારે તો

આખા સંસારમાં પગ મૂકીને ઉભા રહેવાનું ઠેકાણુંજ નથી."

પેલો જરાક હસીને બોલ્યો: "ત્યારે હું પણ તારા જેવોજ છું ને? મારે વળી ક્યું ઠેકાણું છે? હમણાં તો આપણે બેઉ ભેગા છીએ. છૂટ્યા પછી શું કરવું તે જોઇ લઇશું."

બ્રાઇડ્વેલની જેલમાં જર્ગિસે પહેલાં એક મહિનાની સજા ભોગવી હતી તે વખતે જેઓ તેના જોડીદારો હતા તેમાંના કેટલાક તેને આ બીજી વારની જેલયાત્રામાં પણ મળી ગયા. તેમના ઉપરાંત ઘણા નવા અને અજાણ્યા કેદીઓ પણ હતા. કેટલાક જુવાન હતા અને કેટલાક ઘરડા હતા, પણ બધાજ એકજ મરઘડીનાં ઇંડાંના જેવા એકસરખી પ્રકૃતિના હતા. સમુદ્રકિનારે પાણીનાં મોજાં ઉત્પન્ન થાય છે તે વખતે પાણી ભલે નવું નવું આવતું હોય, પણ મોજાંની આકૃતિ, તેમની ગતિ—એ બધું એકસરખુંજ હોય છે, તેમ ગમે તે જેલમાં જ્યારે જુઓ ત્યારે એકસરખાજ સ્વભાવવાળાં–એકસરખીજ મનોદશાવાળાં પ્રાણીઓજ તમારા જોવામાં આવશે. પચાસ જાય ને પચાસ નવાં આવે, પણ માનવસ્વભાવના એના એજ નમૂના જેલમાં ચાલ્યા આવે છે. જર્ગિસ બધાની સાથે ફરતો ગયો, તેમની વાતો સાંભળતો ગયો અને તેના બદલામાં પોતાનાં વીતકની વાતો કહેતો ગયો. મોટા મોટા મહારથીઓ પોતાનાં પરાક્રમોની વાતો મીઠું મરચું ભભરાવીને કહેતા અને જેઓ નવા હતા તેમજ બિનઅનુભવી હતા અને નબળા પોચા હતા તેઓ આ પરાક્રમીઓનાં પરાક્રમની મનમાં સ્તુતિ કરતા જતા અને તેમની વાતો સાંભળ્યા કરતા. જર્ગિસ જ્યારે આગલે વરસે કેદમાં હતો ત્યારે તો બધો વખત તેને પોતાના ઘરનાં માણસોનાજ વિચાર આવ્યા કરતા હતા; પણ અત્યારે તો તેને ગુન્હેગારોની વાતો સાંભળવાની અને પોતે પણ તેમનીજ ન્યાતનો છે એવો અનુભવ કરવાની તેને જોઇએ તેટલી નવરાશ હતી. હવે તે બરાબર સમજી ગયો કે, મારૂં અને તેમનું દર્દ એકજ જાતનું છે, મારૂં અને તેમનું દૃષ્ટિબિંદુ પણ એકજ છે. સમાજની ક્રૂર વ્યવસ્થાના અમે બધા એકસરખાજ ભોગ થઈ પડયા છીએ. તેઓ અત્યારે જે રીતે પોતાનાં જીવનને ટકાવી રાખે છે, તેજ રીતે જીવવાનો મેં પણ મનમાં નિશ્ચય કરી રાખ્યો છે. મારે જો જીવવુંજ હોય તો મારે તેમની જમાતમાં ભળી જવું જોઇએ અને તેમને રંગે રંગાઈ જવું જોઇએ.

બીજી વાર જ્યારે તે ખાલી ખિસ્સે જેલમાંથી છૂટો થઇને બહાર નીકળ્યો, ત્યારે તો બીજે ક્યાંય ન જતાં સીધોજ જૅક ડ્યૂએને આપેલા

સરનામે તેનું અનુસંધાન કરવા નીકળી પડયો. આ વખતે તે નમ્ર ભાવે અને કૃતજ્ઞતાપૂર્વક જૅક ડયૂએનનું શરણ લેવા તૈયાર થઈને જતો હતો. જૅક ડયૂએન ગમે તેવો પણ એક સજ્જન હતો. વળી તેણે અમુક ધંધો પોતાનો કરી લીધો હતો. તે ધંધામાં તેણે સારી રીતે પ્રવીણતા પણ મેળવી હતી. આવો માણસ તેના જેવા અણઘડ મજૂરને, રસ્તે રંવડતા ભિખારીને, ભામટાને પોતાના ધંધામાં ભાગીદાર તરીકે રાખે એ તેની કેટલી મોટી મહેરબાની કહેવાય ! આવા વિચાર કરતો કરતો જર્ગિસ જૅક ડયૂએનને ઘેર જવા નીકળ્યો. તેને મનમાં એમ પણ થયું કે હું તેને કયી રીતે ઉપયોગી થઇ પડવાનો હતો ? જર્ગિસમાં એક ઘણોજ કિંમતી ગુણ હતો તેનું તેને ભાન ન હતું. તે નિષ્ઠાવાન હતો અને જેણે તેના ઉપર માયા રાખી હોય તેની કુમકે પોતાના જાનના જોખમે પણ ઉભો રહે એવો હતો. આ ગુણ ગુનેગારોમાં તેમજ બીજી કોઈ પણ શ્રેણીના માણસોમાં ઘણોજ વિરલ હતો અને એ ગુણને લીધેજ જૅક ડયૂએન તેને પોતાનો જોડીદાર બનાવવા ઇચ્છતો હતો; પણ આ વાત જર્ગિસ પોતે જાણતો ન હતો.

જૅક ડયૂએને તેને ધીટો નામના એક લત્તામાં આવેલા કોઇ મકાનના કાતરીઆનું સરનામું લખી આપ્યું હતું. ત્યાં તે પોતે નહિ પણ એક જુવાન ફ્રેંચ જાતિની સ્ત્રી રહેતી હતી. તે ડયૂએનની રખાત હતી. તે કપડાં સીવીને અને વેશ્યાનો ધંધો કરીને ગુજરાન ચલાવતી હતી. તેણે જર્ગિસને કહ્યું કે, જૅક અહીં નથી, બીજે કોઇ ઠેકાણે ચાલ્યો ગયો છે. પોલિસ તેના ઉપર ખૂબ જાપ્તો રાખે છે તેથી તે અહીં રહેતાં ડરે છે. એ સ્ત્રીએ વળી જર્ગિસને જૅકનું એક બીજું છૂપું સરનામું લખી આપ્યું. અમુક ઠેકાણે આવેલી દારૂની દુકાનની નીચે આવેલા છૂપા ભોંયરામાં અત્યારે જૅક ભરાઇ રહેતો હતો. જર્ગિસ એ દુકાન શોધતો શોધતો ત્યાં જઇ પહોંચ્યો ત્યારે તે દુકાનના માલિકે પહેલાં તો એવો ઉત્તર દીધો કે, જેક ડયૂએન કોણ છે અને કોણ નહિ તે હું જાણતોજ નથી. ત્યાર પછી તેણે જર્ગિસને આડા અવળા કેટલાક સવાલ પૂછી જોયા. છેવટે તેણે કહ્યું કે, આ દાદરાની પાછળ એક રસ્તો છે ત્યાં થઇને જા. આગળ જતાં સોના-ચાંદીનાં ઘરેણાં વેચનાર ચોકસીની દુકાન આવશે. ત્યાર પછી વળી નાની નાની લાકડાંનાં ખપાટીઆંની ઓરડીઓ આવશે. એમાંની એક ઓરડીમાં જૅક ડયૂએન અત્યારે સંતાઇ રહ્યો છે.

ડયૂએને જર્ગિસને ભાવ સહિત આવકાર આપ્યો. તેણે કહ્યું કે,

અત્યારે તો મારું ગજવું તદ્દન ખાલીખમ થઇ ગયું છે અને એ ગજવું પાછું ભરાય તેટલા વાસ્તે હું તારીજ મદદની રાહ જોયા કરું છું. પછી તેણે જર્ગિંસને પોતાની આખી યોજના સમજાવી દીધી અને શહેરની ગુનેગાર ટોળીઓની દિનચર્યાનો સંપૂર્ણ ચિતાર આપ્યો તથા તેને કહ્યું કે, તારી મરજી હોય તો તું પણ અમારી પેઠે કમાઇ શકીશ. પહેલો દિવસ તો આ રીતે ગુનેગારોની દુનિયાનું ઓળખાણ કરી લેવામાં ગયો. અંતમાં ડ્યૂએને તેને કહ્યું કે, એક તો તારો હાથ ભાંગેલો છે તેથી અને બીજું હમણાં હમણાં પોલિસ ઘણાજ ચાંપતા ઉપાય લેવા લાગી છે તેથી આ શિયાળામાં તને તારૂં કામ જરા અઘરૂં લાગશે; પણ તું જ્યાં સુધી પોલિસની આંખે ચઢ્યો નથી ત્યાં સુધી તારે ઝાઝું બીવા જેવું નથી. છતાં જે કાંઈ કરે તે ખૂબ હુંશિયારીથી કરજે. જે દારૂની દુકાનના ભોંયરામાં આપણે અત્યારે રહીએ છીએ તેનો માલિક પહેલા નંબરનો માણસ છે. તારે અહીં બેફિકર બનીને રહેવું. જ્યાં લગી આપણી પાસેથી તેને થોડું થોડું મળતું રહેશે, ત્યાં લગી તે આપણી આગળ ઢાલ ધરીને ઉભો રહેશે અને પોલિસ દરોડો પાડવા આવવાના હશે તે પહેલાં આપણને એક કલાક આગમચથી ચેતવણી આપી દેશે. પોલિસવાળા તેના મારી મૂકેલા છે તેથી તેઓ પણ દરોડો પાડતા પહેલાં તેના કાનમાં વરદી પહોંચાડી દે છે કે, અમે આટલા વાગે આવવાના છીએ માટે તે પહેલાં તારાં ભોંયરાંમાં જે કોઇ હોય તેમને રફુચક્કર કરી દેજે. આ ચોકસી છે તે પણ આપણા ધંધામાં ભાગીદાર છે. એની સાથે આપણો એવો કરાર છે કે, આપણે જે કાંઇ ચોરીનો કે લૂંટનો માલ તેને આપીએ તેની ત્રીજા ભાગની કિંમત તેણે આપણને ગણી આપવી અને એક વરસ દહાડા સુધી તે માલ તેણે સંતાડી રાખવાની ખાત્રી આપવી. આ બેઉ કરાર તે બરાબર પાળતો આવ્યો છે.

તે ઓરડામાં એક કબાટ હતું, તેમાં ઘાસલેટથી સળગાવવાનો ચૂલો (સ્ટવ) હતો. તેના ઉપર બેઉએ મળીને કાંઇક રાંધી ખાધું. રાતના અગીઆર વાગ્યાના સુમારે બેઉ જણ બહાર નીકળી પડ્યા. આ વખતે આગલે દરવાજેથી ન નીકળતાં તેમણે પાછલે બારણે રહીને નીકળવાનું પસંદ કર્યું હતું. હથિયારમાં ડ્યૂએનની પાસે લોઢાની ગોળી મારવાની રબરની ગલોલ હતી. વસ્તીવાળા લત્તામાં આવ્યા એટલે ડ્યૂએને એક છલંગ મારીને મ્યુનિસિપાલિટીનું ફાનસ ઉઘાડ્યું અને ફૂંક મારીને દીવો હોલવી નાખ્યો. પછી બેઉ જણ ત્યાંથી કોઇના ઓટલાનાં પગથીઆંને ઓથે સંતાઇને ગુપચૂપ બેસી ગયા.

થોડી વારમાંજ એક જણ તે રસ્તે થઇને પસાર થયો. પણ તે તો મજૂર નીકળ્યો તેથી તેને તેમણે છેડયોજ નહિ. ત્યાર પછી ઘણો વખત પસાર થઇ ગયો તોપણ કોઇ આવ્યું નહિ ને ગયું નહિ. ઘણી વાર પછી એક પોલિસનો સિપાઇ તેનાં ભારે પગલાંનો અવાજ કરતો આવ્યો અને ચાલ્યો ગયો તેટલી વાર સુધી બેઉ જણ તેમનો શ્વાસ રૂંધીને બેસી રહ્યા. ત્યાર પછી કોઇનાં પગલાં સંભળાયાં. આ માણસ ઉતાવળી ચાલે ચાલતો આવતો હતો. ડયૂએને જર્ગિંસની કૂખમાં આંગળીનો ગોદો માર્યો. પેલો માણસ જેવો તેમની આગળથી પસાર થઈ ગયો તેવાજ બેઉ જણ ઉઠીને ઉભા થઇ ગયા. ઉસ્તાદ ડયૂએન પેલા માણસની પાછળ પાછળ તેના પડછાયાની માફક પોતાનાં પગલાંનો અવાજ થાય નહિ એવી રીતે ગયો અને ત્યાર પછી એકજ સેકન્ડ વીતી હશે એટલામાં કોઈ ધડાક લઇને જમીન ઉપર પછડાયું હોય અને તે પડી જનાર માણસને મોઢે કોઇ ડૂચો મારતું હોય એવા અવાજ જર્ગિંસે સાંભળ્યા. તે ત્યાંથી ફક્ત બેજ ડગલાંને છેટે હતો. તેણે ઝટ લઇને પેલા માણસને મોઢે ડુચો મારવામાં પોતાનો હિસ્સો આપ્યો. જર્ગિંસે પેલાનું મોઢું જોરથી દબાવી રાખ્યું તેટલી વારમાં ડયૂએને પોતે અગાઉથી નક્કી કરી રાખેલી યોજના પ્રમાણે તેના બેઉ હાથ સજ્જડ ઝાલી રાખ્યા. પણ પેલો તો ચીંથરા જેવો ઢીલો ઢસ બની ગયો હતો. તેનામાં ટટાર ઉભા રહેવા જેટલા પણ હોશ રહ્યા ન હતા. તે જમીન ઉપર પડી ન જાય તેટલા વાસ્તે જર્ગિંસે એક હાથે તેના ડગલાનો કૉલર પકડી રાખીને તેને ટેકવી આપ્યો તેટલી વારમાં ડયૂએન તેના કોટનાં તમામ ગજવાં ફંફોડી વળ્યો. કોટનું અસ્તર પણ કાતર વડે કચકચ કાપી નાખ્યું. પહેલો ઓવરકોટ, પછી કોટ અને છેવટે તેનું જેકેટ, એ ત્રણેનાં તમામ નાનાં મોટાં ગજવાંમાં ડયૂએન ઝપાટાબંધ હાથ ફેરવી વળ્યો અને જેટલું હાથ આવ્યું તેટલું બધુંજ તેણે પોતાના ગજવામાં સેરવી દીધું. ત્યાર પછી તેણે પેલાની આંગળીઓ અને નેકટાઈ ઉપર હાથ ફેરવી લીધો. પછી જર્ગિંસના કાનમાં કહ્યું: "બસ, પતી ગયું." બે જણે મળીને તેને ઢસડીને રસ્તાની બાજુએ સૂવાડી દીધો. ત્યાર પછી જૅક એક રસ્તે અને જર્ગિંસ બીજે રસ્તે ઉતાવળે પગલે ત્યાંથી વંજો માપી ગયા.

જર્ગિંસ પેલા ભોંયરામાં આવી પહોંચ્યો ત્યાર પહેલાં તેનો ભાગીદાર તો ક્યારનોય આવી ગયો હતો અને આજ શો શો તડાકો પડયો તેની ગણત્રી કરવા બેઠો હતો. લૂંટમાં સૌથી કિંમતી વસ્તુ તો સોનાનું ઘડીઆળ, તેનો સોનાનો અછોડો અને એક નાનું એજ

ધાતુનું લૉકેટ, એ ત્રણ વાનાં હતાં. ત્યાર પછી ચાંદીની એક પેન્સીલ અને ચાંદીના ખોખાવાળી દીવાસળીની પેટી નીકળી. એજ ગજવામાંથી થોડુંક પરચૂરણ અને એક પાકીટ મળી આવ્યાં હતાં. પાકીટમાં શું શું છે તે જાણવાને માટે ડયૂએને તેને અતિશય અધીરાઈથી ઉઘાડી નાખ્યું. તેમાંથી થોડીક ચિઠ્ઠીઓ, હુંડીઓ, નાટકની બે ટિકિટો અને તેના છેક અંદરના ખાનામાંથી નોટોનો મોટો ચોડો નીકળ્યો. ડયૂએને ગણી જોઈ તો એક વીસ ડૉલરની, પાંચ દસ દસ ડૉલરની, ચાર પાંચ પાંચ ડૉલરની અને ત્રણ એક એક ડૉલરની, એમ બધી મળીને ૯૩ ડૉલરની નોટો થઈ. ડયૂએને એક ઉંડો શ્વાસ લઈને કહ્યું: "ચાલો, હમણાં તો આપણને થોડા દિવસની નિરાંત થઈ!"

પાકીટને જરાક વધારે તપાસી લીધા પછી ડયૂએને કાગળો, ચેક, લોકેટની અંદર એક નાની બાલિકાની છબિ હતી તે અને પેલું પાકીટ, એ બધાંને બાળી દીધાં. ઘડીઆળ, અછોડો, લોકેટ અને નોટો, એટલાં વાનાં રહેવા દીધાં. નીચે ચોકસી રહેતો હતો તેને ડયૂએને જગાડયો અને તેને ઘડીઆળ વગેરે આપી દીધાં. ચોકસીએ એ ત્રણ વસ્તુઓના બદલામાં તેને ફકત ૧૬ ડોલર આપ્યા. તે પોતાના ઓરડામાં આવ્યો ત્યારે ચોકસીને મણ મણની ગાળો જોખતો જોખતો આવ્યો: સા— બદમાસ! કહે છે કે લોકેટ અને અછોડો બેઉ નક્કર સોનાનાં નથી, પણ અંદરના ભાગમાં લાખ છે. એ હડહડતી જૂઠી વાત છે, પણ મને અત્યારે પૈસાની ગરજ છે તે એ ચંડાળ જાણે છે."

પછી બેઉ ભાગીદારોએ પોતે મેળવેલી લૂંટ વહેંચી લીધી. જર્ગિસને ભાગ પંચાવન ડોલર અને થોડું પરચૂરણ આવ્યું. તેણે એવું પણ કહ્યું કે, આટલું બધું મને ન હોય, પણ પેલાએ કહ્યું કે નહિ, ભાગ પાડવા ત્યારે તો સરખે સરખાજ પાડવા. પછી તેણે એમ પણ કહ્યું કે આજે આપણને ઠીક તડાકો પડયો—રોજ સરેરાશ જેટલું મળે તે કરતાં વધારે.

સવારમાં તેઓ જાગ્યા એટલે ડયૂએને જર્ગિસને સવારનું તાજું છાપું લેવા મોકલ્યો. ગુન્હો કર્યા પછી પોતે કરેલા ગુન્હાનું વર્ણન છાપાંમાં છપાય તેને વાંચવામાં પણ એક જાતની મજા આવે છે અને એથી ગુન્હા કરવાની મજામાં વિશેષ વધારો થાય છે. ડયૂએને જરા હસતાં હસતાં કહ્યું: "મારો એક દોસ્ત હતો તેને હમેશાં એવી ટેવજ પડી ગઈ હતી કે પોતાનાં પરાક્રમની હકીકત છાપામાં છપાય ત્યારે તેને વાંચ્યા વગર રહેજ નહિ. પછી એક વાર એવું બન્યું કે, તેણે કોઈને

લૂંટયો, પણ તે માણસના જૅકેટના અંદરના ગજવામાં ત્રણ હજાર ડૉલરની નોટો હતી એ વાત તેણે છાપું વાંચ્યું ત્યારેજ જાણ્યું. છાપામાં લખ્યું હતું કે, સારે નસીબે એ ત્રણ હજાર ડૉલરની નોટો તરફ લૂંટનારાનું ધ્યાન ગયુંજ નહિ. તે દિવસથી તેને એટલું બધું લાગી આવ્યું કે ત્યાર પછી તે કદી છાપાંને હાથમાં પકડતોજ નહિ."

આજના છાપામાં ગઈ કાલના બનાવે અડધા કૉલમ જેટલી જગ્યા રોકી હતી. તેમાં એમ પણ લખ્યું હતું કે, લૂંટારાઓની એક ટોળી એ લત્તામાંજ તેમનો નીચ ધંધો ચલાવતી હોવી જોઇએ; કારણકે ચાલુ અઠવાડીઆમાં એના એજ લત્તામાં આવી લૂંટનો આ ત્રીજો બનાવ બનવા પામ્યો છે અને હજી પોલિસ કાંઇજ કરી શકતી નથી, એ વાત તદ્દન સ્પષ્ટ છે. જે આસામીને બદમાસોએ ગઇ કાલે રાત્રે લૂંટયો તે વીમા કંપનીનો દલાલ હતો. તેની પાસેથી લૂંટારાઓએ તફડાવી લીધેલી એકસો ને દસ ડૉલરની રકમ તેની પોતાની ન હતી, પણ વિમા કંપનીની હતી. સારે નસીબે તેના ખમીસના કૉલર ઉપર તેણે પોતાના નામના અક્ષર લખ્યા હતા, નહિ તો તે કોણ છે તેનો આટલો ઝટ લઇને પત્તો લાગત નહિ. તેના ઉપર હુમલો કરનારાઓએ તેને ભારે ઇજા કરી લાગે છે. કારણ કે જ્યારે પોલિસે તેનો કબજો લીધો ત્યારે તેના મગજ ઉપર થયેલી ઇજાની અસરથી તે મુક્ત થયો ન હતો. વળી આખી રાત બરફમાં પડી રહેવાથી તેને સખત શરદી લાગી ગઈ છે અને સંભવ છે કે તેના જમણા હાથની ત્રણ આંગળીઓ હંમેશને માટે નકામી થઇ જાય. વર્તમાનપત્રના ચાલાક ખબરપત્રીએ આ સમાચાર તે માણસના કુટુંબીઓને પણ પહોંચાડયા હતા અને એ સમાચાર તેમણે જાણ્યા ત્યારે તેમને કેવું લાગી આવ્યું તેનું વર્ણન પણ એજ કૉલમને છેડે આપ્યું હતું.

લૂંટારાના ધંધાનો જર્ગિસને આ પહેલીજ વારનો અનુભવ હતો, તેથી ઉપરનું વર્ણન વાંચતાં તેના જીવને થોડો થોડો ચણચણાટ થયો, પણ તેનો ભાગીદાર તો ઠંડ કલેજે હસવા લાગ્યો. તેણે કહ્યું કે, "એમાં શું? આ ધંધાને અંગે આવું તેવું તો થાયજ. એમાં આપણે શું કરીએ? થોડા વખત પછી જર્ગિસ પણ આવા બનાવોથી ટેવાઈ ગયો. ત્યાર પછી તો તે એવો રીઢો થઇ ગયો કે જોન્સ કંપનીના કસાઇખાનામાં ગાયો અને બળદનાં માથાં તડાતડ ફૂટતાં જોઇને જેમ તેને કાંઈ થતું ન હતું તેમ માણસનાં માથાં ફોડતાં પણ તેને કશું થતું નહિ. તેનો અનુભવી ભાગીદાર તેને કહેતો કે "કાં તો બીજા લોકો

આપણું માથું ફોડે અથવા આપણે બીજાઓનું માથું ફોડીએ. એ રીતેજ દુનિયામાં જીવાય છે, તો પછી કોઇ આપણું માથું ફોડે તે કરતાં આપણેજ કોઇનું માથું શા માટે ન ફોડવું ?"

જર્ગિંસ કહે: "એ વાત ખરી, પણ આ માણસે આપણું કાંઈજ બગાડયું ન હતું."

પહેલો કહે: "તું મૂરખ છે. તેણે આપણું નહિ તો આપણા જેવા બીજાઓનું માથું તો ફોડયુંજ હશે એ વાત તું તારા હૈયામાં કોતરી રાખજે."

જર્ગિંસને આ ટૂંકા કથનમાં રહેલો ગૂઢ મર્મ અંતે સમજાયો. તે સમજી ગયો કે, સંસારમાં બેજ પ્રકારનાં માનવપ્રાણીઓ વસે છે. લૂંટનારાં અને લૂંટાનારાં. પેલો વીમા કંપનીનો દલાલ પહેલા વર્ગનો હતો. તેણે પોતાના ધંધામાં કાંઇ થોડાં ઉંધાં ચત્તાં નહિ કર્યાં હોય. વીમા કંપનીને અને વીમો ઉતરાવનારાઓને બેઉને લૂંટવામાં કસર નહિ રાખી હોય. જે દલાલે જર્ગિંસને પેલું ઘર વેચ્યું હતું તે પણ એનીજ જાતનો માણસ હતો. તેણે કરેલા દગાનો તો જર્ગિંસને પેટ ભરીને કડવો અનુભવ મળ્યો હતો. આવી સુધરેલી અને કાયદેસર લૂંટ કરનારાઓને લૂંટવામાં કશુંજ ખોટું નથી, એ વાત તેને જેમ જેમ ગળે ઉતરતી ગઇ, તેમ તેમ લોકોનાં માથાં ભાંગવાથી થતો ચણચણાટ ઓછો થતો ગયો અને થાય તેવાં થઇને જીવવું એ સૂત્રને તે પોતાના જીવનમાં ઉતારતો ગયો.

આ નવા ધંધાની તાલિમ આપતી વખતે ડયૂએને તેને કહી રાખ્યું હતું કે "આપણા ધંધાનો કોઈ પણ માણસ જો પોલિસની આંખે ચઢી ગયો તો પછી તેઓ તેની પાસે રોજ રોજ કાંઈ ને કાંઇ માગ્યાંજ કરશે. એનો અર્થ એ થયો કે, જેટલા આપણે લોકોને લૂંટીએ તેટલા આપણને પોલિસવાળા લૂંટી લે. એટલે આપણા હાથમાં તો પાછી ધૂળની ધૂળ. મતલબ કે, પોલિસવાળાઓને સંતોપવાને માટેજ આપણે જોખમ વેઠીને લૂંટારાનો ધંધો કરવો. તેમાં વળી જો એકાદ વાર કોઇનું મોઢું ન ભરાયું એટલે આપણને પકડીને જેલમાં ઠોકી ઘાલે. માટે તારે તો હમણાં છુપાજ રહેવું અને છડે ચોક મારી સોબતમાં ફરવુંજ નહિ." આમ છતાં જર્ગિંસને સંતાઇ રહેવાનો કંટાળો આવ્યો. એકાદ બે અઠવાડીઆંમાં તેના શરીરમાં પાછું કૌવત આવવા લાગ્યું હતું અને હાથ પણ સારો થઇ ગયો હતો તેથી હવે બેઉ હાથનો

છૂટથી ઉપયોગ કરવાને હરકત ન હતી. પંદર દિવસ તો તેણે જેમ તેમ કરીને ભોંયરામાં કાઢયા, પણ હવે તેની ધીરજ ખૂટી ગઇ. એ દરમિયાન ડયૂએને એકલે હાથે પણ થોડાક તડાકો પાડયો હતો અને તેના વડે પોલિસ ખાતાવાળાઓને રાજી કરીને તેમની સાથે સુલેહ કરી લીધી હતી. પેલી ફ્રેન્ચ તરુણી, જે તેની રખાત હતી, તેને તેણે અહીં રહેવાને તેડાવી અને તેના ઉપભોગમાં જર્ગિસને પણ ભાગીદાર બનાવ્યો. આટલું છતાં પણ તેને ઘર બંદીખાના જેવું લાગતું અને બહાર છૂટો ફરવાને માટે તે જીદ કરવા લાગ્યો. તેથી આખરે ડયૂએને તેની સાથે જીદ કરવાનું માંડી વાળ્યું અને એક દહાડો તેને પોતાની સાથે તેડી ગયો. દારૂની દુકાનોમાં અને જુગારખાનામાં જ્યાં મોટા નામજાદા બદમાસ, ઠગ, ઉઠાવગીર અને પોલિસે જેમની ચાલચલગતના જામીન લીધા હતા એવા દાદાઓ ભરાઇ રહેતા હતા ત્યાં તેને તેડી ગયો અને તેમની સાથે તેનો પ્રથમ પરિચય કરાવ્યો.

હવે જર્ગિસને શિકાગો નગરના ઉંચા પ્રકારના ગુનેગારોની દુનિયાની ઝાંખી થઇ. જેલમાં તેને જે જે ગુનેગારો મળ્યા હતા, તે બધા નાના નાના ક્ષુદ્ર કોટિના ગુનેગારો હતા. શિકાગો અને એ રીતે અમેરિકાના સંયુક્ત પ્રજાસત્તાક રાજ્યનું કોઇ પણ શહેર, જો કે પ્રજાસત્તાક રાજ્યનું એક અંગ કહેવાય છે અને તેના ઉપર લોકમતનુંજ શાસન ચાલે છે એવું બહારથી કહેવાય છે, પણ ખરેખરી સત્તા તો થોડાક માતબર વેપારીઓના મંડળનાજ હાથમાં છે. દુનિયામાં જ્યાં જ્યાં પ્રજાસત્તાક રાજ્યનો અથવા લોકનિયુક્ત રાજ્યતંત્રનો અમલ ચાલે છે એવું કહેવાય છે ત્યાં બધેજ રાજ્યની ખરી લગામ થોડાક વેપારીઓ, કારખાનાંના માલિકો અને શરાફોના હાથમાંજ હોય છે. લોકસભાઓની ચૂંટણીઓ વખતે એ લોકોજ પડદા પાછળ ઉભા ઉભા તાર ખેંચે છે અને પોતાના વળના ઉમેદવારોનેજ ચુંટાવે છે. પ્રધાન મંડળથી માંડીને તાલુકા બોર્ડના અમલદારો સુધીની તમામ જવાબદારીભરેલી જગ્યાઓ આ લોકો પોતાના નચાવ્યા નાચે એવા માણસોથીજ ભરી દે છે અને તે છતાં કહેવાય છે લોકનિયુક્ત રાજ્યતંત્ર. રાજ્યના કાયદા વડે જે સત્તા લોકોના એટલે મતદાર મંડળના હાથમાં છે તે સત્તા પોતાના હાથમાં કરી લેવાને માટે આ મૂડીવાદી શેઠીઆઓએ લાંચ રૂશ્વત અને બીજી આડકતરી ન્યાયવિરુદ્ધ કમાણીની લાલચ આપીને તેના વડે પોતાનું ગાયું ગાય એવા ઉજળા ઠગોનું મોટું ગંજાવર લશ્કર ઉભું કર્યું છે અને તે લશ્કરની મારફતે તેઓ પાછળ રહ્યા રહ્યા પોતાનું કામ કઢાવી લે

છે. વરસમાં બે વારઃ એક વાર વસંત ઋતુમાં અને બીજી વાર શરદ ઋતુમાં, જ્યારે જ્યારે સ્થાનિક અને મધ્યસ્થ લોકસભાઓની ચૂંટણીઓ થાય છે, ત્યારે ત્યારે આ શેઠીઆઓ ચૂંટણીના ખરચ પેટે પોતપોતાની પેઢીઓમાંથી કરોડો ડૉલરની રકમ જુદી કાઢે છે અને તેમાંથી મનમાન્યો ખરચ કરે છે. એ રકમ આખી ને આખી હમણાં જેનો ઉલ્લેખ કર્યો તે લશ્કર ખાઇ જાય છે. મતદારોને પોતાની તરફ વાળી લેવાને માટે સભાઓ થાય છે. ત્યાં જીભના છૂટા અને લોકોના મન ઉપર ખરી ખોટી વાત ઠસાવી દેવામાં કુશળ હોય એવા ભાડૂતી વક્તાઓને ભાષણ કરવા બોલાવે છે. લોકો સભાઓની અંદર મોટી સંખ્યામાં હાજરી આપે તે સારૂ બેન્ડ વાજાં વગડાવે છે, આતશબાજીની ગમ્મતો ગોઠવે છે, સેંકડો ખાંડી વજન થાય એટલાં હેન્ડબિલ અને સર્ક્યુલરો વહેંચાવે છે, દારૂની ટાંકીઓ ખાલી કરાવી દે છે. બ્રાન્ડી અને વ્હીસ્કીનાં જાહેર પરબ મંડાવે છે અને એક એક મતના પાંચ પાંચ દશ દશ ડૉલરની લાંચ આપીને હજારો મત પોતાના લાભમાં ખરીદી લે છે. આ બધું કામ પેલું ભાડૂતી લશ્કર ઉપાડી લે છે. તેનો ખપ તો વરસમાં બે વાર પડે છે, પણ તેને આખું વરસ ચાલુ મહેનતાણું આપીને રોકી રાખે તોજ તે ખરી અણીને વખતે કામ આપે. રાજકીય પક્ષના આગેવાનોને અને મતદાર મંડળને પોતાના હાથ ઉપર રાખનારા ખાંધીઆઓને પેલા શેઠીઆઓ પોતાની પેઢીઓમાં અથવા બીજે ગમે ત્યાં સારી સારી નોકરીઓ ઉપર રખાવીને પોતાનાં વાંદરાંની પેઠે પાળી રાખે છે. શહેરના માજિસ્ટ્રેટોને, કોરપોરેશન અથવા મ્યુનિસિપાલિટીના પ્રમુખોને, અને ધારાસભાના સભ્યોને તેમના દરજ્જાને યોગ્ય લાંચ આપવામાં આવે છે. અમુક અમુક પક્ષના સૂત્રધારોને ચૂંટણીને માટે અનામત રાખેલા ફંડમાંથી સંતોષાય છે. મજૂર સંઘના નેતાઓને અમુક રકમ મહિને મહિને અથવા વરસ દહાડે મળ્યાજ કરે છે અને તેમનાં મોઢાં એ રીતે બંધ કરી દેવાય છે. હવે વર્તમાનપત્રોની કટારોમાં અમુક ઉમેદવારનાંજ યશોગાન ગવાય, અમુકને ઉતારી પડાય, અમુક પક્ષની સભાઓના ચિત્તાકર્ષક હેવાલ છપાય તે સારૂ વર્તમાનપત્રોના માલિકોને અને તંત્રીઓને ફોડવાના રહ્યા. એ કામ તે તે પત્રોને મોટી મોટી જાહેર ખબરોના ઓર્ડર આપીને સિદ્ધ કરી લેવાય છે. આ તો જાણે મૂડીવાદીઓએ રાખેલા લશ્કરના સેનાપતિઓ અને અમલદારોની વાત થઈ, પણ બાકી જે મોટું સૈન્ય રહ્યું તેમને તેઓ શહેરની વસ્તીને ફાવે તેમ ફોલી ખાવાને સારૂ છૂટા મૂકી દે છે અથવા જીલ્લા બોર્ડની

કે મ્યુનિસિપાલિટીઓની નાની મોટી જગ્યાઓ ઉપર યોગ્યતા મુજબ ગોઠવી દે છે. જેમકે પોલિસખાતું. તેમાં મૂડીવાદીઓના અમુક ખાંધીઆઓનું ભરતિયું થઇ જાય છે. ત્યાર પછી આગ હોલવવાનાં અને શહેરને પાણી પૂરૂં પાડનારાં ખાતાં, તેમાં પણ ઘણાની જોગવાઇ થઈ જાય છે. જુદાં જુદાં સરકારી ખાતાંની મોટા મોટા પગારની જગ્યાઓ તો તેમણે પોતાના પક્ષનાં માણસોથી ભરી દીધી હોય છે. પછી જે બાકી રહી તેમાં પણ જ્યાં બની શકે ત્યાં તેઓ પોતાના બગલબચ્ચાઓનેજ ગોઠવી દે છે. કોઇ પણ ખાતાના સૌથી વડા અમલદારથી માંડીને ચીઠ્ઠી ચપાટી લઇ જનાર પટાવાળા સુધી જ્યાં જુઓ ત્યાં મૂડીવાદીઓની ડુગડુગીની સાથે નાચનારાં માંકડાંઓજ ભરાઇ ગયાં હોય છે. આટલું આટલું કરતાં પણ ઘણા રહી જાય છે. તેમને તેઓ શહેરની વસ્તીના ઉપર ગુજરાન ચલાવવાને માટે છૂટી લગામ મૂકી દે છે. જુગાર રમવો હોય તે જુગાર રમે, ચોરી કરવી હોય તે ચોરી કરે અને લૂંટારાનો ધંધો જેમને ગમે તેઓ તે ધંધો અખત્યાર કરે. જુવાન સ્ત્રીઓનાં શરીરનો જેમને વેપાર કરવો હોય તેમને તેમ કરવાની છૂટ. એ બધાને પોતપોતાને મનફાવતો ધંધો કરવાને માટે વગર લખેલી સનંદ મળી ગઇ હોય છે. કાયદા પ્રમાણે રવિવારને દહાડે દારૂ વેચવાની મના છે; પણ આ કાયદાએ પોલિસ ખાતાના હાથમાં દારૂનાં પીઠાંવાળાઓને દબડાવવાનું અને લૂંટવાનું સારામાં સારૂં હથિયાર પૂરૂં પાડયું છે. રવિવારે કારખાનાંઓ, ગોદીઓ અને વર્કશોપ વગેરે બંધ હોય છે તેથી કરીને દારૂની ખરેખરી માગણી તેજ દહાડે થાય છે. હવે જો દારૂવાળાને દારૂ વેચવોજ હોય તો તેણે પોલિસ ખાતાનું મન મનાવ્યેજ છૂટકો. કાયદામાં લખ્યું છે કે, વેશ્યાનો અને કુટણખાનું રાખવાનો, એ બેઉ ધંધાઓ કરનારને સજા કરવી. પણ એ બેઉ ધંધા શહેરમાં છડે ચૉક ચાલ્યાજ કરે છે. આથી કરીને વેશ્યાઓને સત્તાવાળાઓની ગરજ પડે છે અને તેઓ પણ તેમના કુહાડાના હાથા બનીને તેમના સંઘમાં સામેલ થાય છે. એજ પ્રમાણે જુગારખાનાં ચલાવનારાઓ, બિલિયર્ડ અને બીજી રમતોમાં જુગારના ખેલનારાઓ અને ખેલાવનારાઓ, ટૂંકામાં હરકોઇ સ્ત્રી કે પુરુષ, જેને જેને કાયદા વિરુદ્ધ, ન્યાય વિરુદ્ધ, નીતિ વિરુદ્ધ કમાણી કરવાની ઇચ્છા હોય અને પોતાની કમાણીમાંથી સત્તાવાળાઓનો ભાગ પાડવા જેઓ ખુશી હોય તેમને સૌને પોતાને મનફાવે તેમ અનીતિનાં આચરણ કરવાની છૂટ મળે છે અને તેમનો દરેકનો ચૂંટણી વખતે પૂરેપુરો ઉપયોગ થાય છે. આ સૈન્યમાં કોણ કોણ સામેલ છે તે કહેવા કરતાં કોણ સામેલ નથી એ

કહેવું વધારે સહેલું છે; કારણ કે તેમાં બધાજ આવી જાય છે અને કોઇ બાકી રહેતુંજ નથી. દાખલા તરીકે વાસી શાક વેચનાર કાછીઆ, દૂધમાં પાણી તથા બીજી હાનિકારક વસ્તુ મેળવનાર દૂધવાળા, સડી ગએલાં ફળ અને રોગી ઢોરનાં માંસ વેચનારા દુકાનદારો, ભાડૂતના આરોગ્યને હાનિ થાય એવાં મકાન ભાડે આપનારાઓ, સર્ટિફિકેટ વગરના ઊંટવૈદો, હદ ઉપરાંત વ્યાજ લેનારા વ્યાજખાઉઓ, લૂંટારાઓ, ખીસાકાતરૂઓ, ચોર, ઉઠાવગીર, ભિખારી, ભામટા, કુસ્તીનાં દંગલોમાં મારામારી કરનારાઓ, દાદાઓ, ફેરીઆ, ઘોડદોડની શરતોની છૂપી બાતમીઓ વેચનારા, જૂઠી લૉટરીઓ ચલાવનારા, વેશ્યાઓના દલાલો, ગૌરવર્ણની સ્ત્રીઓને વેશ્યાનો ધંધો કરાવવા સારૂ દેશપરદેશ વેચનારાઓ, જુવાન છોકરીઓને અનીતિના ધંધામાં ફસાવનારાઓ, આ સઘળાનો સરવાળો કરીએ એટલે સભ્ય સમાજમાંથી બહુજ થોડા બાકી રહી જાય છે. અનીતિનો પ્રચાર કરનારી તમામ વ્યક્તિઓનું એક સંગઠિત અને સુવ્યવસ્થિત તંત્ર બની ગયું છે અને પોલિસ ખાતાનાં માણસો સાથે તથા રાજ્યપ્રકરણી પુરુષોની સાથે તેમનો સગા ભાઇઓના જેવો ઘનિષ્ટ સંબંધ બંધાયો છે. ત્રણે જણ જ્યારે જોઇએ ત્યારે એકબીજાની મદદે આવીને ઉભા રહે છે, અથવા બીજી રીતે કહીએ તો બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રની ત્રિપુટિની પેઠે આ ત્રણ શક્તિઓની ત્રિપુટિ એકબીજાથી સંપૂર્ણ રીતે અભિન્ન છે. ઘણા ખરા દાખલામાં તો આ ત્રણે કાર્યો એકની એકજ વ્યક્તિને હાથે થાય છે. દાખલા તરીકે અમુક લત્તાનું કુટાણખાનું એ લત્તાનો પોલિસ અમલદાર પોતેજ ચલાવતો હોય છે, તેજ તેની કમાણી ખાતો હોય છે અને છતાં પોલિસ ખાતાના અમલદાર તરીકે પાછો એજ કુટણખાનાના મકાન ઉપર પોતાના સિપાઇઓને લઇને દરોડો પાડવાનો ઢોંગ પણ કરતોજ હોય છે. અમુક દારૂની દુકાન અમુક રાજ્યપ્રકરણી વ્યક્તિની માલિકીનીજ હોય છે અને એ દુકાનના માળ ઉપરજ તે પોતાની ઑફિસ ખોલીને બેઠો હોય છે. કેટલાંય મજૂરસંઘોનાં કાર્યાલયને દારૂની દુકાનો સિવાય બીજી કોઇ જગ્યાજ જડતી નથી. શિકાગોનાં સૌથી વિશેષ જાણીતાં જુગારખાનાં તેમજ મવાલીખાનાં કયા કયા રાજ્યપ્રકરણી પુરુષોનાં છે અથવા કયા કયા શહેર સમિતિના સભ્યોનાં છે એ વાત તો શહેરનું નાનું છોકરૂં પણ જાણે છે. આ બધી પાપ અને પશુતાની બોડોમાં દરરોજ રાત પડયા પછી આખા શહેરના મવાલીઓ, ગુંડાઓ, દાદાઓ, કુસ્તીબાજો, ઉઠાવગીરો અને જેમની પાસે સારી ચાલચલગતના મુચરકા લેવામાં આવ્યા હોય છે એવા નામજાદા

દાંડીઆઓ ભેગા થાય છે, તેમનાં કાળાં કામોની યોજનાઓ પણ ત્યાંજ ઘડાય છે અને એ રીતે આખા શહેરની વસ્તીને આ બદમાસો હમેશાં ધાસ્તીમાં ને ધાસ્તીમાંજ રાખે છે. ચૂંટણીને દહાડે આવાં આવાં પાપ અને ગુન્હાઓ કરનારી મંડળીઓ એક બની જાય છે, એકજ ઉદ્દેશની સિદ્ધિને અર્થે એકબીજાની સાથે પૂર્ણ સહકાર કરીને કામ કરવા મંડી જાય છે. શહેરની વસ્તીના ઉપર એમનો એટલો કરપ બેસી ગયો હોય છે કે શહેરના કયા વૉર્ડમાં કયા પક્ષના ઉમેદવારને કેટલા મત મળશે તે ચૂંટણી થતા પહેલાંજ સેંકડે નવ્વાણુ ટકા જેટલી ચોકસાઇથી તેઓ કહી શકે છે અને એમાં પણ જો ફેરફાર કરવાની તેમને જરૂર લાગે તો ફક્ત એકજ કલાકની અંદર તેઓ પોતાની મરજી મુજબ ફેરફાર કરવા એટલે કોઇને વધારે ઓછા મત અપાવવા હોય તો તેમ કરવા પણ તેઓ પૂરેપુરા સમર્થ છે. આવી પરિસ્થિતિ એકલા શિકાગોનીજ નહિ, પણ યુરોપ અને અમેરિકાનાં તમામ રાજ્યોમાં લગભગ એકસરખી રીતે પ્રવર્તે છે. મતલબ કે, રાજ્યતંત્રનું બહારનું સ્વરૂપ ગમે તે હોય પણ રાજ્યની ખરી લગામ શ્રીમંતો અને તેમના શિકારી કૂતરાઓ જેવા ગુંડાઓના હાથમાંજ હોય છે.*

આજથી એકજ મહિના ઉપર જર્ગિસની પાસે ફૂટી બદામ પણ ન હતી, ભૂખે પેટ બળી જતું હોય તો પણ શું ખાવું અને ટાઢથી ઠરીને જીવ જતો હોય ત્યારે શું ઓઢવું અથવા કયાં સૂઇ રહેવું તેનું કશું ઠેકાણું ન હતું. થોડા દિવસ એમને એમ ગયા હોત તો બીજા હજારો માણસ જેમ ભૂખ અને ટંડીથી રીબાઇ રીબાઇને મરી જાય છે તેમ તે પણ મરી ગયો હોત. પણ જ્યારથી તેના મિત્ર ડયૂએને તેને મનવાંચ્છિત ફળ અપાવે એવો સિદ્ધમંત્ર આપ્યો અથવા જે માંગો તે તરતજ હાજર કરી દે એવી કામદુધા ગાયનું દાન કર્યું ત્યારથી તેને કશાની ખોટ રહી નહિ. તે દિવસથી તેણે એવી એક ભૂમિકામાં પ્રવેશ કર્યો કે જ્યાં કોઇને કશી વાતની તંગી હોઈ શકેજ નહિ અને

---

* આ લીટીઓ લખાય છે તેજ દહાડે વર્તમાનપત્રોમાં ખબર આવી છે કે, કરોડો રૂપીઆની ઠગાઇ કરનાર સ્ટેવિસ્કીના કાવતરામાં ફ્રાન્સનો મુખ્ય પ્રધાન અને પોલિસ ખાતાનો સૌથી મુખ્ય અમલદાર ભાગીઆ હતા, તેને પરિણામે ત્યાંનું પ્રધાન મંડળ ઉથલી પડયું. પ્રજાતંત્રો માત્ર નામનાં છે અને સત્તા મૂડીવાદીઓનીજ છે અને રાજ્યના મોટામાં મોટા અમલદારો તેમનાં રમકડાંમાત્ર છે તેનું આ એક તાજું દૃષ્ટાંત. —અનુવાદક

ઇચ્છા કરતાંની સાથેજ આખી દુનિયાની દોલત તથા તમામ ભોગ્ય પદાર્થો તેની પાસે ખેંચાયાજ આવે. આગળ જતાં તેના દીક્ષાગુરુ ડચૂએને તેને શિકાગો શહેરમાં જેમની હાક વાગતી હતી એવા પુરુષોનું ઓળખાણ કરાવી આપ્યું. તેમાં 'બક હેલોરન' નામનો એક આઇરિશ હતો. તે રાજકીય 'કાર્યકર્તા'ઓમાંનો એક હતો અને આખા શહેરના વહીવટના પડદા પાછળ શું શું બનાવો બને છે તે બધું તે જાણતો હતો અને તેમાં તેનો પોતાનો પણ મોટો હિસ્સો હતો. એક વાર વાતમાં ને વાતમાં બક હેલોરને જર્ગિસને કહ્યું કે, મેં એવી એક યોજના ઘડી કાઢી છે કે જેના વડે સાધારણ મજૂર જેવા દેખાવનો કોઇ પણ માણસ સહેલાઇથી પૈસો પેદા કરી શકે. પણ એ યોજના બહુજ ગુપ્ત રાખવા જેવી છે, તેથી કરીને એનો ભેદ બીજા કોઇના જાણવામાં આવે નહિ એવી હુંશીઆરી રાખીને તારાથી જો કામ થઇ શકે એમ હોય તો તને કહું. જર્ગિસે બીડું ઝડપ્યું એટલે પેલો માણસ તેને શનિવારને દહાડે સાંજના એક ઠેકાણે તેડી ગયો. ત્યાં આગળ તે વખતે શહેરના સુધરાઇ ખાતાના મજૂરોનો પગાર ચૂકવાતો હતો. પગાર ચૂકવનાર અમલદાર એક નાના સરખા માંડવાની અંદર ખુરસી-ટેબલ નાખીને બેઠો હતો. તેના ટેબલ ઉપર પરબીડીઆંનો ઢગલો હતો અને તેની બેઉ બાજુએ એકેકો પોલિસનો સિપાઇ ઉભો હતો. જર્ગિસને હેલોરને શીખવી રાખ્યું હતું તે પ્રમાણે તે પેલા માંડવાની આગળ બીજા મજૂરોના ભેગાભેગો ઉભો રહ્યો, અને જ્યારે માઇકેલ-ઓ'ફ્લેટીં નામના મજૂરનું નામ બોલાયું ત્યારે 'હાજર સાહેબ' કહીને પેલા પગાર આપનાર અમલદારની આગળ લાંબો હાથ કરીને ઉભો. તેણે તેને એક પડીકું આપ્યું. હેલોરન પાસેના દારૂના પીઠામાંજ બેઠો હતો ત્યાં જઇને તેને પેલું પડીકું આપી આવ્યો. વળી પાછો તે જોન સ્મિથના નામનો પગાર લઇ આવ્યો અને ત્રીજી વાર સર્જ રેમિનિટ્સ્કી નામનો મજૂર હુંજ છું એમ કહીને તેણે તેનો પગાર પણ લઇ લીધો. આ યોજનાની ખુબી એવી હતી કે, હેલોરનના કહ્યા પ્રમાણે પેલા પગાર ચૂકવનાર અમલદારે પગારપત્રકમાં અને મજૂરોના હાજરીપત્રકમાં જે જે કલ્પિત મજૂરોનાં નામ ચઢાવી દીધાં હતાં તે બધાના ભાગનો પગાર જર્ગિસ એકલોજ જુદે જુદે નામે લઇ આવ્યો અને તેના બદલામાં તેને હેલોરને પાંચ ડોલરનું ઇનામ આપ્યું. બાકીની રકમ હેલોરન અને પેલો અમલદાર બેઉ જણે વહેંચી લીધી. હેલોરને જર્ગિસને કહી રાખ્યું હતું કે, જ્યાં સુધી તું આ ભેદ કોઇને કહીશ નહિ અને આ પ્રમાણે ભળતા નામના મજૂરોનો પગાર લઇ

આવીને મને આપતો રહીશ ત્યાં સુધી તને દર શનિવારે પાંચ પાંચ ડોલર મળ્યાજ કરશે. કોઇ પણ વાત છૂપી રાખવાના કામમાં જર્ગિસ ઘણો પ્રવીણ હતો, તેથી થોડાજ વખતમાં તેણે હેલોરનનો વિશ્વાસ સંપાદન કરી લીધો. તેને જ્યારે ખાત્રી થઇ કે, આ માણસને ગમે તેવું છૂપું કાવત્રું કરવાનું કામ સોંપવામાં કાંઇજ જોખમ નથી, ત્યારે પોતાના બીજા મળતીઆઓની પાસે તેને તેડી ગયો અને આ માણસ ખૂબ ભરોસાદાર છે એવું તેને પ્રમાણપત્ર પણ આપ્યું.

આ બધા લોકોના સમાગમમાં આવવાથી જર્ગિસને એક બીજો પણ આડકતરો લાભ થયો. વગવસીલો કેવાં કેવાં કામ કરાવી આપે છે તે જોવાના તેને ખૂબ પ્રસંગો મળી આવ્યા. પેલા કોનોરે તેમજ પેલા દારૂની દુકાનના કુસ્તીબાજ માલિકે તેને કેવી રીતે જેલમાં ઠોકી ઘલાવ્યો હતો તેનો ભેદ હવે તેની આંખ આગળ ખુલ્લો થઇ ગયો. એક વાર રાતના અમુક ઠેકાણે નાચનો જલસો રાખવામાં આવ્યો હતો, એ જલસાનો કુલ નફો એક લંગડા સારંગી બજાવનારને બક્ષિસ તરીકે આપી દેવાનો હતો. કલાર્ક સ્ટ્રીટમાં ઉંચા પ્રકારની વેશ્યાઓનાં ઘરમાં નાચ–ગાયનના ઉત્સવો વખતે આ માણસ સારંગી બજાવીને સૌના મનનું રંજન કરતો હતો તેના બદલામાં તેને આજના જલસાની ઉપજ આપી દેવાનું ઠર્યું હતું. મશ્કરી કરવામાં પણ તે ભારે ઉસ્તાદ હતો. તેના આવા આવા ગુણને લીધે પેલી વેશ્યાઓના મેળાવડાઓમાં આવનારા સજ્જનોનો તે ભારે કૃપાપાત્ર થઇ પડયો હતો. એક વિશાળ નાચમંડપમાં આ ઉત્સવની ગોઠવણ થઇ હતી અને તેમાં ભાગ લેવાને માટે આખા શહેરની તમામ આસુરિક શક્તિઓ આવી આવીને એકઠી થઈ હતી. ગાયન, નાચ અને દારૂ, એ ત્રણના અધિકાધિક સેવનથી ઉશ્કેરાએલી પાશવી વૃત્તિઓએ છેક માઝા મૂકી દીધી હતી. બીજા ગુંડાઓના ભેગાભેગો જર્ગિસ પણ અહીં આવી પહોંચ્યો હતો. ખૂબ દારૂ ઢીંચીને તેણે પોતાની સાનશુધ ગુમાવી હતી. પછી કોઇ તરુણીના કૃપાકટાક્ષની બાબતમાં તેને અને તેના બીજા કોઈ હરિફને બોલાચાલી થઇ અને બેઉએ ગળા સુધી દારૂ પીધેલો એટલે ઝટ લઇને મારામારી ઉપર વાત આવી ગઇ. જર્ગિસનો ભાંગેલો હાથ આટલા દિવસમાં પૂરેપુરો સાજો થઇ ગયો હતો અને તેનામાં હવે જોર પણ આવવા લાગ્યું હતું. તેણે તો પોતાના હાથમાંની લાઠી વડે જે સપાટામાં આવ્યા તેમને આંખો મીંચીને ઝૂડવાજ માંડયા. મંડપમાં નાસભાગ થઈ રહી, નાચમાં ભંગાણ પડયું અને છેવટે જર્ગિસને પોલિસ ચોકીની કોટડીમાં બાકીની રાત ગાળવાનું ઠર્યું. તે રાત્રે પોલિસ-

ના સ્ટેશનહાઉસમાં ભારે ભીડ હતી. એક એક કોટડીમાં મવાલી-ઓને સજડાસજડી ઠેસી દીધા હતા અને બહારની ચાલીઓમાં પણ પગ મૂકીને ઉભા રહેવા જેટલી પણ ખાલી જગ્યા રહી ન હતી. તેમના શરીરના પરસેવાની અને તેમણે પીધેલા દારૂની છાકથી આખું સ્ટેશનહાઉસ ગંધાઇ ઉઠયું હતું. પોતે પીધેલા દારૂનો નશો ઉતરી જાય ત્યાં સુધી સારી પેઠે ઉંઘ કાઢી લેવાની જર્ગિસને ઇચ્છા હતી, પણ આવી ગંધાતી જગ્યામાં ઊંઘ આવેજ કેવી રીતે ? થોડા વખત ઉપર આના કરતાં પણ વધારે ખરાબ જગ્યા તેને મળતી ત્યારે તે પોતાનું અહોભાગ્ય સમજતો. પણ આજે તે ભિખારી ન હતો. આજે તો તે શહેરના ગુંડાઓમાંનો એક હતો. તેણે તરતજ ત્યાં હૅલોરનને બોલાવી મંગાવ્યો. હૅલોરને તે વૉર્ડના રાજનૈતિક આગેવાનને ટેલિફોન ઉપર બોલાવ્યો અને સવારના ચાર વાગતા પહેલાં તો પોલિસ સ્ટેશનના મુખ્ય અમલદારને માજિસ્ટ્રેટે ટેલીફોનથી ખબર કરી દીધી કે, જર્ગિસ નામના આરોપીની વતી મારી પાસે સદ્ધર જામીનગીરી આવી ગઇ છે; માટે તમારે તેને એકદમ છૂટો કરી દેવો. આ બધો ઘાટ રાતમાં ને રાતમાં ગોઠવાઇ ગયો. બીજે દહાડે માજિસ્ટ્રેટની અદાલતમાં તેના ઉપરના કેસની સુનાવણી થઇ તે પહેલાં તો પેલો રાજનૈતિક આગે-વાન માજિસ્ટ્રેટના શિરસ્તેદારના કાનમાં મંત્ર ફૂંકી આવ્યો હતો કે જર્ગિસ રૂડકસ આબરૂદાર માણસ છે. ફક્ત ગઇ કાલે રાત્રે તેનાથી વધારે પડતો દારૂ પીવાઈ ગએલો તેથી શું કરવું ને શું ન કરવું તેનું ભાન તે ખોઈ બેઠો એટલી તેની ભૂલ થઇ. આટલી નજીવી ભૂલને માટે જર્ગિસનો દશ ડૉલરનો દંડ થયો અને તે દંડ લેવાનું પણ કચેરીએ ‘મુલતવી’ રાખ્યું—એટલે કે જર્ગિસની પાસેથી એ દંડની રકમ અદાલતે વસુલ કરીજ નહિ અને ભવિષ્યમાં કોઇ માણસ જાણી જોઇને આ વાત તાજી ન કરે તો એ દંડની રકમ આખી ને આખી માંડીજ વાળવી એવું નક્કી થયું હતું. વગર ગુન્હે અથવા બીજાઓના અત્યાચાર સહન કરવાના કારણે જેને બબ્બે વાર કેદની સજા થએલી તેજ માણસ દારૂ પીને હુલ્લડ મચાવે અને છતાં છૂટી જાય એ શી રીતે બનતું હશે તે જર્ગિસે આજે પોતાના અંગત અનુભવ પરથી જોઇ લીધું.

જર્ગિસ અત્યારે જે જનસમાજમાં રહેતો થયો હતો ત્યાં નાણાનું મૂલ્ય મજૂરોના સમાજના કરતાં ઘણું જુદી રીતે અંકાતું હતું. તે એટલી હદ સુધી કે, જે ડૉલર મહેનત મજૂરી કરનારને મન ઘણો કિંમતી હતો તેની આ લોકોને મન કશી કિંમતજ ન હતી; છતાં જર્ગિસ અત્યારે પહેલાંના કરતાં ઓછો દારૂ પીતો હતો એ

બધું વિચિત્ર કહેવાય ! એનાં કારણો તપાસીએ તો એમાં કશું વિચિત્ર ન લાગે. મજૂરી કરતાં તેના શરીરને જેટલો શ્રમ પડતો હતો તેનો અંશ પણ અત્યારે તેને વેઠવો પડતો ન હતો. બીજું તે વખતે તેના માનસની આસપાસ નિરાશાનું ઘેરૂં વાદળ ઘેરાઈ રહેતું હતું તેમાંનું અત્યારે કશું હતુંજ નહિ. આથી કરીને થાક ઉતારવાની અને મનને કૃત્રિમ ઉલ્લાસ આપવાની તેને પહેલાંના જેટલી જરૂર પડતી ન હતી. અત્યારે તેની દિનચર્યા એવાં સાહસો ખેડવામાં વ્યતીત થતી કે, તે સાહસોમાંથીજ તેના મનને પૂરતી ઉત્તેજના મળી રહેતી અને તેથી ઉત્તેજનાને ખાતર તેને દારૂની ઝાઝી ગરજ પડતી ન હતી. પહેલાં તે જે પરિશ્રમ કરતો હતો તેનું ફળ તેને ઘણુંજ થોડું મળતું હતું; તેનો મોટો હિસ્સો બીજાઓને ભાગે જતો હતો. અત્યારે તો જે કાંઇ કરતો તેનું ફળ તેને પોતાનેજ મળતું અને તે વળી તરતજ મળી જતું; તેથી કરીને હવે તે જે કાંઇ પ્રવૃત્તિ કરતો હતો તે ભલા ભુંડા ગમે તેવા પણ ચોક્કસ ઉદ્દેશપૂર્વક કરતો હતો. પ્રથમની માફક બીજાઓ જેમ હાંકે તેમ હંકાતાં અને બીજાઓને માટેજ જીવતરનો બોજો ઢસડનારાં ઢોર જેવો તે રહ્યો ન હતો. વળી તેને હવે બરાબર સમજાઇ ગયું હતું કે, જો હું મારી અક્કલને ઠેકાણે રાખીને સાવધાનતાપૂર્વક કામ કરતો રહીશ તો આગળ જતાં મને પૈસા પેદા કરવાના અને મારી લાગવગ વધારવાના નવા નવા સુયોગ મળતાજ રહેશે. તે સ્વાભાવિક રીતે કામ કરવાને હોંસ અને ઉમંગવાળો તો હતોજ, તેથી તે પોતે ભાનભૂલા થવાય એટલો દારૂ કદી પીતોજ નહિ અને તેનો મિત્ર જે વારુણી (દારૂ) અને વનિતા બેઉ ઉપર તેના કરતાં વધારે આસક્ત હતો તેને અંકુશમાં રાખીને તેની સાનસુધ પણ ઠેકાણે રહે એટલોજ દારૂ તેને પણ પીવા દેતો.

પછી તો એક બદમાસીમાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી એમ તે ઉત્તરોત્તર પ્રગતિ કરતો ગયો. જે દારૂની દુકાનમાં તેનો હૅલોરનની સાથે પરિચય થયો હતો તેજ દુકાનમાં એક વાર તે અને ડ્યૂએન બેઠા હતા, એવામાં ત્યાં કોઇ ગામડીઓ ઘરાક આવી ચઢયો. ગામડાના દુકાનદારોના તરફથી શહેરમાં માલ ખરીદવાને માટે તે આવ્યો હોય એવું લાગતું હતું અને તેનાં ગજવાં ઠીક ઠીક ભારે હતાં. વળી જરાક વધારે પડતો દારૂ પીને તેણે પોતાનું અડધું ભાન તો ગુમાવી દીધેલુંજ હતું. દારૂની દુકાનમાં દારૂ વેચનારને બાદ કરતાં બીજું કોઇ હતુંજ નહિ; તેથી કરીને જેવો પેલો ઘરાક દુકાનમાંથી નીચે ઉતર્યો કે તરત ડ્યૂએને જર્गिसને ઇસારત કરી અને બેઉ જણે

તેની પૂંઠ પકડી. પેલો માણસ સડક ઉપરથી વાંકો વળ્યો. જરાક આગળ જતાં ત્યાં આગળ એક બાજુએ ભાડૂત વગરનું ખાલી મકાન અને બીજી બાજુએ જરાક ઉંચાણ પર બાંધેલી આગગાડીની સડક આવી; તેથી કરીને ત્યાં આગળ બે ભેખડો વચ્ચેના કોતર જેવું બની ગયું હતું અને ત્યાં આગળ અંધારૂં પણ જોઇએ એટલું હતું. જર્ગિંસ એકદમ છલંગ મારીને તેની સામે મોઢે આવીને અને પાટલૂનના ગજવામાંથી પિસ્તોલ કાઢીને તે માણસના નાક આગળ ધરી રાખી. તેટલી વારમાં ડચૂએને પોતાનું મોઢું ટોપીની નીચે ઢાંકીને વીજળીની ત્વરાથી તેનાં તમામ ગજવાં ફંફોડી લીધાં. તેમાંથી એક ઘડીઆળ અને પાકીટ બે વાનાં મળી આવ્યાં. તે ઝૂંટવી લઇને બેઉ જણા પાછા એવા નાઠા કે પેલો માણસ એકથી બીજી બૂમ પાડે તે પહેલાં તો રસ્તાનો વાંક ઓળંગીને સડક ઉપર આવ્યા અને ત્યાંથી પાછા પેલી દારૂની દુકાનમાં આવીને ભરાઇ ગયા. દુકાનમાં પેસતાં પેસતાં તેમણે દુકાનદારને આંખનો ઇશારો કર્યો એટલે તરતજ ભોંયરામાં પેસી જવાનો રસ્તો ઉઘાડી આપ્યો. પડોશના મકાનમાં એક કુટણખાનું હતું તેમાં બારોબાર ભોંયરામાં થઇને ચાલ્યા જવાનું એક છૂપું બારણું હતું તેમાં રહીને કુટણખાનામાં પેઠા. તેની અગાશી ઉપર ચઢીને એવાંજ બીજાં ત્રણ મકાનોમાં પેસી નીકળ્યા અને એમ કરતાં કરતાં રફુચક્કર થઇ ગયા. કદાચ પોલિસવાળાઓને સંતોષાયા ન હોય અને તેથી અદાવત રાખીને દારૂની દુકાનની ઝડતી લેવાને તેઓ એકાએક દરોડો પાડે તો પોતાની દુકાનમાં બેઠેલાઓથી ગમે તેને સપાટાબંધ આડા અવળા કરી દેવાને સારૂ દારૂનાં પીઠાંવાળાઓ આવા રસ્તા રાખીજ મૂકે છે. એજ પ્રમાણે કોઇ સ્ત્રીને સંતાડી દેવાની એકાએક જરૂર પડી તો તે વખતે પણ આવા છૂપા રસ્તા ઘણા કામ આવી જાય છે. 'ઘરકામને માટે કામ કરનારીઓ જોઇએ છે' અથવા 'કારખાનાંમાં કામ કરી શકે એવી મજૂરણોની જરૂર છે' 'અમુક એજન્સીની ઑફિસમાં રૂબરૂ મળો' આવી આવી જાહેરખબરો વાંચીને ગામડાંમાંથી હજારો જુવાન જુવાન છોકરીઓ નગરોમાં ચાલી આવે છે. નોકરીઓ અપાવનારી એજન્સીઓ સોનેરી ટોળીના લોકોએ નોકરી અપાવવાને બહાને જુવાન સ્ત્રીઓને ફસાવીને અનીતિના ધંધામાં સપડાવવાને માટેજ કાઢેલી હોય છે. ગામડેથી આવેલી ભોળી છોકરીઓ તેમની કપટજાળમાં ઝટ લઇને સપડાઈ જાય છે. આ લુચ્ચાઓ તેમને નોકરી અપાવવાની લાલચ આપીને અમુક ખાંજરાંઓમાં પૂરી રાખે છે. તેઓ ઝટ લઇને ઓળખાઇ આવે નહિ તેટલા વાસ્તે તેમનાં

પોતાનાં કપડાં આ લુચ્ચા લોકો લઇ લે છે અને તેમને બીજાં કપડાં પહેરવા આપે છે. પણ ઘણી વાર એ ઉપરાંત તેઓ એ છોકરીઓને અમુક કેફી વસ્તુ પીવડાવીને અઠવાડીઆંનાં અઠવાડીઆં સુધી કોઇની તેમના ઉપર નજર પણ પડે નહિ એવી જગ્યાએ કેદ પૂરી રાખે છે. એ છોકરીઓનાં માબાપ તેમની તલાસ કરવાને માટે પોલિસ ખાતાને તારથી ખબર આપે છે અને ત્યાંથી કશો જવાબ ન મળે ત્યારે જાતે પણ આવી ચઢે છે. સ્ત્રીઓનાં વેચાણ કરનારાઓએ પહેલેથી પોલિસ ખાતાને મારી મૂકેલું તો હોય છે, છતાં જ્યારે છોકરીઓનાં માબાપ ઘણુંજ દબાણ કરે ત્યારે તેમના મનનું સમાધાન કરવાને માટે પોલિસવાળા તપાસ કરવાનો ઢોંગ માંડે છે. અમુક ઠેકાણે કોઇ અજાણી છોકરીને સંતાડી રાખી છે એવી બાતમી અમને મળી છે એવું કહીને તેઓ તે ઠેકાણે છોકરીઓનાં માબાપને તેડી જઇને તે જગ્યાની ઝડતી લેવાનો દેખાવ કરે છે, પણ પોલિસવાળાઓએ તે જગ્યાના માલિકને અગાઉથી તાર પહોંચાડી દીધેલો હોવાથી તે છોકરીને તો તેમણે ક્યારનીય સાતમે પાતાળ ઘાલી દીધીજ હોય છે.

જર્ગિંસ અને ડયૂએને મળીને જે લૂંટ કરી તેમાં તેમને બધું મળીને એકસો ને ત્રીસ ડૉલર જેટલી પૂંજી મળી. તેમાંથી તેમણે દારૂની દુકાનવાળાને તેણે આપેલી મદદના બદલામાં વીસ ડૉલર આપ્યા. દારૂવાળાને તેમના તરફથી અવારનવાર આવું તેવું મળ્યા કરશે એવી લાલચે તેણે તેમની સાથે દોસ્તી બાંધી. ત્યાર પછી એક વાર તેણે ગોલ્ડબર્ગર નામના એક માણસ સાથે તેમનું ઓળખાણ કરાવી દીધું. એ ગોલ્ડબર્ગરને અમુક જુગારખાનાની સાથે ઘણો સારો ઘરોબો હતો. ત્રણે જણાએ સામસામા બેસીને દારૂની થોડીક પ્યાલીઓ પેટમાં નાખી એટલે પછી ગોલ્ડબર્ગર ચગ્યો અને તેણે પોતાની કેટલીક ખાનગી વાતો કહી નાખી. તેમાં એક વાત એવી હતી કે, તેની એક માશુકની બાબતમાં તેને અને એક બીજા જુગારીને કજીઓ થયો હતો અને તે વખતે પેલાએ ગોલ્ડબર્ગરને તેના જડબામાં એક ઠોંસો લગાવી દીધો હતો. આ માણસ શિકાગોમાં નવો સવો આવેલો છે અને તેને બહુજ થોડા માણસો ઓળખે છે; કોઇ વાર રાતને પહોર લાગ જોઇને તેનું માથું ભાંગી નાખ્યું હોય તો તેને વિષે ઝાઝી ચકચાર થવાનો સંભવ નથી, એવું પણ તેણે કહી દીધું. જર્ગિંસ તો હવે આટલા દિવસમાં એવો રીઢો બદમાસ બની ગયો હતો કે શિકાગોના એકેએક જુગારીનાં માથાં ભાંગી નાખતાં તેના અંતઃકરણને જરાય આંચકો લાગે નહિ. તેથી તેણે પેલાને સીધો સવાલ પૂછ્યો

કે, એ જુગારીનું માથું કોઇ ભાંગી નાખે તો તેના બદલામાં તેને તું શું આપે તે કહે. આટલે સુધી જ્યાં વાત આવી એટલે ગોલ્ડબર્ગર, જે જાતનો યાહુદી હતો, તે આ બે જણ ઉપર વળી વધારે વિશ્વાસ કરવા લાગ્યો. તેણે કહ્યું કે, મારી પાસે ન્યૂ ઓર્લિયાં શહેરમાં જે ઘોડદોડની શરતો થાય છે તેમાં ઇનામ જીતી જવાની ઘણીજ છૂપી ચાવી છે તે હું બતાવી દેવા ખુશી છું. જર્ગિંસે પૂછ્યું કે, એ ચાવી તારી પાસે આવી ક્યાંથી ? ત્યારે પેલાએ કહ્યું કે, એક વાર પોલિસ ખાતામાં સારો હોદ્દો ધરાવનાર એક અમલદાર બહુજ સંકડામણમાં ફસાઇ પડયો હતો તેમાંથી મેં તેને છોડાવ્યો હતો, તેણે પોતાની જાતેજ એ ગુપ્ત ભેદ મને બતાવી દીધો છે. આથી કરીને એના સાચાપણાને વિષે કશી શંકાજ રહેતી નથી. વળી એ પોલિસ અમલદારને શરતના ઘોડાઓના માલિકોની માતબર સિન્ડિકેટ (મંડળ)ની સાથે ઘણોજ ઘાડો સંબંધ હોવાથી તેને એ ભેદ ઘણીજ વિશ્વાસપાત્ર જગ્યાએથી મળ્યો હોવો જોઇએ. ઘોડદોડની શરતોનો ડયૂએનને સારો અનુભવ હતો તેથી તે તો આ વાત ઝટ લઇને સમજી ગયો, પણ જર્ગિંસ આ બાબતમાં તદ્દન ભોટ જેવો હતો તેથી તેને તો ડયૂએને ઘોડદોડની શરતોનું અંદરનું અને બહારનું આખું તંત્ર જ્યારે સમજાવ્યું ત્યારે તેને ખબર પડી કે, આ ચાવી કાંઇ જેવી તેવી વસ્તુ નથી પણ એ તો એક તડાકામાં લખપતિ બનાવી દે એવી છે.

ઘોડદોડની શરતોના સટ્ટા ખેલનારા વેપારીઓનું એક મોટું માતબર મંડળ હતું. સંયુક્ત રાજ્યોનાં જે જે પેટારાજ્યમાં આ મંડળ પોતાનો કારોબાર ચલાવતું હતું તે તમામ રાજ્યોની ધારાસભાઓને તેણે પોતાનાં નાણાંને જોરે ખરીદી લીધી હતી, મોટાં મોટાં વજનદાર વર્તમાનપત્રોને તેમણે પોતાનાં ગીત ગાનારાં બનાવી દીધાં હતાં, અને એ વર્તમાનપત્રોની મદદથી લોકમતને પણ તેમણે પોતાના પક્ષમાં વાળી લીધો હતો. આખા મુલકમાં આ મંડળની સામે વિરોધ કરી શકે એવું જો કોઇ હોય તો તે એકલું "પૂલ રૂમ ટ્રસ્ટ" નામનું તેમનાજ જેવું એક બીજું જુગારીઓનું મંડળ હતું. એ સિવાય બીજી કોઇ મંડળી, કોઇ સંસ્થા અથવા કોઇ સત્તા આખા દેશમાં હતીજ નહિ કે જે આ "રેસિંગ ટ્રસ્ટ" ની સામે બાખડી બાંધી શકે. આખા દેશમાં ઠેકાણે ઠેકાણે તેની પોતાની માલિકીનાં ઘોડદોડનાં ભવ્ય મેદાનો અને ટર્ફ કલબોનાં મકાનો હતાં. નાણાની ગંજાવર રકમને છૂટે હાથે વેરીને આખા દેશના લોકોને ઘોડદોડની શરતોમાં ભાગ લેવાને આ મંડળ લલચાવતું હતું. શરતની અંદર

તેમણે એક એવી છૂપી યોજના ગોઠવી દીધી હતી કે દર વરસે લોકોના કરોડો ડૅાલર એકકે સપાટે આ મંડળીના હાથમાં આવી જતા હતા. આવી મોટા પાયા ઉપરની ઠગાઇ માત્ર એકજ વરસને માટે નહિ પણ વરસોવરસ વ્યવસ્થિત રીતે સરકારના કાયદાના અને લોકમતના સંરક્ષણ નીચે ચાલ્યાજ કરતી હતી. ઘોડદોડની શરત એક જમાનામાં તો માત્ર મર્દાની અંગકસરતને ખાતરજ થતી હતી, પણ ત્યાર પછી લોકોએ તેને વેપારના અને સટ્ટા ખેલવાના સાધનના રૂપમાં ફેરવી નાખી અને તેમાં તરેહ તરેહના દગા ફટકા અને નીચ કારસ્તાનનો ઉપયોગ કરવા માંડયો. શરતના ઘોડા ઉપર બેસીને ઘોડાને દોડાવનારા જૉકિઓ અને ઘોડાઓને તાલિમ આપનારાઓ આ કારસ્તાનોમાં સૌથી અગત્યનો ભાગ ભજવવા લાગ્યા. ઘોડાને કેફી વસ્તુ પાઇને અથવા કોઇ ભળતી ચીજ ખવરાવીને તેને ઢીલોઢસ કરી દેવાનું અથવા તેને ઉન્મત્ત કરી દેવાનું કામ જૉકિઓના હાથમાંજ હોય છે; તેઓ ઘોડાને જોઇએ તે કરતાં વધારે અથવા ઓછી તાલિમ આપવા ધારે તો તેમ પણ કરી શકે છે; ઘોડો દોડતો હોય અને તેને એકદમ પાડી નાખવો હોય તો તે પણ જૉકિ કરી શકે છે; ઘોડો ઘણો ઝડપથી દોડતો હોય અને તેની ગતિ ઓછી કરી નાખવી હોય તો જૉકિના હાથની ચાબૂકના એકજ ફટકાથી તેમ થઇ શકે છે અને છતાં પ્રેક્ષકો તો એમજ સમજે કે, ઘોડાને વધારે ઝડપથી દોડાવવાને અને તેને આગળનો આગળ રાખવાને માટેજ જૉકિએ ચાબૂક મારી હશે. આવી આવી સેંકડો જાતની ચાલાકીઓને લીધે શરતમાં જે ઘોડાને સૌથી આગળ લાવવા ધાર્યો હોય તેજ ઘોડો પહેલો આવે છે. કયો ઘોડો કયે નંબરે આવશે તેના ઉપર લોકોએ લાખો ડૅાલરના સટ્ટા કર્યા હોય છે, તેમાં કોઇ કોઈ વાર ઘોડાના અસલ માલિકો ફાવી જાય છે, કોઇ વાર જૉકિઓ અને ઘોડાને તાલિમ આપનારાઓ ન્યાલ થઇ જાય છે, કોઇ વાર તેમને લાંચ આપીને ફોડનારા સટોરીઆ ફાવી જાય છે, પણ ઘણી ખરી વાર તો ઘોડદોડની શરતોની સિન્ડિકેટના સભ્યોજ પોતાનું ધાર્યું કરે છે અને લાખો કરોડોની રકમનો હાથ મારે છે. દાખલા તરીકે ન્યૂ ઓર્લિયાંમાં ઘોડદોડની શરત થવાની હોય છે ત્યારે તેને માટે પેલી સિન્ડિકેટે દરરોજનો કાર્યક્રમ અગાઉથી નક્કી કરી રાખ્યો હોય છે. સિન્ડિકેટના દલાલો આખા દેશમાં જ્યાં ત્યાં ફરી ફરીને સરતમાં ભાગ લેવાની ટિકિટો ખપાવવા અને ઘોડાઓ ઉપર નંબર લગાડવા મંડી ગયા હોય એવામાં છેલ્લી ઘડીએ આઘેના કોઇ ગામમાંથી સિન્ડિકેટના ઉપર સાંકેતિક ભાષામાં છૂપો તાર આવી

લાગે તેવે ટાંકણે જેની પાસે આ તારમાં શું છે તે ઉકેલવાની ચાવી હોય તે ખરા ઘોડા ઉપરજ પોતાનો નંબર લગાવે અને લખપતિ અથવા કરોડપતિ બની જાય. પેલા યાહુદીએ જર્ગિસને કહ્યું કે, તું ન માનતો હોય તો આવતી કાલે હું તને એક જગ્યાએ તેડી જાઉં ત્યાં મારી સાથે આવજે અને પરીક્ષા કરીને ખાત્રી કરી લેજે. જર્ગિસ અને ડચૂએન બેઉ જણ કબૂલ થયા એટલે પેલો તેમને એક ઉંચા પ્રકારના જુગારખાનામાં તેડી ગયો, જ્યાં વેપારીઓ, શેરદલાલો અને સટોરીઆઓ જુગાર ખેલતા હતા. એક ખાનગી ઓરડામાં, સમાજમાં આગળ પડતો ભાગ લેનારી કેટલીક ભદ્ર મહિલાઓ પણ જુગાર રમતી હતી. તેમણે "બ્લેક બેલ્ડેમ" નામના ઘોડા ઉપર દશ દશ ડૉલરની શરત લગાવી અને જીતી ગયા. તેમણે કહ્યું કે, જો આવો તડાકો પડતો હોય તો અમે એકને બદલે અનેક માથાં ભાંગી નાખીએ. પણ બીજે દહાડે ગોલ્ડબર્ગર ખબર લાવ્યો કે એ જુગારીને આપણા કારસ્તાનનો તાર મળી જવાથી તે એકાએક શહેર છોડીને નાસી ગયો છે.

લૂંટારાનો ધંધો હંમેશાં એકસરખી રીતે કદી ચાલતોજ નથી. તેમાં કોઇ વાર હાથ વાગેય ખરો અને કોઇ વાર ઠોકર પણ ખાવી પડે. પરંતુ તેમ છતાં કોઇ પણ રીતે ગુજરાન તો ચાલેજ. જેલની બહાર રહેવાય ત્યાં સુધી કોઈ પૈસાવાળાનાં ગજવાંનો ભાર હલકો કરીને અને તેમ કરતાં પકડાઇ જવાય ત્યારે જેલમાં જઇને, બેઉ રીતે રોટલા ખાવાના તો મળીજ રહે. એમ કરતાં એપ્રિલ મહિનો બેઠો એટલે પાછી ચૂંટણીની ધમાલ ચાલી. ચૂંટણી થવાની હોય તેટલો વખત લાંચ–રૂશ્વત ખાઇને ચૂંટણીના કામમાં અમુક પક્ષના ઉમેદવારો તરફથી કામ કરનારા લોકોને ઘી–કેળાં થતાં. જર્ગિસ બધો વખત ભોંયરાં, જુગારખાનાં અને કુટણખાનાંઓમાંજ ભમ્યા કરતો. ત્યાં તેને સામસામા પક્ષના ઉમેદવારોના ખાંધીઆઓની સાથે ઓળખાણ થયું. તેમની સાથે વાતચીત કરીને અને તેઓ બીજાઓને જે કાંઇ કહેતાં તે બધું સાંભળી લઇને આ ચૂંટણીના દાવપેચના અંદરના ભેદથી વાકેફ થઇ ગયો અને આ સ્પર્ધામાં પોતાને કેવી રીતે તડાકો પડે તેના અનેક રસ્તા પણ તેના જાણવામાં આવી ગયા. તેનો આશ્રયદાતા હેલોરન ડેમોક્રેટિક પક્ષનો હતો તેથી તે પણ તે પક્ષમાં જોડાઇ ગયો, પણ તે બીજાના જેવો કટ્ટર ડેમોક્રેટ ન હતો; કારણકે રિપબ્લીકન પક્ષના લોકો પણ તેને મનથી અળખામણા ન હતા. રિપબ્લીકન પક્ષ તરફ પણ જર્ગિસની પ્રીતિ હોવાનું કારણ એવું હતું કે, એ પક્ષના આગેવાનોએ આવતી ચૂંટણીને માટે ગંજાવર ફંડ એકઠું કર્યું

છે તેની તેને ખબર પડી ગઇ હતી. ગઇ ચૂંટણી વખતે ડેમોક્રેટિક પક્ષવાળાએ એક એક મતના ત્રણ ત્રણ ડોલર આપ્યા હતા ત્યારે રિપબ્લીકનવાળાઓએ ચાર ચાર આપ્યા હતા. એક દહાડો હેલોરન જર્ગિસ અને કોઇ ત્રીજો માણસ, એ ત્રણ જણા પત્તાં રમવા બેઠા હતા. તે માણસે જર્ગિસને કહ્યું કે, હમણાં ઇટલીના સાડત્રીસ રહે-વાસીઓ શહેરમાં નવાસવા આવી વસ્યા છે, તેમના બધાના સંગીન મત ડેમોક્રેટિક પક્ષ તરફ ખેંચી લાવવાનું બીડું હેલોરને ઝડપ્યું છે. આગળ ચાલતાં પેલાએ કહ્યું કે, મને રિપબ્લીકન પક્ષનો ખાંધીઓ મળ્યો હતો. તે પણ એજ કામની પાછળ મંડયો છે, અને તેને એ બધા સાડત્રીસ જણાના મત પોતાના પક્ષ ભણી ખેંચી જવા છે. હવે મેં, હેલોરન અને રિપબ્લીકન પક્ષનો ખાંધીઓ, એ ત્રણે જણે મળીને એવો ઘાટ ઘડયો છે કે, એ સાડત્રીસ જણામાંથી અડધા એક પક્ષને અને અડધા બીજા પક્ષને મત આપશે. તેઓ અજાણ્યા હોવાથી ફક્ત એક એક પ્યાલા દારૂથીજ રાજી થઇ જશે અને ચૂંટણીના ફંડમાં-થી જેટલા ડોલર મળશે તેમાંથી દારૂનો ખરચ બાદ કરતાં બાકી વધશે તે અમે ત્રણ જણ સરખે ભાગે વહેંચી લઇશું !

પરચૂરણ ગુન્હા કરવામાં રહેલાં જોખમથી અને તેમાં વખતો-વખત આવતી ચઢતી પડતીને લીધે જર્ગિસ ત્યાર પછી થોડા દિવસ-માં એ ધંધાથી કંટાળી ગયો અને તેને એવું થયું કે, હવે તો આ ધંધો છોડી દઇને રાજનૈતિક ક્ષેત્રમાંજ ઝુકાવવું. વળી એજ અરસામાં ગુન્હેગારો અને પોલિસ ખાતું બેઉ એકબીજાના મળતીઆ છે એવી ચકચાર ખૂબ જોરથી થવા લાગી હતી. વાત એમ હતી કે, ગુન્હે-ગારો પાસેથી પોલિસ ખાતાને જે લાંચ-રૂશ્વત મળતી તેમાં વેપારી લોકોને કશો સીધો સંબંધ ન હતો. એ તો પોલિસ ખાતાના નોકરોનો તેમનો પોતાનોજ 'આડકતરો વ્યવસાય' હતો. ખુલ્લાં જુગારખાનાં અને વ્યભિચારનાં મથક જેમ વધારે હોય તેમ વેપારીઓ રાજી રહેતા; પણ ચોરી, લૂંટ, ખીસાકાતરૂપણું-એ બધાં કામો તેમને પસંદ ન હતાં. એક વાર રાતને પહોર ડયૂએન કોઈ કાપડની દુકાનમાં પેસીને તિજોરી ફોડતો હતો. રાતના ચોકીદારે તેને બરાબર એ કામ કરતી વખતેજ તિજોરી ફોડવાનાં ઓજાર સહિત પકડયો અને પોલિસને હવાલે કર્યો. પણ પોલિસનો અમલદાર તેનો ઓળખીતો હતો, તેણે તેને નાસી જવા દીધો અને તે કામની જવાબદારી તે અમલદારે પોતાને માથે ખેંચી લીધી. આ ઉપરથી શહેરનાં વર્તમાનપત્રોએ એવો બૂમાટો મચાવ્યો કે, પોતાની ઇજ્જત જાળવવાને માટે આખરે

પોલિસ ખાતાને ડયૂએનનું બલિદાન દેવુંજ પડયું અને વેળાસર ચેતીને તે શહેર બહાર નાસી ગયો તેથીજ જેમ તેમ કરીને બચી ગયો.

એજ અરસામાં જર્ગિસને હાર્પર નામના એક માણસની સાથે ઓળખાણ થયું. જર્ગિસે તેને તરતજ ઓળખી કાઢયો કે બ્રાઉન કંપનીના કારખાનાનો પેલો ચોકીદાર જે તેને પહેલેજ વરસે અમેરિકાના નાગરિક તરીકે નામ નોંધાવવા તેડી ગયો હતો તેજ એ. પેલાએ કહ્યું કે, વાત તો ઘણી મજાની પણ મારે હાથે ઘણા નવા માણસો આવી ગએલા તેથી તમે મને યાદ નથી. એક જગ્યાએ નાચ થતો હતો ત્યાં જર્ગિસને આ સજ્જનનો ભેટો થઇ ગએલો. રાતના એક કે બે વાગતા સુધી જર્ગિસ, હાર્પર અને હૅલોરન, ત્રણ જણા એક-બીજાને પોતપોતાના અનુભવોની વાતો કહેતા બેઠા. તેના વિભાગના સુપરિન્ટેન્ડેન્ટ સાથે હાર્પરને તકરાર થએલી તે વાતનું તેણે લાંબું ભાગવત છોડયું. આ તકરારનું ફળ એ આવ્યું કે, તે હવે સાધારણ મજૂર થયો હતો અને મજૂર સંઘના કામકાજમાં પણ સારો ભાગ લેતો હતો. આ વાતનો ખરેખરો ઉંડો ભેદ કેટલાક મહિનાઓ વીતી ગયા પછીજ જર્ગિસના જાણવામાં આવ્યો. ચોકીદાર અને સુપરિન્ટેન્ડેન્ટનો કજીઓ તો ફક્ત ગોલા લડાઇના જેવોજ હતો. કારખાનાંના માલિકોએ અગાઉથી ઘડી રાખેલી યોજના પ્રમાણે આ બે જણે ઉપરઉપરની ગોલા લડાઇ કરી હાર્પરને ચોકીદારની જગ્યાએથી કાઢી મૂકયો. તે પણ આ કાવત્રાનું એક પ્રકરણ હતું. તે મજૂરી કરવા લાગ્યો અને મજૂર સંઘનો સભાસદ થયો. પણ મજૂર સંઘ છૂપી રીતે શું શું કરે છે તેની બધી બાતમી આ માણસ કારખાનાંના માલિકોને પૂરી પાડતો અને તેના બદલામાં તેને દર અઠવાડીએ વીસ ડૉલરનો ખાનગી પગાર મળતો. આનો અર્થ એ થયો કે, હાર્પરને જાસૂસ તરીકે વાપરવાને માટેજ કારખાનાંવાળાઓએ આ તદબીર રચી હતી. આ માણસ જાણે સાચો મજૂર સંઘનોજ માણસ હોય તેમ તે કહેવા લાગ્યો કે, અત્યારે કારખાનાંના તમામ મજૂરોમાં પુષ્કળ આન્દોલન ફેલાઇ રહ્યું છે. બળવાનાં વાદળ ઘેરાય છે, મજૂરોની ધીરજની હદ આવી ગઇ છે, તમામ કારખાનાંઓમાં હડતાલ પડવાના ભણકારા વાગી રહ્યા છે, ક્યારે ભડકો ઉઠશે અને કયારે હડતાલ પડશે તેનું કશું નક્કીજ નહિ. આજે પડે, આવતી કાલે પડે કે બે અઠવાડીઆં પછી પડે, પણ પડવાની તો ખરીજ.

આટલી વાતચીત કર્યા પછી પેલા માણસે જર્ગિસને વિષે

કેટલીક પૂછપરછ કરી. એએક દહાડા પછી વળી પાછો તે જર્ગિસની પાસે આવ્યો અને આ વખતે તે બહુજ સરસ ખબર લાવ્યો હતો. તેણે કહ્યું કે, હું તને સોએ સો ટકા જેટલી ખાત્રી નથી આપી શકતો; પરંતુ જો તું પાછો પેકિંગ્ટાઉનમાં રહેવા આવે તથા અમે કહીએ તેમ કરે અને કોઇને કશી વાત ભસી મરે નહિ તો તને બાંધ્યો પગાર અપાવું. વાત એવી હતી કે, આ માણસ, જે બધે 'હાર્પર' ના નામથી જાણીતો હતો તે માઇક સ્કૂલીનો જમણો હાથ હતો. અને માઇક સ્કૂલી એ કસાઇખાનાનો અધિષ્ટાતા દેવ હતો. રાજનીતિના ક્ષેત્રમાં માઇક સ્કૂલી ડેમોક્રેટિક પક્ષનો હતો. હવે આવતી ચૂંટણીની બાબતમાં એક વિચિત્ર પ્રકારની સ્થિતિ ઉભી થઇ હતી. સ્કૂલીની આગળ કોઇએ વાત છેડી કે, આ ચૂંટણીને માટે ડેમોક્રેટિક પક્ષના તરફથી ઉમેદવાર તરીકે અમુક માલદાર યાહુદી, જે દારૂ ગાળવાનો ધંધો કરે છે, તેને ઉભો કરવો. યાહુદી હતો તો અક્કલનો ઓથમીર, તેમ છતાં સીધો સાદો માણસ હતો. કોઈનું કશુંજ બગાડે એવો ન હતો. ચૂંટણીના ખરચના ફંડ ખાતે આજસુધીમાં કોઈ પણ ઉમેદવારે ખરચી ના હોય એટલી મોટી રકમ ખરચવા તે તૈયાર હતો; કારણકે તેને ધારાસભાના સભાસદ તરીકે છાતીએ ચાંદ લટકાવવાના અને ઑનરેબલ થવાના કોડ હતા. સ્કૂલીને આ વાત ગળે ઉતરી ગઇ. હવે રિપબ્લીકન પક્ષના આગેવાનોને સાધવા જોઇએ. એ કામ માટે સ્કૂલી તેમને જાતે મળવા ગયો અને તેમની આગળ એક યોજના રજૂ કરી. એ યોજના એવી હતી કે, રિપબ્લીકન પક્ષવાળાઓએ આ વખતે સ્કૂલીના અમુક મિત્રને ઉમેદવાર તરીકે ઉભો કરવો. એ માણસને કોઈ ઓળખતું પણ ન હતું અને એશલેન્ડ એવેન્યુવાળી એક દારૂની દુકાનમાં આખો દિવસ બીલીઅર્ડ રમ્યા કરતો હતો. આવા માણસને પણ ચૂંટણીમાં જીતાડવાની સ્કૂલીને હિમ્મત હતી તેથી તેણે રિપબ્લીકન પક્ષવાળાઓને છાતી ઠોકીને ખાત્રી આપી. ખૂબી એ હતી કે, આ ચૂંટણીનો રિપબ્લીકન પક્ષનો બધો ખરચ બચી જવાનો હતો; કારણકે પેલો યહુદી ચૂંટણીના ખરચ પેટે એટલી મોટી રકમ આપવા તૈયાર થયો હતો કે તેમાંથી બેઉ ઉમેદવારોની ચૂંટણીનો ખરચ કાઢતાં પણ સ્કૂલીને પોતાને માટે તથા પોતાના ખાંધીઆઓને સારી રકમ ફાજલ પડવાની હતી. રિપબ્લીકન પક્ષને તો આથી મફતની મોટાઇ ખાટી જવાની સરસ તક હતી અને એ તક તેઓ ગુમાવે તો ફરીથી આવો લાભ કદી મળે એવું પણ ન હતું. આ બધી વાતો સ્કૂલીએ તેમના મન ઉપર ઠસાવી. આ બધા લાભના બદલામાં રિપબ્લીકન પક્ષવાળા-

ઓ પાસે સ્કૂલીની એક મુખ્ય માગણી એ હતી કે, તમારે આવતે વરસે તમારા પક્ષ તરફથી ચૂંટણીને માટે કોઇ ઉમેદવારને ઉભો ન કરવો, કારણ કે આવતી ચૂંટણીમાં સ્કૂલીને પોતાને ઉમેદવાર તરીકે બહાર પડવાનો વિચાર હતો. આ માગણીઓ રિપબ્લીકન પક્ષવાળાઓએ સાંભળતાનીજ સાથે કબૂલ કરી દીધી અને બધું નક્કી થઇ ગયું. પછી હાર્પરે આગળ ચાલતાં કહ્યું કે, આટલું બધું કર્યાં પછી પણ મ્હોંકાણ એવી થઇ છે કે, રિપબ્લીકન પક્ષવાળા બધાજ, એકે એક જણ, પૂરેપુરા અક્કલના દુશ્મન છે. કસાઇખાનાંવાળા વિભાગમાં જ્યાં સ્કૂલીની હાક વાગે છે ત્યાં આગળ રિપબ્લીકન પક્ષ ઉભો કરવાનું કામ મૂર્ખાં સિવાય બીજું કરે પણ કોણ ? વળી તેમને કામ કરવાની પણ આવડત નથી. હવે ડેમોક્રેટિક પક્ષના કાર્યકર્તાઓથી રિપબ્લીકન પક્ષના ઉમેદવારને ખુલ્લી રીતે તો ટેકો આપી શકાય નહિ અને આ બોથડાઓને કેમ કામ લેવું તેની ગતાગમ તો છેજ નહિ. એમાં વળી પાછી એક તદ્દન નવી અને અણધારી ગૂંચવણ ઉભી થઇ છે. છેલ્લાં એક–બે વરસથી કસાઇખાનાંના વિભાગના રાજનૈતિક ક્ષેત્રમાં એક તદ્દન નવીન રાજનૈતિક પક્ષનો જન્મ થયો છે. એ પક્ષ સોશ્યાલિસ્ટોનો છે. આ ત્રણે ત્રણ રાજનૈતિક પક્ષોનો ખરેખરો ખીચડો બની ગયો છે. સોશ્યાલિસ્ટ પક્ષ કેવો હોય અને તેમનું રાજનૈતિક ધ્યેય શું છે તે વિષે જર્ગિસને ઝાઝી માહિતી ન હતી. સોશ્યાલિસ્ટ શબ્દ સાંભળતાની સાથે તેની આંખ આગળ ટેમોઝિયસની મૂર્તિ ખડી થતી; કારણ કે હું સોશ્યાલિસ્ટ છું એવું ટેમોઝિયસ તેને વારંવાર કહ્યા કરતો હતો અને કોઈ કોઇ વાર બીજા એક–બે જણની સાથે લઇને ખાંધ ઉપર સાબુનું ખોખું મૂકીને શનિવારે રાત્રે રસ્તા ઉપર ભાષણ કરવા પણ તે નીકળી પડતો. જ્યાં આગળ ભાષણ કરવું હોય ત્યાં આગળ ખોખું જમીન ઉપર મૂકીને તેના ઉપર ઉભો થઈ જતો અને ઘાંટો બેસી જાય એટલી બૂમો પાડી પાડીને ભાષણ ઝાડતો. પોતાના સોશ્યાલિસ્ટ પક્ષની માન્યતાઓ શી શી છે તે જર્ગિસને સમજાવવાને માટે ટેમોઝિયસે ઘણી વાર લમણાઝીક કરી જોઇ હતી, પણ તેની કલ્પનાશક્તિ એટલી બુઠ્ઠી હતી કે સોશ્યાલિઝમ એટલે શું તેનો સ્પષ્ટ ખ્યાલ તેને કદી આવ્યોજ ન હતો. ટેમોઝિયસના પ્રવચનમાંથી તેણે ફક્ત બે–ત્રણ મુદ્દાઓ યાદ રાખી લીધા હતા અને તેટલાથી તેના મનને સંતોષ હતો. પહેલો મુદ્દો એ હતો કે, સોશ્યાલિસ્ટો અમેરિકન રાજ્યપદ્ધતિના અને અમેરિકાની સામાજિક વ્યવસ્થાના કટ્ટા વિરોધીઓ છે. બીજો મુદ્દો એ હતો કે, તેઓ કદી પણ

પૈસાની લાલચને વશ થઇને પોતાના મંતવ્યમાંથી ચલિત થતા નથી અને અમુક હેતુ સાધી લેવાને માટે તેઓ કદી પણ સામા પક્ષવાળા સાથે બાંધછોડ કરતા નથી. માઇક સ્કૂલીની છેલ્લી રાજનૈતિક ચાલમાંથી સોશ્યાલિસ્ટ પક્ષને આગળ આવવાનો લાગ મળી જતો હતો તેથી તે ઘણોજ વ્યગ્ર થઇ ગયો હતો અને હવે આનો શો ઉપાય કરવો તેનો વિચાર કરવા લાગ્યો હતો. ડૅમોક્રેટિક પક્ષવાળાઓ સ્કૂલીના ઉપર ખૂબજ ખીજવાઈ ગયા હતા, કારણ કે તેણે એક શ્રીમંત મૂડીવાદને તે પક્ષના ઉમેદવાર તરીકે બહાર પાડયો હતો, જે તેમના મત પ્રમાણે ડૅમોક્રેટિક પક્ષને માટે ઘણુંજ નામોશીભરેલું કહેવાય. તેઓ કહેતા કે, પેલો રિપબ્લીકન ગધેડો ઉમેદવાર જેને ખાનગી રીતે ટેકો આપવાનું સ્કૂલીએ માથે લીધું છે તેના કરતાં તો સળગતી આગના જેવો સોશ્યાલિસ્ટ ઉમેદવાર હજારગણો સારો. સ્કૂલીની બેઉ બાજુની રમતનું પરિણામ એવું થયું હતું કે ડૅમોક્રેટિક પક્ષના ઘણા જણ એ પક્ષને છોડી દઇને સોશ્યાલિસ્ટ પક્ષમાં ચાલ્યા જવાનો વિચાર કરતા હતા. એટલે હવે આવી પરિસ્થિતિમાંથી જો જર્ગિસને પોતાનું કામ કાઢી લેવાનો વિચાર હોય તો તેને માટે આ સારામાં સારી તક હતી. એ તકનો લાભ કેવી રીતે લઇ લેવો તે પણ હાર્પરે તેને વીગતવાર સમજાવી દીધું. તેણે જર્ગિસને કહ્યું કે, તું એક વાર મજૂર સંઘનો સભાસદ તો હતોજ અને તું કસાઇખાનાંના ગમે તે એક કારખાનામાં મજૂરી કરતો હતો એ પણ ઘણા લોકોને યાદ છે. તારે સેંકડો મજૂરોની સાથે ઓળખાણ પણ છે. તેં અત્યાર સુધી કોઇની સાથે રાજનૈતિક બાબતની ચર્ચા કરી નથી તેથી કરીને તું પોતે કયા પક્ષનો છે તેની કોઇને કંઇજ ખબર નથી. માટે તું રિપબ્લીકન પક્ષના પ્રચારક તરીકે બહાર પડીશ તો તારા ઉપર કોઇને જરા સરખો શક આવશે નહિ. જે માણસની મારફતે સ્કૂલીનું કાર્ય સિદ્ધ થશે તેને માટે તેની તિજોરીમાં નોટોના ચોડાના ચોડા તૈયારજ રાખી મૂકયા છે. વળી સ્કૂલી એવો ટેકવાળો માણસ છે કે જેણે તેનું એક વાર કામ કરી આપ્યું હોય તેની કુમકે તે જ્યારે જરૂર પડે ત્યારે ઉભો રહે છે. એટલી વાત તારે ચોક્કસ માની લેવી. એક વાર સ્કૂલીએ જેને પોતાનો મિત્ર માની લીધો તેને માટે જો જરૂર પડે તો જાન આપી દે એવો એ માણસ છે. આ બધું સાંભળી લીધા પછી જર્ગિસે પૂછ્યું કે, એ તો બધું જાણે સમજ્યા, પણ હવે મારે કરવાનું શું તે કહે ને? કારણ કે આ રાજનૈતિક શેતરંજની આડી અવળી ચાલોનો ગૂંચવાડો જોઇને તેના મગજમાં હકીકતોનો ગોટાળો થઈ ગયો હતો અને કામની કેવી રીતે

શરૂઆત કરવી તેની તેને કશી સૂઝ પડતી ન હતી. તે ઉપરથી હાર્પરે તેને કામની વીગતવાર સમજ પાડી. તેણે કહ્યું કે, સૌથી પહેલાં તો તારે કસાઈખાનામાં નોકરી ઉપર ચઢી જવું અને બીજા મજૂરોની પેઠે સામાન્ય કામ કરતા રહેવું. કદાચ હવે તેને આવા કામનો કંટાળો આવ્યો હશે, પણ એટલું તારે ચલાવી લેવું જોઇશે અને તું જેટલું કામ કરીશ તેટલો પગાર પણ તને મળશેજ ને ? વળી સ્કૂલી તને ખાનગીમાં આપશે તે તો તારી આ રોજની કમાણી ઉપરાંત તને મળશે. તું સ્કૂલીનો જાસૂસ નથી એવો લોકદેખાડો કરવાને માટે તારે થોડીક ઉઘાડી કમાણી પણ કરવીજ જોઇએ ને ? વારૂ, નોકરીએ રહ્યા પછી તારે પાછું મજૂર સંઘના સભ્ય બની જવું અને તારી લાગવગ વધારતા જઇને તારે સંઘના મંત્રી, ઉપમંત્રી અથવા કોઇ પણ હોદ્દેદારની જગ્યાએ ગોઠવાઇ જવું. મેં પોતે પણ એમજ કર્યું છે. સંઘના સભાસદો આગળ તારે રિપબ્લીકન ઉમેદવારનાં વખાણ કરવાં અને ડૅમોક્રેટિક પક્ષના ઉમેદવારનું ઘસાતું બોલવું. પછી સ્કૂલી તારે સારૂ જાહેર સભાની બધી ગોઠવણ કરી દેશે તે પ્રમાણે જાહેર સભા ભરીને તારે "યુવાનોનું રિપબ્લીકન મંડળ" એવા કોઇ મંડળની સ્થાપના કરાવી દેવી. તેના પણ પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, એવી કોઇ જગ્યાએ તારે ગોઠવાઇ જવું. તારી સભાને ફતેહમંદ બનાવવાને માટે જે જે ગોઠવણ કરવી જોઇશે તે બધી સ્કૂલી કરાવી આપશે. સભાસ્થાન આગળ સારામાં સારા દારૂનાં પીપનાં પીપ ગોઠવાઈ જશે અને જેને જેટલો પીવો હોય તેટલો પીવાની તેને છૂટ રહેશે. આતશબાજી પણ ખરીજ. આ પ્રમાણે લોકોને આકર્ષીને એકઠા કર્યા પછી સૌથી છેલ્લો કાર્યક્રમ ભાષણોનો; તેને સારૂ પણ સ્કૂલી તને એકાદ–બે સરસ વક્તાઓ આણી આપશે. આવી વગર પૈસાની મોજ ઉડાવવાને કોણ ના કહે ? તું જો મન પર લે તો તારા ઓળખીતાઓમાંથી સેંકડો મજૂરોને ત્યાં લાવી શકે. રિપબ્લીકન પક્ષના સ્થાયી કાર્યકર્તાઓ હમેશાં તને પાછળથી મદદ આપતા રહેશે અને ચૂંટણીને દહાડે રિપબ્લીકન ઉમેદવાર સૌથી વધારે મત જીતી જાય એવું તારે અને તેમણે મળીને કામ કરવાનું છે.

આ બધું સાંભળી લીધા પછી જર્ગિસે કહ્યું: "તું કહે છે તે બધું ખરૂં, પણ મને પેકિંગ્ટાઉનમાં નોકરીએ રાખશેજ કોણ ? મારૂં નામ તો કાળે ચોપડે ચઢી ચૂક્યું છે."

આ સાંભળીને હાર્પર હસ્યો. તેણે કહ્યું: "તેની તારે ફિકર ન

કરવી. તને નોકરી અપાવવી એ મારૂં કામ. પછી છે કાંઇ?"

ત્યારે જર્ગિસ બોલ્યો: "તો પછી આપણા કરાર ઉપર સહી સિક્કા થઇજ ગયા. આજથી હું તમારોજ છું એમ માની લેજો."

આનું પરિણામ એ આવ્યું કે જર્ગિસ પાછો કસાઇખાનાવાળા લત્તામાં ગયો અને તે વિભાગના રાજનૈતિક ક્ષેત્રનો જે અધિષ્ઠાતા દેવ હતો, શિકાગો શહેરનો લૉર્ડ મેયર જેની હાજી હા કરતો હતો, તે માઇક સ્કૂલીની સાથે હાર્પરે તેનું ઓળખાણ કરાવી આપ્યું. એ માઇકિ સ્કૂલી ઇંટો પકવવાના ભઠ્ઠાનો, કચરો દાટવાના ઉકરડાનો, માટી ખોદતાં બનેલા ખાબોચીઆનો અને તેનું પાણી ઠરી જવાથી બનેલા બરફનો કુલ માલિક હતો. રસ્તા ઉપરના ફુટપાથનાં જે પાટીઆં સડી ગયાં હતાં અને જેને લીધે જર્ગિસનો છોકરો ખાઇમાં ડૂબી મૂઓ તેને માટે જો કોઇ દોષપાત્ર હોય તો આ સ્કૂલીજ હતો. જર્ગિસને પહેલી વાર જેલમાં મોકલનાર માજિસ્ટ્રેટની નિમણુક કરાવનાર પણ એજ સ્કૂલી હતો. જે ઘર બાંધનારી કંપનીએ જર્ગિસને જૂનું દોદળું ઘર નવું કહીને વેચી માર્યું હતું અને પછી છીનવી લીધું હતું તે કંપનીનો સૌથી મોટો શેરહોલ્ડર પણ આ સ્કૂલી હતો. પણ જર્ગિસ આમાંનું કશુંજ જાણતો ન હતો; તેમ આવડા મોટા વસીલાવાળો માણસ સ્કૂલી કસાઇખાનાંના માલિકોના હાથનું રમકડું છે અને તેમની કુહાડીનો હાથો છે એ વાતની પણ તેને તે વખતે ખબર ન હતી. આ વખતે તો તે એટલુંજ જાણતો હતો કે, સ્કૂલી એક મહાન શક્તિસંપન્ન પુરુષ છે અને એના કરતાં વધારે મોટી વ્યક્તિને તેણે કદી પણ જોઇજ ન હતી.

તે એકવડા કોઠાનો અને ચીમળાઇ ગએલા શરીરવાળો આઇરીશ હતો. બોલતાં બોલતાં તેના હાથ ધ્રૂજતા હતા. જર્ગિસની સાથે તેણે ટૂંકી વાતચીત કરી લીધી. એટલી વારમાં તેણે તેની ઉંદરના જેવી આંખો વડે તેને નખથી શિખ સુધી તપાસી લીધો અને તે કેવો માણસ છે તે વિષે તેણે પોતાના મનમાં તોલ કરી લીધો. પછી ડરહામ કંપનીના મુખ્ય વ્યવસ્થાપકોમાંના એક મી૦ હાર્મનના ઉપર તેણે ભલામણપત્ર લખી આપ્યો. તેણે લખ્યું કે:—

"આ ચીઠ્ઠી લાવનાર જર્ગિસ રૂડકસ મારા ખાસ મિત્રોમાંનો એક છે. કેટલાંક અગત્યનાં કારણોને લઇને તેને તમારા કારખાનામાં નોકરીએ રહેવાની જરૂર છે, મને આશા છે કે તમે તેને કોઇ સારી

જગ્યાએ ગોઠવી આપશો. એક વાર તે જરાક ઉતાવળિયું કામ કરી બેઠો હતો પણ તમે મહેરબાની કરીને તેની તેટલી ભૂલ દરગુજર કરશો."

મી૦ હાર્મને આ ચીઠ્ઠી વાંચીને જર્ગિસના સામે પૃચ્છક દૃષ્ટિએ જોઇને સવાલ કર્યો: 'જરાક ઉતાવળિયું કામ' એવું લખ્યું છે તેનો શો અર્થ ?"

"સાહેબ, મારૂં નામ કાળા ચોપડામાં દાખલ થઇ ગયું છે" જર્ગિસે જવાબ દીધો.

પેલાએ આ જવાબ સાંભળીને ભવાં ચઢાવ્યાં. તેણે પૂછ્યું: "કાળા ચોપડામાં ? એટલે તું શું કહેવા માગે છે ?"

જર્ગિસ પોતે પણ જવાબ આપતાં આપતાં ગૂંચવાઇ ગયો. કાળા ચોપડા જેવી હાથની લખેલી ચોપડી હોયજ નહિ એ વાત તે ભૂલી ગયો. પછી તેણે ગલ્લાંતલ્લાં ખાઇને જવાબ દીધો: "મને—સાહેબ—છે તે—કોઇ નોકરીમાં રાખતુંજ નથી."

"કારણ શું?"

"મારે એક ખાતાના મુકાદમ સાથે—મારા પોતાના નહિ—કજીઓ થએલો અને મેં તેને માર્યો હતો."

"ઠીક," એટલું કહીને પેલાએ જરાક વાર વિચાર કર્યો. પછી તેણે પૂછ્યું: "હવે તારે કયું કામ કરવું છે ?"

"કોઇ પણ કામ કરવા ખુશી છું, સાહેબ!" જર્ગિસ બોલ્યો: "પણ થોડા વખત ઉપર મારો હાથ ભાગી ગયો હતો તેથી મારે જરાક સાચવીને કામ કરવું પડે એમ છે."

"તને રાતના ચોકીદારની જગ્યા અપાવું તો તને ફાવશે?"

"એ ના ચાલે, સાહેબ! રાત્રે તો મારે મજૂરોની સાથેજ હળવું મળવું જોઇએ."

"એમ ? હવે હું સમજ્યો—રાજનીતિની રમત છે. ઠીક, તને ડુક્કરનું માંસ છોલવાના કામ ઉપર રખાવું તો કેમ ?"

"બેલાશક, સાહેબ !"

એટલે તો પછી મી૦ હાર્મને મજૂરોના આવ્યા ગયાના વખતની નોંધ કરનાર કારકુનને બોલાવ્યો અને તેને કહ્યું કે "આ માણસને લઇને પૅટ મર્ફીની પાસે જા અને તેને કહે કે ગમે તેમ કરીને

એને નોકરી ઉપર ચઢાવી દીધા વગર ચાલે એમજ નથી.”

જે જગ્યાએ પોતે એક વાર નોકરીને માટે યાચના કરવા ગયો હતો અને છતાં કોઈએ તેની સામે જોયું સરખું ન હતું તેજ જગ્યાએ આજે પેલા કારકુનને લઇને જર્ગિસ રૂઆબભેર જઇને ઉભો રહ્યો. કારકૂને તે ખાતાના ઉપરીને કહ્યું કે, આ માણસને મિ. હાર્મને મોકલ્યો છે અને કહ્યું છે કે ગમે તેમ કરીને એને કામ પર ચઢાવી દો. એવું સાંભળીને તે મુકાદમે જરાક ભવાં ચઢાવ્યાં, મનમાં બબડયો પણ ખરો કે, મારા ખાતામાં તો ઉલટાં માણસો વધારે છે તેમાં વળી એક નવો ઉમેરો ? હું ગમે તેમ કરીને થોડામાં થોડાં માણસોની પાસે ઘણામાં ઘણું કામ લેવાનો પ્રયત્ન કરૂં છે તેમાં આવાં ફાલતુ માણસોનો ઉમેરો થવાથી કામની સરેરાશ બગડી જાય છે. છતાં તે મોઢેથી તો “બહુ સારૂં” એટલુંજ બોલ્યો. તે જોઇને જર્ગિસ મનમાં હસ્યો કે બચ્ચા ! હવે કેવો ચૂમાઇને ઠેકાણે આવ્યો ?

એટલે પાછો જર્ગિસ મજૂરી કરતો થઇ ગયો. પોતાના જૂના ભાઇબિંધોને તેણે ઝપાટાબંધ ખોળી કાઢયા, મજૂર સંઘમાં પાછો સામેલ થઇ ગયો અને ધીમે ધીમે રિપબ્લીકન ઉમેદવારના લાભમાં લોકમત ફેરવવા મંડયો. તે ઉમેદવારનું નામ મિ. ડૉઇલ હતું. જર્ગિસ સૌને કહેવા લાગ્યો કે, જેવા તમે મજૂર છો તેવોજ ડૉઇલ પણ એક વાર મજૂર હતો. તે મજૂરોનાં સુખ દુઃખ બરાબર જાણે છે અને મજૂરોનો મિત્ર છે. આપણે મજૂર થઇને પેલા લખપતિ યાહુદીને શા માટે મત આપીએ ? માઇક સ્કૂલીએ વળી આપણાં શાં દળદર ફેડી નાખ્યાં છે કે વારે ઘડીએ આપણે તેના ને તેનાજ માણસને મત આપ્યા કરીએ ? એ દરમિયાન સ્કૂલીએ જર્ગિસને રિપબ્લીકન પક્ષના એક નેતા ઉપર ભલામણપત્ર લખી આપ્યો હતો. તે પત્રમાં લખ્યા મુજબ તે નેતા જર્ગિસને લઇને મજૂરોને મળતો હતો અને તેમની સાથે વાટાઘાટ કરવા લાગ્યો હતો. પછી સભા ભરવાની ગોઠવણ કરવાનો વખત આવી લાગ્યો ત્યારે યાહુદી ઉમેદવારને પૈસે તેમણે એક સભાસ્થાન ભાડે લીધું, આતશબાજી અને ગગનગોળાના તમાશા ગોઠવ્યા. સભાસ્થાનની આગળ લાલ રંગના મોટા મોટા વીજળીના દીવા મુકાવ્યા. બબ્બે સભાઓ થઇ પણ સભાસ્થાનમાં તો લોકો માયજ નહિ. અંદર તલપૂર જગ્યા નહિ અને છતાં બહારના લોકો અંદર પેસવાને ઠેલંઠેલા કરે. કોલાહલ એટલો બધો કે વક્તાઓ શું બોલી ગયા તે કોઇથી પૂરૂં સંભળાયુંજ નહિ. જે રિપબ્લીકન ઉમેદવારની ઉમેદવા-

રીતે પુષ્ટિ આપવાને માટે આ સભા ભરી હતી તે ધ્રૂજતો ધ્રૂજતો ઉભો થયો અને સ્કૂલીના એક ખાંધીઆએ લખી આપેલું ભાષણ ત્રણ ફેરા બોલી ગયો. એ ભાષણ મોઢે કરવાને સારૂ તે છેલ્લા એક મહિનાથી રોજ ગોખ ગોખ કરતો હતો ત્યારે તેને મોઢે થઇ ગયું હતું. સૌથી વધારે છટાદાર અને લોકોને ઘણા વખત સુધી યાદ રહી જાય એવું ભાષણ તો કોન્ગ્રેસના સભાસદ સ્પેરશેન્ક્સનું હતું. અમેરિકાના નાગરિકો કેવા કેવા મૂલ્યવાન અધિકારો ભોગવે છે, અમેરિકાના મજૂરોના હકના રક્ષણને માટે તથા તેમને પૈસે ટકે સુખી કરવાને માટે શું શું કરવું જોઇએ તેનું સભાની આગળ વિવેચન કરવાને માટે તે પોતાની મોટર ગાડીમાં બેસીને આ પ્રસંગને માટે ખાસ તસ્દી લઇને આવ્યો હતો. તેના આવા વિચારપ્રેરક ભાષણને માટે સવારનાં છાપાંમાં અડધા અડધા કૉલમ જેટલી જગ્યા આપી હતી. છાપાંના સંપાદકોએ આગળ વધીને એવું પણ લખ્યું હતું કે, અમે ઘણીજ સત્તાવાર રીતે જાહેર કરીએ છીએ કે, રિપબ્લીકન ઉમેદવાર મી. ડૉઇલની અણધારી લોકપ્રિયતા જોઇને શહેરની ડૅમોક્રેટિક કમિટિના પ્રમુખ મી. સ્કૂલીને ઘણી ચિન્તા થવા લાગી છે.

સભાનું કામકાજ ખતમ થઇ ગયા પછી સભામાં હાજર રહેલા લોકોનું જંગી સરઘસ નીકળ્યું અને તેમની આગળ આગળ ડૉઇલ રિપબ્લીકન એસોસિએશનના સભાસદો લાલ ટોપાં અને બાંય વગરનાં લાલ પહેરણ પહેરીને ચાલવા લાગ્યા તે જોઇને તો સ્કૂલીને ખરેખર એથી પણ વધારે ચિન્તા થઇ હોવી જોઇએ! મુસલમાનોનાં તાજીઆંના સરઘસમાં જેમ ખાંડનું શરબત છૂટે હાથે સૌને પાય છે, તેજ પ્રમાણે આ સરઘસમાં ભાગ લેનાર દરેક મતદારને જેટલો પીવો હોય તેટલો દારૂ પીવાની ગોઠવણ પણ સ્કૂલીએ કરાવી હતી. તે પીને મતદારો એટલા બધા ખુશ થઇ ગયા કે તેમણે સર્વાનુમતે પ્રમાણપત્ર આપ્યું કે, આજ દિન સુધીમાં કોઇ પણ રાજનૈતિક પ્રસંગે આવો ઉત્તમ દારૂ કદી પીવા મળ્યોજ નથી. આ સરઘસમાં તેમજ ત્યાર પછી થએલી પાર વગરની સભાઓમાં જર્ગિસ ઘણાજ ખંત અને ઉત્સાહપૂર્વક કામ કરતો હતો. ભાષણ આપવાનું તેને ભાગ આવતું નહિ—એ કામને માટે તો વકીલો અને બીજા પ્રવીણ વક્તાઓ તૈયારજ હતા—પણ સભાને લગતી વ્યવસ્થા કરવાનું કામ તેનું હતું; જેમકે જ્યાં સભા રાખી હોય ત્યાં આગળ અગાઉથી હેન્ડબિલો વહેંચાવવાં, ભીંતો ઉપર પોસ્ટરો ચોડાવવાં અને સભામાં ઘણામાં ઘણાં માણસો ચાલ્યાં આવે તેને માટે જે જે કરવું ઘટે તે તે કરવાનું તેને માથે હતું. પણ એ બધું તો સભાના

સમય પહેલાંજ કરી લેવાનું હોય તેથી જ્યારે સભાનું કામકાજ શરૂ થતું ત્યારે તે ભાષણ સાંભળવાને બદલે આતશબાજી જોતો અને દારૂ ઉપર જેટલો હાથ મારી શકાય તેટલો મારતો. આ ચૂંટણીના જંગ દરમિયાન પેલા યાહુદી ઉમેદવારના હજારો ડૉલર જર્ગિસની મારફતે વપરાઈ ગયા, પણ તેમ છતાં તેણે એ નાણાંનો વહીવટ નિષ્કપટભાવે અને સામા માણસના મન ઉપર અસર કરે એવી નિષ્ઠાપૂર્વક કર્યો હતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેને સમજાતું ગયું કે, આટલાજ માટે તેના સહકારીઓ તેને ધિક્કારવા લાગ્યા હતા. જર્ગિસંના કામની સરખામણીમાં તેમનું કામ દીપતું નહિ અને કદાચ સારૂં કામ કરે તોપણ કામના પ્રમાણમાં તેમને ઘી–કેળાં થતાં નહિ, પણ ત્યારપછી તેણે પોતાની ભૂલ સુધારી લીધી અને તેમને રાજી કરવાને પોતાનું બનતું કરવા લાગ્યો. તે છતાં પણ ચૂંટણીના જંગની તિજોરીમાં બીજાં કેટલાંય આડકતરાં કાણાં છે અને તેમની મારફતે પોતાનું અને પોતાના સાથીઓનું ઘર ભરી શકાય એમ છે એ વાત મોડી મોડી તેના જાણવામાં આવી તે પહેલાં તેણે પોતાની કામ કરવાની નીતિમાં સુધારો કરી નાખ્યો હતો.

તેના કામથી માઈક સ્કૂલીને પણ ઘણો સંતોષ થયો હતો. જે દહાડે ચૂંટણી થવાની હતી તે દહાડે સવારના ચાર વાગતામાંજ જર્ગિસ ઘરમાંથી બહાર નીકળી પડ્યો. આજે તો મતદારોને ગાડીઓમાં ભરી ભરીને પોલિંગ બૂથ ઉપર લઈ આવવાના હતા અને આટલા બધા દિવસના પરિશ્રમનું ફળ લણવાનું હતું. આજે જર્ગિસના રૂઆબમાં કાંઈ મણા ન હતી. સ્કૂલીએ તેને સારૂ બે ઘોડાની ગાડી અપાવી હતી, તેમાં ચઢીને તે પોતાના દરેક ઓળખીતાને ઘેર ફરી વળ્યો અને દરેકને ગાડીમાં બેસાડી બેસાડીને પોલિંગ બૂથ (જ્યાં મત આપવાના હોય તે જગ્યા) આગળ તેડી લાવતો ગયો. તેણે પોતે જુદે જુદે નામે છ છ વખત મત આપ્યા અને પોતાના કેટલાક મિત્રો પાસે પણ તેટલીજ વાર મત અપાવ્યા. પરદેશીઓનાં ટોળાંનાં ટોળાં, જેમાં લિથુઆનિયન હતા, પોલેન્ડવાસી હતા, બોહીમિયન હતા, સ્લોવેક હતા, તે બધાને કોણ જાણે ક્યાંથી ખોળી ખોળીને ખેંચી લાવ્યો અને એક પોલિંગ બૂથ આગળ તેમના મત પેટીમાં જ્યાં નંખાઈ ગયા અને તમામ જરૂરના સંસ્કાર જ્યાં થઈ ગયા એટલે એના એજ મતદારોને હાંકીને પાછા બીજા પોલિંગ બૂથ આગળ તેડી જતો અને ત્યાં પણ પાછો તેમની પાસે મત અપાવતો. સવારના પહોરમાં તે દિવસના કામ ઉપર ચઢતી વખતે તેને હાથખરચીને માટે સો ડૉલર મળ્યા

હતા. સાંજ પડતા પહેલાં ત્રણ ત્રણ વાર એટલી ને એટલી રકમ તેણે માગી લીધી અને વગર આનાકાનીએ તેને મળી ગઇ. આ ચારસો ડૉલરનો ચોથો ભાગ તેનાં ગજવાંના ખુણાની સાથે ચોંટી રહ્યો, બાકીનો ભાગ મત આપનારાઓને રાજી કરવામાં વપરાઇ ગયો. જેમ જેમ દિવસ ચઢતો ગયો, તેમ તેમ ડૅમોક્રેટિક પક્ષની હાર થતી ગઇ અને પેલો ડૉઇલ જે એક વાર બિલિયર્ડ રમી ખાતો હતો તે ફાવતો ગયો અને મત ગણાયા ત્યારે તેના લાભમાં તેના હરીફોના કરતાં એક હજાર મત વધારે નીકળ્યા. સાંજ પડતા પહેલાં ડૅમોક્રેટિક પક્ષનું ગાબડું બેસી ગયું અને તેને અણધાર્યો પરાજય મળ્યો. સવારના પાંચ વાગ્યાથી માંડીને છેક બીજા દહાડાના મળસ્કાના ત્રણ વાગતા સુધી જર્ગિસે દારૂના પ્યાલા ઢીંચ ઢીંચ કર્યાજ કર્યા હતા. તેણે એકલાએજ નહિ પરંતુ આખા પેકિંગ્ટાઉનના દરેક મતદારે પીવામાં જરા પણ કચાસ રાખી ન હતી. તેઓ શા માટે ન પીએ? પોતાની દોલતના ગર્વથી છકી ગએલા મૂડીવાદીને લોકમતના એકત્રિત બળ વડે સખતમાં સખત હાર ખવરાવી હતી અને ચૂંટણીના પરિણામ વડે લોકનિયુક્ત રાજ્યતંત્રનો સંપૂર્ણ વિજય જાહેર થઇ ચૂક્યો હતો તેનો આખા શહેરમાં સાર્વજનિક ઉત્સવ થયો હતો, દારૂનાં પરબ મંડાયાં હતાં, રોશની અને આતશબાજીના તમાશા ગોઠવાયા હતા, આખું શહેર પીવામાં અને ખાવામાં ગુલતાન બની ગયું હતું તો પછી બિચારા પેકિંગ્ટાઉનના કામદારો પણ એક દિવસનો લહાવો શામાટે ન માણી લે?





# प्रकरण २६ मुं

ચૂંટણીનો જંગ સમાપ્ત થઈ ગયા પછી પણ જર્ગિસ પેકિંગ્ટાઉનમાંજ રહેવા લાગ્યો અને તેને જે નોકરી મળી હતી તે પણ તેણે છોડી દીધી નહિ. શિકાગો શહેરના ગુંડાઓને પોલિસવાળા રક્ષણ આપતા હતા તેની સામે છાપાંઓએ ઉપાડેલી લડત હજી ચાલુજ હતી અને આ સંજોગોમાં કોઇ સલામત જગ્યાએ ગુપચૂપ ભરાઇ રહેવામાંજ ડહાપણ છે, એવું તેને આ બધી પરિસ્થિતિ જોતાં સમજાઇ ગયું હતું. જો કે બૅન્કમાં તો તેણે પોતાને ખાતે લગભગ ત્રણસો ડૉલર જમા કરાવ્યા હતા અને એટલી રકમ પહોંચે ત્યાં લગી તો તે કામકાજ ન કરે તો પણ ચાલ્યું જાય એવું હતું. પણ અત્યારે જે કામ તેને ભાગે આવ્યું હતું તે ઝાઝું અઘરૂં અને કંટાળાભરેલું ન હતું અને હાથપગ હલાવવાની તેની સ્વભાવગત ટેવજ હતી તેથી તે નોકરીને વળગી રહ્યો. હવે મારે શું કરવું, એવું તેણે માઇક સ્કૂલીને પૂછી જોયું હતું. તેણે પણ એવી સલાહ આપી હતી કે, થોડા વખતમાંજ કાંઇક નવું જૂનું થશે અને તે વખતે તારો ખપ પડશે માટે હાલ તો તું જ્યાં છે ત્યાંનો ત્યાંજ ચોંટી રહે.

તેણે પોતાના સ્વભાવને અનુકૂળ આવે એવા મિત્રોની સાથે એક વીશીમાં રહેવાનું રાખ્યું હતું. એક વાર તે એનિલિ ડોસીને ઘેર પોતાનાં કુટુંબીઓની તપાસ કરવા માટે જઇ આવ્યો હતો. તેણે માત્ર એટલાજ સમાચાર આપ્યા કે, એલ્ઝબિટા અને મેરિજા છોકરાંઓને લઇને શહેરના આઘેના ભાગમાં રહેવા ચાલી ગઈ છે. આટલા સમાચાર જાણ્યા પછી તેઓ ત્યાં શું કરે છે તે જાણવા માટે તેણે વિશેષ પ્રયાસ કર્યો નહિ અને તેમના વિષેના વિચાર કરવાનું પણ તેણે છોડી દીધું. હવે અત્યારે જે ભાઇબંધોની ટોળીની સાથે તે રહેતો હતો તે બધાજ જુવાન, અવિવાહિત અને આનંદી જીવડાઓ હતા. તેણે પોતાનાં જૂનાં હાડકાંના ખાતરથી ગંધાતાં કપડાં તો ક્યારનાંય ફેંકી દીધાં હતાં અને રાજનૈતિક ક્ષેત્રમાં દાખલ થયો ત્યારથી તો તે પોતા-

નાં કપડાંની ટાપટીપ તરફ ખાસ લક્ષ આપતો થયો હતો. તેને એવું થતું હતું કે, અઠવાડીઆના અગીઆર ડૉલર કમાઉં છું તો પછી શા માટે કપડાં ઉપર જરાક વધારે ખરચ ન કરૂં? કમાણીનો ત્રીજો ભાગ ખોરાકીમાં અને બાકીના બે ભાગ મોજમજાહમાં ઉડાવું તો પણ પેલી ત્રણસો ડૉલરની મૂળ થાપણમાંથી કશું ઓછું થવાનું નથી; તો પછી મારે શા માટે કંજુસાઈ કરવી?

કામ ઉપરથી છૂટા થયા પછી તે અને તેના ભાઇબંધો બધા ભેગા થઇને ટ્રામમાં બેસીને શહેરના જે ભાગમાં સસ્તા દરની નાટકશાળાઓ અને સિનેમાહાઉસ હતાં ત્યાં જઇને તમાશો જોઇ આવતા. કોઇ ઠેકાણે ગાયન અને નાચનો જલસો થતો હોય ત્યાં જઇને બેસતા. એવી રીતે જે જે વિનોદનાં સ્થળો તેઓની જાણમાં હતાં તેમની પણ અવારનવાર ખબર લઇ આવતા. પેકિંગ્ટાઉનમાં જેટલી દારૂની દુકાનો હતી તેમાંની ઘણીખરીમાં નાના પાયા ઉપર જુગાર પણ રમાતો. એ જુગારખાનામાં જર્ગિસ થોડી વાર બેસી આવતો અને નાની નાની રકમોના દાવ ખેલતો. ત્યાર પછી પત્તાં અને પાસા પણ ખરાજ. એક દહાડો શનિવારની રાતે જર્ગિસ જુગાર રમવાના ચડસ પર ચઢયો અને તે દહાડે તો ખૂબ જીતી ગયો. જીત્યા પછી રમવાનું છોડી દે તો લોભી અને બીકણમાં ગણાય તેથી તેણે રમવાનું જારી રાખ્યું અને બીજા દહાડાના બપોર થતા સુધી રમત ઉપરથી ઉઠયોજ નહિ. પરિણામ એ આવ્યું કે, જેટલું તે જીત્યો હતો તેટલું બધું હારી ગયો અને બીજા વીસ ડૉલર ગાંઠના ગુમાવ્યા તે જુદા. પેકિંગ્ટાઉનમાં શનિવારની રાત એટલે ગાયન અને નાચના જલસાનો અવસર. જ્યાં જ્યાં આવો જલસો હોય ત્યાં અડધા ડૉલરની ફી આપીને સૌ તેમાં ભાગ લે. વળી દરેક જણને પોતપોતાની મનગમતી "તરુણી"ને પણ સાથે તેડી લાવવાની સદર પરવાનગી હતી. ત્યાર પછી આખી રાત દરમ્યાન ખાણીપીણી પાછળ દરેક જણ પોતાની મરજીમાં આવે એટલા ડૉલરનું પાણી કરે તે તો જુદું. વચમાં કોઇ વધારે પડતો દારૂ પીને મારામારી ઉપર ચઢે અને તેથી અધવચ જલસો બંધ કરી દેવો પડતો. આવું ન બને ત્યારે તો સવારના ત્રણ કે ચાર વાગતા સુધી ઉત્સવ ચાલુ રહેતો. આ બધો વખત એક પુરુષ એકની એક સ્ત્રીની સાથેજ નાચ નાચ કરતો અને બેઉ જણ દારૂના નશાથી અને ઉત્તેજિત થએલા પાશવી વિકારોને લીધે અર્ધમૂર્ચ્છિત દશામાં એકબીજાને વળગીને નાચ્યા કરતાં.

સ્કૂલીએ જર્ગિસને કહ્યું હતું કે, થોડા વખતમાં કાંઇક નવું જૂનું થશે તે શું તેની તેને થોડાજ વખતમાં સમજ પડી ગઇ. મે મહિનામાં કસાઇખાનાંના માલિકો અને મજૂરસંઘોની વચ્ચે થએલા કરારની મુદ્દત પૂરી થઇ હતી, અને વળી પાછી નવેસરથી નવી સંધિની શરતો ઘડાતી હતી. બેઉ પક્ષના પ્રતિનિધિઓની વચ્ચે વાટાઘાટ થવા લાગી હતી અને જો બેઉ પક્ષ સમજી નહિ જાય તો જરૂર હડતાલ પડશે એવી વાતો કસાઇખાનાંને લગતાં તમામ કારખાનાંઓમાં ખૂબ જોરથી ચર્ચાવા લાગી હતી. કારખાનાવાળાએ જે પગારનો દર નક્કી કર્યો હતો તેનો લાભ માત્ર કુશળ કારીગરોનેજ મળતો હતો. માંસનાં કારખાનાંના મજૂરોના સંઘમાં જેટલા કામદારો જોડાયા હતા તેમાંના બે-તૃતીઆંશ જેટલા સાધારણ અથવા અણઘડ કામદારોમાં ગણાતા હતા. આ લોકોને શિકાગોમાં ઘણે ખરે ઠેકાણે દર કલાકના સાડા અઢાર સેન્ટને હિસાબે પગાર મળતો હતો. મજૂર સંઘની માગણી એવી હતી કે આવતા વરસને માટે મજૂરોના પગારનું સામાન્ય ધોરણ સાડા-અઢાર સેન્ટનુંજ રાખવું જોઇએ, કલાકના સાડાઅઢાર સેન્ટનો દર એ દેખીતી રીતે ઘણો સારો પગાર લાગે છે; પણ મજૂરોની આખા વરસની સરેરાશ કમાણી ધ્યાન ઉપર લઇએ તો એટલી આવક કોઇ પણ મજૂર કુટુંબને માટે પૂરતી ગણાય નહિ. વરસમાં કેટલાય મહિના એવા જાય છે કે જે દરમિયાન મજૂરને રોજના બહુજ થોડા કલાકનું કામ મળે છે અને પગારનો હિસાબ મજૂરે કેટલા કલાક કામ આપ્યું છે તેના ઉપર ગણાતો હોવાથી તેમને ઘણીજ ધૂળ જેવી રકમ મળે છે. કારખાનાંના માલિકોની સાથે જ્યારે વાટાઘાટ ચાલતી હતી ત્યારે મજૂરસંઘના કાર્યકર્તાઓએ મજૂરોનાં વખતપત્રકો અને પગારપત્રકો તપાસ્યાં હતાં. તે ઉપરથી માલૂમ પડ્યું હતું કે, તેજીની મોસમમાં કોઇ પણ મજૂરને અઠવાડીઆના ચૌદ ડૉલર કરતાં કદી વધારે પગાર મળ્યોજ નથી અને મંદીની મોસમમાં તો અઠવાડીઆના ફક્ત બે ડૉલર અને પાંચ સેન્ટ જેટલી જૂજ રકમજ મળી છે. આ ઉપરથી તેમની અઠવાડીઆની સરેરાશ કમાણી સાડાઅઢાર સેન્ટને હિસાબે ફક્ત છ ડૉલર અને પાંસઠ સેન્ટનીજ થાય છે, અને એટલી કમાણી વડે એક મજૂર કુટુંબ બહુજ તાણી તૂસીને કદાચ ગુજારો કરી શકે. પછી કારખાનાંના માલિકોની કમાણીમાં ચાલુ વરસમાં કેટલો ફેર પડયો છે તેનો પણ મજૂરસંઘના કાર્યકર્તાઓએ હિસાબ કાઢયો હતો. બજારભાવના આંકડા ઉપરથી જણાયું કે, માંસના ભાવમાં છેલ્લાં પાંચ વરસમાં પચાસ ટકા જેટલો વધારો થયો છે અને ઢોરની કિંમત-

માં તેટલોજ ઘટાડો થયો છે. તે જોતાં કારખાનાંવાળાઓ પહેલાંના કરતાં હાલ બમણો નફો કરે છે. અને તેઓ જ્યારે નફો કરે ત્યારે તેમણે મજૂરોના પગારમાં થોડોક વધારો કેમ ન કરવો જોઇએ? અત્યારના બજારભાવ જ્યાં સુધી ટકી રહે ત્યાં સુધી મજૂરોને કલાકના સાડાઅઢાર સેન્ટને હિસાબે પગાર આપવાનું તેમને પરવડવુંજ જોઇએ, આવું મજૂરસંઘનું કહેવું હતું. પણ કારખાનાંના માલિકો આ માગણી કબૂલ કરતા ન હતા. તેમને એટલો પગાર આપવોજ ન હતો. તેમણે મજૂર સંઘની માગણી નાકબૂલ કરી અને ભવિષ્યમાં પોતે મજૂરોની સાથે કેવી નીતિથી કામ લેવાના છે તેના એક પુરાવા તરીકે કરારની મુદ્દત પૂરી થયા પછી ફક્ત બેજ અઠવાડીઆંની અંદર તેમણે અમુક એક હજાર કામદારોને સાડાસોળ સેન્ટને હિસાબે પગાર મળશે એવું જાહેર કર્યું. જોન્સ કંપનીના માલિકે તો મૂછ ઉપર તાલ દઇને કહ્યું કે, સાડા સોળથી ઘટાડી ઘટાડીને પંદર સેન્ટ લગી ન લઇ જાઉં તો મારૂં નામ નહિ. દેશમાં બધે બેકારી હતી તે જોઇને માલિકોને હિંમત આવી હતી કે, એટલા પગારમાં મજૂરો કામ નહિ કરે તો જવાના છે ક્યાં? હડતાલ પાડશે તો એકની જગ્યાએ દસ આવીને અમારાં કારખાનાંના દરવાજા ઠોકતા ઉભા રહેશે. આખા દેશમાં કુલ પંદર લાખ માણસો બેકાર છે, એક લાખ તો એકલા શિકાગોમાંજ! અને તે છતાં શું અમે મજૂર સંઘવાળાઓને ફાવવા દઇશું અને તેમણે બતાવેલી શરતો પ્રમાણે કરાર ઉપર સહી કરીને શું અમે એક વરસ સુધી રોજનો હજારો ડૉલરનો નફો જતો કરીશું? નહિ બને, નહિ બને. આ પ્રમાણે કારખાનાંના માલિકો છાતી ઠોકીને વાતો કરતા હતા.

આ બધું બન્યું તેટલી વારમાં જૂન મહિનો પૂરો થયો, પણ તે પહેલાં તો હવે શું કરવું તેનો નિર્ણય કરવાને માટે દરેક મજૂર સંઘે પોતપોતાનાં દફતરે નોંધાએલા સભાસદોમાં સક્યુંલરો ફેરવીને એકે એકનો મત પુછાવ્યો અને તેમનો જવાબ હડતાલ પાડવી એવો આવ્યો. મજૂરોનું આવું વલણ એકલા શિકાગોમાંજ નહિ, પણ જ્યાં જ્યાં માંસનાં કારખાનાં હતાં તે દરેક શહેરના મજૂરોનું હતું. મતલબ એ કે, એક બાજુએ માંસનાં કારખાનાંના માલિકો અને બીજી બાજુએ તે તે કારખાનાંના કામદારો વચ્ચે જંગ મંડાવાનો હતો. આ જંગનું છેવટનું પરિણામ તો જે આવે તે ખરૂં, પણ પહેલું પરિણામ તો એ આવવાનું કે, માંસનો દુષ્કાળ પડવાનો અને માંસના ડબ્બા હાલ બજારમાં છે તેના ભાવ બેહદ વધી જવાના. આ વાતનું વર્તમાનપત્રો અને જાહેર પ્રજાને એકદમ ભાન થઇ ગયું અને વર્તમાનપત્રોની કટારો ભવિષ્યમાં

બનનારી રોમાંચકારી ઘટનાની આગાહીઓથી ભરપૂર ભરાવા લાગી. એઉ પક્ષ પોતપોતાના નિર્ણયો વિષે ફરીથી વિચાર કરે અને બાંધછોડ કરીને સમાધાની પર આવી જાય તેટલા વાસ્તે કેટલીક તટસ્થ વ્યક્તિઓએ વિષ્ટિ કરી જોઇ. પણ કારખાનાના માલિકો એકના બે ન થયા તે નજ થયા; તે દરમ્યાન તેઓ મજૂરોના પગાર ઉપર એક બાજુથી ચાલુ કાપ મૂકતાજ ગયા અને બીજી બાજુએથી જીવતાં ઢોરની ખરીદીના મોટા મોટા સોદા કરતા ગયા અને વળી માલગાડીના ડબ્બા ને ડબ્બા ભરાય એટલા ખાટલા તેમજ ગોદડાંની પણ ખરીદી કરવા લાગ્યા. તેમનાં આવાં કૃત્યોથી મજૂરો ખૂબ ખીજ પર ચઢયા, હજી હડતાલ કેમ જાહેર કરતા નથી એવું પોતાના સંઘના કાર્યકર્તાઓ ઉપર દબાણ કરવા લાગ્યા. બસ, પછી તો યુદ્ધના ડંકા ગગડયા. મજૂર સંઘની મુખ્ય ઑફિસમાંથી તમામ શાખાઓના કાર્યકર્તાઓ ઉપર એક દહાડો રાતના તારના સંદેશા છૂટયા:–સેન્ટ પૉલ, દક્ષિણ ઓમાહા, સ્યુનગર, સેન્ટ જોસેફ, કેન્સાસ શહેર, પૂર્વનું સેન્ટ લૂઇ અને ન્યૂયૉર્ક—એટલાં નગરોના મજૂર સંઘોને આજ્ઞા થઇ ગઇ કે, કાલે તમામ કારખાનાંના મજૂરોએ એકસામટી હડતાલ પાડવી. બીજે દહાડે બપોરના કુલ પચાસથી સાઠ હજાર મજૂરો તેમનાં ઓજાર ફેંકી દઇને અને અંગ ઉપર કામ કરતી વખતે પહેરવાનાં કપડાં કાઢી નાખીને કારખાનામાંથી બહાર નીકળી આવ્યા અને ઇતિહાસમશહૂર "માંસના મજૂરોની હડતાલ"ના શ્રીગણેશ મંડાયા.

જર્ગિસ બીજા મજૂરોની સાથે જેવો કારખાનામાંથી નીકળ્યો તેવો તો સીધો હોટેલમાં ગયો અને ખાઇ આવ્યો. હવે આ સંજોગોમાં મારે શું કરવું તેની સલાહ લેવા માટે તે ચાલ્યો ચાલ્યો માઇક સ્કૂલીને ઘેર ગયો. સ્કૂલીએ પોતાને માટે ફાંકડું ઘર બંધાવ્યું હતું. તેના ઘરની સામેની સડક ઉપર શહેરની મ્યુનિસિપાલિટીએ પથ્થરની સારામાં સારી લાદીઓ જડાવી આપી હતી અને તેના ઘરના ઓટલાની બાજુમાંજ તેની એકલાની સગવડને ખાતર વીજળીની બત્તીનો એક ખાસ થાંભલો મુકાવી આપ્યો હતો. બપોરનો વખત હતો, ગરમીના દહાડા હતા, તેથી સ્કૂલી જરાક આડો થયો હતો. તેના મોઢા ઉપર ખીજવાટ અને ઉદ્વેગની નિશાનીઓ દેખાતી હતી. જર્ગિસને જોતા વારનેજ તેણે પૂછ્યું: "કેમ આવ્યો ?"

જર્ગિસે કહ્યું: "હું એટલા માટે આવ્યો છું કે આ હડતાલ ચાલે ત્યાં સુધી તમે મારે સારૂ કોઇ બીજી નોકરીની ગોઠવણ કરી

આપો કે કેમ તે મારે તમને પૂછવું છે.”

આ જવાબ સાંભળીને સ્કૂલીએ ભવાં સંકોડયાં, અને જર્ગિસની સામે વધારે લક્ષપૂર્વક નજર માંડી. આજ સવારનાંજ સમાચારપત્રોમાં જર્ગિસે સ્કૂલીનો લખેલો એક લેખ વાંચ્યો હતો. તેમાં તેણે કારખાનાંના માલિકોની સખતમાં સખત ભાષામાં ઝાટકણી કાઢી નાખી હતી અને એમ પણ લખ્યું હતું કે, જો તેઓ તેમનાં કારખાનાંના મજૂરોની સાથે વધારે સારૂં વર્તન નહિ રાખે તો શહેરના અમલદારો તેમનાં કારખાનાંને તોડી ફોડીને સફાચટ મેદાન કરી નાખશે અને એ રીતે આ કજીઆનો અંત લાવશે. તેથી કરીને જ્યારે તેને સ્કૂલીએ કહ્યું કે “અલ્યા રૂઢકસ ! તું તો ભલો માણસ દેખાય છે ! હડતાલ પડી છે તેમાં તારે શું ? તું તારી નોકરી સંભાળ્યા કર ને ?” ત્યારે તેને ઘણોજ અચંબો લાગ્યો કે, આ હું શું સાંભળું છું ? સવારના છાપામાં જેનો લેખ મેં વાંચેલો તેજ આ સ્કૂલી કે કોઇ બીજો ? પણ મૂર્ખ જર્ગિસ ભૂલી ગયો હતો કે સ્કૂલીના ચાવવાના જુદા અને દેખાડવાના જુદા હતા. પોતે ડેમોક્રેટિક પાર્ટિનો પ્રમુખ હોવા છતાં, ડેમોક્રેટિક પક્ષના ઉમેદવારનાં નાણાંથી જેણે પાછળ રહીને રિપબ્લીકન પક્ષના ઉમેદવારને ચૂંટણીમાં જીત અપાવી છે તે માણસે આ લેખ લોકોની આંખોમાં ધૂળ નાખવાને માટેજ લખ્યો હતો એ વાત જર્ગિસ તે વખતે સમજ્યો ન હતો.

તે તો ચમકી ઉઠ્યો. તેણે કહ્યું: “શું ? મારે મારા ભાઇઓના દ્રોહી બનીને તેમના પેટ ઉપર પગ દઇને નોકરી કરવી ?”

સ્કૂલીએ પૂછ્યું: “પણ શામાટે તારે નોકરી ન કરવી ? બીજાઓ ભલેને હડતાલ પાડે, તેમાં તારા બાપનું શું જાય છે ?”

“પણ—પણ—” જર્ગિસ બોબડાતો બોબડાતો બોલવાનાં ફાંફાં મારવા લાગ્યો. તેણે તો એમજ માની લીધું હતું કે, હું મારા સંઘના કામદારો સાથે હડતાલમાં જોડાઉં એ સ્કૂલીને ગમશે. પણ અહીં તો તેથી ઉલટીજ વાત નીકળી.

એ દરમ્યાન સ્કૂલીએ કહેવા માંડ્યું: “આવા કટોકટીના મામલામાં માલિકોને સારા માણસોની ઘણીજ જરૂર પડે છે અને જેઓ આવે વખતે તેમને વફાદાર રહ્યા હોય તેમની તેઓ કદર પણ કરે છે. આગળ જતાં સારે હોદ્દે ચઢવાની આ તને સારામાં સારી તક મળી છે તે તું હાથે કરીને શામાટે ગુમાવી બેસે છે ?”

જર્ગિસ બોલ્યોઃ "ત્યારે તો પછી હું તમને રાજનૈતિક કામોમાં મદદ કરવાને નાલાયક ઠરીશ. મારા જોડીદારો મને મસ્કાપાલિશ કહેશે અને પછી મારૂં કહ્યું કોઇજ નહિ માને."

જર્ગિસ આથી વધારે બોલવા જતો હતો પણ એટલામાં સ્કૂલી એકાએક બોલી ઉઠયોઃ તારાથી કોઇ પણ રીતે મદદ કરી શકાય એવી સ્થિતિ હવે રહીજ નથી."

"કેમ ? એનું કારણ શું ?" જર્ગિસે પૂછયું.

"જા, જા, તું એટલું પણ હજી સમજી શકતો નથી ?" સ્કૂલી બોલ્યોઃ "તું રિપબ્લીકન પક્ષનો થઇ મૂઓ છે તે વળી પાછો કેમ ભૂલી જાય છે ? તું શું એમ ધારે છે કે હું દરેક ચૂંટણી વખતે રિપબ્લીકન પક્ષના ઉમેદવારનેજ ટેકો આપ્યા કરવાનો છું ? એકનો એક દાવ બધો વખત રમાયજ નહિ. પેલો યાહુદી આપણી ગત સમજી ગયો છે અને ગઇ ચૂંટણી વખતે આપણે તેને કેવો બનાવી ગએલા તે બધું હવે તેના જાણવામાં આવી ગયું છે."

જર્ગિસ હવે અવાક્ બનીને ઉભો રહ્યો. આ બધી બાબતોનો તેને કદી વિચાર આવ્યોજ ન હતો. પછી તેણે કહ્યુંઃ "એમ હોય તો હું પાછો ડેમોક્રેટ થઇ જાઉં."

પેલાએ જવાબ આપ્યોઃ "થવાય તો ખરૂં, પણ એમ ઝટ લઇને ન થઇ જવાય. રાજનીતિનાં મંતવ્ય કાંઈ રોજ રોજ થોડાં બદલાય છે ? વળી બીજી વાત એવી છે કે, હાલ મને તારો ખપ પણ નથી—તને સોંપવા જેવું મારી પાસે કશું કામજ નથી. ચૂંટણીને તો હજી ઘણા મહિના વાર છે. ત્યારે એટલા વખતમાં તું બેઠો બેઠો કરે પણ શું ?"

"હું અત્યાર સુધી એમ ધારતો હતો કે, તમારી મદદ તો હું જ્યારે માંગીશ ત્યારે મળશેજ. પણ—" જર્ગિસે હવે ખિન્ન સ્વરે કહેવા માંડયું.

પણ સ્કૂલીએ તેને એકદમ બોલતો અટકાવીને સાંત્વન આપવા લાગ્યો. તે બોલ્યોઃ "હું તને મદદ કરવાની ના ક્યારે કહું છું ? મારા કોઈ પણ મિત્રને મેં કદી દગો દીધોજ નથી. તારી ખરી સંકડામણને ટાંકણે હું તને મદદ ન કરૂં તો મને કહેજે. પણ મેં તને જે નોકરી અપાવેલી તેને તું છોડી દે અને પાછો બીજી નોકરી માગતો આવે તે સારૂં કહેવાય ? આજે ઓછામાં ઓછા સો માણસો નોકરીને

માટે મારો જીવ ખાયા કરે છે. હવે તુંજ કહે હું તે કેટલાને નોકરીઓ અપાવતો ફરૂં? ચાલુ અઠવાડીઆમાંજ મેં સત્તર જણાને મ્યુનિસિપાલિટીના કચરાપટ્ટી ખાતામાં રખાવી આપ્યા. રોજ ઉઠીને તો મારાથી આવું નજ કરાવાય ને? અલબત્ત, તને જેવું કહું છું તેવું ચોખ્ખે ચોખ્ખું બીજાને મારાથી ન કહી શકાય. પણ તું તો મારી ઘણી ખરી અંદરખાનેની બાબતોથી પરિચિત છે, તેથી તારે તો તારી મેળેજ આપઅક્કલે બધું સમજી લેવું જોઇએ. હવે કહે જોઇએ, હડતાલીઆઓની સાથે સામેલ થવાથી તને પોતાને શો લાભ થવાનો હતો?"

"મેં તેનો તો વિચાર કર્યોજ ન હતો." જર્ગિસ બોલ્યો.

"વિચાર નહોતો કર્યો પણ હવે કર," સ્કલીએ કહેવા માંડ્યું, "હું તને કહું તે લખી રાખજે. આ હડતાલ થોડા દહાડામાંજ ભાંગી પડવાની છે અને મજૂરોનો પરાજય થવાનો છે. જેટલા દહાડા હડતાલ ચાલુ રહે તેટલા દહાડામાં તારાથી હડતાલનો જેટલો લાભ લઈ લેવાય તેટલો લઇ લે ને? તું સમજ્યો કેની?"

જર્ગિસ હવે સમજી ગયો. તે ત્યાંથી નીકળીને સીધોજ પોતાના કારખાનામાં ગયો અને જે ઓરડામાં પોતે કામ કરતો હતો તેમાં પેઠો, હડતાલીઆઓ પોતપોતાનાં કામ અધૂરાં મૂકી મૂકીને ચાલતા થયા હતા. હલાલ કરેલાં ડુક્કરની લાશો ઉપર ઘણી ક્રિયાઓ કરવાની બાકી હતી, અને તે જો વખતસર ન કરી લેવાય તો કંપનીને તેટલું નુકસાન થાય. પણ અત્યારે તો આખા કારખાનામાં એક પણ મજૂર સમ ખાવા પૂરતો પણ હતો નહિ. દરેક વિભાગના મુકાદમો મજૂરોની જગ્યાએ ઑફિસના કારકુનો અને ટાઇપિસ્ટોને ગોઠવી દઇને તેમની મારફતે જેટલું કામ લેવાય તેટલું આટોપી લેવા ફાંફાં મારતા હતા. એવીજ રીતે ઑફિસોના પટાવાળાઓ ડુક્કરની લાસોને બરફવાળા ઓરડાઓમાં ઘસડી લઇ જતા હતા. એજ ટાંકણે જર્ગિસ ત્યાં ચાલ્યો આવ્યો અને બોલ્યો: "મિસ્ટર મર્ફી! હું પાછો કામ ઉપર હાજર થવા આવ્યો છું."

તે અમલદારનું મોઢું આનંદોત્ફુલ્લ થઇ ગયું. તે બોલી ઉઠ્યો: "શાબાશ! શાબાશ! આનું નામ તે માણસ. ચાલ્યો આવ!"

પણ જર્ગિસે તેના ઉત્સાહના ઉભરાને એકદમ ખાળ્યો અને કહ્યું: "પણ મને તમારે વધારે પગાર અપાવવો પડશે."

પેલાએ કહ્યું: "અરે! તું માગે એટલો પગાર અપાવું, પછી છે

કાંઈ ? બોલ, કેટલો પગાર લઇશ ?"

કારખાનામાં જતાં વારને શું કહેવું તેનો રસ્તે આવતાં આવતાં તેણે વિચાર કરીજ મૂકયો હતો. પણ ખરી અણીને વખતે તેનું મન ઢચું પચું થઇ ગયું અને મનમાં હતું તે કહેવાની તેની હિંમત ન ચાલી. તોપણ તેણે ગમે તેમ કરીને મુઠ્ઠીઓ ભીંડીને મનને દૃઢ કરીને કહ્યું: "મને લાગે છે કે રોજના ત્રણ ડોલરને હિસાબે મને પગાર મળવો જોઇએ." પેલાએ કહ્યું: "ભલે, ત્રણ તો ત્રણ, પણ તું તારે કામે લાગી જા." પણ જ્યારે સાંજ પડી અને પગારપત્રકમાં સૌના પગાર નોંધાયા ત્યારે તેને ખબર પડી કે પેલા કારકુનો, ટાઇપીસ્ટો અને પટાવાળાઓને ખાતે પાંચ પાંચ ડોલરનો પગાર મંડાયો હતો એવું જ્યારે તેણે જાણ્યું ત્યારે તેને થયું કે હુંજ ખરેખરો ગધેડો કે મેં વધારે પગાર માંગ્યો નહિ.

આ પ્રમાણેં જર્ગિસે મજૂર સંઘનો દ્રોહ કરીને હડતાલને તોડી પાડવાના કામમાં માલિકોને મદદ કરવા માંડી. તેના બદલામાં તેમણે તેને સારો પગાર આપ્યો, પહેરવા ઓઢવાને સારાં કપડાં લઇ આપ્યાં, કારખાનામાંજ સૂવાની સગવડ કરી આપી, સૂવાને માટે કમાનવાળો પલંગ અને સૂંવાળું ગોદડું આપ્યું અને દહાડામાં ત્રણ વખત પેટ ભરીને ખવડાવ્યું. આટલુંજ નહિ પણ તેને કારખાનાના મકાનમાં એવો સુરક્ષિત રીતે રાખ્યો કે હડતાલીઆઓથી તેના અંગનો એક વાળ પણ વાંકો કરી શકાયજ નહિ. કારખાનાની અંદરજ તેને રહેવાનું અને કામ કરવાનું તેથી કરીને બહાર કદાચ ગમે તેટલું હુલ્લડ કે તોફાન થાય તો પણ તેને કશી અલવલ આવે એવો સંભવ હતોજ નહિ. દુઃખ માત્ર દારૂનું હતું. તે પીવાનું મન થતું ત્યારે માર ખાવાનું જોખમ વેઠીને કારખાનાની હદની બહાર તેને જઇ આવવું પડતું. પણ આવા કામને માટે જ્યારે કારખાનાની હદની બહાર પગ મૂકતો ત્યારે પણ તદ્દન અરક્ષિત તો હતોજ નહિ. કારખાનામાં હડતાલ પડી ત્યારથી શિકાગોના પોલિસ ખાતાનાં માણસો ગુન્હેગારોને પકડવાનું કામ છોડી દઇને કારખાના આગળ સુલેહશાંતિ જાળવવાને દોડી આવ્યા હતા. જર્ગિસ જ્યારે બહાર નીકળતો ત્યારે ગમે તે બે ચાર પોલિસના સિપાઇઓ તેના શરીરની સલામતીને માટે સાવધાન રહેતા.

હડતાલીઆઓ અને પોલિસખાતાનાં માણસો બેઉનો એવો દૃઢ નિશ્ચય હતો. હડતાલ દરમ્યાન દંગો ફિસાદ થવાંજ ન જોઇએ. પણ એક ત્રીજો પક્ષ એવો હતો કે જેને હુલ્લડ–તોફાન થાય તેમાંજ ફાયદો

હતો, અને તે વર્તમાનપત્રોના માલિકોનો હતો. તેઓ મનથી ઇચ્છતા હતા કે, હડતાલીઆ અને બીનહડતાલીઆઓની વચ્ચે સુલેહનો ભંગ થવોજ જોઇએ અને ક્યારે કાંઇક છમકલું થાય અને અમે કાગનો વાઘ કરી મૂકીએ તેનીજ તેઓ રાહ જોઈ રહ્યા હતા. જર્ગિસે હડતાલીઆઓની વિરુદ્ધમાં કામ કરવા માંડયું તેને પહેલે દહાડે તો તેણે પોતાના કામ ઉપરથી જરાક વહેલી રજા માગી લીધી અને પોતે કેટલો બહાદૂર અને નિર્ભય છે તે બતાવવાને સારૂ તેણે પોતાના બીજા બે ત્રણ ઓળખીતાઓને કહ્યું કે, આપણે એક શરત મારીએ કે, આપણામાંથી જે કોઇ બહાર જાય અને માર ખાધા વગર દારૂ પીને પાછો અંદર ચાલ્યો આવે તે શરત જીત્યો કહેવાય અને તેને બાકીના બધા પોતાને ખરચે દારૂ પાય. ત્રણ જણા આ શરતમાં ઉતરવા તૈયાર થયા એટલે જર્ગિસ અને પેલા ત્રણ, હાલ્સ્ટેડ સ્ટ્રીટના સામે મોઢે આવેલા કારખાનાના મોટા દરવાજામાં થઇને બહાર પડયા. એજ દરવાજા આગળ કેટલાક પોલિસના સિપાઇઓ ચારે તરફ નજર રાખતા ઉભા હતા અને મજૂર સંઘ તરફથી કારખાનાં ઉપર પિકેટિંગ કરનારા મજૂરો પણ ઉભેલા હતા. કારખાનાની અંદર કોણ કોણ જાય છે અને અંદરથી કોણ કોણ બહાર આવે છે, તેમના ઉપર પેલા પિકેટિંગ કરનારા બારીક નજર રાખતા હતા. જર્ગિસ અને તેના મિત્રો જેવા બહાર નીકળ્યા તેવા તેઓ હાલ્સ્ટેડ સ્ટ્રીટની દક્ષિણ બાજુએ વળ્યા. તેમના રસ્તામાં એક હોટેલ આવી. તેને તેમણે પડતી મૂકી અને આગળ ચાલ્યા. એટલામાં સામી બાજુએથી પાંચ ૭ જણા સડક ચીરીને તેમની લગોલગ આવી ઉભા અને તેમને કહેવા લાગ્યા કે, તમે મજૂર થઇને મજૂરોનાજ ગળા પર છરી મૂકો છો તે સારૂં કહેવાય નહિ. એમાંથી બેઉ પક્ષ વચ્ચે વાદવિવાદ શરૂ થયો. એટલામાં પેલા ૭ જણમાંથી એક જણે જર્ગિસની ટોળીમાંના એક જણની ટોપી તેના માથા ઉપરથી ઉપાડી લીધી અને સડકને કિનારે લાકડાંનાં ખપાટીઆંનો કઠેરો હતો તેની પેલી બાજુએ ફગાવી દીધી. જેની ટોપી હતી તે માણસ પોતાની ટોપી લેવાને માટે દોડવા લાગ્યો એટલે પેલા ૭ જણાએ “મસ્કા–પાલીશ ! મસ્કા–પાલીશ !” એવી બૂમો પાડી. જ્યાં આવી બૂમ પડી કે તરતજ આજુબાજુની દારૂની દુકાનોમાંથી દશ બાર જણા તે તરફ દોડી આવવા લાગ્યા. તેમને જોઇને જર્ગિસની ટોળીમાંના બીજા એક જણની હિમ્મત છૂટી ગઈ અને તેણે પણ પેલા ટોપીવાળાની પાછળ નાસવા માંડયું. જર્ગિસ પોતે તથા તેનો બાકી રહેલો સોબતી બેઉ જણ ઉભા રહ્યા અને બેઉ જણે પેટ ભરીને માર ખાધો

અને સામાવાળાને તેમણે મરાય તેટલા માર્યાં. ત્યાર પછી તો તેઓ પણ નાઠા અને હોટેલના પાછલા ભાગમાં થઇને દોડતા દોડતા કારખાનાની હદમાં ભરાવા લાગ્યા. એ દરમ્યાન પોલિસના સિપાઇઓ ત્યાં આગળ દોડતા આવી ગયા. તેમને જોઇને મજૂરોનું પણ એક ટોળું ત્યાં આગળ ભેગું થઇ ગયું. તેમને જોઇને સિપાઇઓ ઉશ્કેરાયા અને હુલ્લડ થયું છે એવી ખબર તેમણે પોલિસ ચોકી ઉપર પણ મોકલાવી દીધી. જર્ગિસને તો આમાંની કશી પણ ખબરજ ન હતી. તે તો સીધો સીધો કારખાનાના અંદરના ભાગમાં વખત નોંધવાની ઓફિસ સુધી ચાલ્યો આવ્યો. પણ તેનો સોબતી આ બનાવથી ખૂબ ગભરાઇ ઉઠયો હતો. તેણે બધી વાત ખૂબ મરી મસાલો ભભરાવીને કહેવા માંડી. તે સાંભળવાને માટે અંદરના લોકોનું ટોળું એકઠું થઇ ગયું એટલે તેમની આગળ પેલા માણસે એવું બ્યાન કર્યું કે, અમને ચાર જણાને ઉશ્કેરાએલા લોકોના ટોળાએ ઘેરી લીધા અને અમે નાસી છૂટયા તેથીજ બચ્યા, નહિ તો અમારો મારી મારીને ભેચોજ કાઢી નાખત. ત્યાં આગળ છાપાંના કેટલાક ચાલાક રિપોર્ટરો હાથમાં નોટ બૂકો લઇને ઉભેલાજ હતા. પેલો માણસ બોલતો ગયો અને રિપોર્ટરોની નોટ બૂકો ઉપર પેન્સિલો ચડપ ચડપ દોડવા લાગી અને તેઓ લખતાં લખતાં કટાક્ષમાં હસતા પણ ગયા. ત્યાર પછી બેજ કલાકની અંદર હાથમાં છાપાંના થોકડા ને થોકડા લઇને છાપાં વેચનારા છોકરાઓ **"હડતાલીઆઓ તોફાને ચઢયા!" "ચાર જણને થએલી ઈજા!" "કારખાના આગળ હડતાલીઆઓનું રમખાણ!"** આવી બૂમો પાડતા શહેરમાં બધે ફરી વળ્યા અને છાપાંઓનાં મુખપૃષ્ઠ ઉપર કાળા અને રાતા છ છ ઈંચના અક્ષરો વડે આ સમાચારનું નીચે મુજબ મથાળું છાપ્યું હતું:—

## કસાઇખાનાવાળા લત્તામાં રમખાણ!
## હડતાલ તોડનારાઓને ઉશ્કેરાએલા લોકોના ટોળાએ ઘેરી લીધા!

છાપાં વેચતા વેચતા કેટલાક છોકરાઓ એજ કારખાના આગળ જ્યાં આ રમખાણ થયું કહેવાય છે ત્યાં પણ આવી પહોંચ્યા. જર્ગિસે પોતે એક નકલ ખરીદી અને છાપાંવાળાંઓ ઘડ જેવા બનાવને કેવી ખુબીથી શણગારીને લોકોને પીરસે છે તે તેણે જોયું. આખા દેશનાં તમામ દૈનિક પત્રો ખરીદવા જેટલા પૈસા તેની પાસે હતાજ નહિ. પણ જો તેણે બધાં છાપાં ખરીદ્યાં હોત તો તેને ખાત્રી થાત

કે, તેણે દારૂ પીવા જતાં જે પરાક્રમ કર્યું હતું તેનું વર્ણન ઓછામાં ઓછાં ચાર કરોડ માણસોએ આતુરતાપૂર્વક વાંચ્યું હોવુંજ જોઇએ. વળી દેશનાં ઠરેલ અને ઠાવકા વિચાર દર્શાવનારાં વ્યાપારવિષયક પત્રો-માંથી અડધોઅડધ પત્રોના તંત્રીઓએ આજ બીના ઉપર પોતાના અગ્રલેખ પણ લખ્યા હતા.

આવું આવું તો ઘણું આગળ જતાં જર્ગિસના જોવામાં આવી ગયું. હડતાલના શરૂઆતના દિવસોમાં તો તે કામ ઉપરથી જેવો છૂટો થતો તેવોજ કસાઇખાનાની હદમાંજ આગગાડીની એક સડક હતી તેના ઉપર થઇને શહેર તરફ જતી કોઇ પણ ગાડીમાં ચઢી બેસતો અને શહેરમાં ચાલ્યો જતો અથવા તો કારખાનાના માલિકોએ પો-તાના વફાદાર મજૂરોને માટે એક ઓરડામાં હારબંધ ખાટલા ગોઠ-વાવી રાખ્યા હતા તેમાંથી ગમે તે એકમાં પડીને ઊંઘી જતો. બનતા લગી તો શહેરમાં જવા કરતાં ઊંઘી જવાનુંજ પસંદ કરતો; પણ આખી રાતમાં તેને કેમે કરી ઊંઘજ આવતી ન હતી. આખી રાત સ્પેશ્યલ ગાડીઓમાં ભરાઇ ભરાઇને હડતાલ તોડનારા મજૂરોનાં ટોળે-ટોળાં ચાલ્યાં આવતાં, તેથી કરીને ત્યાં બધો વખત ધમાલની ધમા-લજ ચાલ્યા કરતી. વળી જેઓ આવતા તેઓ પણ ઠરીને બેસે એવા ન હતા. હડતાલ ઉપર ગએલા મજૂરોના પેટ ઉપર પગ મૂકીને જેઓ કામ કરવા આવ્યા હોય તેઓ આબરૂદાર મજૂરોના વર્ગના તો હોયજ નહિ. આવું નીચ કામ કરવાને માટે આખા શહેરના પહેલા નંબરના ઠગ, ગુંડા અને બદમાસોજ કારખાનાના માલિકોને મળી આવ્યા હતા. તેમાંના થોડાક વળી હબસીઓ હતા અથવા ગ્રીક, રૂમાનિયન, સિસિલિયન અને સ્લોવેક, એવા હલકી શ્રેણીના પરદેશીઓ હતા.× તેઓ સારા પગારના કરતાં કદાચ હુલ્લડ તોફાન થાય તો લૂંટફાટ કર-વાનો લાગ મળી જાય એવી દાનતથી આવ્યા હતા. આખી રાત ગાતા, મશ્કરીઓ કરતા અને ધીંગાણું મચાવતા અને સવારે કામ ઉપર હાજર થવાનો વખત થવા આવે ત્યારેજ ઉંઘી જતા.

એક દહાડો સવારમાં જર્ગિસ નાસ્તો કરીને ઉઠ્યો કે તરતજ પૅટ મર્ફીએ તેને કહ્યું કે, તને ફલાણા વિભાગના સુપરિન્ટેન્ડેન્ટ બો-લાવે છે. તે તેની પાસે ગયો ત્યારે તેણે પૂછ્યું કે, તને ઢોરને કતલ

× ૧૯૨૮ ની સાલમાં બારડોલી તાલુકાના સત્યાગ્રહ વખતે સરકારને મદદ કરવા ઢેડ લોકોએ પણ જ્યારે ના પાડી ત્યારે મુંબઇના મવાલી પઠાણોનો સરકારે ઉપયોગ કર્યો હતો. —**અનુવાદક**

કરવાના કામનો અનુભવ છે ? આ સવાલ સાંભળતાંજ તેનું હૃદય ધબધબ ધબકારા લેવા લાગ્યું; કારણ કે તે તેજ ઘડીએ સમજી ગયો કે, હવે મારો વખત આવી પહોંચ્યો—આજથી હું મજૂર મટીને મુકાદમની જગ્યાએ જઇ બેસવાનો !

બન્યું એમ કે, કેટલાક મુકાદમો મજૂર સંઘના સભાસદો હતા અને જેઓ સભાસદ ન હતા તેમણે પણ બીજાઓની સાથે હડતાલમાં ભાગ લીધો હતો. માલિકોની સૌથી વધારે કફોડી સ્થિતિ કતલ કરવાના વિભાગમાં હતી. બીજાં ખાતાંઓ જેવાં કે અથાણાં બનાવવાનું ખાતુ, માંસને ડબ્બામાં ભરવાનું ખાતુ, એવાં ખાતાંઓ થોડા દિવસ બંધ રહે તો પણ ચાલે. પેટા ઉદ્યોગોનાં જેટલાં ખાતાં હતાં તે બધાં બંધ થાય તો તેટલું નુકસાન વેઠી લેવાય. પણ આખા દેશના લોકો જેના વગર બૂમરાણ મચાવી મૂકે તે માંસ તૈયાર કર્યા વગર કાંઇ ચાલે એમ હતું ? વીશીઓ, હોટેલો અને માંસનાં બજારોમાં રોજ સવાર પડે એટલે માંસની મોટર લૉરીઓ પહોંચી જવીજ જોઇએ. એમાં વિલંબ થાય તો લોકો બૂમાબૂમ કરી મૂકે અને લોકો ખીજવાય તો લોકમતનું વલણ હડતાલીઆઓ તરફ વળે અને લોકમત જે બાજુએ હોય તે પક્ષનીજ જિત થાય.

પોતાની ઉન્નતિ કરવાનો આવો સરસ લાગ ફરી ફરીને નહિ મળે, એવું જર્ગિસ સમજી ગયો તેથી જે તક તેને મળી હતી તેને તેણે ઝટ લઇને ઝડપી લીધી. તેણે જવાબ આપ્યો કે 'હા, હું બધુંજ કામ જરે જર જાણું છું અને બીજાઓને એ કામ કેમ શીખવવું તે પણ મને આવડે છે. પછી તેણે એટલું ઉમેર્યું કે, હમણાં જો હું મુકાદમનું કામ કરૂં અને તમને મારા કામથી સંતોષ આપું તો પછી મને એની એ જગ્યાએ કાયમ કરી દેવો પડશે—હડતાલનો અંત આવ્યા પછી મને પાછો ઉતારી પાડો તે નહિ ચાલે. સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું કે, એ બાબતમાં ડરહામ કંપનીની શુભ નિષ્ઠા ઉપર તારે પૂર્ણ વિશ્વાસ રાખવો. તેણે વધારામાં જર્ગિસને એવું પણ કહ્યું કે, આ વખતે કંપનીએ મજૂર સંઘવાળાઓની અને જે જે મુકાદમો અમને બેવફા નીવડયા છે તેમની બધાની ખોડ ભુલાવવાનો નિશ્ચય કર્યો છે. જર્ગિસનો પગાર પણ ત્યાંનો ત્યાંજ નક્કી થઇ ગયો કે, હડતાલ ચાલે ત્યાં સુધી રોજના પાંચ ડૉલર અને હડતાલનો અંત આવ્યા પછી અઠવાડીઆના પચ્ચીસ ડૉલર ! જર્ગિસના હાથમાં તો આકાશમાંનો ચંદ્રમા આવી ગયો. સીધી રીતે પ્રમાણિકપણે મહેનત કરવા જતાં

તેણે અઢી અઢી વરસ સુધી તંગી વેઠી, ગરીબાઇના દુઃખેજ બિચારી ઓના મરી ગઇ, એજ કારણસર તેના છોકરાનો પણ જીવ ગયો અને જ્યારથી જર્ગિસે પ્રામાણિકપણું છોડી દઇને દાંડાઈ કરવા માંડી ત્યારથી તેનાં ગજવાં ડૉલરના ભારથી ફાટું ફાટું થવા લાગ્યાં.

બસ, પછી તો જર્ગિસે ઢીંચણ લગી આવે એવા મુકાદમના બૂટ પહેર્યા, મુકાદમનો ડગલો અડાવી દીધો અને રૂઆબભેર કામ કરવા મંડી ગયો. કતલ કરવાના આખા વિભાગમાં એક પણ માણસ એવો ન હતો કે જેણે આ કામ અગાઉ કર્યું હોય અથવા કોઇ શીખવે તો ઝટ લઇને શીખી લેવા જેટલી પણ જેમનામાં અક્કલ હોય. જે ઠેકાણે ફક્ત ગઇ કાલેજ લાંબા વખતના અનુભવી અને ઘડાએલા મજૂરો ચપળતાથી કામ કરતા હતા, તેમના કસાએલા હાથ ધાર્યું કામ આપતા હતા, આખા વિભાગમાં યંત્રની માફક ચોકસાઇથી કામ થતું હતું, જ્યાં કલાકનાં ચારસો ચારસો ઢોરનો નિકાલ થઇ જતો હતો ત્યાં આગળ બોથ્થડ જેવા કાળા ભૂત હબસીઓ જેઓ એવા જડસુ હતા કે કોઇ તેમને કામ શીખવે તો પણ એક અક્ષર પણ તેમના મગજમાં ઉતરેજ નહિ, તેઓ એક બાજુએ પાંચ પચ્ચીસ ઢોરનાં મૂડદાંને આડાંઅવળાં ઉથલાવ્યા કરતા હતા અને કામ કશું કરતા ન હતા; બીજી બાજુએ ફીકાં મોઢાં, ઉંડી આંખો અને ચપટી છાતીવાળા કારકૂનો અને નામું લખનારા મહેતાજીઓ તો જૂન મહિનાનો ઉકળાટ અને ઉબકા આવે એવી લોહીની ગંધથી હમણાં મૂર્છા ખાઇને ગબડી પડશે એવી હાલતમાં હાથમાં છરા લઇને ઉભા હતા, પણ કોઇથી એક મૂડદું પણ પૂરૂં પાંશરૂં કપાતું ન હતું.

હકીકત એવી હતી કે, પેલા હબસીઓને અને મવાલી ગુંડાઓને કામ કરવાની દાનતજ ન હતી. થોડી થોડી મિનિટે બધાજ વારાફરતી કામ પડતું મૂકતા અને થાક ખાઇને તાજા થવા ચાલ્યા જતા. ત્યાર પછી ડરહામ કંપનીએ કતલખાનાના તથા બીજા વિભાગના ઓરડાઓમાં મજૂરોને ગરમી ઓછી લાગે તે સારૂ બધે વીજળીના પંખા મુકાવી દીધા. મજૂરો તરફ આટલી દિલસોજી બતાવવાનું તેમને હમણાંજ સાંભર્યું. ત્યાર પછી તો દરેક ઓરડામાં થોડા થોડા ખાટલા મુકાવ્યા કે જેથી કરીને કામ કરતાં કરતાં થાકી ગએલા મજૂરો જરા જરા વાર આરામ લે. આટલું છતાં પણ કોઇને બહાર ચાલ્યા જવું હોય અને ગમે તે એકાદ ખુણામાં બેસીને ઝોકું મારી લેવું હોય તો તેમ કરવાની પણ સદર પરવાનગી હતી. થાકેલા મજૂરોએ ક્યાં

બેસીને આરામ લેવો, કેટલો વખત આરામ લેવો તે કોઇએ નક્કી કર્યુંજ ન હતું, તેમ કોઇ પણ જાતનો અંકુશ ન હતો; તેથી મજૂરો મરજીમાં આવે ત્યારે ચાલ્યા જતા અને મરજીમાં આવે ત્યારે પાછા આવતા. બહાર જવું હોય ત્યારે પોતાના ઉપરીની રજા લઇને જવું જોઇએ એ નિયમ પણ કોઇ પાળતું ન હતું; તેથી કોણ કોણ ચાલ્યા ગયા છે તેની તેમના મુકાદમને ઘણા વખત પછી ખબર પડતી અને વખતપત્રકમાં તો એવા મજૂરોની હાજરી મંડાઇ હોય તેથી તેઓ પગાર તો પૂરેપુરો વસૂલ કરતા. પણ માલિકોને અત્યારે કશી દરકારજ ન હતી. અત્યારે તો તેમનું બધુંજ લક્ષ ગમે તે ઉપાયે હડતાલને તોડી પડાવીને હડતાલ પાડનારાઓને નાકલીટી ખેંચાવવી હતી. ઓફિસના કારકૂનો, ટાઇપિસ્ટો અને નામું લખનાર મહેતાજીઓ બાપડા ધાકના માર્યા થાય તેટલી મહેનત કરી છૂટતા હતા; પણ અણઆવડતને લીધે તેમનાથી કામ કશું થતુંજ નહિ. તેઓ જો એટલુંજ કહે કે, અમારૂં કામ તો ઓફિસનું દફતર સંભાળવાનું છે અને ઢોરનાં મૂડદાં ચૂંથવાનું નથી તો તેજ ઘડીએ તેમને ઘડ દઇને પાણીચું મળી જાય. હડતાલ પડી તેજ દહાડે કસાઇખાનામાં ખાટકીનું કામ કરવાની ના પાડવાના ગુન્હા માટે ત્રીસ કારકુનોને ત્યાંને ત્યાંજ કાઢી મૂકયા હતા. ઓફિસની સ્ત્રીકારકુનો અને ટાઇપિસ્ટ છોકરીઓએ હડતાલ દરમ્યાન ખાસ ઉભાં કરેલાં રસોડાંમાં ખાવાનું પીરસવાનું કામ કરવાની ના કહેલી તેટલા માટે તેમને પણ તરતજ નોકરી ઉપરથી કાઢી મૂકી. આથી કરીને એ લોકોને નોકરી ખોવાની દહેશતને લીધે નાછૂટકે જિંદગીમાં કદી પણ નહિ કરેલું કામ કરવું પડતું હતું. તેમના સિવાય બીજા બધા તો તરણું તોડીને બે કટકા પણ કરે એવા ન હતા.

જર્ગિસે મુકાદમની જગ્યાનો ચાર્જ લીધો ત્યારે આવા કામદારો પાસે કામ લેવાની ફરજ તેને માથે આવી પડી. આ લોકોને તેમની જગ્યાએ વ્યવસ્થિત રીતે ઉભા રાખવાનુંજ જો અસંભવિત હોય તો પછી તેમની પાસે કામ લેવાનું તો બની શકેજ કેવી રીતે? જર્ગિસ આખો દિવસ ખડે પગે ચારે બાજુએ દોડાદોડ કરતો, કામદારોને ટેબલની આસપાસ હારબંધ ઉભા રાખતો અને અમુક અમુક કામ કેવી રીતે કરવું તેની રીત શીખવતો. તેણે અગાઉ કદી ઉપરીનું કામ કર્યું ન હતું, કોઇના ઉપર હુકમ કરવાનો તેને મહાવરો ન હતો, પણ બીજાના હુકમ તેણે સાંભળ્યા હતા, બીજાઓ અમલદારી કેવી રીતે કરે છે તે તેણે સારી પેઠે જોયું હતું, તેથી તે પણ અમલદારો-

ની પરંપરાથી ચાલતી આવેલી રીતનો અમલ કરતો થઇ ગયો. જાણે પહેલેથીજ એ કામ ઉપર હોય તેમ ઘાંટા પાડવા લાગ્યો, ખોખરે અવાજે હુકમ કરવા લાગ્યો અને પોતાના તાબાનાં માણસોને દમદાટી પણ આપતો ગયો. પણ તેના હાથ નીચેનાં માણસો એવાં હતાં કે તેના ઘાંટાને, તેની ધમકીને અને તેની અમલદારીને બધાને ઘોળીને પી જાય એવાં હતાં. એક કાલબૂત જેવો કાળો અને કદાવર હબસી તેની ભાગી તૂટી અંગ્રેજી ભાષામાં જર્ગિસને કહેઃ "અરે એઇ મુકાદમ ! આ હું જાણે કામ કરૂં છું તે તને પસંદ ન હોય તો તું મારી જગ્યાએ બીજો માણસ શોધી કાઢજે હો, હું તને કહી દઉં છું, સાંભળ્યું કે ની ?" એટલામાં તો ત્યાં આગળ બીજા પાંચ પંદર ભેગા થઇ જાય અને મનમાં આવે તેમ બડબડે અથવા ગડબડતા જઇને જર્ગિસને ધમકીઓ પણ આપે. એક દહાડો બધા બપોરનું ભાથું ખાવા ગયા ત્યાર પછી આખા ઓરડામાં જેટલા છરા હતા તેમાંનો એકકે સમ ખાવાને પણ ટેબલ પર રહેવા પામ્યોજ નહિ. બધાજ અદૃશ્ય થઇ ગયા. જેટલા હબસી મજૂર હતા તેમણે દરેક જણે અકકેકો છરો તફડાવી લીધો અને તેને ઘસીને ખૂબ ધારવાળો કરીને પોતાના બૂટમાં સંતાડયો. આવા ખૂનીઓની સાથે જર્ગિસને પાનાં પડયાં હતાં.

થોડાજ વખતમાં જર્ગિસને ખાત્રી થઈ ગઇ કે, આવા ગડબડ–ગોટાળાની જગ્યાએ વ્યવસ્થા ઉત્પન્ન કરવાનું બની શકે એવું છેજ નહિ; તેથી આખરે તેણે પણ માથાફોડ કરવાનું માંડી વાળ્યું અને જેમ બધા કરે છે તેમ મારે પણ કરવું, એવી નીતિ તેણે અખત્યાર કરી. તેને એમ થયું કે, જ્યારે આખાય કારખાનામાં જ્યાં જુઓ ત્યાં અંધેર અંધેર અને અંધેરજ ચાલી રહ્યું છે તો પછી હું એકલો શા માટે ઘાંટા દુઃખવું અને લમણાઝીંક કરૂં ? અને કરૂં તોય મારૂં વળવાનું શું હતું ? ઢોરનાં ચામડાં ને આંતરડાંને કોઇ અણઘડ મજૂરે ખોટો કાપ મૂકીને નકામાં કરી નાખ્યાં એ વાત ખરી, પણ એ કામ કોનું તેનો કેમે કરતાં પત્તો લાગે એવું હતુંજ નહિ. વળી ધારો કે, એક માણસ આરામ લેવા ગયો અને પાછો આવ્યોજ નહિ ત્યારે હવે કરવું શું ? જર્ગિસ તેને શોધવા જાય તો તેટલી વારમાં બાકીના બધાજ ચાલ્યા નહિ જાય તેની શી ખાત્રી ? જેટલા દિવસ હડતાલ ચાલુ રહી તેટલા દિવસ આવું ને આવું અંધેર ચાલુ રહ્યું અને માલિકોના પૈસાનું પાણી થઇ ગયું અને માલમાં નુકસાન થયું તેનો તો કાંઇ સુમારજ ન હતો. તે બધું નુકસાન તેમણે વેઠયું, પણ મજૂરોની વાજબી માગણીને ઠોકરે મારવાનો તેમનો દુરાગ્રહ તેમણે નજ

છોડયો. થોડા વખતમાં જર્ગિસના જાણવામાં આવી ગયું કે મજૂરોને થોડે થોડે અંતરે આરામ લેવાની રજા મળે છે તેથી કરીને કેટલાક ચાલાક લોકો એક દિવસમાં એક કરતાં વધારે ઠેકાણે હાજરી પુરાવી આવે છે અને રોજના પાંચ ડૉલર કરતાં પણ વધારે પગાર તફડાવી લે છે. એક ખાતામાં થોડી મિનિટ કામ કરીને ત્યાંથી પોલ થઇ જાય અને બીજા ખાતામાં જઇને ઉભા રહે. ત્યાં થોડી વાર કામ કરવાનો ઢોંગ કરીને આરામ લેવાને બહાને પાછા અસલ જગ્યાએ ચાલ્યા જાય, એ રીતે એકનો એક માણસ બે ઠેકાણે હાજરી પુરાવે અને બેવડો પગાર છેડે બાંધે. હડતાલના અંધેરમાં આ બધા ગોટાળા પકડવાની ફુરસદજ કોને હતી? જર્ગિસે એક વાર એક જણને આવું કરતાં પકડયો અને તેને નોકરી પરથી એકદમ બરતરફ કર્યો. પણ જ્યાં આગળ જર્ગિસનો અને તેનો ભેટો થઇ ગયો હતો તે જગ્યાએ તે વખતે કોઇ ન હતું એટલે પેલાએ ગજવામાંથી દશ ડૉલરની નોટ કાઢી અને આંખનો મચકારો કરીને જર્ગિસના હાથમાં આપી દીધી. તેણે ધીમે રહીને તે લઈ પણ લીધી. ત્યાર પછી તો આ રિવાજનો વધારે ફેલાવો થઇ ગયો અને તેમાંથી જર્ગિસને પણ દરરોજ સારી કમાણી થવા લાગી.

આવા સંજોગોમાં જાનવરની કતલ કરીને તેમના શરીરનું માંસ છૂટું પાડવાનું કામ એટલું ધીમું અને અવ્યવસ્થિત રીતે થતું હતું કે સાજાં ઢોરની વાત તો જાણે એક બાજુએ મૂકીએ, પણ મુસાફરી કરતાં રસ્તામાં માંદાં પડેલાં અથવા જખમી થએલાં ઢોરનો પણ પુરો નિકાલ થતો ન હતો. આવાં નકામાં ઢોરનોજ જો સાંજને છેડે નિકાલ થઇ જાય તો માલિકો મન વાળે કે ચાલો આટલા નુકસાનમાંથી તો બચ્યા ! પણ તેટલું કામ પણ પૂરૂં પાંશરૂં થઇ શકતું ન હતું. આ ગરમીની મોસમમાં પીવાને પૂરતું પાણી નહિ મળવાથી બે કે ત્રણ દિવસની મુસાફરી દરમ્યાન કેટલાંક ડુક્કરને કૉલેરા થઇ આવતો અને રસ્તામાં ને રસ્તામાંજ મરી જતાં અથવા જેઓ જીવતાં રહેતાં તેમના ઉપર ખીજે ભરાઇને બીજાં ડુક્કર તેમની સાથે લડાલડી કરતાં અને માંદા જાનવરના ઉપર તૂટી પડીને તેમને એવાં ખાઈ જતાં કે જ્યારે ડબ્બાનું બારણું ઉઘડે ત્યારે મરનારનાં ફક્ત હાડકાંજ બાકી રહેવા પામતાં. કૉલેરાવાળા ડુક્કરનું માંસ ખાઇ જનારાં જેટલાં ડુક્કર એ ડબ્બામાં હોય તે બધાંનો તે ને તેજ દહાડે નિકાલ ન થઇ જાય તો એ હરામખોરોને બધાનેજ બીજે દહાડે કૉલેરા થઇ આવ્યા વગર રહેજ નહિ, અને તેમ થાય તો માત્ર લાર્ડ બનાવ્યા સિવાય તેઓ બીજા કશાજ ખપમાં આવે નહિ. એવીજ રીતે ગાયો, બળદ, વાછ-

રડા, સાંઢ–એ પ્રાણીઓ પણ કોઇ કોઇ વાર ડબ્બામાં રહ્યાં રહ્યાં લડી પડતાં અને લોહીલુહાણ થઇ જતાં. કેટલાંક જ્યારે પૅકિંગટાઉનના રેલ્વે યાર્ડમાં ઉતરતાં ત્યારે તેમની મરવા જેવી હાલત થઇ ગએલી જોવામાં આવતી. કોઇ કોઇનાં હાડકાં ભાંગી ગએલાં હોય, તે ભાંગેલાં હાડકાંની કરચરો માંસ અને ચામડીની અંદર ગૂંચવાઇ જઇને ખૂંટીઓની પેઠે બહાર દેખાઇ આવતી. આ બધાં ઢોરનો તો ગમે તેમ કરીને નિકાલ કરીજ નાખવો જોઇએ, અને એ કામને માટે માણસો ન મળે તો દલાલો, સોદાગરો, સુપરિન્ટેન્ડેન્ટો, બધાએજ ખમીસની બાંયો ચઢાવીને ખાટકીનું કામ કરવું પડે તો કરવુંજ રહ્યું. બીજી બાજુએ કારખાનાંના માલિકોના દલાલો છેક દક્ષિણ તરફના જિલ્લાઓમાં હબસી મજૂરોની ટોળીઓની શોધ કરવા પાછળ મંડયા હતા. દરેકને રોજના પાંચ પાંચ ડૉલરનો પગાર અને ખાવા પીવાનું મફત એવી શરતે તેઓ મજૂરોની ભરતી કરતા હતા; પણ અમારે ત્યાં હડતાલ પડી છે માટે તમને લેવા આવીએ છીએ એ વાત તેઓ તદ્દન છૂપી રાખતા હતા. રેલ્વે કંપનીઓ પણ માલિકોની કુમકે દોડી આવી હતી; તેમણે મજૂરોને ખાસ સસ્તે દરે શિકાગો સુધી આગગાડીમાં બેસાડીને લઈ જવાનું કબૂલ કર્યું હતું, એટલુંજ નહિ પણ મજૂરોની સ્પેશ્યલ ટ્રેનોને રસ્તામાં રોકાણ ન થાય તે સારૂ તેમને માટે લાઇન ક્લીઅર રાખવાનો હુકમ ફેરવ્યો હતો. એ રીતે મજૂરોની સ્પેશ્યલ ટ્રેનો શિકાગો તરફ દોડતી થઇ ગઇ હતી. માલિકો પૈસો વેરવામાં બાકી રાખતા ન હતા. આ હડતાલનો લાભ લઇને કેટલાંય શહેરો અને નગરોએ પોતપોતાનાં કેદખાનાંના તમામ કેદીઓને છોડી મૂક્યા, કારખાનામાંથી મજૂરોને રજા આપી. ડેટ્રોઇટ શહેરના માજિસ્ટ્રેટોએ કોઈ પણ ગુંડો, બદમાસ અથવા ગુન્હેગાર ચોવીસ કલાકમાં શહેર છોડીને ચાલ્યા જવાનું કબૂલ કરે તેમને હરકોઇ ગુન્હો માફ કરીને છૂટા કરવા માંડયા અને કસાઇખાનાંના માલિકોના દલાલો હુકમની વાટ જોતા કચેરીઓમાં ઉભાજ હોય, તેઓ પેલા બધાને ગાડીઓમાં બેસાડી બેસાડીને સીધા શિકાગો રવાના કરી દેતા. આં બધા માનવંતા પરોણાઓ એક વાર આવ્યા પછી પાછા નાસી ન જાય તે સારૂ આખી ને આખી માલગાડીઓ ભરીને ખાવા–પીવાની સામગ્રી કારખાનાના માલિકોએ મંગાવવાની ગોઠવણ કરી. બીર અને વ્હીસ્કી નામના દારૂ તો પીપનાં પીપ ભરીને તેમને પીવાને સારૂ તૈયાર રાખ્યાં. પોતાના પરોણાઓનાં સુખ અને આરામને માટે માલિકો બધી બાજુનો વિચાર કરીને તે તે પ્રકારની ગોઠવણ કરવા ચૂક્યા ન

હતા. સિનસિનેટી જિલ્લાની ત્રીસ ભરજુવાન છોકરીઓને "તમને ફળ તોડવાના કામ માટે લઇ જઇએ છીએ" એવું બહાનું બતાવીને શિકાગો તેડી આણી અને તેમને ફળ તોડવાને બદલે માંસના ડબ્બા ભરવાને કામે બઝાડી દીધી. રાત પડી ત્યારે તેમના સૂવાના ખાટલા જ્યાં થઇને બધા મજૂરો જાય આવે એવી ચાલીઓમાં પથરાવ્યા. મજૂરોની ટૂકડીઓ રાત દહાડો ગમે ત્યારે પોલિસના જાપ્તા નીચે ચાલીજ આવતી. આટલા બધાને માટે સૂવા બેસવા જેટલી જગ્યાજ ક્યાંથી લાવવી ? પણ કેટલાકને કારખાનાના હાલમાં ખાલી પડેલા ઓરડાઓમાં, કેટલાકને વખારોમાં, કેટલાકને ગાડીઓના તબેલામાં એમ ગમે તેમ સજડાસજડી ધકેલી દીધા. ખાટલા પણ એકબીજાને અડોઅડ પથરાવીને એક એક ઓરડામાં ઘણામાં ઘણાં માણસોને ભચડી ભચડીને પૂરી દીધા. કેટલાક ઓરડા તો વળી એવા કે દહાડે ભોજનગૃહ અને રાત્રે શયનગૃહ બની જાય. ઉંદરનાં પણ ધાડાં ને ધાડાં રાત પડે એટલે દોડાદોડ કરતાં તેથી સૂનારાઓ જમવાનાં ટેબલના ઉપર ખાટલા મૂકીને સૂતા, નહિ તો ઘણાનાં હાથ–પગનાં આંગળાં ઉંદરોએ કરડી ખાધાં હોત.

પરંતુ આટલા આટલા ધમપછાડા મારતાં પણ માલિકો ઝાંખા પડી ગયા હતા. તેઓ મોઢેથી કબૂલ કરતા ન હતા, પણ તેમનો પરાજય થઇ ચૂક્યો હતો. તેમને હવે ગળે પાણી આવી ગયાં હતાં. કુલ મજૂરોના ૯૦ ટકા જેટલા મજૂરોએ હડતાલમાં ભાગ લીધો હતો. એથી કરીને માલિકોને માથે તો નવા મજૂરો ઉભા કરવાનું અને કાચા અણપલોટાએલા મજૂરોને કેળવીને નવું મજૂરસૈન્ય રચવાનું કામ આવી પડયું હતું. બીજી બાજુએ હડતાલને લીધે માંસના બજારમાં ત્રીસ ટકાનો વધારો થયો હતો તેથી લોકો ખીજવાયા હતા અને કોઇ પણ રીતે માંડવાળ થવી જોઇએ એવા ચારે તરફથી પોકાર ઉઠવા લાગ્યા હતા. છેવટે માલિકોએ કહેણ મોકલ્યું કે, અમે આ તકરારી સવાલનો ફેંસલો લવાદની મારફતે કરાવવા ખુશી છીએ. દશ દિવસ બેઉ પક્ષના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટ ચાલ્યા પછી મજૂર સંઘના આગેવાનોએ માલિકોની માગણી કબૂલ રાખી અને આખો પ્રશ્ન લવાદ પંચની આગળ રજૂ કરવા માટે બેઉ પક્ષ બંધાયા. વધારામાં મજૂર સંઘની એક શરત એ પણ હતી કે, અમે હડતાલ પાછી ખેંચી લઇએ ત્યાર પછી પીસ્તાળીસ દિવસની અંદર હડતાલમાં ભાગ લેનાર એકેકે એક મજૂરને કામ પર ચઢાવી દેવો પડશે અને "અમુક માણસ મજુરસંઘનો સભાસદ છે, એમ ગણીને તેના ઉપર ખાસ સખ્તાઇ

કરવી નહિ તેમજ સભ્યો અને બિનસભ્યો વચ્ચે ભેદભાવ રાખવો નહિ." માલિકોએ આ બધી શરતો કબૂલ કરી એટલે મજૂર સંઘે હડતાલ પાછી ખેંચી લીધી.

હવે જર્ગિસના મનમાં વળી ફાળ પડી. હડતાલ પર જનારા બધા કામદારોને ભેદભાવ રાખ્યા વગર તેમની તેમની જગ્યા ઉપર પાછા ગોઠવી દેવાનું ઠરે તો તેની મુકાદમની જગ્યા જાયજ. આટલા માટે તે સુપરિન્ટેન્ડેન્ટની પાસે ગયો. પણ તેણે તો ક્રૂર હાસ્ય કરીને કહ્યું કે "તું જો તો ખરો, શું થાય છે તે."

આ તહકુબી કરવામાં માલિકોની મૂળ દાનત દુષ્ટ હતી કે નહિ, તેઓ આવું કરીને વાત ઢીલમાં નાખવા માગતા હતા કે નહિ, તેઓ આ યુક્તિ વડે મજૂર સંઘને નિર્બળ બનાવીને હડતાલનું બળ તોડવા માગતા હતા કે નહિ, તે વિષે કશો ચોક્કસ અભિપ્રાય આપી શકાતો નથી. પણ આટલી વાત તો નિઃસંદેહ છે કે, તહકુબી થઈ તેજ રાત્રે ડરહામ કંપનીની ઑફિસમાંથી મોટાં મોટાં માંસનાં કારખાનાંના માલિકો ઉપર તારનો સંદેશો ગયો હતો કે "મજૂર સંઘના આગેવાનોને નોકરીમાં રાખતા નહિ." બીજે દહાડે સવારના પહોરમાં વીસ હજાર મજૂરો તેમનાં કામ કરવાનાં કપડાં પહેરીને અને હાથમાં ભાથાના દાબડા લઇને માંસનાં કારખાનાંના દરવાજા આગળ આવીને ઉભા રહ્યા. હડતાલ પડી તે અગાઉ જે ઓરડામાં પોતે કામ કરતો હતો તેના બારણા આગળ જર્ગિસ ઉભો રહ્યો હતો અને હવે શું થાય છે તે જોવાને ઘણો આતુર થયો હતો. મજૂરો કારખાનામાં દાખલ થવાની અને પાછા પોતપોતાના કામ ઉપર ચઢી જવાની વાટ જોતા ઉભા હતા. ત્રીસ-ચાળીસ પોલિસના સિપાઇઓ પણ તેમના ઉપર નિઘા રાખીને ઉભા રહ્યા હતા. એવામાં એક સુપરિન્ટેન્ડેન્ટ અંદરથી નીકળ્યો અને મજૂરો સામાસામી બે હાર બનાવીને ઉભા હતા તેમની વચ્ચે ચાલતો ગયો અને જે તેની નજરમાં આવ્યા તેમને જુદા કાઢવા લાગ્યો. તેની પાછળ બીજા અમલદારો પણ ચાલ્યા આવ્યા અને એજ કામ કરવા મંડયા. કયા ધોરણ ઉપર અને શાને માટે મજૂરોની પસંદગી થાય છે તે કોઇને સમજાયું નહિ. પણ તેમણે કેટલાકને પસંદ કર્યા અને કેટલાકને ટાળી મૂક્યા. વળી જે લોકો હારના આગલા ભાગમાં ઉભા હતા તેમને તો હાથજ ન અડકાડયો; કારણકે તેઓ મજૂર સંધના કાર્યકર્તાઓ અને આગેવાનો હતા. વળી હડતાલ દરમ્યાન જેમણે જેમણે ભાષણો આપેલાં, તેમને

પણ ટાળી મૂકયા. જેમ જેમ એક એક જણને સુપરિન્ટેન્ડેન્ટ ટાળતો ગયો, તેમ તેમ મજૂરો વધારે વધારે મોટેથી બડબડવા લાગ્યા અને તેમના ચહેરા ઉપર ક્રોધની માત્રા વધતી જણાઇ. જે જગ્યાએ ખાટકીઓનું ટોળું ઉભું હતું તે તરફ તો શોરબકોર થવા લાગ્યો અને લોકોનું મોટું ટોળું પણ ત્યાં જમા થવા માંડયું. વળી ત્યાં શું નવાજૂની થાય છે તે જાણવા માટે જર્ગિસ પણ તે તરફ દોડી ગયો. એક હૃષ્ટપુષ્ટ ખાટકી જે પેકિંગ ટ્રેડસ કાઉન્સીલનો પ્રમુખ હતો તેને તો જાણી જોઇને પાંચ પાંચ વાર ટાળી મૂકયો તે જોઇને લોકો ખૂબ ઉશ્કેરાઇ ગયા. આ બધું શાને માટે થાય છે તે જાણવાને માટે તેમણે પોતાના ત્રણ પ્રતિનિધિઓ ચૂંટીને તેમને સુપરિન્ટેન્ડેન્ટને મળવા માટે તેની ઑફિસમાં મોકલ્યા. તેમણે ઑફિસમાં પેસવાનો ત્રણ ત્રણ વાર પ્રયત્ન કરી જોયો અને ત્રણ ત્રણ વાર તેમને સિપાઇઓએ દંડા મારી મારીને કાઢી મૂકયા. પછી તો ત્યાં ઉભેલા મજૂરોએ બૂમો અને ચીચીઆરીઓ પાડવા માંડી. તેથી આખરે સુપરિન્ટેન્ડેન્ટને બહાર આવવું પડયું. સેંકડો મજૂરો એકકે અવાજે બોલી ઉઠયા: "જો તમારે અંદર લેવાજ હોય તો સૌને લો, નહિ તો અમે બધાજ પાછા ચાલ્યા જઇશું." આના જવાબમાં સુપરિન્ટેન્ડેન્ટે તેમની સામે મુકકો ઉગામીને સૌ સાંભળે એવા મોટા અવાજે કહ્યું: "તમે અહીંથી ગયા હતા ત્યારે ઢોરની પેઠે ગયા હતા અને એક દહાડો ઢોરની પેઠે પાછા આવવાના છો."

એટલે તો પેલો જાડો ખાટકી પ્રમુખ મોટા મોટા પથરાનો ઢગલો પડયો હતો તેના ઉપર છલંગ મારીને ચઢી ગયો અને ઘાંટો પાડીને બોલ્યો: "ચાલો અલ્યા! આપણે બધાજ પાછા હડતાલ પર જઇએ છીએ." બસ, પતી ગયું. ખાટકીઓએ પાછી બીજી વારની હડતાલ શરૂ કરી. તેમના સંઘના સભાસદો જેઓ બીજાં કારખાનાંઓના મજૂર હતા અને ત્યાં પણ તે તે કારખાનાના માલિકોએ આવોજ દગો કર્યો હતો, તે બધાને પાછા બોલાવી લીધા અને ઝનુની ચીસો પાડતા ખાટકીઓનું ટોળું પેકર્સ એવેન્યુ આગળ સરઘસના રૂપમાં આવી પહોંચ્યું. ત્યાં આગળ બીજાં ખાતાંના અને બીજાં કારખાનાંના મજૂરો પણ આવી આવીને એકઠા થયા હતા અને ઝનુનમાં આવી જઇને કોઇ ચીસો પાડતા હતા તો કોઇ મજૂર સંઘના ખાસ ઉદ્દગારોના પોકાર કરતા હતા. ઢોરને કતલ કરવાના ખાતામાં આવડતવાળા મજૂરોની તાણ હોવાથી તે વિભાગમાં સૌને વગર ભેદભાવે અંદર લઇ લીધા હતા અને તેઓ તો તેમનું કામ કરવા લાગ્યા હતા. પણ તેમને હડતાલના સમાચાર મળ્યા એટલે તેમણે પણ ઓજાર

ફેંકી દીધાં અને બધા બહાર નીકળી પડયા. કેટલાક તો ઘોડા ઉપર સ્વાર થઇને ખૂમો પાડતા પાડતા જ્યાં જ્યાં માંસનાં કારખાનાં હતાં ત્યાં બધે ફરી વળ્યા, અને પાછી નવેસરથી હડતાલ જાહેર થઇ છે, એવી સૌને ખબર કરી દીધી. ત્યાર પછી અડધાજ કલાકની અંદર પેકિંગ્ટાઉનનાં માંસનાં નાનાં મોટાં તમામ કારખાનાંઓમાં હડતાલ પડી ગઇ અને મજૂર લોકો આ વખતે પહેલાંના કરતાં વધારે ઝનુનમાં આવી ગયા.

પેકિંગ્ટાઉનનું વાતાવરણ અગાઉની હડતાલ વખતે જેવું હતું તે કરતાં જુદાજ પ્રકારનું થઇ ગયું હતું—આ વખતે માણસોનાં હૃદયમાં ક્રોધ અને વૈરના ભડકા ભડભડી રહ્યા હતા અને મજૂરોનો દ્રોહ કરનાર "મસ્કાપાલિશીઆ" લોકો કારખાનાની હદ બહાર પગ મૂકતા તો આ વખતે તો તેમનાં હાડકાં પાંસળાંનો ખુર્દો થઈ જતો. આવાં છમકલાં દિવસમાં એકાદ બે વાર થતાં, તેનો વીગતવાર હેવાલ છાપાંવાળા તરતજ છપાવી મારતા અને તેનો બધો ઓળાગોળો મજૂર સંઘોને માથે નાખતા. તેઓ એવો વિચાર કરતા ન હતા કે, આજથી દશ વરસ ઉપર પેકિંગ્ટાઉનમાં મજૂરસંઘની એક પણ શાખા ન હતી અને તે વખતે જ્યારે મજૂરોએ પોતાની મેળે હડતાલ પાડી હતી ત્યારે એટલાં હુલ્લડ તોફાન થયાં હતાં કે તે શમાવી દેવાને માટે લશ્કરની ટૂકડીઓ મંગાવવી પડી હતી અને રાતને વખતે મજૂરોએ માલગાડીઓને આગ લગાડી હતી. તેના ભડકાના પ્રકાશમાં મજૂરો અને લશ્કરનાં માણસો વચ્ચે ખરેખરૂં યુદ્ધજ મંડાયું હતું; એ વાત આ દોઢડાહ્યા છાપાંના અધિપતિઓ જાણી જોઇને ભૂલી જતા હતા. તે સાલનાં પોલિસનાં દફ્તર ઉથલાવવાની કોઈ જરા જેટલી તસ્દી લે તો તેને માલૂમ પડશે કે, આ હડતાલના દહાડામાં તેની અગાઉના કોઈ પણ વખત કરતાં મારામારીના દાખલા ઓછા બન્યા હતા. અને તે પણ ક્યારે ? જ્યારે વીસ હજાર કામદારો બેકાર થઇ બેઠા હતા અને તેમને થએલા અન્યાયના વિચારોને વારંવાર મનમાં ઘૂંટયા સિવાય બીજું કશું કામજ તેમની પાસે ન હતું. તે વખતમાં બીજા સામાન્ય વખત કરતાં ગુન્હાનું પ્રમાણ ઓછું થાય તેનો મજૂર સંઘના નેતાઓને યશ આપવાને બદલે માલિકોએ આપેલી રૂશ્વત ખાનારા અધિપતિઓ ઉલટા તેમને વગોવવા મંડયા હતા. મજૂર સંઘના નેતાઓ આ હડતાલ દરમ્યાન જે સખત પરિશ્રમ અને સતત સાવધાનતા સહિત કામ કરતા હતા તેની હકીકત તો મૂડીવાદીઓએ ખરીદી લીધેલાં છાપાંઓમાં આવેજ શાની ? આવડા મોટા સૈન્યને દંડો ફિસાદ અને

લૂંટફાટ કરતું અટકાવવું, તેમને ટોળાં બાંધીને ગમે ત્યાં રખડવા ન દેવા, સામાવાળા તેમની છેડતી કરે તો પણ તેઓ મારફાડ કરી ન બેસે તેની કાળજી રાખવી અને જુદી જુદી ભાષાઓ બોલનારાં નાનાં મોટાં મળીને એક લાખ માણસોના સમૂહને ૭ ૭ અઠવાડીઆં સુધી ભૂખમરો, નાઉમેદી અને નિરાશાની સામે ટકાવી રાખવાં, તેમને ઉત્સાહ આપ્યા કરવો અને પોતે લીધેલો ટેક આખર સુધી ન છોડે—તેમનાં સ્ત્રી બાળકોને ભૂખે ટળવળતાં જુએ તો પણ નમ્યું ન આપે—એટલા ધૈર્યનો તેમનાં હૃદયમાં સંચાર કરવો એ કામ કાંઈ જેવું તેવું હતું? પણ છાપાંઓમાં તેને માટે એક અક્ષર પણ નહિ!

માલિકોને સુલેહ કરવીજ ન હતી. તેમને તો સુલેહનું બહાનું બતાવીને વખત લઈ લેવો હતો અને તેટલા વખતમાં પોતાની સ્થિતિને વધારે મજબૂત બનાવી લેવી હતી. હડતાલ પર ગએલા મજૂરોમાંથી એક પણ પાછો ન આવે તો પણ તેમના વગર ચલાવી લેવાય તે સારૂ માલિકોએ નવા મજૂરોનું દળ તૈયાર કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો અને તે કામની પાછળ કમર કસીને મંડયા હતા. દરરોજ રાત પડે એટલે હજારથી બે હજાર નવા બહારના મજૂરો કારખાનામાં દાખલ થયાજ હોય, અને દરેક કારખાનાના માલિક પોતપોતાની જરૂરીઆત પ્રમાણે થોડા થોડા વહેંચી લે. એમાંના કેટલાકને તો કામ કરવાનો અનુભવ હતો—કેટલાક ખાટકી હતા, કેટલાક વળી કારખાનાંના માલિકોની બહારની શાખાઓમાં વ્યવસ્થાપકોનું અથવા વેચાણ કરનારાઓનું કામ કરતા હતા, કોઇ કોઇ વળી મજૂર સંઘના ફૂટેલ સભાસદો પણ હતા, જેઓ પોતાના ગામમાં મોઢું ન બતાવાય તેથી પરગામ ચાલ્યા આવ્યા હતા. પણ આવા લોકોની સંખ્યા બહુજ જુજ જેટલી હતી. મોટા ભાગના માણસો તો દક્ષિણ તરફના પ્રાન્તોના અણપલોટાએલા બોથ્થડ જેવા હબસીઓજ હતા. એ બધાઓને કારખાનાંઓમાં ગમે ત્યાં ઢોરની પેઠે ગડબી ગડબીને પૂરી દેવામાં આવતા હતા. દેશની સરકારે કાયદો તો ઘડયો છે અને ધારાપોથીના ચોપડામાં એવો કાયદો છે તો ખરો કે, કોઇ પણ મકાન જેને સરકારે સાર્વજનિક ઉતારા તરીકે વાપરવાની પરવાનગી ન આપી હોય એવાં મકાનમાં લોકોને ઉતારાય નહિ. વળી જે મકાનનો આ પ્રમાણે સાર્વજનિક ઉતારા અથવા ધર્મશાળા તરીકે ઉપયોગ કરવો હોય તેમને કાયદા પ્રમાણે અમુક બારીઓ, અમુક દાદર અને આગના અકસ્માત વખતે એકદમ નાસી જવાની ખાસ સગવડો હોવીજ જોઇએ. આવી સગવડ છે એવી ખાત્રી કર્યાં પછી તે તે મકાનના માલિક અથવા વ્યવસ્થાપકોને મકા-

નનો સાર્વજનિક ઉપયોગ કરવાની પરવાનગી મળે છે. વગર પરવાનગીએ કોઇ પણ મકાનનો આવો જાહેર ઉપયોગ કરવો એ કાયદાની દૃષ્ટિએ ગુન્હો છે. પણ માલિકોએ આ પ્રસંગે કાયદાને ઘોળી પીધો હતો. દાખલા તરીકે એક ઓરડો જેમાં દાખલ થવાનું ફક્ત એકજ બારણું હતું અને એકજ બારી હતી તેમાં સો મજૂરોને સજડાસજડી સૂવાડી દીધા હતા અને ખાટલા પાથરવા જેટલી જગ્યા નહિ હોવાથી ભોંય ઉપર અડોઅડ ગોદડીઓ પાથરી દીધી હતી. બીજો એક ઓરડો જેનો ઉપયોગ અત્યાર સુધી વખાર તરીકેજ થતો હતો, જેમાં સમ ખાવાને એક પણ બારી ન હતી, તેમાં થોડા ઘણા નહિ પણ સાતસો માણસોને ખોસી ઘાલ્યા હતા. ગોદડાં ખૂટયાં ત્યારે માણસોને ખાટલાની લોખંડની કમાનો ઉપરજ સૂઇને જેમ તેમ રાત કાઢવી પડેલી. તેમાં પાછી ખૂબી એ કે, એના એજ ખાટલા અમુક સાતસો માણસો રાત્રે વાપરે અને બીજા સાતસો જણ જેઓ રાતપાળી કરતા હોય તેઓ દહાડે વાપરે. એમ ચોવીસે કલાક સૂનારા લોકો ખાટલા ઉપર તો પડેલા ને પડેલાજ હોય. આ બધી વાતો ધીમે ધીમે બહાર આવી, જાહેર પ્રજાએ એની વિરુદ્ધમાં આંદોલન શરૂ કર્યું ત્યારે તેની તપાસ કરવાનું નક્કી થયું. તપાસને પરિણામે સાર્વજનિક મકાનોને લગતા કાયદા મુજબ તમારે ચાલવું પડશે, એવો માલિકોને હુકમ કરવાની શહેરના લૉર્ડ મેયરને આખરે ફરજ પડી. ત્યારે માલિકો બીજો દાવપેચ રમ્યા. તેમણે હાઇ કોર્ટમાં આ હુકમની સામે અપીલ દાખલ કરાવી અને અમુક જજને પોતાનો કરી લઇ તેની મારફતે લૉર્ડ મેયરના ઉપર મનાઇહુકમ કઢાવ્યો.

આજ અરસામાં શહેરનો લૉર્ડ મેયર બણગાં ફૂંકતો હતો કે, મેં શહેરમાંથી જુગારીઓનું અને પૈસાને ખાતર કુસ્તી અથવા મુષ્ટિયુદ્ધ કરનારા ગુંડાઓનું નામનિશાન કાઢી નાખ્યું છે; પણ જુગાર રમવાનો ધંધો કરનાર સેંકડો બદમાસોએ પોલિસની સાથે મળી જઇને કારખાનામાંજ જુગાર રમવાના અડ્ડા ઉઘાડયા હતા અને હમણાં હમણાં નવા મજૂરોને મોંમાગ્યા પગાર મળતા હતા તેનો મોટો ભાગ તફડાવી લેતા હતા. પૈસાને માટે કુસ્તી અથવા મુષ્ટિયુદ્ધનાં દંગલ બ્રાઉન કંપનીની ઑફિસની સામેના ખુલ્લા ચોગાનમાંજ ખેલાતાં હતાં. દરરોજ રાત પડે એટલે મોટા મોટા રાક્ષસ જેવા હબસીઓ ચડ્ડીઓ પહેરીને એકબીજાને ગડદા પેચ કરી નાખતા અને જે જીતે તે ઠરાવેલું ઇનામ લઇ જતા. આ તમાશો જોવાને માટે ત્રણ ત્રણ ચાર ચાર હજાર સ્ત્રીઓ અને પુરુષોનું ટોળું એકબીજાની સાથે અથડા–અથડી કરતું

ભેગું થતું અને કાળા સાહી જેવા હબસી જેમાંના ઘણાએ પોતાના જોડાની અંદર છરા સંતાડી રાખ્યા હતા તે અને જુવાન ગોરી છોકરીઓ એકબીજાને ખભેખભા અડકાડીને ઉભાં રહેતાં. વળી આજુ-બાજુનાં કારખાનાંની બારીએ બારીએથી ગૂંચળાં ગૂચળાંવાળા વાળ-વાળાં કાળાં કાળાં માથાં ડોકાતાં હતાં. આ હબસીઓના પૂર્વજો આફ્રિકાના અસભ્ય જંગલીજટ જેવા માણસો હતા. ત્યાંથી તેમને ગોરા વેપારીઓએ પકડી પકડીને અમેરિકાને કિનારે લાવી નાખ્યા અને પછી ઢોરની પેઠે વેચી માર્યા. આ પ્રમાણે તેઓ પેઢી દર પેઢી સુધી આકૃતિ-માં મનુષ્ય પણ બાકી બીજી બધી રીતે પશુ જેવા રહ્યા અને ગુલા-મીનો રિવાજ બંધ થયો ત્યાં સુધી ગોરી પ્રજાએ તેમને હરેક રીતે દબાએલાજ રાખ્યા. થોડો વખત થયાંજ તેઓ સ્વતંત્ર બન્યા છે અને તે દિવસથી તેમને તેમની પાશવી વૃત્તિઓને ફાવે તેમ બહેકાવવાની અને પોતાનો સર્વતોભાવે વિનાશ કરવાની જોઇએ તેટલી છૂટ મળી ગઇ છે. આવા લોકોને કારખાનાંના માલિકોએ હડતાલને ભાંગી પડા-વવા માટે પોતાની મદદે બોલાવ્યા હતા. તેમનો ખપ તો માત્ર હડ-તાલીઆઓને નમાવવા પૂરતોજ હતો. ટૂંકા પગાર ઉપર જેમ તેમ દહાડા કાઢનારા મજૂરો પગાર વગર લાંબો વખત ટકી શકવાના નથી, એ કરોડપતિ માલિકો જાણતા હતા. તેથી કરીને પેટની ભૂખ મજૂ-રોને તેમનો ટેક છોડાવે અને તેઓ માલિકોની આગળ નાકલીટી ખેંચતા આવે ત્યાં સુધી તેમને આ હબસીઓનો ખપ હતો. હડતાલ જ્યાં ભાંગી પડી એટલે તરતજ તેમને જેવા તેડાવ્યા હતા તેવાજ પાછા વળાવી દેવાના હતા. માલિકોને તેમની સાથે કાયમનાં પાનાં પડયાં ન હતાં. તેઓ પાછળથી મરે કે જીવે તેની માલિકોને લેવાદેવા ન હતી. માત્ર હમણાં થોડા દહાડા ગમે તેમ કરીને તેમને રાજી રાખી-વાનીજ માલિકોને ગરજ હતી. આથી કરીને દારૂ અને વેશ્યાઓ, એ બે વસ્તુઓને માલિકોએ આગગાડીઓ ભરીભરીને કારખાનામાં લાવી નાખી હતી. દરરોજ રાત પડે એટલે કસાઇખાનાનો પ્રદેશ સાક્ષાત્ ભયંકર નરકના રૂપમાં ફેરવાઈ જતો અને માણસની પૈશાચિક વૃત્તિઓ ઉન્મત્તપણે તેમની દાનવી લીલા મચાવી મૂકતી. દરરોજ રાત્રે છરા અને પીસ્તોલનો ઉપયોગ થતો. એટલે સુધી કહેવાય છે કે આવી મારામારીઓમાં મરી ગએલા લોકોની લાશોને બારોબાર ઠેકાણે પાડી દેવાની સત્તાવાળાઓએ માલિકોને સદર પરવાનગી આપી દીધી હતી, એટલે પોલિસને ખબર આપવાની અને પંચનામું કરાવવાની જરૂર-જ પડતી ન હતી. સ્ત્રીઓ અને પુરુષોને માટે એકજ માળ ઉપર

સૂવાનું રાખ્યું હતું. રાત પડતી એટલે જ્યાં ત્યાં ઉઘાડો નિર્લજ્જ પશુઓના જેવો–તેથીય વધારે ભૂંડો–વ્યવહાર ચાલુ થતો. આવી નિર્લજ્જતા, આવો દુરાચાર, આવી પશુતાનું નાટક આખા અમેરિકામાં કોઇ પણ જગ્યાએ આવા મોટા પાયા ઉપર નહિજ ભજવાયું હોય. જે સ્ત્રીઓને માલિકો પકડી લાવ્યા હતા તે બધી શિકાગોનાં કુટણખાનાંમાંથી પણ રદબાતલ ઠરી ચૂકેલી વેશ્યાઓ હતી. એક બાજુએ આ રાંડો અને બીજી બાજુએ ઢોર જેવા હબસી મજૂરો. પછી ત્યાં થોડાજ દિવસમાં જેમનાં નામ દેતાં પણ શરમ આવે એવા ગુપ્ત વ્યાધિઓ જ્યાં ને ત્યાં જોવામાં આવે એમાં કાંઇ નવાઇ છે ? અને તે કઇ જગ્યાએ ? જ્યાં આખી સભ્ય દુનિયાને માટે ખાવાની વસ્તુઓ તૈયાર થતી હોય ત્યાંજ અને તે વસ્તુઓ પોતાને હાથે બનાવનારા અને ડબ્બામાં ભરનારા મજૂરોનેજ. હવે કાંઇ રહ્યું બાકી ? આ બધું પાપ શાને માટે ? માત્ર મજૂરોને તેમનું માગેલું નહિ આપવાના દુરાગ્રહને લીધે, અથવા તેઓ ફરીથી ઉંચુ માથું ન કરે એવા તેમને નરમ ઘેંસ કરી દેવા એવા ક્રૂર ઉદ્દેશથી કારખાનાંના માલિકો આ બધો પાપાચાર પોતાની નજર હેઠળ કરાવતા હતા.

કસાઇખાનાંવાળો પ્રદેશ કદી સ્વચ્છ, સુઘડ અને મનુષ્યને વસવા લાયક તો હતોજ નહિ. પણ હવે તો તેની બીભત્સતામાં, બેહદ વધારો થયો હતો. હવે તો ત્યાં જે કસાઇખાનાંને લગતાં મકાનો હતાં તેનો ઉપયોગ કસાઇખાનાંના કામ ઉપરાંત પંદરથી વીસ હજાર જેટલાં માનવપશુઓની છાવણી તરીકે પણ થવા લાગ્યો હતો. ગંદીમાં ગંદી અને ઉબકા આવે એવી ગંધાતી વસ્તુઓથી ભરચક થએલા એક ચોરસમાઇલ જેટલા પ્રદેશ ઉપર ઉનાળાના સૂર્યનાં સખત કિરણ આખો દિવસ તપતાં હતાં; એક બાજુએ હજારો પશુઓને નાના નાના વાડામાં સજડાસજડી પૂરી રાખ્યાં હતાં, તે વાડામાં ઢોરનાં છાણમૂતરની ગંદકી કંઇ જમાનાઓ થયાં એકત્ર થઇ હતી તે હવે સૂર્યના સખત તાપને લીધે ખદબદી ઉઠી હતી અને તેની અંદરથી દુર્ગંધના ગોટેગોટ ઉડતા હતા અને કેટલાય રોગના કીટાણુઓ ખદબદતા હતા; કદમાં મોટાં પણ ધૂમાડાથી કાળાં મસ બની ગએલાં માંસનાં કારખાનાંનાં મકાન, જેના વાંકા ચૂકા ભૂલભુલામણી જેવા દાદરાઓ અને ચાલીઓમાં સૂર્યનું કિરણ અથવા તાજી હવા તે મકાન બન્યા પછી કદી પેઠાંજ નથી, જેમાં જાનવરનાં ગરમ ગરમ લોહીની ખળખળ કરતી નદીઓ વહેતી હતી, દવાઓમાં બોળી રાખેલાં માંસનાં ગાડાં ને ગાડાં જ્યાં ભરાતાં હતાં અને ઠલવાતાં હતાં, જ્યાં ચરબી કાઢી લેવાની મોટી

મોટી કઢાઇઓ ગંધાતી ચરબીથી ભરેલી ખદબદતી હતી, જ્યાં સાબુ અને સરેશ બનાવવાના પેણામાં બદબોથી ભરેલી વસ્તુઓ ઉકળતી હતી, જ્યાં હાડકાંના ખાતરની મોટી મોટી ટાંકીઓ ભરી પડી હતી–આ બધી વસ્તુઓવાળા ઓરડામાંથી નરકને પણ ભુલાવે એવી કારમી બદબો બહાર આવતી હતી, બીજી બાજુએ ઉકરડાઓમાં સેંકડો ખાંડી જેટલો ગંધાતો કચરો તાપમાં સડતો હતો; ત્રીજે ઠેકાણે મજૂરોનાં મેલાં ધાણી જેવાં અને ચરબીથી ખરડાએલાં કપડાં સૂકાતાં હતાં; ચોથી તરફ રસોડાંનાં કોહવાણની મોરીઓ નરકસરિતાઓના જેવી વહેતી હતી; કરોડો માખીઓ તેમના પર ભમતી હતી અને ત્યાંથી બધે ઉડાઉડ કરતી હતી; આ બધી બાબતોને લીધે પેકિંગ્ટાઉન પુરાણોએ કલ્પેલા ભયંકરમાં ભયંકર નરકની સાથે સ્પર્ધા કરવા લાયક બન્યું હતું.

આ બધાં પંદર વીસ હજાર માનવપશુઓ રાત પડતી એટલે કામ ઉપરથી છૂટાં થતાં. પછી કારખાનાંની આસપાસના રસ્તાઓ ઉપર સૌ કોઇ ફાવે તેમ વર્તવાને માટે નીકળી પડતા. કોઇ લડતા, કોઇ જુગાર રમતા, કોઇ દારૂ ઢીંચતા, કોઇ છાકટા થઈ જતા, કોઇ ગાળાગાળી અને લડાલડી કરતા, કોઇ મોટેથી ગાતા, કોઇ બેન્ડો બજાવતા અને કોઇ તાનમાં આવી જઇને નાચવા મંડી જતા! એમને રવિવારની પણ રજા મળતી ન હતી. આખો દિવસ સવારથી સાંજ સુધી અઠવાડીઆના સાતે સાત દિવસ તેમને કામ કરવું પડતું; પણ રાત પડી એટલે કુસ્તી, મારામારી, જુગાર, રમત–ગમત, જેને જે કરવું હોય તે કરવાની તેને છૂટ હતી. આ બધાં તોફાન–મસ્તીની વચમાં કોઇ કોઇને ઇશ્વિરભક્તિનો આવેશ પણ આવી જતો હતો. એકાદ ખુણે લાકડાંનું તાપણું ભડભડ બળતું હોય અને ત્યાં આગળ કોઇ ડાકણના જેવી હબસણ માથાનાં લટીઆં છૂટાં મૂકીને ધૂણવા અને ચીસો પાડવા મંડી ગઇ હોય. તે ધૂણતી જાય અને લોકોને નરકની અનંત યાતનાની ધમકી આપતી જાય. તેનામાં દેવનો આવેશ આવ્યો છે એવું માનનારા કેટલાક હબસીઓ–સ્ત્રીઓ અને પુરુષો–ભોંય પર આળોટીઆં ખાતાં જાય અને પોતાનાં આજસુધીનાં પાપને સંભારી સંભારી ને રડે કકળે અને નરકના ભયથી હેબકી જઇને ચીસાચીસ કરી મૂકે.

હડતાલ દરમિયાન તો કસાઇખાનાંવાળા પ્રદેશની ઉપર કહી તેવી સ્થિતિ ચાલુજ રહી. એક બાજુએ મજૂર સંઘના આગેવાનો ગંભીર નિરાશા સહિત આ બધું જોયા કરતા હતા, બીજી બાજુએ ભૂખ્યાં છોકરાં બૂમરાણ મચાવે તેમ આખો દેશ માંસની મોંઘવારીની સામે

ખૂમરાણ મચાવી રહ્યો હતો. આ બધું થતું હતું તેમ છતાં માલિકો તેમના રાક્ષસી નિશ્ચયને વળગી રહ્યા હતા અને નિષ્ઠુરપણે તેનો અમલ કર્યાજ જતા હતા—દરરોજ તેઓ નવા નવા મજૂરોની ભરતી કર્યેજ જતા હતા. દેશમાં પંદર લાખ માણસો બેકાર હતાં પછી તેમને શી ફિકર હતી ? શરૂઆતમાં તો પૂરતાં માણસો આવી પહોંચ્યાં ન હતાં તેથી તેમને મજૂરોની ગરજ હોવાથી કશુંજ બોલતા ન હતા અને મજૂરો કામ કરે ન કરે અથવા બગાડ કરે તો પણ બધું ગળી જતા હતા. પણ હવે તો તેમની પાસે જોઇએ તે કરતાં પણ વધારે માણસો હતાં. હવે મજૂરોની સાથે સખ્તાઇથી કામ લેવામાં કશી અડચણ ન હતી. હડતાલને લીધે કારખાનાની વ્યવસ્થા બગડી ગઇ હતી તે બધી પાછી ઠેકાણે આણી નાખી, અને પહેલાંની પેઠે મજૂરો ઉપર કરપ બેસાડવા માંડ્યો. હવે બાંધ્યો પગાર ન આપતાં અમુક કામનો આટલો પગાર મળશે એવો જૂનો નિયમ પાછો દાખલ કર્યો. જેઓ અમુક ઝડપથી કામ નહોતા આપતા તેમને કાઢી મૂકવા માંડયા. આ કામમાં જર્ગિસ માલિકોના મુખ્ય સહાયકોમાંનો એક હતો. હવે કારખાનાના વાતાવરણમાં થતો ફેરફાર તે દરરોજ સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો. અકસ્માતથી બંધ પડેલું કોઇ એન્જીન પાછું ચાલુ થઈ જાય, તેમ કારખાનાનું વિરાટ્ યંત્ર પાછું ધમધમવા લાગ્યું હતું. પોતાના તાબાના માણસો ઉપર કેમ હુકમ કરવો, તેમને કેવી રીતે પોતાને તાબે રાખવા તે બધું જર્ગિસને આટલા દિવસના અનુભવથી આવડી ગયું હતું. એક તો નહિ સહન થાય એવી ગરમી અને દુર્ગંધથી તે અકળાઇ જતો હતો; બીજું પોતે મસ્કાપોલિશ થયો હતો તેનું તેને ભાન હતું અને તેટલા માટે તેને પોતાની જાત ઉપર ધિક્કાર પણ આવતો હતો; તેના મનના બીજવાટનું આ એક બીજું કારણ હતું. અંતઃકરણના ડંખને દબાવી દેવા માટે તે દારૂ પીવા લાગ્યો હતો અને તેથી તેના સ્વભાવમાં દુષ્ટતા દાખલ થઇ ચૂકી હતી. આ બધાં કારણોનું ફળ એ આવ્યું કે, તે પોતાના હાથ નીચેના મજૂરોને ગાળો દેતો, ધમકાવતો, દબડાવતો, તેઓ થાકીને લોથપોથ થઇ જાય અને તેમનાં માથાં અને ટાંટીઆ ફરવા માંડે ત્યાંસુધી તેમને તગેડી તગેડીને તેમની પાસે કામ કરાવતો.

આમ કરતાં કરતાં ઓગસ્ટ મહિનો પૂરો થવા આવ્યો. હડતાલ તો હજી પણ ટકી રહી હતી. એવામામાં એક દહાડો એક સુપરિન્ટેન્ડેન્ટ દોડતો દોડતો અંદર આવ્યો અને મોટી બૂમો પાડીને જર્ગિસને કહેવા લાગ્યો કે, તારાં માણસોનું કામ હમણાં પડતું મુકાવ અને તું તેમને

લઇને મારી પાછળ પાછળ ચાલ્યો આવ. તેઓ બધા બહાર આવ્યા ત્યાર પહેલાં તો ત્યાં આગળ લોકોનું મોટું ટોળું જમા થયું હતું અને ટોળાની વચમાં બે ઘોડાવાળી મોટી મોટી લોરીઓ તૈયાર થઇને ઉભી હતી. તેની સાથે સાથે ત્રણ સરકારી ગાડીઓ ભરીને પોલિસના સિપાઇઓ પણ હતા. જે ત્રણ લોરીઓ ખાલી હતી તેમાંની એકના ઉપર જર્ગિંસ અને તેના હાથ નીચેના માણસો ચઢી બેઠા. હાંકનારે ઘોડાઓને હાંકતા પહેલાં ગાડીની આસપાસ એકઠાં થયેલાં લોકોને મોટે સાદે ખસી જવાની ચેતવણી આપતાની સાથેજ ગાડીને પૂરપાટ દોડાવી મૂકી. ઘોડાઓ તો ચારે પગે છલંગો ભરતા દોડતા ગયા અને લોકોના ટોળાથી સજડાસજડી ભરાઇ ગએલી સડક ઉપર થઇને આગળ જર્ગિંસવાળી ગાડી અને પાછળ મોટી લાંબી લાઠીઓવાળા પોલિસના સિપાઇઓથી ભરેલી સરકારી ગાડીઓ ગડગડાટ કરતી દોડતી થઇ ગઇ. આ ચઢાઇ લઈ જવાનું કારણ ફક્ત એટલુંજ હતું કે, કસાઇખાનાની હદમાંથી કેટલાંક જુવાન વાછરડાં નાસી છૂટયાં હતાં તેમને હડતાલીઆઓએ પકડીને પોતાના કબજામાં લઇ રાખ્યાં છે એવી ખબર મળતાંજ હડતાલ પાડનારા મજૂરોને ખોખરા કરવાનો આ સરસ લાગ છે એમ જાણીને કારખાનાના માલિકોએ પોલિસની મદદથી મજૂરોના મહોલ્લા ઉપર ચઢાઇ કરવા પોતાની સેના મોકલી હતી.

હમણાં કહી ગયા તે પ્રમાણે આ બધી ગાડીઓ ગડગડાટ કરતી એશલેન્ડ એવેન્યુવાળા દરવાજા બહાર નીકળતાની સાથેજ જ્યાં બધા ગામનો કચરો ઠલવાતો હતો તે જગ્યા તરફ વળી. આ ગાડીઓ અને તેમાં બેઠેલાં માણસો લોકોની નજરે પડતાંની સાથેજ તેઓ શી મતલબથી જાય છે તે સમજી જતાં તેમને વાર લાગી નહિ અને તેથી તેમને જોઇને હજારો કંઠમાંથી ક્રોધની ચીચીઆરીઓ નીકળવા લાગી. બેઉ બાજુના ઘરમાંથી અને દારૂની દુકાનોમાંથી સ્ત્રીઓ અને પુરુષો આ સ્વારીને જોઇને બહાર ધસી આવ્યાં. પણ એક એક સરકારી ગાડીમાં આઠ આઠ દશ દશ પોલિસના સિપાઇઓ હતા તેથી કરીને રસ્તામાં તો કશું છમકલું થવા પામ્યું નહિ. પણ આગળ જતાં તેઓ એવી જગ્યાએ આવી પહોંચ્યા કે જ્યાં એટલી જનમેદની એકત્ર થઈ હતી કે લોકોને મારી હઠાવ્યા વગર અથવા તેમના ઉપરથી ગાડીઓને હાંકી લઇ ગયા વગર એક તસુ પણ આગળ ધપાય એવો માર્ગ રહ્યો ન હતો. સૌથી આગળની ગાડીમાં બેઠેલાઓએ લોકોને ચેતવવાને માટે બૂમો પાડી. પોલિસના સિપાઇઓથી ભરેલી ગાડીઓ સહિત કસાઈખાનાંનાં માણસોને આવેલાં જોઇને લોકો અંદર અંદર ઠેલાઠેલી

કરતાં ચારે તરફ અવ્યવસ્થિતપણે વીખરાઈ જવા લાગ્યા અને ભીડ ઓછી થઇ એટલે તેજ જગ્યાએ પેલા વાછરડાઓમાંના એકની લાશ તેનાજ લોહીના ખાબોચીઆની વચમાં પડેલી દેખાઇ. કસાઇખાનાં-વાળાઓને ચોરીનો મુદ્દામાલ મળી આવ્યા પછી તેમને બીજું જોઇએજ શું ? વાતનો સાર તો માત્ર એટલોજ હતો કે, આ લત્તામાં ઘણાં હડતાલીઆં ખાટકીઓ રહેતાં હતાં, તેમને કશો કામધંધો તો હોયજ શાનો ? અને વળી તેમનાં છોકરાં ભૂખે મરતાં હતાં. એવામાં કસાઈ-ખાનાની હદમાંથી નાસી છૂટેલાં વાછરડાં દોડતાં દોડતાં પોતાની મેળેજ તેમની સામે આવી ઉભા. આખી જિન્દગી જેમણે ખાટકીનુંજ કામ કર્યું હોય અને એ કામમાં જેઓ પહેલા નંબરના કારીગરમાં ગણાતા હોય તેમને એક વાછરડાને કાપીને તેનું માંસ છૂટું પાડી લેતાં બે મિનિટ કરતાં વધારે વખત લાગેજ નહિ. આ રીતે જોતજોતામાં તે વાછરડાનાં માંસનો મોટો ભાગ જુદાં જુદાં ઘરોમાં ચાલ્યો ગયો હતો. બસ, આ ગુન્હો કરનારાઓને સજા થવીજ જોઇએ. સજા ન કરે તો પછી પોલિસ શાના ? સિપાઇઓ તો પોતાનાં પહેરણની બાંયો ચઢાવીને ગાડીઓમાંથી નીચે કૂદી પડયા અને કોને મારવા અને કોને નહિ મારવા તેનો સહેજ માત્ર વિચાર કર્યા વગર તેમણે જેનાં જેનાં માથાં દીઠાં તેમને સૌને નિષ્પક્ષપાતપણે એકસરખી રીતે ભાંગવા માંડયાં. જેમનાં માથાં ઉપર તડોતડ લાકડીઓ પડતી હતી તેમનાં મોઢાંમાંથી ક્રોધ અને વેદનાની ચીસો નીકળતી ગઈ અને ભયભીત થએલા લોકો કાં તો દુકાનોમાં અથવા ઘરોમાં ભરાઇ જવા લાગ્યા અને તેવું આશ્રયસ્થાન જેમને સહેજે ન મળી આવ્યું તેઓ અવ્ય-વસ્થિતપણે ઢોરના ટોળાની માફક ઉભે રસ્તે નાસવા લાગ્યા. પોલિ-સના સિપાઇઓ જ્યારે લોકોનાં માથાં ભાંગવાનો લહાવો લે ત્યારે જર્ગિસ અને તેના માણસો હાથ જોડીને બેસી રહે કેમ ? તેમણે પણ આ ગમ્મતમાં અચ્છી રીતે ભાગ લીધો. આટલા બધામાંથી મારે કોને ખોખરો કરવો છે તે દરેક જણે પોતાના મનમાં નક્કી કરી રાખ્યું હતું તે પ્રમાણે એક એક જણે એક એક જણનો કેડો લીધો અને તેને જેટલો મરાય તેટલો મારવા માંડયો. નાસનારને માટે નાસવાનો રસ્તો રહેજ નહિ અને તે ઘેરાઇ જાય તો તે બેભાન થઇને જમીન પર પડી જાય ત્યાંસુધી માર મારતા. જો તે નાસીને કોઈ ઘરમાં ભરાઈ જતો તો તે ઘરનાં તકલાદી બારણાંને લાતો મારીને ભાંગી નાખતા અને પછી તે ઘરમાં ઘૂસીને સ્ત્રીપુરુષ નાનાંમોટાં સૌને, જે તેમ-ના ઝપાટામાં આવે તેમને, ઉંધુ ઘાલીને ઝપેટવા માંડતા. કોઈ ખાટલા

નીચે ભરાઈ જાય કે ગોદડાંના ઢગલા તળે સંતાઇ જાય તો તેને પકડી-ને બહાર ઢસડી લાવતા અને એક બાજુએ તેઓ ચીસો પાડતા જતા અને બીજી બાજુએ તેના ઉપર તડોતડ દંડાના ઝપેટા પડતા જતા. આ બધો કાર્યક્રમ સુલેહશાંતિનું સંરક્ષણ કરનાર પોલિસના માણસો-ની મદદથી જર્ગિસે અને તેના માણસોએ સાંગોપાંગ સંપૂર્ણ કર્યો.

આ કાર્ય ચાલતું હતું એવામાં કેટલાક જણ નાસીને દારૂની દુકાનમાં ભરાઇ ગયા. તેમની પાછળ જર્ગિસ અને સુલેહ-શાંતિના બે રક્ષકો દોડયા. નાસી છૂટનારમાંનો એક જણ જે ઠેકાણે કલાલ દારૂ વેચવા બેસે છે ત્યાં ભરાઇ ગયો, પણ પોલિસનો સિપાઇ જે તેની પાછળ પાછળ બરાબર દોડયો આવતો હતો તેણે તેને આ જગ્યાએ ઘેરી લીધો; કારણ કે તેને માટે બીજી બાજુએથી નાસી જવાનો રસ્તોજ રહ્યો ન હતો. સિપાઇઓ તેની પીઠ ઉપર અને તેના ખભા ઉપર જેટલા ઝપેટા મરાય તેટલા માર્યા. આખરે તે માણસ જમીન પર પડી ગયો અને તેનું માથું જે અત્યાર સુધી બચી ગયું હતું તેને હવે સિપાઇના દંડુકાનો સ્વાદ ચાખવાની તક મળી. બીજા લોકો નાસાનાસ કરતા દારૂની દુકાનમાં વચમાં બનાવેલા આંતરાને ટપી જઇને દુકાનના પાછલા ભાગમાં ભરાઈ ગયા. તેમની પૂંઠ લેનાર સિપાઇ શરીરે ખૂબ માતેલો હોવાથી તેનાથી તેટલું કૂદાયું નહિ. પોતાના હાથ-માંનો શિકાર જતો રહ્યો તેથી તે ખીજવાતો ખીજવાતો જેવો પાછો વળ્યો તેવીજ તેની સામી દિશાએથી એક જાડી પોલેન્ડ દેશની સ્ત્રી, જે આ દુકાનની માલિક હતી તે ક્રોધે ભરાઇને ગાળો દેતી દેતી દોડી આવી, તેના પેટમાં પેલા સિપાઇ દાદાએ દંડુકાનો એવો ગોદો લગાવી દીધો કે તે કળ ખાઇને બેવડ થઇને ભોંય પર પડી ગઈ અને વેદ-નાને લીધે આળોટીઆં મારવા લાગી. આ બધું થતું હતું તે વખતે જર્ગિસ, જેનામાં બીજાઓના કરતાં વધારે વ્યાવહારિક બુદ્ધિ હતી તેણે પોતાને હાથેજ લઈ લઇને જેટલો પી શકાય તેટલો દારૂ પીવા માંડયો. પહેલો પોલિસનો સિપાઈ જેનું કામ હવે પેલા માણસના પડી જવાથી ખતમ થઈ ગયું હતું તે પણ આ જરૂરી કામમાં જર્ગિસને મદદ કરવા માટે આવી પહોંચ્યો. બેઉ એ મળીને કેટલાક શીશા આખા ને આખા તેમના પેટમાં ઠાલવી દીધા, જેટલા ગજવામાં ખોસી શકાય તેટલા ખોસી લીધા અને પાછા વળતી વખતે લાકડીના ઝપાટાથી બાકીના શીશાને ગબડાવી પાડયા. કાચના શીશા ભોંય ઉપર અફ-ળાયા તેમના ફૂટવાના અવાજ સાંભળીને પેલી ભોંય ઉપર પડેલી સ્ત્રી બેઠી થવા જાય છે એટલામાં તો કાયદો અને વ્યવસ્થાને જાળવનાર

ત્રીજો સિપાઇ પાછળથી દોડયો આવ્યો અને તેના વાંસા ઉપર ઢીંચણનો ભાર દઇને તેને પાછી પાડી નાખી અને પોતાના બે હાથ વડે તેની આંખો ઢાંકી દીધી. આટલી સાવચેતી લીધા પછી તેણે પોતાના જોડીદારને કહ્યું કે, શું જોઇ રહ્યો છે? એટલે તરત તે સમજી ગયો અને ગાદી ઉપર પડેલા ગલ્લાનું ઢાંકણું તોડીને અંદર જેટલી રોકડ હતી તેટલી બધી તેણે પોતાના ગજવામાં સેરવી દીધી. પછી તે ત્રણ જણા દુકાનની બહાર નીકળી ગયા. જે સિપાઇએ પેલી સ્ત્રીને પકડી રાખી હતી તે પણ તેને જતાં જતાં એક છેલ્લો વહેલો હડસેલો મારીને દુકાન બહાર કૂદી પડ્યો. દરમ્યાન પેલા વાછરડાની લાશનો જે ભાગ બચ્યો હતો તેને ઉઠાવીને ગાડીમાં નાખી દીધો અને આખું લશ્કર પાછું કસાઇખાના તરફ વળ્યું. તેમની પાછળ, ક્રોધાન્ધ થએલા લોકોનું ટોળું ગાળોનો વરસાદ વરસાવતું દોડયું અને કશાને ઓથે સંતાઇ રહેલા દુશ્મનો તેમના ઉપર ઈંટ, પથ્થર તેમજ ઢેફાંનો મારો કરતાજ ગયા. આ બનાવ બન્યા પછી એકાદ બે કલાકની અંદરજ હજારો છાપાંઓમાં આ "હુલ્લડ"નો હેવાલ છપાયો. તેમાં ઈંટો અને પથ્થરો વરસ્યા તેનું વર્ણન હતું, પણ પોલિસના સિપાઇઓ દુકાનનો ગલ્લો ભાંગીને રોકડ લૂંટી ગયા તે વાત છાપાંવાળા આખી ને આખીજ ખાઈ ગયા અને માત્ર પૅકિંગ્ટાઉનના વતનીઓનાં દુઃખ-વિદ્ધ હૈયામાંજ તેનું સ્મરણ રહી ગયું.

બધું રાવણું પાછું કારખાનામાં જઈ પહોંચ્યું ત્યારે સાંજ પડવા આવી હતી. પેલા વાછરડાની લાશમાંથી જે કાંઇ થોડું ઘણું માંસ બચ્યું હતું તે અને બીજા એક-બે વાછરડા જેમને ફક્ત મારીજ નાખવામાં આવ્યા હતા પણ ચીર્યા ન હતા તેમના માંસને છૂટું પાડીને જ્યાં મોકલવું ઘટે ત્યાં મોકલાવી દીધું એટલામાં કારખાનું બંધ કરવાનો વખત થયો. જર્ગિસ અને તેના બે ત્રણ ભાઈબંધો જેઓ તેની સાથે મજૂરો ઉપર ચઢાઇ કરવા ગયા હતા તેઓ બધા ટ્રામમાં બેસીને આજના અનુભવોની વાતો કરતા કરતા શહેરના આઘેના ભાગમાં કોઇ સારી વીશીમાં વાળુ કરવા ગયા. વાળુ કર્યા પછી એક ઠેકાણે જુગાર ખેલાતો હતો ત્યાં જરાક નસીબ અજમાવવા બેઠા. જર્ગિસને જુગારની સાથે કદી લેણાદેણી તો હતીજ નહિ. એટલે આજે પણ તે પંદર ડૉલર હારી ગયો. આ નુકસાનથી તેનો જીવ બળવા લાગ્યો તેથી મનને પ્રસન્ન કરવાને વાસ્તે તેને પુષ્કળ દારૂ પીવો પડયો. આ બધી ક્રિયાઓ કરી પરવાર્યા પછી જ્યારે તે એકલો પૅકિંગ્ટાઉનમાં જવા નીકળ્યો ત્યારે મળસ્કાના બે વાગવા આવ્યા હતા. તે કારખાનામાંથી વીશીમાં

જવા નીકળ્યો ત્યાં સુધીમાં તેણે કરેલાં કૃત્યોને લીધે તેના મનની હાલત હતી તે કરતાં વધારે ખરાબ થઈ ગઈ હતી અને ત્યાર પછી થોડીજ વારમાં જે વિપત્તિ તેના ઉપર તૂટી પડી તેને માટે તે પૂરેપુરો લાયક ઠરી ચૂક્યો હતો.

જે જગ્યાએ તે દરરોજ રાત્રે સૂઈ રહેતો હતો ત્યાં જતાં રસ્તામાં તેને એક સ્ત્રી મળી. તેણે પોતાના ગાલ ઉપર રંગ લગાડયો હતો, અને તેણે પહેરેલા પોશાક ઉપર ચીકટના ડાઘા હતા. જર્ગિસના પગ જરા જરા લથડતા હતા તે જોઇને પેલી સ્ત્રીએ તેની ચાલ સ્થિર કરવાના ઇરાદાથી પોતાનો એક હાથ તેની કેડે વીંટાળ્યો, અને તેને લઇને એક અંધારા ઓરડામાં દાખલ થઇ. પણ તે ઓરડામાં પેઠા પછી તેમણે બેઉ જણે એકાદ બે ડગલાં ભાગ્યેજ ભર્યાં હશે એટલામાં તેમની સામેનું બારણું કોઇએ ઉઘાડયું અને એક પુરુષ હાથમાં ફાનસ લઇને તેમના મોઢા આગળ આવીને ઉભો રહ્યો. તેણે આવતાં વારનેજ કરડે અવાજે પૂછ્યું: " અરે ! કોણ છે અહીંઆં ? " આના જવાબમાં જર્ગિસ કાંઇક બોલવા ગયો પણ એટલામાં પેલા માણસે પોતાના હાથમાંનું ફાનસ ઉંચું કર્યું અને તેનો પ્રકાશ તેના મોઢા ઉપર પડવાથી જર્ગિસે તેને ઓળખ્યો. પહેલી ક્ષણે તો તે દિઙ્મૂઢ બની ગયો, પણ બીજી પળે જાણે તેને એકાએક ગાંડપણનો ચાળો થઇ આવ્યો હોય તેમ તેનું હૈયું ધબાક ધબાક ધડકવા લાગ્યું. અરે ! એ તો પેલો દુષ્ટ કોનોર હતો !

એજ તે બદમાસ રાક્ષસ કોનોર, જેણે તેની સ્ત્રીને નીતિભ્રષ્ટ કરી હતી, જેણે તેને જેલમાં પુરાવ્યો હતો, જેણે તેનું ઘર, તેનો આખો સંસાર, તેની આખી જિંદગી ધૂળમાં મેળવી દીધાં હતાં, તે પાછો આજે આટલે દહાડે તેની મોઢામોઢ આવીને ઉભો રહ્યો હતો અને તે કાળમુખાના મોઢા ઉપર તેના હાથમાંના ફાનસનું અજવાળું બરાબર પડી રહ્યું હતું.

જર્ગિસ પાછો પૅકિંગ્ટાઉનમાં રહેવા આવ્યો ત્યાર પછી તેને કોનોર ઘણી વાર સાંભર્યો તો હતો, પણ એ પાછલી બીનાઓ જાણે ઘણા જમાના અગાઉ બની ચૂકી હોય એવું તેને લાગવાથી તેને એ વિષે ઝાઝું લાગ્યું ન હતું. પણ આજે તો એ નરપિશાચ જીવતો ને જાગતો તેની સામેજ આવીને ઉભો એટલે તો પછી જર્ગિસને અગાઉ એક વાર જેવો ક્રોધોન્માદ થઇ આવ્યો હતો તેવોજ અત્યારે પણ તેને થઇ આવ્યો. તેનું આખું કલેવર ક્રોધથી ધમધમી ઉઠ્યું, તે ભાનભૂલો

બની ગયો અને પહેલાંની પેઠેજ તે ખીજવાએલા વાઘની માફક છલંગ મારીને તેના અંગ ઉપર તૂટી પડયો. તેના જમણા હાથનો લોખંડી મુક્કો ધડાક લઇને કોનોરની બે ભમરની વચ્ચોવચ વાગી ગયો અને તે જેવો જમીન ઉપર ગબડી પડયો તેવોજ કૂદકો મારીને તેની છાતી ઉપર ચઢી બેઠો. એક હાથે તેના ગળાનો કાકડો જોરથી દબાવ્યો અને બીજે તેનું માથું પકડીને ભોંયતળીઆ ઉપર જડેલા પથ્થર સાથે ધડાધડ અફાળવા લાગ્યો.

પેલી સ્ત્રીએ ચીસાચીસ કરી મૂકી અને તે સાંભળીને બીજા લોકો અંદર દોડી આવ્યા. ફાનસ તો કયારનુંય ઉથલી પડીને હોલવાઈ ગયું હતું. અંધારાને લીધે કોણ શું કરે છે તે જોઇ શકાતુંજ ન હતું. પણ જર્ગિસ હાંફતો હતો અને કોનોરનું માથું પથ્થરની સાથે કૂટાતું હતું તેટલુંજ લોકો સાંભળી શકતા હતા. જે દિશાએથી આ અવાજ આવતા હતા તે તરફ તેઓ દોડી ગયા અને તેમણે જર્ગિસને ઝાલીને ખેંચવા માંડયો. ત્યાર પછી અગાઉ એક વાર તેણે જેવું કર્યું હતું તેવુંજ આજે પાછું કર્યું. પહેલાં તો તે કોઇને ગાંઠયોજ નહિ અને કોનોરને એટલા જોરથી વળગી પડયો કે બીજા ગમે તેટલો ખેંચે તાણે આમળે પણ પોતાની મડાગાંઠ છોડેજ નહિ. આખરે જ્યારે તેને લાગ્યું કે, હવે તો તેને છોડીજ દેવો પડશે ત્યારે વળી તેના ગાલ ઉપર એક બચકું ભરી લીધું અને તેની ચામડી અને માંસને તોડીનેજ તેના ઉપરથી ઉઠયો. કોનોરને છોડી દીધા પછી પણ તે પહેલાંની પેઠે પેલા લોકો જેઓ કોનોરની કુમકે દોડી આવ્યા હતા તેમની સાથે મલ્લકુસ્તી કરવા લાગ્યો અને આખરે પોલિસના સિપાઇએ આવીને તેના માથા ઉપર દંડુકાના પ્રહાર વડે તેને બેશુદ્ધ બનાવીને પાડી નાખ્યો ત્યારે ટાઢો પડયો.

બાકીની રાત તેણે કસાઇખાનાની પોલિસ ચોકીની કોટડીમાં ગાળી. પણ આ વખતે તો તેના ગજવામાં પૈસા હતા તેથી કરીને જ્યારે તેને ભાન આવ્યું ત્યારે પહેલાં તો તેણે દારૂ મંગાવીને પીધો. ત્યાર પછી પોતાના મિત્ર હાર્પરને પોતાની અત્યારની સંકડામણનો સંદેશો કહેવા એક માણસને મોકલાવ્યો. પણ હાર્પરને આવતાં ઘણી વાર લાગી. તે દરમિયાન જર્ગિસનું માથું ફરવા આવ્યું અને ઘણો હેરાન હેરાન થઇ ગયો. સવાર થયા પછી તેને માજિસ્ટ્રેટની આગળ પોલિસે ખડો કર્યો. માજિસ્ટ્રેટે તેને પાંચસો ડૉલરના જામીન પર છોડવાનું કહ્યું, પણ જામીનના અભાવે તેણે જર્ગિસને પાછો પોલિસને

હવાલે કરી દીધો અને જે આસામીને માર્યાનો તેના ઉપર આરોપ હતો તે સાજો થાય ત્યાં સુધી તેને કેદખાનામાં રાખવાનો હુકમ કર્યો. જર્ગિસ તો આ વખતે હાર્પરના ઉપર ખરેખરો ખીજવાયો; કારણ કે આ વખતે જે માજિસ્ટ્રેટની આગળ તેને ખડો કર્યો હતો તે નવો હોવાથી તેનો પાછલો ઇતિહાસ જાણતો ન હતો. વળી જર્ગિસે તેની આગળ જૂઠો એકરાર કર્યો હતો કે મારા ઉપર અગાઉ કોઈ વાર કેસ ઉભો થયોજ નથી અને ફરિયાદીએ મારા ઉપર પહેલો હુમલો કર્યો ત્યારે મારો બચાવ કરવા જતાંજ વખતે તેને કાંઇ વાગી બેઠું હશે—આવા સંજોગોમાં જો કોઇ વગવસીલાવાળા માણસે માજિસ્ટ્રેટની આગળ જરાક ભલામણ કરી હોત તો તેને એકદમ છોડી મૂકત.

હાર્પર આખરે મોડો મોડો આવ્યો ખરો. તેણે કહ્યું કે, હું શહેરના આઘેના ભાગમાં ગયો હતો તેથી મને તારો સંદેશો મોડો મળ્યો. "પણ તારી વાત તો કહે ? તું આ શું કરી બેઠો ?" તેણે પૂછ્યું:

જર્ગિસે કહ્યું: "યાર ! વાતમાં કાંઇ માલ નથી. મેં એક જણને જરાક મેથીપાક જમાડયો, તેમાં મારે પાંચસો ડૉલરના જામીન આપવાના ઠર્યા છે."

પેલાએ કહ્યું: "તેની તો હું અબઘડી ગોઠવણ કરી આપું, પણ તારે થોડાક ખરચ કરવો પડશે. પણ થયું શું ?"

જર્ગિસ બોલ્યો: "એ માણસે એક વાર મારી સાથે ઘણુંજ નીચ વર્તન કર્યું હતું."

"તે કોણ ?"

"બ્રાઉન કંપનીનો મુકાદમ છે—અગર હતો: તેનું નામ કોનોર."

કોનોરનું નામ કાને પડતાંજ હાર્પર ચમકયો. તે બોલી ઉઠયો: "કોનોર ! ફિલ કોનોર તો નહિ ?"

"હા, હા, તેજ તેજ. કેમ ?" જર્ગિસ બોલ્યો.

"બાપ રે બાપ ! સત્યાનાશનો મામલો." હાર્પર બોલ્યો: "ત્યારે તો તારૂં આવીજ બન્યું. મારાથી તને કશીજ મદદ નહિ કરાય !"

"મદદ નહિ કરાય ? તું એ બોલ્યોજ શું ?"

"તું એ કોનોર કોણ છે તે જાણતોજ નથી. એ તો સ્કૂલીનો સૌથી મોટામાં મોટો ખાંધીઓ છે, અને પાછો વૉર વ્હૂપ લીગનો

મેમ્બર મૂઓ છે. એક વાર તો એને ધારાસભામાં મોકલી આપવાની વાતો થતી હતી! ફિલ કોનોર! આ તેં મોકાણ શી માંડી નાખી?"

જર્ગિસ તો બીકને લીધે શીહાવીહા થઇ ગયો.

પેલો બોલ્યો: "એ કોનોર ધારે તો તને જન્મદેશનિકાલ કરાવે!"

આખરે જર્ગિસે પૂછ્યું: "સ્કૂલીને ખબર પડે કે મેં કોનોરને માર્યો છે તે પહેલાં તું તેને કહીને મને છોડાવે તો કેમ?"

હાર્પર બોલ્યો: "પણ સ્કૂલી પોતે શહેરમાંજ નથી તેનું કેમ કરવું? વળી તે ક્યાં રફુચક્કર થઇ ગયો છે તેની પણ મને ખબર નથી. હડતાલને લીધે બેઉ પક્ષ તરફથી તેના પર દબાણ આવશે એમ સમજીને તે બારોબાર ગાળિયું કાઢી ગયો છે."

આ તો પહેલા નબંરનો છબરડો થઇ ગયો. જર્ગિસની તો હવે અક્કલજ મારી ગઇ. જેની એને મોટી ઓથ હતી તે તો આજે તેના દુશ્મનનોજ માણસ નીકળ્યો. પછી તેણે નરમ સાદે પૂછ્યું: "ત્યારે મારે હવે કરવું શું?"

પેલો કહે: "તે મને શું પૂછે છે? હવે તો મારાથી તારે સારૂ કોઇને જામીન થવાનું પણ નહિ કહેવાય—એવું કરૂં તો હું પોતેજ જિંદગીમાંથી ઉખડી જાઉં!"

વળી થોડી વાર સુધી બેઉમાંથી કોઇ કશું બોલ્યાજ નહિ. પાછું જર્ગિસે પૂછ્યું: "મેં કોને માર્યો છે તે જાણે તું જાણતોજ નથી એવો ઢોંગ કરીને તું મારે સારૂ જામીનની પણ ગોઠવણ નહિ કરી શકે?"

"ભલા માણસ! જામીન ઉપર છૂટીને તું કરવાનો શું હતો? માની લે કે, મેં તને જામીન ઉપર છોડવ્યો, પણ તારા ઉપર જ્યારે કેસ ચાલશે ત્યારે મારાથી કાંઇ તારી આગળ આડા હાથ ધરાવાના હતા? એ દિવસ વહેલી કે મોડી પણ તારે માટે કેદની સજા તો નક્કી થઇ ચૂકેલીજ છે." હાર્પરે આવું કહ્યું તો ખરૂં, તો પણ તે એક બે મિનિટ સુધી કાંઇક ઉંડો વિચાર કરતો હોય તેમ બોલ્યા ચાલ્યા વિના ઉભો રહ્યો. પછી જાણે તેને કાંઇ નવો વિચાર સૂઝી આવ્યો હોય તેમ બોલી ઉઠ્યો: "તને જામીન ઉપર છોડાવવાનો કશો અર્થ નથી—સિવાય કે—સિવાય કે હું મારી લાગવગ વડે તારી જામીનગીરીની રકમ ઓછી કરાવું અને પછી તારાથી તેટલી રકમ ભરાય

એમ હોય તો તું ભરીને છૂટો થઇ જા અને પછી પોબારા ગણી જા. બીજું શું થાય ?"

જર્ગિસને આમાં પૂરી સમજણ પડી નહિ તેથી પેલાએ થોડીક વધારે ચોખવટ કરી ત્યારે એ વાત તેના ધ્યાનમાં આવી. જરાક વિચાર કરીને તેણે કહ્યું: "ઓછામાં ઓછું મારે કેટલું આપવું પડશે ?"

હાર્પર બોલ્યો: "તે તો હું હમણાં ને હમણાં કેવી રીતે કહું ? પણ તારી પાસે છે કેટલા તે કહી નાખ ને !"

"મારી પાસે તો ત્રણસો ડૉલરનો આશરો છે," જર્ગિસે જવાબ આપ્યો.

હાર્પરે કહ્યું: "ઠીક છે, હું તને ખાત્રી તો નથી આપી શકતો, પણ હું પ્રયત્ન કરી જોઇશ અને આટલી રકમ આપી દેતાં તને છોડાવી શકાય એમ હશે તો છોડાવી દઇશ. એમાં પણ જોખમ તો છેજ, પણ તારી દોસ્તીની ખાતર હું એટલું જોખમ ખેડવાની ના નથી કહેતો—તને એકાદ બે વરસની સજા ઠોકી મારે તે મારાથી નથી જોયું જતું."

વાતનો સાર એ નીકળ્યો કે, જર્ગિસે પોતાની બૅન્કની પાસ-બૂક પાટલૂનના અસ્તરની સાથે સીવીને સંતાડી રાખી હતી તેના સીવણના ટાંકા તોડીને તેણે બહાર કાઢી અને હાર્પરે કાગળ ઉપર લખી આપ્યું કે, આ હુંડી લાવનાર આસામીને મારા ખાતાનો બધો હિસાબ ચૂકતે કરીને આપી દેવો–તેના ઉપર જર્ગિસે પોતાના દસ્કત કરી આપ્યા. હાર્પર ત્યાંથી ગયો તેવો સીધોજ બૅન્કમાં ગયો, જર્ગિસના ખાતાની રકમ ઉપાડી લાવ્યો અને ત્યાંથી ગયો માજિસ્ટ્રેટની કચેરીમાં. માજિસ્ટ્રેટના કાનમાં ફૂંક મારી કે જર્ગિસ એક આબરૂદાર માણસ છે અને સ્કૂલીનો મિત્ર છે. આ મારામારીમાં પણ તેનો વાંક નથી. હડતાલ ભાંગી પડાવનાર કોઇ મજૂરે તેના ઉપર હુમલો કરેલો તેમાં પોતાની જાતનો બચાવ કરવા જતાં તેને હાથે કદાચ પેલાને ઇજા થઇ પણ હોય. પરંતુ તેમાં એ શું કરે ? આવું આવું હાર્પરે માજિસ્ટ્રેટને સમજાવી દીધું એટલે તેણે પાંચસો ડૉલરને બદલે ત્રણસો ડૉલર કર્યા અને હાર્પરે પોતેજ જામીનખત ઉપર દસ્કત કરી આપ્યા. પણ આ સાચી બીના જર્ગિસની આગળથી છુપાવી. તેણે તો તેને એવું જૂઠું કહ્યું કે માજિસ્ટ્રેટ તો માનતો ન હતો, પણ મેં ગમે તેમ કરીને ત્રણસો ડૉલરની જામીનગીરી આપીને તને છોડી દેવાનો હુકમ

કઢાવ્યો. તેણે એમ પણ ન કહ્યું કે, તારો કેસ નીકળે તે દહાડે તું ગેરહાજર રહેશે તો પણ હું ગમે તે બહાને જામીનગીરીની જવાબદારીમાંથી છટકી જઇશ અને ત્રણસો ડૉલરને ઠેકાણે ત્રણ કોડી પણ મારે મારા ગજવામાંથી કાઢીને નહિ આપવી પડે. તેણે તો જર્ગિસના ઉપર ઉપકારનો ભાર ચઢાવ્યો અને સ્કૂલીને નારાજ કરવાનું જોખમ તેણે પોતાને માથે ખેંચી લીધું હતું તેના બદલામાં જર્ગિસના ત્રણસો ડૉલર હજમ કરી ગયો. તેણે જર્ગિસને ફક્ત એટલુંજ કહ્યું કે, જા દોસ્ત, આજથી તું છૂટો થયો છે અને હવે તારે જેમ બને તેમ જલદી જલદી અહીંથી નીકળી નાસવું જોઇએ. આભાર અને કેદમાંથી છૂટા થયાની ખુશાલી, એ બે લાગણીઓથી જર્ગિસ સંક્ષુબ્ધ થઇ ગયો. તેના બૅન્કના ખાતામાંથી ત્રણસો ડૉલર બાદ જતાં એક ડૉલર અને ચૌદ સેન્ટ બાકી વધ્યા હતા તે તેણે હાર્પરની પાસેથી લીધા. આગલા દિવસની યાદગાર ઉજાણીમાંથી પણ તેની પાસે સવાબે ડૉલરની સીલક બાકી રહી હતી તેટલી પૂંજી લઇને જર્ગિસ પોલિસ ચોકીમાંથી છૂટો થઇને નીકળ્યો અને ટ્રામમાં ચઢી બેઠો તે છેક શિકાગો શહેરનો સૌથી આઘેનો ભાગ આવ્યો ત્યારે ઉતરી પડયો.





# प्रकरण २७ मुं

બિચારો અભાગીઓ જર્ગિસ વળી પાછો પતિત થયો. ધંધો-રોજગાર અને આશ્રયસ્થાનના અભાવે તેણે પાછું અગાઉની માફક ભામટાની પેઠે રવડવા માંડયું. કોઇ વનપશુ નખ વિનાનું થઇ ગયું હોય અથવા કાચબો તેની પીઠ ઉપર ઢાલ વગરનો થઇ ગયો હોય તેના જેવીજ અત્યારે જર્ગિસની હાલત થઇ ગઈ હતી. આત્મરક્ષણ કરવાનું તેનું તમામ બળ હરાઇ ગયું હતું. વિપત્તિમાંથી પોતાની જાતનો બચાવ કરવાને અશક્ત થઇ ગએલું પશુ પ્રતિકૂળ સંજોગોની વચમાં ફસાઇ પડયું હોય એવી માઠી અવસ્થામાં તે આવી પડયો હતો. સહેલાઇથી અને ઓછામાં ઓછો પરિશ્રમ કરીને ગુજરાન ચલાવવાનો જે કીમિયો તેને હાથ લાગ્યો હતો અને જે જે છૂપાં સાધનો વડે તે પોતાનાં કૃત્યોનાં માઠાં ફળમાંથી બચી જતો હતો તે બધુંજ એકકે ઝટકે તેના હાથમાંથી ચાલ્યું ગયું, જ્યારે નોકરી જોઇએ ત્યારે માગતાની સાથેજ નોકરી મળી રહે એવી લાગવગ તેણે જમાવી હતી તે બધી ચાલી ગઇ; તે ગમે તેવી ચોરી કરે, લૂંટ કરે અને છતાં કોઇ તેનું નામ ન દે અને ઉલટો શાહુકારમાં ગણાય એવા વિશેષ અધિકારવાળા મંડળમાંથી હવે તે બહિષ્કૃત થઇ ગયો હતો. હવે જો તેણે ચોરી કરવીજ હોય તો તેણે ચોરી કર્યાનું જોખમ પણ વેઠવુંજ જોઇએ. આજ સુધી જે ગુપ્ત ઢાલ તેના માથા ઉપર હતી અથવા તો જે ભેદી કવચ વડે તેનું રક્ષણ થયા કરતું હતું તે હવે તેની પાસે રહ્યાં ન હતાં. હવે તો તેને ચોર, ભામટા અને મવાલીઓના સમાજમાં ભળી જઇને તેઓ જે કરે તે કરવાનું અને એમ કરતાં પકડાઈ જવાય તો પછી જે થાય તે સહન કરવાનું રહ્યું. છેક એવું પણ ન હતું. મવાલીઓના સમાજમાં ભળી જવાનું પણ આજે તેને માટે શક્ય ન હતું; કારણ કે તે તો નાસી છૂટેલો આરોપી હતો અને પોલિસ તેની શોધમાંજ હતી. પોલિસને રાજી કરવાને માટે પણ તેનો અગાઉનો કોઇ મવાલી મિત્ર તેને પોલિસના હાથમાં પકડાવી દે. આ ઉપરાંત

બીજું જોખમ એ હતું કે, જે ગુન્હો તેણે કર્યો હતો તેને માટે તો પોલિસ તેને સજા કરાવેજ એટલુંજ નહિ પણ બીજાઓએ કરેલા ગુન્હાનાં આળ તેને માથે ઓઢાડીને તે તે ગુન્હાઓની સજાઓ પણ તેના ઉપર ઠોકી દેવરાવે. અમુક ઠેકાણે ચોરી કે લૂંટ થઈ હોય અને ગુન્હેગારનો પત્તો ન લાગતો હોય ત્યારે બીજા ગમે તે શકદારને માથે તે ગુન્હાનો આરોપ મૂકવાની અને જૂઠા સાક્ષી–પુરાવા ઉભા કરીને ગુન્હો સાબિત કરાવવાની હરકોઇ દેશના પોલિસ ખાતાની ખાસિયતજ હોય છે. તે દહાડે જર્ગિસે અને ડચૂએને મળીને પેલા મૂર્ખ ગામડીઆને લૂંટી લીધેલો તે ગુન્હાનો આરોપ જરૂર કોઇ બીજા અભાગીઆને માથે આવ્યોજ હશે અને તેની સજા પણ તેને ભોગવવીજ પડી હશે.

આ બે ઉપરાંત તેની હાલતને વધારે કફોડી કરી દેનાર એક ત્રીજું કારણ એ હતું કે, તેનું જિન્દગીનું ધોરણ હવે વધારે ખર્ચાળ થઇ ગયું હતું અને માણસને અમુક રીતે રહેવાની એક વાર આદત પડી ગયા પછી તેમાં તરતજ ફેરફાર થઇ શકતો નથી. જર્ગિસ જ્યારે અગાઉ બેકાર થઇ ગયો હતો ત્યારે કોઈના દરવાજાના ખુણામાં અથવા વરસાદ વરસતો હોય ત્યારે ગાડા નીચે સૂઇ રહીને પણ તે રાત કાઢી નાખતો અને તેટલાથી તેના મનને સંતોષ રહેતો. દારૂની દુકાનોમાં દારૂની સાથે જે ખાવાની ચીજો મફત મળે છે તેટલી ખાઇને તે ચલવી લેતો અને એ રીતે રોજના ફક્ત પંદર સેન્ટ વડે સુખેથી નિભાવ કરી શકતો. પણ આજે તેની જરૂરીઆતો ઘણી વધી ગઈ હતી અને તે ન મળી આવે તો તેના મનને ક્લેશ થતો હતો. દાખલા તરીકે તેને દહાડામાં ઘણી વાર થોડો થોડો દારૂ પીવાની લત પડી ગઇ હતી. ભૂખ લાગી હોય ત્યારે સસ્તે દરે ખાવાનું અને દારૂ બેઉ મળે માટે ખોરાકની સાથે તો તે અગાઉ દારૂ પીતો અથવા તો સસ્તા ખોરાકની ખાતરજ દારૂ પણ પી લેતો; પરંતુ અત્યારે તો ખાવાના વખત ઉપરાંત અવારનવાર દારૂ પીવાની—એટલે દારૂ પીવાની ખાતરજ દારૂ પીવાની—તેને આદત પડી ગઇ હતી. દારૂ પીવાની જ્યારે જ્યારે તલબ થઇ આવતી ત્યારે ત્યારે તેનો જીવ બિલકુલ ઝાલ્યો રહેતો નહિ. તે વખતે બીજી બધી બાબતોના તેના વિચારો દબાઇ જતા. ફક્ત દારૂ પીવાનો વિચારજ તેના માનસ ઉપર સંપૂર્ણ કાબુ જમાવી દેતો. તેના ગજવામાં છેલ્લામાં છેલ્લી આની હોય અને તે ખલાસ થઇ ગયા પછી તેને ભૂખે ટાંટીઆ ઘસવા પડશે એવી તેને ખાત્રી હોય તો પણ તેટલી આનીનો તે દારૂજ પીવાનું પસંદ કરતો.

નોકરી તો તેણે ખોળી કાઢવીજ રહી. એટલે વળી પાછી તેણે પ્હેલાંની માફક કારખાનાંઓના દરવાજા આગળ ઉભા રહીને નોકરીને વાસ્તે ઉમેદવારી કરવા માંડી. પણ તેને માટે આજે નોકરી જેટલી દોહ્યલી હતી તેટલી તે શિકાગો રહેવા આવ્યો તે દિવસથી આજ સુધીમાં અગાઉ કદી હતીજ નહિ. ખાસ કારણ તો એ હતું કે, તે વખતે આખો દેશ આર્થિક વિપત્તિની ઘાંટીમાંથી પસાર થતો હતો. ગયા વરસની વસંત અને ગ્રીષ્મ ઋતુમાં એકંદર દશથી વીસ લાખ માણસો ધંધા–રોજગાર વિનાનાં થઇ ગયાં હતાં અને તેમાંનાં બધાં હજી ઠેકાણે પડયાં ન હતાં. ત્યાર પછી પાછી માંસનાં કારખાનાંમાં હડતાલ પડી તેમાં બધાં મળીને સિત્તેર હજાર સ્ત્રીપુરુષો છેલ્લા બે મહિનાથી કામધંધા વગરનાં થઇ પડયાં છે—તેમાંનાં વીસ હજાર તો એકલા શિકાગોમાંજ છે. એ વીસ હજારમાંનાં ઘણાંખરાં આખા શહેરમાં નોકરી અથવા પરચૂરણ મજૂરી શોધતાં ફરતાં હતાં. થોડાજ દિવસ અગાઉ હડતાલ ઉપર ગએલા મજૂરોએ હારીને હડતાલ છોડી દીધી હતી તોપણ તેથી એકંદર સ્થિતિમાં ખાસ ફેરફાર થયો ન હતો. કારણકે બધા હડતાલીઆઓને કારખાનાંવાળાઓએ કામ પર ચઢાવ્યા ન હતા; અડધોઅડધ બાકી રહી ગયા હતા, અને જે અડધા ભાગના મજૂરોને તેમની નોકરી ઉપર પાછા બહાલ કર્યા હતા તેમણે તેમની જગ્યાએ હડતાલ દરમ્યાન કામ કરનારા બીજા તેટલાજ મજૂરોને બહાર રવડતા કરી મૂક્યા હતા. હડતાલ દરમ્યાન શિકાગોમાં મજૂરોની સંખ્યા બમણી થઇ ગઈ હતી; અને નોકરીની જગ્યાઓ તો હતી તેટલી ને તેટલીજ હતી તેથી કરીને હડતાલ પડી ભાગવાથી નોકરી–ધંધા વગરના મજૂરોની સંખ્યામાં જરા પણ ઘટાડો થયો ન હતો. હડતાલ ભાગી પડવાથી જેઓ નોકરી વગરના થયા હતા તેઓ સામાન્ય રીતે મજૂરીનો ધંધો કરનારાઓ ન હતા, પણ કાં તો અણઘડ ઓથ્થડ સરખા હબસીઓ હતા અને કાં તો ઠગ અને બદમાસો હતા અને કારખાનાંના માલિકોએ હવે તેમને તેમનું ફોડી લેવાને માટે શહેરમાં છુટ્ટા મૂકી દીધા હતા. જ્યાં જ્યાં જર્ગિસ ગયો ત્યાં ત્યાં તેને આ લોકોનાં ટોળેટોળાં મળતાં. તેમાંના ઘણાક તો તેને ઓળખતા પણ હતા અને જો એમાંના કોઇને ખબર પડી ગઇ કે મને પોલિસ ખોળતી ફરે છે તો મારી શી વલે થશે એવો વિચાર આવવાથી તે ભયત્રસ્ત થઇ જતો હતો. શિકાગોમાં રહેવું એ તેને માટે કેટલું જોખમ ભરેલું છે તે તેને બરાબર સમજાઈ ગયું તે વખતે તો તેની પાસે સીલકમાં કાંઇજ રહ્યું ન હતું, નહિ તો તે ક્યારનોય બીજે ગામ

નાસી ગયો હોત.

દશમે દહાડે તેના ગજવામાં થોડાક પાઈ પૈસા જેવું ત્રાંબાનાણું રહ્યું, અને નોકરીનું તો કશું ઠેકાણું પડયું ન હતું. એક દિવસની છૂટક મજૂરી પણ મળી ન હતી—કોઈનું પોટલું ઉંચકીને પૈસો બે પૈસા કમાઈ લેવા જેટલી તક પણ તેને આજસુધીમાં એકકે વાર મળી ન હતી. થોડા વખત પહેલાં જ્યારે તે દવાખાનામાંથી બહાર આવ્યો ત્યારે તે જેવો નિઃસહાય અને સાધનરહિત હતો તેવોજ તે પાછો અત્યારે બની ગયો હતો. ભૂખમરાનું બિહામણું ભૂત તે વખતે જેમ તેની આગળ દાંત કચકચાવતું ઉભું રહેતું હતું, તેવું અત્યારે પણ તેની સામે આવીને ખડું થયું, હતું ભયથી તેનું આખું કલેવર હવે કંપી ઉઠયું હતું, હવે હું ભૂખે મરી જઈશ એ ભય તેના મનમાંથી એક ક્ષણ વારને માટે પણ ખસતો ન હતો. ફક્ત ખોરાકના અભાવથી તેના શરીરને જેટલો ઘસારો ન પડે તેટલો આ સતત ચિન્તાને લીધે પડતો હતો અને તેથી તે દિવસે દિવસે ખૂબ ઝડપથી સૂકાતો જતો હતો. હું હવે ભૂખે મરી જઈશ એ એકજ વિચાર તેના મનમાં ઘર કરી બેઠો હતો. ક્ષુધારૂપી પિશાચિની રાત–દહાડો તેની આગળ તેનું બીભત્સ નૃત્ય કરતી હતી, તેનાં ચીતળી ચઢાવે એવાં આંગળાંનો તેને સ્પર્શ કરતી હતી, તેનો મૂર્ચ્છિત કરી નાખે એવો શ્વાસ તેના મોઢાની સાથે અથડાતો હતો. હવે તે મૃત્યુની–ભયંકર મૃત્યુની–લગોલગ આવી ઉભો હતો. મૃત્યુ તેનું મુખ પહોળું કરીને તેને ગળી જવાની તૈયારી કરતું હતું. તેની જીભના લપકારા તે જોતો હતો અને કંપી ઉઠતો હતો. ભયથી વિહ્વળ બનીને તે ચીસ પાડી ઉઠતો, ઉંઘમાંથી ઝબકી ઉઠતો, પરસેવાથી રેબઝેબ થઈ જતો અને તેને સર્વાંગે કંપારીઓ ઉપર કંપારીઓ આવી જતી. તે ઉઠીને બહાવરા જેવો નાસવા માંડતો, પણ તેને છળાવનારી બિભીષિકા તેની પાછળ પાછળ દોડતી અને માત્ર એક પળવારને માટે પણ તેને ચેન પડવા દેતી નહિ. આખો દિવસ ચલાય તેટલું ચાલતો, 'કોઈ મને કામ આપો, કોઈ મને ખાવાનું આપો ' એવી ટહેલ નાખતો નાખતો રવડતો અને છેકજ થાકી જતો ત્યારે ઢીલોઢસ થઈને બેસી પડતો. પણ તેનાથી જંપીને બેસી રહેવાતુંજ નહિ. પાછો થોડી વારમાં તે ઉઠીને ઉભો થતો. લથડાતી ચાલે ડગમગતે ડોળે ગાંડા જેવો મૃત્યુને ભેટયો હોય એવે ફીકે ચહેરે, ચારે તરફથી બહાવરી બહાવરી નજર નાખતો ચાલ્યો જતો. શિકાગો જેવા મોટી વસ્તીવાળા નગરના એક છેડાથી બીજા છેડા સુધી તે રવડી વળ્યો. તેણે પોતાના જેવા બીજા સેંકડો અભાગીઆઓને

પોતાની પેઠેજ ભટકતા દીઠા. નગરમાં અન્નનો અને દ્રવ્યનો અભાવ ન હતો. આકાશને સ્પર્શ કરે એવી ઉંચી અટારીઓ હતી, વૈભવ-વિલાસની છોળો ઉડતી હતી, જર્ગિસના જેવા હજારો ભૂખ્યા જીવ-ડાઓ ધરાઈ જાય એટલું તો શ્રીમંતોનાં રસોડામાં બગડતું હતું, તેમનાં કૂતરાંઓ ખાઇને ધરાય તો પણ બીજું ઘણુંય વધતું હતું—પણ તેમ છતાં વિશેષ અધિકારવાળાઓ સિવાય બીજાઓને માટે ભૂખે મરવાનું હતું. સત્તાવાળાઓના ક્રૂર હાથ તેમને હડસેલી મૂકતા અને કહેતા કે આ તમારે માટે નથી. કેદખાનાં બે પ્રકારનાં હોય છે. એક તો માણસ પાંજરામાં પુરાયો હોય અને તેની ઇષ્ટ વસ્તુઓ પાંજરાની બહાર હોય અને બીજું; કેદખાનું એવું હોય છે કે માણસ છૂટો હોય અને તેને જરૂરની વસ્તુઓ પાંજરાની અંદરજ પડી હોય અને તેના હાથમાં ન આવતી હોય. આવું બીજા પ્રકારનું કેદખાનું ધનલોભી મૂડીવાદી-ઓએ ઉભું કર્યું છે અને તેની અંદર તેમણે પોતાના વર્ગનાં માણસો સિવાય બાકીના આખા જગતને કેદ પૂરી રાખ્યું છે.

એમ કરતાં કરતાં જર્ગિસના ગજવામાં છેક થોડાજ પૈસા બાકી રહ્યા હતા એવામાં તેને કોઇએ કહ્યું કે, પાઉં-રોટી વેચનારાઓ રાત્રે દુકાનો બંધ કરતી વખતે વધેલી રોટી અડધી કિંમતે વેચી દે છે. આવી તેને ખબર પડી ત્યારથી તે રાત્રે દુકાનો બંધ થતી વખતે એ વાસી રોટી વેચાતી લેતો અને તેમના ટૂકડા કરીને ગજવામાં ભરી રાખતો. ત્યાર પછી બીજા ચોવીસ કલાક સુધી ટૂકડો ટૂકડો મોઢામાં નાખ્યા કરતો અને તેટલા ખોરાક ઉપર મોતને આઘું ને આઘું ઠેલ્યા કરતો. આ સિવાય બીજી એક પાઇ પણ આડી અવળી ખરચવાનું તેણે છોડી દીધું હતું. બીજા બે-ત્રણ દિવસ ગયા પછી આ રોટીમાં પણ તેણે કસર કરવા માંડી. રોટી બનાવવાની ભઠ્ઠીઓનાં આંગણાંમાં રાખનાં પીપ પડી રહેતાં. તેમાંથી તે રોટીના નાના ટૂકડા શોધી શોધીને વીણી લેતો અને તેને વળગેલી રાખોડી લૂછીને તે ટૂકડા વડે વળી થોડી મિનિટ સુધી મોતની સામે ટક્કર લેતો.

વળી બીજા થોડા દિવસ તો તે ભૂખ્યો ડાંસ જેવો બધે રવડયો. દહાડે તેનું બળ ક્ષીણ થતું ગયું. એવામાં એક દિવસ તેને એવો ભયંકર અનુભવ મળ્યો કે જેને પરિણામે તે છેકજ હતાશ થઇ ગયો. એક જાહેર રસ્તાની બેઉ બાજુએ મોટી મોટી વખારો હતી. ત્યાં થઇને તે જતો હતો અને જે મળે તેની આગળ 'મને કાંઈક કામ આપો' એવી યાચના કરતો હતો. એક જગ્યાએ તેને માલ ચઢાવ-નાર ઉતારનાર મજૂરોના મુકાદમે કામ પર રાખ્યો. પણ તેણે કામ

કરવા માંડયા પછી થોડી વારમાંજ તેને કહ્યું કે, તું ચાલ્યો જા, તારા હાથમાં કામ કરવાનું જોરજ ક્યાં છે ? જર્ગિસ બિચારો ઓશીઆળા જેવો એક બાજુએ ઉભો રહ્યો અને મુકાદમે તેની જગ્યાએ બીજાને રાખી લીધો તે તેણે પોતાની આંખે જોયું પણ ખરૂં. પછી તેણે નિ-સાસો મૂકીને પોતાનો ડગલો પહેરી લીધો અને ત્યાંથી ચાલતો થયો. પણ તેને એટલું બધું લાગી આવ્યું કે તે નાના છોકરાની પેઠે રડયો અને તેણે પોતાના મન ઉપર ઘણામાં ઘણો કાબુ ન રાખ્યો હોત તો તે રસ્તામાંજ ઢગલો થઇને ઢળી પડત. બસ, આજના અનુભવથી તેની ખાત્રી થઇ ગઇ કે, હવે મારૂં આવી બન્યું. હવે મારે માટે મોત સિવાય બીજું કાંઇ રહ્યુંજ નથી. હવે જીવવાની આશાનો આછામાં આછો પડછાયો પણ રહ્યો નથી. પણ એટલામાં કોણ જાણે ક્યાંથી તેના મનથી ક્રોધનું મોજું ઉછળી આવ્યું તેથી તે રડતો રડતો છાનો રહી ગયો અને પેલા મુકાદમને ગાળો જોખવા લાગ્યો. તેણે એમ પણ મનમાં નિશ્ચય કરી નાખ્યો કે, રાત પડે ને અંધારૂં થાય એટલે પાછો અહીંજ આવીશ અને મારા હાથમાં જોર છે કે નહિ તેની એ દુષ્ટ મુકાદમને ખાત્રી કરાવી આપીશ.

આવું બબડતો બબડતો તે ચાલ્યો જતો હતો એવામાં તે રસ્તાને છેડે શાકભાજીવાળાની દુકાન આવી. દુકાનના આગલા ભાગમાં કો-બીની મોટી મોટી ગાંઠો ગોઠવી હતી તેના ઉપર તેની નજર પડી. ચારે બાજુએ ઝડપથી એક નજર નાખી લઇને તે દુકાન આગળ જરાક ઉભો રહ્યો અને કોબીની સૌથી મોટામાં મોટી ગાંઠને ઉપાડી લઇને બાજુની ગલીમાં દોડી ગયો. ચોર ! ચોર ! પકડો ! એવી બૂમ પડી. પંદર વીસ ભાયડાઓ અને છોકરાઓ તેની પાછળ દોડ્યા, પણ તે બે ત્રણ આડી અવળી ગલીઓમાં ચકરડી મારતોકને બીજા રસ્તા ઉપર આવી ચઢયો. ત્યાં જઇને તે એકદમ ધીમો પડી ગયો અને બીજા રાહદારીઓની પેઠે ધીમે ધીમે ચાલવા લાગ્યો. ઝટ લઇને કોબીની ગાંઠ તેણે ડગલાના ગજવામાં સંતાડી દીધી અને લોકોના ટોળામાં એવો ભળી ગયો કે કોઇને તેના ઉપર વહેમજ આવ્યો નહિ. ઘણે આઘે નીકળી ગયા પછી તેને લાગ્યું કે, હવે કશોજ ભય નથી ત્યારે તે એક જગ્યાએ બેસી ગયો અને કોબીની અડધી ગાંઠ તો તે કાચી ને કાચી ચાવી ખાઇ ગયો, અને બાકીનો ભાગ બીજે દહાડે ખાવા ચાલશે એમ ધારીને ગજવામાં ખોસી દીધો.

એજ અરસામાં "સામાન્ય જનતાની દાઝ હૈડે ધરનાર" એક

સમાચારપત્રના સંચાલકોએ બેકાર લોકોને માટે રાબનું સદાવર્ત ખોલ્યું હતું. કોઈ કોઈ લોકોનું એવું કહેવું હતું કે, લોકોમાં પોતાના પત્રની જાહેરાતનો ફેલાવો કરવાના ઉદ્દેશથીજ એ છાપાવાળાએ પરોપકારનો ખાલી આડંબરજ કર્યો છે. બીજા કેટલાક વળી એવું પણ કહેતા કે, પોતાના બધાજ વાચકોનો ભૂખે મરવા વારો આવે તો પછી છાપું વાંચે કોણ, એવી બીકને લીધે આ સદાવર્ત ઉઘાડયું છે: કારણ ગમે તે હોય પણ આ સદાવર્ત આગળ જે જઇને ઉભો રહે તેને આખી રાતમાં ગમે ત્યારે, ગમે તેટલી વાર, અકેક વાડકો ખાસ્સી ગરમાગરમ જાડી જાડી રાબ મળતી એમાં તો શકજ ન હતો. આ શુભ સમાચાર જર્ગિસને તેના એક મવાલી ભાઈબંધે કહ્યા ત્યારે તેણે પોતાના મનમાં પ્રતિજ્ઞા કરી કે, આખી રાતમાં હું ઓછામાં ઓછા ૭ વાડકા રાબ પીઉં તોજ ખરો. પણ તેની ગણત્રી ખોટી પડી. તેને ફક્ત એકજ વાડકો રાબ પીવાને મળી તે પણ તેનું મોટું નસીબ; કારણ કે સદાવર્ત ઉઘડયું તે પહેલાંજ તેના પછીનાં બે મકાન સુધી પહોંચે એટલી લાંબી ને લાંબી રાબ પીનારાઓની હાર લાગી ગઇ હતી અને સદાવર્ત બંધ કરવાનો વખત થયો ત્યારે પણ એ હાર તો તેટલી ને તેટલીજ રહી હતી.

પણ આ સદાવર્ત જે લત્તામાં ઉઘડયું હતું તે લત્તો જર્ગિસને માટે ઘણો ભયભરેલો હતો; કેમકે જે લત્તાના પોલિસના જાસૂસો તેનાં અગાઉનાં પરાક્રમોને લીધે તેને ઓળખતા હતા ત્યાંજ આ સદાવર્ત હતું. પણ તેમ છતાં પકડાઇ જવાનું જોખમ ખેડીને પણ જર્ગિસ ત્યાં ગયા વગર રહેતો નહિ, કેમકે હવે તે જીવ ઉપર આવ્યો હતો, અને બ્રાઇડવેલનું કેદખાનું તેને મન હવે કેદખાનું નહિ પણ છેવટના આશ્રયસ્થાન જેવું પ્રતીત થતું હતું. હવે અત્યાર સુધી તો ઋતુ સારી રહી તેથી વરસાદ અને ઠંડીનું કષ્ટ તેને સહન કરવું પડયું ન હતું. પણ એક દિવસ આગામી શિયાળાનાં પગલાં વાગ્યાં. ઉત્તર દિશાએ ઠંડા પવનનાં ઝપાટાં આવતાં થયાં અને તેમની સાથે ગાજવીજ સહિત વરસાદનાં ઝાપટાં પણ તૂટી પડયાં. હવે આ પરિસ્થિતિમાં ઉઘાડી જગ્યાએ સૂઇ રહેવાયજ નહિ તેથી માત્ર સૂવાની જગ્યા મળે તે સારૂ પોતાની છેલ્લામાં છેલ્લી પાઇઓ ખરચીને દારૂ પીધા વગર બીજો એકે રસ્તોજ બાકી ન રહ્યો. એક હબસીએ પોતાના રહેવાના ઘરની બાજુમાં દારૂની દુકાન રાખી હતી પણ જે વસ્તુને તે દારૂ કહીને વેચતો હતો તે દારૂજ ન હતો, દારૂની બીજી દુકાનોવાળા દારૂના પીપની નીચે જામેલો કચરો એકઠો કરીને તેનાં જુદાં પીપ

ભરી રાખીને દુકાનની બહારના ભાગમાં મૂકી રાખે છે. પેલો હબસી આ કચરો ઘણીજ સસ્તી કિંમતે વેચાતો લઇ આવતો અને તેની અંદરથી દારૂના જેવું ફીણ આવે એટલા વાસ્તે તેમાં અમુક રાસાયનિક વસ્તુઓની મેળવણી કરતો અને આવા વિચિત્ર વસ્તુના એક એક ડબાના બબ્બે સેંટ મારી લેતો. સાથે સાથે તેણે એવો રિવાજ રાખ્યો હતો કે જે કોઈ ગ્રાહક ઓછામાં ઓછો એક ડબ્બો વેચાતો લે તેને ગંદા, રોગી અને પતિત સ્ત્રીઓ અને પુરુષોના ભેગાં ભોંયતળીઆ ઉપર તે દિવસની રાત પડી રહેવાની છૂટ આપતો.

આ બધી વિપત્તિઓ દુઃખદાયક તો હતી પણ જર્ગિસે સુખી થવાની અને આગળ વધવાની જે સુંદર તક ગુમાવી હતી તેની સાથે પોતાની વર્તમાન અવસ્થાની તે વારંવાર સરખામણી કર્યા કરતો હતો તેથી કરીને તે તેને વધારે સંતાપતી હતી. દાખલા તરીકે આજ અરસામાં પાછી ચુંટણીની તડામાર ચાલી રહી હતી—પાંચ કે છ અઠવાડિયાંની અંદરજ સંયુક્ત રાજ્યોના મતદારો તેમના પ્રમુખની ચૂંટણી કરવાના હતા. જે ચંડાળોની સોબતમાં તે અત્યારે રઝળતો હતો તે લોકોમાં પણ ચૂંટણીની રસાકસીની વાતો થતી હતી તે તેના સાંભળવામાં આવતી ત્યારે તેનો જીવ બળીને ખાખ થઇ જતો હતો. વળી જ્યારે તેણે રસ્તાઓ ઉપર ધજાઓ અને તોરણો બંધાએલાં દીઠાં, દિવાલો ઉપર મોટાં મોટાં રંગબેરંગી પોસ્ટરો દીઠાં તે વખતે જાણે બંદુકની ગોળી તેના કલેજાને કોરીને આરપાર નીકળી ગઇ હોય એટલી તીવ્ર વેદના તેને થઇ આવી.

એક દિવસ બધે રવડી રઝળીને ભીખ માગતાં માગતાં સાંજ પડી. તેના ગજવામાં હવે કશુંજ રહ્યું ન હતું, અને હવે તેનું જીવન સૂતરને તાંતણે લટકી રહ્યું હતું, એમ કહીએ તો ચાલે. જેની જેની આગળ તેણે યાચના કરી તેમાંના કોઇએ તેના તરફ લક્ષજ આપ્યું નહિ. છેક સાંજ પડવા આવી એવામાં કોઇ ઘરડી સ્ત્રી ટ્રામમાંથી ઉતરવા જતી હતી, તેને જોઇને જર્ગિસે તેનાં પોટલાં, છત્રી વગેરે ઝટ ઝટ ઉપાડી લીધાં અને તેની આગળ પોતાના કમનસીબની કહાણી કહી સંભળાવી. તેણે તેને આડા અવળા કેટલાય સવાલ પૂછ્યા તેના સંતોષકારક જવાબ સાંભળ્યા પછી તે ડોસી તેને એક વીશીમાં તેડી ગઇ અને વીશીવાળાને કહેતી ગઇ કે, આ માણસને એક ટંક પેટ ભરીને જમાડજે. જતાં જતાં તે વીશીવાળાને પા ડૉલર આપતી પણ ગઇ. વીશીવાળાએ તેને પાંચ સાત જુદી જુદી ચીજો પીરસાવી

અને જર્ગિસે પણ પોતાનું પેટ ફાટવા આવ્યું ત્યાં સુધી ખાધું. ખાઇ ઉઠયો ત્યારે તેનું પેટ ફુટબોલના જેવું ખાસ્સું તડાતુમ થઇ ગયું હતું. વીશીની બહાર નીકળ્યો તે વખતે વરસાદ વરસતો હતો, અને અંધારૂં પણ થઇ ગયું હતું. રસ્તે ચાલતાં તેણે કેટલાક લાલ લાલ દીવા દીઠા અને પડઘમ વાગતું હોય એવો અવાજ તેના કાને પડયો. જર્ગિસના હૃદયે ઉછાળો માર્યો અને તે દિશા તરફ તેણે દોડવાજ માંડયું. આ દીવા અને પડઘમ એ કોઇ રાજનૈતિક સભાની તૈયારીનાં લક્ષણ છે એવું તે સમજીજ ગયો હતો, તેથી કોઇને પૂછીને ખાત્રી કરવાની જરૂરજ ન પડી.

છાપાંઓ કહેતાં તે પ્રમાણે આ વરસની ચૂંટણીમાં લોકો જરાય રસ લેતા ન હતા. તેનું કારણ ગમે તે હોય, પણ આ વરસે ચૂંટણીને લઇને લોકોમાં જે ઉત્સાહ અને જાગૃતિ આવવાં જોઇએ તેમાંનું કશુંજ ન હતું. જ્યાંજ્યાં લોકમત કેળવવાને માટે જાહેર સભાઓ રાખેલી ત્યાં કોઈ ફરકીને જોતુંજ નહિ. સભામાં વક્તાઓ અને તેમના ખાંધીઆ સિવાય બહારના લોકો આવતાજ નહિ અને જે થોડા ઘણા આવતા તેઓ પણ ગુપચુપ બેસી રહેતા; કશો ઘોંઘાટ કરતા નહિ. શિકાગોમાં આજ સુધીમાં જેટલી જેટલી સભાઓ કરેલી તે બધીજ નિષ્ફળ ગઇ હતી. આજની સભામાં ભાષણ આપવાને માટે જેને બોલાવ્યો હતો તે સંયુક્ત રાજ્યના ઉપપ્રમુખના પદને માટે ઉમેદવાર હતો. આવો મોટો માણસ ભાષણ આપવા ઉભો થાય અને સભામાં ઇન મીનને સાડેતીન માણસોજ હોય તો કેટલું ખરાબ દેખાય તેની સભાના રાજકીય સૂત્રધારોને ચિન્તા થતી હતી. પણ દયાળુ ઇશ્વરે તેમની દયા જાણીને ટાઢા હીમ જેવા વરસાદના ઝાપટાને તેમની મદદે મોકલ્યું. બસ, હવે તો ફક્ત બેજ કામ કરવાની જરૂર હતી—એક તો આતશબાજી સળગાવવી અને જોર જોરથી પડઘમ બજાવવી. એટલે તો રસ્તે રખડતા મવાલીઓ વગર તેડયે થોકેથોક ચાલ્યા આવવાના અને આખો સભામંડપ ચીકાર ભરાઇ જવાનો! અને તેમનું ધારવું તદ્દન સાચું નીવડયું. પડઘમનો અવાજ સાંભળીને જેમ જર્ગિસ દોડયો તેમ સભાસ્થાનની ફરતે માઇલ માઇલ સુધીમાં રવડતા મવાલીઓ ટોળાબંધ દોડી આવ્યા અને સભામંડપ એવો ખચખચીને ભરાઇ ગયો કે, બીજે દહાડે વર્તમાનપત્રોએ સભાના કાર્યની નોંધ લેતાં લખ્યું કે, ગઇ કાલની સભામાં શ્રોતાઓની ગંજાવર સંખ્યા જોતાં સૌની ખાત્રી થશે કે, સભાના મુખ્ય વક્તાએ રજુ કરેલા વેપારના સંરક્ષણને લગતા અભિપ્રાયને પ્રજાના મોટા ભાગનો અને ખાસ કરીને મજુર-

વર્ગનો ટેકો છે; કારણ કે શ્રોતાઓનો ઘણો મોટો ભાગ શેઠ શાહુકારો-નો નહિ પણ મજુરીઆત લોકોનોજ હતો.

ધ્વજાઓ, રંગબેરંગી તોરણો અને રોશનીથી શણગારેલા મોટા સભામંડપમાં જઇને જર્ગિસ એક સરસ જગ્યા પસંદ કરીને બેસી ગયો. સભાના પ્રમુખે, પ્રારંભિક ભાષણ પૂરૂં કર્યું અને આજનો વક્તા બોલવા ઉભો થયો ત્યારે બેન્ડ વાજાંવાળાઓએ તેને વાદ્યોના પ્રચંડ નિનાદથી વધાવી લીધો. પણ જર્ગિસે તેનું મોઢું જોયું એટલે તો તેના હૃદયને જે તીવ્ર સંક્ષોભ થયો તેની તો કલ્પનાજ માત્ર કરી શકાય. ડૉઇલ રિપબ્લીકન એસોસિએશનની તે દહાડાવાળી યાદગાર સભામાં માઇક સ્કૂલીએ ઉભા કરેલા બખૂચક ઉમેદવારની ઉમેદવારીને ટેકો આપવા સેનેટર સ્પેરશેન્ક્સ આવેલો તેજ સુપ્રસિદ્ધ વ્યાખ્યાન-વાચસ્પતિ પાછો આજની સભા ગજાવવા આવી પહોંચ્યો હતો.

તેને જોતાંજ બિચારો જર્ગિસ તો રડું રડું થઇ ગયો. તે દહા-ડાની સભામાં તે વરનો બાપ થઇને ફરતો હતો, મનમાન્યો દારૂ પીતો હતો અને તેના ગજવામાં ડૉલર ખણખણતા હતા તે દિવસ તેને યાદ આવ્યો. તે દહાડાની સભા પણ આવીજ હતી. પણ આજે તેનું સ્થાન સભાના સૂત્રધારોની જગ્યાએ હોવાને બદલે ઢોર જેવા લોકોના ટોળામાં હતું, તે સંભારીને તેને ઘણુંજ લાગી આવ્યું. તે દહાડાની સભામાં તે દેશના આગેવાનો, અધિકારીઓ અને ધારાસભાના સભ્યોની મંડળીમાં મહાલતો હતો, હું પણ કાંઇક છું એમ ધારીને છાતી કાઢીને ચાલતો હતો. પેલી કમનસીબ રાત્રિએ બનેલો માઠો બનાવ ન બન્યો હોત, કાળમુખો કોનોર તેની નજરે ન પડયો હોત તો આજે પણ તે શ્રોતાઓની સાથે નહિ પણ કારભાર કરનારાઓની સાથે ઘીકેળાં ઉડાવત.

વક્તાએ પોતાનું ભાષણ શરૂ કર્યું. દેશના વેપારને પરદેશના વેપારીઓની હરિફાઇની સામે ટકાવી રાખવાને સારૂ કેવી સંરક્ષક નીતિ અખત્યાર કરવાની જરૂર છે અને એવી નીતિની હિમાયત કર-નારાઓનેજ મતદારોએ આવતી ચૂંટણીમાં મત આપવા જોઇએ તેને વિષે તેણે લંબાણથી વિવેચન કર્યું. એ નીતિનો વર્તમાન સમયમાં વિચિત્ર રીતે ઉપયોગ થતો હતો. કારખાનાંવાળાઓ મજુરોને વધારે પગાર આપી શકે એ બહાના હેઠળ તેમને તેમના માલની વધારેમાં વધારે કિંમત લેવાની છૂટ મળતી હતી. પણ તેનું પરિણામ એ આવતું કે, મજુરોને જેવો પગાર વધારે મળતો તેવોજ તેની જરૂરીઆતની વસ્તુઓનો ભાવ વધારે હોવાથી તે એક હાથે કમાયલું ધન બીજે

હાથે કારખાનાવાળાઓને આપી દેતો. છતાં પોતે ઠગાય છે તેની ગરીબ અભણ મજુરોને ખબર પડતી ન હતી. આ વ્યાપારી નીતિ સેનેટર સ્પેરશેન્ક્સને ઘણીજ અદ્‌ભુત ફળદાયિની લાગતી હતી અને તેમાં ફેરફાર કરવાનું કહેવું બ્રહ્માંડના અટળ નિયમમાં ફેરફાર કરવા જેવું હતું. અમેરિકાની સમૃદ્ધિ, અમેરિકાની પ્રગતિ, જગતની મહા-પ્રજાઓમાં અમેરિકાનું શ્રેષ્ઠ સ્થાન—એ બધુંજ તેના અભિપ્રાય પ્રમાણે આ નીતિનેજ આભારી હતું અને તેણે ભાર દઇને કહ્યું કે, ધારા-સભામાં જઇને જેઓ આ નીતિનું સમર્થન કરવાના હોય તેમનેજ દરેક મતદારે પોતાનો મત આપવો જોઇએ. ધારાસભાની અંદર આવી નીતિને ટેકો આપનાર જે નીડર દેશભકતોનો એક પક્ષ છે તેને વક્તા-એ "ધી ગ્રાન્ડ ઓલ્ડ પાર્ટી" ને નામે ઓળખાવી દીધી.

વકતાના મોઢાંમાંથી ઉપરોક્ત રાજનૈતિક પક્ષના શુભ નામનું જ્યાં ઉચ્ચારણ થયું કે તેજ ઘડીએ તે પક્ષના માનમાં વાજાંવાળા-ઓએ સ્વરલહરિની રમઝટ મચાવી મૂકી અને અને તેથી કરીને ભાષણ ચાલતું હતું તે દરમ્યાન ઉંઘી ગએલો જર્ગિસ ઝબકીને જાગી ઉઠયો. વાચકને કદાચ બહુ વિચિત્ર લાગશે પણ ખરી બીના તો એવી હતી કે, જર્ગિસ તે વિદ્વાન વકતાના ભાષણના મુદ્દા સમજવાનો ઘણામાં ઘણો પ્રયત્ન કરવા લાગ્યો—અમેરિકાની દિનપ્રતિદિન વધતી જતિ સમૃદ્ધિ, તેના આંતરરાષ્ટ્રીય વ્યાપારનો અદ્‌ભુત વિકાસ અને ભવિષ્યમાં પ્રશાન્ત મહાસાગરને કિનારે તથા દક્ષિણ અમેરિકામાં અમેરિકાનો રાજનૈતિક પ્રભાવ કેવો વધી પડવાનો છે તે સંબંધી આજના વક્તાએ કરેલી આગાહી, અને જ્યાં જ્યાં દલિત પ્રજાવર્ગ મુક્તિને માટે પોકાર કરે છે ત્યાં ત્યાં સ્વાતંત્ર્યપ્રિય અમેરિકાનું પ્રજાસત્તાક કેવું તેમની વહારે દોડી જાય છે તેનું વક્તાએ જે સુવર્ણ-અંકિત ચિત્ર દોર્યું હતું તેનો મહિમા, એ બધું સમજવાને માટે જર્ગિસે જીવ ઉપર આવીને પ્રયત્ન કર્યો. એમ કરવાનું કારણ એવું હતું કે, તેને ગમે તેમ કરીને જાગૃત રહેવું હતું. તે સારી પેઠે જા-ણતો હતો કે, મને ઉંઘ આવી જશે તો મારાં નસકોરાં બોલવા લાગશે અને તેથી સાંભળનારાઓને ગરબડ થશે. એટલા માટે મારે ગમે તેમ કરીને તેનું ભાષણ સાંભળવુંજ અને રસ ન પડે તો પણ ગમે તેમ કરીને રસ ઉત્પન્ન કરવોજ જોઇશે. તે છતાં પણ તેના ઉપર ઉંઘનું દબાણ વધતુંજ ગયું, વક્તાની મૂડદેસૂરત જેવી આકૃતિ તેની આંખે ઝાંખી ઝાંખી દેખાવા લાગી અને તેણે ટાંકેલા આયાત-નિકાસના આંકડાની સાથે સાથે તેની આંખો આગળ નૃત્ય કરવા લાગી અને એમ કરતાં

કરતાં આખરે અદશ્ય થઇ ગઇ. એક વાર તેના પાડોશીએ તેની કૂખમાં જોરથી ગોદો માર્યો ત્યારે તે ચમકી ઉઠ્યો અને જાણે ઉંઘી ગયોજ ન હોય એવો ઢોંગ કરવા લાગ્યો. પણ વળી પાછું તેને ઉંઘનું ઝોકું આવી ગયું. તેની આસપાસના લોકો ખીજવાયા અને તેની સામે ડોળા કાઢી કાઢીને જોવા લાગ્યા; કારણ કે જ્યારે તેને ઉંઘ આવતી ત્યારે જાણે સાંઢ બરાડતો હોય એવાં તેનાં નસકોરાં બોલતાં હતાં. છેવટે એક જણે ચીઢવાઇને પોલિસના સિપાઇને બોલાવ્યો. તેણે આવતા વારનેજ જર્ગિસના કોટનો કૉલર જોરથી પકડયો અને એક આંચકો મારીને તેને ઉઠાડયો ત્યારે તે બહાવરો બહાવરો ઉઠીને ઉભો થયો. આ ધમાલ તરફ સભામાં બેઠેલા બીજા કેટલાક લોકોનું લક્ષ ખેંચાયું, ઘણા લોકો તે તરફ ઉંચાં ડોકાં કરીને જોવા લાગ્યા તેથી વક્તા પણ ભાષણ કરતો કરતો એકદમ અટકી પડયો. પણ એક ઉત્સાહી શ્રોતાએ ઝટ ઉભા થઇને તેને કહ્યું: "તમે તમારે દીધેજ રાખોને, એ તો અમે એક મવાલીને સભામાંથી ધકેલી કાઢીએ છીએ." આવું સાંભળીને લોકોએ ખૂબ હસાહસ કરી મૂકી અને તે વક્તાની વાણીનો પ્રવાહ વહેતો થઈ ગયો. સિપાઇ જર્ગિસને ગળચીમાંથી પકડીને સભાની બહાર ઘસડી લાવ્યો અને એક લાત તથા થોડીક મૌખિક પુષ્પાંજલિ અર્પણ કરીને તેને વરસતા વરસાદમાં જાહેર રસ્તા પર હડસેલી મૂક્યો.

જર્ગિસે પ્રથમ તો કોઇના ઓટલાનો આશ્રય લીધો અને આ બધું શું થયું અને શાથી થયું તેનો વિચાર કરવા લાગ્યો. તેને ઈજા તો થઇ ન હતી, તેમ તેને પોલિસે કેદમાં પણ પૂર્યો ન હતો. માત્ર લાત મારીને સભામાંથી કાઢી મૂક્યો હતો અને એટલી સજાની તો તેણે ઉંઘતી વખતે આશા રાખીજ હતી. તેણે પોતાની જાતને, ઉંઘવાની ટેવને અને પોતાના કમનસીબને ખૂબ ઠપકો આપ્યો. પણ એમાં તેનો કશો વાંક પણ ન હતો. એક તો તેને ઘણે દિવસે ધરાઇને ખાવાનું મળ્યું તેથી તેણે પેટ ફાટતા સુધી ખાધું હતું, બીજું તે આખો દિવસ રવડી રઝળીને થાકી ગયો હતો, વળી સભામંડપ ખાસ્સો મજેનો હૂંફાળો હતો અને તેને જે જગ્યા મળી હતી તે પણ ખૂબ સગવડભરેલી હતી. પછી તેણે વિચાર કર્યો કે, હવે તો જે થયું તે થયું પણ હવે કરવું શું? રાત કાઢવી ક્યાં? પૈસા તો સમ ખાવા જેટલા પણ પાસે રહ્યા ન હતા અને રાતની રાત પડી રહેવા જેવું કોઇ ઠામ ઠેકાણું પણ ન હતું ત્યારે હવે કરવું શું? બજારમાં લોકોની અવરજવર જ્યાં સુધી હોય ત્યાં સુધી વળી પાછું ભીખ માગતા ફરવું. બીજું થાય પણ શું?

આવો વિચાર કરીને તેણે નીચે ઉતરીને ચાલવા માંડયું. વરસાદ તો દુશ્મનની પેઠે વરસતો હતો અને ટાઢો હીમાળા જેવો પવન વાતો હતો. તેના ઠંડા સ્પર્શથી તેને આખે શરીરે કમકમાં આવતાં, પણ તેવો તેવો તે શરીરને સંકોડીને ચાલ્યો જતો હતો. એવામાં સામી દિશાએથી તેણે એક યુવતીને આવતી દીઠી. તેના અંગ ઉપર ઉંચી ઢબનાં વસ્ત્ર હતાં અને છત્રી ઓઢીને ચાલતી હતી. તેને જોઇને જર્ગિસ તેના તરફ વળ્યો અને બોલ્યો: "બાઈ સાહેબ ! હું રાંક મજુર છું—મારી પાસે કશુંજ રહ્યું નથી—ફક્ત આજની રાત કોઇ વીશીમાં જઇને પડી રહું એટલા ભાડાના પૈસા આપો તો તમારી મોટી"

પણ બોલતો બોલતો તે એકદમ અટકી પડયો. રસ્તા ઉપરના ફાનસનું અજવાળું તે સ્ત્રીના મોઢા ઉપર પડયું અને જોતાની સાથેજ તેણે તેને ઓળખી કાઢી.

તે યુવતી એલેના હતી. તે પરણ્યો તે દિવસની મિજબાની વખતે જેટલી યુવતીઓ હાજર હતી તે બધામાં તેજ સૌથી રૂપાળી દેખાતી હતી અને સૌથી વધારે બણી ઠણીને આવી હતી. પોતાના ભવિષ્યના પતિને વીંટળાઇને હૈયાના ઉલ્લાસપૂર્વક નૃત્ય કરતાં કોઇ રાજરાણીના જેવા રૂઆબથી તે પગલાં ઉપાડતી હતી. ત્યાર પછી માત્ર એક કે બેજ પ્રસંગે તે જર્ગિસની નજરે પડી હતી. વળી તેણે એમ પણ સાંભળ્યું હતું કે, એલેનાને તેના પ્રિયતમે દગો દીધો અને તે કોઇ બીજીજ યુવતી ઉપર આસક્ત થયો હતો. પણ ત્યારપછી તે પૅકિંગટાઉનમાંથી ચાલી ગઇ હતી અને તે કયાં ગઇ તેનો કશો પત્તો ન હતો. એ એલેના પાછી તેની સામે આવીને ઉભી રહી હતી.

તેને જોઇને જેટલું જર્ગિસને આશ્ચર્ય પેદા થયું, તેટલુંજ તેને પણ જર્ગિસને જોઇને થયું. તેણે પણ તેને ઓળખ્યો. તે એક ડચકિયું ખાઇને બોલી ઉઠી: "જર્ગિસ રૂડકસ ! તારી આ હાલત ? એવું તને શું થયું કે તારે ભીખ માગવા નીકળવું પડયું ?"

તોતડાતે સ્વરે જર્ગિસ બોલ્યો: "મારી હમણાં માઠી દશા આવી પડી છે—નોકરી ચાકરી ખોઈ બેઠો છું—ઘર નથી, પૈસા નથી, કાંઇજ નથી. એલેના ! તારૂં કેમ ચાલે છે ? તું પછી કોઇને પરણી ગઇ કે નહિ ?"

તે બોલી: "ના, હું પરણી તો નથી, પણ અત્યારે હું સારી સ્થિતિમાં રહું છું."

ત્યાર પછી એઉ જણ થોડી વાર સુધી એક બીજાની સામે ટગર ટગર જોતાં ઊભાં રહ્યાં. આખરે એલેના બોલી. તેણે કહ્યું: "જર્ગિસ! મારી પાસે અત્યારે પૈસા હોત તો હું તને જરૂર આપ્યા વિના નજ રહેત. પણ મારૂં પાકીટજ હું ઘેર ભૂલી આવી છું. હું તને જે છે તે કહું છું—મારી પાસે કાંઇજ નથી. પણ હું તને અત્યારે પૈસા તો નથી આપી શકતી, પણ પૈસા આપવા કરતાં કાંઇક વધારે મદદ કરીશ. હું તને એવી જગ્યાની ભાળ બતાવીશ કે જ્યાંથી તને પૈસાટકા તથા બીજું જોઇતું કરતું મળી રહેશે. હું તને મેરિજાનું સરનામું આપું છું."

જર્ગિસ ચોંક્યો. "મેરિજા!" એવું એક ડચકિયું ખાઇને તેનાથી બોલી દેવાયું.

એલેના બોલી: "હા, હા, મેરિજા. તે તને જરૂર મદદ કરશે. તે અત્યારે સારી હાલતમાં છે. તું તેની પાસે જઇશ તો તે ઘણીજ રાજી થશે."

જર્ગિસ તેનાં ઘરનાં માણસોને છોડીને નાઠો હતો. તેને હજી પૂરાં બે વરસ થયાં ન હતાં. ઘરને કેદખાનું ગણીને તે પોતાને ઘેરથી નસી નીકળ્યો હતો અને ઘરમાં બીજું હતું પણ કોણ? મેરિજા અને એલ્ઝબિટા, બેજ જણ. પણ હવે મેરિજાનું નામ સાંભળતાની સાથેજ તેને મળવાને માટે જર્ગિસનો પ્રાણ ઉત્કંઠિત થઇ ગયો. ક્યારે તેને મળું, ક્યારે મારાં સ્વજનોની પાસે જઇને બેસું—એવી ઉત્કંઠાથી તે વિહ્વળ બની ગયો. તેઓ મને આશ્વાસન આપશે, મને મદદ પણ કરશે, એવો તેના મનમાં વિશ્વાસ પણ હતો. એક પળવારમાં તેણે પોતાની સ્થિતિનો વિચાર કરી લીધો. તેને એવું બહાનું પણ સાંભરી આવ્યું કે, હું નાસી ગયો તેમાં મારો વાંક નથી; કારણ કે મારા છોકરાના મરણથી હું ગાંડા જેવો બની ગયો હતો અને કદાચ તેઓ એમ પૂછશે કે, તેં આટલા દિવસ સુધી અમારી ખબર કેમ ન લીધી? ત્યારે હું કહીશ કે તમે લોકો પૅકિંગટાઉન છોડીને ક્યાંક જતાં રહ્યાં અને ક્યાં ગયાં તેની કોઇને ખબર પણ હતી નહિ તેથી હું કરૂં શું? આ પ્રમાણે પોતાનો બચાવ કરવાનાં ખરાં ખોટાં બહાનાં ગોઠવી કાઢ્યા પછી મેરિજા પાસે જવુંજ એવો નિશ્ચય કરીને તેણે કહ્યું: "ઠીક ત્યારે, હું જઇશજ."

એટલે પછી એલેનાએ તેને કલાર્ક સ્ટ્રીટ ઉપર આવેલા એક ઘરનો નંબર કહ્યો અને વધારામાં એમ પણ કહ્યું કે "તને મારૂં સરનામું આપવાની જરૂર નથી; કેમકે મેરિજા બધું જાણે છે."

પછી વધારે વાતચીત ન કરતાં જર્ગિસે ચાલવા માંડયું.

કોઇ ઉમરાવનું ઘર હોય એવા એક ભવ્ય અને સુશોભિત ન
નના બારણા પર એલેનાએ આપેલા નંબરનો આંકડો વાંચીને જર્
ઘંટડીનું બટન દબાવ્યું. એક હબસણ યુવતીએ જરાક બારણું ઉઘ
અને બહાર કોણ ઉભું છે તે તડમાં રહીને શકપૂર્ણ નજરે જોવા લ

તેણે પૂછ્યું: "કોનું કામ છે?"

જર્ગિસે તેને સામો સવાલ પૂછયો: "મેરિજા અહીંજ રહે છે ને

તે બોલી: "મને ખબર નથી. તારે તેનું શું કામ છે?"

"મારે તેને મળવું છે, તે મારી સગી થાય છે" જર્ગિસે ક
પેલી સ્ત્રી જરાક વાર થંભીને ઉભી રહી. આને હવે હા કહેવી
ના કહેવી તેની તેને કંઇ સમજ પડી નહિ. થોડી વાર પછી તેણે બાર
ઉઘાડયું અને કહ્યું: "અંદર આવો." જર્ગિસ અંદર પેઠો અ
આગલા ખંડમાં ઉભો રહ્યો. પેલી બોલી: "તમે અહીંજ ઉભા રહેજ
હું અંદર જઇને પૂછી આવું છું. તમારૂં નામ શું?"

"એમ કહેજે ને કે જર્ગિસ આવ્યો છે." તે છોકરી અંદર ચાલ
ગઇ. એક–બે મિનિટમાંજ પાછી આવી અને બોલી: "તમે કહો છ
તેવા નામની કોઇ સ્ત્રી અહીં રહેતીજ નથી."

જર્ગિસનું તો આ જવાબ સાંભળીને કાળજુંજ ખસી ગ
"પણ તે અહીં રહે છે એવું મને કોઇએ કહ્યું ત્યારે તો હું અહીં
આવ્યો." તેનાથી આટલુંજ બોલી શકાયું.

પણ તે સ્ત્રીએ તો ફક્ત માથુંજ ધુણાવ્યું અને કહ્યું: "પણ
બાઇ કહે છે કે એ નામની કોઈ સ્ત્રી અહીં છેજ નહિ."

હવે શું કરવું તેની સૂઝ ન પડવાથી જર્ગિસ એક પળવાર તો ત્યાંનો ત્યાંજ ઉભો થઇ રહ્યો. તેના ગભરાટનો અને મૂંઝવણનો પણ પાર ન હતો. તે નિસાસો મૂકીને બારણા તરફ વળ્યો એટલામાં તો કોઇએ બહાર રહ્યાં રહ્યાં જોરથી ટકોરો માર્યો. પેલી સ્ત્રી બારણું ઉઘાડવા ગઈ. જર્ગિસે અંદર રહ્યાં રહ્યાં લોકોનાં પગલાંના અવાજ સાંભળ્યા અને પેલી સ્ત્રીના મોઢામાંથી એક ચીસ નીકળી ગઈ તે પણ તેણે સાંભળી. ત્યાર પછી બીજીજ ક્ષણે તે સ્ત્રી જર્ગિસની બાજુમાં થઇને "પોલિસ! પોલિસ! આપણને ફસાવી માર્યાં રે! ફસાવી માર્યાં રે!" એવી બૂમો પાડતી પાડતી અને થરર કાંપતી અંદરના

ભાગમાં દોડી ગઇ.

જર્ગિંસ તો આભો થઇને ત્યાંનો ત્યાં ઠરીજ ગયો. પણ એટલામાં તો ભૂરા ડગલાવાળા પોલિસ ખાતાના અમલદારો અને સિપાઇઓનું ધાડું પેઠું અંદર અને આવતાવારજ પહેલાં તો તેઓ જર્ગિંસના ઉપરજ ધસી આવ્યા. તે જોઇને જર્ગિંસ પણ પેલી હબસણની પાછળ પાછળ નાઠો. હબસણની ચીસો સાંભળીને ઉપરના માળ ઉપર દોડાદોડ નાસાનાસ અને બૂમાબૂમ મચી રહી. ઘરમાં પુષ્કળ માણસો હતાં અને જર્ગિંસ જેવો અંદર જવાની ઓસરીમાં પેઠો તેવોજ તેણે લોકોને ચીસાચીસ કરીને નાસભાગ કરતા દીઠા. તેમાં સ્ત્રીઓ હતી અને પુરુષો પણ હતા. સ્ત્રીઓએ તો તેમનાં અંગ ઉપર પાતળા કપડાનો અકેકો ઝભ્ભોજ પહેર્યો હતો, ને અંદરથી સાવ ઉઘાડી હતી. જેટલા પુરુષો હતા તે બધાય નગ્નતાની જુદી જુદી અવસ્થામાં હતા. એક બાજુના ઓરડામાં જર્ગિંસની નજર પડી તો ત્યાં તેણે રેશમી કપડાની ગાદીઓવાળી ખુરશીઓ અને ટેબલો દીઠાં. ટેબલોના ઉપર પુષ્કળ પ્યાલા અને ખૂમચા હતા. એક ટેબલ ઉથલી પડયું હતું, દારૂના શીશા નીચે ગબડી પડયા હતા અને તેમાંનો દારૂ ગાલીચા ઉપર ઢળી જવા લાગ્યો હતો. જુવાન સ્ત્રીઓમાંથી એક જણને મૂર્ચ્છા આવી ગઈ હતી અને બે પુરુષો તેને પોતાના હાથનો આધાર આપીને પડતી અટકાવી રહ્યા હતા, અને બાકીના બીજા દશબાર પુરુષો આગલા દરવાજા તરફ એકઠા થવા લાગ્યા હતા.

પણ એકાએક બહારની તરફથી કોઇએ દરવાજા ઉપર એટલા જોરથી પ્રહાર કરવા માંડયા કે જાણે હમણાંજ તે ભાંગી પડશે. તે જોઇને દરવાજા આગળ ટોળું વળીને ઉભેલા ભાયડાઓ પાછા હઠવા લાગ્યા. એટલામાં એક જાડી સ્ત્રી, જેણે ગાલ ઉપર રંગ લગાડયો હતો અને કાનમાં હીરાની બુટ્ટીઓ પહેરી હતી તે હાંફતી હાંફતી માળ ઉપરથી નીચે ઉતરી આવી અને "પાછલા બારણા તરફ નાસી જાઓ! પાછલા બારણા તરફ નાસી જાઓ! જલદી કરો! જલદી કરો!" એવી બૂમો મારવા મંડી.

તે સૌની આગળ થઇ અને ઘરના પાછલા ભાગ તરફ ચાલ્યા જવાની પગથીઆંની સીડી હતી તે તરફ વળવાનો માર્ગ બતાવવા લાગી. જર્ગિંસ પણ તેની પાછળ પાછળ ગયો. જરાક આગળ જઇને તે જાડી સ્ત્રીએ જેવી એક ચાંપ દબાવી કે તરતજ દિવાલની અંદર એક છૂપું બારણું હતું તે ફડાક લઇને ઉઘડી ગયું અને તેમાં થઇને

જોતાં એક સાંકડો અંધારીઓ રસ્તો માલૂમ પડયો. હવે આટલી વારમાં તેની પાછળ આવનારાઓની સંખ્યા વધી ગઈ હતી અને લગભગ પચીસથી ત્રીસ જણ ત્યાં એકઠા થયા હતા. તેમને સૌને કહેવા લાગી: "ચાલ્યા જાઓ, આ રસ્તે!" બધા તે રસ્તે થઇને એક એકની હારમાં જવા લાગ્યા. એટલામાં જેઓ સૌને મોખરે હતા તેઓ બૂમાબૂમ કરતા કરતા પાછા હઠયા અને બોલવા લાગ્યા કે "ત્યાં પણ પોલિસવાળા ચોંટયા છે! આપણે સપડાઇ મૂઆ રે!" આવા બૂમબરાડા પાડતા પાડતા સૌ નાસાનાસ અને ઠેલંઠેલા કરવા લાગ્યા ત્યારે પેલી સ્ત્રીએ નીડરપણે ત્રીજો રસ્તો બતાવ્યો. તે બોલી: "દાદરા ઉપર ચઢી જાઓ અને ત્યાં થઇને કાતરીઆમાં થઇને અગાસી ઉપર અને અગાસી ઉપર રહીને બીજા ઘરમાં પેસીને નીકળી નાસજો." સ્ત્રીઓ અને પુરુષો ધક્કાધક્કી અને ગાળાગાળી કરતાં કરતાં દાદરા ઉપર ભચડાભચડી કરતાં કરતાં ચઢવા લાગ્યાં. દરેકને એમ થતું કે, હુંજ સૌના પહેલો નાસી જાઉં. એક, બે અને ત્રણ દાદરા ચઢયાં ત્યારે કાતરીઆમાં જવાની સીડી આવી. એક જણ સૌથી ઉપલા પગથીઆ ઉપર ચઢીને કાતરીઆની ડોકાબારીને ઉઘાડવા માટે તેનું ઢાંકણું ઉંચું કરવા લાગ્યો તેટલી વારમાં સીડીનાં પગથીઆં ઉપર અને નીચે બધાં ધમ્માચકડી કરતાં ભેગાં થઈ ગયાં. પેલો માણસ ગમે તેટલું જોર કરે પણ ઢાંકણું તો કેમે કર્યું ઉંચું થાયજ નહિ. નીચેથી એક સ્ત્રીએ બૂમ મારી કે, તેને આગળો માર્યો હશે. પેલો માણસ કહે: "આગળો તો ક્યારનોય ઉઘાડી નાખ્યો છે; પણ બહારની બાજુએથી ઢાંકણના ઉપર કોઇ બેઠો છે."

એટલામાં નીચેથી કોઇનો અવાજ સંભળાયો: "હવે તમે નાસી જવાનો વિચારજ માંડી વાળો. આ વખતે અમે ખાલી દમદાટી આપવા નથી આવ્યા."

એટલે તો પછી લોકો ધમ્માચકડી કરતા બંધ થયા અને ત્યાર બાદ તરતજ ચારે બાજુએ નજર નાખતા અને સપડાએલાં સ્ત્રી-પુરુષો તરફ દુષ્ટતાભરેલી દૃષ્ટિ કરતા કરતા કેટલાક પોલિસના માણસો ઉપર ચાલ્યા આવ્યા. તેમાં ખાસ કરીને તો એકલા પુરુષોજ ડરી ગયા હતા અને ગરીબ બોકડી જેવા થઇ ગયા હતા. પરંતુ સ્ત્રીઓને મન તો આ બધો ખાલી તમાશોજ હોય તથા આવા બનાવોથી જાણે તેઓ ટેવાઈ ગઇ હોય તેમ તેમને કાંઈજ લાગતું ન હતું. એક જુવાન સ્ત્રી તો દાદરના કઠેરા ઉપર ચઢી બેઠી અને પોલિસના સિપાઇઓ

દાદરે ચઢવા લાગ્યા ત્યારે તેમનાં ટોપાં ઉપર પોતાના પગમાં પહેરેલા જોડાની લાતો મારવા લાગી. છેવટે એક સિપાઇએ તેનો ટાંટીઓ ઝાલીને નીચે ઢસડી પાડી ત્યારે ટાઢી પડી. નીચેના માળ પર ચાર–પાંચ બાઈડીઓ પટારા ઉપર બેઠી બેઠી તેમની આગળ થઇને જતા લોકોની હલકટ મશ્કરીઓ કરવા લાગી. તેઓ ખૂબ ઘોંઘાટ અને હસાહસ કરતી હતી અને તેમને દારૂનો નશો ચઢયો હોય એવું સાફ દેખાતું હતું. તેમાંની એક જણીએ લાલચોળ ઝભ્ભો પહેર્યો હતો અને એટલો મોટો ઘાંટો પાડી પાડીને બોલતી હતી કે તેની આગળ બીજા કોઇનું બોલવું તો સંભળાતુંજ નહિ. તેના ઘાંટા ઉપરથી જર્ગિસે તેને ઓળખી કાઢી. તેના તરફ એક દૃષ્ટિ નાખતાંને વારજ તે ચમકી ઉઠયો અને "મેરિજા !" એટલુંજ તેનાથી બોલી દેવાયું.

પોતાનું અસલ નામ સાંભળીને તે પણ ચમકી, જરાક સંકોચાઈ આશ્ચર્ય પામીને અડધી ઉભી પણ થઇ ગઈ અને "કોણ? જર્ગિસ ?" એવું તેનાથી પણ એકાએક બોલી દેવાયું.

એકાદ બે ક્ષણ સુધી તેઓ એકબીજાની સામે ટગરટગર જોતાં ઉભાં રહ્યાં. પછી મેરિજાજ બોલી: "તું અહીં ક્યાથી ?"

"તને મળવા" જર્ગિસ બોલ્યો.

"પણ આવ્યો ક્યારે ?"

"હમણાંજ"

"તેં જાણ્યું કેવી રીતે—હું અહીં છું તે તને કહ્યુંજ કોણે ?"

"એલેનાએ. તે મને રસ્તામાં મળી ગઇ."

વળી પાછાં થોડી વાર સુધી બેઉ ચૂપ રહ્યાં અને એકબીજાની સામે જોઇ રહ્યાં. ત્યાં એકઠા થએલા લોકો તેમની બેઉની સામે તાકી તાકીને જોયા કરતા હતા. એટલે પછી મેરિજા તેની પાસે ગઇ. જાર્ગસે તેને કહ્યું: "મેરિજા ! તું ? તું આ જગ્યાએ ? એ શું કહેવાય !"

"જે કહેવાય તે, પણ હું અહીંજ રહું છું" તે નફ્ફટ થઇને બોલી ઉઠી.

એટલામાં નીચેથી કોઇનો ઘાંટો આવ્યો: "છોકરીઓ ! ઝટપટ તમે તમારાં કપડાં પહેરીને તૈયાર થઇ જાઓ. જલદી કપડાં પહેરવાજ માંડો. ઢીલ કરશો તો પસ્તાશો. બહાર વરસાદ વરસે છે તે પા યાદ રાખજો."

વેદનાયુક્ત આશ્ચર્ય લાગ્યા વિના ન રહ્યું. જ્યાં સુધી તેઓ બધાં ભેગાં રહ્યાં હતાં ત્યાં સુધી તેઓ ગમે તેટલાં કંગાલ હોવા છતાં તેમનાં હૃદયમાં અનીતિ અને પામરતાએ કદી પ્રવેશ કર્યો ન હતો. તેઓ પોતાની આબરૂને સૌથી વધારે મૂલ્યવાન સમજતાં હતાં. ગમે તેવા પ્રતિકૂળ સંજોગોમાં પણ તેમણે પોતાની આબરૂને, પોતાની નીતિને કદી પણ દાગ લગાડ્યો ન હતો. જર્ગિસના મનમાં એવું થયું પણ ખરું કે, મેરિજાને આવા દુરાચારના કાદવમાં કૂદી પડતી વખતે પોતાના પાછલા જીવનનો વિચાર કેમ નહિ આવ્યો હોય? હું કોણ છું અને આ શું કરવા બેઠી છું, એવો ખટકો તેને કેમ નહિ લાગ્યો હોય? પણ તરત તેના અંતઃકરણે જવાબ દીધો કે, તેં પોતેજ શું શું કરવાનું બાકી રાખ્યું છે કે તું બીજાનાં આચરણનો ન્યાય તોળવા તૈયાર થયો છે? આબરૂભરેલી જિંદગી ઉપર તેને પોતાનેજ દાવો કરવાનો હવે કેટલો અધિકાર રહ્યો છે?

પછી તેણે મેરિજાને પૂછ્યું: "તું આહીં ક્યારથી રહેવા આવી છે?"

"એક વરસ થવા આવ્યું," તે બોલી.

"તારે આહીં રહેવા શા માટે આવવું પડ્યું?"

"મારે જાતે જીવવું હતું અને છોકરાંઓને પણ જીવાડવાં હતાં. તેઓ ભૂખે મરે તે મારાથી જોઇ ન રહેવાયું," તે બોલી. જર્ગિસ વળી થોડી વાર સુધી કાંઇ બોલ્યો નહિ અને મેરિજા નિર્લજ્જપણે કપડાં પહેરતી હતી તે ટીકી ટીકીને જોઇ રહ્યો. છેવટે તેણે એક પ્રશ્ન પૂછ્યો: "શું તને નોકરી ચાકરી નજ મળી?"

તે બોલી: "શું ધૂળ નોકરી કરૂં? ઘણા વખત સુધી તો હું માંદી ને માંદી રહી, અને ત્યારપછી મારી પાસે એક કોડી પણ રહી ન હતી. એવામાં વળી અધુરામાં પૂરૂં તે સ્ટેનિસ્લોવાસ મરી પરવાર્યો."

"સ્ટેનિસ્લોવાસ મરી ગયો?"

"હા, મરી ગયો નહિ ત્યારે શું? પણ હું ભૂલી. તને એ વાતની શી રીતે ખબર હોય? તને કહે પણ કોણ?"

"કેવી રીતે મરી ગયો?"

"ઉંદરડાઓએ ટૂંપી ખાધો" તે બોલી ઉઠી.

જર્ગિસને એક ડચકિયું આવી ગયું. "તું શું બોલે છે? તેને ઉંદરડાઓએ ટૂંપી ખાધો એટલે શું?"

મેરિજા નીચી વળીને પોતાના જોડાની દોરી બાંધતી બાંધતી બોલી: "હા, હા, ઉંદરડાઓએ તેને ટૂંપી ખાધો. કોઇ ઘાસલેટના કારખાનામાં તે મજુરી કરતો હતો–અથવા ખરૂં કહેવડાવે તો તેનું કામ એટલુંજ હતું કે એ કારખાનામાં મજુરી કરનારાઓને વાસ્તે દારૂ લઇ આવવો. વાંસની કાવડના ઉપર દારૂના ડબ્બા લટકાવીને કારખાનાની અંદર લઇ આવતો હતો. રોજ દારૂની સાથે એને કામ રહ્યું તેથી રોજ થોડો થોડો પીતાં શીખ્યો. દરેક ડબ્બામાંથી એક એક બબ્બે ઘૂંટડા ભરતો જાય. એક દહાડો તેનાથી જરાક વધારે પીવાઈ ગયો અને તેનો નશો ચઢવાથી એક ખૂણામાં પડ્યો પડ્યો ઉંઘી ગયો. મજુરો ઘેર ગયા ત્યારે તેને જગાડીને બહાર કાઢવાનું કોઇનેય સાંભર્યું નહિ. ચોકીદારે કારખાનાને તાળું દીધું એટલે તે અંદરનો અંદર કેદ પુરાઇ ગયો. સવારમાં કારખાનું ઉઘડ્યું અને મજુરો આવ્યા ત્યાર પહેલાં ઉંદરડાઓ તેને કરડી કરડીને એવો તો ખાઇ ગયા હતા કે તેના શરીરનો બહુજ થોડો ભાગ બાકી રહી ગયો હશે."

જર્ગિસ તો ભયથી ટાઢો હીમ બની ગયો; પણ મેરિજા તો આ વાત કહેતી ગઇ અને બૂટની દોરી બાંધતી ગઈ. વળી કેટલીક વાર

સુધી બેઉ ચૂપ રહ્યાં.

"ચાલ, બાઇ, જલદી કર." એમ એક હૃષ્ટ પુષ્ટ સિપાઇ ત્યાં આવીને તડૂક્યો.

"થાય તેટલી ઉતાવળ તો કરીએ છીએ. કાંઈ મરીને માળવે નહિ જવાય." એવું મેરિજા કહેતી ગઈ અને સૌથી નીચેની તસતસતી ચોળીનાં બટન અને પટ્ટીઓ લગાવતી ગઇ.

વળી જર્ગિસને કાંઇક યાદ આવ્યું તેથી તેણે પૂછી લીધું. "ઘરનાં બીજાં બધાં જીવે છે કે?"

"હા." તે બોલી.

"ક્યાં રહે છે?"

"નજીકમાંજ. તેઓ બધાં હવે સારી હાલતમાં દહાડા કાઢે છે." મેરિજાએ કહ્યું.

"નોકરી કરે છે?" જર્ગિસે પૂછી જોયું.

"હા, નોકરી અથવા જે કાંઇ પરચુરણ કામ મળી જાય છે તે એલ્ઝબિટા કરી છૂટે છે; પણ ઘણોખરો વખત તો હુંજ તેમનું પૂરૂં કરૂં છું—હમણાં હમણાં હું ઘણું સારૂં કમાઉં છું."

થોડી વાર સુધી તો જર્ગિસ કશું બોલ્યો નહિ. પછી તેણે પૂછી જોયું: "તું આ ઠેકાણે રહે છે અને કેવી જિંદગી ગુજારે છે તેની તેમને બધાને ખબર પડી ગઇ છે કે?"

મેરિજા બોલી: "એલ્ઝબિટા તો જાણેજ છે. એની આગળથી તો મારાથી કશું છૂપું રખાયજ નહિ. અને છોકરાંઓ પણ હવે આજ સુધીમાં તો જાણીજ ગયાં હશે. એમાં લજવાવા જેવું કાંઇજ નથી. આવું ન કરીએ તો કરીએ પણ શું?"

"અને ટેમોઝિયસનું શું? તેને આ વાતની ખબર છે કે?"

મેરિજાએ ખભા ચઢાવીને જવાબ દીધો: "તેનું શું થયું તે હું કેવી રીતે જાણું? હું તેને એક વરસથી મળીજ નથી. તેની આંગળી પાકી હતી તેમાંથી વાત વધી ગઇ અને આંગળી કાપી નખાવવી પડી. આંગળી ગઇ એટલે સારંગી બજાવવાનું પણ ગયું અને તે પોતે પણ ક્યાંક ચાલ્યો ગયો."

ઉપર પ્રમાણે જવાબ આપતી વખતે તે અરીસાની સામે ઉભી ઉભી ચોળીઓનાં બટન પટા વગેરે લગાવ્યે જતી હતી. જર્ગિસ તેની સામે તાકીને જોઈ રહ્યો હતો. તેને એમજ થતું કે, આ અસલની મેરિજાજ કે કોઇ બીજી ? અત્યારે તેનું હૃદય કેવું પથ્થર જેવું થઈ ગયું છે ? તે કેટલી નિર્લજ્જ અને પાપ કરી કરીને રીઢી થઇ ગઇ છે ? તેની બધી રીતભાત જોતાં તેને કલેજે ઉંડો ચીરાડો પડયો.

તે આવો વિચાર કરતો બેઠો એટલામાં એકાએક મેરિજાએ તેના ઉપર એક દૃષ્ટિપાત કરીને કહ્યું: "પણ તારા પોતાના ઉપર કાંઇક ભારે વિપત્તિ આવી પડી હોય એવો તું પણ દેખાય છે. તને શું શું વીત્યું તે તો તું મને કહેતો નથી."

જર્ગિસ કહે: "તું કહે છે તે ખરૂંજ છે. અત્યારે તો મારી પાસે ફૂટી બદામ પણ નથી તેમ કમાવાનું કશું સાધન પણ નથી."

"તે તું આટલા દિવસ ગયો'તો ક્યાં ?"

"એ તો બધો ખેલ ખલાસ થઇ ગયો. પહેલાં તો હું પગપાળો ખૂબ રઝળ્યો. કસાઇખાનામાં હડતાલ પડી તે પહેલાં હું ત્યાં આવીને નોકરીએ લાગી ગયો હતો." આટલું કહેતાં તે જરાક અટક્યો. પાછો બોલવા લાગ્યો: "હું તમારી બધાંની ભાળ કાઢવા એનિલિ ડોસીને ઘેર ગયો હતો, પણ તેણે તો એટલુંજ કહ્યું કે, એ બધાં કોઇ બીજે ઠેકાણે રહેવા ગયાં છે. તમે ક્યાં છો તેનો તેણે કે બીજા કોઇએ મને પત્તો આપ્યોજ નહિ. તમને બધાંને મારા ઉપર ખોટું પણ લાગ્યું હશે; પણ—પણ હું શું કરૂં ? હું નાસી ગયો તે મેં ઘણુંજ હલકું અને નામર્દાઇભરેલું કામ કર્યું. પણ—"

તે બોલી ઉઠી: "ના, ના, અમને તારા ઉપર ખોટું લાગ્યુંજ નથી, તેમ અમારામાંથી કોઈ તારો વાંક પણ કાઢતું નથી. એમાં તું શું કરે ? તેં તારાથી બનતું કર્યું. પણ આપણા સંજોગોજ એટલા પ્રતિકૂળ હતા કે આપણે ગમે તેટલું કરીએ તો પણ આખરે હાર્યા વગર રહીએજ નહિ." તે જરા વાર અટકી અને પાછી બોલી: "આપણે બહુજ અજ્ઞાન અને ભોળાં—એજ આપણો વાંક—બીજું કાંઇજ નહિ. આપણે કેવા સંજોગોની વચમાં જીવવાનું છે તેનો આપણે વિચાર કર્યોજ નહિ. હું આજે જે જાણું છું તે જો મેં તે વખતે જાણ્યું હોત તો આપણી આ દશા ન થાત. આપણે બધાંજ તરી પાર ઉતર્યાં હોત.'

"તો તું શું પહેલેથી અહીંજ રહેવા આવત અને આજ જે

કરે છે તેજ કસબ લઇ બેઠી હોત?" જર્ગિસે પૂછયું.

"અલબત્ત!" તેણે જવાબ દીધો: "પણ હું જે કહું છું તે મારે વિષે નથી કહેતી; તારે વિષે કહું છું. હું તો એમ કહું છું કે, તેં ઓનાના સંબંધમાં જે ભૂલ કરી નાખી તે તું ન કરત અને આપણી ખાનાખરાબી થઈ ગઈ તે ન થાત."

આના જવાબમાં જર્ગિસ કાંઇજ બોલ્યો નહિ; તેને કદી આવો વિચાર આવ્યોજ ન હતો.

પાછી મેરિજા બોલી ઉઠી: "જ્યારે છેકજ ભૂખે મરવાનો વખત આવી લાગે ત્યારે જેની પાસે જે કાંઇ સારી કિંમતે વેચી શકાય એવું હોય તે વેચવુંજ. વળી એમાં મોટો વિચારજ શાનો કરવાનો? હવે અત્યારે તો તેમ કરવાનું રહ્યું પણ નથી તો પણ હું શું કહેવા માગું છું તે તું સમજી તો ગયો હોઈશ. ના સમજ્યો હોય તો હું તને કહું છું કે, આપણે આ દેશમાં આવ્યાં તે વખતથીજ જો આપણે સમે વર્તે સાવધાન કર્યું હોત તો ઓના એકલીજ આપણને બધાંને કમાઇ ખવરાવત." આવું નિર્લજ્જ ભાષણ કરતાં તેને કાંઇજ ન થયું. તેની સારાસારની, આબરૂ-ગેરઆબરૂની લાગણીઓજ મરી ગઇ હતી અને જે વસ્તુને લોકો પ્રાણથી પણ અદકી ગણે તેની કિંમત તે રૂપીઆ આના પાઇથીજ આંકતી હતી.

થોડી વાર પછી જર્ગિસ જરાક અચકાઈ અચકાઇને બોલ્યો: "હા—હા—હું પણ એવીજ અટકળ કરૂં છું" પણ કોનોરને બીજી વાર મારવાના સંતોષને ખાતરજ મેં મુકાદમની નોકરી અને ત્રણસો ડૉલર હમણાં થોડા દહાડા ઉપરજ અળખામણાં કરી દીધાં હતાં તે તેણે ન કહ્યું.

આ વાત ચાલતી હતી એટલામાં વળી એક પોલિસનો સિપાઇ બારણા આગળ આવીને કહેવા લાગ્યો: "ચાલ, ચાલ, કેટલી વાર લગાડે છે? બહુ રૂપાળી દેખાય છે!"

મેરિજા લાંબો હાથ કરીને ટોપી લેતાં લેતાં બોલી: "તૈયાર, તૈયાર, હવે પછી છે કાંઇ?" ટોપી પણ નાની સૂની ન હતી અને તેમાં પાર વિનાનાં શાહમૃગનાં પીછાં ખોસ્યાં હતાં. આગળ તે અને તેની પાછળ જર્ગિસ એમ બેઉ જણ ચાલ્યાં ચાલ્યાં આગળના દિવાન-ખાના સુધી ગયાં. ખાટલા નીચે અને બારણાંની પાછળ કોઇ ભરાઇ તો નથી રહ્યું તેની ખાત્રી કરી લેવાને માટે પોલિસનો સિપાઇ જરાક

ડોકિયું કરી લીધા પછી તે પણ તેમની પાછળ પાછળ ચાલ્યો આવ્યો.

સીડીનાં પગથિયાં ઉતરતાં ઉતરતાં જર્ગિસે પૂછ્યું: "હવે આ-માંથી થવાનું શું?"

"શામાંથી? પોલિસના દરોડાનું પૂછે છે? એમાં કાંઇજ દમ જેવું નથી–આવું તો અવારનવાર થયાજ કરે છે. પોલિસવાળા અને અમારી બાઇ બેઉ જણ એકબીજાની સાથે ઉંદર–બિલાડીની રમત રમે છે શા માટે તેઓ એવું કરે છે તે તો હું પૂરૂં નથી જાણતી, પણ સવાર પડતા પહેલાં પાછાં તેઓ સમજી જશે એટલું તો ચોક્કસજ. અમારૂં બધાનું જે થવાનું હશે તે થશે પણ તારૂં તો કોઈ નામ નહિ લે. જ્યારે હોય ત્યારે પુરુષોને તો એ લોકો છોડી દે છે."

જર્ગિસ બોલ્યો: "કદાચ તું કહે છે તેમ થશે, પણ મારી વાત જરા જુદી છે—મને તેઓ ઘણું કરીને નહિજ છોડે."

"કેમ? તારૂં વળી એવું શુ છે?"

"વાત એમ છે કે, પોલિસ ઘણા વખતથી મારી તપાસમાંજ છે," તેણે જરા ધીમે અવાજે કહ્યું. તેઓ બે જણ તેમની અસલ લિથુઆનિયન ભાષામાંજ વાત કરતાં હતાં તો પણ જર્ગિસે સાવચેતીને ખાતર ઘણેજ ધીમે અવાજે કહ્યું: "મને તો ઓછામાં ઓછી એક બે વરસની ટીપ માર્યા વગર છોડનારજ નથી."

"સત્યાનાશ વળી ગયું! એ તો બહુજ ખોટું. મારાથી તને છોડાવાશે તો વળી છોડાવી દઇશ," મેરિજા બોલી.

નીચેના ઓરડામાં, જ્યાં ઘણાખરા કેદીઓ ભેગા થઇ ચૂક્યા હતા, ત્યાં જતાની સાથેજ મેરિજા હીરાની મુદ્રાઓવાળી જાડી સ્ત્રીની પાસે ગઇ અને તેના કાનમાં કાંઇક કહી આવી. તેણે વળી તરતજ પોલિસ સાર્જન્ટની પાસે જઇને તેને કહ્યું: "સાંભળ્યું કે બિલિ! (જર્ગિસ તરફ આંગળી કરીને) આ માણસ તો તેની બહેનને મળવા આવ્યો હતો તે ધ્યાનમાં રાખજે. તમે બધા આવ્યા ને ઘડીએજ એ ઘર-માં પેઠો હતો. એ કાંઇ અમારો ઘરાક નથી. એને તારે છોડી દેવો પડશે."

સાર્જન્ટ જર્ગિસની સામે જોઇને હસી પડયો અને બોલ્યો: "મને તો આ ઘરમાંથી જેટલાં માણસ મળી આવે તે બધાંનેજ પકડવાનો હુકમ છે—ફક્ત નોકર ચાકરને એકલાનેજ નહિ."

એટલે પછી જર્ગિસ પણ નીચી મૂંડીએ બીજા બધાની હારમાં જઇને ઉભો રહ્યો. એ બધાજ હવે નરમ ઘેંસ જેવા બની ગયા હતા. એ ટોળીમાં જુવાનીઆ હતા, ઘરડા ખડખૂચા જેવા પણ હતા, કૉલેજમાં ભણનારા વિદ્યાર્થીઓ પણ હતા અને તેમના બાપના બાપ જેવડા માથે પળીઆંવાળા ડોસાઓ પણ હતા. કેટલાકના અંગ ઉપર તો ફક્ત

સાંજનોજ પોશાક હતો—અને એકલા જર્ગિસ સિવાય બીજા કોઇના પોશાકમાં અથવા દેખાવમાં ગરીબાઇની જરા જેટલી છાયા પણ ન હતી.

જ્યારે ઘરનાં એકેએક સ્ત્રી-પુરુષ બધાંજ એક જગ્યાએ એકઠાં થઇ ગયાં એટલે પોલિસે ઘરનો આગલો દરવાજો ઉઘાડયો અને સૌને બબ્બેની હારમાં ચલાવીને જ્યાં સરકારી ખટારાઓ ઉભા રાખ્યા હતા ત્યાં સુધી પોલિસના સિપાઇઓના પહેરા નીચે તેડી ગયા. આ તમાશો જોવાને માટે આસપાસનાં તમામ મકાનના રહેવાસીઓ ટોળે વળીને ઉભા રહ્યા હતા. કોણ કોણ પકડાયા છે તે જોવાને માટે લોકો ઉંચાં ઉંચાં ડોકાં કરી કરીને જોતા હતા. કેદીઓના ટોળામાં જે સ્ત્રીઓ હતી તેમણે તો શરમને નેવે મૂકી હતી. તેઓ ચારે તરફ ડોળા કાઢી કાઢીને જોતી હતી, હસતી હતી, લોકોની સાથે તેમજ પોલિસનાં માણસોની સાથે ટોળટીખળ પણ કરતી હતી. પુરુષો લજવાતા હતા. બધાજ નીચી મૂંડી કરીને ચાલતા હતા અને કોઇ કોઇએ તો તેમનાં મોઢાં ટોપીઓ વડે ઢાંકી દીધાં હતાં. તેમને બધાંને ખટારાઓમાં સજડાસજડી બેસાડી દીધા પછી પોલિસવાળાઓએ ખટારાઓ હંકરાવ્યા અને લોકોએ હુસાહુસ, તાળીઓ અને ચીચીઆરીઓ વડે તેમને હર્ષભેર વિદાય કર્યા. પોલિસથાણામાં જ્યારે સૌનાં નામઠામ લખાયાં ત્યારે જર્ગિસે જુઠું નામ લખાવ્યું. એક કોટડીમાં તેને બીજા ૭ જણની સાથે પૂરી દીધો. તેઓ તો ધીરે ધીરે વાતો કરવા લાગ્યા, પણ જર્ગિસે તેમની વાતોમાં ભાગ ન લેતાં પોતાના મનના વિચારને ઘૂંટયા કરવાનું વધારે પસંદ કર્યું.

સામાજિક સડાના ઉંડામાં ઉંડા ખાળકૂવામાં જર્ગિસ અત્યાર આગમચ ઘણી વાર ડોકિયું કરી આવ્યો હતો અને તેની બદબોથી તે ટેવાઇ પણ ગયો હતો. પણ અત્યારે તેના મનને જેટલો આઘાત થયો તેટલો અગાઉ કદી પણ થયો ન હતો. પરંતુ તેમ છતાં તે એમ ધારતો હતો કે ભલેને આખી માનવજાતિ સડી જાય, નીચતાના છેલ્લામાં છેલ્લે પગથીએ પહોંચી જાય, મનુષ્ય મટીને પિશાચ કે રાક્ષસ બની જાય, પણ મારાં પોતાનાં કુટુંબીઓ તો કદાપિ તેવાં નહિ થાય. માણસજાતને માથે શાપ વરસાવતી વખતે પણ તે પોતાનાં ઘરનાં માણસોને બાદ કરતો હતો. પણ આજે તેની આંખ ઉઘડી ગઇ—આજે તેણે પોતાની સગી આંખે ખરી વસ્તુસ્થિતિ જોઇ—મેરિજા વેશ્યાનો ધંધો લઇ બેઠી હતી અને એલ્ઝબિટા તથા ઘરનાં છોકરાં તેની પાપની કમાણી ખાઇને જીવતાં હતાં! જર્ગિસ ભલે પોતાના મનને સમજાવે કે એમાં શું થઇ ગયું? મેં પોતે કયું પાપ કરવાનું બાકી રાખ્યું છે? પુરુષજાતિ જેટલાં પાપ કરી શકે છે તેટલાં બધાં

તો હું કરી ચૂક્યો છું. મેરિજા સ્ત્રીજાતિ એટલે તેણે તેની જાતનાં પ્રાણીઓથી થઇ શકે એવું પાપ કર્યું એમાં હવે જીવઉકાળો શામાટે કરવો જોઇએ ? અમે બધાંજ કોઈ કોઇથી ઉતરીએ એવાં રહ્યાં નથી. તે પોતાના મનને ઉપર પ્રમાણે સમજાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરતો તો પણ મેરિજાના કલંકના ઉપરથી એકાએક પડદો ઉંચકાઇ જતાં તેને એવો ધક્કો લાગ્યો હતો કે તેને લીધે તે કેટલાય વખત સુધી ઉદાસ ચિત્તે એમ ને એમ બેસીજ રહ્યો. આ ધક્કો તેના હૈયાના ઉંડામાં ઉંડા અને કોમળમાં કોમળ સ્થાનને લાગ્યો હતો. પોતાના અને પોતાના ઘરનાં માણસોના ભૂતકાળના જીવનને લગતાં સંસ્મરણો જેમને તે ઘણા વખતથી નષ્ટ થઈ ગએલાં [illegible]તો હતો પણ જેઓ ખરી રીતે તેના સ્મરણભંડારને તળીએ દબાઇ ચંપાઇને પડી રહ્યાં હતાં તે એકદમ જાગ્રત થઇ ગયાં. એક વાર કેવાં સુખી અને નિર્દોષ હતાં, કેવાં આશા–ઉમેદવાળાં હતાં, કેવાં આબરૂદાર, સદાચરણી અને સ્વમાન સાચવનારાં હતાં ! પાછી તેને ઓના સાંભરી, તેની સૌમ્ય અને દયામણી મુખાકૃતિ તેની આંખ આગળ આવીને ઉભી રહી અને તેના કરુણ સ્વરનો રણકો તેના કાનમાં ગુંજવા લાગ્યો. તેનો બાળક પુત્ર એન્ટેનાસ, જે એક વાર મર્દ બનશે એવી તેને આશા હતી તે તેની સામે આવીને ઉભો રહ્યો. તેનો ઘરડો પિતા એન્ટેનાસ, જે તેને અને આખા કુટુંબને મરતાં મરતાં પણ પોતાના પ્રેમનાં ઋણી બનાવીને મુઓ હતો તેની થરથર કંપતી અને જર્જર બની ગએલી કાયા તેના મોઢા આગળ આવીને ઉભી રહી. જે દહાડે ઓનાના ચારિત્ર્ય ઉપર ચોંટેલા કલંકની તેને ખબર પડી હતી તે દિવસનાં ભયંકર, હૃદયવિદારક, પ્રાણરોધક સંસ્મરણો પાછાં તાજાં થયાં અને તે દિવસના દુઃખદાયક અનુભવોની ભઠ્ઠીમાંથી તે પાછો બીજી વાર પસાર થયો. તેને એવો પણ એક ક્ષણ વાર વિચાર આવી ગયો કે અરે ! હું તે દહાડે કેટલો ગાંડો બની ગયો હતો ? કેટલો સંતાપ વેઠ્યો હતો ? તે બીના જ્યારે બની ત્યારે મને તે કેટલી ભયંકર દેખાઇ હતી ! અને આજે મને મેરિજાએ કહ્યું તે મેં બેઠાં બેઠાં નિરાંતે સાંભળ્યાજ કર્યું અને તેણે મારી મૂર્ખાઇ સિદ્ધ કરી બતાવી તે મેં થોડીઘણી ખરી પણ માની લીધી. મેરિજાએ મને ચોખ્ખે-ચોખ્ખુંજ કહી નાખ્યું કે જો મારામાં અક્કલનો છાંટો હોત તો મારે મારી સ્ત્રીની ઇજ્જત વેચીને તેમાંથી ઘણામાં ઘણો લાભ લઇ લેવો જોઇતો હતો અને સ્ટેનિસ્લોવાસ જે ભૂંડે મોતે મુઓ તે વાત પણ મેરિજાએ ઠંડે કલેજે કહી સંભળાવી ! કહેતાં કહેતાં તેને લગારે

ક્ષોભ ન થયો ! તે ગરીબ અભાગીઓ છોકરો, જેના એક હાથની ત્રણ આંગળીઓ તો બરફમાં ઠરીને નકામી થઈ ગઇ હતી અને તે દિવસથી જેના મનમાં બરફની ખરેખરી બીકજ પેસી ગઇ હતી તેના રુદનનો કરુણ સ્વર જર્ગિસે પોલિસ ચોકીની અંધારી ઓરડીમાં બેઠાં બેઠાં સાંભળ્યો અને તેના કપાળે પરસેવાના ઝેબેઝેબ વળી ગયા. હાય ! સ્ટેનિસ્લોવાસ ! તે છોકરાના અંતકાળના વખતની દારુણ દશાનું ચિત્ર તેની આંખ આગળ ખડું થઇ ગયું—જાણે તે ગોઝારા મકાનમાં તે છોકરાને ઉંદરોએ ચારે બાજુએથી ઘેરી લીધો હોય અને તે બાપડો જીવ ઉપર આવીને તેમની સામે પોતાની જાતનો બચાવ કરતાં કરતાં આખરે હારી જતો હોય અને ઉંદરોએ તેને કરડી કરડીને ટૂંપી નાખ્યો હોય તે ચિત્ર તેની આગળ ખડું થતાની સાથે તેને ટાઢીઓ તાવ ચઢી આવ્યો હોય એવાં કમકમાં આવી ગયાં.

આવા પ્રકારની લાગણીઓ તેને ઘણા વખતથી થઇજ ન હતી; એ કોમળ લાગણીઓને તેણે એટલી હદ સુધી દબાવી મારી હતી કે જાણે તેઓ છેક નિર્મૂળ થઇ ગઈ હશે એવું તે માનતો હતો, અને ઘણો વખત થયાં આવા ભાવોના ઉદ્રેકથી થતો વિક્ષોભ તેને થયો ન હતો તે ઉપરથી તે એમ સમજતો હતો કે, હવે આ જિંદગીમાં તો મારે એવી કોમળ વૃત્તિઓનો અનુભવ કરવોજ નથી અને તેમનાથી નીપજતો માનસિક પરિતાપ વેઠવો પણ નથી. આજ તે પોતાના મનને પૂછવા લાગ્યો કે, મને એવી કોમળ વૃત્તિઓને પોષવાથી લાભ થયો કે નુકસાન ? સમાજનાં ક્રૂર બળોની સામે ટકી રહેવાને હરેક રીતે અશક્ત અને દુષ્ટ રાક્ષસોએ ગોઠવી રાખેલાં છટકીઆંમાં સપડાઈ ગએલા અસહાય માનવપ્રાણીને આવી કોમળ વૃત્તિઓ દુઃખકર ન થાય તો બીજું થાય પણ શું ? હું તે વખતે કેવો મૂર્ખ હતો કે તેમને મેં મારા હૃદયમાં સ્થાન આપ્યું અને દુઃખી દુઃખી થઇ ગયો ! એન્ટેનાસ મરી ગયો તે દિવસથી એવી નબળાઇઓને છૂંદી કચરી નાખવાનોજ મેં સતત પ્રયત્ન કર્યો છે અને હું ઘણે અંશે સફળ પણ થયો છું; છતાં કોઇ કોઈ વાર તેઓ જાગ્રત થઇ જાય છે અને મને આજની માફક ગૂંગળાવી મારે છે. તે આવા આવા વિચાર કરતો ગયો અને તેના ગત જીવનનાં સંસ્મરણોની સાથે બથ્થંબથ્થા લડતો ગયો. આસ્તે આસ્તે તેમની રેખાઓ આછી થતી ગઇ, અને એ રેખાઓ અને તેની પોતાની આજની અવસ્થાની વચમાં અફાટ સમુદ્રનું અંતર દેખાયું. બસ, હવે તેઓ ઓગળી જશે, નષ્ટ થઇ જશે અને મને આજની પેઠે ફરીથી નહિ સતાવે, એમ ધારીને તે પોતાના અમર મનુષ્યત્વની છેલ્લામાં છેલ્લી ચીનગારીને હોલવી નાખવાની મિથ્યા આશામાં ફસાતો ગયો.

---



# प्रकरण २८ मुं

સવારમાં નાસ્તો કરાવ્યા પછી બીજા કેદીઓની સાથે સાથે જર્ગિસને પણ કચેરીમાં લઇ ગયા. કચેરી કેદીઓથી અને બીજા બહારનાં માણસોથી ઠસોઠસીને ભરાઇ ગઇ હતી. તેમાંના કેટલાક ફક્ત તમાશોજ જોવા આવ્યા હતા પણ કેટલાક તો આરોપીઓમાંથી કોઇને ઓળખી કઢાય તો તારી અમે બહાર ફજેતી કરી દઇશું એવી ધમકી આપીને તેમની પાસેથી પૈસા કઢાવી લેવાની દાનતથી આવ્યા હતા. સૌથી પહેલાં નામ પુરુષોનાં પોકારાયાં. માજિસ્ટ્રેટોએ તેમને દરેકને માત્ર ઠપકો આપીને કાઢી મૂક્યા; પણ જર્ગિસને તેમના બધાના ભેગો ન બોલાવતાં એકલો બોલાવ્યો તેથી તેના મનમાં ફાળ પડી કે, મારૂં આવી બન્યું. આમ કરવાનું કારણ એવું હતું કે, તેનો કેસ વધારે શક-ભરેલો લાગતો હતો. વાત એવી હતી કે, એક વાર આજ અદાલતમાં અને આજ માજિસ્ટ્રેટે તેના ઉપર મુકદ્દમો ચલાવ્યો હતો અને કચે-રીના કારકુનની જગ્યાએ પણ એનો એજ માણસ હતો. વેશ્યાએ આપેલી જ્યાફતમાં દારૂ પીને મારામારી કરવાના આરોપસર તેને આજ માજિસ્ટ્રેટે દસ ડૉલરનો દંડ કરીને છોડી મૂક્યો હતો અને તે દંડ પણ મોકૂફ રાખ્યો હતો. માજિસ્ટ્રેટે તેની સામે ધારી ધારીને જોયા કર્યું. આ માણસ મારા હાથ તળે આવી ગયો છે એવો જાણે તેને જરા જરા શક આવતો હોય એવી રીતે તેણે જોયું તો ખરૂં. પણ વધારે વિચાર કરવાનો અથવા પોતાની યાદદાસ્તને તાજી કરવાનો તેને વખતજ ન મળ્યો. બરાબર એજ વખતે તેનું ધ્યાન તેના પો-તાના ટેબલ ઉપર પડેલા ટેલિફોનની ઘંટડીમાં ગયું; કારણ કે એ વિભાગના સૌથી વડા પોલિસ અમલદારની સાથે તેણે થોડાજ વખત ઉપર ટેલિફોનથી વાતચીત કરી હતી અને જે કુટણખાનામાંથી વે-શ્યાઓ અને વ્યભિચારી માણસો પકડાયાં હતાં તેની માલકણની બાબતમાં કેવો ફેંસલો આપવો તેને વિષે પોલિસ અમલદારના તરફથી તે દરેક ક્ષણે સંદેશાની રાહ જોઇ રહ્યો હતો, અને તેના અ(

યના ઉપરજ આખા કેસના ફેંસલાનો આધાર હતો. પોલિસ અને કુટણખાનાની માલકણ એ બે જણ અંદર અંદર સમજી જાય તો તો આ આખો કેસ પુરાવાના અભાવે કાઢી નાખવો અને પછી પોલિસ અને માજિસ્ટ્રેટ બેઉ જણે ભાગે પડતી લાંચ વહેંચી લેવી એવી ગોઠવણ તેમણે બેઉએ કરી રાખી હતી. આથી કરીને ટેલિફોનમાં ચિત્ત રાખીને તેણે જર્ગિસની કેફિયત સાંભળી. જર્ગિસે કહ્યું કે, હું તો એ ઠેકાણે મારી બહેનને શોધતો શોધતો આવી ચઢયો હતો અને તેથી બીજાઓના ભેગાભેગો ફસાઇ ગયો છું. ત્યારે હવે પછી તું તારી બહેનને વધારે સારી જગ્યાએ રાખજે, એવી લૂખી શિખામણ દઇને માજિસ્ટ્રેટે તેને છોડી મૂક્યો. પછી વેશ્યાનો ધંધો કર્યાના આરોપસર જે જે સ્ત્રીઓ પકડાઇ તે દરેકનો તેણે પાંચ પાંચ ડૉલર દંડ કર્યો. પણ તે કુટણખાનું જેણે રાખ્યું હતું તે હીરાની બુટ્ટીઓવાળી જાડી સ્ત્રીએ બધી સ્ત્રીઓના દંડનો સરવાળો કરીને ઝટ લઇને નોટોનો સામટો ચોડો માજિસ્ટ્રેટના ટેબલ ઉપર મૂકી દીધો.

જર્ગિસ તેટલો વખત કચેરીની બહાર ઉભો રહ્યો હતો, તે પાછો મેરિજાની સાથે એ ને એજ ઘેર ચાલ્યો આવ્યો. પોલિસના સિપાઇઓ ત્યાંથી ચાલ્યા ગયા હતા અને થોડાક ઘરાક તો અત્યાર-થીજ ત્યાં આવીને તેમની કચેરીમાંથી પાછા આવવાની રાહ જોતાજ બેઠા હતા. સાંજ પડતા પહેલાં તો જાણે આગલા દિવસનો બનાવ મુદ્દલે બન્યોજ ન હોય તેમ આ કુટણખાનાનો કારોબાર પાછો ધમ-ધોકાર ચાલતો થઇ જવાનો એમાં કશો સંદેહજ ન હતો. ઘેર પહોંચ્યા પછી મેરિજા જર્ગિસને પોતાની ઓરડીમાં તેડી ગઇ અને બેઉ જણ ત્યાં બેસીને વાતે વળગ્યાં. ગઇ કાલે તો જર્ગિસે મેરિજાને રાત્રે અને પોલિસના દરોડાની ધમાલ વખતે દીઠેલી તેથી તેના ચહેરાનો રંગ બરાબર તેના લક્ષમાં આવ્યો ન હતો, પણ અત્યારે હવે દિવસના અજવાળામાં જોવાથી તેને સમજાઇ ગયું કે, એક વાર તેના ગાલ ઉપર જે તંદુરસ્તીની રતાશ હતી તે બધી ચાલી ગઇ હતી અને તેને ઠેકાણે ગાલ ઉપર ગુલાબી રંગની પીંછી ફેરવીને તેણે કૃત્રિમ ગુલાબી સુરખી પેદા કરવાનો ઢોંગજ કર્યો હતો. એ રંગ બાદ કરતાં તેની ચામડી ખરી રીતે પીળચટી થઇ ગઈ હતી અને તેની આંખોની નીચે કાળા કાળા પટા પડી ગયા હતા.

આ ઉપરથી જર્ગિસે તેને પૂછ્યું કે "તું આવી કેમ થઇ ગઇ છે? માંદી બાંદી રહે છે કે શું?"

તે બોલીઃ "તું મંદવાડનું પૂછે છે? મારે તો બારે દહાડા 'મંદવાડ' ન હોય તો × × × બીજું હોય પણ શું? (તે હવે પોતાના દરેક વાક્યમાં એક કે બે અપશબ્દ પણ ઉમેરતાં શીખી ગઇ હતી અને એ કળામાં મુંબઇના ગોળપીઠાના કોઇ પણ મવાલીના કરતાં ઉતરે એવી રહી ન હતી.) "તું મને પૂછે છેજ શું જોઇને? આવી જિંદગી ગાળનારી સ્ત્રી માંદી ન હોય તો બીજી હોય પણ કેવી?"

"તેનું કારણ શું?" જર્ગિંસે વળી પૂછ્યું.

"કારણ વળી શું હોય? આ ધંધોજ એવો છે. બધીઓજ મારા જેવી માંદી ને માંદીજ રહે છે. આવું શાથી થાય છે તે તો પૂરૂં હું પણ નથી જાણતી. અમારા આ ધંધાને લીધે જો અમારાં શરીર ખરાબ ન થતાં હોય તો કદાચ દારૂથી થતાં હશે. અમે લોકો દારૂ ન પીએ તો અમારાં શરીર ઉપર જે ઘસારો પડે છે તે અમારાથી સહન થઇ શકેજ નહિ. એટલા માટે તો જે કોઇ નવી સવી આવે છે તેને અમારી બાઇ કેફી ચીજ આપે છે. ત્યાર પછીથી તેને તે ચીજ ગમી જાય છે અથવા તો હમેશાં માથું દુખ્યા કરતું હોય છે તેથી કે કોઈ બીજી શારીરિક પીડાને કારણે એ કેફી ચીજનું સેવન ચાલુ ને ચાલુજ રહે છે, અને પછી તો અમને બંધારણ થઇ જાય છે. મને પણ દારૂ પીવાની લત પડી ગઇ છે. હું જાણું છું કે, એમાં આખરે મારી પાયમાલી છે. મેં એ ટેવને છોડવાનો પ્રયત્ન પણ કરી જોયો છે; પણ જ્યાં સુધી હું અહીં રહીશ ત્યાં સુધી તો મારા સંકલ્પમાં જોઇતું બળજ નથી હોતું તેની શી વાત કરવી?"

"ત્યારે તું અહીં ક્યાં સુધી પડી રહીશ?"

"તે હું નથી જાણતી. કદાચ મરતા સુધી. બીજું હવે કરૂં પણ શું તે તુંજ કહેની?"

"ત્યારે ઘડપણને સારૂ કાંઇક બચાવી રાખે છે કે નહિ?"

"તારે બચાવવાની તો વાતજ ન કરવી. હું સારી પેઠે કમાઉં છું એ વાત ખરી, પણ જેવા મારા હાથમાં પૈસા આવે છે તેવાજ કોણ જાણે ક્યાંના ક્યાંય ચાલ્યા જાય છે! સાંભળ, અમારી બાઇ દરેક ઘરાકની પાસેથી પાંચ પાંચ ડૉલરની ફી લે છે. તેમાંથી અડધો અડધ તો તે પોતે લઇ લે છે અને અઢી ડૉલર અમારા હાથમાં આવે છે. કોઇ કોઇ વાર તો એક એક રાતમાં હું પચ્ચીસ કે ત્રીસ ત્રીસ ડૉલર કમાઉં છું. હવે તું તો કહીશ કે, આટલું બધું કમાઉં અને

છતાં મારી પાસે કાંઇ બચે નહિ એ તે કાંઈ વાત છે? પણ મારે મારી ઓરડીના ભાડા પેટે તથા ખોરાકી પેટે એટલી મોટી રકમ આપી દેવી પડે છે કે તેનો આંકડો તું સાંભળે ત્યારે તો તારા ડોળાજ ઉંચા ચઢી જાય. ત્યાર પછી ચાહ, કૉફી, સોડા, લેમોનેડ, સિગારેટ અને દારૂ વગેરે પરચુરણ વસ્તુઓ પાછળ પણ દરરોજ મોટી રકમ મારા હાથમાંથી ચાલી જાય છે. મારે મારાં કપડાં ધોનાર વૉશિંગ કંપનીનેજ દર અઠવાડીએ વીસ ડૉલર (૬૦ રૂપીઆ) ગણી આપવા પડે છે તેટલા ઉપરથીજ તું બધું સમજી જા ને? અને આટલું છતાં મારે આ બધું નીભાવીજ લેવું પડે છે. નહિ તો જાઉં પણ કયાં? કાં તો મારે અહીં રહેવું અથવા બીજે કોઇ ઠેકાણે ચાલ્યાં જવું. જ્યાં જાઉં ત્યાં બધે એનું એજ. આપણાં ઘરનાં છોકરાંને મજૂરી કરવા જવું ન પડે અને નિશાળે જઇને ભણેગણે તે સારૂ દર અઠવાડીએ એલ્ઝ-બિટાને પંદર પંદર ડૉલર આપું છું તેટલુંજ મહામુશીબતે બચાવું છું ત્યારે બચે છે."

આટલું બોલ્યા પછી મેરિજા એકાદ બે મિનિટ સુધી ગમગીન વિચારોમાં ડૂબીને બેસી રહી. પછી તે એકાએક બોલી ઉઠી: "પણ જર્ગિસ! તારી પોતાની વાત તો તું કરતોજ નથી. તું કયાં કયાં રવડી વળ્યો તે કેમ કહેતો નથી?"

આના જવાબમાં જર્ગિસે પોતાની આપવીતીનું લાંબુ ભાગવત છોડયું. ઘેરથી નાસી નીકળ્યો તે દિવસથી પોતે કેવી રીતે ભટકયો, મજૂરી કરી, હાથ ભાંગ્યો, ડયૂએનની સાથે ભાગીદારી કરીને લૂંટારાનો ધંધો માંડયો, રાજનીતિના મેદાનમાં કેવી રીતે ઘૂસ્યો, મજૂરોએ હડતાલ પાડી તે વખતે પોતે શું શું કર્યું અને છેવટે પાછો નોકરી અને બચેલી પૂંજી, બધું ગુમાવીને કેવી રીતે બીજી વાર મવાલી જેવો થઇ ગયો તે બધુંજ તેને માંડીને કહી નાખ્યું. એ બધી કથા મેરિજાએ ખૂબ લાગણીપૂર્વક સાંભળી લીધી. થોડાક દિવસથી તે તદ્દન ભૂખ્યો હતો એ વાતની સાબિતીની તો જરૂરજ ન હતી. તેનું પોતાનું મોઢુંજ કહી દેતું હતું. તે બોલી: "તું ખરેખરી અણીને વખતે મારી પાસે આવી ચઢયો છે. કાંઇ ફિકર નહિ—હું હજી જીવતી છું અને તું પાછો નોકરી ઉપર ચઢી જાય ત્યાં સુધી તને નીભાવવાનું હું મારે માથે લઉં છું."

"પણ તું એટલું બધું કરે ખરી, પણ મારે કરવા દેવું નથી," તે બોલ્યો.

"શા માટે નહિ ? હું આ જગ્યાએ રહું છું અને આવો ધંધો કરીને કમાઉં છું તેથી ?"

"ના, ના, તેમ નહિ, પણ હું તમને બધાંને મૂકીને નાસી ગયો અને હવે તમારેજ મને—"

"ચાલ, ચાલ, એવું શું બોલે છે ? તું તારા મનમાં એ વાત સંભારતોજ નહિ. હું તને લગારે દોષ દેતી નથી."

એકાદ બે મિનિટ પછી તે બોલી ઉઠી: "પણ અરે ! હું ભૂલી. તું ભૂખ્યો છે. ખાઇને જજે—હમણાં હું મારી ઓરડીમાંજ ખાવાનું મંગાવું છું. તેણે વીજળીનું બટન દબાવ્યું કે તરતજ એક હબસણ જાતની દાસી બારણા આગળ આવી ઉભી અને મેરિજાએ આપેલી વરદી મુજબ ખાવાની વસ્તુઓ લાવવા ચાલી ગઈ. તેના ગયા પછી ખાટલા ઉપર જરાક આડી પડતી પડતી મેરિજા બોલી: "આપણી તહેનાતમાં એકાદ જણ હોય તો મનને કેવું સારૂં લાગે છે ?"

પોલિસ ચોકીમાં જર્ગિસને નાસ્તો મળ્યો હતો ખરો, પણ તેનાથી તેનું પેટ ભરાયું ન હતું. ચાકરડી ખાવાનું લઇ આવી એટલે તે અને મેરિજા બેઉ જણ ભેગાં બેસીને ખાવા મંડયાં, અને ખાતાં-ખાતાં એલ્ઝબિટાની, છોકરાંની અને જૂના જમાનાની વાતો કરતાં ગયાં. તેઓ પૂરાં ખાઇ તો નહોતાંજ રહ્યાં એટલામાં એક બીજી હબ-સણ દાસી આવીને મેરિજાને કહી ગઇ કે તને "બાઈજી" બોલાવે છે.

તેણે જર્ગિસને કહ્યું: "આનો અર્થ એટલોજ કે, તારે હવે અહીંથી ચાલ્યા જવું પડશે."

એટલે હવે તેને નાછૂટકે ઉઠીને ઉભા થવું પડયું. મેરિજાએ તેને એલ્ઝબિટાનું હાલનું સરનામું આપ્યું અને કહ્યું: "તું ત્યાં જરૂર જજે. તેઓ બધાંજ તને જોઇને ઘણાં રાજી થશે."

પણ હજી ત્યાં જવું કે ન જવું તેનો વિચાર કરતો કરતો જર્ગિસ તો ત્યાંનો ત્યાં ઉભો થઈ રહ્યો.

તે બોલ્યો: "મને—મારો ત્યાં જવાને પગજ નથી ઉપડતો તેનું શું ? હું તને ખરેખરૂં કહી દઉં છું કે, મારે ત્યાં નથીજ જવું. તું હાલ મને થોડાક પૈસા આપ અને મને નોકરી મળી જાય ત્યાં લગી તું મને એવી રીતે નીભાવે તો તારી મહેરબાની."

"પણ તારે પૈસાની જરૂરજ શી છે?" તેણે પૂછ્યું: "તારે બીજું જોઇએ શું? ભૂખ લાગે ત્યારે પેટ ભરીને ખાવાનું અને રાત્રે સૂઇ રહેવા જેટલી જગ્યા. એટલું હું તને અપાવું છું; પછી તારે પૈસા શું કરવા જોઇએ તેજ કહે."

"એ બધી વાત ખરી, પણ મેં એક વાર જેમને છેહ દીધો તેમની પાસે મારે નજ જવું હોય તો? મારે હાલ કશો કામ-ધંધો છે નહિ, તેમજ હાલ મળે એવો સંભવ પણ નથી અને તું—તું—"

મેરિજા તેને એક હડસેલો મારીને બોલી: "ચાલ્યો જા. તું કહેવા શું માગે છે? હું તને પૈસા નથી આપવાની—નથી આપવાની" એમ કહીને તે તેને છેક બારણા સુધી ઘસડી ગઇ અને બોલી: "હું તને પૈસા નથી આપતી તેનું કારણ એ છે કે, તારા હાથમાં પૈસા આવ્યા એટલે તેનો તું દારૂજ પી જવાનો અને હાલ છે તે કરતાં પણ વધારે ખરાબ થવાનો. તોપણ લે, તને પા ડૉલર આપું છું તે લઇને એલ્ઝબિટાને ઘેર જા. મનમાં કશો વસવસો રાખીશ નહિ. તેઓ તને મહેણાં નહિ દે, ઉલટાં તને જોઇને રાજી થશે. તને પ્રેમથી આવકાર આપશે. તારે તેમનાથી શરમાવાનું કે સંકોચાવાનું કાંઇજ કારણ નથી. જા, સીધો ઘેરજ જજે. ચાલ, સાહેબજી!"

જર્ગિસ ઘર બહાર નીકળ્યો અને હવે શું કરવું તેનો વિચાર કરતો કરતો આગળ ચાલવા લાગ્યો. પહેલાં તો બને ત્યાંસુધી નોકરી અથવા છૂટક મજૂરી મળી આવે તો તે શોધી કાઢવી એવો વિચાર કરીને તે આખો દિવસ કારખાનાં અને માલની વખારોમાં રવડી આવ્યો; પણ તેનું કાંઇજ વળ્યું નહિ. એમ કરતાં કરતાં સાંજ પડી અને અંધારૂં થવા આવ્યું ત્યારે તેને થયું કે, હવે તો એલ્ઝબિટાને ઘેર ગયા વગર છૂટકોજ નથી. આવો વિચાર કરીને તેણે તે તરફ જવાનો રસ્તો લીધો તો ખરો, પણ વચમાં એક હોટેલ આવી. એટલે તેમાં પેઠો અને મેરિજાએ આપેલા પા ડૉલરનું ખાવાનું મંગાવીને ખાઇ લીધું. હોટેલમાંથી બહાર નીકળ્યાં પછી તેનો વિચાર બદલાયો; કારણ કે આકાશ ઉઘડી ગયું હતું અને હવામાં શરદી પણ હતી નહિ તેથી તેણે વિચાર કર્યો કે આજે તો ગમે ત્યાં ખુલ્લી જગ્યામાં પણ સૂઇ શકાશે, આજે પેટ ભરીને ખાઇ લીધું છે તેથી કાલનો આખો દિવસ પણ એમ ને એમ કાઢી નાખવો પડશે તો પણ કાઢી નખાશે અને એક દિવસ નોકરી ખોળવા પાછળ કાઢીશ. પછી સાંજ પડતા સુધીમાં કશું નહિ વળે તો વળી જોઇ લેવાશે. આવો વિચાર કરતો કરતો તે આગળ

ચાલ્યો અને આસપાસ નજર કરતાં તેને સમજાઇ ગયું કે, ગઇ કાલે હું જે રસ્તે થઇને ગયો હતો તેજ એ રસ્તો અને જે સભામંડપમાં ભાષણ સાંભળવા ગયો હતો તે સભામંડપ પણ આ સામે રહ્યો. પણ આજે તેમાં લાલ લાલ દીવા ગોઠવ્યા ન હતા, બેન્ડ–વાજાં વાગતાં ન હતાં અને કશી ધામધૂમ પણ ન હતી. પણ અહીં આજે જાહેર સભા થવાની છે એવી મતલબનું ફક્ત એક સાદુ પાટિયુંજ લગાવેલું હતું. કેટલાક લોકો પણ તેના દરવાજામાં થઇને અંદર જતા દેખાતા હતા. જર્ગિસને થયું કે, આ પણ એક મજાની વાત છે. અંદર નિરાંતે બેસીશ અને તેટલી વારમાં શું કરવું તેનો વિચાર પણ કરી લેવાશે. દરવાજા આગળ કોઇ ટિકિટ પણ માગતું ન હતું તેથી તેણે જાણ્યું કે, આ પણ ગઇ કાલના જેવોજ વગર પૈસાનો તમાશો હશે.

તે અંદર પેઠો. પ્લાટફૉર્મ ઉપર તો તસુ જેટલી જગ્યા પણ ખાલી ન હતી અને નીચેની ઘણીખરી ખુરશીઓ અને પાટલીઓ પણ રોકાઇ ગઇ હતી. આથી જર્ગિસને પાછળના ભાગમાં એક બેઠક મળી; ત્યાં બેઠા પછી પોતાના અંગત વિચારોમાં એવો તલ્લીન બની ગયો કે પોતે ભાષણ સાંભળવા આવ્યો છે તેનું તેને ભાનજ ન રહ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું એલ્ઝબિટા પાસે જાઉં તો હું તેની પાસેથી કાંઇક લાભ લઇ લેવા આવ્યો છું એવો તેના મનમાં શક તો નહિ આવે? અથવા હું ખરેખર નોકરી શોધી કાઢવા મથું છું અને નોકરી મળે તો પહેલાંની પેઠે ઘરખરચમાં મારો હિસ્સો આપવાની મારી શુદ્ધ દાનત છે એવો વિશ્વાસ તેને ઉપજશે કે નહિ ઉપજે? હું તેની આગળ જઇને ઉભો રહીશ એટલે તરતજ તે મને લબડધક્કે તો નહિ લઇ નાખે? પહેલાંની પેઠે મારી સાથે સભ્યતા-ભરેલું વર્તન કરે કે ન પણ કરે. માટે ગમે તેમ કરીને એક વાર નોકરીએ લાગી જાઉં અને પછી તેની આગળ જાઉં તો મારી શોભા રહે– પેલો મુકાદમ જેણે મને નબળો કહીને કાઢી મૂક્યો હતો તેણે એકાદ દિવસ મને અજમાવી જોયો હોત તો કેવું સારૂં થાત?

એટલામાં તેની વિચારમાળા એકાએક તૂટી ગઇ અને પોતાની આસપાસ શાનો ઘોંઘાટ થઇ રહ્યો છે તે જાણવા માટે ચારે બાજુએ ચમકીને નજર ફેરવવા લાગ્યો. તેણે જોયું તો આખો સભામંડપ છેક બારણા સુધી ઠસોઠસીને ભરાઇ ગયો હતો અને ત્યાં હાજર રહેલા શ્રોતામંડળના કંઠમાંથી ગગનભેદી જયઘોષનો પ્રચંડ ધ્વનિ ગાજી રહ્યો હતો. સ્ત્રીઓ અને પુરુષો પોતપોતાની બેઠક ઉપર ઉભાં થઈ થઇને

કોઇ વ્યક્તિને જોવા ઉત્સુક બન્યાં હતાં. કોઇ પોતાના હાથમાંના રૂમાલ હલાવીને, કોઇ ઉન્મત્ત જયધ્વનિ કરીને, કોઇ ચીસાચીસ પાડીને—સૌ એક વ્યક્તિનું તુમુલ સ્વાગત કરી રહ્યાં હતાં. આ ઉપરથી જર્ગિસ સમજી ગયો કે, આજની સભા આગળ જે ભાષણ કરવાનો છે તે વક્તા આવી પહોંચ્યો હતો. જર્ગિસને થયું કે, આ લોકો તે કેવા મૂર્ખ છે કે તેને જોઇને આટલા બધા ગાંડા ગાંડા થઇ જાય છે? જેમને ખાવાને રોટલા તો મળતા નથી તેવા આપણા જેવા પદદલિત લોકોને ધારાસભાની ચૂંટણીઓ સાથે અને દેશના રાજ્યતંત્રની સાથે લેવાદેવાજ શી? જર્ગિસ ધારાસભાની ચૂંટણીઓને લગતી સભાઓની સાચી કિંમત આંકી શકતો હતો; કારણ કે પડદા પાછળ ચાલતી રમતથી તે સારી રીતે પરિચિત હતો.

ભાષણકર્તાનો લવારો સાંભળવાની તેને દાનતજ ન હતી તેથી સભામાં શું થાય છે અને કોણ શું ભસે છે તે સાંભળવાની પરવા ન કરતાં તે પાછો પોતાની વિચારમાળાના મણકા ગોઠવવા મંડયો. પણ આ વખતે એવું થયું હતું કે, કદાચ તેને સભામાંથી ઉઠીને ચાલ્યા જવાની ઇચ્છા થાય તોપણ જવાનો માર્ગજ રહ્યો ન હતો. તે બેઠો હતો ત્યાંથી તે છેક દરવાજા સુધી લોકો સજડાસજડી એકબીજાની સાથે દબાઇ ચંપાઇને બેસી ગયા હતા. તેણે જોયું કે, હવે સભા બરખાસ્ત થતા સુધી આ જગ્યાએ બેસી રહ્યા વગર મારે છૂટકોજ નથી અને સભા પૂરી થશે ત્યારે તો એટલું બધું મોડું થઇ ગયું હશે કે મારે એલ્ઝબિટાને ઘેર જવાનો વિચાર થાય તો પણ જઇ શકાશેજ નહિ. ત્યારે હવે તો જેમ થાય તેમ પણ એમ ને એમ રાત કાઢીજ નાખવી પડશે. સભા ચાલે ત્યાં લગી સભામાં બેસવું અને સભા વિખેરાઈ જાય ત્યારે ગમે ત્યાં ચાર કલાક પડી રહેવું એજ ઠીક છે. વળી તેને એવો પણ એક વિચાર આવી ગયો કે, એલ્ઝબિટાને મળવા માટે સવારમાંજ જવું એજ સારામાં સારૂં છે; કારણ કે તે વખતે છોકરાં નિશાળે ગયાં હશે તેથી મને અને એલ્ઝબિટાને એકબીજાની સાથે હૈયું ખોલીને વાત કરવાનું ઠીક ફાવશે. તે પહેલેથીજ સમજુ તો છેજ અને મારી દાનત સાફ છે એટલે પછી શી હરકત છે? હું તેને સમજ પાડીશ કે, હું તમને કોઇને ભારરૂપ થવાને આવ્યો નથી. વળી મારા ખાધાખરચના પૈસા આપનારી તો મેરિજા છે અને મેરિજા પોતેજ મને નિભાવવાનું માથે લે છે; તો પછી એલ્ઝબિટાના બાપનું શું જવાનું છે? તે બહુ ચાંપલાઇ કરવા જશે તો હું પણ તેને તડ ને ફડ કહીજ દઇશ કે તું પણ અત્યારે તો મેરિજાની કમાઇ ખાય છે, કાંઇ તું

રળીને વાજ આવી જતી નથી. માટે જેવા તું તેવો હું. તારાથી હું કાંઇ દબાઇ જવાનો નથી. આમ તેને ચોખ્ખેચોખ્ખું સંભળાવીજ દઇશ.

એક બાજુએ સભાનું કામકાજ ચાલતું ગયું અને બીજી બાજુએ જર્ગિંસ ઉપર કહ્યા તેવા વિચાર કરતો ગયો. એમ કરતાં કરતાં કેટલીક વાર પછી તેના આગલે દિવસે થઇ હતી તેવી વિચિત્ર અને ખેદકારક અવસ્થાની પાછી તૈયારી થવા લાગી. વક્તાનું ભાષણ તો કેટલાય વખતથી ચાલુજ હતું અને શ્રોતાઓ ઉશ્કેરાઇ જઇને કોઇ વાર તાળીઓથી તો કોઇ વાર હર્ષધ્વનિથી તેના ભાષણના અમુક અમુક ભાગને જોસભેર વધાવી લેતા હતા અને આખી સભા ભાવતરંગને લીધે ઉન્મત્ત જેવી બની ગઇ હતી; પણ તે છતાં જર્ગિંસની અવસ્થા એવી બનતી ગઇ કે આ બધો તુમુલ કોલાહલ તેને કાને આછો આછો સંભળાતો ગયો, તેના વિચાર પણ એકબીજાની સાથે ગૂંચવાઇ જવા લાગ્યા અને તેનું માથું ઘડીમાં એક બાજુ તરફ અને ઘડીકમાં બીજી બાજુ તરફ ડોલવા લાગ્યું. ઘણી વાર તે પોતેજ સાવધાન થઇ જતો, ફરીથી આવું ન થાય તે સારૂ દૃઢ સંકલ્પ કરતો, પણ તેનું શું ગજું? સભામંડપ ખીચોખીચ ભરાઇ ગયો હતો તેથી ત્યાંની હવા પણ ગરમ થઇ હતી; વળી તે આખો દિવસ રવડ્યો હતો અને અધૂરામાં પૂરૂં હમણાં થોડા વખત પહેલાંજ તેણે પેટ ભરીને ખાધું હતું. એટલે પછી તેને ઉંઘ ન આવે તો બીજું થાય પણ શું? આખરે તેના બધાય શુભ સંકલ્પ હારી ગયા, તેનું માથું આસ્તે આસ્તે એક બાજુ તરફ નમતું ગયું અને પછી તે ખાસ્સો કોપરાં જોખવા મંડી ગયો.

એવામાં કોઇએ તેની કૂખમાં ગોદો માર્યો તેથી તે ઝબકીને જાગી ઉઠ્યો અને હમણાંજ મારી ગળચી પકડીને ગઇ કાલની પેઠે મને કાઢી મૂકશે, એવી બીકથી બહાવરો બહાવરો આમ તેમ જોવા મંડ્યો. તેનાં નસકોરાં બોલ્યાં હોવાંજ જોઇએ. હવે કરવું શું? તેણે પ્લાટફૉર્મ તરફ એવી એકચિત્તે દૃષ્ટિ કરી અને ભાષણ સાંભળવામાં મનને જોર કરીને એવું પરોવ્યું કે જાણે આજના ભાષણમાં તેને જેટલો રસ પડતો હતો તેટલો આખી જિન્દગીમાં કદી પડ્યોજ ન હોય. પોતાની આસપાસ બેઠેલા લોકોના ક્રોધાવિષ્ટ મોઢાંની, તેમના તિરસ્કારયુક્ત કટુ વચનની અને પોતાની ગરદન પકડવા આવનાર પોલિસના સિપાઇની પણ કલ્પના તેના મનમાં આવી ગઇ અને તે કલ્પના અબઘડીજ પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરશે એવી દરેક ક્ષણે વકી રાખવા લાગ્યો. તેને એમ પણ થયું કે, મને એક વાર ક્ષમા ક

મારી ભૂલ સુધારવાની ફક્ત એકજ તક લોકો આપશે કે નહિ આપે? મને આટલી એકજ વાર માફી આપે તો હું બીજી વાર ઉંઘને તાબે નહિ થાઉં. આવી શંકાઓ કરતો અને હવે શું થશે તેની ધબકતે હૈયે અને ધ્રૂજતે શરીરે રાહ જોતો બેઠોજ હતો એવામાં કોઇનો સ્વર તેના કાનને અથડાયો. અરે! તે કોઇ ગુસ્સે થએલા માણસનો તિરસ્કાર અને ક્રોધયુક્ત અવાજ ન હતો! એ તો કોઇ સ્ત્રીનો કોમળ, આર્દ્ર, ઋજુ સ્વર હતો! તે તેને કહેતી હતીઃ "બન્ધુ! તું જો જરાક ધ્યાન આપીને સાંભળવાનો પ્રયત્ન કરીશ તો કદાચ તને પણ આજના ભાષણમાં રસ પડશે."

પોલિસના સિપાઇએ આવીને તેની ગળચી પકડી હોત તો તે વખતે જેટલો તે ન ચમક્યો હોત તેટલો તે આવી હૃદયસ્પર્શી વિજ્ઞપ્તિ સાંભળીને ચમકી ઉઠયો. છતાં તે પોતાના મનને દૃઢ કરીને હાલ્યો નહિ અને ભાષણકર્તાની સામે નજર માંડીને તેનું ભાષણ સાંભળતો હોય એવો દેખાવ કરવા લાગ્યો. પણ તે છતાં તેનું હૃદય નાચી રહ્યું હતું. કોઈ અપૂર્વ ભાવલહરિ તેના હૃદયમાં ખેલી રહી હતી. તેને એમજ થયું કે, આ હું શું સાંભળું છું? મને કોઇએ 'બન્ધુ' કહીને બોલાવ્યો? મારા જેવાને 'બન્ધુ' એવું સંબોધન કરનાર મહિલા કોણ હશે?

ઘણી વાર સુધી તે જેમનો તેમ બેસી રહ્યો, આડીઅવળી નજર કરી નહિ. પણ જ્યારે તેને ખાત્રી થઇ કે, હવે તો મારી સામે કોઇ-જ જોતું નથી અને સૌ ભાષણ સાંભળવામાં તલ્લીન થઇ ગયાં છે ત્યારે તેણે ધીમે રહીને ડોક ફેરવી અને પોતાની નજીકમાં બેઠેલી મહિલા કોણ છે તે જોવા લાગ્યો. તેણે તેને જોઇ. તે સુંદર યુવતી હતી. તેનો પોશાક પણ ઉચ્ચ શ્રેણીની સ્ત્રીઓના જેવો હતો અને એકંદર રીતે જેને 'સન્નારી' કહી શકાય એવી તે દેખાતી હતી તેમ છતાં તેણે જર્ગિસના જેવા દરિદ્ર મવાલીને 'બન્ધુ' કહીને બોલાવ્યો!

તેણે સાચવીને વળી એક વાર તે બાઇના ઉપર નજર નાખી લીધી અને વધારે ધારી ધારીને જોઇ લીધી. તેને જેમ જેમ જોતો ગયો, તેમ તેમ તેનું ચિત્ત તે સ્ત્રીમાં ચોંટવા લાગ્યું, તે તેને જોઇને મુગ્ધ બનતો ગયો. પણ તે બ્હેન તો ભાષણ સાંભળવામાં એટલી મગ્ન થઇ ગઇ હતી કે જર્ગિસને તે સાવ વિસરી ગઇ હતી. તેની નજર પણ હોકાયંત્રની સોયની માફક વક્તાના ઉપરજ ચોંટી ગઇ હતી. જર્ગિસે હવે સૌથી પહેલીજ વાર વક્તાને જોયો–તેનો અવાજ થોડો થોડો તેને કાને પડયો ખરો, પણ તેનું ચિત્ત તો પેલી બ્હેન-

માંજ મગ્ન થઇ ગયું હતું. તેના ચહેરા ઉપર જ્યાં એક વાર તેની બરાબર નજર પડી એટલે તેને એક વિશેષ પ્રકારના ભયની લાગણી પેદા થઈ. તેના શરીરનું માંસ જાણે સંકોડાતું હોય એવું તેને થયું. તેને એમજ થયું કે, આજના વક્તાના ભાષણમાં એવું તે શું હશે કે તે સાંભળીને આ બાઇને આટલો બધો સંક્ષોભ થતો હશે? તેનો દેહ પાષાણની મૂર્તિના જેવો જડસડ બની ગયો હતો. તેના હાથ એટલા જોરથી ભીડાઇ ગયા હતા કે તેની નાની નાની નસો ઉપર તરી આવી હતી. તેના ચહેરાની એકે એક નાની નાની માંસપેશીઓ ખેંચાઇ ગઇ હતી. આખા ચહેરા ઉપર ઉત્તેજનાનો ભાવ વ્યાપી ગયો હતો અને જાણે તેના હૃદયમાં જબ્બર વાવાઝોડું વીંઝાઇ રહ્યું હોય, કોઇ અપૂર્વ આત્મમંથન ચાલી રહ્યું હોય એવો ભાવ તેનાં નેત્રોમાં-થી પ્રકટ થતો હતો. તેનાં નસકોરાં પણ મંદ મંદ કંપતાં હતાં અને હોઠ સૂકાઇ જતા હતા તેથી તેમના ઉપર જીભ ફેરવીને વારંવાર ભીના કરતી રહેતી હતી. તેનો શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતો હતો અને તેના ધક્કાથી તેની છાતી ખૂબ ઉંચી નીચી થયા કરતી હતી. જાણે તોફાની સમુદ્રમાં તરંગાઘાતને લીધે નાનકડી નૌકા ઝોલાં ખાતી હોય અને ઘડી-માં ઘણી ઉંચી ઉછળીને ઘડીમાં ઘણી નીચી ઉતરી જતી હોય એમ તેના ભાવનો વેગ ઘડીમાં ઘણા વેગથી ઉછળ્યા પછી તરતજ પાછો અતિ અતિ મંદ બની જતો હતો. આ બધું શું હશે? આમ તેને શાથી થતું હશે? પ્લાટફૉર્મ ઉપર ઉભો ઉભો પેલો માણસ બોલે છે તે સાંભળીને તો તેને આમ નહિ થતું હોય? એવું એ શું કહેતો હશે કે જેનાથી તે બાઇના હૃદયમાં આવું પ્રચંડ વાવાઝોડું વીંઝાય છે?—હવે જર્ગિસને ભાષણકર્તાનું ભાષણ સાંભળવાની ખરેખરી ઉત્સુકતા પેદા થઇ.

કોઇ માણસ એકાએક એવે સ્થળે જઇ પહોંચે કે જ્યાં પ્રકૃતિનું સ્વરૂપ અત્યંત ભવ્ય, ભયાનક અને ચિત્તને હલમલાવી નાખે એવું હોય—પર્વતની બાજુ ઉપર ઉગેલું ગીચ અરણ્ય વાવાઝોડાથી વીંઝાઇ રહ્યું હોય અથવા તોફાની સમુદ્રના પ્રચંડ આઘાતથી કોઈ વહાણ ડામાડોળ થઇ રહ્યું હોય તેને જોઇને જોનારને જેવી વિચિત્ર રોમાંચ-કારી લાગણી ઉત્પન્ન થાય તેવી અત્યારે જર્ગિસને થવા લાગી. પ્ર-થમ તો અર્થહીન ઘોંઘાટ, તોફાન, વિચારોની જટિલ ગૂંચવણ અને એ બધાથી ઉત્પન્ન થતી વિચિત્ર મૂંઝવણ હવે તેને અકળાવી નાખવા લાગી. અગાઉ કદી પણ નહિ સાંભળેલા તદ્દન નવીન વિચારોનો ધક્કો તેના હૃદયને જોરથી લાગવા માંડ્યો. તેને એ વિચારો સમજાતા

ન હતા. પણ તેમના ધક્કાથી તે ગભરાઇ ઉઠ્યો હતો. વક્તા પાતળો અને ફીકા ચહેરાનો પુરુષ હતો. તેના મોઢા ઉપર પણ જર્ગિસના મોઢા ઉપર હતી તેવીજ ઉંડા ઉંડા દર્દની નિશાનીઓ હતી. આછી કાળી દાઢી વડે તેના મોઢાનો અડધો ભાગ ઢંકાઈ ગયો હતો. આંખો ઉંડી ઉતરી ગઇ હતી અને આઘેથી બે કાળા કાળા ખાડા હોય એવું દેખાતું હતું, તે ખૂબ ઉશ્કેરાઇ ગયો હોય તેમ ઉતાવળે અવાજે બોલ્યો જતો હતો. બોલતાં બોલતાં હાથ વડે નાના પ્રકારની ભાવવ્યંજક ઇસારતો કરતો હતો. આખા પ્લાટફૉર્મના ઉપર ઘૂમતો હતો અને સભામાં બેઠેલા દરેક જણને પોતાના હાથ વડે પકડી પકડીને જાગ્રત કરવા ઇચ્છતો હોય તેમ જોરથી લાંબા લાંબા હાથ કરીને પોતાની વાણીની અસ્ખલિત ધારા વહેવડાવતો હતો. તેના શબ્દેશબ્દમાંથી ઝરતું બળવાન પ્રાણતત્ત્વ સાંભળનારનાં હૃદયને વીજળીના જેવો ધક્કો મારીને હલાવી નાખતું હતું. તેનો સ્વર સમુદ્રગર્જનના જેવો ગંભીર હતો. પ્રથમ તો તે શું કહેવા માગે છે તે સમજવામાંજ તેને પોતાનું ધ્યાન પૂરેપુરૂં પરોવી દેવું પડયું હતું તેથી તેના સ્વરની વિશેષતા તરફ તે થોડી વાર પછીજ લક્ષ આપી શકયો. પણ એવામાં એવું બન્યું કે, આખી સભામાં બેઠેલાં હજારો સ્ત્રીપુરુષોમાંથી વક્તાએ જાણે જર્ગિસને એકલાનેજ ખાસ પસંદ કર્યો હોય એમ તે તેના એકલાના ઉપરજ પોતાની પ્રાણવેધક દૃષ્ટિ માંડીને બોલવા લાગ્યો, એટલે જર્ગિસને તેના ભાવકંપિત, ઉંડી મનોવ્યથાથી ઉત્તપ્ત થએલા અને શબ્દોથી નહિ વર્ણવી શકાય એવા કોઇ અકથ્ય ભાવનું પ્રયત્નપૂર્વક ઉદ્‌ઘોષણ કરતા તેના ગંભીર સ્વરની લહરિઓનું તેને ભાન થયું.

વક્તા તેના તરફ સીધી નજર કરીને કહેવા લાગ્યો:—

“અરે મારા ભાઇ! હું જે કહું છું તે તમે સાંભળો છો, પણ તમે મને મનમાં પ્રત્યુત્તર આપો છો કે ‘તમે જે કહો છો તે તો બધું સાચું છે, પણ એવું તો પહેલેથીજ ચાલ્યું આવે છે તેનો આપણે શો ઉપાય કરવાના હતા?’ અથવા કદાચ એમ પણ મનમાં કહેતા હશો કે ‘જગતમાં વહેલું મોડું સદ્દપરિવર્તન થશે તો ખરૂં, પણ અમારી હયાતીમાં નથી થવાનું—અમારી પોતાની હાલત તો અમે મરીએ ત્યાં સુધી આવી ને આવીજ રહેવાની છે.’ એટલે પછી તમે હતાશ થઇને તમારી કાયાને ગાળી નાખે એવી ચક્કી પીસવા મંડી જાઓ છો અથવા તો તમે પોતેજ ધનલોભી મૂડીવાદીઓની વિશ્વવ્યાપી આર્થિક ચક્કીઓમાં પીસાઈ જવાને માટે નીચી મૂડીએ ચાલ્યા જાઓ

છો. બીજાઓને ન્યાલ કરવાને માટે તમે સવારથી મધરાત સુધી ભૂખે પેટે વૈતરાં કરો છો, ગંદાં કંગાલ ઘરોમાં દહાડા કાઢો છો; આયુષ્યને હાનિ પહોંચે અથવા જાનનું જોખમ થાય એવાં કારખાનાંઓમાં, ખાણોમાં અત્યંત પ્રતિકૂળ સંજોગોની વચ્ચે રહીને મજૂરી કરો છો; વરસોનાં વરસ સુધી ભૂખમરો અને કંગાલિયતની ભૂતાવળની સામે લડી લડીને જીવતર પૂરૂં કરો છો અને તેમ કરતાંય આખરે કાં તો કારખાનાંમાં થતા અકસ્માતોને લીધે અથવા અપૂર્ણ આહારથી થતા રોગોને લીધે માખીની પેઠે મરી જાઓ છો. આજના કરતાં આવતી કાલે અને આવતી કાલના કરતાં પેલે દહાડે તમારો જીવનસંગ્રામ ઉત્તરોત્તર આકરો બનતો જાય છે, તમારાં ગળાં ઉપર લાગેલો ફાંસો વધારે વધારે તંગ થતો જાય છે, દરરોજ તમારા કામનો બોજો વધતો જાય છે અને તમારા પગારનો દર ઘટતો જાય છે. તમારા સંજોગોનો લોખંડી પંજો તમારા ગળાને દરરોજ વધારે ને વધારે દબાવતો જાય છે અને તમને ગળી જનાર ભરતીનાં મોજાંનો ઘેરાવો વધારે ને વધારે વિકટ બનતો જાય છે. આ પ્રમાણે મહિનાના મહિના અને કદાચ વરસોનાં વરસ વહી જશે તે દરમિયાન તમે અને હું બીજી વાર મળીશું ત્યારે જેમ તમને આજે પૂછું છું તેમ તે વખતે પણ પૂછીશ કે, હજી તમારી આંખો ઉઘડી છે કે નહિ ? હજી તમને ભૂખમરાએ, વિટંબણાએ, તમારા ઉપર ગુજરતા નાના પ્રકારના અત્યાચારોએ તમને તમારી ખરી સ્થિતિનું અને તેને બદલવાના ઉપાયનું ભાન કરાવ્યું છે કે નહિ ? છતાં પણ તમારી આંખો નહિ ઉઘડી હોય તો હું ધૈર્ય રાખીને ઉભો રહીશ. તમારી આંખો ઉઘડે ત્યાં સુધી મારે બીજું કાંઇજ કરવાનું નથી, અથવા મારાથી બીજું કાંઇજ થઇ શકે એમ નથી. હું કંટાળીને ક્યાં ચાલ્યો જવાનો હતો ? આખો સંસાર જ્યાં દાવાનળમાં ભડભડી રહ્યો છે ત્યાં પછી મને ક્યાં આશ્રયસ્થાન મળવાનું હતું ? કયા ઉજ્જડ વગડામાં જઇને હું ઠરી શકીશ ? કયા શીતળ સ્થાનમાં જઇને હું મારા જિગરની જ્વાલાને ટાઢી પાડીશ ? તમારાં દુઃખો તમે નથી જાણતા તેટલાં હું જાણું છું અને તેથી તો હું ભડકે ને ભડકે બળું છું. મારે ઠરીને ઉભા રહેવા જેવી એક પણ જગ્યા નથી. હું આખી દુનિયામાં રવડી આવ્યો, પણ જ્યાં ગયો ત્યાં મેં આની આજ દુષ્ટ પ્રથાનો અમલ દીઠો, મેં મારી સગી આંખે દીઠું: માનવહૃદયના સુંદરમાં સુંદર અને ગંભીરમાં ગંભીર ભાવો, કવિઓનાં સુંદરમાં સુંદર સ્વપ્નો, ધર્મવીરોની જીવલેણ યાતનાઓ—એ બધાંજ લોભીઓનાં અને લૂંટારાઓની સુવ્યવસ્થિત મંડળીનાં દાસ-

દાસીઓ બનીને ઉભાં છે. કવિઓ, દાર્શનિકો, સ્મૃતિકારો અને ધર્માચાર્યો—બધાજ શ્રીમંતોનાં ગુણગાન ગાય છે, તેમની શોષણનીતિને અથવા લૂંટને પ્રમાણપત્ર આપે છે, અને શાસ્ત્રકારો તેમની રાક્ષસી નીતિની વકીલાત કરે છે. આનું કારણ શું ? કારણ એજ છે કે, એ કવિઓને, દાર્શનિકોને, સ્મૃતિકારોને, ધર્મગુરુઓને ધનવાનો પાસેથી મનમાનતો પુરસ્કાર મળતો રહે છે, તેથી એ બધાએ મળીને ગરીબોને ચૂસી ખાવાનો વ્યવસ્થિત સંઘ સ્થાપ્યો છે, દુનિયાનાં દુઃખોનું મૂળકારણ ધનવાનોની લૂંટનીતિ છે, એ વાત કોઇ કવિએ, કોઇ સ્મૃતિકારે કે કોઇ ધર્મગુરુએ કહી નથી. પોતાના વૈભવવિલાસને માટે ધનનો ઢગલો કરનાર માણસજાતનો અપરાધી છે, ચોર છે, લૂંટારો છે એવું કોઇ ધર્મગુરુ બોલ્યો નથી. શા માટે બોલે ? બોલે તો તેના સંપ્રદાયને માટે સોનાના કળશ અને સોનાના સ્તંભવાળાં મંદિરો કોણ બંધાવી આપવાનાં ? મોટામાં મોટા બુદ્ધિમાન વ્યક્તિઓ શ્રીમંતોની લક્ષ્મીના દાસ બન્યા છે અને શ્રીમંતોનું ઐશ્વર્ય જેથી કાયમ રહે એવાજ ઉપાય યોજતા રહ્યા છે. એટલાજ માટે હું નિરાંત વાળીને બેસી શકતો નથી, હું મારી જીભ બંધ કરી શકતો નથી. એટલાજ માટે હું મારા અંગત સુખને, મારા શરીરના આરામને ઠોકરે મારીને અને મારી તંદુરસ્તી તથા પ્રતિષ્ઠા જોખમમાં નાખીને—બધે રવડતો ફરૂં છું અને સૌની આગળ મારા જિગરની ધીકતી જ્વાલા ઠાલવું છું. મેં ગરીબાઇ વેઠી છે, મંદવાડ વેઠયા છે, પણ તેથી ડરી જઇને મારૂં કામ છોડી દેતો નથી; મેં શ્રીમંતોનો તિરસ્કાર અને સત્તાવાળાઓની ધમકી પેટ ભરીને ચાખ્યાં છે, મેં કારાવાસ વેઠયો છે, મારા માથા ઉપર તેમણે દુઃખનાં ઝાડ ઉઘાડયાં છે, પણ મેં મારૂં બોલવું જારી રાખ્યું છે અને મારા શરીરમાં પ્રાણ હશે ત્યાંસુધી બોલતોજ રહીશ. આ જગતમાં અને જગતની બહાર એવી કોઇ સત્તા નથી, ન હતી અને ભવિષ્યમાં પણ પેદા થવાની નથી કે જે મારે મોઢે ડૂચો મારી શકે. હું નાસીપાસ થતો નથી. આજે નિષ્ફળ થઇશ તો કાલે સફળ થઇશ. હું પોતે નિષ્ફળ થઇશ તો મારી પાછળ મારે રસ્તે ચાલનાર બીજો કોઇ પણ એક દિવસ તો સફળ થશેજ થશે. મારા હૈયામાં જે ભર્યું છે તે હું જાહેર ન કરૂં તો હું સત્યનો ભંગ કરૂં, માણસ-જાતનો અપરાધી ઠરૂં. મારી આશા અમર છે. મને ઊંડો વિશ્વાસ છે કે જે સત્યનું દર્શન મેં કર્યું છે તેને જો કોઇ એકજ વાર જગતનાં માનવીઓની આગળ જાહેર કરે, એ સત્યને ગંગળાવી મારવાના પ્રયત્નોમાંથી પેદા થએલી તેની વ્યથાનું માનવભાષામાં કોઇ

ભાષાન્તર કરે તો તેના પોતાનામાંજ એટલી તાકાત છે કે વહેમો-
ના, ભૂલભરેલી માન્યતાઓના મજબૂતમાં મજબૂત કોટકિલ્લાને તોડી
ફોડીને મેદાન કરી નાખે અને જગતમાં એટલા જોસની લહર ફેલાવી
દે કે તેનાથી ઢીલામાં ઢીલો માણસ સત્યને માટે યુદ્ધ કરવા ખડો થઇ
જાય. તેના તેજ આગળ નિન્દાખોરોનાં મોઢાં ફીકાં પડી જશે, અવિ-
શ્વાસીઓ લજવાઇ જશે, સ્વાર્થીમાં સ્વાર્થી માણસના વજ્ર જેવા
હૈયાને પણ ભયવિકંપિત કરી દેશે, આજે જેઓ તેની હાંસી કરે છે
તેનાં મોઢાં બંધ થઇ જશે, પાખંડીઓ અને મિથ્યાવાદીઓ તેમનાં
મોઢાં છુપાવીને તેમની અંધારી ગુફાઓમાં ભરાઇ જશે અને જગ-
દ્વિજયી સત્યની એકલાનીજ આણ વર્તાઇ રહેશે. તમે મને પૂછશો કે,
તારા અવાજમાં આટલું બળ આવવાનું કારણ શું ? હું તમને કહું
છું કે, મારો અવાજ એ મારો એકલાનો અવાજ નથી, પણ મારા
કરોડો અવાચક ભાઇઓનો સંમિલિત અવાજ છે. મારા અવાજમાં
કોના કોના આર્ત્ત પોકારના સૂર ભળ્યા છે તે તમારે જાણવું છે ?
જુલ્મીઓની ચક્કીઓમાં જેઓ પીસાય છે અને છતાં કોઈ જેમનું
બેલી નથી તેમના સૂર છે. જેમણે જન્મ અને મૃત્યુની વચ્ચેના ગા-
ળામાં સુખનો સ્વાદ કદી ચાખ્યોજ નથી, જગતની એક પણ ભોગ્ય
વસ્તુનો ઉપભોગ કર્યો નથી, જેમના માથા ઉપરની દુઃખની ઝડી
કદી પણ ધીરી પડી નથી અને ધીરી પડવાનો સંભવ પણ નથી,
જેમને ઉગરવાનો એકે આરો નથી, જેમને માટે જિન્દગી કેદખાનાની
અંધારી ઘોર કોટડી જેવી ભોંયરા જેવી, અરે ! કબર જેવી છે તેમના
સૂર મારા ગળામાંથી નીકળે છે. સૂતર કાંતવાની મિલોમાં રાતના નવ
નવ વાગતા સુધી મજૂરી કરનારાં નાનાં નાનાં દૂધમલ છોકરાં, જેમની
કૂમળી કાયા હદ ઉપરાંતના શ્રમથી કંપાયમાન થઇ રહી છે, દુઃખના
ચાલુ મારથી જેમની જ્ઞાનેન્દ્રિયો પણ મૂઢ થવા આવી છે અને જેમને
હવે એકલા મોત સિવાય બીજા કશાની આશા રહીજ નથી, તેમના
પોકારના સૂર મારા ગળામાંથી નીકળે છે. વૈભવવિલાસની સામગ્રી-
ઓથી ભરપૂર નગરોની ગંદી ગલીઓમાં આવેલા કોઇ દરિદ્ર મકાનના
કંગાલ કાતરીઆમાં ઝાંખા ધૂમાડીઆ દીવા આગળ બેસીને પોતાનાં
નાનાં નાનાં બાલુડાંઓને ભૂખમરામાંથી ઉગારવા માટે આંખે અંધારાં
આવે, માથું ફરી જાય અને થાકથી કાયા ઢળી પડે ત્યાં લગી કોઇ
શેઠાણીની મખમલી ચોળીના બખીઆ ભરનારી ગરીબડી માતાના
પોકારના સૂર મારા ગળામાંથી નીકળે છે. ગંદાં, ગંધાતાં ચીથરાંની
પથારી ઉપર મરવા સૂતેલ મજૂર, જે પોતાની પાછળ નાનાં નાનાં

બચ્ચાંઓને ભૂખે ટળવળવા મૂકતો જાય છે અને જેમની વિટંબણાઓના વિચાર આવવાથી મરતાં મરતાં પણ જેનો જીવ કાયામાં ને કાયામાં ગૂંચવાયા કરે છે તે ભાગ્યહીન પિતાના પોકારના સૂર મારા ગળામાંથી નીકળે છે. જેના યૌવનની કળી હજી પૂરી ઉઘડી નથી એવી કુમારિકા આજે આ ક્ષણેજ તમારા ગોઝારા નગરની શેરીઓમાં રવડે છે, અને જેને ભૂખમરામાંથી બચવું હોય તો સરોવરમાં પડીને આપઘાત કરવો અથવા કોઇ કુટણખાનામાં જઇને અનીતિનો ધંધો કરવો એ સિવાય જેની આગળ ત્રીજો ઉપાયજ રહ્યો નથી તેનાં પ્રાણરોધક ડૂસકાંના સૂર મારા ગળામાંથી નીકળે છે. અને—એ સિવાય આ વિશળ ધરતીના કોઈ પણ ભાગમાં, અગણિત માનવસમુદાયમાંથી જેઓ જેઓ લોભરૂપી જગન્નાથના રથ નીચે રેંસાય છે, તેમના સૌના મૂક પોકારના સૂર મારા ગળામાંથી નીકળે છે. મુક્તિને માટે ત્રાહી ત્રાહી કરી રહેલી આખી માનવજાતિનો અવાજ મારા ગળા મારફતે પ્રકટ થાય છે. દબાએલું ચંપાએલું અને ધૂળમાં રગદોળાએલું અમર અને અવિનાશી મનુષ્યતત્ત્વ, તેનાં કેદખાનાનાં બંધનોને તોડી ફોડીને છૂટું થવા મથન કરી રહ્યું છે. પોતાના અજ્ઞાનની અને બીજાના જુલ્મોની જંજીરોને તોડવાને બળ કરી રહ્યું છે અને આથડીઆં ખાતું ખાતું પ્રકાશ તરફ ગતિ કરવા મથે છે તે મનુષ્યત્વ મારા અવાજની મારફતેજ પોતાની વેદના પ્રકટ કરે છે.”

આટલું વાક્ય પૂરું કર્યા પછી વક્તા જરાક થોભ્યો. તે ક્ષણે આખી સભામાં અપૂર્વ ચૂપકી ફેલાઇ ગઇ, શ્રોતાઓએ પોતાના શ્વાસોચ્છ્વાસનો પણ નિરોધ કર્યો અને પછી બીજી પળે હજારો કંઠમાંથી સમુદ્રના ગંભીર ગર્જન જેવો એકસામટો તુમુલ નિનાદ ગાજી ઉઠ્યો અને તેના પડછંદા કેટલીય વાર સુધી આકાશમાં ધમધમી રહ્યા —આ બધો વખત વક્તા ઉપર નજર માંડીને જર્ગિસ તો પાષાણની જડ મૂર્તિના જેવો નિશ્ચેષ્ટ બનીને બેસી રહ્યો હતો અને નવીન વિચારોના ધક્કાથી થએલી ચમકને લીધે પુલકિત થતો હતો.

આ પ્રમાણે એકાદ બે ક્ષણ વીત્યા પછી વક્તાએ પાછા પોતાના હાથ ઉંચા કર્યા, સભામાં પાછી ચૂપકી ફેલાઇ ગઇ અને તેની વાણીનો પ્રવાહ આગળ વધ્યો:—

“તમે ગમે તે શ્રેણીના હો તો પણ જો તમને સત્યને માટે અનુરાગ હોય તો તમારી આગળ હું મારી ટહેલ નાખીને ઉભો રહીશ. મારી ટહેલ છે તો સર્વને માટે, પરંતુ ખાસ કરીને મહેનતુ

વર્ગને માટે છે. કારણ કે જે વિટંબણાઓનો મેં હમણાં ચિતાર આપ્યો તે બીજાઓને માટે તો માત્ર એકપક્ષીય અભિપ્રાયનું પરિણામ છે. સમાજશાસ્ત્રનો એક કૂટ પ્રશ્ન છે, અવકાશ મળે ત્યારે વિચારવાનો અને પછી કપડે વીંટાળીને અભરાઇ ઉપર મૂકી દેવાનો વિષય છે, અર્થશાસ્ત્રીઓ અને પંડિતોને માટે થોડી વાર રમવાની અને રમ્યા પછી ભૂલી જવાની રમત છે; પણ હે મજૂરી કરીને પેટ ભરનારાઓ! તમારે માટે તેમ નથી. તમારે માટે તો એ પ્રત્યક્ષ અને દરરોજના કડવા અનુભવોની ભયંકર પરંપરા છે, તમને પીસી પીસીને તમારો કૂચો કાઢી નાખનાર દાનવી ચક્કી છે, તમારાં અંગ ઉપર જકડાએલી લોખંડી જંજીરો છે, તમારી પીઠ ઉપર વાગતી ચાબૂકોના ક્રૂર કટકા છે, તમારાં કાળજાંમાં ભોંકાઇ જનારાં અને તમારા જીવનને દુઃખમય બનાવી દેનારાં કાતીલ ખંજરો છે. ઓ મજૂરો! ઓ ખેડૂતો! ઓ શ્રીમંતોના ગુલામો! તમે તમારી કાયાના કટકા કરીને દેશની દોલતને ઉત્પન્ન કરી છે; દેશની ખેતી, વેપાર, ઉદ્યોગ, લક્ષ્મી અને જાહોજલાલી–બધું તમારીજ જાતમહેનતનું ફળ છે અને છતાં દેશના રાજ્યવહીવટમાં તમારો અવાજ નથી, દેશની ધારાસભાઓમાં તમને સ્થાન નથી, તમેજ ઉત્પન્ન કરેલી સમૃદ્ધિની વહેંચણી કરતી વખતે તમારો અભિપ્રાય કોઇ પૂછતું પણ નથી. તમે વાવી વાવીને મરો છો અને તેની ફસલ તો બીજાઓનાં ઘરમાં જઇને ભરાય છે અને તમારે ભાગ તો ભૂસુંજ રહે છે. તમે બળદની પેઠે, ગધેડાની પેઠે બીજાઓને ન્યાલ કરવા માટે વૈતરું કરો છો, પારકાએ તમારી ગરદન પર મૂકેલી ઝૂંસરી તમે નીચી મૂડી કરીને ઉપાડો છો, અને તેના બદલામાં તમને મળે છે શું? તમે જેમ તેમ કરીને જીવતા રહો અને તમારા માલિકોની વેઠ કર્યાંજ કરો એટલા પૂરતો ખોરાક જો તમને મળે તો તમે રાજી રાજી થઇ જાઓ છો. તમને ઠંડી અથવા ગરમીમાંથી માંડ માંડ રક્ષણ મળે એવું એક છાપરું રહેવા મળે તો તમે તૃપ્ત થઈ જાઓ છો, અને બીજાઓને માટે ઇન્દ્રભવનના જેવી સમૃદ્ધિના સંભાર તૈયાર કરી આપો છો. એટલાજ માટે હું તમારી આગળ તમારી પોતાનીજ મુક્તિનો પેગામ લઇને આવું છું અને તમનેજ કહું છું કે, શા માટે તમે પેટે પાટા બાંધીને પારકાઓની ગુલામી કરો છો અને તેના બદલામાં દારુણ યાતનાઓ વેઠયાજ કરો છો? તમારી જાતનેજ પીસી નાખનારી ચક્કીને તમે પોતેજ ચલાવી રહ્યા છો, તેના હાથા ઉપરથી તમારો હાથ ઉઠાવી લો એટલે ચક્કી એની મેળે ફરતી બંધ થઈ જશે અને તમે મુક્ત થઇ જશો.

આટલું કરવાને માટે પણ તમારે ઘણા આકરા ભોગ આપવા પડશે તે હું જાણું છું. એ ભોગ આપવાનું તમારામાંના ઘણાને માટે કેટલું કઠણ છે તે પણ હું જાણું છું. હું કાંઈ સ્વર્ગમાંથી નથી આવ્યો, મહેલાતોમાં ઉછરીને મોટો નથી થયો. હું એક વાર તમારાજ જેવો હતો, તમારીજ જગ્યાએ હતો, તમારા જેવુંજ જીવન મેં પોતે પણ ગાળ્યું છે. આ આખી સભામાં એવો એક પણ માણસ નહિ હોય કે જેને ગરીબોની હાડમારીઓનો મારા કરતાં વધારે અપરોક્ષ અનુભવ મળ્યો હશે. હું બધી જાતના અનુભવો લઇ ચૂક્યો છું. ઘરબાર વગરનાં અને માબાપ વિનાનાં ભૂખે પેટે રસ્તામાં આમતેમ રવડનારાં છોકરાંઓની વિટંબણાઓનો મને અનુભવ છે; કારણ કે મારી એવીજ અવસ્થા હતી. બૂટ પૉલિશની ડબ્બી લઇને "શેઠ ! બૂટ–પૉલિશ ! શેઠ ! બૂટ–પૉલિશ" કરતાં કરતાં શેરીએ શેરીએ ભટકવાનો અનુભવ પણ મેં લીધો છે. ખોરાકમાં કેટલાય દહાડાના વાસી રોટલાનો કટકો મળે અને સૂવાને માટે કોઇના ભોંયરાના દાદરાનાં પગથીઆં અથવા ખાલી ગાડું મળે એવી જિંદગી પણ મેં ભોગવી છે. મેં મારા હૈયામાં સાહસને તથા મહેચ્છાઓને પોષણ આપ્યું હતું, ઉચ્ચાકાંક્ષાઓનાં સ્વપ્ન સેવ્યાં હતાં અને પછી મારા હૈયાની એ મહામૂલ્યવાન હરીઆળી ફૂલવાડી જગતનાં ક્રૂર પશુબળના પગ તળે છૂંદાઈ ગઇ તે પણ મેં જોયું છે અને તેનાથી થએલ મનોવેદના અને નિરાશાનાં દુઃખ પણ મેં વેઠયાં છે. મજૂરી કરીને જીવનાર માણસને જો જ્ઞાન સંપાદન કરવું હોય, પોતાની બુદ્ધિનો વિકાસ કરવો હોય તો તેણે કેવા કેવા ભોગ આપવા પડે છે, કેવી કેવી મુશીબતો વેઠવી પડે છે તે મારા પોતાના અંગત અનુભવથી હું સારી રીતે જાણું છું. જ્ઞાન મેળવવાની મને અદમ્ય ભૂખ લાગી હતી; પણ હું તો મજૂર રહ્યો તેથી એદાખાઉ લોકોનાં છોકરાંને ભણવાની જે જે સગવડો મળે છે તે મને તો મળેજ કેવી રીતે ? પણ મારે ગમે તેમ કરીને ભણવુંજ હતું તેથી મેં ઊંઘ ત્યજી, આહાર ત્યજ્યો, ખોરાક ઉપર કાપ મૂકીને ચોપડીઓ ખરીદી, દીવો બાળવાનું તેલ લીધું અથવા રાત્રે મોડે સુધી જાગીને સરકારી ફાનસ આગળ ઉભો ઉભો ભણતો ગયો. આવી રીતે ભણતાં ભણતાં મેં ઘણી વાર મારી તબિયત બગાડી, શરીરનાં અને મનનાં પારવિનાનાં કષ્ટ વેઠયાં, જિંદગીને પણ જોખમમાં નાખી એમ કહું તો પણ ખોટું નથી. આ ઉપરથી તમારી સૌની ખાત્રી થશે કે, મને મજૂરવર્ગની જિંદગીની એકેએક પરિસ્થિતિનો અનુભવ છે. એટલાજ માટે જ્યારે હું તમારી આગળ મુક્તિનો અથવા મજૂર-

જાતિના સ્વાતંત્ર્યનો સંદેશો લઇને આવું છું, મેં કલ્પેલા નવા સંસારનું ચિત્ર તમારી આગળ ધરૂં છું, મજૂરસંપ્રદાયની નવેસરથી રચના કરવાનું કઠિન કાર્ય તમારી સામે મૂકું છું, ત્યારે મારી ભાવનાઓને, મારા આદર્શોને ઝીલવા જેટલી કલ્પનાશક્તિ તમારામાં હું જોતો નથી, તમે તમારી આસપાસના કાદવની સપાટીના કરતાં વધારે ઉંચે જોઇ શકતા નથી, તમારા ઉપર તમસ, નિષ્ક્રિયતા અને અશ્રદ્ધાની ત્રિપુટિને અધિકાર ભોગવતી જોઉં છું તેથી હું નાસીપાસ થતો નથી. શા માટે નાસીપાસ થાઉં ? તમારી વિરુદ્ધમાં જે જે બળ કામ કરી રહ્યાં છે અને તમને ઢોરની પેઠે ધકેલી રહ્યાં છે તે બળને હું સારી રીતે ઓળખું છું. તમારી પીઠને છોલી નાખનાર ગરીબાઇરૂપી ચાબૂકનો માર કેવો છે તે હું જાણું છું. તમને સદાને માટે પોતાના ગુલામ બનાવી રાખવા માટે તમારા માલિકોએ રચેલી જાળને મેં જોઇ લીધી છે. તમારામાંથી પુરુષત્વનું ટીપેટીપું નીચોવી કાઢવા માટે તમારા ઉપર જે જે પ્રકારનાં સ્થૂળ અને સૂક્ષ્મ દબાણ કરવામાં આવે છે તે બધાંને હું સારી રીતે જાણું છું. પછી હું નાસીપાસ થાઉંજ કેમ ? મેં તમને કહ્યું હતું તે ફરીથી કહું છું કે, મારી આશા અમર છે. હું અડગ આશાવાદી છું. કારણ કે મારી ખાત્રી છે કે આજે મારૂં ભાષણ સાંભળવા માટે સેંકડો સ્ત્રી–પુરુષો એકઠાં થયાં છે, તેમાંનાં ઘણાંખરાં ગમે તેવાં મંદ, નિરુત્સાહી, આશાહીન અને પાંગળાં હશે, કદાચ ઘણાંખરાં માત્ર ખાલી લૂખી જિજ્ઞાસાવૃત્તિને સંતોષવાને માટેજ આવ્યાં હશે, કોઇ કોઇ તો મારી મશ્કરી કરવા માટેજ આવ્યાં હશે, તો પણ આ બધાંમાંથી ઓછામાં ઓછો એકાદ માણસ તો એવો જરૂર નીકળી આવશે કે જે દુઃખના મારાથી, જુલ્મીઓના જુલ્મની ચાલુ સતાવણીથી આખરે જીવ પર આવ્યો હશે, જેની આંખોનાં પડળ અન્યાય અને પશુતાના આકસ્મિક સાક્ષાત્કારથી ઉઘડી ગયાં હશે અને જેના કાળજાને ધક્કો લાગવાથી મારૂં ભાષણ નાછૂટકે લક્ષપૂર્વક સાંભળી રહ્યો હશે. હું પ્રાણ ખોલીને મારા હૈયાની વરાળ ઠાલવું છું તે તેજ માણસને માટે ઠાલવું છું. મારા શબ્દોનું લક્ષ્ય મેં તેનાજ હૃદયને માની લીધું છે. મારે તેનાજ હૃદયને હલાવવું છે. મને દૃઢ વિશ્વાસ છે કે, મારા શબ્દો તેના માનસમાં વીજળીના ઝબકારાની પેઠે અજવાળું અજવાળું કરી દેશે, તેનો ઘોર અંધકાર વીખેરી નાખશે, તેના જીવનમાર્ગ ઉપરનાં સંકટોને તેમના ખરા સ્વરૂપમાં બતાવી દેશે. અત્યાર સુધી જે ગૂંચવણોથી તે મુંઝાતો ફરતો હતો તેને ઉકેલી નાખશે, તેના કર્તવ્યની આડે આવનારી

શ્રૃંખલાઓને ફગાવી દેશે અને તેનું હવે પછીનું કર્તવ્ય તેને દીવાની જ્યોતના જેવું ચોખ્ખેચોખ્ખું બતાવી દેશે. તેની આંખો ઉપર જામેલાં પડળનાં ભીંગડાં ખરી પડશે, તેનાં અંગોને જકડી નાખનાર બેડીઓના કકડા થઇ જશે, તેને નિર્બળ, નિઃસત્ત્વ અને દાસ બનાવી દેનાર ઝેરની અસર નિર્મૂળ થઇ જશે, અને તે મર્દ બનીને ઉભો થઈ જશે. તેના હૈયા ઉપરનો બોજો ફડાક લઇને ગબડી પડશે. તેની નાડીઓમાં નવી તાકાત, નવીન પ્રાણ અને નવીન ઉન્માદનો સંચાર થઇ જશે. પોતાની જાતે ઉત્પન્ન કરેલી ગુલામીના બંધ પોતાને હાથેજ ફગાવી દઇને આખા જગતની સામે છાતી કાઢીને ખડો થઇ જશે. ત્યાર પછી તે કોઈના પ્રપંચનો ભોગ થશે નહિ, કોઈના પાંજરામાં કેદ પુરાશે નહિ, કોઇ પણ જાતની લાલચથી લેવાઇ જશે નહિ, કોઇ પણ જાતની ધમકીથી ડરી જઇને હતવીર્ય થશે નહિ. આજથીજ–આ ક્ષણથીજ–તે આગળ ધપવા માંડશે. પાછા હઠવું એ તેને માટે અશકય થઇ પડશે. આજથીજ તે મજૂરજાતિનાં સંકટોનો તલસ્પર્શી અભ્યાસ કરવા માંડશે અને પોતાની જાતિની મુક્તિને માટે હરેક પ્રકારનાં આયુધ સજીને મજૂરઆલમના ઉદ્ધારને અર્થે એકત્ર થએલા સગા ભાઇઓના જેવા સૈનિકોના વ્યૂહમાં જઇને ઉભો રહેશે અને પોતાના આયુષની અવધ પૂરી થતાં પહેલાં પોતાની જગ્યા લે એવા બીજા સેંકડો વીરોને તૈયાર કર્યા પછીજ પોતાનાં આયુધ અને કવચ સહિત ભીષ્મની પેઠે બાણશય્યા ઉપર પોઢશે. જેમ આજે હું તમારી સૌની આગળ તમારી મુક્તિનો મંત્ર પ્રકટ કરવા આવ્યો છું, તેમ તે પણ મારી પેઠે બીજા હજારોની આગળ મુક્તિનો શુભ સંદેશ

જીવો છો તેનો એક વાર અનુભવ કરો, સાક્ષાત્કાર કરો. પુરાણા રીતરિવાજોનાં જૂની સડેલી માન્યતાનાં ચીંથરાં ફગાવી દઇને તેમની તળે ઢંકાએલા સંસારને તેના નગ્ન સ્વરૂપમાં એક વાર તો નિહાળો. એક વાર તેને જોઈ લ્યો અને પછી તેનું ધ્યાન કરો–તેનો સાક્ષાત્કાર કરો–સાક્ષાત્કાર કરો. આજેજ—હું તમારી સાથે વાત કરૂં છું તે ઘડીએજ–મંચુરિયાના *રણમેદાનમાં બે મદોન્મત્ત રાષ્ટ્રોનાં સૈન્ય એક-બીજાની સામે મોરચા માંડીને ઉભાં છે અને આપણે અત્યારે અહીં બેઠા છીએ તે વખતેજ કદાચ બેઉ પક્ષનાં દશ દશ લાખ માણસો એકબીજાનાં ગળાં ઉપર ધસી ગયાં હશે અને ઉન્માદગ્રસ્ત પ્રાણીઓની માફક એકબીજાના ટૂકડે ટૂકડા કરવા મંડી ગયાં હશે! અને આ મનુષ્યહત્યાનો દારુણ કાંડ વીસમી શતાબ્દિમાં—પ્રેમ અને બંધુભાવના પયગંબર ઇસુના જન્મ પછી એક હજાર અને નવસો વર્ષ પછી! ઇસુના ઉપદેશ પ્રભુપ્રેરિત છે એવો ઓગણીસસો વર્ષો સુધી ખાલી લવારો કર્યા પછી ઇસુનાજ કહેવાતા અનુયાયીઓ તેનો છડે-ચોક ભંગ કરવા નીકળ્યા છે અને જંગલનાં ફાડી ખાનારાં રાની પશુઓની માફક એકબીજાને ફાડી ખાવા મંડયાં છે! પંડિતોએ તેમની પંડિતાઈ અજમાવી, કવિઓએ અશ્રુપાત કર્યા, રુદન કર્યાં, જગદ્ગુરુઓએ આવાં કૃત્યોને વખોડી કાઢ્યાં—પણ તે છતાં આ ભયંકર દૈત્ય જગતના ઉપર છુટ્ટે વાધે ફલંગો ભરતોજ ફરે છે! સેંકડો માલગાડીઓના ડબ્બા ભરાઇ જાય એટલાં શાસ્ત્રોનાં થોથાં છે, નિશાળો છે, મહાવિદ્યાલયો છે, વર્તમાનપત્રો છે—બધું છે; પણ માણસ હજી પશુનો પશુજ રહ્યો છે. આપણે વિજ્ઞાનની શોધો કરી, આકાશ અને પાતાળના ભેદો ઉકેલ્યા, કુદરતની શકિતઓ ઉપર કાબું બેસાડીને તેમને આપણી દાસી બનાવી, પણ તેનું પરિણામ શું આવ્યું? પરિણામ તો એજ આવ્યું કે આપણે એકબીજાનો નાશ કરવાને પહેલાંના કરતાં સુસજ્જ બની ગયા છીએ. હાડકાંનાં તીરકામઠાંની જગ્યાએ આપણી પાસે બંદૂકો અને તોપો આવી ગઇ છે. આપણી હિંસક વૃત્તિ તો અસલના માણસખાઉઓના જેટલીજ છે અને માણસને મારવાનાં આપણાં સાધન માણસખાઉઓના સાધન કરતાં બેસુમાર વધી ગયાં છે. આ હિંસક વૃત્તિના ભડકાને આપણે યુદ્ધ કહીએ છીએ અને એવાં યુદ્ધો તો થતાંજ આવ્યાં છે અને થયાજ કરશે, એમ કહીને આપણે તેમને વિષે ઉંડો વિચાર નથી કરતા અને મૂડીવાદીઓની

* ૧૯૦૪ ની સાલના રૂસો-જાપાનીઝ યુદ્ધને ઉદ્દેશીને કહ્યું છે.
—અનુવાદક.

ફકીરીઓને ફગાવી દેશે અને તેનું હવે પછીનું કર્તવ્ય તેને દીવાની જ્યોતના જેવું ચોખ્ખેચોખ્ખું બતાવી દેશે. તેની આંખો ઉપર જામેલાં પડળનાં ભીંગડાં ખરી પડશે,.તેનાં અંગોને જકડી નાખનાર બેડીઓના કકડા થઇ જશે, તેને નિર્બળ, નિઃસત્ત્વ અને દાસ બનાવી દેનાર ઝેરની અસર નિર્મૂળ થઇ જશે, અને તે મર્દ બનીને ઉભો થઈ જશે. તેના હૈયા ઉપરનો બોજો ફડાક લઇને ગબડી પડશે. તેની નાડીઓમાં નવી તાકાત, નવીન પ્રાણ અને નવીન ઉન્માદનો સંચાર થઇ જશે. પોતાની જાતે ઉત્પન્ન કરેલી ગુલામીના બંધ પોતાને હાથેજ ફગાવી દઇને આખા જગતની સામે છાતી કાઢીને ખડો થઇ જશે. ત્યાર પછી તે કોઈના પ્રપંચનો ભોગ થશે નહિ, કોઈના પાંજરામાં કેદ પુરાશે નહિ, કોઇ પણ જાતની લાલચથી લેવાઇ જશે નહિ, કોઇ પણ જાતની ધમકીથી ડરી જઇને હતવીર્ય થશે નહિ. આજથીજ—આ ક્ષણથીજ—તે આગળ ધપવા માંડશે. પાછા હઠવું એ તેને માટે અશક્ય થઈ પડશે. આજથીજ તે મજૂરજાતિનાં સંકટોનો તન્નસ્પર્શી અભ્યાસ કરવા માંડશે અને પોતાની જાતિની મુક્તિને માટે હરેક પ્રકારનાં આયુધ સજીને મજૂરઆલમના ઉદ્ધારને અર્થે એકત્ર થએલા સગા ભાઇઓના જેવા સૈનિકોના વ્યૂહમાં જઇને ઉભો રહેશે અને પોતાના આયુષની અવધ પૂરી થતાં પહેલાં પોતાની જગ્યા લે એવા બીજા સેંકડો વીરોને તૈયાર કર્યા પછીજ પોતાનાં આયુધ અને કવચ સહિત ભીષ્મની પેઠે બાણશય્યા ઉપર પોઢશે. જેમ આજે હું તમારી સૌની આગળ તમારી મુક્તિનો મંત્ર પ્રકટ કરવા આવ્યો છું, તેમ તે પણ મારી પેઠે બીજા હજારોની આગળ મુક્તિનો શુભ સંદેશ સંભળાવવા નીકળી પડશે. જ્ઞાનયુક્ત સ્વાતંત્ર્ય, જે મારી એકલાની કે કોઈ પણ એક વ્યક્તિની સંપત્તિ નથી, પણ જેના ઉપર આખી માનવજાતિનો સમાન અધિકાર છે અને રહેશે, તેનું દાન કરવાને માટે તે પોતે મુક્ત બનીને વિચરશે. ઓ મજૂરો! ઓ શ્રમજીવીઓ! મારા ભાંડુઓ! આંખો તો ઉઘાડો અને તમારી ચારે બાજુએ જરા નજર તો કરો અને જુઓ તો ખરા કે કેવા કેવા દાનવી ખેલ ખેલાઇ રહ્યા છે અને તમારા ભાઇઓને હાથેજ તમારા ભાઇઓનાં ગળાં રેંસાઇ રહ્યાં છે! ધૂળ, ગંદકી, ગરમી અને પરસેવામાં તમે એટલા લાંબા વખતથી રહેતા આવ્યા છો કે તેનાથી તમારી જ્ઞાનેન્દ્રિયો જડ થઇ ગઇ છે, તમારાં હૃદયના ઉપર કઠણ પડ જામી ગયાં છે. પણ હું તમારી આગળ મારો પ્રાણપ્રેરક મંત્ર ભણીને તમને કહું છું કે, તમે જે જગતની વચ્ચે ઉભા છો, તમે જે દાનવી બળોની વચ્ચે

જીવો છો તેનો એક વાર અનુભવ કરો, સાક્ષાત્કાર કરો. પુરાણા રીતરિવાજોનાં જૂની સડેલી માન્યતાનાં ચીંથરાં ફગાવી દઈને તેમની તળે ઢંકાએલા સંસારને તેના નગ્ન સ્વરૂપમાં એક વાર તો નિહાળો. એક વાર તેને જોઈ લ્યો અને પછી તેનું ધ્યાન કરો—તેનો સાક્ષાત્કાર કરો—સાક્ષાત્કાર કરો. આજેજ—હું તમારી સાથે વાત કરૂં છું તે ઘડીએજ—મંચુરિયાના *રણમેદાનમાં બે મદોન્મત્ત રાષ્ટ્રોનાં સૈન્ય એકબીજાની સામે મોરચા માંડીને ઉભાં છે અને આપણે અત્યારે અહીં બેઠા છીએ તે વખતેજ કદાચ બેઉ પક્ષનાં દશ દશ લાખ માણસો એકબીજાનાં ગળાં ઉપર ધસી ગયાં હશે અને ઉન્માદગ્રસ્ત પ્રાણીઓની માફક એકબીજાના ટૂકડે ટૂકડા કરવા મંડી ગયાં હશે! અને આ મનુષ્યહત્યાનો દારુણ કાંડ વીસમી શતાબ્દિમાં—પ્રેમ અને બંધુભાવના પયગંબર ઇસુના જન્મ પછી એક હજાર અને નવસો વર્ષ પછી! ઇસુના ઉપદેશ પ્રભુપ્રેરિત છે એવો ઓગણીસસો વર્ષો સુધી ખાલી લવારો કર્યા પછી ઇસુનાજ કહેવાતા અનુયાયીઓ તેનો છડેચોક ભંગ કરવા નીકળ્યા છે અને જંગલનાં ફાડી ખાનારાં રાની પશુઓની માફક એકબીજાને ફાડી ખાવા મંડયાં છે! પંડિતોએ તેમની પંડિતાઈ અજમાવી, કવિઓએ અશ્રુપાત કર્યા, રુદન કર્યાં, જગદ્ગુરુઓએ આવાં કૃત્યોને વખોડી કાઢયાં—પણ તે છતાં આ ભયંકર દૈત્ય જગતના ઉપર છુટ્ટે વાઘે ફલંગો ભરતોજ ફરે છે! સેંકડો માલગાડીઓના ડબ્બા ભરાઇ જાય એટલાં શાસ્ત્રોનાં થોથાં છે, નિશાળો છે, મહાવિદ્યાલયો છે, વર્તમાનપત્રો છે—બધું છે; પણ માણસ હજી પશુનો પશુજ રહ્યો છે. આપણે વિજ્ઞાનની શોધો કરી, આકાશ અને પાતાળના ભેદો ઉકેલ્યા, કુદરતની શક્તિઓ ઉપર કાણું બેસાડીને તેમને આપણી દાસી બનાવી, પણ તેનું પરિણામ શું આવ્યું? પરિણામ તો એજ આવ્યું કે આપણે એકબીજાનો નાશ કરવાને પહેલાંના કરતાં સુસજ્જ બની ગયા છીએ. હાડકાંનાં તીરકામઠાંની જગ્યાએ આપણી પાસે બંદૂકો અને તોપો આવી ગઇ છે. આપણી હિંસક વૃત્તિ તો અસલના માણસખાઉઓના જેટલીજ છે અને માણસને મારવાનાં આપણાં સાધન માણસખાઉઓના સાધન કરતાં બેસુમાર વધી ગયાં છે. આ હિંસક વૃત્તિના ભડકાને આપણે યુદ્ધ કહીએ છીએ અને એવાં યુદ્ધો તો થતાંજ આવ્યાં છે અને થયાજ કરશે, એમ કહીને આપણે તેમને વિષે ઉંડો વિચાર નથી કરતા અને મૂડીવાદીઓની

---

* ૧૯૦૪ ની સાલના રૂસો-જાપાનીઝ યુદ્ધને ઉદ્દેશીને કહ્યું છે.
—અનુ.

દલાલી કરનારા પંડિતોએ ભણાવેલાં ઉંધાં પલાખાં ગોખીએ છીએ. નહિ, નહિ, મારા ભાઇઓ! યુદ્ધ એ શું છે તેનો વિચાર કરો, તેની ભયાનકતાનો સાક્ષાત્કાર કરો! બંદુકની ગોળીઓથી વીંધાએલાં અને બોંબગોળાના ફાટવાથી કુરચે કુરચા થઇ ગયેલાં માનવશરીરની કલ્પના કરો. ભચાભચ ભોંકાતી સંગીનોના અવાજ, મરનાર અને ઘાયલ થનાર સૈનિકોની ચીસો, અને ક્રોધ વૈર અને ધિક્કારને લીધે માણસ મટીને દૈત્ય બની ગએલા તમારા ભાઇઓનાં વિકરાળ મોઢાંની કલ્પના કરો, અને પછી મને કહો કે એ શું સાધારણ ઘટના કહેવાય? તમારા પોતાના શરીર ઉપર હાથ ફેરવી જુઓ. કેવું સુંવાળું અને હુંફાળું છે! તેની નસોમાં થઇને કેવું રાતું લોહી ઉછાળા મારતું વહી રહ્યું છે! અને એજ શરીરમાં ભચ્ચ લઇને સંગીન ઘોંચાય અને લોહીની છોળ ઉડે ત્યારે તમને પોતાને કેવી વેદના થાય તેનું ધ્યાન કરો. એવાં એક નહિ પણ હજારો શરીર આજે ખંડવિખંડ થઈ રહ્યાં છે; એવાંજ લોહીની આજે નદીઓ વહી રહી છે. દોઢડાહ્યાઓ કહે છે કે, આ બધું સદાકાળથી ચાલ્યું આવે છે. ચાલ્યું આવે છે તે તો હું પણ કહું છું, પણ ચાલે છેજ શાથી? તે એટલા માટે ચાલે છે કે ગણ્યાગાંઠયા ધનોન્મત્ત લોકો પોતાના અંગત સ્વાર્થને માટે યુદ્ધો ઉભાં કરાવે છે. યુદ્ધનીતિને ટેકો આપે એવાજ સભાસદોને ધારાસભામાં અથવા પાર્લામેન્ટોમાં મોકલી આપે છે. યુદ્ધનીતિને ટેકો આપે એવાં વર્તમાનપત્રોને તેઓ પોષણ આપે છે. ટૂંકામાં, તેમને જ્યારે જ્યારે યુદ્ધ કરાવવું હોય છે ત્યારે આખા દેશમાં હરેક ઉપાયે યુદ્ધનો વાયરો ફેલાવે છે. આ બધું કાર્ય તેઓ બરાબર વ્યવસ્થિત રીતે પાર ઉતારે છે. દેશનું રાજનૈતિક યંત્ર તેમણે એવી રીતે ગોઠવી રાખ્યું છે કે તેઓ પાછળ બેઠા બેઠા કળ મરડે છે અને તે યંત્ર તેમની મરજી મુજબ નાચ્ય કરે છે. આ રીતે ધનકુબેરો યુદ્ધો કરાવે છે. કોઇ વાર જોહાનેસ્બર્ગના હીરાની ખાણોને માટે, કોઇ વાર બકૂના તેલના કૂવા માટે, કોઇ વાર મંચુરીઆનાં કપાસનાં ખેતરો માટે, કોઈ વાર ચીનના અફીણના વેપારને માટે, ગમે તે કારણે યુદ્ધો ઉભાં કરાવનાર, વાંદરાઓને લડાવનાર, પેલા પાછળ ઉભા ઉભા દોરીસંચો ખેંચનારા મદારીઓ છે.

મંચૂરિયા કદાચ ઘણો આઘેનો પ્રદેશ કહેવાય. મૂડીવાદીઓની રાક્ષસી નીતિનું પરિણામ જોવાને માટે તમારે એટલે દૂર જવાની જરૂરજ શી છે? ચાલો મારી સાથે આ તમારાજ શહેરમાં—આ શિકાગો નગરમાં. આજ શહેરમાં અત્યારે દશ હજાર સ્ત્રીઓ ગંદામાં ગંદી કોટડીઓમાં ઢોરની પેઠે પુરાઇ રહી છે અને તેમની પોતાની

આખરૂ વેશ્યા સિવાય તેમને જીવવાનું બીજું એક પણ સાધન છેજ નહિ. આ વાત કોનાથી અજાણી છે ? કોઇનાથી નહિ અને છતાં આપણે તેને હસી કાઢીએ છીએ. આપણી સભ્યતા ઉપર લાગેલા આ કલંકની કાળાશનું આપણને ભાન થતું નથી એટલે સુધી આપણે નીચા ઉતરી ગયા છીએ. તમે શું એ વાતને સદાને માટે હસીજ કાઢશો ? તમારાં લોહી ઉકળી ઉઠતાં કેમ નથી ? એ સ્ત્રીઓ પણ તમારી પોતાની માતાઓના જેવીજ સ્ત્રીજાતિ છે, એમાંથી કોઇ તમારી બ્હેન અથવા તમારી દીકરી પણ કાં ન હોય ? અથવા તમારી-જ સ્ત્રીના ખોળામાં ખેલનારી તમારી નાનકડી દીકરીની પણ આગળ જતાં આવી દુર્દશા કાં ન થાય ? આજે જેના મોઢા ઉપર નિર્દોષ મધુરૂં સ્મિત છે, તેજ તમારી પવિત્રતાની મૂર્તિ જેવી કન્યા કુટિલ પાતકી વેશ્યા નહિ થાય એની શી ખાત્રી ? એજ તમારા શિકાગો નગરમાં આજેજ દશહજાર પુરુષો ઘરબારવિનાના, ગુજરાનનાં સાધન વિનાના રવડે છે અને પાયમાલીની પરિસીમાએ પહોંચી ગયા છે. તેઓ કામ શોધતા ફરે છે, કામ કરવા રાજી છે તો પણ કામ મળતું નથી; ભીખ માગે છે પણ તેય મળે છે અને નથીય મળતી. આ રીતે તેઓ એક એક દિવસ પૂરો કરે છે અને આજનો દહાડો તો જેમ તેમ કરીને કાઢયો પણ કાલનો કેવો જશે તે તો ખુદાને માલૂમ એવી રીતે દુઃખના દહાડા પુરા કરે છે. નથી તેમને પેટ ભરીને ખાવાનું મળતું, તેમ નથી કોઈ તેમનાં ગળાં ટૂંપીને એકદમ મારી નાખીને તેમનાં દુઃખોનો અંત લાવતું. થોડા થોડા વખતને આંતરે બે ચાર કોળીઆ ખોરાકના મળી જવાથી તેઓ મરતા નથી, પણ અત્યંત રીબાવાને માટેજ જીવે છે. આના કરતાં તો તેમની એકસામટી કતલ કરવી એ વધારે દયાનું કામ છે. અને હજી તો કયાં ? હજી તો દારુણ શિયાળો તેમની સામે દાંત કચકચાવતો ચાલ્યોજ આવે છે. આ સૂકી ઋતુમાં જેમની આવી દુર્દશા છે તેમનું ઠંડીમાં શું થશે તેની કલ્પના કરી લેજો. આજ તમારા શિકાગો નગર એક લાખ છોકરા–છોકરીઓ ગુજરાનને માટે હદ ઉપરાંતની મજૂરી કરીને તેમની ઉગતી કાયાના બંધ તોડી રહ્યાં છે, તેમનાં લોહીની રાખ બનાવી રહ્યાં છે, તેમનાં આયુષ્યના ઉપર આગ લગાડી રહ્યાં છે. પેટને માટે તેમને ગંધકની અને કોલસાની ખાણોમાં તથા બીજાં એવાંજ જોખમભરેલાં અને આયુષ્યની હાનિ કરે એવાં કારખાનાંઓમાં કામ કરવું પડે છે કે તેઓ બીજાં પાંચ વરસ કરતાં વધારે નહિજ જીવે એની હરકોઇ ડૉક્ટર સોએ સો ટકા ખાત્રી આપી શકે છે. ત્યાર

પછી તમારા આજ શિકાગો નગરમાં એવી એક લાખ અભાગણી માતાઓ વસે છે કે જેમને પોતાનાં ધાવણાં બાળકોને પોષવાને માટે સાક્ષાત્ નરકાગાર જેવાં ગંધાતાં કારખાનાંઓમાં મજૂરી કરવાની અને જ્યાં કૂતરાં પણ પડી રહેવાનું પસંદ ન કરે એવી બદબોથી ભરેલી કોટડીઓમાં સૂઇ રહેવાની ફરજ પડે છે અને આટલું આટલુંય હમેશાં મળશે કે કેમ તેની ફિકર તેમનું લોહી બાળતીજ રહે છે. આ ઉપરાંત એક લાખ ઘરડા અને મજૂરી કરી કરીને જેમની કાયાના બન્ધ તૂટી ગયા છે એવા અશક્ત માણસો જીવે છે. તમારા ઉપર રાજ્ય કરનારા કારખાનાંના માલિકોને હવે તેમનો ખપ નથી; કારણ કે તેમના હાથમાં હવે કૌવત રહ્યું નથી, તેમને રહેવાને ઘર નથી અને ગજવામાં ફૂટી બદામ પણ નથી. હજાર પ્રકારના વ્યાધિઓથી સબડતા, પોતાની જર્જર થએલી કાયાને ચીથરાં વડે ઢાંકતા, ડગમગતે ડોળે મૃત્યુની રાહ જોતા તેઓ તમારાજ નગરની શેરીઓમાં રવડતા ફરે છે અને ક્યારે મોત આવીને અમને આ યાતનામાંથી છોડાવે એની શ્વાસેશ્વાસે પ્રાર્થના કરે છે. ત્યાર પછી સ્ત્રીઓ, પુરુષો અને છોકરાંઓ મળીને દશ લાખ જીવો પગારદાર ગુલામોનું દુઃખદ જીવતર જીવે છે; જેઓ પોતાનાં હાથ-પગ અને આંખો કામ કરે ત્યાં સુધી ફક્ત માંડ માંડ પેટ ભરાય એટલો પગાર લઇને તનતોડ મજૂરી કરે છે; જેમને આખી જિન્દગી સુધી એકનું એક કંટાળાભરેલું કામ કરવાની આજીવન સજા થએલી છે; ભૂખમરો, કંગાલિયત, ઠંડી અને ગરમીની વિટંબણાઓ, ગંદકી અને તેમાંથી ઉત્પન્ન થતા નાના પ્રકારના વ્યાધિ, અજ્ઞાન, દારૂ અને અનીતિ-એ જેમના જિન્દગીભરના સાથીઓ છે! આ બધું તમે એક વાર ખૂબ જોઇ લ્યો—તેનું ચિત્ર તમારી દૃષ્ટિમાં ખૂંપી જાય અને વજ્રલેપ જેવું દૃઢ થઇ જાય ત્યાં સુધી તેનું ધ્યાન કરો અને પછી ચાલો મારી સાથે, હું તમને એજ ચિત્રની એક બીજી બાજુ બતાવું. પેલી બાજુએ જ્યારે લાખ લાખ અભાગીઆ જીવો દુઃખ, ગરીબાઇ અને ગંદકીમાં સબડે છે, ત્યારે આ બાજુએ ફક્ત હજાર કે બહુ બહુ તો દસેક હજાર માતબર શેઠીઆઓ મજૂરોની મહેનતના ફળ ઉપર એકહથ્થુ અધિકાર ધરાવે છે. તેઓ મજૂરોનાં શરીરના કુલ માલિક બની બેઠા છે. મજૂરોનો જન્મ અને તેમનું આખું જીવતર તેમના આ પ્રભુઓની સેવા-શુશ્રૂષાને અર્થેજ છે. તેઓ ગાદી તકીએ અથવા હીંડોળાખાટ ઉપર પડયા પડયા બીજાઓની મહેનતના ફળનો ઉપભોગ કરવા ઉપરાંત બીજું કાંઇજ કામ કરતા નથી અને ફરવા ઇચ્છતા પણ નથી. બીજાઓની મહે-

નતના ફળ ઉપર તેમણે પોતાનો જન્મસિદ્ધ અધિકાર જમાવી દીધો છે. તેમણે અથવા તેમના પૂર્વજોએ સમાજના વ્યવહારનું યંત્ર એવું ગોઠવી રાખ્યું છે કે એ ફળ તેમને કોઇની પાસે માગવું પડતું નથી, તેને લેવાને વાસ્તે હાથ લાંબો કરવા જેટલી પણ તસ્દી લેવી પડતી નથી; પણ એ ફળ પોતાની મેળેજ ચાલ્યું ચાલ્યું તેમના મોઢામાં આવીનેજ પડે છે. તેમનું કામ તો ફક્ત તેને ગળે ઉતારી દેવા પૂરતું-જ છે અથવા બીજા લોકો ત્રણસો ને પાંસઠ દિવસ શ્રમ કરીને જે પેદા કરે તેને કેવી રીતે વેડફી મારવું તેની યોજનાઓ ઘડવા પૂરતું-જ છે. તેઓ પોતાને રહેવાને માટે ઇન્દ્રભવન જેવા મહેલ બંધાવે છે, દુનિયાને ખૂણેખૂણેથી વૈભવ-વિલાસની સામગ્રીઓ પોતાના ઉપભોગને માટે મંગાવે છે અને કુક્કર જેમ કીચ્ચડમાં આળોટે, તેમ આ લોકો ઇન્દ્રિયોના આમોદપ્રમોદમાં—વિષયભોગના કીચ્ચડમાં—નિમગ્ન બની જાય છે. પોતાની મોજમજાહ પાછળ તેઓ જે અવિચારીપણે લખલૂટ ખરચ કરે છે તેની તમને અને મને પૂરી કલ્પના પણ ન આવી શકે. એકકેકી ચીજ પાછળ તેઓ જેટલા પૈસા ઉડાવે છે તેનો આંકડો તમારી આગળ રજૂ કરૂં તો સાંભળી સાંભળીને તમારૂં માથું ચકરાવા લાગે. તમે ગભરાઇ જાઓ અને બોલી ઉઠો કે, બસ કરો, બસ કરો; હવે અમારાથી સહન થતું નથી. તેમના પગના બૂટની એક એક જોડીની કિંમત સેંકડો ડૉલર! એક એક રૂમાલ અથવા મોજાંના એક એક બન્ધની કિંમત તમારી જાત વેચો તો પણ ભરપાઈ ન થાય એટલી! તેમના ઘોડા, તેમની મોટર ગાડીઓ, તેમની વિહારનૌકાઓ, તેમનાં નૃત્ય, તેમના દારૂ, તેમની જ્યાફતો અને તેમનાં શરીરને શણગારવા માટે નાના નાના ચકચકતા પથરાના ટૂકડાની પાછળ કરોડો ડૉલરનો રોજ રોજ ધૂમાડો થાય છે અને તમે બધા તમારી જાત તોડીને તેમને પાછું તેટલું નાણું આપતાજ જાઓ છો. તેઓ બેઠા બેઠા કરે છે શું? કોણ વધારે પૈસા ઉડાવે છે, કોણ વધારે વિષયભોગ ભોગવે છે, વૈભવ-વિલાસનો કોણ ઘણામાં ઘણો દેખાવ કરે છે, જગતની સારી સારી અને ઉપયોગી સામગ્રીઓનો કોણ ઘણામાં ઘણો અને વહેલામાં વહેલો નાશ કરે છે, પોતાના જાતભાઇઓના શારીરિક શ્રમના ફળને, તેમના પરસેવાની અને લોહીની પેદાશને કોણ ઘણામાં ઘણી વેડફી મારે છે, તેની અંદર અંદર સ્પર્ધા કરવી એજ માત્ર તેમનું કામ છે. આખા જગત ઉપર તેમનું પ્રભુત્વ છે. સંસારભરની સમૃદ્ધિ તેમના બાપનીજ છે. તેમને માગવું પડતું નથી. વગરમાગ્યે બધું તેમની પાસે પોતાની મેળે મેળેજ ઘસડાઇ

આવે છે. નાનાં નાનાં ઝરણાંઓનાં જળ વહેળાઓમાં જાય છે, વહેળાઓનાં જળ નાની નાની નદીઓમાં અને નાની નદીઓનાં જળ મોટી નદીઓમાં ઠલવાય છે અને એ પ્રમાણે આખી દુનિયા ઉપરનું પાણી આખરે વહેતું વહેતું મહાસાગરમાં જઇ પડે છે, તેમ આખી દુનિયાની દોલત ખૂણેખાંચરેથી ઘસડાતી ઘસડાતી આપોઆપ વિના પ્રયત્ને તેમનાજ ચરણ આગળ આવીને ઠરે છે. ઘૂંટણ ઘૂંટણ-પૂર કાદવમાં અને વરસાદની ઝડીઓને પોતાના અંગ ઉપર ઝીલીને કેડે લંગોટી પહેરીને ગરીબ ખેડૂત અનાજ પકવે છે તે તેને પોતાને માટે નહિ, તેનાં સ્ત્રી-છોકરાંઓને માટે નહિ, પણ જગતના માલિક બની બેઠેલા થોડાક મુઠ્ઠીભર શેઠીઆઓને માટે પકવે છે. સાતમા પાતાળ જેવી ખાણોમાં પેસીને ખાણ ખોદનારાઓ કોલસા અને ધાતુ-ઓ ખોદી કાઢે છે તે પણ તેમનેજ માટે. વણકર કપડાં વણે છે, સુથાર લાકડાં ઘડે છે, સલાટ પથ્થર કોરે છે, બુદ્ધિમાન માણસો નવી નવી શોધખોળ કરે છે—નવાં નવાં યંત્રો બનાવે છે, કવિઓ કવિતા લખે છે, વર્તમાનપત્રના સંપાદકો કાગળ ઉપર બિલાડાં ચીતરે છે, કાયદા ઘડનારાઓ કાયદા ઘડે છે, સ્મૃતિકારો સ્મૃતિઓ રચે છે, ધર્મવક્તાઓ ધર્મશાસ્ત્રોનાં અનુશાસન પ્રવર્તાવે છે, તે બધુંજ આ જગતના સાર્વભૌમ સ્વામીઓની આરાધનાને માટેજ થાય છે. મનુષ્ય-માત્રની પ્રવૃત્તિ એમની એકલાની પરિતૃપ્તિને માટેજ થાય છે. આખો માનવસમાજ એમની નાગચૂડમાં સપડાઈ ગયો છે, મનુષ્યની બુદ્ધિ અને મનુષ્યનું બાહુબળ જે કાંઇ નીપજાવી શકે તે બધું આ જગ-ન્નાથોનાં રાક્ષસી જડબાંમાં આવીને પડે છે. જગતની કુલ પેદાશની ભાગીરથીનો મહાધોધ તેમનાં વિરાટ ઉદરગહ્વરમાં ઠલવાય છે. અજ-ગરના પાશમાં હરણનું બચ્ચું પકડાઈ જાય તેમ આખી મનુષ્યજાતિ તેમના પાશમાં પકડાઇ ગઇ છે—આખા જગતના મજૂરો તેમની દયા ઉપરજ જીવે છે—તેમના સિવાયનાં બીજાં મનુષ્યોનાં જીવતર તેમનેજ માટે છે, તેમને તેઓ ભૂખ્યાં વરૂ અથવા ગીધડાંઓની પેઠે ફાડી ફાડીને ખાતા જાય છે અને સંસારને વિરાટ કતલખાનાના રૂપમાં પરિણત કરે છે. માનવજાતિ સદાને માટે તેમની દાસ બની ગઇ છે, જગતની તમામ શકિતઓ તેમની આજ્ઞાધીન દાસી છે. એમનું સામ્રા-જ્ય ત્રિખંડવ્યાપી અને ત્રિકાલસત્ય બની ગયું છે. માનવજાતિ તરફડે, આળોટે, છૂટવાને માટે ગમે તેટલું મથન કરે, પણ તેનાં બધાં પાંપળાં વ્યર્થ જાય છે. આ નાગપાશ છૂટતો નથી, જરા જેટલો પણ ઢીલો થતો નથી. બસ, મનુષ્ય તેમની સેવા કરવાને માટેજ પેદા થાય છે

અને તેમની સેવા કરતાં કરતાંજ તેણે મરવું જોઇશે. તમે એમ ન સમજતા કે, તેઓ આખા જગતના એકલા મજૂરોનાજ માલિક છે. નહિ, નહિ. દરેકે દરેક દેશનું આખું ને આખું રાજ્યતંત્રજ તેમણે ખરીદી લીધું છે અને આ પ્રમાણે અધર્મથી અથવા બળાત્કારથી મેળવેલી સત્તા વડે તેઓ પોતાની સ્થિતિ વધુ ને વધુ સુદૃઢ બનાવતાજ જાય છે અને આખા જગતની સંપત્તિને, આખા જગતના વાણિજ્યવ્યવસાયના ફળને પોતાની પાસે ખેંચી આણવાના માર્ગને વધારે સરળ અને વધારે વિશાળ કરતાજ જાય છે. ત્યારે અરે મજૂરો! અરે પરસેવો પાડીને રોટલો કમાનારાઓ! તમે શું કરો છો? તમે બળદ કે ઘોડાની પેઠે તમારા માલિકોની ઝૂંસરી તમારી ગરદનો ઉપર ઉંચકી ઉંચકીને દુઃખના દહાડા પૂરા કરો છો. એ ઝૂંસરીથી તમે એટલા બધા ટેવાઈ ગયા છો કે તમારી ગરદન પર પડેલાં ચામડાંનું પણ તમને ભાન રહ્યું નથી, એ બોજો તમને સ્વભાવગત થઈ ગયો છે. કારણ કે તમે એજ અવસ્થામાં જન્મ્યા છો. તમે સમજણા થયા ત્યારથી તમે તમારી આસપાસ આની આજ પરિસ્થિતિને જુઓ છો તે ઉપરથી તમારા મનમાં એવી ખોટી ભ્રાન્તિ પેદા થઇ ગઇ છે કે, આ પરિસ્થિતિ જગતનાં સનાતન ત્રિકાળસત્ય ધર્મોનું એક અંગ છે. તમને તે સૂર્ય અને ચંદ્રના જેવી અચળ લાગે છે અને તેથી તમે તેને મૂંગે મોઢે સહન કરી લ્યો છો. અથવા એજ ધનવાનોની દલાલી કરનારા શાસ્ત્રકારોએ તમને ગળથૂથીમાંથીજ એવા ઝેરના ઘૂંટડા પાયા છે કે તેથી તમારી સ્વતંત્ર વિચારશક્તિ બહેર મારી ગઇ છે. તેમણે તમને શીખવ્યું છે કે, આ શ્રીમંતો તેમના પૂર્વજન્મોનાં સંચિત પુણ્યોના ફળરૂપે સુખ ભોગવે છે અને તમે તમારા પૂર્વજન્મોમાં કરેલાં પાપની સજારૂપે આવી કફોડી સ્થિતિમાં જન્મ્યા છો. આ ઉપદેશમાં હલાહલ ઝેર છે તે તમે સમજી જાઓ, તેનાથી સાવધાન થઇ જાઓ. તમારાં દુઃખોનું ખરૂં કારણ અને તમારી મુક્તિનો ખરો ઉપાય તમારા આગળથી છુપાવવાને માટે ધૂર્ત દગાબાજ શાસ્ત્રકારોએ તમને લૂંટનારા અને તમારૂં રક્ત ચૂસનારા વર્ગના લાભને માટે શાસ્ત્રોનાં અનુશાસન રચ્યાં છે, અને તેમ કરીને તમારી આંખો ઉપર કાળા પાટા બાંધીને તમને ઘાંચીના બળદની પેઠે ઘાણીએ જોડી રાખ્યા છે; છતાં હું તમને છાતી ઠોકીને પૂછું છું કે, તમારામાંથી એવો કયો હૈયાફૂટો છે કે જે આ પરિસ્થિતિ સદાને માટે આવી ને આવીજ રહેશે એવું માનતો હોય? એવો કયો કઠણ હૈયાનો પાજી માણસ અહીં બેઠો છે કે જે પોતાને મોઢેથી કબૂલ કરે કે હા, આવું ને આવું સદાકાળ

જ કરવું જોઇએ ! માનવસમાજની કુલ મહેનતનું પરિણામ, માનવજાતિને જીવતી રાખવાની તમામ સામગ્રી આળસુ, હરામી, બેઠાખાઉ અને પારકાના લોહી ઉપર જીવનારી જીવાતોનેજ પોષવા માટે સદાકાળ વપરાતીજ રહેવી જોઇએ ? પરાયો માલ ખાનારાઓના મિથ્યાભિમાનને અને તેમની વિષયલોલુપતાને સંતોષવા માટેજ તેનો ઉપયોગ થાય; કોઇ પણ વ્યક્તિ તેને સ્વચ્છન્દે વેડફી નાખે, અને જેના ઉપર માણસજાતનો સામાન્ય અધિકાર છે તેનો ભોગવટો થોડાક ખાઇ બદેલા લોકોજ કરતા ફરે અને કોઇનો કોઈ કાળે કોઇ રીતે તેના ઉપર કશો અંકુશજ ન રહે એવું માનનારો જો કોઈ અહીં બેઠો હોય તો તે ઉભો થઇને મારી સામે આવે. અને જો તમે એમ કહેતા હો કે, આવું ને આવું તો આપણે નજ ચાલવા દેવું જોઇએ. આ ધોળા દહાડાની લૂંટને આપણે અટકાવવી જોઇએ તો હું તમને પૂછીશ કે એ કાર્ય કોણ કરશે ? કોની સત્તા એ લૂંટારાઓના મોઢામાંથી લૂંટનો કોળીઓ ઝૂંટવી લેશે ? તમારા માલિકો શું એવા સૂંવાળી સૂંઢના છે કે તેઓ પોતાને હાથેજ પોતાનાં ગળાં ઉપર કાપ મૂકશે ? તમારા સ્વાતંત્ર્યનો પટો તેઓ પોતાને હાથેજ લખીને તમને આપી દે એવા શું તેઓ ઉદાર છે ? તેમની પોતાની ગરદનો કાપવાની છરી સજીને તમારા હાથમાં મૂકે એવા તેઓ શું ભોળા છે ? તેમના હાથમાંની સત્તા છીનવી લેનાર મજૂરસૈન્યનું સેનાપતિપણું કોઇ કાળે પણ તેઓ લે એવી તમે આશા રાખો છો ? તમારી મુક્તિના સંગ્રામને માટે જોઇતાં નાણાં શું તમને તેઓ પોતાની તિજોરીઓમાંથી કાઢીને આપવાના છે ? તમને કેળવવાને માટે શાળાઓ અને કૉલેજો શું તેઓ પોતાને ખર્ચે સ્થાપવાના છે ? તમારા હક્કોનું સંરક્ષણ કરનાર પત્રોના ખર્ચોનો ભાર શું તેઓ ઉપાડી લેવાના છે ? તમારાં મહાજનોના સંગઠનનો અને તમારા ઉદ્દેશોના પ્રચારનો ખર્ચ શું તમને તેમનાં ગજવાંમાંથી મળવાનો છે ? એવી આશા કોઈ રાખતું નથી—રાખી શકેજ નહિ. એ બધાંજ કામ તમારાં પોતાનાં છે અને તે તમારે પોતેજ ગમે તેમ કરીને પણ ઉપાડી લેવાંજ જોઇશે. એ સ્વપ્નોને તમારે એકલાએજ મૂર્તિમંત કરવાનાં છે. એ નિશ્ચયોને તમારે જાતેજ સફળ કરવાના છે. એ બધું તમારે ધનવાનોના અને સત્તાવાનોના કટ્ટર વિરોધની ઝડીઓની સામે ટક્કર ઝીલીને કરવું પડશે; તેમની નિન્દા, ઉપહાસ, વિરુદ્ધ પ્રચારકાર્ય, જૂઠાં તહોમત—એ બધાંને ઘોળીને પી જઇને તમારા મનોરથ સિદ્ધ કરવા પડશે; ચાબૂકના માર અને જેલના ત્રાસને સહન કરીને તમારે તમારા આદર્શોને સફળ કરવા પડશે.

જુલમગારોના જુલમની સામે તમારી ઉઘાડી છાતીઓ ધરીને તમારા આત્મબળના પ્રતાપથી તેમના કિલ્લાઓને તમારે સર કરવાના છે. તપશ્ચર્યાની ભઠ્ઠીમાં તપાવીને તમારા હૃદયબળની તલવારને તમારે પાણીદાર બનાવવી પડશે. તમારૂં સેનાપતિપણું તમારે જાતેજ કરવું પડશે. ઠોકરો ખાઇ ખાઇને તમારી ભૂલો સુધારવી પડશે; અંધારામાં અફળાઇ કૂટાઇને તમારે તમારો ખરો રસ્તો ખોળી કાઢવો પડશે. તમારી અણકેળવાએલી ખોબડી તોતડી વાણી વડે તમારા વાજબી હક્કની હિમાયત કરવી પડશે. અનન્યભાવે, એકજ લક્ષ્ય રાખીને વર્ષોનાં વર્ષ સુધી અખંડ અનુષ્ઠાન કરીને તમારે તમારી શક્તિઓને જાગ્રત અને સંયત કરવી પડશે અને એ શક્તિઓનું ધનુષ્ય બનાવીને તેના ઉપર આત્મબળરૂપી બાણ ચઢાવીને તમારે લક્ષ્યવેધ કરવો પડશે. તમારા માર્ગમાં ઘોર અંધકાર આવશે. નિરાશા અને નિષ્ફળતાની આંધીઓ ચઢી આવશે, જુલ્મના વંટોળીઆ વીંઝાશે, તમારાં પોતાનાં લોહીની નદીઓ વહેશે, તેને તમારે પાર કરવી પડશે. તમારે ભૂખ વેઠીને તમારા ટૂંકા પગારમાંથી પૈસા બચાવવા પડશે અને એ પ્રમાણે પાઇ પાઇ કરીને તમારી યુદ્ધની તિજોરીઓ સભર કરવી પડશે; તમારે ઊંઘ વેચીને જ્ઞાન મેળવવું પડશે; અને જેલ અથવા ફાંસીના ભયને જીતીને તમારે તમારા વિચારોનો પ્રચાર કરવો પડશે. તમે નિર્બળ છો, નિર્ધન છો, અભણ છો, અવ્યવસ્થિત છો, તમારા વિરોધીઓ સબળ છે, પૈસે પૂરા છે, અક્કલવાળા અને સંગઠિત છે. તેમની સામે મોરચા માંડવા માટે તમારે ભારેમાં ભારે ભોગ આપવા પડશે, લસલસતાં બલિદાન દેવાં પડશે. એક તો અત્યારે તમારે તમારૂં પોતાનું જીવન ટકાવવાનાજ સાંસા છે, છતાં એવી સંકડામણમાં તમારે જેમ તેમ કરીને જીવન ટકાવવું પડશે અને તેમ કરતા જઇને અનેક મુશ્કેલીઓની વચ્ચે તમારે ભવિષ્યના યુદ્ધની તૈયારીઓ કરવી પડશે. એ મહાભારત કામ છે, પણ તે તમારેજ કરવું પડશે.

મેં હમણાં કહ્યું તે પ્રમાણે જો તમે કાર્ય કરશો તો તમે તમારાં કલેજાંના રક્તનું સિંચન કરીને એક અપૂર્વ આંદોલનને જન્મ આપશો. એની ઉત્પત્તિ ક્યારે થઇ, કેવા સંજોગોમાં થઇ, કયા પ્રદેશમાં થઈ, કોના દ્વારા થઇ, તેની કોઇને ખબર પણ નહિ પડે, તેમ તેને જાણવાની કોઇ દરકાર પણ નહિ કરે. એ આંદોલન ઘણા વખત સુધી તદ્દન અપ્રસિદ્ધ અને અપ્રતિષ્ઠિત અવસ્થામાં રહીને ઉછરશે, બળવાન બનશે અને પછી જેમ જેમ તેના ઉપર તિરસ્કારનાં, વિરોધનાં અને અત્યાચારનાં વાવાઝોડાં વીંઝાશે, તેમ તેમ તે પોતાનાં મૂળ

ઉંડાં નાખતું જશે. શરૂઆતમાં તેનું બળ એટલું અલ્પ, એટલું ક્ષુદ્ર માલૂમ પડશે કે લોકો તેને સહેજે હસી કાઢશે, તેનામાં કાંઈજ દમ નથી એવું માની લેશે. વળી તેનું સ્વરૂપ પણ અરુચિકર હશે. તેના બાહ્ય દેખાવમાં વૈર અને તિરસ્કારની છાયા પણ આવી જશે. પરંતુ એ આંદોલન ગમે તેવું હશે તો પણ મજૂરજાતિની અને પગારદાર ગુલામોની ઇષ્ટદેવતા અથવા પ્રાણદાતાનું સ્થાન લેશે. તે પોતાના સતત અને અપ્રતિહત ભેરી નાદથી મજૂર આલમને નિદ્રામાંથી જગાડીને સાવધાન કરશે, તેને એક પળવાર પણ ઠરીને બેસવા નહિ દે—એકાદ બે દેશના મજૂરોનું નહિ પણ આખા જગતના એકે એક દેશના, એકે એક જાતિના મજૂરોનું એક અભેદ્ય અને સાચા રુધિરના સંબંધથી સંગઠિત બનેલું કુટુંબ બનાવી દેશે. દેશેદેશના મજૂરો તે ઇષ્ટદેવતાના છત્ર નીચે માજણ્યા ભાઈઓની માફક વ્યૂહબદ્ધ બનીને ઉભા રહેશે. અત્યાર સુધી તેમણે જે જે અન્યાય, જે જે જુલ્મ મૂંગે મોઢે સહન કર્યાં છે, જે જે અભિલાષાઓ તેમનાં જિગરોમાં ગૂંગળાઈ મરે છે, જે જે આશા–ઉમેદનાં પૂર તેમનાં હૃદયમાં ઉછાળા મારે છે, તે તે બધાનો એકસામટો તુમુલ નિનાદ ગાજી ઉઠશે! જાગૃત થએલા મજૂરસંઘની રણભેરીના પડછંદા દિગન્તમાં ગાજશે અને જગતમાંથી ગરીબાઈ અને કંગાલિયતના, દુઃખના અને અપમાનના દહાડા પૂરા થયા છે, એવા અપ્રતિહત પોકાર કોટિકોટિ કંઠમાંથી સમસ્વરે નીકળવા લાગશે! પદદલિતોના ઉત્થાનનાં મંગલ ગીત ગુંજી ઉઠશે અને જુલ્મનો ઉત્પીડનનો યુગ હવે પૂરો થયો છે એવું સૂચન કરનારાં આશાજનક ચિહ્નો વડે દિશાઓ શોભાયમાન થશે. નિરાશા, દુઃખ, દારિદ્ર, ઉત્પીડન અને અપમાનના પંચાગ્નિમાં તપીને સિદ્ધ અને પ્રબુદ્ધ બનેલા મજૂર સંઘના મેઘગંભીર અવાજને કોઇ ઠેલી શકશે નહિ, તેના અપ્રતીમ બળની સામે કોઈ ટકી શકશે નહિ. 'અમે કોઇના દાસ નથી પણ જગતની તમામ વિભૂતિઓને પેદા કરનારા અમે એકલાજ તેમના સાચા અને કાયદેસર અધિકારી છીએ.' એવું ગર્જન જ્યારે કોટિ કોટિ મજૂરોના કંઠમાંથી ગાજી ઉઠશે, ત્યારે પારકી સંપત્તિને દબાવી બેઠેલા પૂંજીપતિઓનાં કાળજાં કંપી ઉઠશે. ત્યારે તેમને ભાન થશે કે અસીમ બળવાન, પર્વતાકાર અને પોતાના સુદીર્ઘ બાહુ વડે આખા જગતને વીંટાઈ વળે એવી કોઈ મહાશક્તિ જે આજ સુધી મોહનિદ્રાને વશ થઇને સુષુપ્ત હતી, જેની બુદ્ધિ તમસાચ્છન્ન હતી, જેને પોતાના અતુલ સામર્થ્યનું ભાન ન હતું તે આળસ મરડીને, આંખો ચોળીને બેઠી થઈ ગઈ છે; તે પોતાની નજર આગળ પોતાના અતુલ સામ-

થ્યનું, પોતાની સ્વતંત્રતાનું, પોતાના સંપૂર્ણ આત્મવિકાસનું ચિત્ર જુએ છે, તેને પોતાના બળનું ભાન થવા માંડે છે, સ્વપ્નાવસ્થામાં તેને લાગુ પડેલા ભયનું જોર ઓસરતું જાય છે. આહ! તે જરાક હાથ હલાવે છે અને તેની વજ્ર જેવી બેડીઓ કાચા સૂતરના તાંતણાની માફક તડોતડ તૂટી જાય છે! તેના આખા શરીરમાં વિજયોન્માદની લહરિ નાચી ઉઠે છે, તેની નાડીએ નાડી, તંતુએ તંતુ થનગની ઉઠે છે, તેના વિરાટ્ દેહના એક છેડાથી બીજા છેડા સુધી નવીન પ્રાણશક્તિનો સંચાર થઇ જાય છે. તેની પરાધીનતાનાં વાદળ જાગૃત થએલા મનુષ્યની સ્વપ્નસૃષ્ટિની પેઠે તેજ ક્ષણે વેરાઇ જાય છે અને તેના આદર્શો મૂર્તિમાન બની જાય છે! તે ઉભો થવા જાય એટલામાં તો તેનાં બન્ધન માત્ર સરી જાય છે, તેના માથા ઉપરનો બોજો ફડાક લઇને ગબડી પડે છે—તે ઉભો થાય છે, તેનો પર્વતાકાર દેહ ત્રિવિક્રમની પેઠે ત્રણ ડગલાંમાં નહિ પણ એકજ ડગલામાં આખા જગતને માપી વળે છે, દિશાઓ તેના વિજયદુંદુભિના પડછન્દાથી ગાજી ઉઠે છે, તેના મુખમાંથી જયધ્વનિ નીકળી પડે છે—"

બોલતાં બોલતાં વક્તાની વાગ્ધારા એકાએક થંભી ગઇ, લાગણીના પૂરના વેગને લીધે તેનું ગળું રૂંધાઇ ગયું; તે બોલતો અટકી ગયો અને જાણે તેણે પોતેજ કલ્પેલું સ્વપ્ન તેને કોઇ આઘેના પ્રદેશમાં, ભવિષ્યત્ કાળની સીમામાં ઘસડી જતું હોય અને સભામંડપને છેડે તેના સૂક્ષ્મ દેહે કોઇ જુદીજ સૃષ્ટિમાં ચાલ્યો ગયો હોય એમ ઊર્ધ્વ બાહુ કરીને, નેત્રો ઉંચાં કરીને તે ઉભો રહ્યો. સભામાં બેઠેલ એકેએક પુરુષ અને સ્ત્રી તુમુલ નિનાદ સહિત એકદમ ઉભાં થઇ ગયાં. ઉન્મત્ત અવસ્થામાં અટ્ટહાસ્ય કરતાં કરતાં હવામાં જોરથી હાથ વીંઝવા લાગ્યાં. બધાની સાથે સાથે જર્ગિસ પણ ઉભો થઈ ગયો. તેનું ગળું ફાટી જાય અને ઘાંટો બેસી જાય એટલા જોરથી તે ચીસાચીસ પાડવા મંડ્યો. સભામાં એકેએક વ્યક્તિ ઉન્મત્તપ્રાય બની ગઈ હતી. તેઓ બૂમો પાડતાં ન હતાં, પણ તેમના હૃદયમાં પહાડી નદીના પૂરની પેઠે ઉછળી આવેલા ભાવપ્રવાહને વેગ આપવા તેમનાથી ચીસો પડાઇ જતી હતી. સભામંડપનું વાતાવરણ કોઇ મહાબળવાન ગૂઢ પ્રાણશક્તિનાં આંદોલનોથી કંપિત થઇ ગયું હતું. વક્તાના સ્થૂળ શબ્દોનું અથવા તેની વાણીની છટાનુંજ એ પરિણામ ન હતું; પણ તેના શબ્દે શબ્દમાંથી, તેના દેહના અણુએ અણુમાંથી ઝરતી કોઇ અચિન્ત્ય ગૂઢ શક્તિ સૌના પ્રાણને સ્પર્શીને તેમને સર્વને પોતાનાજ સમાન વિકંપિત બનાવી રહી હતી. તેના મેઘગંભીર કંઠનો રણકો

ઘંટનાદના રણકાની માફક વિચિત્ર રીતે કંપાયમાન થઇને દરેક શ્રોતાના આત્માને હલાવી દેતો હતો અને તેને ચારે બાજુએથી પકડીને એવો જોરથી આંચકો મારતો હતો કે દરેક જણ ઝબકી ઉઠતો, ભયભીત બની જતો અને તેની નજર પૂર્વે કદી પણ નહિ સાંભળેલા, નહિ અનુભવેલા વિચારોને મૂર્તિમાન બનાવીને તેની આગળ ખડા કરી દેતો. કોઇ પ્રચંડ ધરતીકંપનો આંચકો લાગે અને જૂની પુરાણી મહેલાતોનાં કોટડાં ભાંગીને ભૂકો થઇ જાય તેમ શ્રોતાઓનાં માનસચક્ષુ આગળ જામેલાં પુરાણી જડતાનાં કોટડાં ચૂર્ણવિચૂર્ણ થઇ ગયાં. જે સૃષ્ટિમાં તેઓ જીવતાં હતાં તે આખી સૃષ્ટિજ પાયામાંથી હાલી ગઇ અને તેમનાં હૃદયના ઉંડામાં ઉંડા સ્થાનમાં દબાએલા આદર્શો અને મનોરથો જોરથી ઉછાળો મારીને બહાર નીકળી પડયા. જર્ગિસને તો તેના શબ્દો કોઇ કારમી મેઘગર્જનાના જેવા સંભળાયા. તેનું આખું જીવન તળે-ઉપર થઇ ગયું. તેનામાં દબાઇ ગએલું મનુષ્યત્વ બહાર નીકળી આવ્યું. આત્મસંમાનનો જુસ્સો ભભૂકી ઉઠયો. અત્યાર સુધી તેણે વેઠેલા પરાજય, અપમાન વિડંબના અને નાસીપાસીના આઘાતથી બહેર મારી ગએલી તેના આત્માની નૈસર્ગિક શકિત પ્રજ્જવળી ઉઠી. તે ઉન્મત્ત બની ગયો, હાથ ઉંચા કરી કરીને ઘાંટાઘાટ પાડવા લાગ્યો અને જયારે છેક ઘાંટો બેસી ગયો ત્યારે "ઓ પ્રભુ! ઓ પ્રભુ!" એવું બોલીને હાંફતો હાંફતો ઉભો થઇ રહ્યો.





# प्रकरण २९ मुं

સભાનું કામકાજ પૂરૂં થયું. સભાજનો વેરાઇ જવા લાગ્યા. પણ હવે મારે શું કરવું તેની સમજ ન પડવાથી જર્ગિસ પોતાની બેઠક ઉપરજ મનમાં ને મનમાં ગૂંચવાતો મૂંઝાતો બેસી રહ્યો. મારે અહીંથી હવે ચાલ્યા જવું જોઇશે, એવો વિચારજ તેને આવ્યો ન હતો—તે તો એમજ ધારતો હતો–જે અપૂર્વ ભાવતરંગમાં તે ડૂબકાં ખાતો હતો, જે અનનુભૂત સ્વપ્નસૃષ્ટિ પેલા જાદૂગરે તેની આગળ ખડી કરી હતી તેનો કદી પણ અંત નહિજ આવે. તેને એમ પણ લાગ્યું કે, આ સંસારમાં હું સાવ એકલવાયો નથી, પણ મારી સાથે સમવેદના અનુભવનારા બીજા સાથીઓ અને બંધુઓ પણ છે. પણ હવે બધા ઉઠી ઉઠીને જવા લાગ્યા એટલે તેને લાગ્યું કે, મારી આ સ્વપ્નસૃષ્ટિનો હવે લય થવાનો વખત આવ્યો અને ફરીથી પાછો હું તેને જોવા પામીશ કે નહિ એવી વિમાસણમાં પડયો. તે તો હજી ગભરાતો, મૂંઝાતો પોતાની બેઠક ઉપરજ બેસી રહ્યો હતો. પણ તેની હારમાં બેઠેલા બીજા લોકોને માટે રસ્તો કરી આપવા સારૂ તેને નાછૂટકે ઉઠીને ઉભા થવું પડયું. અને તેની આગળ ચાલનારાઓની પાછળ પાછળ ચાલવું પડયું. લોકોના ધક્કાથી ઠેઠ દરવાજા સુધી તે ઘસડાતો ગયો ત્યાં લગી તે આશાભેર એકેએક માણસના મોઢા સામે જોઇ વળ્યો; તેઓ બધા ખૂબ ભાવપૂર્વક ભાષણના વિષયની અને વક્તાએ દર્શાવેલા વિચારોની અંદર અંદર ચર્ચા કરતા હતા; પણ કોઇએ તેની સામે જોયું નહિ અને તેની સાથે વાત કરવા જેટલી પણ સહાનુભૂતિ બતાવી નહિ. દરવાજા આગળ પહોંચ્યો એટલે રાતની ઠંડી હવાનો એક ઝપાટો તેને લાગ્યો અને તેમ થતા વારનેજ તેણે એકાએક ઉગ્ર સંકલ્પ કરી નાખ્યો. તેણે જે ભાષણ હમણાં સાંભળ્યું તે શા વિષય ઉપર હતું, એવાં ભાષણો કરનારનો ઉદ્દેશ શો હશે વગેરે બાબતો વિષે તે કાંઇજ જાણતો ન હતો; કોનું ભાષણ સાંભળ્યું તેની પણ તેને ખબર ન હતી. તેને એમ થયું કે,

આમ ને આમ ચાલ્યો જઇશ તો આ નવી અણધારેલી ભાવનાસૃષ્ટિને વિષે તદ્દન અંધારામાંજ રહી જઇશ; માટે જતા પહેલાં મારે કોઇની સાથે તો એ વિષે વાત કરી લેવીજ જોઇએ. બીજું કાંઇ ન બની શકે તો મારે ભાષણકર્તાને તો ગમે તેમ કરીને મળી લેવુંજ જોઇએ. હું ગમે તેવો ગંદો, ચીથરેહાલ મવાલી છું તો પણ તે મને ધૂતકારી તો નહિજ કાઢે.

આવો વિચાર કરીને તે એક બાજુએ ખસી ગયો અને જ્યારે ઘણાખરા લોકો બહાર ચાલ્યા ગયા, ત્યારે તે પ્લાટફૉર્મ તરફ વળ્યો; વક્તા તો ત્યાંથી તે પહેલાં ચાલ્યો ગયો હતો, પણ પ્લાટફૉર્મની પાછળની બાજુએ એક નાનું બારણું હતું. તે ઉઘાડું હતું અને તેમાં થઇને કેટલાક લોકો જતા આવતા હતા. ચૉકી–પહેરો કરવા માટે કોઇ સ્વયંસેવક પણ ત્યાં ઉભો ન હતો. તેથી જર્ગિસ હિંમત રાખીને અંદર ઘૂસ્યો અને ચાલ્યો ચાલ્યો એક ઓરડા આગળ જઇ પહોંચ્યો. ત્યાં લોકોનું નાનું સરખું ટોળું એકઠું થયું હતું. તેમાંના કોઇએ તેના તરફ લક્ષજ આપ્યું નહિ તેથી સૌને ઠેલતો ઠેલતો આગળ વધ્યો, અને અંદર પેઠો ત્યારે એજ ઓરડાના એક ખુણામાં તેણે ભાષણકર્તાને દીઠો. તે શરીર સંકોડીને એક ખુરશી ઉપર બેઠો હતો, આંખો અધમીંચી હતી અને ચહેરો તદ્દન ફીકો થઇ ગયો હતો. મોટાં મોટાં ચશ્માંવાળો એક માણસ સૌને પાછા વાળતો હતો અને કહેતો હતો કે "જરા મહેરબાની કરીને છેટે ઉભા રહો તો કેવું સારૂં! ભાઇ થાકી ગયા છે એટલુંય તમે જોતા નથી!"

ભાષણકર્તા વિશ્રાન્તિ લઇને ટટાર થાય તેની રાહ જોતો જર્ગિસ બીજાઓના ભેગો એક બાજુએ ઉભો રહ્યો. એમ કરતાં કરતાં બીજી પાંચ દશ મિનિટ નીકળી ગઇ. વચમાં કોઇ કોઇ વાર પેલો માણસ આંખો ઉઘાડતો અને તેની નજીકમાંજ ઉભેલા એકાદ–બે જણને કાંઇક કહેતો અને વળી પાછો ચૂપ થઇ જતો. આખરે એક વાર આંખ ઉઘાડતા વારતેજ તેની દૃષ્ટિ જર્ગિસના ઉપર પડી. 'તારે મને શું પૂછવું છે?' એવો પ્રશ્ન જાણે જર્ગિસે તેની દૃષ્ટિમાં વાંચી લીધો હોય અને આની સાથે વાત કરવાની આ સારામાં સારી તક છે એવું જાણે તે સમજી ગયો હોય તેમ આવેશનો માર્યો આગળ વધ્યો અને તેની આગળ ઉભા રહીને એકદમ સડસડાટ બોલવા મંડી ગયો:

"મહાશય! હું મારી કૃતજ્ઞતા દર્શાવવાને માટે આવ્યો છું. તમારૂં ભાષણ સાંભળીને મને એટલો તો પાર વિનાનો હર્ષ થયો છે

કે તમને મળ્યા વગર, મારા દિલનો ઉંડો આભાર દર્શાવ્યા વગર એમ ને એમ ચાલ્યા જવાનું મને ઠીક ન લાગ્યું. મને—મને એ બાબત વિષે અત્યાર સુધી કશીજ ખબર ન હતી પણ એટલાથી મને—"

પેલો ચશ્માંવાળો માણસ કાંઈક કામે ચાલ્યો ગએલો તે એટલી વારમાં પાછો આવ્યો અને જર્ગિસને કહેવા લાગ્યો: "ભાઇ હમણાં એટલા બધા થાકી ગયા છે કે તેમનાથી કોઇની સાથે પણ વાતચીત થઇ શકે એમ છેજ નહિ. માટે—"

પણ વકતાએ હાથ ઉંચો કરીને તેને બોલતો અટકાવ્યો અને કહ્યું: "રાખો, રાખો, એને કાંઈક કહેવું છે." પછી તેણે જર્ગિસના મોઢા સામે જોઇને પૂછ્યું: "શું તમારે સામ્યવાદને વિષે વધારે માહિતી મેળવવાની ઇચ્છા છે?"

જર્ગિસ પ્રથમ તો ગુંચવાયો. તે તોતડાતો તોતડાતો બોલ્યો: "હું—હું—જાણે છે તે—જે સામ્યવાદ કહેવાય છે તે આજ હશે એવું હું આજ સુધી તો જાણતોજ ન હતો. એ સામ્યવાદ હોય કે ગમે તે હોય, પણ મારે તો તમે જે વિષય ઉપર આજે બોલ્યા તેને વિષે જેટલું જાણવા જેવું હોય તે બધુંજ જાણવું છે. તમારા કામમાં મારાથી થાય તેટલી મદદ કરવા હું ઉત્સુક છું. તમે જેનું વર્ણન કર્યું તે બધી અવસ્થાઓમાંથી હું પસાર થઇ ચૂક્યો છું."

"તમે રહો છો ક્યાં?" વક્તાએ પૂછ્યું.

"મારે ઘર તો છેજ નહિ અને હમણાં તો નોકરી વગરનો થયો છું." જર્ગિસે જવાબ દીધો.

"તમે પરદેશી દેખાઓ છો, ખરી વાત?"

"હાજી, લિથુઆનિયાનો છું."

પેલા માણસે જરાક વાર વિચાર કરી લીધો, પછી પોતાના મિત્રને કહ્યું: "વૉલ્ટર્સ! આને આપણે કોની પાસે જવાનું કહીશું? ઓસ્ટ્રેન્સ્કી છે તો ખરો, પણ એ પોલેન્ડવાસી છે."

"પણ તે છતાં લિથુઆનિયાની ભાષા બોલી જાણે છે" વૉલ્ટર્સ બોલ્યો.

"બહુ સારૂં, ત્યારે તમે જરાક તપાસ કરી આવોને ઓસ્ટ્રેન્સ્કી છે કે ચાલ્યો ગયો?"

પેલો માણસ ગયો અને વક્તાએ પાછું ફરીથી જર્ગિસના તરફ જોયું. તેની આંખો ઉંડી અને કીકીઓ કાળી હતી અને તેમાં કોમળતા તથા ઉંડી વેદનાનો ભાવ તરવરતો હતો. તેણે જર્ગિસને કહ્યું: "બન્ધુ ! માફ કરજો. હું ઘણોજ થાકી ગયો છું. એક મહિનો થયાં મારે રોજનું એકેકું ભાષણ આપવું પડે છે, નહિ તો હું પોતેજ તમને બધું સમજાવી દેત. પણ તે છતાં હું એવા માણસની સાથે તમારૂં ઓળખાણ કરાવી દઇશ કે જે તમને મારા જેટલી સમજણ પાડશે અને મારી ખોટ નહિ જણાવા દે."

એટલામાં તો વૉલ્ટર્સ ઓસ્ટ્રેન્સ્કીને તેડીને ત્યાં ચાલ્યો આવ્યો; કારણ કે તેને ઝાઝું છેટે જવું પડયુંજ ન હતું. ઓસ્ટ્રેન્સ્કી એ ઓરડાના બારણાની બહારની બાજુ આગળજ ઉભો હતો. તે આવ્યો એટલે આ આપણો *બન્ધુ ઓસ્ટ્રેન્સ્કી છે એવું કહીને તેનો અને જર્ગિસનો વૉલ્ટર્સે પરિચય કરાવ્યો. બન્ધુ ઓસ્ટ્રેન્સ્કી એટલો નાનકડા કદનો હતો કે જર્ગિસના ખભા લગી પણ પૂરો આવે કે ન પણ આવે. દેખાવમાં કદરૂપો, મોઢા ઉપર મોટી ઉંડી કરચલીઓવાળો, ખડબચડી ચામડીવાળો અને સહેજસાજ લંગડો પણ હતો. તેણે અંગ ઉપર લાંબો કાળો ડગલો પહેર્યો હતો, પણ તે એટલો જૂનો હતો કે તેનો કાળો રંગ ઉડી જઇને લીલો થવા આવ્યો હતો. તેની આંખો પણ નબળી હશે એવું તેણે પહેરેલાં લીલાં ચશ્માં ઉપરથી દેખાતું હતું. એકંદર રીતે તેનો આખો દેખાવજ ઘણો વિચિત્ર અને હાસ્યજનક હતો. પણ તેણે જર્ગિસની સાથે હસ્તમિલન કર્યું ત્યારે તેના સ્પર્શમાં ઉષ્મા અને સરળતા હતી અને તે લિથુઆનિયન ભાષા બોલતો હોવાથી જર્ગિસને વિશેષ પ્રિય લાગ્યો.

તેણે કહ્યું: "તમારે સામ્યવાદને વિષે જાણવાની ઇચ્છા છે? ભલે, ચાલો આપણે ફરતા જઇએ અને વાતો કરતા જઇએ."

એટલે પછી જર્ગિસે તેના મૂળ ગુરુની રજા લીધી અને ઓસ્ટ્રેન્સ્કીની સાથે ફરવા નીકળી પડયો. તેણે તેને પહેલું તો પૂછ્યું કે તમે કયાં રહો છો? કારણ કે જો તમે તમારે ઘેર જતા હો તો હું

---

*સોશ્યાલિસ્ટ સંપ્રદાયમાં નાના–મોટાના ભેદ નથી. સૌ એક–બીજાને કોમરેડ (બન્ધુ–દોસ્ત) કહીને બોલાવે છે. સોવિયટ રશિયાના પ્રમુખને પણ હરકોઈ માણસ બન્ધુ કહીનેજ બોલાવી શકે છે.

—અનુવાદક

તમારી સાથે વાતો કરતો કરતો એજ રસ્તે આવું. તેથી કરીને મારે ઘર નથી અને દુનિયામાં પગ મૂકીને ઉભા રહેવા જેટલી પણ કોઇ જગ્યા નથી, એ વાત જર્ગિસને પોતાને મોઢેથી હમણાં ને હમણાં બીજી વાર કબૂલ કરવી પડી. પછી ઓસ્ટ્રેન્સ્કીના પૂછવાથી તેણે પોતાનો બધો ઇતિહાસ સંક્ષેપમાં કહી સંભળાવ્યો. પોતે કેવા સંજોગોમાં અમેરિકાને કિનારે ઉતર્યો, કસાઇખાનાંમાં નોકરી કરતાં પોતાને અને પોતાનાં કુટુંબીઓને શું શું વીત્યું, તેના સંસારનો કેવી રીતે નાશ થઇ ગયો અને ત્યાર પછી તે કેવા કેવા સંજોગોના ધક્કા ખાઇને રવડતો થઇ ગયો, તે બધું તેણે કહી સંભળાવ્યું. આ બધું સાંભળી લીધા પછી તે નાનકડી કાયાવાળા ઓસ્ટ્રેન્સ્કીએ જર્ગિસનો હાથ પકડીને તેને પ્રેમપૂર્વક દબાવ્યો અને તે બોલી ઉઠ્યોઃ "બન્ધુ ! તું આ લોકોની ચક્કીમાં સારી રીતે દળાઇ પીસાઇને અમારે જોવો જોઇએ તેવો કેળવાઇ ચૂક્યો છે. હવે અમે તને અમારી ફોજનો સૈનિક બનાવીશું અને જંગમાં ઝૂઝવા યોગ્ય બનાવી દઇશું.

ત્યાર પછી તેણે જર્ગિસને પોતાની કૌટુંબિક મુશીબતો કહી. તેણે કહ્યું કે, હું તને ઘણી ખુશીથી મારા પોતાનાજ ઘરમાં આશ્રય આપત; પણ મારા કબજામાં ફક્ત બેજ ઓરડા છે અને વધારાનો ખાટલો તો છેજ નહિ. હું મારે પોતાને સૂવાનો ખાટલો તને આપી દેત, પણ મારી સ્ત્રી હમણાં ઘણી માંદી છે. આગળ જતાં જર્ગિસે જ્યારે કહ્યું કે, હું તમારી ઓરડીઓ આગળની ચાલીમાં પડી રહીશ ત્યારે તેણે કહ્યું કે, જો એમજ હોય તો તું મારા રસોડામાં સૂઇ રહેજે. જર્ગિસે તો ઘણી ખુશીથી રસોડામાં પડી રહેવાનું કબૂલ કર્યું; કારણ કે એટલી સગવડ પણ તેને બીજે કયાં મળવાની હતી ? ઓસ્ટ્રેન્સ્કીએ કહ્યુંઃ "આવતી કાલથી તો ગમે તેમ કરીને તારે સારૂ આથી જરાક વધારે સગવડ કરી આપીશ. અમે બનતા લગી અમારા બન્ધુને ભૂખે મરવા દેતા નથી."

ઓસ્ટ્રેન્સ્કીનું ઘર ઘીટો વિભાગમાં હતું. ત્યાં તેણે એક મકાનના ભોંયતળીઆની બે ઓરડીઓ ભાડે રાખી હતી. તેઓ ઘરમાં પેઠા એટલે તેમણે એક ધાવણા બાળકના રડવાનો અવાજ સાંભળ્યો. જે ઓરડીમાં તેની સ્ત્રી સૂઇ રહી હતી તેનું બારણું ઉઘાડું હતું તે તેણે બંધ કર્યું. તેણે કહ્યું કે, મારે ત્રણ છોકરાં તો હતાંજ અને હમણાં થોડા વખતથી પાછું ચોથું છોકરૂં થયું છે. રસોડાની સગડી આગળ તેણે બે ખુરશીઓ ગોઠવી અને તેમાંની એક ઉપર જર્ગિસને બેસા-

ડતાં તેણે કહ્યું કે, મારી સ્ત્રીની માંદગીને લીધે ઘરમાં બધું અસ્તવ્યસ્ત પડયું છે તેને માટે હું માફી ચાહું છું. ઘરમાં સંકડાશ પણ પાર વિનાની હતી. રસોડાનો અડધોઅડધ ભાગ એક બાજઠે રોકી લીધો હતો. તેના ઉપર કપડાંનો ઢગલો ખડકયો હતો. ઓસ્ટ્રેન્સ્કીએ કહ્યું કે, હું દરજીનું કામ કરીને ઘરખરચ ચલાવું છું. હું સીવવાને માટે કપડાંનાં પોટલાં બાંધી લાવું છું. હું અને મારી સ્ત્રી બેઉ જણ સીવીએ છીએ અને આ રીતે અમારો ઘરસંસાર ચલાવીએ છીએ. પણ દહાડે દહાડે અમારી તંગી વધતી જાય છે. કારણ કે એક તો મારી આંખો નબળી થતી જાય છે. મારી આંખે સમૂળગું દેખાતું બંધ થશે ત્યારે અમારી કેવી દુર્દશા થશે તેની તો હું વાતજ નથી કરતો. અમે ઘડપણને માટે કશું બચાવી શકતાં નથી—રોજના ચૌદ પંદર કલાક કામ કરીએ ત્યારે અમારો ઘરખરચ માંડ માંડ નીકળે છે. અમારૂં સીવણકામ પણ ફક્ત એકજ જાતનું છે. વળી અમને ફક્ત પાટલૂનને બખીઆ ભરવાનુંજ કામ મળે છે અને એ કામ એટલું બધું સહેલું છે કે દરેક જણ ઝટ લઇને શીખી શકે છે. આથી કરીને અમારા ધંધામાં રોજ રોજ હરિફાઈ વધતી જાય છે અને તેમ તેમ અમારૂં મહેનતાણું ઓછું થતું જાય છે. આનું નામ પગારની હરિફાઇની પ્રથા. તેણે પછી જર્ગિસને કહ્યું કે, જો તમારે સામ્યવાદનો અભ્યાસ કરવો હોય તો આ હું તમને તેનો પહેલો પાઠ ભણાવું છું તે ભણી લેજો. મજૂરોની હાલત એવી કફોડી છે કે જો તેમને રોજનું રોજ કામ મળ્યા કરે તોજ તેઓ જેમ તેમ કરીને દહાડા કાઢી શકે. આથી કરીને કામને માટે મજૂરો અંદર અંદર સ્પર્ધા કરે છે. આ સ્પર્ધાનું પરિણામ એ આવે છે કે, અમુક કામ કરનારા તમામ મજૂરોમાંથી કોઇ ઓછામાં ઓછો પગાર લઇને તે કામ કરવા તૈયાર થાય તો બાકીના બધાને પણ તેટલાજ પગારે કામ કરવાની ફરજ પડે છે. દાખલા તરીકે એક હજામ બે પૈસે હજામત કરવા તૈયાર થાય અથવા ધોબી એક પૈસે એક કપડું ધોઈ આપવા તૈયાર થાય તો તે ગામમાં થોડા વખતની અંદર બીજા બધા હજામોને તથા ધોબીઓને તેટલેજ દરે કામ કર્યા વગર છુટકોજ ન થાય. આથી કરીને મજૂરી કરીને જીવનારા લોકોને હમેશાં ગરીબાઈની સાથે યુદ્ધ કરી કરીનેજ જીવવું પડે છે. જેઓ પગારદાર નોકર છે અથવા જેની પાસે પોતાના હાથનું બળ અને આવડત સિવાય બીજી કશી મૂડી નથી તેવા બધાજ પગાર લઇને કામ કરનારાઓને માટે "સ્પર્ધા" નું આવુંજ માઠું પરિણામ આવે છે. તેઓ મૃત્યુની સામે ટકી રહેવા માટે અંદર અંદર

હરિફાઇ કરે છે, તેમ તેમ તેમના પગારના દર ઘટતા જાય છે અને તેમ તેમ સ્પર્ધા વધારે આકરી બનતી જાય છે અને પરિણામે જેમનાથી સ્પર્ધામાં નથી ટકી શકાતું તેઓ મરી પરવારે છે. તેઓ એક બીજાની સાથે "સ્પર્ધા" કરવાને બદલે "સંગઠન" કરતા હોત તો આવું પરિણામ ન આવત. જેઓ મજૂરોની ગરદન ઉપર ચઢી બેઠેલા છે અને તેમની મહેનતનું બધુંજ ફળ શોષી લે છે તેમની બાબતમાં આજ નિયમનું આથી અવળું પરિણામ નીપજે છે. એક તો એ કે, મજૂરોમાં જેમ અંદર અંદરની સ્પર્ધા તીવ્ર, તેમ મજૂરોને ગળે લગાવેલા ફાંસાને તંગ કરવાનું તેમને વધારે ફાવે છે. વળી તેઓ સંખ્યામાં થોડા, પૈસેટકે પૂરા અને બુદ્ધિવાન હોવાથી અંદર અંદર સ્પર્ધામાં ન ઉતરતાં સંગઠન કરી લે છે અને તેથી તેમનું સંખ્યાબળ થોડું હોવા છતાં તેમનાથી હજારગણા પણ અવ્યવસ્થિત મજૂર દળના ઉપર સત્તા જમાવે છે અને તેને એવી સુદૃઢ કરે છે કે, કાંઇ કરતાં તૂટેજ નહિ. આજ રીતે આખી દુનિયામાં જ્યાં જુઓ ત્યાં લોકોના બે સમુદાય બની ગએલા હોય છે અને તેમની બેઉની સ્થિતિમાં વચ્ચે અફાટ મહાસાગર જેવડું અંતર પડેલું હોય છે—એક મૂડીવાદી પૂંજીપતિઓનો સમુદાય, જેમના હાથમાં આખી દુનિયાની દોલત ઘસડાઈ આવી છે અને હજી આવ્યાજ કરે છે; અને બીજો, વર્ગની બાકીની જનતાનો, જેઓનાં તન અને મન અદૃશ્ય પણ અકાટ્ય જંજીરોથી બંધાઇ ગયાં છે, જેઓ ગુલામી દશામાંજ જન્મે છે અને ગુલામી દશામાંજ મરે છે અને જીવતા સુધી પેલા મૂડીવાદીઓનું દાસત્વ કરતા રહે છે. બેઉનું સંખ્યાબળ જોઇશું તો પહેલા વર્ગના કરતાં બીજા વર્ગમાં ઓછામાં ઓછાં એક હજારગણાં વધારે માણસો છે; પણ આ લોકો અજ્ઞાન, અવ્યવસ્થિત અને એવા પંગુ થઈ ગયા છે કે તેમની આટલી મોટી સંખ્યા તેમને બળવાન બનાવવાને બદલે ઉલટી તેમનેજ અડચણકર્તા નીવડે છે, કારણ કે ભૂખે મરતાઓની સંખ્યા જેમ વધારે, તેમ તેમનામાં કટકા રોટલાને માટે સ્પર્ધા વધારે તીવ્ર અને તેમ તેમ તેઓ આત્મરક્ષણ કરવાને અશક્ત થઇ પડે છે. જ્યાં સુધી તેઓ સંગઠિત નહિ થાય, જ્યાં સુધી તેમનામાં તેમની જાતિની અસ્મિતા જાગૃત નહિ થાય, ત્યાં સુધી તેઓ મૂડીવાદીઓની મહેરબાની ઉપર જીવશે અથવા મૂડીવાદીઓને માટેજ જીવશે. તેઓ તેમને જેવી સ્થિતિમાં રાખશે તેવી સ્થિતિમાં તેઓ તેમની કંગાલ જિંદગી પૂરી કરશે અને જીવતા સુધી તેમના માલિકોનું વૈતરું વહી મરશે.

આ લોકોનું સંગઠન કરવું કેવી રીતે? એ ઘણીજ ધીમી અને

લાંબી મુદતે પૂરી થઇ રહે એવી ક્રિયા છે. પણ એક વાર તેની શરૂઆત થઇ એટલે જેમ હીમપ્રવહન (ગ્લેશ્યર) એક વાર ગતિમાં આવ્યા પછી પોતાની મેળે મેળે ધીમું ધીમું ખસ્યાજ કરે છે અને કોટિ કાળે પણ અટકતું નથી, તેમ આ હિલચાલ પણ ઘણી ધીમી પણ સતત ગતિથી આગળ ને આગળ ધપતીજ રહે છે. દરેક સામ્યવાદી એમાં પોતાનો યથાશક્તિ ફાળો આપતોજ જાય છે અને પોતાની હયાતીમાં નહિ તો પોતાની પછીના જમાનામાં, ગમે ત્યારે એક વાર તો અરુણોદય થશેજ થશે, એવો વિશ્વાસ રાખીને જીવતા સુધી કામ કરતોજ રહે છે. અમારી દૃષ્ટિ પૂર્વ દિશામાંથી આવતા ઝાંખા રાતા પ્રકાશ ઉપરજ ઠરે છે. અમે અમારી કલ્પનાની આંખો વડે જોઇએ છીએ કે, એક દિવસ એવો આવશે કે જ્યારે ધારાસભાઓની અને રાજ્યવહીવટનાં તમામ નાનાં મોટાં પદની ચૂંટણીઓ થશે ત્યારે એકેએક બેઠક મજૂરોજ જીતી જશે અને કુલ રાજ્યસત્તા તેઓ પોતાના હાથમાં લઇ લેશે. આજ આપણો મજૂર ભાઇ ગમે તેવો દરિદ્ર છે, ગમે તેવો પદદલિત અને તિરસ્કૃત છે પણ તેની આંખ આગળ આવા ઉજમાળા ભાવિનું સોનેરી સ્વપ્ન રમી રહ્યું છે તેથી કરીને આવા દારુણ દુઃખમાં સબડતો હોવા છતાં મનથી દુઃખી નથી. તે જાણે છે કે, હું નહિ તો મારાં છોકરાં અથવા મારાં છોકરાંનાં છોકરાં એ ઉજમાળો દિવસ જોશે. સાચા સામ્યવાદીને મન અંગત સુખનો કશો અર્થજ નથી. તેનું સુખ, તેનો વિજય એટલે તેની આખી જાતિનું સુખ, આખી જાતિનો વિજય. તે જે કાંઇ ઇચ્છે છે તે પોતાની જાતને માટે નહિ, પણ આખી જાતિને માટે ઇચ્છે છે. તેનો નાનકડો ક્ષુદ્ર અહંભાવ આખી જાતિના વિરાટ્ અહંભાવની અંદર લય પામી ગયો છે. તે જે કાંઇ ઇચ્છે છે, બોલે છે અથવા આચરે છે તે સમસ્ત જાતિના કલ્યાણને અનુલક્ષીનેજ કરે છે. એકે એક સામ્યવાદીની નાડીઓમાં આખી જાતિનો પ્રાણ ધમધમી રહ્યો છે. તે એક હોવા છતાં અનેક રૂપ ધારણ કરે છે. અનેક રૂપ ધારણ કરતો છતાં એક છે. તેની વર્તમાન કાળી ઘોર અમાવાસ્યાની રાત્રિના જેવી અંધકારગ્રસ્ત દશામાં પણ તેના સંપ્રદાયની ચાલુ પ્રગતિ જોઇને તેના મનમાં આશાનો, ઉત્સાહનો, ધૈર્યનો સંચાર થાય છે; દાખલા તરીકે આ આપણા શિકાગો શહેરનીજ સ્થિતિ તપાસીએ તો ત્યાં પણ આ હિલચાલ ઝપાટાબંધ આગળ ધપતી અને દિવસે દિવસે વધારે બળવાન બનતી દેખાય છે. શિકાગો આખા દેશના ઉદ્યોગનું એક મુખ્ય કેન્દ્ર છે. મજૂરસંઘનું જેટલું જોર શિકાગોમાં છે તેટલું દેશમાં બીજા

કોઇ પણ શહેરમાં નથી. પણ તે છતાં મજૂર સંઘો વડે મજૂરોની હાલતમાં જરા જેટલો પણ સુધારો થઇ શક્યો નથી; કારણ કે જેમ એક બાજુએ મજૂરો સંગઠિત થતા જાય છે તેમ બીજી બાજુએ તેમના માલિકો પણ પોતાનો સંઘ મજબૂત કરતા જાય છે. આથી કરીને જ્યારે જ્યારે મજૂરો હડતાલ પાડે છે ત્યારે ત્યારે હમેશાં તેમની હારજ થાય છે. મજૂરોની શ્રદ્ધા તેમના મજૂરસંઘો ઉપરથી દિવસે દિવસે ઓછી થતી જાય છે. તેને પરિણામે મજૂરસંઘો તૂટતા જાય છે અને તે બધાજ સંઘોના સભાસદો સામ્યવાદી સંઘોમાં જોડાતા જાય છે.

ત્યાર પછી સામ્યવાદીઓએ પોતાના રાજનૈતિક પક્ષનું કેવી રીતે સંગઠન કરી લીધું છે અને જે રાજનૈતિક યંત્ર વડે પ્રજાનું ઘડતર ઘડાય છે તેની રચના અને કામ કરવાની રીત જર્ગિસને સમજાવી દીધી. દરેક મોટા શહેરમાં અથવા નગરમાં આપણી અકેકી સ્થાનિક સમિતિની રચના થઇ ચૂકી છે અને જે જે નાનાંનાનાં ગામોમાં તેની શાખા–પ્રશાખાઓ હજીસુધી નથી ઉઘડી ત્યાં ઉઘાડવાનો પ્રયત્ન થઈ રહ્યો છે. કોઈ પણ સ્થાનિક સમિતિના છ થી એક હજાર જેટલા સભાસદો છે. બધા મળીને એવી ચૌદસો સ્થાનિક સમિતિઓ સ્થપાઈ ચૂકી છે. એટલે એકંદરે આપણા મતના કુલ પચીસ હજાર સભ્યો નોંધાયા છે. તેઓ દરેક જણ પોતાનું માસિક લવાજમ ભરતા રહે છે અને એ લવાજમમાંથી સમિતિઓનો પ્રચારખર્ચ નીકળી જાય છે. આપણા શહેરની મુખ્ય સમિતિની બીજી નાની નાની એંશી પેટાસમિતિઓ છે અને પ્રચારકાર્યની પાછળ દર વર્ષે કેટલાક હજાર ડૉલરનો ખર્ચ થાય છે અને તેટલી રકમ સભાસદો પોતાનાં લવાજમો ભરીને સમિતિને પૂરી પાડે છે. અંગ્રેજી, જર્મન અને બોહીમિયન, એમ ત્રણ ભાષાઓમાં અકેકું સાપ્તાહિક પત્ર પ્રકટ થાય છે. બીજું એક માસિક પત્ર પણ નીકળે છે. નાનાં નાનાં પુસ્તકો, ચોપાનીઆં, હસ્તપત્રો વગેરેની પ્રસિદ્ધિને માટે સામ્યવાદી સંઘ તરફથી સહકારી ધોરણ ઉપર એક પ્રકાશનખાતું ચાલે છે. તેની મારફતે સામ્યવાદી સિદ્ધાંતો ચર્ચતાં પુસ્તકો અને પુસ્તિકાઓની મળીને દર વરસે એકંદર પંદર લાખ પ્રતો છપાય છે અને વેચાઇ જાય છે. આ બધો વિકાસ છેલ્લાં થોડાંક વરસમાંજ થયો છે—કારણ કે હું (ઓસ્ટ્રેન્સ્કી) પહેલવહેલો શિકાગો આવ્યો ત્યારે આમાંનું લગભગ કાંઇજ હતું નહિ.

ઓસ્ટ્રેન્સ્કી અસલ પોલેન્ડવાસી હતો. તેનું વય લગભગ પચાસેક વરસનું હશે. તે પહેલાં સાઇલેશિયામાં તદ્દન તિરસ્કૃત અને પદદ-

સર્વાનુમતે સ્વીકારી લીધો છે અને દુનિયાભરની સામ્યવાદની સમગ્ર હિલચાલનું આજ એક રહસ્ય છે. ચૂંટણીમાં સફળ થયા પછી જ્યારે જ્યારે કોઇ પણ સામ્યવાદી અમુક અધિકારનું પદ પ્રાપ્ત કરે છે ત્યારે મજૂરોના હિતનો કોઇ પણ કાયદો ઘડવામાં ધારાસભાના વિપક્ષી સભાસદો સાથે તેટલા કામ પૂરતો તે સહકાર કરે છે, પણ એક વાત તે હમેશાં પોતાની નજર આગળ ને નજર આગળજ રાખે છે કે, આવા નાના નાના કાયદાઓ ગમે તેવા હિતકારક હોય તોપણ આખી મજૂર આલમને દેશવ્યાપી ક્રાન્તિને માટે સજ્જ કરવાના કામની સરખામણીમાં તેમની કશીજ કિંમત નથી.

સામ્યવાદી સંઘની સ્થાપના દરેકે દરેક સુધરેલા દેશમાં થઇ ચૂકી છે. તે બધા દેશદેશના સંઘો સામાન્ય ધ્યેયરૂપી સાંકળ વડે એકબીજાની સાથે સંધાએલા છે અને બધાજ સંઘો એકજ આંતરરાષ્ટ્રીય રાજનૈતિક પક્ષ તરીકે એકબીજાની સાથે પૂરેપુરો મેળ રાખીને કામ કરે છે. આવડી મોટી વિશાળ ભૂમંડલવ્યાપી રાજનૈતિક સંસ્થા બીજી એકકે નથી. બધા મળીને એના ત્રણ કરોડ સભાસદો છે અને ચૂંટણીઓ વખતે એંશી લાખ મતદારોના સંયુકત બળથી કામ કરે છે. જાપાનમાંથી આર્જેન્ટાઇન રાજ્યના સંઘનું સૌથી પહેલું સમાચારપત્ર નીકળ્યું હતું. ધારાસભામાં સંઘના પ્રતિનિધિએ પહેલવહેલું સ્થાન મેળવ્યું હતું. ફ્રાન્સમાં તેણે એક વાર પ્રધાનમંડળની રચના કરાવી હતી. ઇટાલિ અને આસ્ટ્રેલિયામાં એ પક્ષ એક વાર એટલો બળવાન હતો કે ધારાસભામાં તેનુંજ ધાર્યું થતું અને પ્રધાનમંડળને પણ તેને એક વાર ઠપકાની દરખાસ્ત લાવીને પદભ્રષ્ટ કરી દીધું હતું. જર્મનીની ધારાસભામાં આખા રાજ્યની કુલ ત્રીજા ભાગની બેઠકો એજ પક્ષે જીતી લીધી હતી અને તેની સામે મુકાબલો કરવાને માટે રાજ્યનાં તમામ રાજનૈતિક દળોને ભેગાં થવું પડયું હતું. પણ ઓસ્ટ્રેન્સ્કીએ જર્ગિંસને એક ખરી અગત્યની વાત એ કહી કે, અમુક એક દેશમાં સામ્યવાદી પક્ષ ગમે તેટલો બળવાન હોય તોપણ તેથી તે દેશની જનતાનો વિજય થઇ શકતો નથી; કેમકે તેના પાડોશી રાજ્યોનાં સૈન્યબળ એકઠાં થઇને તેને છૂંદી મારે. સામ્યવાદી પક્ષની અથવા જનતાની ફતેહ ત્યારેજ થાય કે જ્યારે આખી દુનિયાના એકે એક દેશમાં તેનું બળ સર્વોપરિ સિદ્ધ થાય. એટલાજ માટે સામ્યવાદનું આંદોલન અમુક દેશમાં નહિ પણ આખા જગતમાં સર્વત્ર પ્રચલિત થાય એવી તજવીજ કરવામાં આવે છે. એક જગદ્વ્યાપી વિરાટ સંસ્થાને જન્મ આપવો એજ તેનું મૂળ લક્ષ્ય છે અને મનુષ્યમાત્રનું

બન્ધુત્વ અને સ્વાતંત્ર્ય સિદ્ધ કરવાં એ તેનો મૂળ ઉદ્દેશ છે. સામ્યવાદ એ એક નવીન સાર્વજનિક ધર્મ છે અથવા જૂના ધર્મોની ખામી પૂરી કરનાર ધર્મની પૂરવણી છે; કારણ કે બીજા ધર્મોએ અત્યાર સુધી જેની મોઢેથી ડાહી ડાહી વાતો કરી છે, જે સત્યને માત્ર શાસ્ત્રોનાં થોથાંઓમાંજ ભરી રાખ્યું છે પણ વ્યવહારમાં તેથી તદ્દન ઉલટું આચરણ કર્યું છે તેને સૌથી પહેલી વાર અમલમાં મૂકનાર સામ્યવાદજ છે.

જર્ગિસે પોતાના નવા મિત્રની સાથે વાતો કરવામાં અડધી રાત વીતાવી. તેનો આજનો અનુભવ તેને માટે ઘણામાં ઘણો અદ્દભુત અથવા કોઇ અતિપ્રાકૃત સૃષ્ટિના અનુભવના જેવો સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે એવો હતો. પોતાની મર્યાદાઓ જેને કદી લાગુજ ન પડતી હોય, જેની સૃષ્ટિમાં આપણી દુનિયાનાં દિશા અને કાળનાં માપ ચાલીજ ન શકતાં હોય એવી કોઇ અતિપ્રાકૃતિ સૃષ્ટિના પ્રાણીની સાથે એકાએક ભેટો થઇ જાય અને તેના અનુભવોની કથા સાંભળીને જેવા આશ્ચર્યજન્ય અદ્દભુત રસની ઉત્પત્તિ થાય તેવી આજે જર્ગિસને થઇ. ચાર ચાર વરસ સુધી તે એક રીતે ઉજ્જડ અરણ્યની અંદર આથડીઆં માર્યાંજ કરતો હતો, અને છતાં એ અરણ્યની ગૂંચવણભરેલી ઝાડીમાંથી બહાર નીકળવાનો માર્ગ તેને જડતો ન હતો અને તે અકળાઇ મરતો હતો. એ ઝાડીની બહાર વધારે સારી દુનિયા છે અને તેમાં તે દાખલ થઇ શકે છે એ વાતનું પણ તેને ભાન ન હતું. એવામાં જ્યારે તેની ઘોરતમ નિરાશાની પળ આવી લાગી અને તેને એવું થયું કે, હવે મારૂં અહીં આવીજ બન્યું, ત્યારે એકાએક ચમત્કારિક રીતે એક માણસે આવીને તેનો હાથ પકડયો, તેને ઝાડીમાંથી બહાર કાઢયો અને એક પર્વતના શિખર ઉપર બેસાડી દીધો કે જ્યાં રહ્યાં રહ્યાં તે આખી પરિસ્થિતિનું એકસામટું અવલોકન કરી શકતો હતો, પોતે કયાં કયાં ભૂલો પડેલો, કયાં કયાં અને શાં શાં કારણથી વિટંબણામાં ફસાઈ પડેલો, કયી કયી કળણમાં ગળકી ગએલો અને કયી કયી ગુફાઓમાંથી રાની પશુઓ તેને ફાડી ખાવા ધસી આવેલાં—તે બધું તે સારી રીતે જોઇ શકતો હતો. હવે તેને પેલી જૂની વાત યાદ આવી ગઇ કે હું જ્યારે પહેલવહેલો પેકિંગ્ટાઉનમાં આવેલો અને કસાઇખાનું જોવા ગએલો ત્યારે ડુક્કરને કતલ કરવાની અત્યંત નિર્દય અને ઘાતકી રીત જોઇને મારા મોઢામાંથી એવો ઉદ્દગાર નીકળી ગએલો કે, હે ભગવાન્! તેં મને ડુક્કર ન બનાવતાં માણસજ બનાવ્યો એટલું સારૂં થયું. પણ હવે આ નવીન મિત્રે તેને સમજણ પાડી દીધી કે, માંસનાં

કારખાનાંના અને એ રીતે હરકોઇ કારખાનાના માલિકને મનથી તારી જિન્દગી ડુક્કરની જિન્દગીના જેટલીજ ક્ષુદ્ર છે અથવા તારી અને તે ડુક્કરની બેઉની જિન્દગીનો માત્ર એકજ ઉદ્દેશ છે કે, તમારે તે માલિકોની કમાણીમાં ઉમેરો કરવો. તમે બેઉ જણ તેના વેપારમાં લાભ કરાવી આપવાને માટેજ પેદા થયા છો. કસાઇખાનાંના માલિકો જેમ ડુક્કરના શરીરનાં માંસ અને ચરબીનોજ માત્ર વિચાર કરે છે અને એ બે ચીજોને તેના શરીરમાંથી કાઢી લેવા જતાં તેને પીડા થશે કે નહિ તેનો વિચાર કરતાજ નથી, તેમ મજૂરોની પાસેથી તેમજ જાહેર પ્રજાની પાસેથી તેમને જે કાંઇ કાઢી લેવું છે તે કાઢી લેતી વખતે તેમને કાંઇ હાનિ થશે કે નહિ તેનો વિચાર કરવાની તેઓ તસ્દી લેતા નથી. તેમને મનથી મજૂરોનું અને તેમના વર્ગના લોકોના સિવાય બાકીની આખી માનવજાતિનું જીવતર તેમનાજ સુખમાં વૃદ્ધિ કરવાને માટેજ છે. ડુક્કરનાં શરીર ચીરતી વખતે ડુક્કરને પીડા થાય છે કે નહિ, મજૂરોની પાસે થોડામાં થોડે પગારે ઘણામાં ઘણું કામ તેમને તગેડી તગેડીને લેવાથી મજૂરોને કષ્ટ થશે કે નહિ, ઘણામાં ઘણે ભાવે ખરાબમાં ખરાબ, કચરા જેવી તેમજ આરોગ્યને હાનિકારક વસ્તુ વેચવાથી જાહેર પ્રજાના આરોગ્યને નુકસાન થશે કે નહિ તેનો વિચાર કારખાનાંના માલિકો અને માતબર વેપારીઓ કદી કરતાજ નથી. પછી "**एवं प्रवर्तितं चक्रम्**" તેમણે આવી રીતે ગતિમાં મૂકેલું આ દુષ્ટ ચક્ર આખા જગતમાં ઘૂમી વળે છે, બીજાઓને પણ તેમનીજ અધર્મયુક્ત રાક્ષસી નીતિનું પાલન કરવાની ફરજ પાડે છે અને જેઓ તેમ ન કરે તેનો એ ચક્ર બોરકૂટો કાઢી નાખે છે. આખું જગત એ એક વિરાટ્ કતલખાનું બની ગયું છે, તેમાં ડુક્કર અને બીજાં પશુઓની જગ્યાએ આખી જનતા છે અને કસાઇઓની જગ્યાએ માતબર પૂંજીપતિઓ છે. સો માણસ મરે તો ભલે મરે, પણ તેમને એક પાઇનો લાભ થતો હોય તો તે કામ થવા દેવું એ તેમની સદાની નીતિ છે. આગળ જતાં જર્ગિસે જ્યારે સામ્યવાદી સાહિત્ય વાંચવા માંડયું, ત્યારે તેને સમજાઇ ગયું કે, જેવું પેકિંગ્ટાઉનમાં તેણે જોયું હતું તેવું આખી દુનિયાના દેશેદેશમાં ચાલી રહ્યું છે, અને જગત ઉપર ઇશ્વરનું નહિ, કોઇ રાજાનું નહિ, અમુક ધર્મનું નહિ, પણ જેની રુધિરપિપાસા કદી પણ પરિતૃપ્ત ન થાય એવા એક નૃશંસ રાક્ષસનું રાજ્ય ચાલે છે. તેને હજાર હાથ, હજાર પગ અને હજાર મોઢાં છે. આખા જગતને એક છેડેથી બીજા છેડાસુધી માણસોને ભચડભચડ ચાવતો, છૂંદતો, ફલંગો મારતો ઘૂમી વળે છે.

તે મહાકસાઇ મૂડીવાદ છે. તે લોભ અને શોષણનીતિનો ષોડશકલાયુક્ત પૂર્ણતમ અવતાર છે. વેપારીઓમાં તે ચાંચીઓ છે, માલની બનાવટમાં તે દગો છે. લેવડદેવડમાં તે જૂઠ છે. આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં તે છલ છે. સંસ્કૃતિનો તે શત્રુ છે. પશુતામાં સર્વોપરિ છે. તેની ધ્વજા ઉપર અધર્મ છે. લાંચ-રુશ્વત એ તેનાં આયુધ છે. ધારાસભાઓ, પાર્લામેન્ટો, પ્રધાનમંડળો, છાપાંઓ—એ બધાં તેનાં થાણાં છે. તે કોઇ વાર સેનાપતિનું, કોઇ વાર નાણાખાતાના પ્રધાનનું, કોઇ વાર આંતરરાષ્ટ્રીય રાજદૂતનું, કોઇ વાર પત્રકારનું, કોઈ વાર જાહેર ભાષણ કરનારનું, કોઇ વાર ધર્મગુરુનું એમ જુદેજુદે પ્રસંગે જુદાંજુદાં રૂપ ધારણ કરે છે; પણ તેનું મૂળ સ્વરૂપ અવિકૃત અને અવિકલ રહે છે. તેની માયા અપાર છે, તેની માયાને જેઓ તરી ગયા છે તેઓજ તેને ઓળખી શકે છે અને તેમના ઉપરજ તેની માયાનું જાદુ લાગુ પડતું નથી. બાકીના આખા જગતને તે રમકડાની પેઠે નચાવે છે અને ઉંદરને ખાઇ જતા પહેલાં બિલાડી તેને રમાડે તેમ તે આખા જગતને રમાડે છે. શિકાગો શહેરનું અને એ રીતે દુનિયાભરનાં તમામ નગરો અને રાજ્યોનું શાસનકેન્દ્ર એ તેની એક ઉપશાખા છે; શહેરના અધિકારીઓ, માજિસ્ટ્રેટો, પોલિસ ખાતાના હોદ્દેદારો તેના હાથનાં રમકડાં છે. મજૂરો હડતાલ પાડે ત્યારે તેમના ઉપર લાઠીનો અને સંગીનોનો માર પડે છે તે એનીજ પ્રેરણાથી થાય છે. મજૂરોના આગેવાનોને ભારેમાં ભારે સજાઓ થાય છે તે પણ એજ દેવતા કરાવે છે. કોને કેટલી સજા કરવી તે પણ અદૃશ્ય રીતે અદાલતમાં આવીને માજિસ્ટ્રેટના કાનમાં કહી જાય છે અને હડતાલ પાડનારાઓ ઉપર ખોટા આક્ષેપ કેવી રીતે મૂકવા અને કાગનો વાઘ કેમ કરવો તેની યુક્તિઓ મૂડીવાદીઓનાં વાજિંત્રરૂપી છાપાંઓના લેખકોને એ દેવતાની કૃપાથીજ સ્ફૂરે છે. મ્યુનિસિપાલિટિનું કરોડો ગૅલન પાણી અને લાખો વોલ્ટ વીજળીક બળ ચોરી લેવું એ તેની એક લીલા છે. તેની બનાવટો હાનિકારક છે, એવા પોકાર ઉઠે તોપણ તેની તપાસ કરવાની કોઇની હિંમત ચાલતી નથી અને કદાચ સરકારી હેવાલોમાં તેમની વિરુદ્ધ કાંઇક લખાઇ ગયું હોય તો તેને પણ જૂઠું પાડવું એ તેને મનથી રમત છે. સરકારે ઘડેલા નુકસાનીના દાવાના કાયદાનો તે છડેચોક ભંગ કરે છે અને જ્યારે ઘણો ખૂમાટો ઉઠે છે અને બધું પોલ ખુલી જશે એવી તેને દહેશત લાગે છે ત્યારે પોતાનીજ ઑફિસને આગ લગાડી દઇને હિસાબના ચોપડા બાળી મુકાવે છે અને પોતાની કુહાડીઓના હાથાઓને દેશબહાર ભગાડી મૂકે છે. તે હજારો નાના નાના વેપારીઓને દેવાળાં

કઢાવનાર, હજારોને આપઘાત કરાવનાર, ગાંડા બનાવી દેનાર, છૂંદી પીલીને તેમનું તેલ કાઢી નાખનાર જગન્નાથનો રથ છે: કાચા માલના ભાવ ઘટાડી નાખવા અને એ રીતે ખેડૂતોને પાયમાલ કરવા એ તેનો રોજનો સ્વભાવ છે. તૈયાર માલનો ઘણામાં ઘણો ભાવ કેમ ઉપજાવવો એ એક તેની ખાસ કુશળતા છે. રેલવે કંપનીઓ, ગેસ કંપનીઓ, ઇલેક્ટ્રીક કંપનીઓ, કોલસાની ખાણો, ઘાસલેટના કૂવા, ચાંદી સોનું અને હીરાની ખાણો, અનાજ, રૂ, અફીણ, તેલીબીઆં, ચામડાં—સંક્ષેપમાં દુનિયાનાં બજારોમાં વેચાતી એકે એક ચીજનો તે સાર્વભૌમ સ્વામી છે. કયી ચીજ કેટલે ભાવે વેચવી એ તેના હાથની વાત છે. કયાં કયાં રાજ્યોની વચ્ચે યુદ્ધ કરાવવું, યુદ્ધ પૂરૂં થયા પછી સુલેહના કોલકરારોમાં કેવી કેવી શરતો લખાવી લેવી, એ શરતોનો ભંગ કેવી રીતે કરાવવો, એ બધી તેના વિરાટ સ્વરૂપની નાના પ્રકારની લીલાઓ છે.

આવી રીતે જ્યારે ઓસ્ટ્રેન્સ્કીએ મૂડીવાદરૂપી દૈત્યનો આખો વિભૂતિયોગ જર્ગિસને સમજાવ્યો ત્યારે તેણે પણ અર્જુનની પેઠે કહ્યું કે, મારો મોહ નાશ પામ્યો છે, મારી સ્મૃતિ જાગૃત થઇ છે, મારા સંશયમાત્ર છેદાઇ ગયા છે અને હૃદયની ગ્રંથિઓ ભેદાઇ ગઇ છે, માટે “**करिष्ये वचनं तव**” તમે જેમ કહેશો તેમ હું કરીશ. આવું કહીને તે સૂવા ગયો, સવાર થવા આવ્યું ત્યાં સુધી તેને ઉંઘજ ન આવી અને જ્યારે આંખ મીંચાઇ ત્યારે સ્વપ્ન આવ્યું કે, આખી દુનિયાના મજૂરોનો સંઘ બની ગયો છે અને તમામ કારખાનાં ઉપર અને દ્રવ્ય ઉત્પન્ન કરવાનાં તમામ કેન્દ્રો ઉપર તેમણે પોતાનો અધિકાર સ્થાપિત કરી દીધો છે !



# અહિંસાની વિજયકૂચ

( લેખક—એક સૈનિક )

**अहिंसायां प्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः।** ભારતવર્ષના યોગર્ષિ મહામુનિ ભગવાન પતંજલિએ અહિંસાનું રહસ્ય આ એકજ વાકયમાં આપણી આગળ ખુલ્લું કરી દીધું છે. સમસ્ત વિશ્વનું કલ્યાણ કરવાની, જગતના પતિતમાં પતિત મનુષ્યને પણ પાવન કરવાની શક્તિ અહિંસામાં રહેલી છે, એ આપણે યુગ યુગોથી જોતા આવ્યા છીએ. અહિંસાનો આશ્રય લેનાર સામાન્ય માણસ પણ અસામાન્ય બની જાય છે, તેની વાણીમાં જે તાકાત આવે છે એ તાકાત બીજા કોઇની વાણીમાં આવી શકતી નથી. અને એ વીર્યવાન અને ઓજસ્વી વાણીની કોણ અવગણના કરી શકે ? આજે પણ આપણે જોઈ શકીએ છીએ કે જગતની અંદર કોઇ શક્તિ શાસન ચલાવતી હોય તો એ અહિંસાની શક્તિ છે—પ્રેમની શક્તિ છે. જો એમ ન હોય, જગતમાં પ્રેમનું અસ્તિત્વજ ન હોય તો તો કરોડો માણસો એકબીજામાં વિશ્વાસ મૂકીને પોતાનો રોજ–બ–રોજનો વ્યવહાર શી રીતે ચલાવી શકે ? દિવસના કામને અંતે રાત્રિએ જે નિરાંતથી, નિશ્ચિંતપણે માનવી આજે સૂઈ શકે છે તે કેમ બની શકે ? જગતના નિર્બળ, દલિત અને પતિત મનુષ્યોને મદદ કરવાની સહજ ઇચ્છા, તેની સેવા કરવાની પ્રેરણા ક્યાંથી થઇ શકે ?

પણ દરેક વસ્તુમાં તાત્કાલિક લાભ જોવાને ટેવાઇ ગએલી આંખને એ શક્તિનું સાચું સ્વરૂપ દેખાતું નથી; આપણામાં રહેલી ક્ષુદ્ર વૃત્તિઓને કારણે આપણે કેટલીયે વાર મહાન સિદ્ધાંતોના નાનકડા ગજે માપીએ છીએ.

એક વખત એવો હતો જ્યારે હિંદુસ્તાનની પ્રજા હિંસાવાદના વિજયી જણાતા સ્વરૂપને જોઇને અંજાઇ ગઇ હતી. આપણા કમનસીબે દેશની સ્વતંત્રતા ખોઈ બેઠા પછી આપણો આશાદીપક બુઝાઇ ગયો—આપણે આત્મવિશ્વાસ ખોઇ બેઠા. અને ચારે બાજુ અંધકાર ફેલાઇ ગયો હોય તેમ આપણે ધુમાડામાં બાચકા ભરવા લાગ્યા. ૧૮૫૭ ના સશસ્ત્ર યુદ્ધ પછી ઘડીભર તો જાણે કે ભારતવર્ષની પ્રજાનું એક સ્વતંત્ર પ્રજા તરીકેનું અસ્તિત્વ મટી ગયું. એ યુદ્ધના આગેવાન નાનાસાહેબ, તાત્યા ટોપે અને ઝાંસીની રાણીના મૃત્યુની સાથે આપ

સ્વત્વનું પણ મૃત્યુ થયું અને રાષ્ટ્રજીવન ઉપર કેવળ નિરાશામય અંધકાર ફરી એક વાર વ્યાપી ગયો; એટલુંજ નહિ પણ એથી પરદેશી શાસનની ભીંસ પણ વધવા માંડી. હિંદુસ્તાનની નબળી પ્રજાના દેહને કચડવા બ્રિટિશ સત્તાએ તો ફરી એક વાર વધારે સખત ભરડો લીધો. લોકો અકળાવા લાગ્યા, બેચેન થવા લાગ્યા; પણ હિંદુસ્તાનની સ્થિતિ 'કમજોર ઓર ગુસ્સા બોત' ના જેવી હતી. આપણને અન્યાય કરનાર—આપણું સર્વસ્વ લૂંટી લેનાર રાજતંત્રના અમલદારવર્ગના ખૂનનો માર્ગ પ્રજાના એક વર્ગે ગ્રહણ કર્યો અને બંગાળે તેની સરદારી લીધી. પંજાબ–મહારાષ્ટ્ર એની પડખે ઉભાં રહ્યાં.

અહિંસાની દિવ્ય શક્તિનું ભાન છેલ્લાં ત્રીસ વર્ષોમાં આપણને જેટલું ગાંધીજીએ કરાવ્યું છે એટલું બીજા કોઇએ નથી કરાવ્યું. ગાંધીજીએ એ સનાતન શક્તિ ઓળખી લીધી–તેની ઉપાસના કરવા માંડી–એટલે સુધી કે તેઓ તેમાં ઓતપ્રોત બની ગયા. અને પછી તો જીવનનાં જુદાં જુદાં તમામ ક્ષેત્રમાં એના પ્રયોગો કરવા લાગ્યા. જેમ જેમ એ પ્રયોગો કરતા ગયા, તેમ તેમ એને ખાત્રી થતી ગઇ કે જગતમાં અહિંસા જ માત્ર એક શક્તિ છે, જે તમામ દુઃખોને દૂર કરી શકે, જે જગતની તમામ વિષમતાઓને મિટાવી સમતાના રાજ્યની સ્થાપના કરી શકે; જે આધિ, વ્યાધિ ને ઉપાધિનો નાશ કરી જીવનમાં શાંતિ લાવી શકે, જે ભૌતિકવાદમાં સપડાએલી પશ્ચિમની મહાપ્રજાઓને વિનાશના વંટોળમાંથી બચાવી શકે. એ સંદેશો તેમણે ભારતવર્ષની પ્રજાને અને એ દ્વારા આખી દુનિયાને આપ્યો–અખંડ અને અવિરત–નિષ્કામ જીવન જીવી બતાવીને.

બંગાળના દેહ પર લોર્ડ કર્ઝને છેદ પાડયો અને બંગાળી જુવાનોનો પિત્તો ઉછળી આવ્યો. આજે જે ગીતામાંથી આપણે અહિંસાનો, પ્રેમનો સંદેશ મેળવીએ છીએ એજ ગીતામાંથી ' જનસર્વસ્વનાં હિત માટે થોડાક જનશત્રુઓનું નિકંદન કાઢવું એમાં પાપ તો નથીજ નથી, પણ કર્તવ્ય છે' એવા અર્થો ઘટાવીને કેટલાયે નવજુવાનો કર્તવ્ય બજાવવા રણમેદાને પડયા. ખાતાં પીતાં ઊંઘતાં જાગતાં જાણે **तस्मात् युद्धयस्व भारत ।** નો આદેશ સાંભળતા હોય તેમ એ આદેશનું પાલન કરવા બ્રિટિશ અમલદારોની સામે લડાઇ લડવા નીકળી પડયા. કલેક્ટરો ને કમિશનરોનાં ખૂન થવા લાગ્યાં, તારનાં દોરડાં ને રેલ્વેના પાટાઓને ઉખેડી નાખવામાં આવ્યાં. ક્યાંક ક્યાંક મળેલા વિજયથી પોતાના માર્ગમાં એમને વધારે વિશ્વાસ બેસતો ગયો.

૧૯૦૮માં મુઝફ્ફરપુર જીલ્લામાં ખુદીરામ બોઝ નામના એક અઢાર વરસના કાચી વયના જુવાને અમલદારની ગાડી માનીને તેના ઉપર બોમ્બ ફેંક્યો, પરિણામે એ નિર્દોષ સ્ત્રીઓ ઘાયલ થઈ. ખુદીરામને ફાંસીની સજા થઇ. એ પછીના બનાવો વિષે તો હિંદુસ્તાન જાણે છે. માણિકતોલ્લા બાગમાં બારીન્દ્ર ઘોષ અને તેનું મંડળ ગિરફતાર થયું. મહારાષ્ટ્રમાં સાવરકર ભાઇઓ જેલમાં ગયા. પંજાબના કેટલાયે શીખ લોકોને ગોળીએ દેવામાં આવ્યા. સરકારને આ લોકોનો સૌથી વધારે તાપ ૧૯૧૪ માં લાગ્યો. એક બાજુ જગતનાં તમામ રાષ્ટ્રોને લપેટી લેતું વિશ્વયુદ્ધ ચોતરફ પ્રસરી રહ્યું હતું, હિંદુસ્તાનની છાતી ઉપર બેસાડેલું ગોરું લશ્કર યુરોપ–એશિયાની રણભૂમિ ઉપર પહોંચ્યું હતું એ વખતે પંજાબમાં એક જબરદસ્ત કાવત્રું રચાતું હતું. હિંદુસ્તાનના તમામ યુરોપિયન સિવિલિયનો અને બીજા અંગ્રેજોની એકજ દિવસે કતલ કરવાની તારીખ નક્કી કરવામાં આવી હતી. પરદેશથી હથિયારો આવ્યાં, રિવોલ્વરો આવી. આમ ખૂન અને લૂંટોની પરંપરા ઊભી કરવાના બધાજ પ્રયત્નો શરૂ થવા લાગ્યા. ને અચાનક એક દિવસે એ આખા કાવતરાનો ભેદ ખુલ્લો થઇ ગયો. આવી બાબતોમાં તો બ્રિટિશ સરકાર પાવરધી છે. કાવત્રાંઓ, ખૂનખાર લડાઇઓ વગેરેમાં જગતના તમામ દેશોની જે હરિફાઇ કરી શકે છે તેને એક ખોબા જેટલા બીનઅનુભવી જુવાનોને છિન્નભિન્ન કરતાં કેટલી વાર! બ્રિટિશ સરકારે ઠેરઠેર ફાંસીના માંચડા ઊભા કરી દીધા. સેંકડોની સંખ્યામાં-હિંસાવાદી જુવાનોને આંદામાનના કાળા ટાપુઓમાં આજીવન તપશ્ચર્યા કરવા મોકલી દીધા. એમાંથી બચ્યા તેઓ યુરોપ–અમેરિકા નાસી ગયા. દેશભરમાં દમનનો કોરડો વીંઝાવા લાગ્યો. પ્રજા ઉપર સામુદાયિક દંડનો બોજો નાખવામાં આવ્યો. ક્રૂરમાં ક્રૂર સત્તાને પણ ભુલાવી દે એવો ત્રાસ વરસાવીને હિન્દની પ્રજાને નિર્વીર્ય કરી નાખવાનો બ્રિટિશ સલ્તનતે નિરધાર કર્યો. આમ હિન્દની સ્વતંત્રતા મેળવવા માટે હિંસાની નિરર્થકતા સાબીત થઈ એટલુંજ નહિ પણ રાષ્ટ્રની પ્રગતિને નુકસાનકારક છે એમ પણ પૂરવાર થયું.

હિંસાવાદની દફનક્રિયા કરવા આવતા હોય તેમ બરાબર એજ અરસામાં મહાત્માજીએ હિન્દુસ્તાનની ધરતી ઉપર પગ મૂક્યો, હિન્દી જનતાની સાચી ઓળખ કરવા એ હિન્દુસ્તાનમાં ફરી વળ્યા. ખૂનનો બદલો ખૂનથી તથા શઠં પ્રતિ શાઠ્યંની નીતિનો એમણે વિરોધ જાહેર કર્યો. સમસ્ત રાષ્ટ્રદેહમાં સૂતેલા અહિંસાના આત્માને જગાડવાનું કામ તેમણે શરૂ કર્યું. તેમની અહિંસાની હૃદયપલટાની વાત

# હિન્દમાં સંયોજિત રાજતંત્ર

(લેખકઃ—પ્રો. કે. ટી. શાહ)

ઇ. સ. ૧૯૩૫ ના બંધારણ અનુસાર હિંદુસ્થાનને એકત્રિત કરવાના પ્રયોગો ચાલી રહ્યા છે. એટલે કે આજ સુધી જે બ્રિટિશ સલ્તનત નીચેના પ્રાંતો દેશી રાજ્યોથી જુદા પ્રકારનું રાજતંત્ર ભોગવતા હતા, તેને સૌને હવે એકજ સમવાયી રાજતંત્ર નીચે આણવાની પેરવી થઇ રહી છે. પરંતુ એ સમવાયી કે સંયોજિત રાજતંત્ર હિંદના ભાવિને લાભદાયક થશે કે નહિ તે વિષે અનેક જાતની શંકા હિંદના ઘણા વિચારશીલ હૃદયોમાં અહર્નિશ રહ્યા કરે છે.

આ શંકાનાં અનેક કારણો છે. પ્રથમ તો દેશી રાજ્યો અને બ્રિટિશ પ્રાંતો ઉપરથી જોનારને સર્વથા જુદીજ જાતનાં, અને પરસ્પર વિરોધી રાજતંત્ર ધરાવતાં જણાય છે. દેશી રાજ્યમાં એકહથ્થુ રાજસત્તા અને રાજાની આપખુદી છે. પ્રજામતને રાજવહીવટમાં નામનું સ્થાન પણ ભાગ્યેજ હોય છે. રાજ્યના અમલદારોની જવાબદારી કેવળ રાજાને; અને રાજાની જવાબદારી, બ્રિટિશ સરકાર આંખમીંચ કરે ત્યાં લગી, ઇશ્વર હોય તો તેને પણ નહિ. રાજસત્તા તમામ રાજાનેજ હાથ રહે છે. રાજા બધા અધિકારી નીમે; રાજાજ બધા કાયદા જાહેર કરે; રાજાજ સમગ્ર વહીવટનું કેન્દ્રસ્થાન, રાજાઓને બ્રિટીશ સામ્રાજ્યના પ્રતિનિધિનો થોડો કે ઘણો ડર રહે છે; પણ બ્રિટિશ સામ્રાજ્યનું હિત અને રાજવીઓનાં હિત ઘણે ભાગે એકજ હોવાથી, રાજવીઓની બદચાલ, અનીતિ, ઉડાઉપણાં અને બિનજવાબદારી પ્રતિ બ્રિટિશ સરકાર આંખમીંચ અહર્નિશ કર્યાજ કરે છે—જ્યાં લગી આવી બદચાલ, વ્યસનીપણાં અને અંધાધુંધીથી બ્રિટિશ હિતને નુકસાન ન પહોંચતું હોય ત્યાં લગી. રાજા ગમે તેવા નબળા કે નાલાયક હોય, રાજ્ય ગમે તેટલું નાનું હોય, પેદાશ ગમે તેટલી નાની રકમની હોય, વહીવટ ગમે તેવો અવ્યવસ્થિત હોય, તો પણ રાજાઓ પોતાને પ્રત્યેક રાજ્યની આંતરિક વ્યવસ્થા માટે સર્વશકિતમાન સમજે છે; અને બ્રિટિશ સલ્તનત આ ખ્યાલને પોતાના દેખીતાજ સ્વાર્થ ખાતર પોષણ આપે છે. એટલે રાજ્યો જ્યારે આ નવા સંયોજિત અને એકત્રિત રાજતંત્રમાં જોડાય, ત્યારે પ્રત્યેક રાજ્ય–કિંવા રાજકર્તા–એમાં એને જોડનાર ખાસ કરારનામાની રૂએ જોડાશે, અને એ સમવાયી તંત્ર, સત્તા

કે વહીવટની મર્યાદા એ કરારનામામાં લખેલી શરતો મુજબજ કરવામાં આવશે.

બ્રિટિશ પ્રાંતોમાં આ સાલથી, વસ્તુસ્થિતિ ઉપરથી જોનારને તો ઘણે અંશે પલટાયલીજ લાગે. બ્રિટિશ સામ્રાજ્યના પ્રતિનિધિને ગમે તેટલી મોટી અને વિસ્તીર્ણ સત્તા બંધારણાનુસાર આપવામાં આવી હોય, તો પણ હિંદના મુખ્ય પ્રાંતો હવે સ્વરાજ ભોગવતા કહેવાય છે. એ સ્વરાજ વસ્તુતઃ ગમે તેટલું કૃત્રિમ હોય, તો પણ તેમાં પ્રજામતને કંઇક અંશે સ્થાન અપાયું છે; પ્રજાના પ્રતિનિધિને મર્યાદિત છતાં કેટલીક સત્તા અપાઇ છે; અને એ પ્રતિનિધિઓએ સીધી કે આડકતરી રીતે નીમેલા મંત્રીઓ મારફત રાજનીતિ નિર્ણિત થાય છે, અને રાજવહીવટ ચલાવવામાં આવે છે. એકહથ્થુ રાજતંત્ર દેશી રાજ્યમાં, અને પ્રજાના પ્રતિનિધિને જવાબદાર રાજતંત્ર બ્રિટિશ પ્રાંતમાં પરસ્પર વિમુખ, બલ્કે વિરોધી પાયા પર રચાયલી વ્યક્તિઓ છે. દેશી રાજ્યોના રાજકર્તા પૈકી દરેક પોતાને માફક આવતું કરારનામું કરીનેજ સમવાય તંત્રમાં પ્રવેશશે; પણ બ્રિટિશ પ્રાંતો તો ઇ. સ. ૧૯૩૫ નો બંધારણી કાયદો પસાર થયો ત્યારથીજ સમવાય તંત્રમાં સંયુક્ત થયા છે, અને તેનાં અંગરૂપ બની રહ્યા છે. આ બે જાતની પ્રવેશવિધિ ઉભયમાં રૂઢ થયેલો દ્વૈધીભાવ અને વિરોધચિહ્ન સારી પેઠે સૂચવે છે. જ્યારે દેશી રાજ્યના તમામ રાજવહીવટની ફક્ત એકજ નેમ—રાજાને રીઝવવાની—ચોક રાખવામાં આવે છે, ત્યારે બ્રિટિશ પ્રાંતમાં પ્રજાસુખની વાતો તો જરૂર કરવામાં આવે છે, અને તે સંપાદન કરવા, સમાજરચના, દ્રવ્યવહેંચણી ઇત્યાદિમાં ન્યાયવૃત્તિ ખરેખર રીતે દાખલ કરવા માટે અનેક યોજનાઓ ઘડાય છે. સમવાય તંત્રમાં જેટલે અંશે આ દૃષ્ટિકોણ અમલમાં મેલવામાં આવશે, તેટલા પ્રમાણમાં રાજામહારાજાઓ તેથી અકળાઇ જઇ વિમુખ થશે અને તેનો વિરોધ કરશે.

સમવાયી ધારાસભાના બે વિભાગ છેઃ ઉપલામાં ૨૬૦ પ્રતિનિધ; તે પૈકી ૧૦૪ દેશી રાજાઓના, ૧૫૦ બ્રિટિશ પ્રાન્તોના અને ૬ સરસૂબાએ નીમેલા. દેખીતી રીતે બ્રિટિશ પ્રાંતોના પ્રતિનિધિની બહુમતિ છે, પણ તેમની વરણી એવી વિધિએ, એટલા સંકુચિત વર્ગ મારફત કરવાની છે, અને તેમાં પરસ્પર વિરોધી એટલા ભાગલા સંભવે છે કે દેશી રાજવીઓને પ્રતિકૂળ અને પ્રજાહિતને અનુકૂળ એકમાત્ર પગલું એ માલદારોનું મંડળ ભરે તે સંભવિત લાગતું નથી. નીચ વિભાગમાં કુલ ૩૭૫ સભ્યો; તેમાંથી ૨૫૦ બ્રિટિશ પ્રાંતના, અને